## સંપાદક-મંડલ


શ્રી. દલસુખભાઈ માલવણિયા (મુખ્ય સંપાદક)

શ્રી. પં. બેચરદાસ જીવરાજ દોશી

શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

શ્રી. બાલાભાઈ વીરચંદ દેસાઈ 'જયભિખ્ખુ'



[ આ પ્રકાશનના સર્વ હક્ક જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ-બનારસ-ને સ્વાધીન. ]



વિ. સં. ૨૦૧૩ -વીર નિ. સં. ૨૪૮૩ : ઈ. સ. ૧૯૫૭

મૂલ્ય : બે પુસ્તકોના રૂા. ૧૪-૦


## પુસ્તક-પ્રાપ્તિ-સ્થાન


(૧) જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ, P/3, B. H. U., બનારસ (ઉત્તર પ્રદેશ)

(૨) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ (ગુજરાત)

(૩) શ્રી. મુંબઈ જૈન યુવક સંઘ, ૪૫-૪૭, ધનજી સ્ટ્રીટ, મુંબઈ-૩

---

પ્રકાશક : શ્રી. દલસુખભાઈ માલવણિયા, મંત્રી, પંડિત સુખલાલજી સન્માન સમિતિ, ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ-૧.

મુદ્રક : પૃ. ૭૩૭થી ૧૨૬૪ સુધી શ્રી. મણિલાલ છગનલાલ શાહ. નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ.

બાકીના પૃ. ૧ થી પુસ્તક ૨ પૂ. ૭૩૬ સુધી શ્રી. કાંતિલાલ મ દેસાઈ, અક્ષિકા પ્રિન્ટરી, મિરજાપુર રોડ, અમદાવાદ.



# નિવેદન

પંડિત શ્રી સુખલાલજીનાં લખાણોના આ સંગ્રહ અંગે અમારે જે કંઈ કહેવાનું હતું તે અમે આ ગ્રંથના પહેલા પુસ્તકના સંપાદકીય નિવેદનમાં કહ્યું છે.

પંડિતજીનાં લખાણોને જુદા જુદા વિષયોમાં વહેંચીને આ ગ્રથમાં એના આ પ્રમાણે સાત વિભાગો કરવામાં આવ્યા છે: (૧) સમાજ અને ધર્મ, (૨) જૈનધર્મ અને દર્શન, (૩) પરિશીલન, (૪) દાર્શનિક ચિંતન, (૫) અર્ધ્ય, (૬) પ્રવાસકથા અને (૭) આત્મનિવેદન.

આ સાત વિભાગોમાંના પહેલા બે વિભાગો અને ત્રીજા–'પરિશીલન'–વિભાગના ૧૪મા લેખ સુધીના લેખો, આ ગ્રંથના પહેલા પુસ્તકમાં આપવામાં આવ્યા છે; અને બાકીના બધા લેખો તથા શબ્દસૂચી આ બીજા પુસ્તકમાં આપવામાં આવેલ છે.

અક્ષય તૃતીયા
વિ. સં. ૨૦૧૩

—સંપાદકો




## પરિશીલન (ચાલુ)


૧૫. આવશ્યકસૂત્રના કર્તા કોણ? [ 'જૈન સાહિત્ય સંશોધક' ખ. ૩, અંક ૨ ] ૭૩૭

૧૬ વિકાસનું મુખ્ય સાધન ['બુદ્ધિપ્રકાશ', નવેમ્બર-ડિસેમ્બર, ૧૯૪૯] ૭૫૪

૧૭. 'શ્રીમદ્રાજચંદ્ર'—એક સમાલોચના [ 'શ્રી. રાજચંદ્રના વિચારરત્નો'માંથી ] ૭૬૩

૧૮ શ્રીમદ્ રાજચંદ્રની આત્મોપનિષદ : [ શ્રી. રાજચંદ્રના 'આત્મસિદ્ધિશાસ્ત્ર'નુ પુરોવચન ] ૭૯૧

૧૯ સમુલ્લાસ [ શ્રી પરમાનંદ કુવરજી કાપડિયાના પુસ્તક 'સત્ય શિવ સુન્દરમ્'નુ પુરોવચન ] ૮૦૩

૨૦. ખરો કેળવણીકાર [ શ્રી નાનાભાઈ ભટ્ટની આત્મકથા 'ઘડતર અને ચણતર'નુ પુરોવચન ] ૮૧૫

૨૧. અનધિકાર ચેષ્ટા [ શ્રી જયભિખ્ખુની નવલકથા 'મત્સ્ય-ગલાગલ'ની પ્રસ્તાવના ] ૮૨૫

૨૨. ત્રિવેણીસ્નાન [ શ્રી 'દર્શક'ના પુસ્તક 'ત્રિવેણીતીર્થ'ની પ્રસ્તાવના ] ૮૪૪

૨૩. સ્મૃતિશેષ [ શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'ના પુસ્તક 'દીપમંગલ'ની પ્રસ્તાવના ] ૮૫૦

૨૪. બિંદુમાં સિંધુ [ 'સંસ્કૃતિ'. ઑગસ્ટ, ૧૯૫૨ ] ૮૫૩

૨૫. સર્વાંગીણ સંશોધન અને સમાલોચના [ ડૉ ધીરુભાઈ ઠાકરના પુસ્તક 'મણિલાલ નભુભાઈ. સાહિત્યસાધના'નો પ્રવેશક] ૮૬૦

૨૬. જીવતો અનેકાન્ત [ શ્રી મહાવીર જૈન વિદ્યાલય, રજત મહોત્સવ ગ્રંથમાંથી ] ૮૭૦

૨૭. હેતુબિન્દુનો પરિચય [ ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રકાશિત 'હેતુબિન્દુ–ટીકા'ની પ્રસ્તાવના ] ૯૮૪
૨૮. સન્મતિતર્ક અને તેનું મહત્ત્વ [ 'જૈન' રૌપ્ય મહોત્સવ અંક ] ૯૧૮
૨૯. વટબીજનો વિસ્તાર [ 'ગુજરાતના શૈક્ષણિક પ્રગતિ તથા વિકાસ : અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના પ્રયત્ન' (૧૯૫૧)ની પ્રસ્તાવના ] ૯૫૦
૩૦. ઉચ્ચ શિક્ષણની બોધભાષાનો પ્રશ્ન [ 'બુદ્ધિપ્રકાશ' : જાન્યુઆરી, ૧૯૪૯ ] ૯૫૯
૩૧. ઉચ્ચ શિક્ષણની બોધભાષા [ 'બુદ્ધિપ્રકાશ' : ઓગસ્ટ, ૧૯૪૯ ] ૯૭૧
૩૨. ઉચ્ચ શિક્ષણની બોધભાષા : એક પ્રશ્નોત્તરી [ 'સંસ્કૃતિ' : એપ્રિલ, ૧૯૫૪ ] ૯૭૮
૩૩. 'સંસ્મરણો'ની આલોચના [ શ્રી ગ. વા. માવળંકરની આત્મકથાની સમાલોચના ] ૯૮૦
૩૪. સ્ત્રી-પુરુષના બળાબળની મીમાંસા [ 'જૈનયુગ' : જ્યેષ્ઠ, ૧૯૮૫ ] ૯૮૪
૩૫. પરિવ્રાજિકાનું રોમાંચક લગ્ન અને તેના પુત્રનો બુદ્ધ સાથે સંલાપ [ 'નચિકેતા' . સપ્ટેમ્બર, ૧૯૫૪ ] ૯૯૩
૩૬. દંપતીજીવનનાં દસ્તાવેજી ચિત્રો [ 'ગૃહમાધુરી' : માર્ચ, ૧૯૫૬ ] ૧૦૦૫
૩૭ ચાયાવર : [ 'શ્રીરંગ' . એપ્રિલ, ૧૯૫૬ ] ૧૦૦૭

## દાર્શનિક ચિન્તન

૧. ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ [ 'પુરાતત્ત્વ', પુસ્તક ૧ ] ૧૦૧૩
૨. ભારતીય દર્શનોની કાળતત્ત્વ સંબંધી માન્યતા [ 'પુરાતત્ત્વ', પુસ્તક ૧ ] ૧૦૨૩
૩. પ્રામાણ્ય સ્વતઃ કે પરતઃ ? [ 'કાન્તમાલા' . ૧૯૨૪ ] ૧૦૩૨
૪. ગુજરાતી ભાષામાં દાર્શનિક તત્ત્વજ્ઞાન [ 'પ્રસ્થાન' : માઘ, ૧૯૮૫ ] ૧૦૪૨
૫. જૈન તત્ત્વજ્ઞાન [ 'પ્રબુદ્ધ જૈન' . ૧૫–૬–'૪૬ ] ૧૦૪૯
૬. સપ્તભંગી [ એક વિદ્યાર્થીને પત્ર ] ૧૦૬૨

૭. નિગોદ જાતિના જીવસમૂહ વિષયક પ્રશ્નોત્તરો
['જૈન સાહિત્ય સંશોધક' ખંડ ૩, અંક ૨] ૧૦૬૫
૮. સ્ત્રીજાતિને દૃષ્ટિવાદ અંગ ભણવાના નિષેધ પર એક વિચાર [ચોથો કર્મગ્રંથ, પરિશિષ્ટ] ૧૦૭૨
૯. જૈન ન્યાયનો ક્રમિક વિકાસ [સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ, ભાવનગરમાં વંચાયેલ અને 'જૈન સાહિત્ય સંબંધી લેખોનો સંગ્રહ' (જૈ. ધ. પ્ર સ. ભાવનગર)માં પ્રકાશિત] ૧૦૭૭
૧૦. 'સંસાર અને ધર્મ'નું અનુશીલન [શ્રી. કિ. ઘ. મશરૂવાળાના પુસ્તક 'સંસાર અને ધર્મનું અનુશીલન] ૧૦૯૦
૧૧. સાંપ્રદાયિકતા અને તેના પુરાવાઓનું દિગ્દર્શન
['પુરાતત્ત્વ' પુસ્તક ૪-૫] ૧૧૦૬
૧૨. કથાપદ્ધતિનું સ્વરૂપ અને તેના સાહિત્યનું દિગ્દર્શન
['પુરાતત્ત્વ' પુસ્તક ૩] ૧૧૯૬

## અર્ધ્ય

૧. કરુણા અને પ્રજ્ઞામૂર્તિનું મહાપ્રસ્થાન ['સંસ્કૃતિ': માર્ચ, ૧૯૪૮] ૩
૨ અંતે આશ્વાસન કોનાથી મળે છે? ['સંસ્કૃતિ' માર્ચ, ૧૯૪૮] ૭
૩. ગાંધીજીનો જીવનધર્મ ['જન્મભૂમિ' વિશેષાંક] ૧૦
૪. બન્ને કલ્યાણકારી: જીવન અને મૃત્યુ ['પ્રબુદ્ધ જૈન': ૧ માર્ચ, ૧૯૪૮] ૨૦
૫. વિભૂતિ વિનોબા ['ભૂમિપુત્ર': ૧૫ સપ્ટેમ્બર, ૧૯૫૪] ૩૨
૬. આજનો યથાર્થ માર્ગ: ભૂદાન ['પ્રસ્થાન': કારતક, ૨૦૧૩] ૩૯
૭. ક્રાન્તપ્રજ્ઞ શ્રી કિશોરલાલભાઈ ['બુદ્ધિપ્રકાશ': જાન્યુઆરી, ૧૯૫૦] ૪૩
૮. સર્વમિત્ર ગૃહસ્થ-સંત ['બુદ્ધિપ્રકાશ': સપ્ટેમ્બર, ૧૯૫૨] ૫૬
૯. બ્રાહ્મણ-શ્રમણ ધ્રુવજી ['આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથ'માંથી] ૬૦
૧૦. સ્વ. કોશાંબીજીનાં પ્રેરણાદાયી સ્મરણો ['પ્રબુદ્ધ જૈન': ૧૫ જુલાઈ, ૧૯૪૭] ૬૭

૧૧. શાંતિદેવાચાર્ય અને અધ્યાપક કોશાંબીજી
['બોધિચર્યાવતાર'નું પુરોવચન] ૮૪
૧૨. આચાર્ય શ્રી આત્મારામજી [સં. ૧૯૮૫માં શ્રી. મહાવીર જૈન વિદ્યાલયમાં આત્મારામજીની જયંતી પ્રસંગે આપેલ વ્યાખ્યાન] ૯૪
૧૩. આચાર્ય જિનવિજયજી ['પ્રસ્થાન' : જ્યેષ્ઠ, ૧૯૮૪] ૯૮
૧૪. સ્મૃતિશેષ દાદા ['બુદ્ધિપ્રકાશ' : માર્ચ, ૧૯૫૬] ૧૦૫
૧૫. પરિચય થોડો પણ છાપ ઘણી ઊંડી [શ્રી. ઝવેરચંદ મેઘાણી સ્મૃતિગ્રંથ 'સોનો લાડકવાયો'માંથી] ૧૧૨
૧૬. આવો ને આટલો આઘાત કેમ? ['પ્રબુદ્ધ જૈન' : ૧૫ ફેબ્રુઆરી, ૧૯૪૭] ૧૧૮
૧૭. સ્મૃતિપટ ['શ્રી જૈન ધર્મ પ્રકાશ' : વૈશાખ, ૨૦૦૭] ૧૨૪
૧૮. સૌમાં વૃદ્ધ પણ સૌથી જુવાન ['પ્રબુદ્ધ જૈન': ૧ ઓગસ્ટ, ૧૯૫૨] ૧૩૦
૧૯. ત્રણ સ્મરણો ['પ્રસ્થાન' : જ્યેષ્ઠ, ૧૯૮૩] ૧૩૩
૨૦. કેટલાંક સંસ્મરણો ['પ્રબુદ્ધ જૈન': ૧૫ ફેબ્રુઆરી, ૧૯૪૬] ૧૩૫
૨૧. અંજલિ ['જૈન' : ૨૧ જુલાઈ, ૧૯૫૬] ૧૪૪
૨૨. એક બીજા મિત્રો ['પ્રસ્થાન': ફાગણ, ૧૯૯૨] ૧૫૫
૨૩. સ્વ. લાડુબહેનની જીવનરેખા ['પાલણપુર પત્રિકા': ૧૯૨૬] ૧૫૮
૨૪. તેજોમૂર્તિ ભગિની ['અપંગની પ્રતિભા'માં 'બે શબ્દ'] ૧૬૩
૨૫. બાબુ દયાલચંદજીનાં કેટલાંક સંસ્મરણો ['જૈન': તા. ૧૧-૨-૧૯૫૬] ૧૭૧
૨૬. તેજસ્વી તારક આચાર્ય શ્રી નરેન્દ્રદેવજી ['જૈન': તા ૨૫-૨-૧૯૫૬] ૧૭૮
૨૭. શાસ્ત્રોદ્ધારક સ્વ. મુનિશ્રી ચતુરવિજયજી ['પ્રબુદ્ધ જૈન': તા. ૩૧-૧૨-૧૯૩૯] ૧૮૨

## પ્રવાસકથા

૧. મંગળયાત્રા ['પ્રબુદ્ધ જીવન' : તા. ૧૫-૯-૧૯૫૩] ૧૮૯
૨. શાંતિનિકેતન ['પ્રસ્થાન' : વૈશાખ, ૧૯૮૪] ૧૯૩
૩. મારો પંજાબનો પ્રવાસ ['પ્રસ્થાન' પુ. ૨, અંક ૪-૫; પુ. ૩, અં. ૧-૨.] ૨૦૧

૪. પ્રવાસના કેટલાક અનુભવો [ 'પ્રસ્થાન' પુ. ૫, અં. ૬ ] ૨૨૬
૫. અમારો પ્રવાસ [ 'જૈનયુગ' પુ ૩, અં ૫ ] ૨૩૩

## આત્મનિવેદન

૧ અભ્યાસદશાનાં કેટલાંક સ્મરણો [ 'સાબારમતી' દ્વિમાસિક : પુ ૭, અંક ૫-૬, વસંત-ગ્રીષ્મ, વિ સં. ૧૯૮૫ ] ૨૪૭
૨. મારા જીવનમાં 'પ્રકાશ'નું સ્થાન : [ 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' સુવર્ણમહોત્સવ અંક, વિ સં ૧૯૯૧ ] ૨૬૩
૩ મને કયા આદર્શે કાશીમાં બાંધ્યો ? [ 'જૈન' : ૧૦ જાન્યુઆરી, ૧૯૩૩ ] ૨૬૮
૪. સુવર્ણચન્દ્રક સમારંભ પ્રસંગે [ 'સમયધર્મ,' વર્ષ ૧૬, અંક ૨૦-૨૧-૨૨, વિ સં. ૨૦૦૩ ] ૨૭૨
૫. સજીવ ચિત્ર [ શ્રી દલસુખભાઈ માલવણિયા ઉપર તા. ૫-૩-'૪૯ના રોજ લખેલ પત્રમાંથી ] ૨૮૬
૬. જીવનવાર્તા લખવામાં સંકોચ કેમ ? [ શ્રી. દલસુખભાઈ માલવણિયા ઉપર તા ૧૩-૧૨-'૫૦ના રોજ લખેલ પત્રમાંથી] ૨૮૭
૭ મારું વિદ્યાધ્યયન : [ 'પ્રબુદ્ધ જીવન'. ૧ નવેમ્બર, ૧૯૫૪ ] ૨૮૯
શબ્દસૂચી



# આવશ્યકસૂત્રના કર્તા કોણ?

## [ ૧૫ ]

૭ વર્ષ પહેલાં આત્માનંદ જૈન પુસ્તક મંડલ, આગ્રા તરફથી ‘ હિન્દી પંચપ્રતિક્રમણ ’ પ્રસિદ્ધ થયેલું. તેની બે હજાર પ્રતો કાઢવામાં આવેલી અને તે કલકત્તાવાળા બાબુ ડાલચંદજી સિંઘી તરફથી ભેટરૂપે વહેંચવામાં આવેલી. તે નકલો જોતજોતામાં ખલાસ થઈ ગઈ. પાછળથી કિંમત આપીને પુસ્તક મેળવવાની હજારો માગણીઓ આવી, અને કોઈ ઉદાર ગૃહસ્થે તો પોતાના ખર્ચે ફરી તેવી આવૃત્તિ તૈયાર કરી છપાવી ભેટ આપવા માટે અમુક મોટી રકમ ખર્ચવાની પણ સ્પષ્ટ ઇચ્છા દર્શાવી; તેમ જ એ આવૃત્તિનાં બે અનુકરણો પણ થયાં: (૧) હિન્દીમાં જ ખરતર ગચ્છના પ્રતિક્રમણ રૂપે, અને (૨) ગૂજરાતીમાં આત્માનંદ સભા તરફથી. લોકોની અધિક માગણી અને થયેલાં અનુકરણો એ સામાન્ય રીતે કોઈ પણ સંસ્કરણની લોકપ્રિયતા અગર વિશેષતાના સૂચક મનાય છે; પરંતુ એ બન્ને બાબતો હોવા છતાં હું એ દૃષ્ટિએ એ આવૃત્તિને સફળ માનવા લલચાયો નથી. સફળતાની મારી કસોટી તો મારો આત્મસંતોષ છે. ગમે તેટલી માગણીઓ આવી અને અનુકરણો પણ થયાં, છતાં એ આવૃત્તિથી મને પૂર્ણ સંતોષ થયો જ છે એમ નથી; તેથી મારી કસોટીએ એ આવૃત્તિની સફળતા અધૂરી જ છે. તેમ છતાં એ આવૃત્તિમાંથી મને જે થોડોઘણો આશ્વાસ મળે છે તે એટલા સારુ કે મેં તે વખતે તે આવૃત્તિ માટે મારાથી જે શક્ય હતું તે કરવામાં લેશ પણ ઉપેક્ષા કરી ન હતી. તે આવૃત્તિમાં મેં કેટલીક નવીનતાઓ દાખલ કરી છે. તેમાંની એક નવીનતા તો જૈન સમાજ માટે એ છે કે અત્યાર સુધીમાં આવશ્યક જેવા મનાતા વિષય તથા તે વિષયના સાહિત્ય ઉપર શાસ્ત્રભાષામાં કે લોકભાષામાં નવીન દૃષ્ટિએ કશુંયે લખાયું નહોતું તેના શ્રીગણેશ થયા, અને પ્રસ્તાવના દ્વારા એ દિશામાં વિચાર કરવાની પહેલ કરી.

પ્રતિપાદક શૈલીએ આવશ્યકનાં મૂલ તત્ત્વો સમજાવવાં અને ઐતિહાસિક દૃષ્ટિએ આવશ્યકસૂત્રોના સમયનો તેમ જ કર્તાનો વિચાર કરવો, તેમ જ વળી હમણાં હમણાં વિદ્વન્માન્ય થયેલી તુલનાત્મક પદ્ધતિએ આવશ્યકગત વિચારો અને તેનાં પ્રતિપાદક સૂત્રોનું જૈનેતર સંપ્રદાયોના નિત્યકર્મ સાથે તોલન કરવું એ હિન્દી પ્રસ્તાવના લખતી વખતે મારી પ્રવૃત્તિનું

ધ્યેય હતું. તે વખતે મેં તે માટે જ શ્રમ પણ પુષ્કળ કરેલો. તેમ છતાં પણ તેમાં આપવાના ઘણા મુદ્દાઓ અને બીજી ઘણી વિગતો મારી માંદગી અને બીજા કારણસર રહી જ ગઈ. તેને બીજી આવૃત્તિમાં દાખલ કરું અને પ્રથમની આવૃત્તિની ત્રુટિઓનું સંશોધન કરું તે પહેલાં જ હું એક બીજા જ, માથું ઊચું ન કરી શકાય એવા, કાર્યભાર નીચે દબાયો.

દરમિયાન હિન્દી પ્રસ્તાવના વાંચનાર કેટલાક એ તરફ આકર્ષાયા અને કેટલાકનો તે પ્રસ્તાવના માંહેના અમુક મુદ્દાઓ સાથે વિરોધ પણ જણાવા લાગ્યો. જોકે મદભેદ નહિ ધરાવનાર અવિરોધીઓની સંખ્યા મોટી હતી અને હજી પણ છે, તોપણ મતભેદ ધરાવનાર ટીકાકારોની નાની સંખ્યા તરફ જ મારું ધ્યાન આદરપૂર્વક ગયેલું. મેં જે વિચાર્યું છે અને જે લખ્યું છે તે જ સત્ય છે, તેમાં કશું જ પરિવર્તન કરવા જેવું ન હોઈ શકે, એવો દાવો તો હું ત્યારે જ કરી શકું કે જો મને સાતિશય જ્ઞાન કે દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થયાનું અભિમાન હોય. એ પ્રસ્તાવના લખતી વખતના કેટલાક મુદ્દાઓ સંબંધમાં મારા જે વિચારો હતા તેમાં આજે થોડું પરિવર્તન પણ થયું છે અને તે જ બાબતો જો અત્યારે મારે લખવાની હોય તો તે હું બીજી જ રીતે લખું એમ મને લાગ્યા જ કરે છે; તેમ છતાં આવશ્યકસૂત્રના કર્તા વિશેનો મારો વિચાર હજી બદલાયો નથી, એ મારે સ્પષ્ટપણે જણાવી દેવું જોઈએ.

પ્રસ્તાવનામાં કરાયેલા આવશ્યકક્રિયાના સમર્થન સામે તો કોઈ પણ રૂઢિગામી સાંપ્રદાયિક સાધુ કે ગૃહસ્થનો લેશ પણ વિરોધ કે મતભેદ ન હોય એ દેખીતું છે. એવા લોકો માટે તો મતભેદ કે વિરોધના વિષય માત્ર બે છે: (૧) આવશ્યકસૂત્રના કર્તા વિશેનો મારો મત, અને (૨) જૈન આવશ્યક-ક્રિયાની જૈનેતર નિત્યકર્મ સાથે સરખાવવાની મારી પદ્ધતિ.

બીજા મુદ્દાના બચાવ ખાતર મારે ટીકાકારોને એટલું જ કહેવું જોઈએ કે આજે જે તુલનાત્મક પદ્ધતિએ અભ્યાસ શરૂ થયો છે અને લગભગ સાર્વત્રિક થતો જાય છે તેથી ડરવાને કશું જ કારણ નથી. જો આપણી વસ્તુ સર્વોત્તમ હોય તો તુલનામાં તે બતાવી શકાય, અને જો તેવી સર્વોત્તમ વસ્તુને એક અભ્યાસી બરાબર સરખામણી કરી તેની સર્વોત્તમતા સાબિત ન કરી શકે તો તે કાર્ય કોઈ બીજો કરે, પરન્તુ જ્યાં સુધી સરખામણીમાં કોઈ પણ વસ્તુને ઉતારવામાં ન આવે ત્યાં સુધી તેની સર્વોત્તમતા એ તો માત્ર પોતાની માની લીધેલી સર્વોત્તમતા જેવી જ માત્ર છે. અને વળી આપણી પ્રાચીન પ્રથામાં પણ સરખામણીને અવકાશ ક્યાં ઓછો છે? જ્યારે સાધુઓ વ્યાખ્યાન વાંચે છે ત્યારે જાણ્યે-અજાણ્યે પણ પોતાના

ધર્મતત્ત્વોનું બીજાનાં ધર્મતત્ત્વો સાથે યથાશક્તિ તોલન કરે જ છે. અલબત્ત, એ ખરું છે કે પ્રાચીન પ્રથા અનુસારી તોલનનો ઉદ્દેશ ગમે તે રીતે પોતાની વસ્તુને શ્રેષ્ઠ અને બીજાની વસ્તુને કનિષ્ઠ બતાવવાનો હોય છે, ત્યારે આ આધુનિક પ્રથામાં એ એકાંગીપણું કાંઈક દૂર થયેલું જોવામાં આવે છે. આચાર્ય શ્રી. હરિભદ્રજી અને ઉપાધ્યાય શ્રી. યશોવિજયજીની કૃતિઓમાંથી એવા સંખ્યાબંધ વિચારો તારવી શકાય એમ છે કે જે માત્ર તટસ્થ તુલનાત્મક દૃષ્ટિએ કરાયેલા છે. વળી, આપણે પ્રાચીન કાળમાં થયેલું એ જ બધું ક્યાં કરીએ છીએ? ઘણુંયે જૂનું છોડીએ છીએ અને નવું સ્વીકારીએ છીએ. જો તુલનાત્મક પદ્ધતિ સર્વગ્રાહ્ય થતી જતી હોય તો તે દૃષ્ટિએ આવશ્યકક્રિયાનું તોલન કરવામાં હું તેનું મહત્ત્વ જોઉં છું. સમભાવ એ મુખ્ય જૈનત્વ છે. તેનો આવિર્ભાવ માત્ર કુળ–જૈન કે રૂઢ–જૈનમાં જ હોય અને અન્યત્ર ન હોય એમ તો જૈન શાસ્ત્ર કહેતું જ નથી. જૈન શાસ્ત્ર ઉદાર અને સત્યગ્રાહી છે, તેથી તે જાતિ, દેશ, કાળ કે રૂઢિનું બન્ધન ન ગણકારતાં જ્યાં જેવું તત્ત્વ સંભવે ત્યાં તેવું જ વર્ણવે છે. આ કારણથી જૈન આવશ્યકક્રિયાની જૈનેતર નિત્ય કર્મ કે સન્ધ્યા આદિ સાથે તુલના કરવામાં જે બીજાઓ દૂષણ માને છે તેને હું ભૂષણ માનું છું, અને આ વાતને વધારે તો સમય જ સિદ્ધ કરશે.

પહેલા મતભેદનો વિષય કર્તાના સમયનો છે. ઉપલબ્ધ સંપૂર્ણ આવશ્યકસૂત્ર ગણધરકૃત નહિ, પણ અન્ય કોઈ સ્થવિરકૃત છે એવા મારા વિચારનું તાત્પર્ય જો કોઈ ટીકાકાર એવું કાઢતા હોય કે આ વિચાર આવશ્યકની પ્રાચીનતા વિષયક લોકશ્રદ્ધાનો લોપ કરે છે અને તે દ્વારા આવશ્યકક્રિયાની મહત્તા ઘટાડી અન્તે તેના હ્રાસમાં નિમિત્ત થાય છે, તો ખરેખર તે ટીકાકારો મારા કરતાં સત્યને જ વધારે અન્યાય કરશે. હું સંપૂર્ણ મૂળ આવશ્યકને ગણધરકૃત નથી માનતો, પણ તેના કર્તા સ્થવિરોને લગભગ ગણધર સમકાલીન અગર લગભગ તેટલા જ પ્રાચીન માનું છું, અને તેથી આવશ્યકસૂત્રની પ્રાચીનતા જરાયે લુપ્ત થતી નથી. કદાચ કોઈ અંશમાં પ્રાચીનતા વિશે જો લોકવિશ્વાસ ઓછો થાય તો તેથી ડરવાનું શું? જો વસ્તુ સારી અને શ્રેષ્ઠ ન હોય તો તેને કેવળ પ્રાચીનતાનો પોષાક પહેરાવી જગતમાં કોઈ પણ વિશેષ પ્રતિષ્ઠિત નહિ કરી શકે. તેથી ઊલટું, જે વસ્તુ સારી છે અને જે સત્ય છે તેના પર પ્રાચીનતાનો પોષાક નહિ હોય તો-પણ તે પ્રતિષ્ઠિત જ થવાની, અને કાળક્રમે તે જ વસ્તુ પ્રાચીન બનવાની. પરન્તુ આ પ્રલોભક તર્કજાળમાત્રથી હું કોઈને મારા વિચાર તરફ આકર્ષવા નથી ઈચ્છતો. પ્રસ્તાવના પ્રસિદ્ધ થયે આટલાં વર્ષ વ્યતીત થયાં. તે દરમિયાન

આવશ્યકસૂત્રના કર્તા સંબંધી મુદ્દાઓને અંગે મેં પોતે પણ વિચાર કર્યો છે, અન્ય વિદ્વાન મિત્રો સાથે પણ નિષ્પક્ષપાત ચર્ચા કરી છે અને મતભેદ ધરાવનાર ટીકાકારનાં પ્રમાણો પર પણ જિજ્ઞાસાપૂર્વક વિચાર કર્યો છે; ગ્રંથનો પૂર્વાપર સંબંધ પણ વિચાર્યો છે અને તેમ છતાં મને મારો અભિપ્રાય બદલવાને કારણ મળ્યું નથી.

આથી ઊલટું, મતભેદ ધરાવનાર ટીકાકારોએ જે પ્રમાણો ટાંક્યાં છે તેમાં પણ મને તો મારા વિચારનું પોષણ થતું સ્પષ્ટ લાગે છે અને ક્વચિત્ તેમ નથી દેખાતું તોપણ તેવાં પ્રમાણો મારા અભિપ્રાયનો સ્પષ્ટ રીતે બાધ કરતાં તો જણાતાં નથી જ. તે ઉપરાન્ત કેટલાંક એવાં પ્રમાણો મને નવાં મળ્યાં છે કે જે મારા વિચારના સ્પષ્ટ સાધક છે અને સામા પક્ષના વિચારને બાધક છે. હું આ સ્થળે એ બધા પ્રમાણોને ટૂંકમાં આપી તે તરફ વિચારકોનુ ધ્યાન ખેંચું છુ કે જો હવે પછી કોઈ આ વિષય ઉપર સમભાવ અને સહનશીલતાપૂર્વક વિશેષ વિચાર કરશે અને પોતાના પક્ષનાં સાધક પ્રમાણોને સ્પષ્ટ રીતે મૂકશે તો હું તેના પર સાચી જિજ્ઞાસાબુદ્ધિએ જરૂર વિચાર કરીશ અને તેમાંથી તથ્ય જડશે તો સ્વમત કરતા તેની જ કિંમત વધારે આંકીશ.

સંપૂર્ણ આવશ્યકશ્રુતસ્કન્ધ એ ગણધરકૃત નથી. પણ ગણધરભિન્ન અન્ય પ્રાચીન અને પ્રતિષ્ઠિત શ્રુતસ્થવિરકૃત છે, એવો મારો અભિપ્રાય જે પ્રમાણોને આધારે મેં પ્રકટ કર્યો છે તે પ્રમાણો નીચે પ્રમાણે છે—

(૧) વાચક શ્રી ઉમાસ્વાતિજી પોતાના તત્વાર્થસૂત્ર–ભાષ્યમાં શ્રુતના અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એ બે ભેદનું વર્ણન આપતાં અંગબાહ્યના અનેક પ્રકારો બતાવે છે, તેમાં તેઓએ ‘સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વન્દન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન—એ ૭ આવશ્યકનાં અધ્યયનોને અંગબાહ્ય તરીકે ગણાવ્યા છે ભાષ્યનો પાઠ આ પ્રમાણે છે:

अङ्गबाह्यमनेकविधम् । तद्यथा—सामायिकं, चतुर्विंशतिस्तवः, वन्दनं, प्रतिक्रमणं, कायव्युत्सर्गः, प्रत्याख्यान, दशवैकालि[illegible], [illegible]ध्यायाः, दशाः, कल्पव्यवहारौ, निशीथमृषिभाषितानीत्येवमादि ।

—दे० ला० पु० प्रकाशित तत्त्वार्थभाष्य, पृ० ९०

ત્યાર બાદ તેઓશ્રી પોતે જ અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એ બન્ને પ્રકારના શ્રુતની ભિન્નતાના કારણ વિશે પ્રશ્ન ઉઠાવી કહે છે કે જે તીર્થંકર ભગવાનના ઉપદેશને આધારે તેઓના સાક્ષાત્ શિષ્ય ગણધરોએ રચ્યું તે અંગપ્રવિષ્ટ અને જે

ગણધર-અનન્તરજ [illegible] અર્થાત્ ગણધર પછીના પરમ મેધાવી આચાર્યોએ રચ્યું તે અંગબાહ્ય. આ વિભાગના ભાષ્યનો પાઠ આ પ્રમાણે છે:

अत्र श्रुतज्ञानं द्विविधमनेकद्वादशविधमिति किं कृतः प्रतिविशेष इति?

वक्तृविशेषाद् द्वैविध्यम्। यद् भगवद्भिः सर्वज्ञैः सर्वदर्शिभिः परम-र्षिभिरर्हद्भिस्तत्स्वाभाव्यात् परमशुभस्य च प्रवचनप्रतिष्ठापनफलस्य तीर्थकरनाम-कर्मणोऽनुभावादुक्तं भगवच्छिष्यैरतिशयवद्भिरुत्तमातिशयवाग्बुद्धिसम्पन्नैर्गणधरैर्दृब्धं तदङ्गप्रविष्टम्। गणधरानन्तर्यादिभिस्त्वत्यन्तविशुद्धागमैः परमप्रकृष्टवाङ्मतिबुद्धि-शक्तिभिराचार्यैः कालसंहननायुर्दोषादल्पशक्तीनां शिष्याणामनुग्रहाय यत् प्रोक्तं तदङ्गबाह्यमिति॥

—ते ज तत्त्वार्थभाष्य, पृ. ९१–९२

વાચકશ્રીનો આ ઉલ્લેખ બીજા બધા ઉલ્લેખો કરતાં વધારે પ્રાચીન અને મહત્ત્વનો છે. અન્ય પ્રમાણોનું બળાબળ તપાસતી વખતે પણ એટલું તો ધ્યાનમાં રાખવું જ જોઈએ કે વાચકશ્રી પોતે જો આવશ્યકને ગણધરકૃત માનતા હોત અગર ગણધર તથા અન્ય સ્થવિર એમ ઉભયકૃત માનતા હોત તો તેઓ માત્ર 'गणधरपश्चाद्भावी' વગેરે આચાર્યકૃત કહી કહેત નહિ. અંગ-બાહ્યમાં ગણાતા આવશ્યક, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન આદિ સૂત્રોના કર્તા સંબંધી બીજા બધા કરતાં તેઓશ્રીને જ વધારે સ્પષ્ટ માહિતી હોવાનો સંભવ છે; કેમ કે (૧) તેઓશ્રી આગમના ખાસ અભ્યાસી હતા, (૨) તેઓશ્રી અને ભગવાન મહાવીર વચ્ચે બહુ લાંબું અન્તર નહિ, અને (૩) જૈન પરંપરામાં તે વખતે જૈન શાસ્ત્રના કર્તા સંબંધી જે માન્યતા ચાલી આવતી તેથી જરા પણ આડુંઅવળું લખવાને તેમને કશું જ કારણ સંભવતું નથી. આ કારણોથી વાચકશ્રીનો જરા પણ સંદેહ વિનાનો ઉલ્લેખ મને મારો અભિ-પ્રાય બાંધવામાં પ્રથમ નિમિત્તભૂત થયો છે.

(૨) વાચકશ્રીના ઉપર ટાંકેલ ભાષ્ય ઉપર શ્રીસિદ્ધસેન ગણિની મોટી ટીકા છે, જે હજાર કરતાં વધારે વર્ષ જેટલી જૂની તો છે જ. તે ટીકા પહેલાં પણ તત્ત્વાર્થભાષ્ય પર બીજી ટીકાઓ હતી; તેનાં પ્રમાણો મળે છે. પ્રાચીન ટીકાઓને આધારે જ ઉક્ત ભાષ્યની વ્યાખ્યા તેઓશ્રીએ કરેલી હોવી જોઈએ. જો પ્રાચીન ટીકાઓ કરતાં તેમનો મત જુદો હોત તો જેમ તત્ત્વાર્થભાષ્યનાં અનેક સ્થળોમાં પ્રાચીન મત બતાવી પછી પોતાનો મતભેદ બતાવે છે તેમ પ્રસ્તુત ભાષ્યની ટીકામાં પણ તેઓ પ્રાચીન ટીકાકારોનો મતભેદ ટાંકત; પણ તેઓએ તેમ કર્યું નથી. તે ઉપરથી એ તો સ્પષ્ટ છે કે શ્રીસિદ્ધસેન

ગણિને પ્રસ્તુત ભાષ્ય ઉપરની પ્રાચીન ટીકાઓમાં પોતે વ્યાખ્યા કરવા ધારે છે તે કરતાં કાંઈ પણ મતભેદવાળું જણાયેલું નહિ. આજ કારણથી શ્રીસિદ્ધસેન ગણિનું પ્રસ્તુત ભાષ્યનું વિવેચન એ એમના વખત સુધીની અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યના ભેદ સંબંધી ચાલતી જૈન પરંપરાનું સ્પષ્ટ નિર્દેશક છે, એમ કબૂલ કર્યા વિના ચાલતું નથી. શ્રી. સિદ્ધસેન ગણિ ભાષ્યગત ' સામાયિક... પ્રત્યાખ્યાન ' આદિ શબ્દોનો અર્થ સ્પષ્ટ રીતે ' સામાયિક અધ્યયન...પ્રત્યાખ્યાન અધ્યયન' એ પ્રમાણે જ કરે છે; અને 'गणधरानन्तर्यादिभिः' એ પદનો અર્થ સ્પષ્ટપણે ગણધરશિષ્ય જંબૂ, પ્રભવ વગેરે એટલો જ કરે છે. અને તે દ્વારા તેઓશ્રી પોતાનું ખાસ મન્તવ્ય સૂચવે છે કે અંગબાહ્ય, જેમાં સમગ્ર આવશ્યક પણ સમ્મિલિત છે તે, ગણધરકૃત નહિ, પણ ગણધરશિષ્ય જંબૂ તથા પ્રભવ આદિ અન્ય આચાર્યકૃત છે. તેઓની પ્રસ્તુત ભાષ્યની ટીકા આ પ્રમાણે છેઃ

समभावो यत्राध्ययने वर्ण्यते तत्तेन वर्ण्यमानेनार्थेन निर्दिशति—सामायिकमिति । एव सर्वेषु वक्ष्यमाणेष्वर्थाभिसम्बन्धाद् व्यपदेशो दृश्यः । चतुर्विंशतीना पूरणस्यारादुपकारिणो यत्र स्तवः शेषाणा च तीर्थकृता वर्ण्यते स चतुर्विंशतिस्तव इति । वन्दनम् —प्रणाम, स कस्मै कार्य. कस्मै च नेति यत्र वर्ण्यते तत् वन्दनम् । असयमस्थानं प्राप्तस्य यतेस्तस्मात् प्रतिनिवर्तन यत्र वर्ण्यते तत् प्रतिक्रमणम् । कृतस्य पापस्य यत्र कायपरित्यागेन क्रियमाणेन विशुद्धिराख्यायते स कायव्युत्सर्ग । प्रत्याख्यानं यत्र मूलगुणा उत्तरगुणाश्च धारणीया इत्ययमर्थः ख्याप्यते तत् प्रत्याख्यानम् ।

—दे० ला० पु० प्रकाशित तत्त्वार्थभाष्यटीका, पृ० ९०

કેટલાક એવી દલીલ કરે છે કે ભાષ્યમાં જે ' સામાયિક, ચતુર્વિંશતિસ્તવ .. પ્રત્યાખ્યાત ' આદિ શબ્દો છે તે આવશ્યકના અધ્યયન–બોધક નહિ, પરન્તુ તે તે અધ્યયનની નિર્યુક્તિના બોધક છે; અર્થાત્ અંગબાહ્યમાં આવશ્યક–નિર્યુક્તિ જ ગણવી જોઈએ. તેઓની આ દલીલ કેટલી ટકી શકે છે તે પણ જોઈએ.

(क) જો વાચકશ્રીને સામાયિકાદિ પદોથી સામાયિક અધ્યયન આદિની નિર્યુક્તિ જ વિવક્ષિત હોય તો તેઓશ્રી પોતે જ નિર્યુક્તિનું સ્પષ્ટ કથન ન કરતાં લાક્ષણિક પ્રયોગ શા માટે કરે ?

(ख) કોઈ પણ શબ્દનો લાક્ષણિક અર્થ કરવામાં મૂળ અર્થનો બાધ હોવો જ જોઈએ. જ્યાં સુધી શબ્દનો મૂળ અર્થ બાધિત ન થતો હોય ત્યાં

સુધી તેનો લાક્ષણિક અર્થ માનવો એ શબ્દશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રના નિયમોનું ઉત્થાપન કરવા જેવું છે.

(ग) ઘડીવાર મૂળ અર્થના બાધ વિના પણ લાક્ષણિક અર્થ કરવાની ધૃષ્ટતા કરી લઈએ, તોપણ એ પ્રશ્ન તો થાય જ છે કે શ્રી. સિદ્ધસેનગણિ, જેઓ પોતાના પૂર્વ ટીકાકારોને અનુસર્યા છે તેઓ, શું તેવા લાક્ષણિક અર્થ કરવાનું નહોતા જાણતા અથવા બીજી કોઈ પણ રીતે ભાષ્યના એ શબ્દો નિર્યુક્તિબોધક છે એવું સાબિત કરી શકતા ન હતા?

(घ) ઘડીવાર એમ પણ માની લઈએ કે વાચકશ્રી શબ્દપ્રયોગકુશળ ન હતા, ટીકાકાર શ્રી. સિદ્ધસેન ગણિ પણ ભૂલ્યા, પરન્તુ એટલું બધું માન્યા પછી પણ સામાયિક આદિ પદોનો નિર્યુક્તિપરક અર્થ કાઢવા જતાં એક મહાન વિરોધ ઉપસ્થિત થાય છે જે નિર્યુક્તિના લાક્ષણિક અર્થની દલીલને ક્ષણમાત્ર પણ ટકવા દેતો જ નથી. તે વિરોધ તે આ :—

અંગબાહ્યમાં વાચકશ્રીએ 'આવસ્યક' પ્રથમ ગણાવ્યું છે, અને આવશ્યકનો અર્થ વિરોધી ટીકાકારો 'નિર્યુક્તિ' કરે છે, એટલે તેઓના કથન પ્રમાણે અંગબાહ્યમાં પ્રથમ આવસ્યકનિર્યુક્તિ આવે છે. હવે અંગબાહ્યના રચયિતા તરીકે ભાષ્યકાર અને ટીકાકાર બન્ને 'गणधरानन्तर्यादिभिः' એ પદથી શ્રી. જંબૂસ્વામી તથા શ્રી. પ્રભવસ્વામીનો નિર્દેશ કરે છે; એટલે અંગબાહ્યમાં પ્રથમ ગણાવેલ આવસ્યકનિર્યુક્તિ એ શ્રી. જંબૂસ્વામી કે શ્રી. પ્રભવસ્વામીકૃત હોય એવું ભાન થાય છે કે જે અસંગત છે, કારણ કે નિર્યુક્તિકાર તો શ્રી. ભદ્રબાહુસ્વામી જ છે, એ વાત જાણીતી જ છે. એટલે આવશ્યક પદથી આવશ્યકનિર્યુક્તિ વિવક્ષિત હોય તો શ્રી. ભદ્રબાહુસ્વામીનું નામ છેવટે ટીકામાં તો આવવું જ જોઈએ, કે જે ક્યાંય પણ નિર્દિષ્ટ નથી.

(૩) ભાષ્ય અને તેની ટીકા એ બન્નેનાં ઉપર ટાંકેલાં પ્રમાણો જે મત દર્શાવે છે તે જ મત ભાષ્યના છેલ્લામાં છેલ્લા અને મોટામાં મોટા ટીકાકાર ઉપાધ્યાય શ્ર. યશોવિજયજી પણ સ્વીકારે છે, એ તેઓની ભાષ્ય ઉપરથી વૃત્તિ જોવાથી અસંદિગ્ધપણે સ્પષ્ટ થાય છે. તેઓ પોતાની ભાષ્ય ઉપરની વૃત્તિમાં 'સામાયિક...પ્રત્યાખ્યાન' આદિ આવસ્યકનાં છએ અધ્યયનોનો 'આવસ્યક શ્રુતસ્કન્ધ' એ પ્રકારનો અથ સ્પષ્ટ શબ્દોમાં કરે છે, અને અંગબાહ્ય જેમાં તેઓશ્રી પોતે પ્રથમ જ 'આવસ્યક શ્રુતસ્કન્ધ' નો સમાવેશ કરે છે તેને ગણધરપશ્ચાદ્ભાવી શ્રી. જંબૂસ્વામી આદિ વડે રચાયાનું પ્રતિપાદન કરે છે. તેઓની વૃત્તિનો તે ભાગ નીચે પ્રમાણે છે :—

गणधरा इन्द्रभूत्यादयः, तेषामनन्तरे ये साधवस्तेऽनन्तर्याः शिष्या इत्यर्थः । ते गणधरानन्तर्याः जम्बूनामादयः आदिर्येषां प्रभवादीनां ते गणधरानन्तर्यादयः ।

सामायिकं समभावो यत्राध्ययने वर्ण्यते, चतुर्विंशतीनां पूरणस्याराद्धपकारिणो यत्र स्तवः शेषाणां च तीर्थकृतां स चतुर्विंशतिस्तवः । वन्दनं गुणवतः प्रणामो यत्र वर्ण्यते तत् वन्दनम् । असंयमस्थानं प्राप्तस्य यतेस्तस्मात् प्रतिनिवर्तनं यत्र वर्ण्यते तत् प्रतिक्रमणम् । कृतस्य पापस्य यत्र स्थानमौनध्यानरूपकायत्यागेन विशुद्धिराख्यायते स कायव्युत्सर्गः । मूलोत्तरगुणधारणीयता यत्र ख्याप्यते तत् प्रत्याख्यानम् । एतैरध्ययनैरावश्यकश्रुतस्कन्ध उक्तः ।

—मनसुखभाई भगुभाई प्रकाशित श्रीयशोविजयजीकृत
तत्त्वार्थव्याख्या, पृ० ५०

ઉપાધ્યાય શ્રી. યશોવિજયજી જેવા શાબ્દિક, આલંકારિક, નૈયાયિક અને આગમિક વિશે કોઈ પણ એમ કહેવાનું સાહસ ભાગ્યે જ કરશે કે તેઓ ચાલતી શ્રુતપરંપરા કરતાં કાંઈ નવું જ લખી ગયા છે અથવા તો તેઓને લાક્ષણિક અર્થ કરવાનુ સૂઝયું નહિ. ઉપાધ્યાયજી વિશેષાવશ્યકભાષ્ય વગેરે અન્ય સમગ્ર આગમ ગ્રંથોના ઊંડા અભ્યાસી હતા અને વળી મલધારી શ્રી. હેમચંદ્રની વૃત્તિ પણ તેઓની સામે હતી, તેથી જો તેઓને આવશ્યકનો અર્થ નિર્યુક્તિપરક કરવાનું યોગ્ય લાગ્યું હોત તો તેઓશ્રી પોતાની તત્ત્વાર્થ-ભાષ્યની વૃત્તિમાં તે પ્રમાણે જરૂર કરત; પરન્તુ તેમ ન કરતાં જે સીધો અર્થ કર્યો છે તે વાચકશ્રીના ભાષ્ય અને શ્રી. સિદ્ધસેન ગણિની ટીકાના વિચારનો પોષક છે એમ કબૂલ કરવું જ પડશે.

(૪) તત્ત્વાર્થભાષ્ય અને તે ઉપરની બે ટીકાઓ એ ત્રણે પ્રમાણોનું સંવાદી અને બલવત્ સ્પષ્ટ પ્રમાણ એક ચોથું પણ છે, અને તે છે સેન-પ્રશ્નનું. સેનપ્રશ્નના પૃ. ૧૯ પ્રશ્ન ૧૩ આવશ્યકસૂત્રના કર્તા સંબંધમાં જ છે. તેમાં પૂછવામાં આવ્યું છે કે આચારાંગના બીજા અધ્યયનની ટીકામાં લોગસ્સ સૂત્રને શ્રી. ભદ્રબાહુસ્વામીકૃત કહ્યું છે, તો શું એ એક જ સૂત્ર શ્રી. ભદ્ર-બાહુસ્વામીકૃત છે કે આવશ્યકનાં બધાં સૂત્રો શ્રી. ભદ્રબાહુસ્વામીકૃત છે અગર તો એ બધાં સૂત્રો ગણધરકૃત છે? આનો ઉત્તર સેનપ્રશ્નમાં જે આપવામાં આવ્યો છે તે ખાસ ધ્યાન આપવા જેવો છે. તેમાં કહ્યુ છે કે 'આચારાંગ આદિ અંગપ્રવિષ્ટ શ્રુત ગણધરોએ રચેલું છે અને આવશ્યક આદિ અંગબાહ્ય શ્રુત શ્રુતસ્થવિરોએ રચેલું છે, અને એ વાત વિચારામૃતસંગ્રહ, આવશ્યકવૃત્તિ આદિથી જણાય છે. તેથી લોગસ્સસૂત્રની રચના શ્રી. ભદ્રબાહુ-સ્વામીની છે અને અન્ય આવશ્યકસૂત્રોની રચના નિર્યુક્તિરૂપે તો તેઓની

જ છે, અર્થાત્ લોગસ્સનું મૂળ સૂત્ર શ્રી. ભદ્રબાહુસ્વામીકૃત છે અને બાકીનાં આવશ્યકસૂત્રોની નિર્યુક્તિ જ માત્ર શ્રી. ભદ્રબાહુસ્વામીકૃત છે. પરન્તુ લોગસ્સ સિવાયનાં અન્ય આવશ્યકનાં સૂત્રો તો શ્રી. ભદ્રબાહુસ્વામીથી ભિન્ન અન્ય શ્રુતસ્થવિરોનાં રચેલાં છે.' એ તે પ્રશ્નના ઉત્તરકથનનો સાર છે. સેનપ્રશ્નનો સંપૂર્ણ પાઠ આ પ્રમાણે છે :—

आवश्यकान्तर्भूतश्चतुर्विंशतिस्तवस्त्वारातीयकालभाविना श्रीभद्रबाहुस्वामिनाऽकारीत्याचाराङ्गवृत्त द्वितीयाध्ययनस्याद्यौ तदत्र किमिदमेव सूत्र भद्रबाहुनाऽकारि सर्व्वाणि वा आवश्यकसूत्राणि कृतान्युत पूर्वगणधरैः कृतानीति किं तत्त्वमिति प्रश्नः ? अत्रोत्तर–आचाराङ्गादिकमङ्गप्रविष्ट गणभृद्भिः कृतम्, आवश्यकादिकमनङ्गप्रविष्टमङ्गैकदेशोपजीवनेन श्रुतस्थविरैः कृतमिति विचारामृतसङ्ग्रहाऽऽवश्यकवृत्त्याद्यनुसारेण ज्ञायते, तेन भद्रबाहुस्वामिनाऽऽवश्यकान्तर्भूतचतुर्विंशतिस्तवरचनमपराऽऽवश्यकरचन च निर्युक्तिरूपतया कृतमिति भावार्थः श्रीआचाराङ्गवृत्तौ तत्रैवाधिकारेऽस्तीति बोध्यमिति ॥

—सेनप्रश्न, पृ० १९, प्रश्न १३

ઉપરનાં ચારે પ્રમાણો જ્યાં સુધી ખોટાં સાબિત ન થાય ત્યાં સુધી હું મારો અભિપ્રાય બદલું તો તેનો અર્થ એ જ થાય કે વિચાર વિનાની કોઈ પણ એક રૂઢિમાત્રને સ્વીકારી લેવી.

આવશ્યકસૂત્ર ગણધરકૃત નહિ, પરન્તુ અન્ય સ્થવિરકૃત છે એ અભિપ્રાયનું સમર્થન કરનારાં જે પ્રમાણો મારા જોવામાં આવ્યાં તે ઉપર ટાંકયા પછી હવે આવશ્યકસૂત્રને ગણધરકૃત માનનાર પક્ષનાં પ્રમાણોનું પરીક્ષણ કરવાનું કાર્ય માત્ર બાકી રહે છે. મારા આ મતના વિરોધી તરીકે જે પ્રમાણો ટાંકવામાં આવે છે તે આગમોદયસમિતિ દ્વારા પ્રકાશિત થયેલ વિશેષાવશ્યકભાષ્યના ગૂજરાતી અનુવાદ ભા. ૧ માં ઉપોદ્ઘાતના પૃ. ૨ ઉપર જોવામાં આવે છે.

આ પ્રમાણોની પરીક્ષાની સગવડ ખાતર હું તે સર્વને ચાર વિભાગમાં વહેંચી નાખું છું : (૧) આવશ્યક કોણે કર્યું એ પ્રશ્નના ઉત્તર માટે 'केनकृत' દ્વારનું વિવરણ, (૨) ભગવાન પાસેથી શ્રીગૌતમાદિને સામાયિક આદિ સાંભળવાના પ્રયોજનનું વર્ણન, (૩) ભગવાનથી સામાયિક પ્રગટ થયાનું વર્ણન, અને (૪) અંગપ્રવિષ્ટ તેમ જ અંગબાહ્ય શ્રુતની વ્યાખ્યાઓ.

(૧) સામાયિક આવશ્યક કોણે રચ્યું ? એ પ્રશ્નના ઉત્તરમાં ભાષ્યકાર શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણની ગાથા નીચે પ્રમાણે છે :

केणकयं ति य ववहारओ जिणिंदेण गणहरेहिं च ।
तस्सामिणा उ निच्छयनयस्स तत्तो जओऽणन्नं ॥
—विशेषावश्यकसूत्र, गाथा ३३९२

વિશેષાવશ્યકભાષ્યના એ ગૂજરાતી અનુવાદની ઉપોદ્‌ઘાતની ટિપ્પણીમાં આ ગાથાનો અર્થ આ પ્રમાણે કર્યો છે: 'સામાયિક, જે આવશ્યક-સૂત્રનો એક પહેલો ભાગ છે તે અર્થથી શ્રી જિનેન્દ્ર ભગવાને કહ્યું અને સૂત્રથી શ્રી ગણધર મહારાજે કર્યું છે.' પરન્તુ મારે કહેવું જોઈએ કે આ અર્થ નથી ગાથામાંથી નીકળતો કે નથી તેની મલધારી શ્રી. હેમચંદ્રકૃત ટીકામાંથી. ઊલટું આ केनकृत દ્વારનું વર્ણન તો સામા પક્ષકારની તરફેણમાં નહિ, પરન્તુ વિરુદ્ધમાં જ જાય છે. આ દ્વારમાં એમ કહેવામાં આવ્યું છે કે 'સામાયિક કોણે કર્યું?' અને તેનો ઉત્તર ઉક્ત ગાથામાં એ પ્રમાણે આપ્યો છે કે 'વ્યવહારથી સામાયિક શ્રી તીર્થંકરો અને ગણધરોએ કર્યું છે, પરંતુ નિશ્ચયદૃષ્ટિએ સામાયિકના કર્તા તેના સ્વામી અર્થાત્ તેના અનુષ્ઠાન કરનારાઓ છે. સામાન્ય અભ્યાસીઓ अत्थं भासन्ति अरहा, सुत्तं गन्थन्ति गणहरा निउणा એ સર્વવિદિત કથન અનુસાર જરૂર એમ માનવા પ્રેરાય કે સામાયિક એ વસ્તુરૂપે શ્રી તીર્થંકરોએ ઉપદેશ્યું અને સૂત્રરૂપે શ્રી ગણધરોએ રચ્યું, પરન્તુ केनकृत દ્વારની એ ગાથાનો એ અર્થ જ નથી, એનો ભાવ જુદો જ છે. એ ગાથામાં અર્થ દ્વારા સામાયિક કોણે કર્યું અને સૂત્ર દ્વારા કોણે રચ્યું એ પ્રશ્નનો ઉત્તર જ નથી. એમાં તો સામાયિક, જે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્મિક પરિણામ છે, તેના વ્યવહાર અને નિશ્ચય-દૃષ્ટિએ કરનારનું નિરૂપણ છે. એ ગાથામા કહેવામાં આવ્યું છે કે સામાયિક-રૂપ આત્મિક પરિણામના નિશ્ચયદૃષ્ટિથી કર્તા તેના અનુષ્ઠાન કરનારાઓ છે અને વ્યવહારદૃષ્ટિથી તેના કર્તાઓ એટલે ઉપદેશકો, પ્રેરકો અર્થાત્ સામાયિક-રૂપ આચારનું ઉપદેશ દ્વારા પ્રવર્તન કરાવનારાઓ શ્રી તીર્થંકર, શ્રી ગણધર આદિ છે. ને જ વ્યવહારદૃષ્ટિએ તેના કર્તા કહેવાય. આ અર્થ જોકે ગાથામાં વપરાયેલા 'સ્વામી' શબ્દથી સ્પષ્ટ થાય છે, છતાં તેની ટીકામાં તો એ અર્થ એટલો બધો સ્પષ્ટ કર્યો છે અને તે ગાથાની આગળપાછળનું પ્રકરણ તથા તે ઉપરની ટીકામા આ મારો કહેલો જ અર્થ અસદિગ્ધ રીતે પ્રતિપાદન કરવામ આવ્યો છે સ ર શ એ છે કે केनकृत દ્વારની પ્રસ્તુત ગાથા સામાયિક અધ્યયનના કર્તાનું પ્રતિપાદન નથી કરતી, પરન્તુ સામાયિકરૂપ આત્મિક ગુણના વ્યાવહારિક અને નૈશ્ચયિક કર્તાનું નિરૂપણ કરે છે, જેને શબ્દાત્મક સામાયિક અધ્યયનના કર્તાના નિરૂપણ સાથે કશો જ સંબંધ નથી.

(૨) સામાયિક અધ્યયનને શ્રીગણધરકૃત બતાવવા માટે બીજું પ્રમાણ ઉપર સૂચવેલ ગૂજરાતી અનુવાદના ટિપ્પણમાં જે મૂકવામાં આવ્યું છે તે એ છે કે જેમાં ભગવાનના સામાયિક પરના ભાષણનું પ્રયોજન બતાવ્યા બાદ ગણધરોએ સામાયિક સાંભળ્યાના પ્રયોજનનું વર્ણન છે. તે આ પ્રમાણે છે:

गोयममाई सामाइयं तु किं कारण निसामेंति ।
नाणस्स तं तु सुन्दरमंगुलभावाण उवलद्धी ॥

—विशेषावश्यकसूत्र, गाथा २१२५

સામેના પક્ષકાર આ ગાથાઓ ઉપરથી એમ કહેતા લાગે છે કે સામાયિક ઉપદેશ્યુ તો ભગવાને, પણ રચ્યું ગણધરોએ, પરન્તુ કોઈ પણ વિચારક આ ગાથાઓ કાઢી તેનો અર્થ વાંચી આગળપાછળનું પ્રકરણ વિચારી જોશે તો તેને જણાશે કે એવો અર્થ કરવામાં કેટલી ભૂલ થાય છે! અહીં તો એટલું જ ઉદ્દિષ્ટ છે કે સામાયિક–આચારનું પ્રથમ નિરૂપણ ભગવાને શા માટે કર્યું અને તે આચારનું શ્રવણ ગણધરોએ પ્રથમ શા માટે કર્યું ? અર્થાત્ સામાયિકરૂપ જૈન ધર્મના આત્માનું પ્રથમ પ્રથમ ગણધરોએ જે શ્રવણ કર્યું તેનું પ્રયોજન પરંપરાએ મોક્ષ છે એવું આ ગાથાઓમાં બતાવવામાં આવ્યું છે. તેમાં ગણધરોએ સામાયિકસૂત્ર રચ્યાની ગંધ સરખી પણ નથી. સામાયિક–આચાર સાંભળવો, તેને જીવનમાં ઉતારવો, તેનું ફળ મેળવવું, તેનો વિચાર કરવો એ જુદી વાત છે અને સામાયિકસૂત્રની શાબ્દિક રચનાનો વિચાર એ જુદી વાત છે. સામાયિક–આચારના શ્રવણ સાથે સામાયિકસૂત્રની શાબ્દિક રચનાને ભેળવી દેવી અને સામાયિક–આચારના પ્રથમ સાંભળનારને સામાયિકસૂત્રના રચયિતા કહેવા એ ભ્રાંતિ નથી શું?

(૩) એ જ ગૂજરાતી અનુવાદના ઉપોદ્ઘાતની ટિપ્પણીમાં ત્રીજું પ્રમાણ નિર્ગમદ્વાર વિશેનુ છે. તેને લગતી ગાથા આ છે:

मिच्छत्ताइतमाओ स निग्गओ जह य केवलं पत्तो ।
जह य पसूयं तत्तो सामाइय त पवक्खामि ॥

—विशेषावश्यकसूत्र गाथा १५४६

આનો અર્થ સામા પક્ષકારની જરાયે તરફેણમાં નથી જ. આ ગાથામાં તો ભગવાન શ્રીમહાવીરનું મિથ્યાત્વથી નિર્ગમન થયું, તેઓશ્રી જે પ્રકારે કેવળજ્ઞાન પામ્યા અને તેઓશ્રીથી સામાયિક જે રીતે પ્રગટ થયું તેનું વર્ણન કરવાની પ્રતિજ્ઞા માત્ર છે. આમાં તો એટલું જ કથન છે કે ભગવાનથી સામાયિક–આચાર શી રીતે ઉદ્ભવ્યો, પરન્તુ આ

ગાથામાં સામાયિકસૂત્ર કે અન્ય આવશ્યકસૂત્રની શાબ્દિક રચના સંબંધમાં કશું જ સૂચન કે કથન નથી. સામાયિકધર્મ ભગવાને પ્રગટાવ્યો અને શ્રી ગણધરોએ ઝીલ્યો, તેની તો કોણ ના પાડે છે? પ્રશ્ન સૂત્રરચનાનો છે. તેની સાથે આચારના ઉપદેશને સંબંધ નથી. તેથી આ પ્રમાણ પણ ગ્રાહ્ય થઈ શકતું નથી.

(૪) ચોથું પ્રમાણ અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતની વ્યાખ્યાઓ વિશેનું તે જ ટિપ્પણમાં ટાંકવામાં આવ્યું છે. તેની ગાથા આ છે :

गणहर–थेरकयं वा आएसा मुक्कवागरणओ वा ।
धुव–चलविसेसओ वा अगा–णगेसु नाणत्त ॥
—विशेषावश्यकसूत्र, गाथा ५५०

આ ગાથામાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય-શ્રુતની ત્રણ વ્યાખ્યાઓ છે, અને આ વ્યાખ્યાઓ શબ્દાત્મક શ્રુતને લાગુ પડતી હોવાથી તે જ આવશ્યક-સૂત્રના કર્તાનો નિર્ણય કરવામાં વધારે, બલ્કે ખાસ, ઉપયોગી છે. તેથી એ વ્યાખ્યા વિશેની પ્રસ્તુત ભાષ્યગાથા અને તેના ઉપરની મલ્લધારીકૃત ટીકા એ બન્નેનો આ સ્થલે પ્રસ્તુત પ્રશ્ન પરત્વે જરા વિસ્તારથી ઊહાપોહ કરી લેવો જરૂરનો છે.

વિશેષાવશ્યકભાષ્યના પ્રણેતા શ્રી. જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ તત્ત્વાર્થ-ભાષ્યના પ્રણેતા વાચક શ્રી. ઉમાસ્વાતિના પછી થયેલા છે, એટલે વાચકશ્રી સામે એ ભાષ્ય નહિ, પણ તેનો મૂલભૂત ગ્રંથ (આવશ્યકનિર્યુક્તિ) હતો. તે વખતની આવશ્યકનિર્યુક્તિની કોઈ પ્રાચીન વ્યાખ્યા અગર તો તે વખતની ચાલુ અર્થપરંપરા વાચકશ્રી સામે હતી એમ માનવું જોઈએ. આવશ્યક–નિર્યુક્તિની પ્રસ્તુત ગાથા આ પ્રમાણે છે :

अक्खरसण्णीसम्मं साइयं खलु सपज्जवसियं च ।
गमियं अंगपविट्ठं सत्त वि एए सपडिवक्खा ॥
—विशेषावश्यकसूत्र, गाथा ४५४

ઉપર્યુક્ત મૂળ ગાથામાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતનો નિર્દેશ છે. તે ગાથાની તે વખતની કોઈ પ્રાચીન વ્યાખ્યા અગર ચાલુ અર્થપરંપરાને આધારે જ વાચકશ્રીએ પોતાના તત્ત્વાર્થસૂત્રના ભાષ્યમાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્યનો વિવેક કરેલો હોવો જોઈએ, અથવા તો ઓછામાં ઓછું એ વિવેક કરતી વખતે આવશ્યકનિર્યુક્તિની એ ગાથાનો અર્થ એમના ધ્યાન બહાર ન જ હોવો જોઈએ. એટલે વાચકશ્રીએ અંગબાહ્યનું જે સ્વરૂપ બતાવ્યું છે

અને જેને મેં પ્રમાણ તરીકે ઉપર પ્રથમ જ ટાંકેલ છે તે સ્વરૂપ ઉક્ત-આવશ્યકનિર્યુક્તિની મૂલગાથાની અર્થપરંપરાને અનુસરતું જ હોવું જોઈએ, એમ માનવામાં જરાયે અસ્વાભાવિકતા નથી. આ ઉપરથી જે કહેવાનું છે તે એ કે આવશ્યકનિર્યુક્તિની એ ગાથામાં નિર્દિષ્ટ થયેલ અંગબાહ્ય શ્રુતના-સ્વરૂપનો નિર્ણય કરવામાં જૂનામાં જૂનો આધાર આપણી પાસે તત્ત્વાર્થ-ભાષ્ય સિવાય બીજો એકે નથી, અને તત્ત્વાર્થભાષ્ય તો સ્પષ્ટ રીતે અંગ-બાહ્ય શ્રુતને ગણધરપશ્ચાદ્ભાવી આચાર્યપ્રણીત કહે છે અને અંગબાહ્ય શ્રુતમાં સૌથી પ્રથમ આવશ્યકનાં છ અધ્યયનને ગણાવે છે, જે પહેલાં બતાવવામાં આવ્યું છે. તેથી અંગબાહ્યની વ્યાખ્યા સંબંધીનો આવશ્યકનિર્યુક્તિની ગાથાનો ઉપયોગ કરવો જ હોય તો તે તત્ત્વાર્થભાષ્યના વક્તવ્ય કરતાં બીજું કાંઈ વધારે અથવા ભિન્ન સૂચવી શકે તેમ નથી.

હવે લઈએ એ નિર્યુક્તિ–ગાથા ઉપરનું વિશેષાવશ્યકભાષ્ય. આ ભાષ્ય જ અત્યારે આપણી સામે નિર્યુક્તિની જૂનામાં જૂની અને મોટામાં મોટી વ્યાખ્યા છે. ભાષ્યમાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતનો સ્પષ્ટ વિવેક કરવામાં આવ્યો છે. આ વિવેક ત્રણ પ્રકારે કરવામાં આવ્યો છે; અર્થાત્ ક્ષમાશ્રમણશ્રીએ અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતનો ભેદ સૂચવતી ત્રણ વ્યા-ખ્યાઓ આપી છે. આ ત્રણે વ્યાખ્યાઓ આપ્યા છતાં મૂલ ભાષ્યમાં ભાષ્યકારે અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતના ઉદાહરણ તરીકે કોઈ ગ્રંથનો નિર્દેશ કર્યો નથી. ઉદાહરણ તરીકેના ગ્રંથોનો નિર્દેશ ભાષ્યના ટીકાકાર મલધારી શ્રી. હેમચંદ્રે પોતાની ટીકામાં કર્યો છે. સામાન્ય રીતે ભારતીય ટીકાકારોની અને ખાસ કરીને જૈન આચાર્યોની પ્રકૃતિપરંપરા જોતાં એમ માનવામાં કશી અડચણ નથી કે મલધારીએ જે ઉદાહરણો ટાંક્યાં છે તે પોતાની પૂર્વવર્તી ભાષ્યની ટીકાઓને અનુસરતાં જ હોવાં જોઈએ. મલધારીશ્રીની ટીકા પહેલાં ભાષ્ય ઉપર જે ટીકાઓ હોવાનાં પ્રમાણો મળે છે તેમા એક તો સ્વોપજ્ઞ અર્થાત્ ક્ષમાશ્રમણશ્રીની પોતાની અને બીજી કોટ્યાચાર્યની.

તત્ત્વાર્થભાષ્યના ટીકાકાર શ્રી. સિદ્ધસેન ગણિ મલધારીશ્રીના પૂર્વવર્તી છે. તેમની સામે ઓછામાં ઓછું વિશેષાવશ્યકભાષ્ય અને તેની સ્વોપજ્ઞ ટીકા એ બે તો અવશ્ય હોવાં જ જોઈએ. તેથી શ્રી સિદ્ધસેન ગણિની અંગબાહ્યના કર્તૃત્વબોધક 'गणधरानन्तर्यादिभिः' એ તત્ત્વાર્થભાષ્યગત પદની વ્યાખ્યા, જે પહેલાં ઉપર ટાંકી છે તે પ્રાચીન પરંપરાની વિરુદ્ધ હોય એમ ન માની શકાય, અને શ્રી. સિદ્ધસેનગણિ તો એ પદનો અર્થ ગણધરવંશજ શ્રી. જંબૂ

સ્વામી, શ્રી. પ્રભવસ્વામી વગેરે આચાર્ય એવો સ્પષ્ટ કરે છે. તે ઉપરથી વિશેષાવશ્યકભાષ્ય અને તેની સ્વોપજ્ઞ ટીકાનો અંગબાહ્યના કર્તા વિશે આશય કાઢવો જ હોય તો એ જ કાઢી શકાય કે ગણધરભિન્ન શ્રી. જંબૂ, પ્રભવ વગેરે સ્થવિરોએ જે શ્રુત રચ્યું તે જ અંગબાહ્ય.

વિશેષાવશ્યકભાષ્યની ઉપલબ્ધ અને અતિવિસ્તૃત ટીકા મલધારી-કૃત છે. એ ટીકામાં ભાષ્યગત ત્રણ વ્યાખ્યાઓનાં ઉદાહરણો પણ આપેલાં છે. ઉપાધ્યાય શ્રી. યશોવિજયજી અને સેનપ્રશ્નના પ્રણેતા સામે મૂલનિર્યુક્તિ, તે ઉપરનું વિશેષાવશ્યકભાષ્ય અને એ ભાષ્યની મલધારીકૃત ટીકા એટલાં તો ઓછામાં ઓછાં હતાં જ. તેથી ઉપાધ્યાયશ્રીની તત્ત્વાર્થભાષ્ય ઉપરની ટીકામાં તથા સેનપ્રશ્નમાં અંગબાહ્ય શ્રુતના કર્તા સંબંધે જે વિચાર છે અને જેને ઉપર ટાંક્યો છે તે પ્રાચીન ગ્રંથકારોના અભિપ્રાયને લક્ષમાં રાખ્યા સિવાય તો લખાયેલ ન જ હોવો જોઈએ. ઉપાધ્યાયશ્રીની વૃત્તિ અને સેનપ્રશ્ન તો સ્પષ્ટ રીતે અંગબાહ્યને ગણધરભિન્ન આચાર્યપ્રણીત સૂચવે છે, જે ઉપર બતાવવામાં આવ્યું છે. પૂર્વાપર આચાર્યોના વિચારસામ્યની કલ્પના ઉપર ઊભી કરેલ અનુમાનાત્મક દલીલને છોડી હવે સીધી રીતે મલધારીકૃત ટીકાને લઈ તેના ઉપર વિચાર કરીએ.

ભાષ્યની પ્રસ્તુત ગા૦ ૫૫૦ મીની મલધારીકૃત ટીકા નીચે પ્રમાણે છે:

अंगाऽनंगप्रविष्टश्रुतयोरिद नानात्वमेतद्भेदकारणम् । किम्? इत्याह गणधरा गौतमस्वाम्यादयः, तत्कृतं श्रुत द्वादशांगरूपमंगप्रविष्टमुच्यते । स्थविरास्तु भद्रबाहुस्वाम्यादयः, तत्कृतं श्रुतमावश्यकनिर्युक्त्यादिकमनंगप्रविष्टमंग-बाह्यमुच्यते । अथवा वारत्रय गणधरपृष्टस्य तीर्थकरस्य सम्बन्धी य आदेशः प्रतिवचनमुत्पाद-व्यय-ध्रौव्यवाचकं पदत्रयमित्यर्थः, तस्माद् यन्निष्पन्नं तदंग-प्रविष्टं द्वादशांगमेव, मुत्क मुत्कलमप्रश्नपूर्वकं च यद् व्याकरणमर्थप्रतिपादनं, तस्मान्निष्पन्नमंगबाह्यमभिधीयते, तच्चावश्यकादिकम् । वा शब्दोऽगाऽनंग-प्रविष्टत्वे पूर्वोक्तभेदकारणादन्यत्वसूचकः । तृतीयभेदकारणमाह ' धुव-चलविसेसओ व त्ति ' ध्रुवं सर्वतीर्थकरतीर्थेषु नियतं निश्चयभावि श्रुतमंगप्रविष्टमुच्यते द्वादशाग-मिति । यत् पुनश्चलमनियतभावि तत् तन्दुलवैकालिकप्रकरणादिश्रुतमंगबाह्यम् । वा शब्दोऽत्रापि भेदकारणान्तरत्वसूचकः । इदमुक्तं भवति—गणधरकृतं, पदत्रयलक्षण-तीर्थकरादेशनिष्पन्नं, ध्रुवं च यच्छ्रुत तदंगप्रविष्टमुच्यते, तच्च द्वादशांगीरूपमेव । यत्पुनः स्थविरकृतं, मुत्कलार्थाभिधानं, चलं च तदावश्यकप्रकीर्णादिश्रुतमंगबाह्य-मिति ।

આ ટીકામાં અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય શ્રુતના ભાષ્યકારે કરેલ વિવેકના સ્પષ્ટીકરણ ઉપરાન્ત ત્રણે વ્યાખ્યાઓનાં જુદાં જુદાં ત્રણ ઉદાહરણો છે, જે ખાસ ધ્યાન ખેંચે છે.

(क) પહેલી વ્યાખ્યામાં અંગપ્રવિષ્ટને શ્રી. ગૌતમ આદિ ગણધરકૃત તરીકે ઓળખાવી તેના ઉદાહરણ તરીકે દ્વાદશાંગ શ્રુતને મૂક્યું છે, અને અંગબાહ્યને શ્રી. ભદ્રબાહુ આદિ સ્થવિરકૃત તરીકે ઓળખાવી તેના ઉદાહરણ રૂપે આવશ્યકનિર્યુક્તિ વગેરે શ્રુત દર્શાવ્યું છે.

(ख) બીજી વ્યાખ્યામાં ગણધરના પ્રશ્નના ઉત્તરમાં તીર્થંકર દ્વારા ઉપદેશાયેલ ત્રિપદી ઉપરથી રચાયેલ શ્રુતને અંગપ્રવિષ્ટ તરીકે ઓળખાવી તેનું ઉદાહરણ આપતાં એ શ્રુત તે દ્વાદશાંગી રૂપ જ છે એવો ખાસ ભાર મૂકી મલધારીએ માત્ર દ્વાદશાંગીને અંગપ્રવિષ્ટ કહ્યું છે અને છૂટું છવાયું તેમ જ પ્રશ્ન વિના જે અર્થપ્રતિપાદન થયું હોય તેના ઉપરથી રચાયેલ શ્રુતને અંગબાહ્ય તરીકે ઓળખાવી તેના ઉદાહરણમાં આવશ્યક આદિ શ્રુત અંગબાહ્ય છે એમ કહેવામાં આવ્યું છે.

(ग) ત્રીજી વ્યાખ્યામાં દરેક તીર્થંકરોના તીર્થમાં અવશ્યંભાવી તરીકે બતાવીને જ અંગપ્રવિષ્ટ કહેવામાં આવ્યું છે અને દરેક તીર્થમાં નિયમથી ન હોનાર શ્રુતને અંગબાહ્ય તરીકે ઓળખાવી તેના ઉદાહરણમાં તન્દુલ-વૈકાલિક આદિને મૂક્યું છે.

પહેલી વ્યાખ્યાના ઉદાહરણમાં શ્રી. ભદ્રબાહુસ્વામી આદિ અને આવશ્યક-નિર્યુક્તિ આદિ એ બે પદો ખાસ ધ્યાન ખેંચે છે. જ્યાં સુધી સંપૂર્ણ આવશ્યકસૂત્ર શ્રી. ભદ્રબાહુસ્વામીકૃત છે એ મતલબનું સાધક પ્રમાણ ન મળે ત્યાં સુધી આવશ્યકનિર્યુક્તિ એ સામાસિકપદનો દ્વન્દ્વ સમાસને બદલે સામા પક્ષને અનુકૂલ એવો તત્પુરુષ સમાસ જ લેવો જોઈએ; અને એ સમાસ લેતાં તેનો અર્થ એટલો જ થાય કે આવશ્યકનિર્યુક્તિ વગેરે જે શ્રુત શ્રી. ભદ્રબાહુ વગેરેનું બનાવેલું છે તેને અંગબાહ્ય સમજવું. નિર્યુક્તિ શ્રી. ભદ્રબાહુસ્વામીની હોવાની પ્રસિદ્ધિ આબાલવૃદ્ધ જાણીતી છે, તેથી જ તેનું ઉદાહરણ આપ્યું છે. આ પ્રથમ વ્યાખ્યાના ઉદાહરણ ઉપરથી મૂલ આવશ્યકસૂત્રના કર્તા વિશે કશો જ પ્રકાશ પડતો નથી. બીજી વ્યાખ્યામાં અંગ-બાહ્યના ઉદાહરણ તરીકે આવશ્યકને મુખ્યપણે મૂકેલું છે, અને એને છૂટાછવાયા કે પ્રશ્ન વિનાના જ ભગવાનના ઉપદેશ ઉપરથી રચાયેલું કહેવામાં આવ્યું છે. જ્યાં સુધી ગણધરને આવશ્યકના કર્તા તરીકે અસંદિગ્ધપણે સાબિત કરતો પ્રાચીન ઉલ્લેખ મળી ન આવે ત્યાં સુધી આવશ્યકસૂત્રને અર્થરૂપે તીર્થંકરકથિત માનવા છતાં તેને શબ્દરૂપે ગણધરકૃત કેમ માની શકાય?

અને વળી જ્યારે ઊલટાં અનેક વિરોધી પ્રમાણો આવશ્યકસૂત્રને ગણધરભિન્ન આચાર્યપ્રણીત બતાવનારાં મળતાં હોય ત્યારે એમ માનવું એ તો સ્પષ્ટ પ્રમાણોની અવમાનના કરવા જેવું થાય. અલબત્ત, સ્થવિર શબ્દ ગણધરને પણ લાગુ પડે છે, પણ તેથી આવશ્યકસૂત્ર ગણધરકૃત જ છે એમ કાંઈ ફલિત થતુ નથી. મલધારીની ટીકાના ઉલ્લેખ ઉપરથી (તત્ત્વાર્થભાષ્ય આદિના ઉલ્લેખોને ધ્યાનમાં લઈ) અર્થ કાઢવા જઈએ તો સરલપણે એટલો જ અર્થ નીકળી શકે કે વગર પ્રશ્ને જ તીર્થંકરના ઉપદેશ ઉપરથી રચાયેલ જે આવશ્યક વગેરે શ્રુત તે અંગબાહ્ય. આટલો અર્થ આવશ્યકના કર્તા તરીકે કોઈ વ્યક્તિનો નિર્ણય કરવા બસ નથી. તેવા નિર્ણય માટે તો વિવાદગ્રસ્ત સ્થળમાં સ્પષ્ટ પ્રમાણો જોઈએ. જો તત્ત્વાર્થભાષ્ય આદિનાં ઉપર ટાંકેલાં ચાર સ્પષ્ટ પ્રમાણો આપણી સામે ન હોત તો મલધારીની ટીકાનો અધ્યાહારવાળો ઉલ્લેખ ગણધરને આવશ્યકના કર્તા તરીકે મનાવવા આપણને લલચાવત. ત્રીજી વ્યાખ્યા અને તેમા ટાંકેલ ઉદાહરણ આપણને પ્રસ્તુત ચર્ચામાં કાંઈ ઉપયોગી નથી, તેથી તે પર વિચાર કરવો એ અસ્થાને છે. એકંદર ઉપર આપેલ મલધારી શ્રી. હેમચંદ્રની ટીકા આવશ્યકને ગણધરકૃત સાબિત કરવા કોઈ સ્પષ્ટ પુરાવો પૂરો પાડતી નથી. તેથી મૂલ નિર્યુક્તિ, તેનું ભાષ્ય અને મલધારીકૃત ટીકા એ બધાં, તત્ત્વાર્થભાષ્ય આદિના પ્રથમ ટાંકેલ ઉલ્લેખોને સંવાદી બને એ રીતે જ ઘટાવવાં જોઈએ.

છેલ્લે એક પ્રશ્ન રહે છે અને તે એ કે ભગવાન શ્રીમહાવીરે પ્રતિક્રમણ-ધર્મ ઉપદેશ્યો. જ્યારે તેઓશ્રીએ પોતાના શિષ્યપરિવારને પ્રતિક્રમણનું વિધાન અવશ્યકર્તવ્ય તરીકે ઉપદેશ્યું ત્યારે તે શિષ્યપરિવાર એ વિધાનનું પાલન કરતી વખતે કાંઈ ને કાંઈ શબ્દો, વાક્યો કે સૂત્રો બોલતા જ હશે. જો એ શિષ્યપરિવાર સમક્ષ પ્રતિક્રમણવિધાયી શબ્દપાઠ ન હોય તો તે પ્રતિક્રમણ કરે જ કેવી રીતે? અને જો શબ્દપાઠ હોય તો તે પાઠ ગણધર સિવાય અન્ય રચિત માનવામાં શું પ્રમાણ છે? અલબત્ત, આ પ્રશ્ન મને પહેલાં-પણ થયેલો, અને અત્યારે પણ થાય છે; છતાં જ્યારે સંપૂર્ણ આવશ્યક ગણધર કૃત જ છે એ મતલબનું કોઈ સ્પષ્ટ પ્રમાણ જ નથી મળતું અને ગણધરભિન્નકૃત હોવાનાં એકથી વધારે સ્પષ્ટ પ્રમાણો મળે છે ત્યારે એમ જ સમન્વય કરવાની ફરજ પડે છે કે અત્યારે જે આવશ્યકસૂત્રના કર્તાનો પ્રશ્ન ચર્ચવામાં આવે છે તે આવશ્યકસૂત્ર એ સમજવું જોઈએ કે જેના ઉપર શ્રી. ભદ્રબાહુસ્વામીની નિર્યુક્તિ મળે છે તે. બધાં સૂત્રો નિર્યુક્તિથી પ્રાચીન તો છે જ અને એ સૂત્રોના કર્તાની જ આ સ્થળે ચર્ચા છે. આવશ્યક તરીકે આજે મનાતાં બધાં સૂત્રો અક્ષરશ: નિર્યુક્તિપૂર્વભાવી નથી. ઘણાં સૂત્રો દેશ, કાલ

આદિના પરિવર્તન સાથે લાભની સંભાવનાથી નિર્યુક્તિ પછી પણ રચાયેલાં છે અને ઉમેરાયેલાં પણ છે; અને આજે આપણે એ સૂત્રોને નિર્યુક્તિપૂર્વભાવી સૂત્ર જેટલાં જ અગત્યના માનીએ છીએ. તેવી રીતે ગણધર સુધર્માથી માંડી શ્રી. ભદ્રબાહુસ્વામી સુધી અનેક સૂત્રો રચાયેલાં હોવાં જ જોઈએ. તેથી જ શ્રી. સિદ્ધસેન ગણિ વગેરે આવશ્યકસૂત્રને શ્રી જંબૂ, પ્રભવ આદિ આચાર્ય પ્રણીત કહે છે. અલબત્ત, એ સૂત્રસમૂહમાં કોઈ કોઈ સૂત્ર ગૌતમાદિ ગણધરકૃત પણ હોય એવી સંભાવનાને ખાસ સ્થાન છે, પણ અહીં મારો મુદ્દો સંપૂર્ણ ઉપલબ્ધ આવશ્યકના કર્તા સંબંધે છે. હુ પહેલાં જ સૂચિત કરી ગયો છુ કે ઉપલબ્ધ પ્રમાણો માત્ર એટલું જ સાબિત કરી શકે છે કે ઉપલબ્ધ સંપૂર્ણ આવશ્યક શ્રુતસ્કંધ ગણધરકૃત નથી. આથી કોઈ અમુક સૂત્ર ગણધરકૃત હોય એમ માનવામાં કશો જ બાધ નથી અને તેથી જ શ્રી. હરિભદ્રસૂરિના 'ઈરિયાવહિય સૂત્ર ગણધરકથિત છે' એવા મતલબના ઉલ્લેખને પણ ઘટાવી શકાય તેમ છે.

સંપૂર્ણ આવશ્યકનાં સૂત્રો કોઈ એક જ કર્તાની કૃતિ હોય તેમ નથી. તેના કર્તા શ્રી. જંબૂ, પ્રભવ આદિ અનેક સ્થવિરો હોય તેવો સંભવ છે, અને તેમ છતાં તે આવશ્યકનું પ્રાચીનત્વ અને મહત્ત્વ જરાયે ઘટતું નથી. હવે પછી કોઈ વિચારક સંપૂર્ણ આવશ્યકસૂત્રને ગણધરકૃત સાબિત કરે એવા સ્પષ્ટ ઉલ્લેખો રજૂ કરશે તો તે સંબંધમાં જરા પણ પૂર્વગ્રહ રાખ્યા સિવાય પ્રમાણાનુસારી વિચાર કરવા અને ફરી પ્રમાણોનુ બલાબલ તપાસવા પ્રયત્ન થશે.

સંપૂર્ણ ઉપલબ્ધ આવશ્યક શ્રુતસ્કંધ ગણધરકૃત નથી, તેમ જ તેનાં બધાં સૂત્રો કોઈ એક કર્તાની કૃતિ નથી એ વાત જો ઉપરની વિચારસરણીથી સાબિત થતી હોય તોયે કેટલુંક ખાસ વિચારવાનુ અને પરીક્ષણ કરવાનુ કામ બાકી રહે છે. જેમ કે ભગવાન મહાવીરના સમયમાં કયાં કયાં આવશ્યકને લગતાં સૂત્રો વ્યહવારમાં આવતાં અને કયાં કયાં તે વખતે રચાયેલાં, તેમ જ તે પ્રાચીન સૂત્રો ચાલુ રહીને નવીન સૂત્રો કયાં કયાં ક્યારે ઉમેરાયાં, તેમ જ નવીન સૂત્રો દાખલ થતાં કયાં અને કેટલાં પ્રાચીન સૂત્રો વ્યવહારમાંથી અદૃશ્ય થયાં અગર તો રૂપાન્તર પામ્યાં; તેમ જ પ્રત્યેક પ્રાચીન કે ઉત્તરકાલીન સૂત્રો કોની કોની કૃતિ છે?—આ અને આના જેવા અનેક વિચારણીય પ્રશ્નો છે. તેનો ઊહાપોહ કરવાનું મન નથી એમ તો નહિ જ, પણ અત્યારે એ કામ કરવા સાવકાશ ન હોવાથી વિચારક અને ઐતિહાસિક વિદ્વાનોનું આ બાબત તરફ લક્ષ ખેંચું છુ. આશા છે કે વિદ્યારસિકો આ બાબતમાં વધારે મહેનત કરી નવું ઘણું જાણવા જેવું ઉપસ્થિત કરશે.

—જૈન સાહિત્ય સંશોધક ખં ૩, અંક ૨.

# વિકાસનું મુખ્ય સાધન

## [ ૧૬ ]

વિકાસ મુખ્યત્વે બે પ્રકારના છે: શારીરિક અને માનસિક. શારીરિક વિકાસ કેવળ મનુષ્યોમાં જોવામાં આવે છે એમ નથી, પરંતુ જુદી જુદી જાતનાં પક્ષીઓ તથા જંગલી અને પાળેલાં પશુઓ સુધ્ધાંમાં એનું વિશિષ્ટ અસ્તિત્વ જોવામાં આવે છે. રહેવાની તથા ખાવાપીવા વગેરેની પૂરી સગવડો હોય અને ચિંતા કે ભય ન હોય તો પક્ષી કે પશુ પણ ખૂબ બળવાન તથા હૃષ્ટપુષ્ટ શરીરવાળાં થઈ શકે છે. મનુષ્યના અને પશુપક્ષીઓના શારીરિક વિકાસમાં એક ખાસ ફેર છે અને તે ધ્યાનમાં રાખવા જેવો છે તે ફેર એ કે મનુષ્યનો શારીરિક વિકાસ કેવળ ખાવા–પીવાની તથા પહેરવા–ઓઢવાની સગવડોથી પૂરેપૂરો થઈ જ નથી શકતો, જ્યારે પશુ–પક્ષી વગેરેનો શારીરિક વિકાસ કેવળ એટલી સગવડોથી પૂરેપૂરો સિદ્ધ થાય છે. મનુષ્યના શારીરિક વિકાસ પાછળ જો પૂરેપૂરો અને ઉચિત મનોવ્યાપાર–બુદ્ધિયોગ હોય તો જ તે સંપૂર્ણપણે તથા ઉચિત રીતે સિદ્ધ થઈ શકે છે, બીજી કોઈ પણ રીતે નહિ. આ પ્રમાણે મનુષ્યનો શારીરિક વિકાસ, જે પશુ–પક્ષી વગેરેના શારીરિક વિકાસ કરતા જુદા સ્વરૂપનો છે, એનુ અસાધારણ તથા મુખ્ય સાધન બુદ્ધિ-યોગ–મનોવ્યાપાર, સંયત પ્રવૃત્તિનિવૃત્તિ એ જ છે. માનસિક વિકાસ તો, જ્યાં સુધી એના પૂર્ણ રૂપનો અત્યાર સુધી સંભવ જોવામાં આવે છે, માત્ર મનુષ્યમા જ છે. શરીરયોગ, દેહવ્યાપાર જરૂર નિમિત્ત છે. શરીરયોગ વિના માનસિક વિકાસ સંભવિત નથી, તેમ છતાં ગમે તેટલો શરીરયોગ હોય, ગમે તેટલી શારીરિક હૃષ્ટપુષ્ટતા હોય, ગમે તેટલુ શરીરબળ હોય, પરંતુ જો મનો-યોગ, બુદ્ધિવ્યાપાર તથા સમુચિત રીતે યોગ્ય દિશામાં મનની ગતિવિધિ ન હોય તો માનસિક વિકાસ–પૂર્ણતાલક્ષી વિકાસ–નો કોઈ દિવસ પણ સંભવ નથી.

આ સંક્ષિપ્ત પ્રસ્તાવનાથી એટલું તો ફલિત થઈ જ જાય છે કે મનુષ્યનો પૂર્ણ તથા સમુચિત શારીરિક તથા માનસિક બેઉ પ્રકારનો વિકાસ કેવળ એક વ્યવસ્થિત તથા જાગ્રત બુદ્ધિયોગની અપેક્ષા રાખે છે. આ ફલિત અર્થમાં તો કોઈનો મતભેદ નથી. અહીંયાં એ વિશે કાંઈ નવું વિધાન કરવાનુ નથી તથા એના વિશે કાઈ વિશેષ ઊહાપોહ પણ કરવાનો નથી. અહીંયાં સક્ષેપમાં જે કહેવાનુ છે તે આની સાથે સંબંધ હોવા છતાં આનાથી જુદા મુદ્દા ઉપર જ કહેવાનુ છે.

આપણે બીજા દેશોની વાત કરવા કરતાં આપણા દેશને જ સામે રાખીને વિચાર કરીએ તો વ્યાવહારિક તથા તાત્ત્વિક દૃષ્ટિએ વિશેષ ઉપયોગી થશે. આપણા દેશમાં આ વાત તો આપણે ગમે ત્યાં જોઈ શકીએ છીએ કે જેઓ ખાવાપીવા વગેરેમાં તથા આર્થિક દૃષ્ટિએ વધારે નિશ્ચિંત છે, જેમને વારસામાં પૈતૃક સંપત્તિ, જમીનદારી કે રાજસત્તા પ્રાપ્ત થાય છે, તેઓ જ મોટે ભાગે માનસિક વિકાસમાં મંદ હોય છે. મોટા મોટા ધનવાનોનાં સંતાનોને જુઓ, રાજપુત્રોને લો કે જમીનદારોને જુઓ. તમને જોવા મળશે કે બહારનો ભપકો કે દેખાવ માટેની સ્ફૂર્તિ હોવા છતાં તેઓમાં મનનો, વિચારશક્તિનો તથા પ્રતિભાનો વિકાસ ઓછામાં ઓછો હશે. બહારનાં સાધનોની એમને કમી નથી, અભ્યાસનાં સાધનો પણ એમની પાસે પૂરેપૂરાં હોય છે, શિક્ષક વગેરે સાધનો એમને યથેષ્ટ હોય છે, છતાં પણ આ વર્ગનો માનસિક વિકાસ એક રીતે બંધિયાર પાણીની જેમ ગતિહીન હોય છે. એનાથી ઊલટું, આપણે એક એવો વર્ગ લઈએ કે જેને વારસામાં કોઈ સ્થૂલ સંપત્તિ મળતી નથી તથા મનોયોગ માટેની બીજી કોઈ વિશિષ્ટ સગવડો પણ સરળતાથી નથી મળતી, છતાં પણ એ જ વર્ગમાંથી અસાધારણ મનોવિકાસવાળી વ્યક્તિઓ પેદા થાય છે. આ તફાવતનું કારણ શું છે એ જ આપણે જોવાનું છે. હોવું તો એમ જોઈએ કે જેઓને વધારે સાધન, અને તે પણ વધારે સરળતાથી, મળતાં હોય તેઓનો જ જલદી તથા વધારે વિકાસ થાય, પરંતુ જોવામા એનાથી ઊલટું આવે છે. માટે આપણે શોધવું જોઈએ કે વિકાસનુ મૂળ કારણ શુ છે? મુખ્ય બાબત કઈ છે કે જે ન હોય તો બીજું બધું હોવા છતાં ન હોવા બરાબર બની જાય છે?

ઉપરના પ્રશ્નનો જવાબ તદ્દન સહેલો છે. પ્રત્યેક વિચારક વ્યક્તિ પોતાના જીવનમાંથી તથા આજુબાજુની વ્યક્તિઓના જીવનમાંથી તે મેળવી શકે છે. તે જવાબ એ છે કે જવાબદારી તથા ઉત્તરદાયિત્વ જ વિકાસનું મુખ્ય તથા અસાધારણ બીજ છે. આપણે માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોવું પડશે કે જવાબદારીમાં એવી કઈ શક્તિ છે કે જેને લીધે તે બીજાં બધાં વિકાસનાં સાધનોની અપેક્ષાએ મુખ્ય સાધન બની જાય છે? મનનો વિકાસ એના સત્ત્વઅંશની યોગ્ય તથા પૂર્ણ જાગૃતિ પર જ આધાર રાખે છે, જ્યારે રાજસ તથા તામસ અંશ સત્ત્વ કરતાં પ્રબળ થાય છે ત્યારે મનની વિચારશક્તિ—યોગ્ય તથા શુદ્ધ વિચારશક્તિ—કુંઠિત થઈ જાય છે તથા ટંડાઈ જાય છે. મનનો રાજસ અંશ તથા તામસ અંશ બળવાન થાય છે ત્યારે તેને જ વ્યવહારમાં પ્રમાદ કહે છે. કોણ નથી જાણતું કે પ્રમાદથી વૈયક્તિક તથા સામૂહિક બધી

ખરાબીઓ થાય છે? જ્યારે માણસ બિનજવાબદાર રહે છે ત્યારે તેની બિનજવાબદારીને લીધે તેના મનની ગતિ કુંઠિત થઈ જાય છે, તથા પ્રમાદનુ તત્ત્વ વધવા માંડે છે, જેને યોગશાસ્ત્રમાં મનની ક્ષિપ્ત તથા મૂઢ અવસ્થા કહી છે. જેવી રીતે શરીર ઉપર ગજા ઉપરાંત ભાર લાદવાથી એની સ્ફૂર્તિ તથા એનું સ્નાયુબળ કાર્યસાધક નથી રહેતું, તેવી જ રીતે રજોગુણથી ઉત્પન્ન થયેલ ક્ષિપ્ત અવસ્થાનો ભાર મન ઉપર પડવાથી મનની સ્વાભાવિક સત્ત્વ-ગુણથી ઉત્પન્ન થયેલ વિચારશક્તિ નિષ્ક્રિય થઈ જાય છે. આ પ્રમાણે મનની નિષ્ક્રિયતા, જે વિકાસની એકમાત્ર અવરોધક છે, એનું મુખ્ય કારણ રાજસ તથા તામસ ગુણોનો ઉદ્રેક છે. જ્યારે આપણે આપણા જીવનમાં કોઈ જવાબદારીને નથી લેતા અથવા તો લઈને નથી નભાવતા ત્યારે મનના સાત્ત્વિક અંશની જાગૃતિ થવાને બદલે તામસ તથા રાજસ અંશની પ્રબળતા થવા લાગે છે, તથા મનનો સૂક્ષ્મ તથા સાચો વિકાસ રોકાઈ જઈ કેવળ સ્થૂલ વિકાસ રહી જાય છે અને તે પણ સાચી દિશા તરફ નથી હોતો. આ જ કારણથી બિનજવાબદારીનું તત્ત્વ મનુષ્યજાતિ માટે સૌથી વધારે ભયાનક વસ્તુ છે તે તત્ત્વ ખરેખર મનુષ્યને મનુષ્યત્વના યથાર્થ માર્ગમાંથી ચ્યુત કરી નાખે છે. આ જ કારણે જવાબદારીનુ વિકાસમાં અસાધારણ મહત્ત્વ પણ જણાઈ આવે છે

જવાબદારી અનેક પ્રકારની હોય છે. કોઈક સમયે તે મોહમાંથી પણ આવે છે. કોઈક યુવક–યુવતીનુ જ ઉદાહરણ લો. જે વ્યક્તિ ઉપર જેનો વિશિષ્ટ મોહ હશે તેની પ્રત્યે તે પોતાને જવાબદાર સમજશે, તેની પ્રત્યે જ તે પોતાના કર્તવ્યપાલનનો પ્રયત્ન કરશે. બીજાઓની પ્રત્યે તે ઉપેક્ષા પણ સેવી શકે છે. કોઈક સમયે જવાબદારી સ્નેહ તથા પ્રેમમાંથી આવે છે. માતા પોતાના બચ્ચા પ્રત્યે એ સ્નેહને વશ થઈને કર્તવ્યપાલન કરે છે, પણ બીજાંનાં બચ્ચાઓ પ્રત્યે તે કર્તવ્યનો વિચાર ભૂલી પણ જાય છે. કોઈક વખત જવાબદારી ભયમાથી આવે છે. જો કોઈને ભય હોય કે આ જંગલમાં રાત્રે કે દિવસે વાઘ આવે છે તો તે અનેક પ્રકારે જાગ્રત રહી બચવાનુ કર્તવ્ય કરશે, પરંતુ ભયનુ નિમિત્ત ચાલ્યું જતાં જ તે ફરીથી નિશ્ચિંત થઈ પોતાની તથા બીજાની પ્રત્યેનાં કર્તવ્યોને ભૂલી જશે. એ જ પ્રમાણે લોભવૃત્તિ, પરિ-ગ્રહાકાંક્ષા, ક્રોધભાવના, બદલો લેવાની વૃત્તિ, માન, મત્સર વગેરે અનેક રાજસ તથા તામસ અંશોથી જવાબદારી થોડી કે વધારે, એક કે બીજા રૂપમાં ઉત્પન્ન થઈ મનુષ્યના જીવનનું આર્થિક તથા સામાજિક ચક્ર ચલાવે છે. પરંતુ એ ધ્યાન રાખવાનુ છે કે અહીં નાં વિકાસના, વિશિષ્ટ વિકાસના તથા પૂર્ણ વિકાસના

અસાધારણ તથા મુખ્ય સાધનરૂપે જે જવાબદારીનો સંકેત કરવામાં આવ્યો છે તે જવાબદારી આ પ્રસંગે મર્યાદિત તથા સંકુચિત જવાબદારીથી જુદી તથા પર છે, કારણ કે તે જવાબદારી કોઈ એક આંશિક તથા સંકુચિત ભાવ ઉપર અવલંબિત નથી. તે જવાબદારી બધાની પ્રત્યે, સદાને માટે, બધાં સ્થળોએ. એકસરખી હોય છે; અને પછી તે પોતાની પ્રત્યે જોવામાં આવે કે કૌટુંબિક, સામાજિક, રાષ્ટ્રીય તથા આધુનિક અનેક વ્યવહારમાં કામમાં લેવાતી હોય. તે જવાબદારી એક એવા ભાવમાંથી ઉત્પન્ન થાય છે કે જે ક્ષણિક નથી, સંકુચિત નથી કે મલિન નથી. તે ભાવ પોતાની જીવનશક્તિનો યથાર્થ અનુભવ કરવાનો છે. જ્યારે આ ભાવમાંથી જવાબદારી પ્રગટે છે ત્યારે તે ક્યારેય, રોકાતી નથી. ગુનાં-જગનાં. સતત વેગવાળી નદીના પ્રવાહની જેમ, તે પોતાના માર્ગ ઉપર કામ કરે છે. તે સમયે મનના ક્ષોભ તથા ગૂઢ ભાવ મનમાં ફરકી નથી શકતો. તે સમયે મનમા નિષ્ક્રિયતા કે કુંઠિતતાના સંચારનો સંભવ જ નથી હોતો. આ જ જવાબદારીની સંજીવની શક્તિ છે, જેને કારણે તે બીજાં બધાં સાધનો ઉપર આધિપત્ય ધરાવે છે અને જે પામરથી પામર, ગરીબથી ગરીબ, દુર્બળથી દુર્બળ તથા તુચ્છથી પણ તુચ્છ ગણાતા કુલ તથા પરિવારમાં જન્મેલ વ્યક્તિને સંત, મહંત, મહાત્મા તથા ઈશ્વરના અવતાર જેવી બનાવે છે.

ઉપરના વર્ણનથી અત્યાર સુધી એટલું તો ફલિત થયું છે કે માનવીય વિકાસનો એકમાત્ર આધાર જવાબદારી જ છે. જવાબદારી પણ કોઈ એક ભાવથી સંચાલિત નથી થતી. અસ્થિર, સંકુચિત તથા ક્ષુદ્ર ભાવોથી પણ જવાબદારી પ્રવૃત્ત થાય છે અને સ્થિર, વ્યાપક તથા શુદ્ધ ભાવથી પણ તે પ્રવૃત્ત થાય છે. મોહ, સ્નેહ, ભય, લોભ વગેરે ભાવો પહેલા પ્રકારના છે અને જીવનશક્તિનો યથાર્થ અનુભવ એ બીજા પ્રકારનો ભાવ છે.

હવે આપણે એ વિચારવું રહ્યું છે કે જવાબદારીના પ્રેરક, ઉપરના બે પ્રકારના ભાવોમાં પરસ્પર શો ફરક છે, તથા જો પહેલા પ્રકારના ભાવો કરતાં બીજા પ્રકારના ભાવોમાં શ્રેષ્ઠતા છે તો તે કયા કારણે છે? જો આ વિચાર સ્પષ્ટ થઈ જાય તો પછી ઉપરના બેઉ પ્રકારના ભાવો ઉપર આધાર રાખવાવાળો જવાબદારીઓનો ફરક તથા તેમની શ્રેષ્ઠતા અને કનિષ્ઠતા પણ ધ્યાનમાં આવી જશે.

મોહમાં રસાનુભૂતિ છે તથા સુખસંવેદન પણ થાય છે, પરંતુ તે એટલું બધું પરિમિત અને એટલું બધું અસ્થિર છે કે એના આદિ, મધ્ય કે અંતની

તો શું વાત, એના પ્રત્યેક અંશમાં શંકા, દુ:ખ તથા ચિન્તાનો ભાવ ભરેલો હોવાને કારણે ઘડિયાળના લોલકની જેમ તે મનુષ્યના ચિત્તને અસ્થિર રાખે છે. ધારો કે યુવક કે યુવતી પોતાના પ્રેમપાત્ર પ્રત્યે સ્થૂળ મોહને કારણે ખૂબ જ દત્તચિત્ત રહે છે; એની પ્રત્યે કર્તવ્ય પાળવામાં કોઈ પણ ત્રુટિ આવવા નથી દેતાં. એમાં એને રસાનુભવ તથા સુખસંવેદન પણ થાય છે. તોપણ ઝીણવટથી પરીક્ષા કરવામાં આવે તો જણાઈ આવશે કે તે સ્થૂળ મોહ જો સૌન્દર્ય કે ભોગલાલસામાંથી ઉત્પન્ન થયો હશે તો કોણ જાણે કઈ ક્ષણે તે નષ્ટ થઈ જશે, કઈ ક્ષણે તે ઓછો થઈ જશે કે બીજા રૂપમાં ફેરવાઈ જશે જે ક્ષણે યુવક કે યુવતીને પ્રથમના પ્રેમપાત્ર કરતાં બીજું કોઈ વધારે સુંદર, વધારે સમૃદ્ધ, વધારે બળવાન કે વધારે અનુકૂળ પ્રેમપાત્ર મળશે એ જ ક્ષણે એનું ચિત્ત પ્રથમના પાત્ર તરફથી ખસી જઈ બીજા તરફ ઝૂકશે. એ ઝૂકવાની સાથે જ પ્રથમ પાત્રની પ્રત્યે કર્તવ્યપાલનનું ચક્ર, જે પહેલાંથી ચાલતું હતું, તેની ગતિ તથા દિશા બદલાઈ જશે. બીજા પાત્ર પ્રત્યે પણ તે ચક્ર યોગ્યરૂપે ચાલી નહિ શકે તથા મોહનો રસાનુભવ, જે કર્તવ્યપાલનથી સંતુષ્ટ થઈ રહ્યો હતો તે રસાનુભવ, કર્તવ્યપાલન કરવાથી કે નહિ કરવાથી અતૃપ્ત જ રહેશે માતા મોહવશ થઈ પોતાથી ઉત્પન્ન થયેલ બાળક પ્રત્યે પોતાનું જે કાંઈ પણ હોય તે બધું અર્પણ કરી રસાનુભવ કરે છે, પરંતુ એની પાછળ જો કેવળ મોહનો ભાવ હોય તો રસાનુભવ તદ્દન અસ્થિર તથા સંકુચિત થઈ જાય છે. ધારો કે તે બાળક મરી ગયું અને એના બદલામાં એના કરતાં પણ વધારે સુંદર તથા વધારે હૃષ્ટપુષ્ટ બાળક ઉછેરવા માટે મળ્યું કે જે બિલકુલ માતૃહીન હોય; પરતુ આવા નિરાધાર તથા સુંદર બાળકને મેળવીને પણ તે બાળકરહિત થયેલ માતા તે નિરાધાર અને સુંદર બાળક પ્રત્યે કર્તવ્યપાલન કરવામાં આનંદ કે રસાનુભવ નહિ માને, જે તે પોતાથી ઉત્પન્ન થયેલ પોતાના બાળક પ્રત્યે કર્તવ્યપાલન કરવામાં માનતી હતી. આનું કારણ શું છે? બાળક તો પહેલા કરતાં પણ વધારે સારું મળ્યું છે એ માતામાં બાળકની સ્પૃહા તથા અર્પણ કરવાની વૃત્તિ પણ છે. પેલું નિરાધાર બાળક પણ માતા વિનાનું હોવાથી આવી બાળકની અપેક્ષા રાખતી માતાની પ્રેમવૃત્તિનું અધિકારી છે. તોપણ તે માતાનુ ચિત્ત તે બાળક પ્રત્યે મુક્ત ધારાથી નથી વહેતું. એનું કારણ એક જ છે અને તે એ કે તે માતાની સર્વસ્વ ન્યોછાવર તથા અર્પણ કરવાની વૃત્તિનો પ્રેરક ભાવ કેવળ મોહ હતો, જે સ્નેહ હોવા છતાં પણ વ્યાપક તથા શુદ્ધ ન હતો. આ કારણથી તે માતાના હૃદયમાં એ ભાવ હોવા છતાં એમાંથી

કર્તવ્યપાલનના ફુવારા નથી ઊડતા, અંદર ને અંદર એના હૃદયને દબાવીને સુખીને બદલે—ખાધેલા, પણ નહિ પચેલ અન્નની જેમ—એને દુઃખી કરે છે. આવું નહિ પચેલું અન્ન નથી લોહી બનીને શરીરને પણ સુખ પહોંચાડતું કે નથી બહાર ન નીકળવાને કારણે શરીરને પણ હલકું કરતું; અંદર ને અંદર સડી શરીરને તથા ચિત્તને અસ્વસ્થ કરે છે. આ જ સ્થિતિ કર્તવ્ય-પાલનમાં નહિ ફેરવાયેલ એવા તે માતાના સ્નેહભાવની હોય છે. આપણે કોઈક સમયે ભયને કારણે રક્ષણને માટે ઝૂંપડી બનાવી તથા એની સંભાળ પણ રાખી, ભયને કારણે બીજાઓથી બચવા માટે અખાડામાં કસરત કરી બળ પણ મેળવ્યું, કવાયત તથા નિશાનબાજીથી સૈનિકશક્તિ પણ મેળવી, આક્રમણને સમયે—ભલે એ આક્રમણ પોતાના ઉપર, કુટુંબ ઉપર કે સમાજ ઉપર કે રાષ્ટ્ર ઉપર હોય—એક સૈનિકની રીતે કર્તવ્યપાલન કર્યું, પરંતુ પોતાના ઉપર અથવા આપણે જેને પોતાનો ગણ્યો હતો તેના ઉપર ભય ન રહ્યો હોય, પણ જેને આપણે પોતાનો નથી સમજતા કે જે રાષ્ટ્રને આપણે પોતાનું રાષ્ટ્ર નથી સમજતા તેના ઉપર, આપણા ઉપર આવેલ ભય કરતાં પણ પ્રચંડ ભય આવી પડે ત્યારે, આપણી ભયમાંથી બચાવવાની શક્તિ આપણને કર્તવ્યપાલનમાં કદી પણ પ્રવૃત્ત નહિ કરે. આપણામાં ભયથી બચવાની કે બચાવવાની કેટલીયે શક્તિ કેમ ન હોય, પરંતુ તે શક્તિ જો સંકુચિત ભાવથી ઉત્પન્ન થઈ હોય તો જરૂરિયાત હોવા છતાં તે કામમાં નહિ આવે અને જ્યાં જરૂરિયાત નહિ હોય અથવા તો ઓછી જરૂરિયાત હશે ત્યાં પણ ખર્ચાશે. હમણાં જ આપણે જોયું કે યુરોપનાં તથા બીજાં રાષ્ટ્રો પાસે ભયથી બચવાની તથા બચાવવાની અસીમ શક્તિ હોવા છતાં અને ભયગ્રસ્ત એબિસીનિયાએ સેંકડો વિનંતી કરવા છતાં તેને કાંઈ પણ મદદ તે રાષ્ટ્રો ન કરી શક્યાં. આ પ્રમાણે ભયજનિત કર્તવ્યપાલન પણ અધૂરું જ હોય છે તથા મોટેભાગે ઊલટું પણ હોય છે. આમ મોહની કોટિમાં ગણાતા બધાયે ભાવોની એક જ સરખી વ્યવસ્થા છે અને તે એ કે એ ભાવો તદ્દન અધૂરા, અસ્થિર તથા મલિન હોય છે.

જીવનશક્તિનો યથાર્થ અનુભવ એ જ બીજા પ્રકારનો ભાવ છે જે ઉદય પામતાં ચલિત કે નષ્ટ પણ નથી થતો. એક પ્રશ્ન થઈ શકે છે કે જીવન-શક્તિના યથાર્થ અનુભવમાં કયું એવુ તત્ત્વ છે કે જેને કારણે તે સદા સ્થિર, વ્યાપક તથા શુદ્ધ રહે છે. એનો ઉત્તર મેળવવા માટે જીવનશક્તિના સ્વરૂપ ઉપર થોડો વિચાર કરવો પડશે

આપણે આપણા મનમાં જ વિચારીએ અને જોઈએ કે જીવનશક્તિ એ

કંઈ વસ્તુ છે. કોઈ પણ સમજુ વ્યક્તિ શ્વાસોચ્છ્વાસ કે પ્રાણને જીવનની મૂળ આધારશક્તિ માની નહિ શકે, કારણ કે કોઈ કોઈ સમયે ધ્યાનની વિશિષ્ટ અવસ્થામાં પ્રાણનો સંચાર ચાલુ ન રહેવા છતાં જીવનશકિત એમ ને એમ રહે છે. આ ઉપરથી માનવું પડે છે કે આધારભૂત શક્તિ કોઈ બીજી જ છે. અત્યાર સુધીના બધાયે આધ્યાત્મિક સૂક્ષ્મ અનુભવીઓએ એ આધાર-શકિતને ચેતના કહી છે. ચેતના એવી એક સ્થિર તથા પ્રકાશમાન શક્તિ છે કે જે શારીરિક, માનસિક તથા ઇન્દ્રિયવિષયક વગેરે બધાંયે કાર્યો ઉપર જ્ઞાનનો, સમજનો, પરિજ્ઞાનનો પ્રકાશ સતત ફેંકયા કરે છે. ભલે ઇન્દ્રિયો કોઈ પણ પ્રવૃત્તિ કરે, ભલે મન ગમે ત્યાં ગતિ કરે, ભલે શરીર કોઈ પણ વ્યાપાર કરે, પરંતુ એ બધાંનુ સતત ભાન કોઈ એક શકિતને થોડું થોડું થયા જ કરે છે. આપણે દરેક અવસ્થામાં આપણી શારીરિક, ઇન્દ્રિયવિષયક તથા માનસિક ક્રિયાઓથી જે થોડા પરિચિત રહ્યા કરીએ છીએ તે કયા કારણે? જે કારણ-થી આપણને આપણી ક્રિયાઓનું સંવેદન થાય છે એ જ ચેતનાશક્તિ છે, તથા આપણે એનાથી વધારે કે ઓછા કશું પણ નથી. ચેતનાની સાથે ને સાથે જ બીજી એક શક્તિ ઓતપ્રોત છે, જેને સંકલ્પશક્તિ કહેવામાં આવે છે. ચેતના જે કાંઈ પણ સમજે કે વિચારે તેને કાર્યાન્વિત કરવું કે મૂળ રૂપમાં લાવવું એ જો ચેતનાની સાથે બીજું કોઈ બળ ન હોય તો ન બની શકે અને ચેતનાની બધીયે સમજ નકામી જાય તથા આપણે જ્યાંના ત્યાં જ રહીએ. આપણે અનુભવ કરીએ છીએ કે સમજણ કે દર્શન અનુસાર એક વાર સંકલ્પ થયો કે ચેતના પૂર્ણરૂપે કાર્યાભિમુખ થાય છે; જેમ કે કૂદનાર વ્યક્તિ કૂદવાનો સંકલ્પ કરે છે તો બધુંયે બળ એકઠું થઈને એને કુદાવી નાખે છે. સંકલ્પશકિતનું કામ બળને વિખેરાઈ જતાં રોકવાનું છે. સંકલ્પ-શક્તિનું બળ મળતાં જ ચેતના ગતિશીલ થાય છે તથા પોતાનું સાધ્ય સિદ્ધ કરીને જ સંતોષ પામે છે. આ ગતિશીલતાને ચેતનાનું વીર્ય સમજવું જોઈ એ. આ પ્રમાણે જીવનશક્તિના મુખ્ય ત્રણ અંશ છે: ચેતના, સંકલ્પ તથા વીર્ય કે બળ. આ ત્રણ અંશવાળી શક્તિને જ જીવનશક્તિ સમજવી, જેનો અનુભવ આપણને દરેક નાનામોટા સર્જનકાર્યમાં થાય છે. જો સમજણ ન હોય, સંકલ્પ ન હોય તથા પુરુષાર્થ—વીર્યગતિ ન હોય તો કોઈ પણ સર્જન થઈ જ નથી શકતું. એ ધ્યાનમાં રાખવાનુ છે કે જગતમાં એવો કોઈ પણ નાનો કે મોટો જીવનધારણ કરનાર શરીરી નથી કે જે કોઈ ને કોઈ પ્રકારનું સર્જન ન કરતો હોય આ ઉપરથી પ્રાણીમાત્રમાં ઉપર દર્શાવેલ ત્રણ અંશવાળી જીવનશક્તિ છે તે સમજાય છે. આમ તો આવી શક્તિનો જેવી રીતે આપણે

પોતે પોતાનામાં પ્રત્યક્ષ અનુભવ કરીએ છીએ એવી જ રીતે બીજાં પ્રાણીઓનાં સર્જન કાર્યથી તેઓમાં રહેલી તે શક્તિનું અનુમાન કરી શકીએ છીએ, છતાં એનો અનુભવ, અને તે પણ યથાર્થ અનુભવ, એક અલગ વસ્તુ છે.

સામે ઊભેલી દીવાલને કોઈ 'નથી' એમ કહે તોપણ આપણે માની શકતા નથી. આપણે તો તે સામી રહેલ દીવાલના અસ્તિત્વનો જ અનુભવ કરીશું. એ જ પ્રમાણે સામી ઊભેલી દીવાલના અનુભવની જેમ પોતાનામાં તથા બીજામાં રહેલ ત્રણ અંશવાળી શક્તિના અસ્તિત્વનો તથા એના સામર્થ્યનો અનુભવ કરવો એ જ જીવનશક્તિનો યથાર્થ અનુભવ કર્યો ગણાય.

જ્યારે આવો અનુભવ પ્રકટ થાય છે ત્યારે પોતાની પ્રત્યે તથા બીજા પ્રત્યે જીવનદૃષ્ટિ બદલાઈ જાય છે. પછી તો એવો ભાવ ઉત્પન્ન થાય છે કે સર્વત્ર ત્રિઅંશી જીવનશક્તિ (સચ્ચિદાનંદ) કાં તો અખંડ કે એક છે, કાં તો સર્વત્ર સમાન છે. કોઈને સંસ્કાર–અનુસાર અખંડાનુભવ થાય કે કોઈને સમાનતાનો અનુભવ, પરંતુ એનાથી પરિણામમાં કાંઈ પણ ફેર નથી પડતો. અભેદદૃષ્ટિ ધારણ કરનાર બીજાની પ્રત્યે એ જ જવાબદારી રાખશે, જે એ પોતાની પ્રત્યે રાખતો હશે. વાસ્તવિક રીતે એની જવાબદારી કે કર્તવ્યદૃષ્ટિ પોતાના તથા પારકાના ભેદથી ભિન્ન નથી થતી. એ જ પ્રમાણે સામાન્ય દૃષ્ટિ ધારણ કરનાર પણ પોતાના અને પારકાના ભેદથી કર્તવ્યદૃષ્ટિમાં કે જવાબદારીમાં તારતમ્ય નથી કરી શકતો.

મોહકોટિમાં ગણાતા ભાવોથી પ્રેરિત જવાબદારી કે કર્તવ્યદૃષ્ટિ એકસરખી અખંડ કે આવરણરહિત નથી હોતી, જ્યારે જીવનના યથાર્થ અનુભવથી પ્રેરિત જવાબદારી કે કર્તવ્યદૃષ્ટિ હંમેશાં એકસરખી તથા નિરાવરણ હોય છે, કારણ કે તે ભાવ રાજસ અંશથી નથી આવ્યો હોતો તથા તે તામસ અંશથી અભિભૂત પણ નથી થઈ શકતો. તે ભાવ સાહજિક છે —સાત્ત્વિક છે.

મનુષ્ય જાતિને સૌથી મોટી કીમતી કુદરતી બક્ષિસ મળી છે તે સાહજિક ભાવને ધારણ કરવાનું કે ઉત્પન્ન કરવાનું સામર્થ્ય તથા યોગ્યતા છે. તે અસાધારણ વિકાસનું મુખ્ય સાધન છે. મનુષ્યજાતિના ઇતિહાસમાં બુદ્ધ, મહાવીર વગેરે અનેક સંત-મહન્તો થઈ ગયા છે કે જેઓએ સેંકડો વિઘ્નો આવવા છતાં પણ મનુષ્યજાતિના ઉદ્ધારની જવાબદારીમાંથી કોઈ પણ દિવસ પોતાનો પગ પાછો નહોતો ફેરવ્યો. પોતાના શિષ્યના પ્રલોભન દ્વારા સોક્રેટિસ મૃત્યુના મુખમાંથી બચી શકતો હતો, પરંતુ તેણે શારીરિક જીવન

કરતાં આધ્યાત્મિક જીવનને પસંદ કર્યું અને મૃત્યુ એને ડરાવી ન શક્યું. જિસસ ક્રાઇસ્ટે પોતાનો નૂતન પ્રેમસંદેશ આપવાની જવાબદારી અદા કરવામાં શૂળીને સિંહાસન માન્યું. આવાં પ્રાચીન ઐતિહાસિક ઉદાહરણોની સત્યતા વિશે જાગતી શંકાને દૂર કરવા માટે જ જાણે કે ગાંધીજીએ હમણાં હમણાં જે ચમત્કાર બતાવ્યો છે તે સર્વવિદિત છે. એમને હિન્દુત્વ–આર્યત્વના નામે પ્રતિષ્ઠાપ્રાપ્ત બ્રાહ્મણ તથા શ્રમણની સેંકડો કુરૂઢિ–પિશાચિનીઓ ચલિત ન કરી શકી. હિન્દુ–મુસલમાનોની દંડાદંડી, શસ્ત્રાશસ્ત્રી પણ એમને કર્તવ્યચલિત ન કરી શકી કે મૃત્યુ પણ એમને ડરાવી ન શક્યું. તે આપણા જેવા જ માણસ હતા. તો પછી એવુ કયું કારણ છે કે જેને લીધે એમની કર્તવ્ય-દૃષ્ટિ કે જવાબદારી આવી સ્થિર, વ્યાપક તથા શુદ્ધ હતી, જ્યારે આપણી એનાથી તદ્દન વિપરીત છે? આનો જવાબ સીધો છે કે આવા પુરુષોમાં જવાબદારી કે કર્તવ્યદૃષ્ટિનો પ્રેરક ભાવ જીવનશક્તિના યથાર્થ અનુભવમાંથી આવેલો હોય છે, જે આપણામાં નથી

આવા પુરુષોને જીવનશક્તિનો જે યથાર્થ અનુભવ થયો છે એને જ જુદા જુદા દાર્શનિકો જુદી જુદી પરિભાષામાં વર્ણવે છે. કોઈ એને આત્મ-સાક્ષાત્કાર કહે છે તો કોઈ બ્રહ્મસાક્ષાત્કાર કે ઈશ્વરદર્શન કહે છે. પરંતુ એમાં કાંઈ પણ ફરક નથી. ઉપરના વર્ણનથી મેં એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે મોહજનિત ભાવો કરતાં જીવનશક્તિનો યથાર્થ અનુભવજનિત ભાવ કેટલો અને શા માટે શ્રેષ્ઠ છે તથા એનાથી પ્રેરિત કર્તવ્યદૃષ્ટિ તથા જવાબદારી કેટલી શ્રેષ્ઠ છે તે વસુધાને કુટુંબ સમજે છે, તે એ જ શ્રેષ્ઠભાવને કારણે આવો ભાવ શબ્દોથી નથી આવી શકતો, અંદરથી જાગે છે, અને એ જ માનવના પૂર્ણ વિકાસનું મુખ્ય સાધન છે એની પ્રાપ્તિ માટે જ અધ્યાત્મશાસ્ત્ર છે, યોગમાર્ગ છે તથા એની સાધના એ જ માનવજીવનની કૃતાર્થતા છે.

—બુદ્ધિપ્રકાશ

## 'શ્રીમદ્રાજચંદ્ર'—એક સમાલોચના

### [ ૧૮ ]

વવાણિયા, મોરબી અને રાજકોટ વગેરેમાં જ્યાં શ્રીમદનું આવવા-જવા અને રહેવાનું વિશેષ થતું, એ સ્થાનો મારા જન્મસ્થાન અને રહેઠાણથી કાંઈ વિશેષ દૂર ન ગણાય. તેમ છતાં, એ સ્થાનોની વાત બાજુએ મૂકું અને છેલ્લે છેલ્લે વિ. સં. ૧૯૫૬માં તેઓ વઢવાણ કેમ્પમાં રહેલા તે સ્થાન તો મારા રહેઠાણથી માત્ર એક કલાકને રસ્તે જ છે. એટલું જ નહિ, પણ મારા કુટુંબીઓની દુકાન અને મારા ભાઈ, પિતા વગેરેનું રહેવાનું વઢવાણ કેમ્પમાં હોવાથી. મારે વાસ્તે એ સ્થાન સુગમ જ નહિ પણ વાસસ્થાન જેવું હતું. તે વખતે મારી ઉમર પણ લગભગ ઓગણીસ વર્ષની હોઈ અપક્વ ન જ ગણાય. નેત્ર ગયા પછીનાં ત્યાર સુધીનાં ત્રણ વર્ષમાં સાંપ્રદાયિક ધર્મશાસ્ત્રના થોડાક પણ તીવ્ર રસપૂર્વક અભ્યાસથી તે વખતે મારામાં જિજ્ઞાસા તો ઉત્કટ જાગેલી એમ મને યાદ છે. મારો તે વખતનો બધો સમય શાસ્ત્રશ્રવણ અને સગવડ મળી તે શાસ્ત્ર પી જવામાં જ જતો આમ હોવા છતાં હું તે વખતે એક પણ વાર શ્રીમદને કેમ પ્રત્યક્ષ મળી ન શક્યો એનો વિચાર પહેલાં પણ મને ઘણી વાર આવ્યો છે અને આજે પણ આવે છે. એનો ખુલાસો મને એક જ રીતે થાય છે અને તે એ કે ધાર્મિક વાડાવૃત્તિ સત્યશોધ અને નવીન પ્રસ્થાનમાં ભારે બાધક નીવડે છે.

કુટુંબ, સમાજ અને તે વખતના મારા કુલધર્મગુરુઓના સાંકડા માનસને લીધે જ મારામાં એવા યોગ્ય પુરુષને મળવાની કલ્પના જ તે વખતે જન્મવા ન પામી કે સાહસવૃત્તિ જ ન પ્રગટી. જેમની વચ્ચે મારો બધો વખત પસાર થતો તે સ્થાનકવાસી સાધુઓ અને આર્યાઓ તેમ જ કોઈ વાર તેમના ઉપાસકોના મોઢેથી તે વખતે શ્રીમદ વિશે તુચ્છ અભિપ્રાય જ સાંભળતો. તેથી મને મન ઉપર તે વખતે એટલો સંસ્કાર વગર વિચાર્યે પડેલો કે રાજચંદ્ર નામનો કોઈ ગૃહસ્થ છે, જે બુદ્ધિશાળી તો છે પણ મહાવીરની પેઠે પોતાને તીર્થંકર મનાવી પોતાના ભક્તોને ચરણોમાં નમાવે છે અને બીજા કોઈને ધર્મગુરુ કે સાધુ માનવા ના પાડે છે, ઇત્યાદિ. મારે કબૂલ કરવું જોઈએ કે જો તે વખતે મારું મન જાગ્રત હોત તો તે આ મૂઢ સંસ્કારોની પરીક્ષા ખાતર પણ

કુતૂહલદૃષ્ટિથી એક વાર શ્રીમદ પાસે જવા મને પ્રેરત. અસ્તુ, ગમે તેમ હો, પણ અહીં મુખ્ય વક્તવ્ય એ છે કે લગભગ બધી સગવડ છતાં હું શ્રીમદને પ્રત્યક્ષ મળી ન શક્યો, એટલે તેમના પ્રત્યક્ષ પરિચયથી તેમને વિશે કાંઈ પણ કહેવાનો મારો અધિકાર નથી.

તે વખતે પ્રત્યક્ષ પરિચય સિવાય પણ શ્રીમદને વિશે કાંઈક યથાર્થ જાણકારી મેળવવી એ ભારે અઘરું હતું, અને કદાચ ઘણા વાસ્તે હજી પણ એ અઘરું જ છે. બે તદ્દન સામસામેના છેડાઓ ત્યારે વર્તતા અને હજી પણ વર્તે છે. જેઓ તેમના વિરોધી છે તેમનો, વાંચ્યા, વિચાર્યા અને પરીક્ષણ કર્યા સિવાય, સાંપ્રદાયિક એવો એકાંત વિચાર બંધાયેલો છે કે શ્રીમદ પોતે જ ધર્મગુરુ બની ધર્મમત પ્રવર્તાવવા ચાહતા, સાધુ કે મુનિઓને ન માનતા, ક્રિયાનો ઉચ્છેદ કરતા અને ત્રણે જૈન ફિરકાનો અંત આણવા ઇચ્છતા, ઇત્યાદિ. જેઓ તેમના ઐકાન્તિક ઉપાસક છે, તેમાંના મોટાભાગને શ્રીમદના લખાણોનો વિશેષ પરિચય હોવા છતાં અને કેટલાકને શ્રીમદના સાક્ષાત્ પરિચયનો લાભ મળેલો હોવા છતા, તેમનો પણ શ્રીમદ વિશે અંધ-ભક્તિજનિત ઐકાન્તિક અભિપ્રાય એવો રૂઢ થયેલો મેં જોયો છે કે શ્રીમદ એટલે સર્વસ્વ અને 'શ્રીમદ્રાજચંદ્ર' વાચ્યું એટલે સઘળું આવી ગયું. આ આ બન્ને છેડાઓના નામપૂર્વક દાખલા હું જાણીને જ નથી ટાંકતો. આ છેક જ સંકુચિત પરિસ્થિતિ ઓછાવત્તા પ્રમાણમાં હજુ સુધી ચાલી આવે છે. છતાં, છેલ્લાં લગભગ વીસ વર્ષમાં આ વિશે પણ એક નવો યુગ પ્રવર્ત્યો છે.

જ્યારથી પૂ. ગાંધીજીએ હિન્દુસ્તાનમાં વસવાટ વાસ્તે પગ મૂક્યો, ત્યારથી એક યા બીજે પ્રસગે તેમને મોઢેથી શ્રીમદ વિશે કાંઈ ને કાંઈ ઉદ્ગારો નીકળવા જ લાગ્યા અને જડ જેવા જિજ્ઞાસુને પણ એમ સવાલ થવા લાગ્યો કે જેને વિશે સત્યપ્રિય ગાંધીજી કાંઈક કહે છે તે વ્યક્તિ સાધારણ તો નહિ જ હોય. આ રીતે ગાંધીજીના કથનજનિત આંદોલનથી ઘણાઓને વિશે એક જિજ્ઞાસાની લહેર જન્મી. બીજી બાજુ 'શ્રીમદ્રાજચંદ્ર' છપાયેલું હતુ જ. તેની બીજી આવૃત્તિ પણ ગાંધીજીની ટૂંક પ્રસ્તાવના સાથે પ્રસિદ્ધ થઈ, અને એનો વાચનપ્રસાર વધવા લાગ્યો. શ્રીમદના ઐકાન્તિક ભક્ત નહિ એવા જૈન કે જૈનેતર તટસ્થ અભ્યાસી અને વિદ્વાનો દ્વારા પણ શ્રીમદ વિશે યથાર્થતાની દિશામાં પ્રકાશ નાખે એવાં ભાષણો થયાં. પરિણામે એક નાનકડા તટસ્થ વર્ગમાં શ્રીમદ વિશે યથાર્થ

જાણવાની પ્રબળ જિજ્ઞાસા જન્મી, અને તે વર્ગ પોતે જ 'શ્રીમદ્રાજચંદ્ર' પુસ્તક વાંચી એ જિજ્ઞાસા શમાવવા લાગ્યો છે. આ વર્ગમાં માત્ર કુળજૈનો જ નથી આવતા, એમાં ખાસો જૈનેતર ભાગ છે, અને તેમાં પણ મોટે ભાગે આધુનિક શિક્ષાપ્રાપ્તેય છે.

મારી પોતાની બાબતમાં એમ થયું કે જ્યારે શરૂઆતમાં હું એક સાંપ્રદાયિક જૈન પાઠશાળામાં રહી કાશીમાં ભણતો, ત્યારે એક વાર રા. ભીમજી હરજીવન 'સુશીલ' શ્રીમદનાં લખાણો (કદાચ 'શ્રીમદ્રાજચંદ્ર' જ) મને સંભળાવવા મારી કોટડીમાં આવ્યા. દરમ્યાન ત્યાં તે વખતે વિરાજતા અને અત્યારે પણ જીવિત—એ દુર્વાસા નહિ, ખરી રીતે સુવાસા જ—મુનિ અચાનક પધાર્યા, અને થોડીક ભાઈ સુશીલની ખબર લઈ મને એ વાચનની નિરર્થકતાનો ઉપદેશ આપ્યો. ત્યાર પછી ઈ. સ. ૧૯૨૧ ના પ્રારંભ કાળમાં જ્યારે હું અમદાવાદ પુરાતત્ત્વમંદિરમા આવ્યો, ત્યારે શ્રીમદની જયંતી પ્રસંગે કાંઈક બોલવાનું કહેવામાં આવતાં મેં એક દિવસ ઉપવાસપૂર્વક 'શ્રીમદ્રાજચંદ્ર' પુસ્તક આદરપૂર્વક જોઈ લીધુ. પણ એ અવલોકન માત્ર એકાદ દિવસનુ હતુ, એટલે ઊડતું જ કહી શકાય. છતાં એટલા વાચનને પરિણામે મારા મનમાં જાણ્યે-અજાણ્યે પડેલા પ્રથમના બધા જ વિપરીત સંસ્કારો ક્ષણમાત્રમાં વિલય પામી ગયા; અને સર્વ દર્શનોનો એક વ્યાપક સિદ્ધાંત છે કે ગમે તેટલા કાળનું પાપ કે અજ્ઞાનઅંધકાર શુદ્ધિના તેમ જ જ્ઞાનના એક જ કિરણથી ક્ષણમાત્રમાં ઓસરી જાય છે, તે અનુભવ્યો. ત્યાર પછી ઈ. સ. ૧૯૩૨ સુધીમાં બે-ચાર વાર આવી જયંતી પ્રસંગે બોલવાનો અવસર આવ્યો, પણ મને એ પુસ્તક વાંચવા અને વિશેષ વિચારવાનો સમય જ ન મળ્યો, અગર મેં ન મેળવ્યો. આ વખતે ભાઈ ગોપાલદાસનું પ્રસ્તુત જયંતી પ્રસંગે કાંઈક લખી મોકલવા સ્નિગ્ધ આમંત્રણ આવ્યું. બીજાં પણ કારણો કાંઈક હતાં જ. તેમાં જિજ્ઞાસા એ મુખ્ય. તેથી પ્રેરાઈ આ વખતે મેં 'શ્રીમદ્રાજચંદ્ર' કાંઈક નિરાંતે પણ સવિશેષ આદર અને તટસ્થભાવે લગભગ આખું સાંભળ્યું, અને સાથે જ ટૂંકી નોંધો કરતો ગયો. એ વિશે બહુ લાંબું લખવાની શક્યતા છતાં જોઈતો અવકાશ નથી; તોય પ્રસ્તુત નિબંધમાં એટલું તો નહિ ટૂંકાવું કે મારું મુખ્ય વક્તવ્ય રહી જાય અગર અસ્પષ્ટ રહે. આ કે તે કોઈ પણ એક પક્ષ તરફ ન ઢળતાં 'શ્રીમદ્રાજચંદ્ર'-માંનાં લખાણોને જ તટસ્થભાવે વિચારી, એમના વિશે બંધાયેલ અભિપ્રાય અમુક મુદ્દાઓ નીચે લખવા ધારું છું.

## આધ્યાત્મિકતા

આધ્યાત્મિકતા શ્રીમદ્‌માં બીજરૂપે જન્મસિદ્ધ હતી. આધ્યાત્મિકતા એટલે મુખ્યપણે આત્મચિંતન અને આત્મગામી પ્રવૃત્તિ. એમાં સ્વનિરીક્ષણ અને તેને લીધે દોષનિવારણની તેમ જ ગુણ પોષવાની વૃત્તિનો જ સમાવેશ થાય છે. આધ્યાત્મિક વૃત્તિમાં દોષદર્શન હોય તો મુખ્યપણે અને પ્રથમ પોતાનું જ હોય છે અને બીજા તરફ પ્રધાનપણે ગુણદૃષ્ટિ જ હોય છે. આખું 'શ્રીમદ્‌ રાજચંદ્ર' પુસ્તક વાંચી જઈએ તો આપણા ઉપર પહેલી જ છાપ તેમની આધ્યાત્મિકતાની જ પડે છે. 'પુષ્પમાળા'થી માંડી અંતિમ સંદેશ સુધીનું કોઈ પણ લખાણ લો અને તપાસો તો એક જ વસ્તુ જણાશે કે તેમણે ધર્મકથા અને આત્મકથા સિવાય બીજી કથા કરી નથી. ત્યારે તેઓ જુવાનીમાં પ્રવેશ કરે છે, ગૃહસ્થાશ્રમ માંડે છે અને અર્થોપાર્જનના ક્ષેત્રમાં ઊતરે છે, ત્યારે પણ તેમના જીવનમાંથી આપણે આધ્યાત્મિક વૃત્તિ જોઈ શકીએ છીએ. કામ અને અર્થના સંસ્કારે તેમને પોતા તરફ પરાણે જ ખેંચ્યા અને સહજવૃત્તિ તો તેમની ધર્મ પ્રત્યે જ હતી એ ભાન આપણને તેમનાં લખાણો ઉપરથી સ્પષ્ટ થાય છે હવે એ જોઈએ કે આ ધર્મબીજ કઈ રીતે તેમનામાં વિકસે છે.

બાવીસમા વર્ષને અંતે તેમણે જે નિખાલસ ટૂંકું આત્મસ્મૃતિનુ ચિત્રણ કર્યું છે, તે ઉપરથી અને 'પુષ્પમાળા' તેમ જ તે પછીની 'કાળ ન મૂકે કોઈને' અને 'ધર્મ વિશે' એ બે કવિતાઓમાં આવતા કેટલાક સાંપ્રદાયિક શબ્દો ઉપરથી એમ ચોખ્ખું લાગે છે કે તેમનો આધ્યાત્મિક સંસ્કાર પરંપરાગત વૈષ્ણવ ભાવનાને આશરે પોષાયો હતો; અને નાની જ ઉમરમાં એ સસ્કારે જે બમણા વેગે વિકાસ સાધ્યો, તે સ્થાનકવાસી જૈન પરંપરાના આશ્રયને લીધે. એ પરંપરાએ એમનામાં દયા અને અહિંસાની વૃત્તિ પોષવામાં સવિશેષ ફાળો આપ્યો લાગે છે. જોકે તેમને બાળ અને કુમાર જીવનમા માત્ર સ્થાનકવાસી જૈન પરંપરાનો જ પરિચય હતો, તોપણ ઉમર વધવા સાથે જેમ જેમ તેમનુ ભ્રમણ અને પરિચયનું ક્ષેત્ર વધતું ગયું, તેમ તેમ તેમને અનુક્રમે મૂર્તિપૂજક શ્વેતાંબર અને પછી દિગંબર એ બે જૈન પરંપરાનો પણ પરિચય થયો, અને તે પરિચય વધારે પોષાયો. વૈષ્ણવ સંસ્કારમાં જન્મી ઊછરેલી અને સ્થાનકવાસી પરંપરાથી સવિશેષ આશ્રય પામેલી તેમની આધ્યાત્મિકતા આપણે જૈન પરિભાષામાં વાંચીએ છીએ. તત્ત્વરૂપે આધ્યાત્મિકતા એક જ હોય છે, પછી તે ગમે તે જાતિ કે ગમે તે પંથમાં જન્મેલ પુરુષમાં વર્તતી હોય. ફક્ત એને વ્યક્ત કરનાર વાણી જુદી જુદી હોય છે. આધ્યાત્મિક

મુસલમાન, ક્રિશ્ચિયન કે હિન્દુ જો સાચો જ આધ્યાત્મિક હોય. તો તેની ભાષા અને શૈલી ભિન્ન ભિન્ન હોવા છતાં તેમાં આધ્યાત્મિકતા ભિન્ન હોતી નથી. શ્રીમદની આધ્યાત્મિકતાને મુખ્ય પોષણ જૈન પરંપરામાંથી મળ્યું છે અને એ અનેક રીતે જૈન પરિભાષા દ્વારા જ તેમના પત્રોમાં વ્યક્ત થઈ છે. એટલી વસ્તુ તેમનો વ્યાવહારિક ધર્મ સમજવા ખાતર ધ્યાનમાં રાખવી ઘટે છે.

અહીં એક પ્રશ્ન થાય છે અને તે એ કે અમદાવાદ, મુંબઈ જેવાં જાહેર હિલચાલનાં સ્થળોમાં રહ્યા પછી તેમ જ તે વખતે ચોમેર ચાલતી સુધારાની પ્રવૃત્તિથી પરિચિત થયા પછી અને એક અથવા બીજી રીતે કાંઈક દેશચર્ચાની નજીક હોવા છતાં તેમના જેવા ચકોરને સામાજિક કોઈ પણ સુધારા વિશે કે દેશપ્રવૃત્તિ વિશે વિચાર આવ્યો હશે કે નહિ? અને આવ્યો હોય તો એમણે એ વિશે કેવો નિર્ણય બાંધ્યો હશે? જો કાંઈ પણ વિચાર્યું હોય કે નિર્ણય બાંધ્યો હોય તો તેમનાં લખાણોમાં એ વિશે ક્યાય સ્પષ્ટ નિર્દેશ કેમ નથી જણાતો? ટંકારામાં જન્મેલ બ્રાહ્મણ મૂળશંકરને ધર્મભાવના સાથે જ સમાજ-સુધારા અને રાષ્ટ્રકલ્યાણની ભાવના સ્ફુરે, જ્યારે એ જ ટંકારાની પાસેના વવાણિયામાં જન્મેલ તીક્ષ્ણપ્રજ્ઞ વૈશ્ય રાજચંદ્રને જાણે એ ભાવના સ્પર્શ જ નથી કરતી અને માત્ર અંતર્મુખી આધ્યાત્મિકતા જ એમને વ્યાપે છે, એનું શુ કારણ? સામાજિક કે રાષ્ટ્રીય કે બીજી કોઈ બાહ્ય પ્રવૃત્તિ સાથે સાચી આધ્યાત્મિકતાને લેશ પણ વિરોધ હોતો જ નથી એ વસ્તુ જો ગાંધીજીએ જીવનથી બતાવી, તો તેમના જ શ્રદ્ધેય અને ધર્મસ્નેહી પ્રતિભાશાળી રાજચંદ્રને એ વસ્તુ કાં ન સૂઝી, એ એક ગંભીર પ્રશ્ન છે. એનો ઉત્તર કાંઈક તો એમના જ 'મારું હાડ ગરીબ હતું' એ શબ્દોમાં તરવરતી પ્રકૃતિમાંથી મળી જાય છે અને કાંઈક એમના વાંચન–ચિંતનના સાહિત્યની યાદી ઉપરથી અને કાંઈક એમના અતિમર્યાદિત પરિચય અને ભ્રમણક્ષેત્રમાંથી મળી જાય છે.

એમના સ્વભાવમાં આત્મલક્ષી નિવૃત્તિનું તત્ત્વ મુખ્ય જણાય છે. તેથી એમણે બીજા પ્રશ્નોને કદાચ જાણીને જ સ્પર્શ્યા નથી. એમણે જે સાહિત્ય, જે શાસ્ત્રો વાંચ્યાં છે, અને જે દૃષ્ટિએ વિચાર્યાં છે, તે જોતાં પણ એમનામાં પ્રવૃત્તિના સંસ્કારો પોષવાનો સંભવ જ નથી. શરૂઆતથી ઠેઠ સુધી તેમનું ભ્રમણ અને પરિચયક્ષેત્ર માત્ર વ્યાપારી પૂરતું રહ્યું છે. વ્યાપારીઓમાં પણ મુખ્યપણે જૈન. જેને જૈન સમાજના સાધુ કે ગૃહસ્થ વ્યાપારી વર્ગનો પરિચય હશે તેને એ કહેવાની તો ભાગ્યે જ જરૂર રહે છે કે મૂળગામી જૈન પરં-પરામાંથી પ્રવૃત્તિનું—કર્મયોગનું—બળ મેળવવું કે સવિશેષ કેળવવું ભાગ્યે જ શક્ય છે. તેથી શ્રીમદના નિવૃત્તિગામી સ્વભાવને વ્યાપક પ્રવૃત્તિમાં વાળે એવો

કોઈ પ્રબળ વેગ તેમની બાહ્ય પરિસ્થિતિમાંથી પ્રગટે એવો ભાગ્યે જ સંભવ હતો.

**તત્ત્વજ્ઞાન**

શ્રીમદ્દનું પોતાનું જ કહી શકાય એવું કાંઈ પણ તત્ત્વજ્ઞાન તેમનાં લખાણોમાં નથી. તેમના જીવનમાં ભારતીય ઋષિઓએ ચિંતવેલું જ તત્ત્વજ્ઞાન સંક્રમે છે. તેમાંય તેમના પ્રાથમિક જીવનમાં જે થોડાક વૈદિક કે વૈષ્ણવ તત્ત્વજ્ઞાનના સંસ્કારો હતા, તે ક્રમે સમૂળગા ખરી જઈ તેનું સ્થાન જૈન તત્ત્વજ્ઞાન લે છે, અને તે એમના વિચાર તેમ જ જીવનમાં એટલું બધું ઓતપ્રોત થઈ જાય છે કે તેમનાં વાણી અને વ્યવહાર જૈનતત્ત્વજ્ઞાનનાં દર્પણ બની જાય છે. જીવ, અજીવ, મોક્ષ, તેના ઉપાયો, સંસાર, તેનું કારણ, કર્મ, કર્મનાં વિવિધ સ્વરૂપો, આધ્યાત્મિક વિકાસક્રમ—ગુણસ્થાન, નય ( એટલે કે વિચારણાનાં દૃષ્ટિબિન્દુઓ ), અનેકાંત ( સ્યાદ્વાદ : એટલે કે વસ્તુને સમગ્રપણે સ્પર્શનાર દૃષ્ટિ ), જગતનું એકંદર સ્વરૂપ, ઈશ્વર, તેનું એકત્વ કે અનેકત્વ, તેનું વ્યાપકત્વ કે દેહપરિમિતત્વ, ઇત્યાદિ તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં આવતા અનેક મુદ્દાઓને તે અનેક વાર ચર્ચે છે, બલ્કે તેમનું સમગ્ર લખાણ જ માત્ર આવી ચર્ચાઓથી વ્યાપ્ત છે. એમાં આપણે અથથી ઇતિ સુધી જૈન દૃષ્ટિ જ જોઈએ છીએ તેમણે એ બધા મુદ્દા પરત્વે ઊંડી અને વેધક ચર્ચા કરી છે, પણ તે માત્ર જૈન દૃષ્ટિને અવલંબીને અને જૈન દૃષ્ટિનું પોષણ થાય એ રીતે જ—કોઈ એક જૈન ધર્મગુરુ કરે તેમ ફેર એટલો અવશ્ય છે કે ક્રમે ક્રમે તેમનાં ચિંતન અને વાચનના પ્રમાણમા એ ચર્ચાઓ કોઈ એક જૈન વાડાગત શાસ્ત્રમાં પરિમિત ન રહેતાં સમગ્ર જૈન શાસ્ત્રને સ્પર્શી ચાલે છે. એમના અંતરાત્મામા જૈન તત્ત્વજ્ઞાનનો સંસ્કાર એટલે સુધી પોષાયેલો છે કે તેઓ પ્રસંગ આવતાં સરખામણીમાં વૈદિક આદિ તત્ત્વજ્ઞાનોને પોતાની સમજ મુજબ નિખાલસપણે ' અધૂરાં ' દર્શાવે છે.

એમનાં લખાણો ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે એમણે વેદાંતાનુગામી કેટલાંક દર્શનો સંબંધી પુસ્તકો વાંચેલાં છે. તેમ છતાં અત્યાર લગી મારા ઉપર એવી છાપ પડી છે કે વૈદિક કે બૌદ્ધ દર્શનોનાં મૂળ પુસ્તકો વાંચવાની તેમને સુગમતા સાંપડી નથી. પ્રમાણમાં જેટલું મૌલિક અને ઉત્તરવર્તી જૈન સાહિત્ય તેમણે વાંચ્યું અને વિચાર્યું છે, તેથી બહુ જ ઓછું બીજાં બધાં દર્શનોનું મળી એમણે વાંચ્યું-વિચાર્યું છે. સ્વતંત્ર ઐતિહાસિક દૃષ્ટિએ નહિ, પણ મુખ્યપણે જૈન પરંપરામાં ચાલી આવતી માન્યતા પ્રમાણે જૈનદર્શન અને બીજાં ભારતીય દર્શનનો સંબંધ એમણે વિચાર્યો છે. તેથી જ તેઓ એક સ્થળે જૈનેતર દર્શનોને હિંસા અને રાગદ્વેષનાં પોષક કહે છે. જો તેમને બીજાં

દર્શનોના મૂળ સાહિત્યને ગંભીરપણે વાચવા અને વિચારવાની શાંત તક મળી હોત તો તેઓ પૂર્વમીમાંસા સિવાયનાં જૈનેતર દર્શનો વિશે આવું વિધાન કરતાં જરૂર ખંચકાત. તેમની નિષ્પક્ષ અને તીવ્ર પ્રજ્ઞા સાંખ્ય–યોગદર્શનમાં, શાંકર વેદાન્તમાં, બૌદ્ધ વિચારસરણીમાં જૈન પરંપરા જેટલો જ રાગદ્વેષ અને હિંસાવિરોધી ભાવ સ્પષ્ટ જોઈ શકત. વધારે તો શું, પણ તેમની સરલ પ્રકૃતિ અને પટુ બુદ્ધિ ન્યાય–વૈશેષિકસૂત્રનાં ભાષ્યોમાં પણ વીતરાગભાવની—નિવર્તક ધર્મની—જ પુષ્ટિનો ક્રમ શબ્દશઃ જોઈ શકત, અને એમ થયું હોત તો તેઓની મધ્યસ્થતા, જૈન પરંપરાના અન્ય દર્શનો વિશેના પ્રચલિત વિધાનની બાબતમાં આવી ભૂલ થતાં રોકત.

એક બાજુ જૈન તત્ત્વજ્ઞાનના કર્મ, ગુણસ્થાન અને નવ તત્ત્વ આદિ વિષયોનો મૌલિક અભ્યાસ કરવાની અને તેનું જ ચિંતન, પ્રતિપાદન કરવાની એમને તક સાંપડી, અને બીજી બાજુ એ જૈનેતર દર્શનોનાં મૂળ પુસ્તકો સ્વયં સાંગોપાંગ જોવાની અગર તો જોઈએ તેટલી છૂટથી વિચારવાની તક ન મળી. નહિ તો તેમની ગુણગ્રાહક દૃષ્ટિ, સમન્વયશક્તિ એ બધાં દર્શનોના તુલનાત્મક ચિંતનમાંથી તેમને હાથે એક નવું જ પ્રસ્થાન શરૂ કરાવત. એમ ન થયું હોત તોપણ તેમને વેદાંતના માયાવાદ કે સાંખ્ય–યોગના અસંગ અને પ્રકૃતિવાદમાં જે ઊણપ દેખાઈ છે, તે ઊણપ તે રીતે તો ન જ દેખાત અને ન જ દર્શાવાત.

**શાસ્ત્રજ્ઞાન અને સાહિત્યાવલોકન**

શ્રીમદ્નો સ્વભાવ જ ચિતન અને મનનશીલ હતો. એમનું એ ચિંતન પણ આત્મલક્ષી જ હતું. તેથી બાહ્યલક્ષી સાહિત્ય, જેવું કે વાર્તા, નવલકથા, નાટક, કાવ્ય, પ્રવાસવર્ણન આદિ, તરફ તેમની રસવૃત્તિ સ્વાભાવિક રીતે જ રહેલી લાગતી નથી. એમણે એવું સાહિત્ય વાંચવામાં મનોયોગ આપ્યો હોય કે સમય ગાળ્યો હોય એમ તેમનાં લખાણો જોતાં લાગતું નથી. છતાં તેમના હાથમાં છૂટુંછવાયું એવું કાંઈ સાહિત્ય પડી ગયું હશે, તોપણ એનો ઉપયોગ એમણે તો પોતાની તત્ત્વચિંતક દૃષ્ટિએ જ કરેલો હોવો જોઈએ. એમની જિજ્ઞાસા અને નવું નવું જાણી તે પરત્વે વિચાર કરવાની સહજ વૃત્તિ બેહદ હતી. એ વૃત્તિ અન્ય સાહિત્ય તરફ ન વળતાં માત્ર શાસ્ત્ર તરફ જ વળેલી લાગે છે.

વિદુરનીતિ, વૈરાગ્યશતક, ભાગવત, પ્રવીણસાગર, પંચીકરણ, દાસબોધ, શિક્ષાપત્રી, પ્રબોધશતક, મોહમુદ્ગર, મણિરત્નમાલા, વિચારસાગર, યોગવાસિષ્ઠ,

બુદ્ધચરિત આદિ તેમણે લખાણોમાં નિર્દેશેલાં અને બીજાં કેટલાંક નામપૂર્વક નહિ નિર્દેશેલ છતાં તેમનાં લખાણોના ભાવ ઉપરથી સ્પષ્ટ સૂચિત થતાં જૈનેતર શાસ્ત્રીય પુસ્તકો તેમણે એકાગ્રતા અને તીક્ષ્ણ દૃષ્ટિથી વાંચ્યાં છે ખરાં, પણ એકંદર તેમણે જૈન શાસ્ત્રો જ મોટા પ્રમાણમાં વાંચ્યાં છે. તેમાંના ઝીણા ઝીણા તાત્ત્વિક અને આચાર વિષયક મુદ્દાઓ ઉપર તેમણે અનેક વાર ગંભીર વિચારણા કરી છે, એ વિશે એકથી વધારે વાર લખ્યું છે, અને એમણે એ વિશે જ હાલતાં ને ચાલતાં ઉપદેશ આપ્યો છે. આ દૃષ્ટિએ એમનાં લખાણો વાંચતાં એવું વિધાન ફલિત થાય છે કે જોકે બીજાઓમાં હોય છે તેવી તેમનામાં સંકુચિત ખંડનમંડનવૃત્તિ, કદાગ્રહ કે વિજયલાલસા ન હતાં, છતાં તેમણે વાંચેલુ જૈનેતર સમગ્ર શ્રુત જૈન શ્રુત અને જૈન ભાવનાના પરિપોષણમાં જ તેમને પરિણમ્યું હતું.

ભારતીય દર્શનોમાં વેદાંત (ઉત્તરમીમાંસા) અને તે પણ શાંકરમતાનુસારી, તેમ જ સાંખ્ય એ બે દર્શનનાં મૂળ તત્ત્વોનો તેમને પરિચય કાંઈક ઠીક હતો એમ લાગે છે. એ સિવાયનાં અન્ય વૈદિક દર્શનો કે બૌદ્ધ દર્શન વિશે તેમને જે કાંઈ માહિતી મળી, તે તે દર્શનના મૂળ ગ્રન્થ ઉપરથી નહિ, પણ આચાર્ય હરિભદ્રના ષડ્દર્શનસમુચ્ચય, ધર્મસંગ્રહણી આદિ તથા આચાર્ય સિદ્ધસેનના મૂળ સન્મતિ આદિ જેવા જૈન ગ્રંથો દ્વારા જ મળી હોય એમ લાગે છે.

તેમના જૈન શાસ્ત્રજ્ઞાનની શરૂઆત પણ સ્થાનકવાસી પરંપરામાંથી જ થાય છે. એ પરંપરાનુ સાહિત્ય બાકીની બે પરંપરા કરતાં—ખાસ કરી મૂર્તિપૂજક શ્વેતાંબર પરંપરા કરતાં—બહુ જ ઓછુ અને મર્યાદિત છે. થોકડાં નામનાં તાત્ત્વિક વિષયોનાં ગુજરાતીભાષાબદ્ધ પ્રકરણો, મૂળ પ્રાકૃત કેટલાંક આગમો અને તેના ટબાઓ—એ જ એ પરંપરાનું મુખ્ય સાહિત્ય છે. શ્રીમદે બહુ જ થોડા વખતમાં એ શાસ્ત્રો બધાં નહિ તો એમાંનાં મુખ્ય મુખ્ય જોઈ તેનુ હાર્દ સ્પર્શી લીધુ, પણ એટલાથી તેમની ચક્રવર્તી થવા જેટલી મહત્ત્વાકાંક્ષા કાંઈ શમે અગર ભૂખ ભાંગે એમ ન હતું. તેઓ જેમ જેમ જન્મભૂમિ બહાર જતા ગયા અને ગગનચુંબી જૈન મંદિરનાં શિખરો જોવા સાથે મોટા મોટા પુસ્તકભંડારો વિશે સાંભળતા ગયા, તેમ તેમ તેમની વૃત્તિ શાસ્ત્રશોધન તરફ વળી. અમદાવાદ પહોંચ્યા ત્યાં એમને ખૂબ જ નવ નવ શાસ્ત્રો જોવા-જાણવા મળ્યાં. પછી તો, એમ લાગે છે કે, તેમની વિવેચકશક્તિ અને ગંભીર ધાર્મિક સ્વભાવને લીધે ચોતરફથી આકર્ષણ વધ્યું અને અનેક દિશાઓમાંથી તેમને સંસ્કૃત-પ્રાકૃત પુસ્તકો મળવા લાગ્યાં. આ રીતે શ્વેતાંબ-

રીય સાહિત્યનો પરિચય બહિરંગ અને અંતરંગ બન્ને રીતે વધ્યે જ જતો હતો, તેટલામાં મુંબઈ જેવા સ્થળેથી તેમને દિગંબરીય શાસ્ત્રો જાણવા મળ્યાં. તેઓ જે વખતે જે વાંચતા, તે વખતે તેના ઉપર કાંઈક નોંધપોથીમાં લખતા; અને તેમ નહિ તો છેવટે કોઈ જિજ્ઞાસુ કે સ્નેહીને લખવાના પત્રમાં તેનો નિર્દેશ કરતા. એમની નોંધપોથી સમગ્ર જ છે એમ ન કહી શકાય. વળી બધી જ નોંધપોથી કે બધા નિર્દેશક પત્રો પ્રાપ્ત થયા છે એમ પણ ન કહી શકાય, છતાં જે કાંઈ સાધન ઉપલબ્ધ છે તે ઉપરથી એટલું ચોક્કસપણે કહી શકાય એમ છે કે ત્રણે જૈન પરંપરાના તાત્ત્વિક, પ્રધાન પ્રધાન ગ્રંથો એમણે વેધક દૃષ્ટિથી સ્પર્શ્યાં છે કેટલાંક મૂળ સૂત્રો, જેવાં કે ઉત્તરાધ્યયન, સૂત્રકૃતાંગ, દશવૈકાલિક, પ્રશ્નવ્યાકરણ. ઇત્યાદિ તો એ શબ્દ, ભાવ અને તાત્પર્યમાં પી ગયા હતા, એમ લાગે છે. કેટલાક તર્કપ્રધાન ગ્રંથો પણ એમણે વાંચ્યા છે. વૈરાગ્યપ્રધાન અને કર્મવિષયક સાહિત્ય તો એમની નસેનસમાં વ્યાપેલું હોય એમ લાગે છે.

ગુજરાતી, હિન્દી, સંસ્કૃત અને પ્રાકૃત એ ચાર ભાષામાં લખાયેલ શાસ્ત્રો એમણે વાંચેલાં લાગે છે. આશ્ચર્ય તો એ છે કે ગુજરાતી સિવાય એમણે બીજાઓની પેઠે સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાઓનો વ્યવસ્થિત અભ્યાસ કર્યો નથી, છતાં તે તે ભાષાના વિશારદ પંડિતો શાસ્ત્રના ભાવોને સ્પર્શે તેટલી જ યથાર્થતાથી અને ઘણે સ્થળે તો તેથી પણ આગળ વધીને તેમણે એ ભાષાના શાસ્ત્રોના ભાવોને તાવ્યા છે; એટલું જ નહિ, પણ તે ભાવોને તેમણે ગદ્ય કે પદ્યમા વ્યક્ત કર્યો છે, ઘણી વાર તો તે ભાવોનાં માર્મિક વિવેચનો કર્યાં છે; એ વસ્તુ તેમની અર્થસ્પર્શી પ્રજ્ઞા સૂચવે છે.

તે વખતે જૈન પરંપરામાં મુદ્રણયુગ નામનો જ હતો. દિગંબરીય શાસ્ત્રોએ તો કદાચ છાપખાનાનો દરવાજો જોયો જ ન હતો. એ યુગમાં ધ્યાન, ચિંતન, વ્યાપાર આદિની બીજી બધી પ્રવૃત્તિ વચ્ચે વ્યાપક રીતે ત્રણે ફિરકાનુ આટલું શાસ્ત્ર, ભાષા આદિની અધૂરી સગવડે, એના યથાર્થ ભાવમાં વાંચવું અને તે ઉપર આકર્ષક રીતે લખવું, એ શ્રીમદની અસાધારણ વિશેષતા છે. એમનો કોઈ ગુરુ ન હતો—હોત તો એમના કૃતજ્ઞ હાથ ઉલ્લેખ કરતાં ન ભૂલત—છતાં એ એવા જિજ્ઞાસુ હતા કે નાનામોટા ગમે તે પાસેથી પોતાને જોઈતું મેળવી લેતા.

એ યુગમાં ગુજરાતમાં, ખાસ કરી મૂર્તિપૂજક અને સ્થાનકવાસી જૈન પરંપરામાં, દિગંબરીય સાહિત્યનો પરિચય કરાવનાર, તે તરફ રસવૃત્તિ અને

આદરબુદ્ધિ ઉત્પન્ન કરાવનાર જો કોઈ પ્રથમ વ્યક્તિ હોય તો તે શ્રીમદ્ જ છે. જોકે મુંબઈ જેવાં સ્થળોમાં, જ્યાં તેમને દિગંબર મિત્રો વિશેષ મળવાનો સંભવ હતો, ત્યાં તેમણે શ્વેતાંબર સાહિત્યનો દિગંબર પરંપરાને પરિચય થાય અને એ તરફ તેઓની રસવૃત્તિ કેળવાય એવો કોઈ પ્રયત્ન અવશ્ય કરેલો હોવો જોઈએ, પણ સરખામણીમાં શ્વેતાંબર પરંપરાએ દિગંબર પરંપરાના સાહિત્યને તે વખતથી આજ સુધીમાં જેટલું અપનાવ્યું છે, કદાચ તેને શતાંશે પણ દિગંબર પરંપરાએ શ્વેતાંબરીય સાહિત્ય અપનાવ્યુ નથી. તેમ છતાં એકબીજાનાં શાસ્ત્રોનાં સાદર વાચન-ચિંતન દ્વારા ત્રણે ફિરકામાં એકતા ઉત્પન્ન કરવાનું અને બીજાની સમૃદ્ધિ દ્વારા પોતાની અપૂર્ણતા દૂર કરવાનુ કામ આરંભવાનું શ્રેય તો શ્રીમદ્‌ને જ છે—જે આગળ જતાં પરમશ્રુતપ્રભાવક મંડળરૂપે અલ્પાંશે મૂર્ત રૂપ ધારણ કરે છે.

પ્રાજ્ઞ મનુષ્ય ગમે તે પરિસ્થિતિમાંથી લાભ જ ઉઠાવી લે છે એ ન્યાયે, શ્રીમદ્‌ને પ્રથમ સ્થાનકવાસી પરંપરા પ્રાપ્ત થઈ એ તેમના એક ખાસ લાભમાં જ પરિણમી; અને તે એ કે, સ્થાનકવાસી પરંપરામા પ્રચલિત એવો મૂળ આગમનો અભ્યાસ એમને તદ્દન સુલભ થયો—જેમ કદાચ શ્વેતાંબર પરંપરામાં ગૃહસ્થ માટે પ્રથમથી બનવુ ઓછું સંભવિન છે—અને તેની અસર એમના જીવનમાં અમીટ બની ગઈ. પાછળથી શ્વેતાંબર પરપરાના પ્રચલિત સંસ્કૃત-પ્રધાન અને તર્કપ્રધાન ગ્રંથોના અવલોકને તેમની આગમરુચિ અને આગમ-પ્રજ્ઞાને સવિશેષ પ્રકાશી. દિગંબરીય સાહિત્યના પરિચયે તેમની સહજ વૈરાગ્ય અને એકાંતવાસની વૃત્તિને કાંઈક વિશેષપણે ઉત્તેજી. જેમ જેમ તેમનો શાસ્ત્રજ્ઞાન સંબંધી પરિચય અને વિકાસ વધતો ગયો, તેમ તેમ તેમનામાં પ્રથમથી યોગ્ય પરિચય અને માહિતીને અભાવે બંધાયેલા જે ઐકાંતિક સસ્કારો હતા, જેમ કે 'પુષ્પપાંખડી જ્યાં દુભાય, જિનવરની ત્યાં નહિ આજ્ઞાય,' તે ખરી પડ્યા અને તેનું સ્થાન આધ્યાત્મિક વિકાસક્રમમાં ક્યાક મૂર્તિપૂજાનુ આલંબન પણ ઉપયોગી છે એ અનેકાંતદૃષ્ટિએ લીધુ.

'ષડ્‌દર્શન જિન અંગ ભણીજે' એ પ્રસિદ્ધ અને સમન્વયગામી આનંદઘનજી-ની કડીની ભાવના જૈન પરંપરામાં તર્કયુગથી વિશેષ પ્રતિષ્ઠિત થયેલી છે. એ ભાવનાનું વિશ્લેષણ અને પરીક્ષણ કેવળ જૈન શાસ્ત્રોનો જ નહિ, પણ તે તે દર્શનોના મૂળ ગ્રંથોનો તેના યોગ્ય રૂપમાં અને મધ્યસ્થ દૃષ્ટિએ અભ્યાસ માગે છે. આ ભાવનાનો વારસો શ્રીમદ્‌માં હતો, જે તેમણે સ્પષ્ટ વ્યક્ત કર્યો છે. પરંતુ આ સિવાય કેવળ ત્રણ જૈન ફિરકાઓને જ અંગે એક બીજી ભાવના

વિચારમાં આવે છે. અને તે એ કે શ્વેતાંબર પરંપરામાં બાકીની બન્ને પરં-
પરાઓ પૂર્ણપણે સમાઈ જાય છે; જ્યારે સ્થાનકવાસી કે દિગંબર બન્નેમાંથી
એક પરંપરામાં શ્વેતાંબર પરંપરા પૂર્ણપણે સમાતી નથી. આ ભાવના શ્રીમદને
બધી પરંપરાઓના નિષ્પક્ષ શાસ્ત્રજ્ઞાનને પરિણામે સ્પષ્ટ થયેલી તેમનાં લખાણો
ઉપરથી જોઈ શકાય છે, કારણ તેઓ પોતાના સ્નેહીઓને દિગંબરીય શાસ્ત્રો
વાંચવાની સાદર ભલામણ કરતાં કહે છે કે તેમાં જે નગ્નત્વનો એકાંત છે તે
ઉપર ધ્યાન ન આપવું. એ જ રીતે સ્થાનકવાસી પરંપરાની આગમોના કવચિત્
મનમાન્યા અર્થ કાઢવાની પ્રણાલી સામે પણ તે વિરોધ દર્શાવે છે; જ્યારે
શ્વેતાંબર શાસ્ત્રીય પરંપરાના આચાર કે વિચાર સામે તેમણે એક પણ સ્થાને
વિરોધ દર્શાવ્યો હોય કે તેમાં જૈન દૃષ્ટિએ કાંઈ ઊણપ બતાવી હોય, તેવું
એમનાં લખાણો વાચતા અત્યાર લગી મારા ધ્યાનમાં આવ્યું નથી. મારો
પોતાનો અંગત અભ્યાસ પણ એ જ મત ઉપર સ્થિર થયો છે કે શ્વેતાંબરીય
શાસ્ત્રોની આચારવિચારપરંપરા એટલી બધી વ્યાપક અને અધિકારભેદે અનેકાંગી
છે કે તેમાં બાકીની બન્ને પરંપરાઓ પૂર્ણપણે એમના સ્થાને ગોઠવાઈ જાય છે.

### કવિત્વ

શ્રીમદ માત્ર ગદ્યના જ લેખક નથી; તેઓએ કવિતાઓ પણ રચી છે. તેમને તે વખતે ઘણા 'જૈનો કવિ' નામથી જ ઓળખાતા, અને કેટલાક તો તેમના અનુગામી ગણને કવિસંપ્રદાય તરીકે જ ઓળખાવતા.

જોકે તેઓ કોઈ મહાન કવિ ન હતા કે તેમણે કોઈ મહાન કાવ્ય નથી લખ્યું, છતાં તેમની કવિતાઓ જોતાં એમ લાગે છે કે કવિત્વનું બીજ—વસ્તુસ્પર્શ અને પ્રતિભા તથા અભિવ્યક્તિસામર્થ્ય—તેમનામાં હતુ. તેમની કવિતા અન્ય ગદ્ય લખાણોની પેઠે આધ્યાત્મિક વિષયસ્પર્શી જ છે. તેમના પ્રિય છંદો દલપત, શામળભટ્ટ આદિના અભ્યસ્ત છંદોમાંના જ છે. તેમની કવિતાભાષા પ્રવાહબદ્ધ છે. સહજભાવે સરલતાથી પ્રતિપાદ્ય વિષયને ખોળામાં લઈ એ પ્રવાહ ક્યાક જોસભેર તો કયાંક ચિંતનસુલભ ગંભીર વહ્યે જાય છે. સોળ વર્ષ પહેલાંની ઉમરમાં રચાયેલ કવિતાઓ સ્વાભાવિક રીતે જ શબ્દપ્રધાન અને શાબ્દિક અલંકારથી આકર્ષે એવી છે. તે પછીની કવિતાઓ વસ્તુ અને ભાવમા ઉત્તરોત્તર ગંભીર બનતાં, તેમાં શાબ્દિક અનુપ્રાસ આપોઆપ ગૌણ સ્થાન લે છે

એમના પ્રાથમિક જીવનની કવિતાઓનો વિષય ભારતપ્રકૃતિસુલભ વૈરાગ્ય, દયા, બ્રહ્મચર્ય ઇત્યાદિ વસ્તુઓ છે. પછીની લગભગ બધી જ

કવિતાઓ જૈન સંપ્રદાયની ભાવનાઓ અને તાત્ત્વિક મુદ્દાઓને સ્પર્શી રચાયેલી છે. જેમ આનંદઘન, દેવચંદ્ર અને યશોવિજયજીનાં કેટલાંક પદ્યો ભાવની સૂક્ષ્મતા અને કલ્પનાની ઉચ્ચગામિતાને લીધે તત્કાલીન ગુજરાતી સાહિત્યમાં ભાત પાડે એવાં છે, અને છતાંયે તે બધાં પદ્યો જૈન સંપ્રદાયની જ વસ્તુને સ્પર્શી સાધારણ જૈનેતરને દુર્ગમ એવી જૈન પરિભાષા અને જૈન શૈલીમાં જ રચાયેલાં હોઈ સાધારણ ગુજરાતી સાક્ષરોથી છેક જ અપરિચિત જેવાં રહ્યાં છે, તેમ શ્રીમદનાં કેટલાંક પદ્યો વિશે પણ છે. પૂજ્ય ગાંધીજી દ્વારા આશ્રમભજનાવલીમાં ‘અપૂર્વ અવસર’ વાળું ભજન દાખલ ન થયું હોત તો એ સાધારણ જનતાને કાને ક્યારેય પડ્યું હોત એ વિશે શંકા છે.

શ્રીમદનુ ‘આત્મસિદ્ધિશાસ્ત્ર’ પણ દોહરામા છે. એનો વિષય તદ્દન દાર્શનિક, તર્કપ્રધાન અને જૈન સંપ્રદાયસિદ્ધ હોવાથી, એનુ મૂલ્યાંકન લોકપ્રિયતાની કસોટીથી શક્ય જ નથી. વિશિષ્ટ ગુજરાતી સાક્ષરોને પણ એમનાં પદ્યોનો આસ્વાદ લેવો હોય, તો જેમ સાધારણ કાવ્યના રસાસ્વાદ માટે અમુક સંસ્કારોની તૈયારી આવશ્યક છે, તેમ જૈન પરિભાષા અને જૈન તત્ત્વજ્ઞાનના સ્પષ્ટ સંસ્કારો મેળવવા આવશ્યક છે. વેદાંતનું મર્મસ્થાન સ્પર્શ્યા સિવાય સસ્કૃત ભાષાના વિશિષ્ટ વિદ્વાનો પણ શ્રીહર્ષના પદ્યોના ચમત્કારો આસ્વાદી ન શકે. સાંખ્યપ્રક્રિયાના પરિચય સિવાય કાલિદાસનાં કેટલાંક પદ્યોની રચનાની અપૂર્વતા અનુભવી ન શકાય. તે જ ન્યાય શ્રીમદનાં પદ્યો વિશે છે.

જેમ જૈન જનતામાંથી પ્રમાણમા મોટો ભાગ આનંદઘનજી આદિનાં પદ્યોની વસ્તુઓને સાંપ્રદાયિક જ્ઞાન અને પરંપરાગત સંસ્કારને લીધે જલદી સ્પર્શી લે છે, તેમ શ્રીમદનાં પદ્યોમાની વસ્તુઓને પણ જલદી સ્પર્શી લે છે. કાવ્યના રસાસ્વાદ વાસ્તે જોઈતા બીજા સંસ્કારોની ઊણપ પ્રમાણમાં જૈન જનતામા વધારે હોઈ, તે કાવ્યના બાહ્ય શરીરનુ વાસ્તવિક મૂલ્યાંકન કરવા અસમર્થ જોવામાં આવી છે. તેથી કા તો ભક્તિવશ, ન હોય તેવા ગુણો પણ ઇષ્ટ કવિતાઓમા આરોપી દે છે અને કાં તો હોય તે ગુણો પણ તે પારખી શકતી નથી. શ્રીમદનાં પદ્યો વિશે પણ જૈન જનતામાં કાંઈક આવુ જ જોવામા આવ્યું છે

**પ્રજ્ઞા**

શ્રીમદમાં પ્રજ્ઞાગુણ ખાસ હતો એ દર્શાવુ તે પહેલા મારે અહીં સ્પષ્ટ કરવું જોઈએ કે હુ પ્રજ્ઞાગુણથી કઈ શક્તિઓ વિશે કહેવા ઇચ્છું છુ સ્મૃતિ, બુદ્ધિ, મર્મજ્ઞતા, કલ્પનાસામર્થ્ય, તર્કપટુતા, સત્અસત્વિવેક–વિચારણા અને તુલનાસામર્થ્ય—આટલી શક્તિઓ મુખ્યપણે અત્રે પ્રજ્ઞા શબ્દથી વિવક્ષિત છે.

આ પ્રત્યેક શક્તિનો વિસ્તૃત અને અતિસ્ફુટ પરિચય કરાવવા વાસ્તે તો અત્રે તેમનાં તે તે લખાણોનાં અક્ષરશઃ અવતરણો ખુલાસા સાથે મારે છૂટથી ટાંકવાં જોઈએ. તેમ કરવા જતાં તો એક પુસ્તક જ થાય. તેથી ઊલટું, જો તેમનાં લખાણોના અંશો દર્શાવ્યા સિવાય આ કે તે શક્તિ શ્રીમદમાં હતી એમ કહું તો શ્રોતાઓને માત્ર શ્રદ્ધાથી મારું કથન મનાવવા જેવું થાય. તેથી મધ્યમ માર્ગ સ્વીકારી આ વિષય ચર્ચવો યોગ્ય ધારું છું.

શ્રીમદની અસાધારણ સ્મૃતિનો પુરાવો તો તેમની અજબ અવધાનશક્તિ જ છે. તેમાંય પણ તેમની કેટલીક વિશેષતા છે. એક તો એ કે બીજા કેટલાક અવધાનીઓની પેઠે એમનાં અવધાનની સંખ્યા કેવળ નંબરવૃદ્ધિ ખાતર યથાકથંચિત્ વધેલી ન હતી. બીજી અને ખાસ મહત્ત્વની વિશેષતા તો એ હતી કે તેમની અવધાનશક્તિ બુદ્ધિ–વ્યભિચારને લીધે જરાય વંધ્ય બની ન હતી; ઊલટું એમાંથી વિશિષ્ટ સર્જનબળ પ્રગટ્યું હતુ, જે અન્ય અવધાનીઓમાં ભાગ્યે જ દેખાય છે. ખાસ વાત તો એ છે કે એટલી અદ્ભુત અવધાનશક્તિ કે જેના દ્વારા હજારો અને લાખો લોકોને ક્ષણમાત્રમાં આંજી અનુગામી બનાવી શકાય, અસાધારણ પ્રતિષ્ઠા અને અર્થલાભ સાધી શકાય, તે હોવા છતાં તેમણે તેનો પ્રયોગ યોગવિભૂતિઓની પેઠે ત્યાજ્ય ગણી તેનો ઉપયોગ અંતર્મુખ કાર્ય ભણી કર્યો, જેમ બીજા કોઈ સાધારણ માણસથી થવું શક્ય નથી.

કોઈ પણ વસ્તુના ખરા હાર્દને સમજી લેવુ–તરત સમજી લેવું, એ મર્મજ્ઞતા કહેવાય છે. સોળ વર્ષની ઉમર પહેલાં ક્યારેક રચાયેલી 'પુષ્પ-માળા'માં તેઓ પ્રસંગોપાત્ત રાજાનો અર્થ સૂચવતાં કહે છે કે, રાજાઓ પણ પ્રજાના માનીતા નોકર છે.* ('પુષ્પમાળા'–૭૦). અહીં 'પ્રજા' અને 'નોકર' એ બન્ને શબ્દો મર્મસૂચક છે. આજે એ જ ભાવ શિક્ષિત ક્ષેત્રમાં વ્યાપતો જાય છે. સત્તરમે વર્ષે રચાયેલ 'મોક્ષમાળા'માં તેઓ માનવની વ્યાખ્યા કેવી મર્મગ્રાહી સૂચવે છે! 'માનવપણું સમજે તે જ માનવ કહેવાય' ('મોક્ષ-માળા'–૪). અહીં 'સમજે' અને 'તે જ' એ બે શબ્દો મર્મગ્રાહી છે; અર્થાત્ આકૃતિ ધારણ કરનાર માત્ર મનુષ્ય નહિ. તેઓ એ જ 'મોક્ષમાળા'માં મનો-જયનો માર્ગ દાખવતાં કહે છે કે મન જે દુરિચ્છા કરે તેને ભૂલી જવી ('મોક્ષમાળા'–૬૮), અર્થાત્ તેને વિષયખોરાકથી પોષવું નહિ. અહીં 'દુરિચ્છા'

* राजा प्रकृतिरञ्जनात् – કાલિદાસ.

અને 'અને તેને ભૂલી જવી' એ બે શબ્દો વેધક છે. એ જ કુમળી વયની 'મોક્ષમાળા'કૃતિમાં ('મોક્ષમાળા'-૯૯) તેઓ સંગઠનબળથી લક્ષ્મી, કીર્તિ અને અધિકાર સાધતા 'આંગ્લભૌમિયો'નું ઉદાહરણ લઈ, અજ્ઞાનના સંકટમાં સપડાયેલ જૈન તત્ત્વને પ્રકાશવા 'મહાન સમાજ'ની સ્થાપનાનું સ્વપ્ન જુએ છે

૨૩મે વર્ષે ધંધામગ્ન અને સંસ્કૃત ભાષા કે તર્કશાસ્ત્રના ખાસ અભ્યાસ વિનાના રાયચંદભાઈ જૈન શાસ્ત્રના કેવા મર્મ ખોલતા, એનો દાખલો જોવા ઇચ્છનાર જૈનોએ 'શ્રીમદ્રાજચંદ્ર' અંક ૧૧૮ અને ૧૨૫ માં જે પચ્ચકખાણ* દુષ્પચ્ચકખાણ આદિ શબ્દોના અર્થ વર્ણવ્યા છે, જે રુચક પ્રદેશના નિરાવરણપણાનો ખુલાસો કર્યો છે, અને જે નિગોદગામી ચતુર્દશપૂર્વીની ચર્ચાનું સ્પષ્ટીકરણ કર્યું છે, તે ધ્યાનથી વાંચી જવું.

૨૯મા વર્ષે ભારતવર્ષીય સંસ્કૃતિને પરિચિત એવો એક જટિલ પ્રશ્ન પ્રશ્નકારની તર્કજાળથી વધારે જટિલ બની એમની સામે ઉપસ્થિત થાય છે. પ્રશ્નનો સાર એ છે કે આશ્રમક્રમે જીવન ગાળવું કે ગમે તે ઉમરે ત્યાગી થઈ શકાય? એની પાછળ મોહક તર્કજાળ એ છે કે મનુષ્યદેહ તો મોક્ષમાર્ગનું સાધન હોઈ ઉત્તમ છે, એમ જૈન ધર્મ સ્વીકારે છે; ત્યારે પછી એવા ઉત્તમ મનુષ્યદેહનું સર્જન અટકે એવા ત્યાગમાર્ગનો, ખાસ કરી સંતતિ ઉત્પન્ન કર્યાં પહેલાં જ ત્યાગ સ્વીકારવાનો, ઉપદેશ જૈન ધર્મ કરે, તો એ વદતોવ્યાઘાત નથી? આ પ્રશ્નનો ઉત્તર શ્રીમદે જૈન શૈલીના મર્મને પૂરેપૂરો સ્પર્શીને આપ્યો છે, જોકે વસ્તુતઃ એ શૈલી જૈન, બૌદ્ધ અને સંન્યાસમાર્ગી વેદાંત એ ત્રણેને એક જ સરખી માન્ય છે. શ્રીમદનો જવાબ તો ખરી રીતે એમના જ શબ્દોમાં સમજદારે વાંચવો ઘટે.+

૨૭મે વર્ષે શ્રીમદને આફ્રિકાથી ગાંધીજી પત્ર લખી ૨૭ જ પ્રશ્નો પૂછે છે. તેમાં તેમનો એક પ્રશ્ન તેમના શબ્દોમાં એ છે કે, "મને સર્પ કરડવા આવે ત્યારે મારે તેને કરડવા દેવો કે મારી નાખવો? તેને બીજી રીતે દૂર કરવાની મારામાં શક્તિ ન હોય એમ ધારીએ છીએ" (૪૪૭). આનો ઉત્તર શ્રીમદ તે વખતના તેમના મોહનલાલભાઈને આ પ્રમાણે આપે છે: "સર્પ તમારે કરડવા દેવો એવું કામ બતાવતાં વિચારમાં પડાય તેવું છે તથાપિ જો

* જુઓ આ ગ્રંથ પાન ૯૦

+ જુઓ આ ગ્રંથ પાન ૧૨૬.

તમે દેહ અનિત્ય છે એમ જાણ્યું હોય, તો પછી આ અસારભૂત દેહના રક્ષણાર્થે, જેને દેહમાં પ્રીતિ રહી છે એવા સર્પને તમારે મારવો કેમ જોગ્ય હોય? જેણે આત્મહિત ઇચ્છ્યું, તેણે તો ત્યાં પોતાના દેહને જતો કરવો જ જોગ્ય છે. કદાપિ આત્મહિત ઇચ્છવું ન હોય તેણે કેમ કરવું? તો તેનો ઉત્તર એ જ અપાય કે, તેણે નરકાદિમાં પરિભ્રમણ કરવું; અર્થાત્ સર્પને મારવો એવો ઉપદેશ ક્યાંથી કરી શકીએ? અનાર્ય વૃત્તિ હોય તો મારવાનો ઉપદેશ કરાય. તે તો અમને તમને સ્વપ્ને પણ ન હોય. એ જ ઇચ્છા યોગ્ય છે." (૪૪૭) આ ઉત્તર તેમના અહિંસાધર્મના મર્મજ્ઞાનનો અને સ્વજીવનમાં ઊતરેલ અહિંસાનો જીવંત દાખલો છે. એમણે એટલા ઉત્તરથી એક બાણે અનેક લક્ષ્ય વીંધ્યાં છે, અને અધિકારભેદે અહિંસા અને હિંસાની શક્યાશક્યતાનુ સ્પષ્ટ કથન કર્યું છે. એમાં 'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीरा.' એ અર્થપૂર્ણ કાલિદાસની ઉક્તિ અહિંસાના સિદ્ધાંત પરત્વે ભાષ્યતા પામે છે. અહીં એટલું સમજવું જોઈએ કે શ્રીમદની અહિંસા પરત્વે સમજૂતી મુખ્યપણે વૈયક્તિક દૃષ્ટિએ છે. સમાજ કે રાષ્ટ્રદૃષ્ટિએ એનો વિચાર, જે આગળ જતાં ગાંધીજીએ વિકસાવ્યો, તેનું મૂળ શ્રીમદના કથનમાં બીજરૂપે હોવા છતાં, વસ્તુતઃ તેમાં વૈયક્તિક દૃષ્ટિ જ ભાસે છે.

કલ્પનાબળ અને આકર્ષક દૃષ્ટાંત કે કથા દ્વારા પોતાના વક્તવ્યને સ્થાપવા તેમ જ સ્પષ્ટ કરવાનું સામર્થ્ય શ્રીમદમાં નાની ઉમરથી જ હતું. સ્કૂલયોગ્ય ઉમરની જ કૃતિ 'પુષ્પમાળા'માં જૂનુ કરજ પતાવવા અને નવું કરજ ન કરવાની શિક્ષા આપતાં તેઓ કરજ શબ્દનો ભંગશ્લેષ કરી ગુજરાતી અને સંસ્કૃત વ્યુત્પત્તિ કલ્પી, તેમાંથી જે ત્રણ અર્થ ઉપજાવે છે, તે તેમના કોઈ તત્કાલીન વાચનનું ફળ હોય તોય તેમા કલ્પનાબળનાં બીજો સ્પષ્ટ દેખાય છે. ૧. ક = નીચ + રજ = ધૂળ, જેમ કપૂત; ૨. કર = હાથ, જમનો હાથ + જ = નીપજેલી ચીજ, ૩ કર = વેરો; રાક્ષસી વેરો + જ = ઉત્પન્ન કરનાર—ઉઘરાવનાર ('પુષ્પમાળા '–૭૫).

૧૭મે વર્ષે મોક્ષમાળામાં તેઓ ભક્તિતત્ત્વ વિશે લખતાં તલવાર, ભાંગ અને દર્પણ એ ત્રણ દૃષ્ટાંતથી એનુ સ્થાપન કરે છે. તલવારથી શૌર્ય અને ભાંગથી જેમ કેફ વધે છે, તેમ સદ્ભક્તિથી ગુણશ્રેણી ખીલે છે. જેમ દર્પણ દ્વારા સ્વમુખનું ભાન થાય છે, તેમ શુદ્ધ પરમાત્માના ગુણચિંતન વખતે આત્મસ્વરૂપનુ ભાન પ્રગટે છે. કેટલું દૃષ્ટાંતસૌષ્ઠવ! ('મોક્ષમાળા '–૧૩). એ જ પ્રસંગે વળી તેઓ કહે છે કે જેમ મોરલીના નાદથી સૂતો સાપ જાગે છે, તેમ સદ્ગુણસમૃદ્ધિના શ્રવણથી આત્મા મોહનિદ્રામાંથી જાગે છે ('મોક્ષમાળા '–૧૪).

તેઓએ 'મોક્ષમાળા'માં અર્થ સમજ્યા વિનાના શબ્દપાઠની નિરર્થકતા બતાવતાં જે એક કચ્છી વાણિયાઓની ઉપહાસક ('મોક્ષમાળા'–૨૬) કથા ટાંકી છે, તે અમુક અંશે પારિભાષિક હોઈ હું અહીં કહેતો નથી; પણ જે જૈનો હોય તે તેને તદ્દન સરળતાથી સમજી શકે તેમ છે. બીજાઓ પણ સહેજે જૈન પાસેથી એ સમજી શકશે. એ કથા કેટલી વિનોદક અને અભણ જેવા વૈશ્ય સમાજની પ્રકૃતિને બંધબેસે તેવી તેમ જ બોધક છે!

શ્રીમદ જૈન સંપ્રદાયનાં નવ તત્ત્વોની 'મોક્ષમાળા' માં (૯૩) કુશળતાપૂર્વક સમજૂતી આપતાં પ્રશ્ન ઉઠાવે છે કે જીવ તત્ત્વ પછી અજીવ તત્ત્વ આવે છે અને અજીવ તત્ત્વ તે જીવનું વિરોધી છે, એ બે વિરોધી તત્ત્વોનું સમીપપણું કેમ ઘટે?

તેઓ કલ્પનાબળથી એક ગોળ ચક્ર ઉપજાવી આ પ્રશ્નનો ખુલાસો આકર્ષક રીતે પૂરો પાડતાં કહે છે કે જુઓ, પહેલું જીવ તત્ત્વ અને નવમું મોક્ષ તત્ત્વ એ બંને કેવાં પાસે છે? ત્યારે અજીવ બીજું તત્ત્વ તે જીવની નજીક દેખાય, એ તો અજ્ઞાનથી એમ સમજવું. જ્ઞાનથી તો જીવ અને મોક્ષ જ પાસે છે. આ એમની કલ્પનાચાતુરી એ ઉંમરે કેટલી અસાધારણ! એ જ રીતે તેવીસમે વર્ષે વેદાંતસંમત બ્રહ્માદ્વૈત અને માયાવાદનું તેમની સમજ પ્રમાણે અયુક્તપણું બતાવવા એક ચતુષ્કોણ આકૃતિ (૬૩) ખેંચી તેમાં જગત, ઈશ્વર, ચેતન, માયા આદિના ભાગો પાડી કેટલી કલ્પનાશક્તિ દાખવી છે! અહીં મુખ્ય પ્રશ્ન એ નથી કે તેમનું માયાવાદનું નિરસન કેટલું મૂળગામી છે? પણ પ્રશ્ન એ છે કે તેઓ જે વસ્તુને ઠીક કે ગેરઠીક સમજતા, તેને તેમ દર્શાવવાનું કલ્પનાબળ તેમનામાં કેટલું હતું! પ્રશ્નોત્તર શૈલીથી વસ્તુ ચર્ચવાનું કલ્પનાબળ તો આપણે તેમની નાની ઉંમરમાં જ નિહાળીએ છીએ ('મોક્ષમાળા'–૧૦૨ આદિ).

બાવીસમે વર્ષે ક્યારેક તેઓ ઊંડા મનનની મસ્તીમાં પોતાના પ્રિય આધ્યાત્મિક વિકાસક્રમ—ગુણસ્થાન—ના વિચારભુવનમાં પ્રવેશે છે અને પછી એ ચિંતનવિષયને વાણીમા વ્યક્ત કરતાં એક મનોહર સ્વલક્ષી નાટકીય નેપથ્યની છાયાવાળો કલ્પનાત્મક સંવાદ રચે છે (૬૧), અને બહુ જ સરલતાથી ગુણસ્થાનની વસ્તુ રોચક રીતે વિશ્લેષણપૂર્વક દર્શાવે છે—જેમ આગળ જતાં એ જ વસ્તુ આકર્ષક રીતે ભાવના દ્વારા 'અપૂર્વ અવસર' એ પદ્યમાં દર્શાવે છે. જૈન કે જૈનેતર કોઈ પણ ગુણસ્થાનના જિજ્ઞાસુ વાસ્તે આ સંવાદ કંટાળો આપ્યા સિવાય બોધક સાબિત થાય એવો છે.

ધર્મ, અર્થ આદિ ચાર પુરુષાર્થોનાં નામ અને તેનો પ્રસિદ્ધ અર્થ

સર્વવિદિત છે, પણ શ્રીમદ પોતાની આધ્યાત્મિક પ્રકૃતિ પ્રમાણે કલ્પનાબળે ચારે પુરુષાર્થનો આધ્યાત્મિક ભાવમાં જ અર્થ ઉપજાવે છે (૭૬). એ કરતાં પણ વધારે સરસ અને પક્વ કલ્પનાબળ તો જુવાન ઉંમરે, પણ તેમના જીવનકાળના હિસાબે ત્રીસ વર્ષને ઘડપણે કરેલ જ્ઞાન અને અજ્ઞાનનું પૃથક્કરણ દર્શાવતાં આંટીવાળું અને આંટી વિનાનું એ સૂતરના દાખલામાં છે. દિગ્ભ્રમનો દાખલો, જે સર્વત્ર બહુ જાણીતો છે, તેની સાથે ઘૂંચવાળા અને ઘૂંચ વિનાના સૂતરના દાખલાને ઉમેરી તેમણે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનુ વાસ્તવિક અંતર જે પ્રગટ કર્યું છે, [ ૭૦૪-(૩) ] ને તેમની અંત સુધી દૃષ્ટાન્ત ઘટાવી અર્થ વિસ્તારવાની, વક્તવ્ય સ્થાપન કરવાની કલ્પનાચાતુરી સૂચવે છે.

તર્કપટુતા શ્રીમદમાં કેવી સૂક્ષ્મ અને નિર્દોષ હતી, એ એમનાં લખાણો-માંથી અનેક સ્થળે ચમત્કારિક રીતે જાણવા મળે છે. કેટલાક દાખલાઓ ટાંકું : સત્તરમા વર્ષના પ્રારંભમાં મૂછનો દોરોય ફૂટચો નહિ હોય, ત્યારે કોઈને ચરણે પડી ખાસ વિદ્યાપરિશીલન નહિ કરેલ કુમાર રાજચંદ્ર 'મોક્ષમાળા'માં (૮૬-૯૨) એક પ્રસંગ ટાંકે છે. પ્રસંગ એવો છે કે કોઈ સમર્થ વિદ્વાને મહાવીરની યોગ્યતા સામાન્ય રીતે સ્વીકારવા છતાં તેમની અસાધારણતા વિષે શંકા લઈ શ્રીમદને પ્રશ્ન કર્યો છે કે મહાવીરની ઉત્પાદ, વ્યય, અને ધ્રૌવ્યવાળી ત્રિપદી તેમ જ અસ્તિ નાસ્તિ, આદિ નયો કાંઈ સંગત નથી. એક જ વસ્તુમાં ઉત્પત્તિ છે અને નથી, નાશ છે અને નથી, ધ્રુવત્વ છે અને નથી—એ બધું વાસ્તવિક રીતે કેમ ઘટી શકે? અને જો પરસ્પર વિરુદ્ધ એવા ઉત્પાદ, નાશ અને ધ્રુવત્વ તેમ જ નાસ્તિત્વ અને અસ્તિત્વ ધર્મો એક વસ્તુમાં ન ઘટે તો અઢાર દોષો ઉત્પન્ન થાય છે. એ સમર્થ વિદ્વાને જે અઢાર દોષો તેમની સામે મૂકયા છે, તે જ એ વિદ્વાનની સમર્થતાના સૂચક છે. આ કે આવી જાતના અઢાર દોષોનું વર્ણન આટલાં બધાં શાસ્ત્રો ફેંદયાં પછી પણ, મને યાદ છે ત્યાં સુધી, હું પોતે પણ એ શ્રીમદના વિદ્વાન સાથેના વાર્તાલાપના પ્રસંગમાંથી જ વાચું છું. આ દોષો સાંભળ્યા પછી તેનું નિવારણ કરવા અને તેમના પોતાના શબ્દો ટાંકીને કહું તો 'મધ્ય વયના ક્ષત્રિય-કુમાર' ની ત્રિપદી અને નયભંગી સ્થાપવા શ્રીમદે પોતાની તદ્દન અલ્પજ્ઞતા પ્રગટ કરી, કાંપતે સ્વરે પણ મક્કમ હૃદયે માત્ર તર્કબળથી બીડું ઝડપ્યું છે અને એમને એવી ખૂબીથી, એવી તર્કપટુતાથી જવાબ વાળ્યો છે, અને બધા જ વિરોધજન્ય દોષોનો પરિહાર કર્યો છે કે વાંચતા ગુણાનુરાગી હૃદય તેમની સહજ તર્કપટુતા પ્રત્યે આદરવાન બને છે. કોઈ પણ તર્કરસિકે એ આખો સંવાદ એમના જ શબ્દોમાં વાંચવો ઘટે છે.

આગળ ચાલતાં જગત્કર્તાની ચર્ચા વખતે તેઓએ જે વિનોદક છટાથી તે ઉંમરે જગત્કર્તૃપણાનું ખંડન કરી તર્કબળે સ્વપક્ષ મૂક્યો છે ('મોક્ષમાળા'–૯૭), તે ભલે કોઈ તે વિષયના ગ્રંથના વાચનનું પરિણામ હોય, છતાં એ ખંડનમંડનમાં એમની સીધી તર્કપટુતા તરવરે છે.

કોઈને પત્ર લખતાં તેમણે જૈન પરંપરાના કેવળજ્ઞાન શબ્દ સંબંધી રૂઢ અર્થ વિશે જે વિરોધદર્શક શંકાઓ શાસ્ત્રપાઠ સાથે ટાંકી છે (૫૯૮), તે સાચા તર્કપટુને સ્પર્શે એવી છે. જે વિશેની શંકા માત્રથી જૈન સમાજરૂપ ઇન્દ્રનું આસન કંપી, પરિણામે શંકાકાર સામે વજ્રનિર્ઘોષના ટંકારો થાય છે, તે વિશે શ્રીમદ્ જેવો આગમનો અનન્યભક્ત નિર્ભયપણે શંકાઓ જિજ્ઞાસુને લખી મોકલે છે, તે તેમનું ૨૯મા વર્ષનું નિર્ભય અને પક્વ તર્કબળ સૂચવે છે.

ભારતવર્ષની અધોગતિ જૈન ધર્મને આભારી છે એમ મહીપતરામ રૂપરામ બોલતા ને લખતા. બાવીસેક વર્ષની ઉંમરે શ્રીમદ્ તેમની પાસે પહોંચ્યા. તેમણે મહીપતરામને સવાલો પૂછવા માંડ્યા. સરલચિત્ત મહીપતરામે સીધા જ જવાબો આપ્યા. આ જવાબના ક્રમમાં શ્રીમદે તેમને એવા પકડ્યા કે છેવટે સત્યપ્રિય મહીપતરામે શ્રીમદ્‌ના તર્કબળને નમી સ્પષ્ટપણે સ્વીકારી લીધું કે આ મુદ્દા વિશે મેં કાંઈ વિચાર્યું નથી. એ તો ઈસાઈ સ્કૂલોમાં જેમ સાંભળ્યું તેમ કહું છું, પણ તમારી વાત સાચી છે (૮૦૮). શ્રીમદ્ અને મહીપતરામનો આ વાર્તાલાપ મજ્ઝિમનિકાયમાંના બુદ્ધ અને આશ્વલાયનના સંવાદની ઝાંખી કરાવે છે.

સત્‌અસત્ વિવેક-વિચારણાબળ અને તુલનાસામર્થ્ય શ્રીમદ્‌માં વિશિષ્ટ હતાં. જૈન પરંપરામાં હંમેશાં નહિ તો છેવટે મહિનાની અમુક તિથિઓએ લીલોતરી શાક આદિ ત્યાગવાનું કહ્યું છે. જૈનો વ્યાપારી પ્રકૃતિના હોઈ, તેમણે ધર્મ સચવાય અને ખાવાખાય અડચણ ન આવે એવો માર્ગ શોધી કાઢ્યો છે. તે પ્રમાણે તેઓ લીલોતરી સૂકવી સૂકવણી ભરી રાખે છે અને પછી નિષિદ્ધ તિથિઓમાં સૂકવણીના શાકો એટલા જ સ્વાદથી ખાઈ લીલોતરીનો ત્યાગ ઊજવે છે. આ બાબત શ્રીમદ્‌ના લક્ષમાં નાની જ ઉંમરે આવી છે. તેમણે 'મોક્ષમાળા'માં (૫૩) એ પ્રથાની યથાર્થતા–અયથાર્થતા વિશે જે નિર્ણય આપ્યો છે, તે તેમનામાં ભાવી વિકસનાર વિવેકશક્તિનો પરિચાયક છે. આર્દ્રા બેસે ત્યારથી કેરી જૈન પરંપરામાં ખાસ નિષિદ્ધ મનાય છે. ત્યારે સવાલ થાય છે કે શું આર્દ્રા પછી કેરી ન જ ખાવી? અગર તો તે

વિકૃત થઈ જ જાય છે? એનો જવાબ તેમણે આપ્યો છે તે કેટલો સાચો છે! તેઓએ કહ્યું છે કે આર્દ્રાનો નિષેધ ચૈત્ર–વૈશાખમાં ઉત્પન્ન થનાર કેરીને આશરીને છે, નહિ કે, આર્દ્રામાં અગર ત્યાર બાદ ઉત્પન્ન થનાર કેરીને આશરીને (૫૨૧). આ તેમનો વિવેક કેટલો યથાર્થ છે, તેની પરીક્ષા કરવા ઇચ્છનાર જૈનોએ આર્દ્રા પછી યુ. પી., બિહાર આદિમાં કેરી જોવા અને ખાવા જવું ઘટે.

વેશના આછકડાપણા વિશે એમણે દર્શાવેલો વિચાર તેમની વ્યવહાર-કુશળતા સૂચવે છે. તેઓ સુઘડતામા માનવા છતાં આછકડાપણાથી યોગ્યતા ન વધવાનું કહે છે, અને સાદાઈથી યોગ્યતા ન ઘટવાનું કહે છે ખૂબી તો એમના પગાર ન વધવા–ઘટવાના દાખલામાં છે. આ રહ્યા તેમના શબ્દો. 'પહેરવેશ આછકડો નહિ છતાં સુઘડ એવી સાદાઈ સારી છે, આછકડાઈથી પાંચસોના પગારના કોઈ પાંચસો એક ન કરે અને યોગ્ય સાદાઈથી પાંચસોના ચારસો નવ્વાણુ કોઈ ન કરે' (૭૦૬).

વગર વિચાર્યે ધર્મને નામે ધાંધલ કરી મૂકનારા, અત્યારે તો શ્વસુર-ગૃહની પેઠે પરદેશમાં વસતી સંતતિના જૈન પૂર્વજોએ ચારેક દશકા પહેલાં વીરચંદ ગાંધીના ધર્મપરિષદ નિમિત્તે અમેરિકાપ્રવાસ વખતે જ્યારે ભારે ધાંધલ મચાવી, ત્યારે તે જ ધનમસ્ત વ્યાપારીઓની વચ્ચે વ્યાપારી તરીકે રહેવા છતાં શ્રીમદે પરદેશગમનના નિષેધ પરત્વે જે વિચાર દર્શાવ્યો છે, તે વિચાર પ્રસિદ્ધ જૈનાચાર્ય આત્મારામજીની પેઠે કેવો વિવેકપૂર્ણ અને નિર્ભય છે! એ જૈન સમાજની પ્રકૃતિનો દ્યોતક હોઈ તેમના જ શબ્દોમાં વાંચવા જેવો છે. તેઓ લખે છે:

'ધર્મમાં લૌકિક મોટાઈ, માનમહત્ત્વની ઇચ્છા, એ ધર્મના દ્રોહરૂપ છે.

'ધર્મના બહાને અનાર્ય દેશમાં જવાનો કે સૂત્રાદિ મોકલવાનો નિષેધ કરનાર, નગારું વગાડી નિષેધ કરનાર, પોતાનો માન–મહત્ત્વ–મોટાઈનો સવાલ આવે ત્યાં એ જ ધર્મને ઠોકર મારી, એ જ ધર્મ પર પગ મૂકી, એ જ નિષેધનો નિષેધ કરે, એ ધર્મદ્રોહ જ છે. ધર્મનું મહત્ત્વ તો બહાના-રૂપ અને સ્વાર્થિક માનાદિનો સવાલ મુખ્ય—એ ધર્મદ્રોહ જ છે.

'વીરચંદ ગાંધીને વિલાયતાદિ મોકલવા આદિમાં આમ થયું છે.

'ધર્મ જ મુખ્ય એવો રંગ ત્યારે અહોભાગ્ય.' (૭૦૬)

શ્રીમદના પરિચિત મિત્રો, સંબંધીઓ અને કદાચ આશ્રયદાતાઓ પણ કેટલાક કટ્ટર મૂર્તિવિરોધી સ્થાનકવાસી હતા. તે પોતે પણ પ્રથમ એ જ

મતના હતા, પણ જ્યારે તેમને પ્રતિમા વિશે સત્ય સમજાયું ત્યારે કોઈની પરવા કર્યા સિવાય પ્રતિમાસિદ્ધિ વાસ્તે તેમણે ૨૦મે વર્ષે જે લખ્યું છે, તે તેમની વિચારગંભીરતાનું દ્યોતક છે. જિજ્ઞાસુ એ (૨૦) મૂળ લખાણ જ વાંચી પરીક્ષા કરે. એ જ રીતે માત્ર જૈનપરંપરાના અભ્યાસીએ શ્રીમદ્‌નું વિચારકપણું જોવા ખાતર, તેમણે આ યુગે ક્ષાયિક સમ્યક્ત્વ સંભવે કે નહિ એ વિશે કરેલી ચર્ચા (૩૨૩) તેમના જ શબ્દોમાં વાંચવા જેવી છે.+

### વિશિષ્ટ લખાણો

શ્રીમદ્‌નાં લખાણોને હું ત્રણ ભાગમા વહેંચી તેમાંથી નાની કે મોટી પણ કાંઈક વિશિષ્ટતા ધરાવતી કેટલીક કૃતિઓનો અત્રે પરિચય આપવા ઇચ્છું છું. પહેલા વિભાગમાં હું એવી કૃતિઓને મૂકું છું કે જે ગદ્ય હોય કે પદ્ય પણ જેની રચના શ્રીમદે એક સ્વતંત્ર કે અનુવાદાત્મક કૃતિ તરીકે જ કરી હોય. બીજા વિભાગમાં તેમનાં એવાં લખાણો લઉં છું કે જે કોઈ જિજ્ઞાસુને તેના પ્રશ્નોના ઉત્તરમાં અગર અન્ય પ્રસંગથી લખાયેલાં હોય. ત્રીજા વિભાગમાં એવાં લખાણો આવે છે કે જે આપમેળે ચિંતન કરતાં નોંધરૂપે લખાયાં હોય અગર તેમના ઉપદેશમાંથી જન્મ્યાં હોય.

હવે પહેલા વિભાગની કૃતિઓ લઈએ. (૧) ‘પુષ્પમાળા’ આ તેમની ઉપલબ્ધ કૃતિઓમાંથી સર્વપ્રથમ છે તે કોઈ વિશિષ્ટ સંપ્રદાયને અનુલક્ષીને નહિ, પણ સર્વસાધારણ નૈતિકધર્મ અને કર્તવ્યની દૃષ્ટિએ લખાયેલી છે. માળામાં ૧૦૮ મણકા હોય તેમ આ કૃતિ ૧૦૮ નૈતિક પુષ્પોથી ગૂંથાયેલી અને કોઈ પણ ધર્મ, પંથ કે જાતિનાં સ્ત્રી કે પુરુષને નિત્ય ગળે ધારણ કરવા જેવી, અર્થાત્ પાઠ્ય અને ચિંત્ય છે આની વિશિષ્ટતા જોકે બીજી રીતે પણ છે, છતાં તેની ધ્યાનાકર્ષક વિશેષતા તો એ છે કે તે સોળ વર્ષની ઉમર પહેલાં લખાયેલી છે એક વાર કાંઈ વાતચીત પ્રસંગે મહાત્માજીએ આ કૃતિ વિશે મને એક જ વાક્ય કહેલું, જે તેની વિશેષતા વાસ્તે પૂરતું છે. તે વાક્ય એ કે, “અરે, એ ‘પુષ્પમાળા’ તો પુનર્જન્મની સાક્ષી છે”

મનુષ્ય અંતર્મુખ કે બહિર્મુખ ગમે તેવો હોય, તેને વૈયક્તિક જીવન અને સામુદાયિક જીવનની સ્વસ્થતા વાસ્તે સામાન્ય નીતિની જરૂર હોય જ છે. એવા વ્યાવહારિક નીતિના શિક્ષણ વાસ્તે ‘પુષ્પમાળા’ રચ્યા પછી શ્રીમદ્‌ને અંતર્મુખ અધિકારીઓ વાસ્તે કાંઈક વિશિષ્ટ લખવાની પ્રેરણા થઈ હોય એમ

---

+ જુઓ આ ગ્રંથ પાન ૧૧૬.

લાગે છે. એમાંથી એમણે આધ્યાત્મિક જિજ્ઞાસા સંતોષવા અને પોષવા ખાતર એક બીજી કૃતિ રચી. એનુ નામ એમણે ઉદ્દેશ અને વિષયને અનુરૂપ એવું 'મોક્ષમાળા' (૪) રાખ્યું. માળા એટલે ૧૦૮ મણકા પેઠે ૧૦૮ પાઠ સમજી જ લેવાના. એનો બીજો ભાગ 'પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા' એમણે લખવા ધારેલો જે લખાતાં રહી ગયો. છતાં સદ્‌ભાગ્યે એમાં એમણે લખવા ધારેલ વિષયોની યાદી કરેલી તે લભ્ય છે (૮૬૫). એ વિષયો ઉપર કોઈ વિશિષ્ટ પ્રજ્ઞાશાલીએ લખવા જેવું છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

'મોક્ષમાળા' માં ચર્ચેલા ધર્મના મુદ્દા ખાસ કરી જૈન ધર્મને જ લક્ષી લીધેલા છે. તે વખતે તેમનાં પ્રથમ પરિચિત સ્થાનકવાસી પરંપરા અને શાસ્ત્રોની તેમાં સ્પષ્ટ છાપ છે; છતાં એકંદર રીતે એ સર્વસાધારણ જૈન સંપ્રદાય વાસ્તે અનુકૂળ થઈ પડે એ રીતે જ મધ્યસ્થપણે લખાયેલ છે. 'મોક્ષમાળા' ની અનેક વિશેષતાઓ એના વાચનથી જ જાણવી યોગ્ય છે, છતાં અહીં તેની એક વિશેષતા નોંધવી યોગ્ય છે. સોળ વરસ અને ત્રણ મહિના જેટલી નાની ઉમરે, કોઈ સ્કૂલ કે કૉલેજમાં અગર તો સંસ્કૃત યા ધાર્મિક પાઠશાળામાં નહિ ભણેલ છોકરા રાયચંદની એ ત્રણ દિવસની રમત છે, અને છતાંય આજે પ્રૌઢ અભ્યાસીને એમાં સુધારવા જેવું ભાગ્યે જ દેખાશે.

હવે પાછળથી ૨૯ મે વર્ષે રચાયેલ 'આત્મસિદ્ધિશાસ્ત્ર'ને (૬૬૦) સગવડ ખાતર પ્રથમ લઈએ. એમાં ૧૪૨ દોહા છે. એનું શાસ્ત્ર નામ સાર્થક છે. એમાં જૈન આચારવિચારપ્રક્રિયા મૂળ રૂપમાં પૂર્ણ આવી જાય છે. વિચાર પક્વ છે. અવલોકન અને ચિંતન વિશાળ તેમ જ ગંભીર છે. જેને વસ્તુ જાણવી હોય અને સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથોના જંગલમાં પડ્યા સિવાય સ્પર્શ કરવો હોય, તેને વાસ્તે આ શાસ્ત્ર નિત્ય પાઠ્ય છે. સન્મતિ, ષડ્‌દર્શનસમુચ્ચય, યોગબિન્દુ, યોગદૃષ્ટિસમુચ્ચય, સમયસાર, પ્રવચનસાર આદિ ગ્રંથોનું તે તારણ છે; અને છતાંય તેમાં તાત્કાલિક ગચ્છ, પંથ અને એકાંત પ્રવૃત્તિનું સ્વાનુભવસિદ્ધ વર્ણન અને સમાલોચન પણ છે. સર્વસાધારણ માટે તો નહિ, પણ જૈન મુમુક્ષુ માટે તે ગીતાની ગરજ સારે તેવુ છે. જો આમાં જૈન પરિભાષા ગૌણ કરી પાછળથી વ્યાપક ધર્મસિદ્ધાંતો ચર્ચ્યા હોત તો એ ભાગ ગીતાના બીજા અધ્યાયનું સ્થાન લેત. આજે ગીતા જેવા સર્વમાન્ય થઈ શકે એવા પદ્ય પુસ્તકની માગણી જૈન લોકો તરફથી થાય છે. શ્રીમદ સામે એ વાત પ્રગટ રૂપમાં આવી હોત તો તેઓ એ ખોટ ગુજરાતી ભાષા દ્વારા યોગ્ય રીતે દૂર કરત. અલબત્ત, આને સમજવામાં અધિકાર આવશ્યક છે.

તર્કશાસ્ત્રની શુદ્ધ અને ક્રમિક દલીલો બુદ્ધિશોધન સિવાય ન સમજાય. એક બાજુ, દુરાગ્રહથી ઘણા આને સ્પર્શતા કે જાણતા પણ નથી; બીજી બાજુ, આને સર્વસ્વ માનનાર, સદા પાઠ કરનાર એને સમજવાની વાસ્તવિક રીતે તૈયારી કરતા નથી. બન્ને એકાંતો છે.

આ શાસ્ત્રનાં સંસ્કૃત, હિન્દી અને અંગ્રેજીમાં ભાષાંતરો થયાં છે, પણ એની ખરી ખૂબી મૂળ ગુજરાતીમાં જ છે. જૈન પરંપરાના સર્વમાન્ય ગુજરાતી પ્રામાણિક ધર્મગ્રંથ તરીકે આ શાસ્ત્ર સરકારી, રાષ્ટ્રીય કે અન્ય કોઈ પણ સંસ્થાના પાઠ્યક્રમમાં સ્થાન લેવાની યોગ્યતા ધરાવે છે.

વિશિષ્ટ ભાષાંતરકૃતિમાં દિગંબરાચાર્ય કુંદકુંદકૃત પ્રાકૃત 'પંચાસ્તિકાય'નું તેમણે ગુજરાતીમાં કરેલું અવિકલ ભાષાંતર (૭૦૦) આવે છે. વિવેચનકૃતિઓમાં આધ્યાત્મિક શ્વેતામ્બર મુનિ આનંદઘનજી (૬૯૨), ચિદાનંદજી (૯)નાં કતિપય પદ્યો ઉપર તેમણે કરેલાં વિવેચનો મળે છે. પ્રસિદ્ધ દિગંબર તાર્કિક સમંતભદ્રના માત્ર એક જ પ્રસિદ્ધ સંસ્કૃત શ્લોકનું વિવેચન (૮૬૮) તેમણે કર્યું છે. આ વિવેચનો પ્રમાણની દૃષ્ટિએ નહિ, પણ ગુણની દૃષ્ટિએ એવાં મહત્ત્વનાં છે કે કોઈ પણ વિવેચકને તે માર્ગદર્શક થવાની યોગ્યતા ધરાવે છે. એ વિવેચનો પાંડિત્યમાંથી નહિ પણ સહજભાવે ઊગેલી આધ્યાત્મિકતામાંથી જન્મ્યાં હોય એવો ભાસ થાય છે.

'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે'* એ ધ્રુવપદવાળું શ્રીમદ્દનું કાવ્ય (૪૫૬) આશ્રમભજનાવલીમાં સ્થાન પામેલું હોવાથી, માત્ર જૈન કે ગુજરાતી જનતામાં જ નહિ, પણ ગુજરાતી ભાષા થોડેઘણે અંશે સમજનાર વર્ગમા પણ જાણીતું થયું છે અને થતું જાય છે. આ પદ્યનો વિષય જૈન પ્રક્રિયા પ્રમાણે ગુણશ્રેણી છે. એમાં પ્રક્રિયાનું જ્ઞાન અને ભાવતાદાત્મ્ય સ્પષ્ટ છે. તે એવા આત્મિક ઉલ્લાસમાથી લખાયેલ છે કે વાંચનારને પણ તે શાંતિ આપે છે. જૈન પ્રક્રિયા હોવાથી ભાવની સર્વગમ્યતા આવવી શક્ય જ નથી. નરસિંહ મહેતા આદિનાં ભજનો લોકપ્રિય છે, કારણ તેની વેદાંતપરિભાષા પણ એટલી અગમ્ય નથી હોતી, જેટલી આ પદ્યમાં છે. આનું વિવેચન સાધારણ અને સર્વદર્શનપરિભાષામાં તુલનાદૃષ્ટિથી થાય, તો તે વધારે ફેલાવો પામે. નરસિંહ મહેતાના 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ ભજનમાંનો વૈષ્ણવજન (બૌદ્ધ પરિભાષામાં બોધિસત્ત્વ) સાધનાના ક્રમમાં લોક-

---

* આ પુસ્તકમાં જુઓ પાન ૮૭.

સેવાના કાર્યની યોગ્યતા ધરાવે છે, જ્યારે 'અપૂર્વ અવસર' એ ભજનમાંની ભાવનાવાળો આર્હત સાધક એકાંત આધ્યાત્મિક એકાંતની ઊંડી ગુહામાં સેવ્યસેવકનો ભાવ ભૂલી, સમાહિત થઈ જવાની તાલાવેલીવાળો દેખાય છે.

'નીરખીને નવયૌવના'* ઇત્યાદિ બ્રહ્મચર્ય વિષયક દોહરા ('મોક્ષમાળા'–૩૪) કોઈ ઊંડા ઉદ્દગમમાંથી ઉદ્દ્ભવ્યા છે. ખુદ ગાંધીજી પણ એનો પાઠ ક્યારેક કરતા એમ સાંભળ્યું છે. સત્તરમે વર્ષે રચાયેલું 'બહુ પુણ્ય કેરા પુંજથી' ઇત્યાદિ હરિગીત કાવ્ય ('મોક્ષમાળા'–૬૭) શબ્દ અને અર્થથી બહુ ગંભીર છે—જાણે પાછલી ઉમરમાં રચાયું ન હોય ! બ્રહ્મચર્યના દોહરા વિશે પણ એમ જ કહી શકાય.

'હે ! પ્રભુ, હે ! પ્રભુ, શું કહું ?' એ કાવ્ય (૨૨૪) માત્ર આત્મનિરીક્ષણથી ઓતપ્રોત છે. 'જડભાવે જડ પરિણમે' એ કાવ્ય (૨૨૬) જૈન આત્મપ્રક્રિયાનું પૂરપૂરું બોધક છે. 'જિનવર કહે છે જ્ઞાન તેને' એ ધ્રુવપદવાળું કાવ્ય (૨૨૭) જૈન પરિભાષામાં જ્ઞાનની તાત્ત્વિકતાનું નિરૂપણ કરે છે.

આ બધાંય છૂટાંછવાયાં કાવ્યોને વિશિષ્ટ કૃતિમાં મૂકવાનું કારણ એ છે કે તે બધાંમાં એક યા બીજી રીતે જૈન તત્ત્વજ્ઞાન અને જૈન ભાવના બહુ સ્પષ્ટતાથી વ્યક્ત થયેલી છે અને તે બધાં સુપઠ છે. એક વાર જેણે જૈન પરિભાષાનો પડદો વીંધ્યો, તેને તો ગમે તેટલી વાર વાંચવા છતાં તેમાંથી નવીનતાનો જ અનુભવ થાય એમ છે.

વિશિષ્ટ કૃતિના બીજા વિભાગમાં ગાંધીજીને ભિન્નભિન્ન સમયે લખેલા ત્રણ પત્રો× છે. પહેલો પત્ર (૪૪૭) જેમ પ્રશ્નોમાં તેમ ઉત્તરમાં પણ મોટો છે. બીજી વિશેષતા એ છે કે પ્રશ્નો તાત્ત્વિક અને વ્યાવહારિક બન્ને રૂપના તેમ જ બેરિસ્ટરની બુદ્ધિને છાજે તેવા વ્યવસ્થિત છે. ઉત્તર પણ પ્રજ્ઞાથી અને અનુભવજ્ઞાનથી અપાયેલા છે. સમત્વ પદે પદે છે. સર્પ મારવા ન મારવાનો ન્યાય પ્રજ્ઞાપાટવ અને વસ્તુસ્થિતિ સૂચવે છે. છતાં આજે એ ઉત્તર અપર્યાપ્ત જ છે. સામૂહિક દૃષ્ટિએ પણ આવી બાબતમાં વિચાર કરવો જ પડે છે. ગાંધીજીએ પાછળથી એ વિચાર કર્યો. શ્રીમદ્ શું કરત તે કહી ન શકાય, પણ જૈનોએ અને બધાએ એ વિચાર કરવો જ જોઈએ. બુદ્ધની બાબતમાં શ્રીમદે અભિપ્રાય આપ્યો છે, તે તેમનાં મૂળ પુસ્તકો પૂરાં વાંચ્યાં હોત તો જુદી રીતે આપત.

---

* આ ગ્રંથમાં જુઓ પાન ૫૦.

× આ ગ્રંથમાં જુઓ ખંડ ૩.

ગાંધીજીને લખેલા બીજા પત્રમાં (૪૮૨) વિવેકજ્ઞાન, તેની શકયતા અને તેનાં સાધનોનું સ્પષ્ટ ચિત્ર છે.

ત્રીજા પત્રમાં (૬૪૭) આર્ય વિચાર–આચાર, આર્ય–અનાર્ય ક્ષેત્ર, ભક્ષ્યાભક્ષ્ય વિવેક, વર્ણાશ્રમધર્મની અગત્યતા, નાતજાત આદિના ભેદ અને ખાનપાનના પારસ્પરિક વ્યવહાર આદિ વિશે ખુલાસો કરેલો છે. આજે પણ ગાંધીજીના વિકસિત અને વ્યાપક જીવનક્રમમાં જાણે શ્રીમદ્દના એ ખુલાસાનાં સંસ્કારો હોય એમ ભાસે છે.

આ ત્રણે પત્રો દરેકે વાંચવા લાયક છે. એની વિશેષતા એ કારણથી છે કે બીજા કોઈને લખે તે કરતાં ગાંધીજીને જુદી જ જાતનું લખવાનું હોય છે—અધિકારીના પ્રશ્ન પ્રમાણે જવાબ. ગાંધીજી સિવાયના કોઈ પ્રત્યેના પત્ર-વ્યવહારમાં આપણે વ્યવહારુ ચર્ચા ભાગ્યે જ જોઈએ છીએ. એમાં લોક, પર્યાય, કેવલજ્ઞાન, સમ્યક્ત્વ ઇત્યાદિની ચર્ચા હોય છે; જ્યારે ગાંધીજી વ્યવહારુ પ્રશ્નો ધાર્મિક દૃષ્ટિએ કરે છે, અને આજે આપણે જોઈએ છીએ કે ગાંધીજીએ કેટલા વ્યવહારુ પ્રશ્નોનો નિકાલ ધર્મદૃષ્ટિએ કર્યો છે। સામાન્ય જૈન વર્ગ અને અન્ય વર્ગ અનધિકાર પ્રશ્નો જ કરે છે, એ હંમેશનો અનુભવ શ્રીમદ્દને પૂછનારાઓના પ્રશ્નોમાં પણ સાચો ઠરે છે ગાંધીજી અત્યાર લગી અપવાદ છે. જ્ઞાતિભોજન, જ્ઞાતિ બહાર ભોજન, ભક્ષ્યાભક્ષ્યવિચાર, એમાં જ કયાં સુધી છૂટ ઇત્યાદિ પ્રશ્નો ગાંધીજીની વકીલદૃષ્ટિ તેમ જ પરદેશમાં આવી પડેલી પરિસ્થિતિને આભારી છે. જૈનોના પ્રશ્નો મહાવીરના સમયમાં થતા પ્રશ્નો જેવા જ લગભગ છે. એમ દેખાય છે કે જૈનોના માનસની પરિસ્થિતિ લગભગ એ જ ચાલી આવે છે.

અંક ૫૩૮વાળો પત્ર કોઈ જૈન જિજ્ઞાસુના પ્રશ્નના ઉત્તરમાં છે, જે જૈન તત્ત્વજ્ઞાનના અભ્યાસીને રસ પોષે એવો છે. એમાં નિયત સ્થાનથી જ તે તે ઇન્દ્રિયાનુભવ કેમ થાય છે અને ઇન્દ્રિયો અમુક જ પરિસ્થિતિમાં કામ કેમ કરે છે, તેનો ખુલાસો ખૂબ સ્પષ્ટતાથી આપ્યો છે—જેવો કે સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિક આદિમાં છે.

અંક ૬૩૩વાળો પત્ર, જેમાં આશ્રમક્રમે વર્તવું કે ગમે ત્યારે ત્યાગ કરવો એ પ્રશ્ન છણ્યો છે અને જેનો કાંઈક નિર્દેશ મેં પ્રથમ કર્યો છે, તે પત્ર પણ એક ગંભીર વિચાર પૂરો પાડતો હોવાથી ખાસ ધ્યાન ખેંચે છે.

વિશિષ્ટ કૃતિના ત્રીજા વિભાગમાં અંક ૭૦૭–૮વાળું લખાણ પ્રથમ લઈએ. એ કદાચ સ્વચિંતનજન્ય નોંધ હોય. રોગ ઉપર દવા કરવી કે નહિ

એ વિચાર જૈન સમાજમાં ખાસ કરી જિનકલ્પ ભાવનાને લીધે આવ્યો છે. એ બાબત શ્રીમદે આ નોંધમાં ખૂબ પ્રકાશ પાડ્યો છે, અને પૂર્ણ અનેકાંત-દૃષ્ટિ ગૃહસ્થ–સાધુ બન્ને માટે ઘટાવી છે, જે વાસ્તવિક છે. ઔષધ બનાવવામાં કે લેવામાં પાપદૃષ્ટિ હોય તો તેનુ ફળ પણ ઔષધની અસરની પેઠે અનિવાર્ય છે, એ વસ્તુ માર્મિક રીતે ચર્ચી છે. ઔષધ દ્વારા રોગનું શમન કેમ થાય? કારણ કે રોગનું કારણ તો કર્મ છે, અને તે હોય ત્યાં સુધી બાહ્ય ઔષધ શું કરે? એ કર્મદૃષ્ટિના વિચારનો સરસ જવાબ આપ્યો છે. *

આ લખાણમાં એમણે ત્રણ અંશો સ્પર્શ્યા લાગે છે: ૧. રોગ કર્મજનિત છે તો તે કર્મ ચાલુ હોય ત્યાં લગી ઔષધોપચાર શા કામનો? એક એ પ્રશ્ન છે. ૨. રોગજનક કર્મ ઔષધનિવર્ત્ય જાતિનુ છે કે અન્ય પ્રકારનુ એ માલૂમ ન હોવા છતાં ઔષધની કડાકૂટમાં શા માટે ઊતરવું?—ખાસ કરીને ધાર્મિક ગૃહસ્થ અને ત્યાગીઓએ—એ બીજો પ્રશ્ન. ૩. ઔષધ કરીએ તોય પુન. કર્મબંધ થવાનો જ, કારણ, ઔષધ બનાવવામાં અને લેવામાં સેવાયેલ પાપવૃત્તિ નિષ્ફળ નથી જ. તો પછી રોગ નિવારીને પણ નવા રોગનું બીજ નાખવા જેવું થયું. એનો શો ખુલાસો? એ ત્રીજો પ્રશ્ન

આ ત્રણે પ્રશ્નો એમણે કર્મશાસ્ત્રની દૃષ્ટિથી ચર્ચ્યા છે. ઔષધ અને વેદનીયકર્મનિવૃત્તિ વચ્ચેનો સંબંધ દર્શાવતાં તથા કર્મબંધ અને વિપાકની વિચારણા કરતાં એમણે જૈન કર્મશાસ્ત્રનુ મૌલિક ચિંતન વ્યક્ત કર્યું છે.

'વ્યાખ્યાનસાર' (૭૫૩) આખો જૈન તત્ત્વજ્ઞાનની રુચિવાળા બધાએ વાંચવા જેવો છે. એ વાંચતાં એમ લાગે છે કે એમણે સમ્યક્ત્વ પાકું અનુભવ્યું ન હોય તો એ વિશે આટલી સ્પષ્ટતાથી અને વારંવાર કહી ન શકે. તેઓ જ્યારે એ વિશે કહે છે, ત્યારે માત્ર સ્થૂલ સ્વરૂપ નથી કહેતા. એમના એ સારમાં ઘણા પ્રસિદ્ધ દાખલાઓ આકર્ષક રીતે આવે છે. કેવળ-જ્ઞાનની ક્યારેક પ્રથમ નવી રીતે કરવા ધારેલ વ્યાખ્યા એમણે આમાં સૂચવી હોય એમ લાગે છે, જે જૈન પરંપરામાં એક નવું પ્રસ્થાન અને નવીન વિચારણા ઉપસ્થિત કરે છે. એમાં વિરતિ–અવિરતિ અને પાપક્રિયાની નિવૃત્તિ–અનિવૃત્તિના સંબંધમાં માર્મિક વિચાર છે.×

એમના ઉપર જે ક્રિયાલોપનો આક્ષેપ થતો, તેનો ખુલાસો એમણે પોતે જ આમાં સ્પષ્ટ કર્યો છે, જે તેમની સત્યપ્રિયતા અને નિખાલસતા સૂચવે છે.

---

* આ પુસ્તકમાં જુઓ પાન ૧૨૯.

× જુઓ આ ગ્રંથ પાન ૧૧૨.

'ઉપદેશછાયા' (૬૪૩) ના મથાળા નીચેના સંગ્રહમાં શ્રીમદના આત્મામાં હંમેશાં રમી રહેલાં. વિવિધ વિષયોના ચિંતનોની છાયા છે, જે જૈન જિજ્ઞાસુ વાસ્તે ખાસ રુચિપોષક છે.

**ઉપસંહાર**

બંગાળી, મરાઠી, હિન્દી, અને ગુજરાતી આદિ પ્રાંતિક ભાષાઓ, જેમાં ગૃહસ્થ કે ત્યાગી જૈન વિદ્વાન અને વિચારક વર્ગની લેખનપ્રવૃત્તિ થાય છે અને વિશેષ સંભવે છે, તેમાંથી પ્રસિદ્ધ જૈન આચાર્ય આત્મારામજીની હિન્દી કૃતિઓને બાદ કરતાં એકે ભાષામા વીસમી શતાબ્દીમાં લખાયેલું એક પણ પુસ્તક મેં એવુ નથી જોયું કે જેને 'શ્રીમદ્રાજચંદ્ર'નાં લખાણો સાથે ગંભીરતા, મધ્યસ્થતા અને મૌલિકતાની દૃષ્ટિએ અંશથી પણ સરખાવી શકાય. તેથી આધુનિક સમગ્ર જૈન સાહિત્યની દૃષ્ટિએ, વિશેષે કરી જૈન તત્ત્વજ્ઞાન અને ચારિત્ર વિષયક ગુજરાતી સાહિત્યની દૃષ્ટિએ, શ્રીમદનાં લખાણોનું ભારે મૂલ્ય છે. છેલ્લા ત્રણચાર દશકા થયાં જૈન સમાજમા નવીન પ્રજાને નવીન કેળવણી સાથે ધાર્મિક અને તત્ત્વજ્ઞાન સંબંધી જૈન શિક્ષણ આપી શકે એવાં પુસ્તકોની ચોમેરથી અનવરત માગણી થતી જોવામા આવે છે. અનેક સંસ્થાઓએ પોતપોતાની શકયતા પ્રમાણે આવી માગણીને પહોંચી વળવા કાંઈ ને કાંઈ પ્રયત્ન સેવ્યા છે, તેમ જ નાનામોટાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે પણ જ્યારે નિષ્પક્ષભાવે એ બધા વિશે વિચાર કરું છું, ત્યારે મને સ્પષ્ટ લાગે છે કે એ બધા પ્રયત્નો અને લગભગ એ બધું સાહિત્ય શ્રીમદનાં લખાણો સામે બાલિશ અને કૃત્રિમ જેવુ છે. એમના લખાણોમાથી જ અક્ષરેઅક્ષર અમુક ભાગો તારવી, અધિકારીની યોગ્યતા અને વય પ્રમાણે, પાઠ્યક્રમ ઘડી કાઢવામાં આવે કે જેમાં કોઈ પણ જાતના ખર્ચ, પરિશ્રમ આદિનો બોજ નથી, તો ધાર્મિક સાહિત્ય વિશેની જૈન સમાજની માગણીને આજે પણ એમનાં લખાણ-થી બીજાં કોઈ પણ પુસ્તકો કરતાં વધારે સારી રીતે સંતોષી શકાય એમ છે. એમા કુમારથી માંડી પ્રૌઢ ઉંમર સુધીના અને પ્રાથમિક અભ્યાસીથી માંડી ઊંડા ચિંતક સુધીના જિજ્ઞાસુ માટેની સામગ્રી મોજૂદ છે અલબત્ત, એ સામગ્રીનો સદુપયોગ કરવા વાસ્તે અસંકુચિત અને ગુણગ્રાહક માનસ ચક્ષુ જોઈ એ

શ્રીમદની સમગ્ર ઉમર કરતાં વધારે વખત અભ્યાસમાં ગાળનાર, શ્રીમદ-નાં ભ્રમણ અને પરિચયક્ષેત્ર કરતાં વધારે વિસ્તૃત ક્ષેત્રમાં રખડનાર, અને વિવિધ વિષયના અનેક વિદ્યાગુરુઓને ચરણે સાદર બેસનાર મારા જેવો અલ્પ

પણ ધારે તો એમનાં લખાણોમાં ખામીઓ બતાવી શકે. પરંતુ જ્યારે એમની માત્ર આપમેળે વિદ્યા મેળવવાની, શાસ્ત્રો વાંચવાની, તત્ત્વચિંતન કરવાની અને તે ઉપર સ્પષ્ટ તેમ જ પ્રવાહબદ્ધ લખવાની અને તે પણ ઘરઆંગણે રમતા કુમારની ઉંમરથી તેમ જ વ્યાપારધંધા આદિની વિવિધ પ્રવૃત્તિઓ વચ્ચે—ત્યારે શ્રીમદ્ જેવી વ્યક્તિ ઉત્પન્ન કરવા વાસ્તે માત્ર જૈન સંસ્કૃતિ પ્રત્યે જ નહિ પણ ગુજરાતની સંસ્કૃતિ પ્રત્યે માથું આપમેળે નમી જાય છે. જૈન સમાજ માટે તો એ વ્યક્તિ ચિરકાલ લગી આદરણીય સ્થાન સાચવી રાખશે એમાં શંકા જ નથી. તટસ્થ અને ચિંતક ભાવે શ્રીમદ્નાં લખાણ વાંચ્યા સિવાય એમને વિશે અભિપ્રાય બાંધવા કે વ્યક્ત કરવા એ વિચારકની દૃષ્ટિમાં ઉપહાસાસ્પદ થવા જેવું અને પોતાનું સ્થાન ગુમાવવા જેવું છે.

'શ્રીમદ્રાજચંદ્ર'નું અંતિમ સંસ્કરણ જોઈ ગયા પછી તે સંસ્કરણની કેટલીક ખટકે એવી ખામીઓ તરફ તેમના અનુગામીઓનુ લક્ષ ખેંચવું યોગ્ય ધારું છું. એ ખામીઓ હશે ત્યાં સુધી 'શ્રીમદ્રાજચંદ્ર'નુ મહત્ત્વ વિદ્વાનો યોગ્ય રૂપમાં આંકી નહિ શકે. ખામીઓ પરિશિષ્ટ અને શુદ્ધિ વિષયક છે. પ્રથમ તો વિષયાનુક્રમ હોવો જોઈએ. કેટલાક પરિશિષ્ટોમાં પહેલું તેમાં આવેલા ગ્રંથ અને ગ્રંથકારો વિશેનું; બીજું, તેમાં આવેલાં અવતરણો વિશેનુ, તેનાં મૂળ સ્થળો સાથે; ત્રીજુ, તેમાં આવેલા બધાય વ્યાખ્યા કરેલ કે વ્યાખ્યા કર્યા વિનાના પારિભાષિક શબ્દોનું; ચોથું, એમાં ચર્ચેલા વિષયો મૂળમાં જે જે ગ્રંથમાંથી લેવામાં આવ્યા હોય, તે ગ્રથોના સ્થળો અને જરૂર હોય ત્યાં પાઠો દર્શાવનારું —એમ અનેક દૃષ્ટિથી મહત્ત્વનાં બીજાં પણ પરિશિષ્ટ આપવાં જરૂરી છે. એમણે પોતાનાં લખાણોમા વાપરેલ સંસ્કૃત કે પ્રાકૃત શબ્દ કાયમ રાખીને પણ જ્યાં તેમાં વિકૃતિ હોય ત્યાં સાથે કોષ્ટકમા તે દરેક શબ્દનું શુદ્ધ રૂપ આપવાથી કાંઈ પુસ્તકનુ મહત્ત્વ ઘટતુ નથી.

આ પ્રસંગે શ્રીમદ્‌ના સ્મારકરૂપે ચાલતી સંસ્થાઓ વિશે સૂચન કરવું પ્રાસંગિક છે. હું જાણુ છું ત્યાં સુધી એમના સ્મરણરૂપે બે પ્રકારની સંસ્થાઓ છે: કેટલાક આશ્રમો અને પરમશ્રુતપ્રભાવક મંડળ. આશ્રમોની બાબતમાં તો એટલુ જ સૂચવવુ બસ થશે કે તે તે આશ્રમના સંચાલકોએ અને ત્યાં રહેનારાઓએ, શ્રીમદે સૂચિત શાસ્ત્રાભ્યાસ, મનન અને આપમેળે નિર્ણય બાંધવાની વૃત્તિનો જ વિકાસ થાય એ રીતે વ્યવસ્થિત અભ્યાસ અને ચિંતનક્રમ ગોઠવવો જોઈએ. તેમની ચરણપાદુકા કે છબી આદિની સુવર્ણપૂજા કરતાં તેમની સાદગી અને વીતરાગભાવનાને બંધબેસે તેમ જ વિચારકોની દૃષ્ટિમાં પરિહાસ ન પામે એવી જ યોગ્ય ભક્તિ પોષવી ઘટે.

પરમશ્રુતપ્રભાવક મંડળે આજ સુધીમાં વ્યાપક દૃષ્ટિએ રાષ્ટ્રીય ભાષામાં અનુવાદિત અનેક પુસ્તકો બહાર પાડ્યાં છે. એ પ્રયત્ન પ્રથમ દૃષ્ટિએ અત્યાર લગી સ્તુત્ય ગણાય, પણ અત્યારે ઊભી થયેલી સાહિત્યવિષયક માગણી અને થયેલ વિકાસક્રમને લક્ષમાં લેતાં, હવે એ મંડળે સંપાદન–મુદ્રણનું દૃષ્ટિબિન્દુ બદલવું જ જોઈએ. પુસ્તકોની પસંદગી, અનુવાદની પદ્ધતિ, તેની ભાષા તથા પ્રસ્તાવના, પરિશિષ્ટ આદિ કેવાં અને કેટલાં હોવાં જોઈએ એનો નિર્ણય કરવા વાસ્તે એ મંડળે ઓછામાં ઓછા બે–ત્રણ વિદ્વાનોની સમિતિ બનાવી, તે દ્વારા જ અનુવાદક કે સંપાદક પસંદ કરવાનું, અને વસ્તુ તૈયાર થયા પછી તપાસાવવાનું કામ કરાવી, ત્યાર પછી જ પુસ્તક પ્રેસમાં આપવાની ગોઠવણ કરવી ઘટે. એ મંડળ તરફથી અત્યાર લગીમાં પ્રગટ થયેલ સંખ્યાબંધ પુસ્તકો જ્યારે જોઉં છું, ત્યારે મૂળપાઠ, અનુવાદ, ભાવકથન, સંશોધન આદિની ઢગલાબંધ અક્ષમ્ય ભૂલો જોઈ વ્યાપારી જૈન સમાજને હાથે હણાતા સાહિત્યના તેજસ્વી આત્માનું દૃશ્ય અનુભવું છું.

'શ્રીમદ્રાજચંદ્ર'નો હિન્દી કે કોઈ પણ ભાષામાં અનુવાદ કરવાની રુચિવાળા પણ તેમના ઘણા ભક્તો છે. તેમનું પણ ધ્યાન ખેંચવું આવશ્યક છે. શ્રીમદ્‌ની ભાષા ગુજરાતી છે, પણ તે તેમની ખાસ ભાષા છે. ગુજરાતી ભાષામાં નવયુગમાં જૈન તત્ત્વચિંતન તેમણે જ પ્રથમ કરેલું અને લખેલું હોવાથી, તેમની ભાષાએ સ્વાવલંબી વિશિષ્ટ રૂપ ધારણ કર્યું છે. તેમાં ચર્ચાયેલા વિષયો સેંકડો ગ્રંથોમાંથી અને કાંઈક સ્વતંત્ર ભાવે ઊંડા ચિંતનમાંથી આવેલા છે. તેથી અનુવાદકની પસંદગીમાં મુખ્ય ત્રણ બાબતો ધ્યાનમાં નહિ રખાય તો એ અનુવાદો નામના જ થશે. પહેલી એ કે તેણે શ્રીમદ્‌ની ભાષાનો માતૃભાષા જેટલો જ તલસ્પર્શી પરિચય કરેલો હોવો જોઈએ. બીજી બાબત એ કે એમાં ચર્ચેલા વિષયોનું તેણે પક્વ અને સ્પષ્ટ પરિશીલન કરેલું હોવું જોઈએ. અને ત્રીજી બાબત એ છે કે જે ભાષામાં અનુવાદ કરવાનો હોય તેમાં લખવાનો તે સિદ્ધહસ્ત હોવો જોઈએ. આટલા પૂરતી સગવડ કરી આપવામાં કે મેળવવામાં જે ખર્ચ યોગ્ય રીતે સંભવતો હોય, તે કરવામાં વૈશ્યવૃત્તિ જરાય ન સેવતાં ટાણા વખતની ઉદારવૃત્તિનું અવલંબન કરવું જોઈએ.*

* 'શ્રી. રાજચંદ્રનાં વિચારરત્નો' (ગુજરાત વિદ્યાપીઠ)માંથી ઉદ્ધૃત.

# શ્રીમદ્ રાજચંદ્રની આત્મોપનિષદ

## [ ૧૯ ]

**ભારતની** અધ્યાત્મસાધના બહુ જ પુરાણી અને જાણીતી છે. હજારો વર્ષ પહેલાં એ શરૂ થયેલી. કોણે પ્રથમ શરૂ કરી એ જ્ઞાત નથી, પણ એ સાધનાના પુરસ્કર્તા અનેક મહાન પુરુષો જાણીતા છે. બુદ્ધ–મહાવીર પહેલાંની એ ઋષિ–પરંપરા છે. તેમના પછી પણ અત્યાર લગી એ સાધનાને વરેલા પુરુષો દેશના જુદા જુદા ભાગોમા, જુદી જુદી પરંપરાઓમાં અને જુદી જુદી નાત–જાતમાં થતા આવ્યા છે. એ બધાનો સંક્ષિપ્ત ઇતિહાસ પણ નાનોસૂનો નથી. એ છે પણ મનોરંજક અને પ્રેરણાદાયી, પરંતુ અહીં એનું સ્થાન નથી. અહીં તો એ જ અધ્યાત્મ–પરંપરામાં થયેલા શ્રીમદ્ રાજચન્દ્ર, જે ગુજરાતના છેલ્લા સુપુત્રો પૈકી એક અસાધારણ સુપુત્ર થઈ ગયા, તેમની અનેક કૃતિઓ પૈકી બહુ જાણીતી અને આદર પામેલી એક કૃતિ વિશે કાંઈક કહેવું પ્રાપ્ત છે.

શ્રીમદ્ રાજચંદ્રની એ પ્રસ્તુત કૃતિ 'આત્મસિદ્ધિ'ને નામે જાણીતી છે. મેં મથાળે એને આત્મોપનિષદ કહી છે. 'આત્મસિદ્ધિ' વાંચતાં અને તેનો અર્થ પુનઃ વિચારતાં એમ લાગ્યા વિના નથી રહેતુ કે શ્રી. રાજચંદ્રે આ નાનકડી કૃતિમાં આત્માને લગતુ આવશ્યક પૂર્ણ રહસ્ય દર્શાવી આપ્યું છે. માતૃભાષામાં અને તે પણ નાના નાના દોહા છંદોમાં, તેમાં પણ જરાય તાણી કે ખેંચી અર્થ ન કાઢવો પડે એવી સરલ પ્રસન્ન શૈલીમાં, આત્માને સ્પર્શતા અનેક મુદ્દાઓનુ ક્રમબદ્ધ તેમ જ સંગત નિરૂપણ જોતાં અને તેની પૂર્વવર્તી જૈન–જૈનેતર આત્મવિષયક મહત્ત્વપૂર્ણ ગ્રંથો સાથે સરખામણી કરતાં અનાયાસે કહેવાઈ જાય છે કે પ્રસ્તુત 'આત્મસિદ્ધિ' એ સાચે જ આત્મોપનિષદ્ છે.

સંસ્કૃત ભાષામાં પ્રાચીન ઉપનિષદો જાણીતાં છે. તેઓમાં માત્ર આત્મ-તત્ત્વની જ ચર્ચા છે. બીજી જે ચર્ચા આવે છે તે આત્મતત્ત્વનો પૂરો ખ્યાલ આપવા પૂરતી અને તેને ઉઠાવ આપવા પૂરતી છે. તેઓમાં પુરુષ, બ્રહ્મ, ચેતન જેવા અનેક શબ્દો વપરાયા છે, પણ તે આત્મતત્ત્વના જ બોધક છે.

એમની શૈલી ભલે પ્રાચીન સાંખ્ય-યોગ જેવી પરંપરાને અનુસરતી હોય તેમ જ એમની ભાષા ભલે સંસ્કૃત હોય, પણ એમાં નિરૂપણ તો આત્મલક્ષી જ છે. તેથી જ એ ઉપનિષદોમાં પુનઃ પુનઃ કહેવાયું છે કે 'एकेन ज्ञातेन सर्वं ज्ञातं भवति।' એક આત્મા જાણ્યે બધું જ જણાઈ જાય છે, કેમ કે ત્યાં આત્મજ્ઞાનનું પ્રાધાન્ય છે અને એ આત્મવિદ્યાને જ પરાવિદ્યા કહેવામાં આવી છે.

મહાવીરના વિચારમંથનના પરિણામરૂપ જે પ્રાચીન ઉદ્ગારો 'આચારાંગ', 'સૂત્રકૃતાંગ' જેવાં આગમોમાં મળે છે તેમાં પણ આત્મસ્વરૂપના જ્ઞાન અને તેની સાધનાને લક્ષીને જ મુખ્ય વક્તવ્ય છે.

આગમનુ એ નિરૂપણ સંસ્કૃત ભાષામાં નથી, તેમ જ ઉપનિષદોની શૈલીથી જુદી શૈલી એ ધરાવે છે. તેમ છતાં એ છે તો આત્મતત્ત્વ સંબંધે જ. એ જ રીતે બુદ્ધના ઉદ્ગારોના સંગ્રહરૂપ ગણાતાં પ્રાચીન પિટકોમાં પણ આત્મસ્વરૂપ અને તેની સાધનાની જ એક રીતે કથા છે. ભલે તે આત્માને નામે કે સંસ્કૃત ભાષામાં ન હોય, ભલે એની શૈલી ઉપનિષદો અને જૈન આગમો કરતાં કાંઈક જુદી પડતી હોય; પણ તે નિરૂપણ અધ્યાત્મલક્ષી જ છે. ભાષાભેદ, શૈલીભેદ કે ઉપરથી દેખાતો આંશિક દૃષ્ટિભેદ એ સ્થૂળ વસ્તુ છે. મુખ્ય અને ખરી વસ્તુ એ બધામાં સામાન્ય છે તે તો આધ્યાત્મિક દૃષ્ટિએ કરાયેલી સાધનાનાં પરિણામોનું નિરૂપણ છે. વૈદિક, બૌદ્ધ અને જૈન વગેરે બધા સંતોનો અનુભવ ટૂંકમા એ જ છે કે પોતા વિશેનું અજ્ઞાન (અવિદ્યા) નિવારવુ અને સમ્યગ્જ્ઞાન મેળવવુ.

સમ્યગ્જ્ઞાન મેળવવાના અનેક માર્ગો શોધાયા અને યોજાયા. કોઈએ એક તો કોઈએ બીજા ઉપર સહેજ વધારે ભાર આપ્યો. એને લીધે કેટલીક વાર પંથભેદો જન્મ્યા અને એ પંથભેદો ટૂંકી દૃષ્ટિથી પોષાતાં સાંકડા વાડા પણ બની ગયા. એટલું જ નહિ, પણ તેઓ ઘણી વાર શાબ્દિક અર્થની ખેંચતાણમાં પડી એકબીજાના ખંડનમા ઊતરી ગયા અને દૃષ્ટિની વિશાળતા તેમ જ આત્મશુદ્ધિ સાધવાનો મુખ્ય ઉદ્દેશ જ વીસરી ગયા. એને લીધે આધ્યાત્મિક સાધના ઉપર ઊભી થયેલી પરંપરાઓ મોટેભાગે એકદેશીય અને દુરાગ્રહી પણ બની ગયેલી આપણે ઇતિહાસમાં જોઈએ છીએ. વિશેષ તો શું, પણ એક જ પરંપરામાં પણ એવા ફાંટા પડ્યા અને તે પરસ્પર એવી રીતે વર્તવા અને જોવા લાગ્યા કે તેમાં પણ અભિનિવેશ અને દુરાગ્રહે જ મુખ્ય સ્થાન લીધું.

કોઈ પણ સમાજમાં ઊછરેલો જ્યારે ખરા અર્થમાં આત્મજિજ્ઞાસુ બને છે, ત્યારે તેને પણ શરૂઆતમાં એ વાડા અને ફાંટાનાં સંકુચિત બંધનો

અને કુસંસ્કારો ભારે વિઘ્નરૂપ થઈ પડે છે, પણ ખરો અધ્યાત્મજિજ્ઞાસુ એ બધાં વિઘ્નોથી પર જાય છે અને પોતાનો માર્ગ પોતાના જ પુરુષાર્થથી નિષ્કંટક બનાવે છે. આવા અધ્યાત્મવીરો વિરલ પાકે છે. શ્રીમદ એ વિરલમાંના એક આધુનિક મહાન વિરલ પુરુષ છે. તેમણે જૈન પરંપરાના સંસ્કાર વિશેષ પ્રમાણમાં ઝીલ્યા. તેમણે મૂળ લખાણો ગુજરાતીમાં જ અને તે પણ મોટેભાગે જૈન પરિભાષાને અવલંબીને જ લખ્યાં છે. તેથી એમની ઓળખ ગુજરાત બહાર અથવા જૈનેતર ક્ષેત્રમાં બહુ વિશેષે નથી. પણ તેથી એમનું આધ્યાત્મિક પોત અને સૂક્ષ્મ સત્યદૃષ્ટિ સાધારણ છે એમ જો કોઈ ધારે, તો તે મહતી ભ્રાન્તિ જ સિદ્ધ થશે એક વાર કોઈ સમજદાર એમનાં લખાણો વાંચે તો તેના મન ઉપર એમની વિવેકપ્રજ્ઞા, મધ્યસ્થતા અને સહજ નિખાલસતાની અચૂક છાપ પડ્યા વિના કદી જ નહિ રહે.

મેં પ્રથમ પણ અનેક વાર 'આત્મસિદ્ધિ' વાંચેલી અને વિચારેલી, પરંતુ છેલ્લે છેલ્લે આ લખું છું ત્યારે વિશેષ સ્થિરતા અને વિશેષ તટસ્થતાથી એ વાંચી, એના અર્થો વિચાર્યા, એના વક્તવ્યનુ યથાશક્તિ મનન અને પૃથક્કરણ કર્યું, ત્યારે મને લાગ્યું કે આ 'આત્મસિદ્ધિ' એ એક જ ગ્રંથ એવો છે કે તેમાં શ્રીમદ્ રાજચંદ્રની વિચારણા અને સાધનાનું ઊંડામાં ઊંડું રહસ્ય આવી જાય છે.

જે ઉંમરે અને જેટલા ટૂંક વખતમાં શ્રી રાજચંદ્રે 'આત્મસિદ્ધિ'માં પોતે પચાવેલ જ્ઞાન ગૂંથ્યું છે તેનો વિચાર કરું છું ત્યારે મારું મસ્તક ભક્તિભાવે નમી પડે છે. એટલું જ નહિ, પણ મને લાગે છે કે તેમણે આધ્યાત્મિક મુમુક્ષુને આપેલી આ ભેટ એ તો સેંકડો વિદ્વાનોએ આપેલી સાહિત્યિક ગ્રન્થરાશિની ભેટ કરતાં વિશેષ મૂલ્યવંતી છે. પોતપોતાના પક્ષની અને મંતવ્યની સિદ્ધિ અર્થે અનેક સિદ્ધિ-ગ્રન્થો સેંકડો વર્ષ થયાં લખાતા રહ્યા છે. 'સર્વાર્થસિદ્ધિ' માત્ર જૈન આચાર્યે જ નહિ, પણ જૈનેતર આચાર્યોએ પણ પોતપોતાના સંપ્રદાય પરત્વે લખી છે. 'બ્રહ્મસિદ્ધિ', 'અદ્વૈતસિદ્ધિ' આદિ વેદાંત વિષયક ગ્રંથો સુવિદિત છે. 'નૈષ્કર્મ્યસિદ્ધિ', 'ઇશ્વરસિદ્ધિ' એ પણ જાણીતાં છે. 'સર્વજ્ઞસિદ્ધિ' જૈન. બૌદ્ધ વગેરે અનેક પરંપરાઓમાં લખાયેલી છે. અકલંકના 'સિદ્ધિવિનિશ્ચય' ઉપરાંત આચાર્ય શિવસ્વામી રચિત 'સિદ્ધિવિનિશ્ચય'ના અસ્તિત્વનું પ્રમાણ હમણાં મળ્યું છે. આવા વિનિશ્ચય ગ્રંથોમાં પોતપોતાને અભિપ્રેત હોય એવા અનેક વિષયોની સિદ્ધિ કહેવામાં આવી છે, પણ એ બધી સિદ્ધિઓ સાથે જ્યારે શ્રી. રાજચંદ્રની 'આત્મસિદ્ધિ'ને સરખાવું છું, ત્યારે સિદ્ધિ શબ્દરૂપે સમાનતા હોવા છતાં

એના પ્રેરક દૃષ્ટિબિન્દુમાં મહદ અંતર જણાય છે. તે તે દર્શનની ઉપર સૂચવેલી અને બીજી સિદ્ધિઓ અમુક વિષયની માત્ર દલીલ દ્વારા ઉપપત્તિ કરે છે અને વિરોધી મંતવ્યનું તર્ક કે યુક્તિથી નિરાકરણ કરે છે. વસ્તુતઃ એવી દાર્શનિક સિદ્ધિઓ મુખ્યપણે તર્ક અને યુક્તિને બળે રચાયેલી છે, પણ એની પાછળ આત્મસાધના કે આધ્યાત્મિક પરિણતિનું સમર્થ બળ ભાગ્યે જ દેખાય છે, જ્યારે પ્રસ્તુત 'આત્મસિદ્ધિ'ની ભાત જ જુદી છે. એમા શ્રી. રાજચંદ્રે જે નિરૂપ્યું છે તે તેમના જીવનના ઊંડાણમાંથી અનુભવપૂર્વક આવેલું હોઈ એ માત્ર તાર્કિક ઉપપત્તિ નથી, પણ આત્માનુભવની થયેલી સિદ્ધિ–પ્રતીતિ છે, એમ મને સ્પષ્ટ લાગે છે. તેથી જ તો તેમના નિરૂપણમાં એક પણ વેણ કડવું, આવેશપૂર્ણ, પક્ષપાતી કે વિવેક વિનાનું નથી. જીવસિદ્ધિ તો શ્રીમદ અગાઉ કેટલાય આચાર્યોએ કરેલી અને લખેલી છે, પણ તેમાં પ્રસ્તુત 'આત્મસિદ્ધિ'માં છે તેવું બળ ભાગ્યે જ પ્રતીત થાય છે અલબત્ત, એમાં યુક્તિ અને દલીલો ઢગલાબંધ છે.

શ્રી. રાજચંદ્રે 'આત્મસિદ્ધિ'માં મુખ્યપણે આત્માને લગતા છ મુદ્દા ચર્ચ્યા છે· (૧) આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ, (૨) તેનું નિત્યત્વ–પુનર્જન્મ, (૩) કર્મકર્તૃત્વ, (૪) કર્મફળભોક્તૃત્વ, (૫) મોક્ષ, અને (૬) તેનો ઉપાય. આ છ મુદ્દાની ચર્ચા કરતાં તેના પ્રતિપક્ષી છ મુદ્દા ઉપર પણ ચર્ચા કરવી જ પડી છે. એ રીતે એમા બાર મુદ્દાઓ ચર્ચાયા છે. એ ચર્ચાની ભૂમિકા એમણે એટલી બધી સબળ રીતે અને સંગત રીતે બાંધી છે. તેમ જ એનો ઉપસંહાર એટલો સહજપણે અને નમ્રપણે છતા નિશ્ચિત વાણીથી કર્યો છે કે તે એક સુસંગત શાસ્ત્ર બની રહે છે. એની શૈલી સંવાદની છેઃ શિષ્યની શંકા કે પ્રશ્નો અને ગુરુએ કરેલ સમાધાન. આ સંવાદશૈલીને લીધે એ ગ્રંથ ભારેખમ અને જટિલ ન બનતાં, વિષય ગહન હોવા છતાં, સુબોધ અને રુચિપોષક બની ગયો છે.

આચારાંગ, સૂત્રકૃતાગ, ઉત્તરાધ્યયન અને પ્રવચનસાર, સમયસાર જેવા પ્રાકૃત ગ્રંથોમાં જે વિચાર જુદી જુદી રીતે વીખરાયેલો દેખાય છે, ગણધરવાદમાં જે વિચાર તર્કશૈલીથી સ્થપાયો છે અને આચાર્ય હરિભદ્ર કે યશોવિજયજી જેવાએ પોતપોતાના અધ્યાત્મવિષયક ગ્રંથોમા જે વિચાર વધારે પુષ્ટ કર્યો છે, તે સમગ્ર વિચાર પ્રસ્તુત 'આત્મસિદ્ધિ'માં એવી રીતે સહજભાવે ગૂંથાઈ ગયો છે કે તે વાંચનારને પૂર્વાચાર્યોના ગ્રંથોનું પરિશીલન કરવામા એક ચાવી મળી રહે છે. શંકરાચાર્યે કે તે પૂર્વના વાત્સ્યાયન, પ્રશસ્તપાદ, વ્યાસ આદિ ભાષ્યકારોએ આત્માના અસ્તિત્વની બાબતમાં જે

મુખ્ય દલીલો આપી છે તે પ્રસ્તુત ‘આત્મસિદ્ધિ’માં આવે છે, પણ વિચારતાં મને એમ લાગે છે કે શ્રી. રાજચંદ્રે પ્રસ્તુત રચના માત્ર શાસ્ત્રો વાંચી નથી કરી, પણ એમણે સાચા અને ઉત્કટ મુમુક્ષુ તરીકે આત્મસ્વરૂપની સ્પષ્ટ અને ઊંડી પ્રતીતિ માટે જે મંથન કર્યું, જે સાધના કરી અને જે તપ આચર્યું તેને પરિણામે લાધેલી અનુભવપ્રતીતિ જ આમાં મુખ્યપણે નિરૂપાઈ છે. એક મુદ્દામાંથી બીજો, બીજામાંથી ત્રીજો એમ ઉત્તરોત્તર એવી સુસંગત સંકલના થઈ છે કે તેમાં કાંઈ નકામું નથી આવતું, કામનું રહી નથી જતું અને ક્યાંય પણ આડું ફંટાતું નથી. તેથી જ શ્રીમદ્ રાજચંદ્રની ‘આત્મસિદ્ધિ’ એ એક સિદ્ધાંતશાસ્ત્ર બની રહે છે.

ભારતીય તત્ત્વજ્ઞ અને સંતોની આત્માના સ્વરૂપ વિશેની દૃષ્ટિ મુખ્યપણે ત્રણ વિભાગમાં વહેંચાઈ જાય છે: (૧) દેહભેદે આત્મભેદ અને તે વાસ્તવિક જ, (૨) તાત્ત્વિક રીતે આત્મતત્ત્વ એક જ અને તે અખંડ છતાં દેખીતો જીવભેદ એ માત્ર અજ્ઞાનમૂલક; (૩) જીવભેદ વાસ્તવિક પણ તે એક જ પરમાત્માના અંશો. આ રીતે દૃષ્ટિઓ ત્રણ પ્રકારની હોવા છતાં બધી દૃષ્ટિનો પારમાર્થિક આચાર એક જ છે. વાસ્તવિક જીવભેદ માનનાર દરેક દર્શન જીવનું તાત્ત્વિક સ્વરૂપ તો સમાન જ માને છે ને તે આધારે તેઓ બીજાં નાનાંમોટાં તમામ પ્રાણી પ્રત્યે આત્મૌપમ્યમૂલક આચાર યોજે છે અને પોતા પ્રત્યે બીજા તરફથી જે વર્તનની અપેક્ષા રખાય તેવું જ વર્તન બીજા પ્રત્યે રાખવા ઉપર ભાર આપી સમગ્ર આચાર-વ્યવહાર યોજે છે. જેઓ આત્માના વાસ્તવિક અભેદ કે બ્રહ્મૈક્યમાં માને છે તેઓ પણ બીજા જીવોમાં પોતાનું જ અસલી પોત માની અભેદમૂલક આચાર-વ્યવહાર યોજી કહે છે કે અન્ય જીવ પ્રત્યે વિચારમાં કે વર્તનમાં ભેદ રાખવો તે આત્મદ્રોહ છે, અને એમ કહી સમાન આચાર-વ્યવહારની જ હિમાયત કરે છે. ત્રીજી દૃષ્ટિવાળા પણ ઉપરની રીતે જ તાત્ત્વિક આચાર-વ્યવહારની હિમાયત કરે છે. આ રીતે જોઈએ તો આત્મવાદી ગમે તે દર્શન હોય તોપણ તેની પારમાર્થિક કે મૂલગામી આચાર-વ્યવહારની હિમાયત એક જ પ્રકારની છે. તેથી જ જૈન, બૌદ્ધ, વેદાન્ત કે વૈષ્ણવ આદિ બધા જ દર્શનોમાં સત્ય, અહિંસા, અપરિગ્રહ આદિ તાત્ત્વિક આચારમાં કશો જ ભેદ દેખાતો નથી. અલબત્ત, બાહ્ય અને સામાજિક આચાર-વ્યવહાર, જે મુખ્યપણે રૂઢિઓ અને દેશકાળને અનુસરી ઘડાય કે બદલાય છે તેમાં, પરંપરાભેદ છે જ અને તે માનવસ્વભાવ પ્રમાણે અનિવાર્ય છે. પણ જે આત્મસ્પર્શી મૂલગામી વર્તનના સિદ્ધાંતો છે, તેમાં

કોઈનો મતભેદ નથી. દરેક દર્શન પોતાની માન્યતા પ્રમાણેના આત્મજ્ઞાન ઉપર ભાર આપી તે વિશેનું અજ્ઞાન કે અવિદ્યા નિવારવા કહે છે અને આત્મજ્ઞાન ઠીક ઠીક પ્રકટયા વિના કે પચ્યા વિના વિષમતામૂલક વર્તન બંધ પડવાનુ નથી અને એવું વર્તન બંધ પડયા વિના પુનર્જન્મનું ચક્ર પણ બંધ પડવાનું નથી, એમ કહે છે તેથી જ આપણે ગમે તે પરંપરાના સાચા સંત અને સાધકની વિચારણા કે વાણી તપાસીશું અગર તેમનો જીવન-વ્યવહાર તપાસીશું તો બાહ્ય રીતિ-નીતિમાં ભેદ હોવા છતાં તેની પ્રેરક આન્તર ભાવનામાં કશો જ ભેદભાવ જોઈ નહિ શકીએ.

હવે આપણે ટૂંકમાં 'આમસિદ્ધિ'ના વિષયોનો પરિચય કરીએ :

પ્રથમ દોહામા શ્રી રાજચંદ્રે સૂચવ્યું છે કે આત્મતત્ત્વનુ અજ્ઞાન એ જ સાંસારિક દુઃખનુ કારણ છે અને એનું જ્ઞાન એ દુ:ખનિવૃત્તિનો ઉપાય છે. તેમનું આ વિધાન જૈન પરંપરાને તો અનુસરે છે જ, પણ એ બીજી બધી જ આત્મવાદી પરંપરાઓને પણ માન્ય છે. ઉપનિષદોની પેઠે સાંખ્ય-યોગ, ન્યાય-વૈશેષિક અને બૌદ્ધ દૃષ્ટિ પણ દેહ, ઇન્દ્રિય, પ્રાણ આદિથી આત્મતત્ત્વને પોતપોતાની રીતે જુદું સ્થાપી તેના જ્ઞાનને કહો કે ભેદજ્ઞાનને યા વિવેક-ખ્યાતિને સમ્યક્ જ્ઞાન માને છે અને તેને જ આધારે પુનર્જન્મના ચક્રને મિટાવવા ભિન્ન ભિન્ન પ્રણાલીઓ યોજે છે

શ્રીમદ રાજચંદ્રે બીજા દોહામાં મોક્ષનો માર્ગ આત્માર્થી મુમુક્ષુ માટે સ્પષ્ટ નિરૂપવાની પ્રતિજ્ઞા કરી છે.

માણસ સ્થૂલ વસ્તુ પકડી બેસે છે ને ઊંડો ઊતરતો નથી, એટલું જ નહિ, પણ ઊંડાણમાં રહેલ સૂક્ષ્મ અને ખરા તત્ત્વને સ્થૂલમાં જ માની બેસે છે. આ દોષ બધા જ પથોમા સામાન્ય રીતે દેખાય છે. તેથી જ લૌકિક અને અલૌકિક અગર સંવૃતિ-માયિક અને પરમાર્થ એવી બે માનસિક ભૂમિકાઓ સર્વત્ર નિરૂપાઈ છે. આમાંથી લૌકિક કે અપારમાર્થિક ભૂમિકાવાળા કેટલાક એવા હોય છે કે તેઓ ક્રિયાજડ બની બેસે છે અને કેટલાક શુષ્કજ્ઞાની થઈ જાય છે. એ બન્ને પોતાને મોક્ષનો ઉપાય લાધ્યો હોય તેવી રીતે વર્તે અને બોલે છે. શ્રીમદ એ બન્ને વર્ગના લોકોને ઉદ્દેશી મોક્ષમાર્ગનું સાચું સ્વરૂપ દર્શાવતાં ક્રિયાજડ અને શુષ્કજ્ઞાનીનું લક્ષણ નિરૂપે છે અને સાથે જ ત્યાગ-વૈરાગ્ય તેમ જ આત્મજ્ઞાન બન્નેનો પરસ્પર પોષ્યપોષકભાવ દર્શાવી આત્માર્થીની વ્યાખ્યા સ્પષ્ટ કરે છે. તેમણે આત્માર્થીની જે વ્યાખ્યા કરી છે તે એક રીતે એવી સરલ અને બીજી રીતે એવી ગંભીર છે કે વ્યાવહારિક

દુન્યવી જીવન અને પારમાર્થિક સત્યધાર્મિક જીવન બન્નેમાં એકસરખી લાગુ પડે છે.

ત્યાર બાદ તેમણે સદ્ગુરુનાં લક્ષણો કહ્યાં છે. એ લક્ષણો એવી દૃષ્ટિથી નિરૂપાયાં છે કે તેમાં આત્મવિકાસની ગુણસ્થાનક્રમ પ્રમાણે ભૂમિકાઓ આવી જાય, અને જે ભૂમિકાઓ યોગ, બૌદ્ધ તેમ જ વેદાન્ત દર્શનની પરિભાષામાં પણ દર્શાવી શકાય. શ્રી. રાજચંદ્રે ગુરુ–પદ ન વાપરતાં સદ્ગુરુ–પદ યોજ્યું છે, જે આધ્યાત્મિક જાગૃતિનું સૂચક છે. શ્રી. અરવિંદે પણ સદ્ગુરુ–શરણાગતિ ઉપર ખાસ ભાર આપ્યો છે.—જુઓ 'The Synthesis of Yoga.' શ્રી. કિશોરલાલભાઈએ મુમુક્ષુની વિવિકદૃષ્ટિ અને પરીક્ષક બુદ્ધિ ઉપર ભાર આપ્યા છતાં યથાયોગ્ય સદ્ગુરુથી થતા લાભની પૂરી કદર કરી જ છે. છેવટે તો મુમુક્ષુની જાગૃતિ એ જ મુખ્ય વસ્તુ છે. એ વિના સદ્ગુરુની ઓળખ મુશ્કેલ છે, અને ઓળખ થાય તો ટકવી પણ અઘરી છે. જૈન પરંપરા પ્રમાણે છઠ્ઠા અને તેરમા ગુણસ્થાનકે ઉપદેશકપણું સંભવે છે. સાતમાથી બારમા સુધીના ગુણસ્થાનોની ભૂમિકા એ તો ઉત્કટ સાધક દશાની એવી ભૂમિકા છે કે તે દરિયામાં ડૂબકી મારી મોતી આણવા જેવી સ્થિતિ છે. આ વિશે શ્રીમદ રાજચંદ્રે પોતે જ સ્પષ્ટ વિવેચન કર્યું હોઈ તે મનનયોગ્ય છે.

જ્યાં સદ્ગુરુનો યોગ ન હોય ત્યાં પણ આત્માનું અસ્તિત્વ દર્શાવનારા શાસ્ત્રો મુમુક્ષુને ઉપકારક બને છે. શાસ્ત્રો વિના પણ સદ્ગુરુએ આપેલ ઉપદેશ સુધ્ધાં મુમુક્ષુને ટેકો આપે છે, પણ શ્રીમદ સદ્ગુરુના યોગ ઉપર ભાર આપે છે તે સહેતુક છે.. માણસમાં પોષાયેલ કુલધર્માભિનિવેશ, આપડહાપણે ફાવે તેમ વર્તવાની ટેવ, ચિરકાલીન મોહ અને અવિવેકી સંસ્કાર—એ બધું સ્વચ્છન્દ છે. સ્વચ્છન્દ રોકાયા સિવાય આત્મજ્ઞાનની દિશા ન પ્રકટે અને સદ્ગુરુના—અનુભવી દોરવણી આપનારના—યોગ વિના સ્વચ્છન્દ રોકવાનું કામ અતિ અઘરું છે, સીધી ઊંચી કરાડ ઉપર ચડવા જેવું છે.

સાચો સાધક ગમે તેટલો વિકાસ થયા છતાં સદ્ગુરુ પ્રત્યે પોતાનો સહજ વિનય ગૌણ કરી ન શકે. અને સદ્ગુરુ હોય તે એવા વિનયનો દુરુપયોગ પણ ન જ કરે. જે શિષ્યની ભક્તિ અને વિનયનો દુરુપયોગ કરે છે કે ગેરલાભ લે છે, તે સદ્ગુરુ જ નથી. આવા જ અસદ્ગુરુ કે કુગુરુને લક્ષમાં રાખી શ્રી. કિશોરલાલભાઈની ટીકા છે.[1]

---

૧ 'સમૂળી ક્રાન્તિ'—પાંચમું પ્રતિપાદન.

મુમુક્ષુ અને મતાર્થી વચ્ચેનો ભેદ શ્રી. રાજચંદ્રે દર્શાવ્યો છે તેનો સાર એ છે કે સવળી મતિ તે મુમુક્ષુ અને અવળી મતિ તે મતાર્થી. આવા મતાર્થીનાં અનેક લક્ષણો તેમણે સ્ફુટ અને જરા વિસ્તારથી દર્શાવ્યા છે જે તદ્દન અનુભવસિદ્ધ છે અને ગમે તે પંથમાં મળી આવે છે. તેમની આ સ્થળે એક બે વિશેષતા તરફ ધ્યાન ખેંચવું ઇષ્ટ છે પ્રસિદ્ધ આચાર્ય સમન્તભદ્રે 'આપ્તમીમાંસા'ની 'દેવાગમ–નભોયાન' આદિ કારિકાઓમાં બાહ્ય વિભૂતિઓમાં વીતરાગપદ જોવાની સાવ ના પાડી છે. શ્રીમદ્ પણ એ જ વસ્તુ સૂચવે છે. યોગશાસ્ત્રના વિભૂતિપાદમાં, બૌદ્ધ ગ્રંથોમાં અને જૈન પરંપરામાંય વિભૂતિ, અભિજ્ઞા—ચમત્કાર કે સિદ્ધિ અને લબ્ધિમાં ન ફસાવાની વાત કહી છે તે સહજપણે જ શ્રી. રાજચંદ્રના ધ્યાનમા છે. તેમણે એ જોયેલું કે જીવની ગતિ–આગતિ, સુગતિ–કુગતિના પ્રકારો, કર્મભેદના ભાંગાઓ વગેરે શાસ્ત્રમાં વર્ણિત વિષયોમાં જ શાસ્ત્રરસિયાઓ રચ્યાપચ્યા રહે છે અને પોપટપાઠથી આગળ વધતા નથી. તેમને ઉદ્દેશી એમણે સૂચવ્યું છે કે શાસ્ત્રનાં એ વર્ણનો એનુ અંતિમ તાત્પર્ય નથી અને અંતિમ તાત્પર્ય પામ્યા વિના એવાં શાસ્ત્રોનો પાઠ કેવળ મતાર્થિતા પોષે છે. શ્રીમદ્ રાજચંદ્રનું આ કથન જેટલુ અનુભવ-મૂલક છે તેટલુ જ બધી પરંપરાઓને એકસરખું લાગુ પડે છે.

મતાર્થીના સ્વરૂપકથન બાદ આત્માર્થીનું ટૂંકું છતાં માર્મિક સ્વરૂપ આલેખાયેલુ છે મતિ સવળી થતાં જ આત્માર્થ દશા પ્રારંભાય છે અને સુવિચારણા જન્મે છે. એને જ લીધે નિશ્ચય અને વ્યવહારનુ અન્તર તેમ જ સંબંધ યથાર્થપણે સમજાય છે, તેમ જ કયો સદ્વ્યવહાર અને કયો નહિ તે પણ સમજાય છે. આવી સુવિચારણાના ફળરૂપે કે તેની પુષ્ટિ અર્થે શ્રી રાજચંદ્રે આત્માને લગતાં છ પદો વિશે અનુભવસિદ્ધ વાણીમાં શાસ્ત્રીય વર્ણન કર્યું છે, જે સિદ્ધસેને 'સન્મતિતર્ક'માં અને હરિભદ્રે 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય' આદિમા પણ કર્યું છે

૧ આત્માનુ અસ્તિત્વ દર્શાવતાં શ્રી. રાજચંદ્રે જે દેહાત્મવાદીની પ્રચલિત અને બાલસુલભ દલીલોનુ નિરસન કર્યું છે તે એક બાજુ ચાર્વાક માન્યતાનો નકશો રજૂ કરે છે ને બીજી બાજુ આત્મવાદની ભૂમિકા રજૂ કરે છે. એમ તો અનેક આત્મસ્થાપક ગ્રંથોમા ચાર્વાક મતનુ નિરસન આવે છે, પણ શ્રી. રાજચંદ્રની વિશેષતા મને એ લાગે છે કે તેમનું કથન શાસ્ત્રીય અભ્યાસમૂલક માત્ર ઉપરચોટિયા દલીલોમાથી ન જનમતાં સીધું અનુભવમાંથી આવેલું છે. તેથી જ તેમની કેટલીક દલીલો હૈયાસોંસરી ઊતરી જાય તેવી છે.

૨. આત્મા અર્થાત્ ચૈતન્ય દેહ સાથે જ ઉત્પન્ન નથી થતું, અને દેહના વિલય સાથે વિલય નથી પામતું એ વસ્તુ સમજાય તેવી વાણી અને યુક્તિઓથી દર્શાવી આત્માનું નિત્યપણું-પુનર્જન્મ સ્થાપેલ છે દૃષ્ટિભેદે આત્મા ભિન્ન ભિન્ન અવસ્થાઓ ધારણ કરવા છતાં કેવી રીતે સ્થિર છે અને પૂર્વજન્મના સંસ્કારો કઈ રીતે કામ કરે છે એ દર્શાવતાં એમણે સિદ્ધસેનના 'સન્મતિતર્ક'ની દલીલ પણ વાપરી છે કે 'બાલ્ય, યૌવન આદિ ભિન્ન ભિન્ન અવસ્થાઓ છતાં માણસ તેમાં પોતાને સળંગ સૂત્રરૂપે જુએ છે. માત્ર ક્ષણિકતા નથી એ દર્શાવવા તેમણે કહ્યું છે કે જ્ઞાન તો ભિન્ન ભિન્ન અને ક્ષણિક છે, પરંતુ એ બધા જ જ્ઞાનોની ક્ષણિકતાનુ જે ભાન કરે છે તે પોતે ક્ષણિક હોય તો બધાં જ જ્ઞાનોમાં પોતાનું ઓતપ્રોતપણું કેમ જાણી શકે? તેમની આ દલીલ ગંભીર છે.

૩. નિરીશ્વર કે સેશ્વર સાંખ્ય જેવી પરંપરાઓ ચેતનમાં વાસ્તવિક બંધ નથી માનતી. તેઓ ચેતનને વાસ્તવિક રીતે અસંગ માની તેમાં કર્મકર્તૃપણું કાં તો પ્રકૃતિપ્રેરિત કે ઈશ્વરપ્રેરિત આરોપથી માને છે. એ માન્યતા સાચી હોય તો મોક્ષનો ઉપાય પણ નકામો ઠરે. તેથી શ્રીમદ આત્માનું કર્મકર્તૃપણું અપેક્ષાભેદે વાસ્તવિક છે એમ દર્શાવે છે. રાગ-દ્વેષાદિ પરિણતિ વખતે આત્મા કર્મનો કર્તા છે અને શુદ્ધ સ્વરૂપમાં વર્તે ત્યારે કર્મનો કર્તા નથી, ઊલટું એને સ્વરૂપનો કર્તા કહી શકાય—એ જૈન માન્યતા સ્થાપે છે.

૪. કર્મનુ કર્તૃપણું હોય તોય જીવ તેનો ભોક્તા ન બની શકે, એ મુદ્દો ઉઠાવી શ્રી. રાજચંદ્રે ભાવકર્મ-પરિણામરૂપ કર્મ અને દ્રવ્યકર્મ-પૌદ્ગલિક કર્મ બન્નેનો કાર્યકારણભાવ દર્શાવી કર્મ ઈશ્વરની પ્રેરણા સિવાય પણ કેવી રીતે ફળ આપે છે એ જણાવવા એક સુપરિચિત દાખલો આપ્યો છે કે ઝેર અને અમૃત યથાર્થ સમજ્યા વિના પણ ખાવામા આવ્યાં હોય તો તેમનું જેમ જુદું જુદું ફળ વખત પાકયે મળે છે તેમ બદ્ધ કર્મ પણ યોગ્ય કાળે સ્વયમેવ વિપાક આપે છે. કર્મશાસ્ત્રની ગહનતા શ્રીમદ્ રાજચંદ્રના ધ્યાનમાં પૂરેપૂરી છે. તેથી જ તેઓ ભાખે છે કે આ વાત ટૂંકમાં કહી છે.

૫. મોક્ષનું અસ્તિત્વ સિદ્ધ કરવા તેઓ ટૂંકીટચ પણ સમર્થ એક દલીલ એ આપે છે કે જો શુભાશુભ પ્રવૃત્તિનું ફળ કર્મ હોય તો એવી પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ એ શું નિષ્ફળ? નિવૃત્તિ તો પ્રયત્નથી સધાય છે, એટલે તેનુ ફળ પ્રવૃત્તિના ફળથી સાવ જુદું જ સંભવે. તે ફળ એ જ મોક્ષ.

૬. મોક્ષના ઉપાય વિશેની શંકા ઉઠાવી તેનું સમાધાન કરતાં ઉપાયનું

નિરૂપણ કર્યું છે. અને એમાં સમગ્ર ગુણસ્થાનક્રમની—આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમની મુખ્ય મુખ્ય ચાવીઓ અનુભવ દ્વારા જ રજૂ કરી હોય તેવો સ્પષ્ટ ભાસ થાય છે. એમણે કેવળજ્ઞાનની નિર્વિવાદ અને સહજ એવી જે વ્યાખ્યા કરી છે તે સાંપ્રદાયિક લોકોએ ખાસ લક્ષ આપવા જેવી છે. એમના આ નિરૂપણમાં ઉપનિષદોના 'तत्त्वमसि' વાક્યનું તાત્પર્ય આવી જાય છે અને સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન પણ થઈ જાય છે. શ્રીમદ્ અનુભવપૂર્વક ઉચ્ચારે છે કે બધા જ જ્ઞાનીઓનો નિશ્ચય એક છે. એમાં પંથ, જાતિ, મત, વેશ આદિને કશો જ અવકાશ નથી. આ રીતે છ કે બાર મુદ્દાના નિરૂપણનો ઉપસંહાર એમણે જે ઉલ્લાસ અને જે તટસ્થતાથી કર્યો છે તે આપણા ઉપર તેમના અનુભવની છાપ મૂકે છે

પછી શ્રી રાજચંદ્રે શિષ્યને થયેલ બોધબીજ—પ્રાપ્તિનુ વર્ણન કર્યું છે. એમાં શિષ્યને મોઢે અહોભાવના ઉદ્ગારો ટાંકી જે સમર્પણ ભાવ વર્ણવ્યો છે તે જેમ કવિત્વની કળા સૂચવે છે તેમ તાત્ત્વિક સિદ્ધિનો પરમ આનંદ પણ સૂચવે છે, જે વાંચતાં મન કૂણું થઈ જાય છે અને એ અહોભાવનો અનુભવ કરવાની ઊર્મિ પણ રોકી રોકાતી નથી. છેવટે આખો ઉપસંહાર પણ મનનીય છે.

જિજ્ઞાસુ 'આત્મસિદ્ધિ' આપમેળે જ વાંચે અને તેનો રસ માણે એ દૃષ્ટિથી અહીં તેનો પરિચય તદ્દન સ્થૂલ રીતે મેં કરાવ્યો છે. એમાંની દલીલોની પુનરુક્તિ નકામી છે.

શ્રી. રાજચંદ્રે 'આત્મસિદ્ધિ'માં જૈન પરિભાષાને આશરી જે વસ્તુ નિરૂપી છે, તે જૈનેતર દર્શનમાં પણ કેવી કેવી રીતે નિરૂપાઈ છે એનો વાચકને ખ્યાલ આપવો જરૂરી છે, જે ઉપરથી તત્ત્વજિજ્ઞાસુ એટલું સહેલાઈથી સમજી શકશે કે આત્મવાદી બધાં દર્શનો ભિન્ન ભિન્ન પરિભાષા દ્વારા પણ કેવી રીતે એક જ ગીત ગાઈ રહ્યાં છે! જૈન દર્શન જીવ કે આત્માને નામે જડથી ભિન્ન જે તત્ત્વ નિરૂપે છે, તેને ન્યાય-વૈશેષિક દર્શનો જીવાત્મા કે આત્મા કહે છે અને સાંખ્ય-યોગ તેને પ્રકૃતિથી ભિન્ન પુરુષ કહે છે, જ્યારે વેદાન્તી એને માયાભિન્ન બ્રહ્મ પણ કહે છે 'ધમ્મપદ' જેવા બૌદ્ધ ગ્રંથોમાં આત્મા—અત્તા અને પુગ્ગલ પદ છે, પણ આગળ જતાં એનું નિરૂપણ રૂપથી ભિન્ન ચિત્ત કે નામ પદથી પણ થયેલું છે.

જૈન દર્શન મિથ્યાદર્શને—અજ્ઞાન અને કષાય—રાગ-દ્વેષના નામે આસ્રવ-રૂપે જે બંધ અર્થાત્ સંસારના કારણનું નિરૂપણ કરે છે અને તેના વિપાક-

રૂપે જે બંધ–સંસાર કે સુખ-દુઃખની ઘટમાળ અને પુનર્જન્મના ચક્રનું નિરૂપણ કરે છે, તે વસ્તુને ન્યાય-વૈશેષિકસમ્મત પરિભાષામાં ન્યાયાચાર્ય અક્ષપાદે પણ સ્પષ્ટ રીતે આલેખી છે. તે પોતાના સૂત્રમાં સંક્ષેપથી કહે છે કે મિથ્યાદર્શન–અજ્ઞાનથી દોષ–રાગ–દ્વેષ જન્મે છે અને રાગ–દ્વેષથી માનસિક-વાચિક-કાયિક વ્યાપાર (જૈન પરિભાષા પ્રમાણે 'યોગ') ચાલે છે જેને લીધે પુનર્જન્મ ને સુખ-દુઃખનું ચક્ર પ્રવર્તે છે, જે જૈન પરિભાષા પ્રમાણે 'બંધ' કોટિમાં પડે છે. સાંખ્ય-યોગ દર્શન એ જ વસ્તુ પોતાની પરિભાષામાં મૂકતાં કહે છે કે અવિવેકથી, અજ્ઞાન યા મિથ્યાદર્શનથી રાગ–દ્વેષાદિ કલેશ દ્વારા દુ:ખ અને પુનર્જન્મની પરંપરા પ્રવર્તે છે. વેદાન્તદર્શન પણ એ જ વસ્તુ અવિદ્યા અને માયાથી કે અધ્યાસથી વર્ણવે છે. બૌદ્ધ દર્શનમાં જે અવિદ્યા, સંસ્કાર આદિ બાર કડીઓની શૃંખલા છે, જે પ્રતીત્યસમુપત્પાદને નામે જાણીતી છે, તે જૈન દર્શન સમ્મત આસ્રવ, બન્ધ અને ન્યાય-વૈશેષિકસમ્મત મિથ્યા-દર્શન, દોષ આદિ પાંચ કડીઓની શૃંખલા અને સાંખ્ય-યોગસમ્મત અવિવેક અને સંસાર એનો જ વિશેષે વિસ્તાર છે

જૈન દર્શન પ્રમાણે જે સંવર મોક્ષના ઉપાય તરીકે વર્ણવેલ છે અને તેના ફળરૂપે જે મોક્ષ તત્ત્વનુ નિરૂપણ છે તેને જ ન્યાય-વૈશેષિક અનુક્રમે સમ્યગ્જ્ઞાન –તત્ત્વજ્ઞાન અને અપવર્ગને નામે વર્ણવે છે, સાંખ્ય–યોગ વિવેક–ભેદજ્ઞાન અને મોક્ષના નામે વર્ણવે છે; જ્યારે બૌદ્ધ દર્શન નિર્વાણગામિની પ્રતિપદા–માર્ગને નામે અને નિર્વાણને નામે વર્ણવે છે. બૌદ્ધ દર્શનમાં અન્ય દર્શનોની પેઠે આત્મા, ચેતન, બ્રહ્મ કે પુરુષ નામથી આત્મસ્વરૂપનુ જોઈએ તેટલું વર્ણન નથી, એટલે ઘણા લોકો એને અનાત્મવાદી માની બેસે છે, પણ એ ભૂલ છે. અનાત્મવાદી હોય તે પુનર્જન્મ કે પરલોક ન માને; જ્યારે બુદ્ધે પુનર્જન્મ અને તેનાં કારણ તેમ જ કર્મની નિવૃત્તિ અને નિર્વાણ ઉપર ખાસ ભાર આપી ચાર આર્યસત્યોને પોતાની આગવી શોધ બતાવી છે: (૧) દુઃખ, (૨) એનું કારણ તૃષ્ણા, (૩) નિર્વાણ, અને (૪) એનો ઉપાય આર્ય અષ્ટાંગિક માર્ગ. એ જ ચાર આર્યસત્ય જૈન પરિભાષામાં બંધ, આસ્રવ, મોક્ષ અને સંવર છે, જ્યારે ન્યાય-વૈશેષિક પરિભાષામાં સંસાર, અજ્ઞાન, અપવર્ગ અને તત્ત્વજ્ઞાન છે, તેમ જ સાંખ્ય-યોગ પરિભાષામાં સંસાર, અવિવેક, મોક્ષ અને વિવેક છે. આ રીતે તુલના કરતાં બધાં જ બ્રાહ્મણ-શ્રમણ દર્શનો મુખ્ય વસ્તુમાં એકમત થઈ જતાં હોવાથી શ્રીમદ રાજચંદ્રે કહ્યું છે કે— –

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિ માંય. ૧૧૮

દરેક ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓ 'આત્મસિદ્ધિ'ને ઉદાર દૃષ્ટિથી તેમ જ તુલનાદૃષ્ટિથી સમજશે તો એમને એમાં ધર્મનો મર્મ અવશ્ય જડી આવશે ખરી રીતે પ્રસ્તુત ગ્રથ ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસક્રમમાં સ્થાન પામે તેવો છે ફક્ત એને સમજનાર અને સમજાવનારનો યોગ આવશ્યક છે.

શ્રી. મુકુલભાઈ એમ. એ. ગૂજરાત વિદ્યાપીઠમાં ગુજરાતીના અધ્યાપક છે. પ્રસ્તુત ગ્રંથ તૈયાર કરવાની એમની ઇચ્છા જાણી ત્યારે મેં એને વધાવી લીધી. એમણે આખો ગ્રંથ વિવેચન સહિત મને સંભળાવ્યો. એ સાંભળતાં જ મારો પ્રથમનો આદર અનેકગણો વધી ગયો અને પરિણામે કાંઈક લખવાની સ્ફુરણા પણ થઈ હું કોઈ અધ્યાત્માનુભવી નથી. તેમ છતાં મારો શાસ્ત્રરસ તો છે જ. માત્ર એ રસથી અને બને ત્યાં લગી તટસ્થતાથી પ્રેરાઈ મેં કાંઈક ટૂંકું છતાં ધાર્યા કરતાં વિસ્તૃત લખ્યું છે. જો એ ઉપયોગી નહિ નીવડે તોય આ શ્રમ મારી દૃષ્ટિએ વ્યર્થ નથી. આ તક આપવા બદલ હું શ્રી. મુકુલભાઈનો આભાર માનું છું. કુળે જૈન નહિ છતાં શ્રીમદ્ રાજચંદ્રનાં લખાણોને વાંચી, સમજી તૈયાર થવા અને 'આત્મસિદ્ધિ'નુ સંસ્કરણ તૈયાર કરવા માટે તેમનો આભાર માનવો જોઈએ *

---

* શ્રીમદ્ રાજચંદ્રના 'આત્મસિદ્ધિશાસ્ત્ર' (ગૂજરાત વિદ્યાપીઠ)નું પુરોવચન.

# સમુલ્લાસ

## [ ૧૯ ]

'સત્યં શિવં સુન્દરમ્'ના મથાળાથી પ્રસિદ્ધિ પામતો પ્રસ્તુત લેખસંગ્રહ મારા માટે છેક અપરિચિત તો નથી જ. આ સંગ્રહમાં આવેલા ૩૮ લેખો પૈકી લગભગ ૬ જ હું પહેલી વાર સાંભળું છું. ૧. વર્ણસંકર, ૨. જૈન ધર્મમાં સ્ત્રીઓને સ્થાન, ૩. મીનાક્ષીમન્દિર, ૪. ત્રિસ્તની મીનાક્ષી, ૫. એક અજાણ્યાનું અવસાન અને ૬. તુળજારામ ટોકર—આ ૭ લેખો સાંભળ્યાનુ સ્પષ્ટ સ્મરણ નથી બાકીના ૩૨નું ચિત્ર તો આ લેખસંગ્રહ સાંભળવા બેઠો ત્યારે મનમાં સ્પષ્ટ હતુ. તેમ છતા જુદે જુદે સમયે અને લાંબે ગાળે પ્રસિદ્ધ થયેલા અને તે જ રીતે ભિન્ન ભિન્ન સમયે ક્યારેક ઉતાવળથી તો ક્યારેક વચ્ચે આવી પડતાં વિઘ્નોમાં સાંભળ્યા હોય તે લેખોનો સંસ્કાર જુદો હોય છે, અને તે જ બધા લેખો એકસામટા તેમ જ નિરાંતે સાંભળીએ અને તે પણ તેમાંથી કાંઈક તારણ કરવાની તેમ જ તેનું મૂલ્યાકન કરવાની દૃષ્ટિએ સાંભળીએ, ત્યારે તેનો સસ્કાર જુદો પડે છે. ભિન્ન ભિન્ન સમયે પડેલા ત્રુટક સંસ્કારોનું સંકલન કરી મૂલ્યાંકન કરવું તે એક બાબત છે અને એક સાથે સ્વસ્થપણે કાંઈક લખવુ, એ દૃષ્ટિએ સાંભળી તેનું મૂલ્યાંકન કરવું એ બીજી બાબત છે. આવા ગંભીર અને વિચારપૂત લેખો વિશે કાંઈ પણ લખવું હોય તો સળંગસૂત્રે પડેલ સંસ્કારોના આધારે જ લખવુ એ ઉભય પક્ષને ન્યાય આપનારું છે, એવી માન્યતાથી પ્રેરાઈ હું આખો લેખસંગ્રહ સાભળી ગયો. જે જે લેખો પહેલાં સાંભળેલા તેમાં પણ ફરી સાંભળતાં મને કશો જ કંટાળો આવ્યો નહિ. એક ક્ષણ માટે પણ એમ ન થયું કે આ તો સાંભળેલ છે, ચાલો આગળ. ઊલટું, પ્રત્યેક લેખ સાંભળતી વખતે મનમાં લેખક અંગે, પ્રતિપાદ્ય વિષય અંગે અને લેખના અધિકારી સમાજ અગે અનેક વિચારો આવી ગયા. તેની ટૂંકી નોંધ આપવી ઇષ્ટ હોય તોય શક્ય નથી. તેમ છતાં એ વિચારોમાંથી કાંઈક અત્રે નોંધવા ધારું છું. લેખો સાંભળતાં અને વિચારો ઊભરાતાં મનમાં એક સાત્ત્વિક ઉલ્લાસ પ્રકટેલો, તેથી મેં મારા આ લખાણને 'સમુલ્લાસ' શીર્ષક આપ્યુ છે.

'કુમાર', 'પ્રસ્થાન' અને 'મહિલાસમાજ'માં પ્રસિદ્ધ થયેલ ચારેક લેખોને બાદ કરતાં લગભગ બધા જ લેખો જૈન સમાજ સાથે સંબંધ

ધરાવતા કોઈ ને કોઈ પત્રમાં પ્રસિદ્ધ થયેલા છે. તેમાંથી પણ મોટો ભાગ 'પ્રબુદ્ધ જૈન'માં પ્રસિદ્ધ થયેલો છે તેથી, અને લેખક જન્મે જૈન છે અને ઘણી બાબતો એમણે જૈન સમાજને ઉદ્દેશી ચર્ચી છે તેથી, સ્થૂલ રીતે વિચાર કરનાર અને વાંચનાર વર્ગને એમ લાગવાનો ચોક્કસ સંભવ છે કે પ્રસ્તુત લેખસંગ્રહ તો જૈન પરંપરા સાથે જ સબધ ધરાવે છે અને લેખક જૈન પરંપરાની પરિધિમાં જ વિચાર કરતા હશે. પરંતુ જેઓ પ્રસ્તુત લેખોના લેખકના માનસને ઠીક ઠીક પિછાણે છે અને જેમણે જાણ્યે કે અજાણ્યે તેમનો કોઈ પણ લેખ વાંચ્યો હશે તેમને એ કહેવાની જરૂર જ નથી કે પરમાનંદભાઈ નાના કે મોટા કોઈ પણ વર્તુલમાં કામ કરતા હોય ત્યારે કદી સંકુચિત દૃષ્ટિથી કે સાંપ્રદાયિક દૃષ્ટિથી નથી વિચારતા કે નથી લખતા એમણે જ્યાં જ્યાં જૈન સમાજને ઉદ્દેશી કે તેની સાથે સંબધ ધરાવનાર પ્રશ્નોને લક્ષીને લખ્યું છે ત્યાં પણ તેમનો માપદંડ માત્ર સત્યલક્ષી અને માનવતાવાદી જ રહ્યો છે. કોઈ એક મુસલમાન કે ખ્રિસ્તી પોતાના કાર્યક્ષેત્રને અનુસરી ઇસ્લામ કે ખ્રિસ્તીધર્મને ઉદ્દેશીને અને છતાં સંપૂર્ણ માનવતાસ્પર્શી લખે, વિચારે કે કામ કરે એને જો એ પરપરા સિવાયના લોકો ઇતર પરપરાનું કાર્ય લેખી તે વિશે બેપરવા રહે તો એમા એમને જ ગુમાવવાનું છે અલબત્ત, વિચારશીલ વાચકોને ફાળે એટલુ કરવાનું તો બાકી રહે જ છે કે જ્યાં જ્યા માનવતાની દૃષ્ટિએ અને માત્ર સત્યલક્ષી દૃષ્ટિએ લેખકે વિચાર્યું કે લખ્યું હોય અને છતા તેમાં કોઈ એક પરંપરા કે વર્ગને ઉદ્દેશીને જ કહેવાયુ હોય ત્યાં ત્યાં એ બધાંમાંથી પરપરાવિશેષ અને સમાજવિશેષનું નામ ગાળી તે પાછળ રહેલ લેખકની વ્યાપક દૃષ્ટિને જ પકડવી. છેવટે તો કોઈ પણ લેખક કે વિચારક અમુક પરિસ્થિતિ અને અમુક વર્તુલને લક્ષમાં રાખીને જ લખતો કે વિચારતો હોય છે. એટલે વાચક માટે જોવાનું એ બાકી રહે છે કે તેનું લખાણ કઈ દૃષ્ટિથી પ્રેરાયેલું છે જો એને લખાણની પ્રેરક દૃષ્ટિ વ્યાપક અને માત્ર સત્યલક્ષી લાગે તો પછી એને માટે એ લખાણ વાચનક્ષમ અને વિચારક્ષમ બને છે. હું પોતે પરમાનંદભાઈનાં સંપ્રદાય, પથ કે સમાજના ઉદ્દેશથી લખાયેલા પહેલેથી આજ સુધીનાં બધાં લખાણોને એ જ કસોટીથી જોતો આવ્યો છું અને મારી ખાતરી થઈ છે કે તેમનાં એ બધાં લખાણો ગમે તે પંથ, નાત કે સમાજને સમાન પ્રશ્નો પરત્વે એકસરખા લાગુ પડે છે. તેથી સૂચવવાનુ પ્રાપ્ત એ થાય છે કે જેમ કોઈ પણ સાંપ્રદાયિક જૈન એમના લખાણોને માત્ર જૈનલક્ષી માનવાની ભૂલ ન કરે તેમ જૈનેતરો પણ એવી ભૂલ ન કરે.

લેખસંગ્રહ પાંચ ભાગમાં વહેંચાયેલો છે: સમાજદર્શન, તત્ત્વચર્ચા, ઋતુ-વર્ણન, પ્રવાસવર્ણન અને વ્યક્તિપરિચય. આ પાંચ વિભાગોમાં સમાતા લેખોનું હાર્દ વિચારતાં એમ કહેવું પ્રાપ્ત થાય છે કે લેખકનું માનસિક વલણ જ એવું છે કે તે જડ–ચેતન, સ્થૂળ–સૂક્ષ્મ, વ્યવહાર–પરમાર્થ, વ્યક્તિ–સમાજ આદિ અનેક વિષયોને લગતી વિવિધ બાબતો અને વિગતોને સ્પર્શે છે; પણ તે કુતૂહલપૂર્ણ જિજ્ઞાસાથી અને કાંઈક નક્કર સત્ય તારવી આપવાની ધગશથી જ. તેથી જ દરેક મુખ્ય વક્તવ્યમાં વિશાળતા સાથે તલસ્પર્શી ઊંડાણ પણ નજરે પડે છે. લેખકનો ગુજરાતી ભાષા ઉપરનો કાબૂ તો અદ્ભુત છે. પ્રત્યેક લખાણમાં ભાષાનું એકસરખું ધોરણ નજરે પડે છે. આવી શિષ્ટ, સુપ્રસન્ન અને વેગીલી ભાષા એ જેવી તેવી સિદ્ધ નથી. લેખનો વિષય સૂક્ષ્મ અને સૂક્ષ્મતર હોય ત્યાં પણ ભાષા અને શૈલી વાચકને વિચાર–વિહાર સાથે સાહિત્ય–વિહાર પણ કરાવે છે. 'ઋતુવર્ણન'નો આખો વિભાગ લોકભાષામાં એક નવું પ્રકરણ ઉમેરતો હોય તેમ લાગે છે. સંસ્કૃત, પ્રાકૃત આદિ ભાષાઓમાં ગ્રથિત એવાં ઋતુઓને લગતાં ગદ્ય–પદ્ય વર્ણનો અનેક છે. એ વર્ણનોમાં અમુક માદકતા પણ હોય છે, પરંતુ પ્રસ્તુત 'ઋતુવર્ણન' જુદી જ ભૂમિકા ઉપરથી પ્રસવ પામ્યું છે, એમ કોઈ પણ વાચકને લાગ્યા વિના નહિ રહે. વિદ્યાર્થીઓ, શિક્ષકો અને પ્રાધ્યાપકો સુધ્ધાંને આ 'ઋતુવર્ણન' વાંચ્યા પછી કોઈ ઋતુમાં કંટાળો નહિ આવે. દરેક ઋતુની વિશેષતા ધ્યાનમાં આવવા સાથે વાચકને પ્રકૃતિસ્વરૂપ સાથે તાદાત્મ્ય અનુભવવાનો નાદ લાગવાનો. શરદ, વર્ષા અને બહુ તો વસંતનું વર્ણન સૌને રુચે, પણ આજ લગી ધગધગતો ઉનાળો કોને રુચ્યો છે? જ્યારે આ લેખકે ઉનાળામાં પણ સાચો આનંદ માણ્યો છે અને એ જ આનંદના સંવેદનમાંથી ઉનાળાનું ગદ્યકાવ્ય સરી પડ્યું છે. શિયાળાની કડકડતી ટાઢની ખુમારી લેખકે જે અનુભવી છે તે બીજાઓ પણ અનુભવી શકે. પરંતુ તે ક્યારે? જો પ્રકૃતિના એ શીતલ પાસા પ્રત્યે તદ્દન સાહજિક સમભાવ હોય તો જ. લેખકે જુદી જુદી ઋતુઓનાં અનુભવેલ પાસાંઓને કળામય રીતે રજૂ કરી પ્રકૃતિના ગમે તે સ્વરૂપમાંથી પણ સુખ મેળવવાની કળા–ઇન્દ્રિય જાગ્રત કરી છે મને એમ લાગે છે કે 'ઋતુવર્ણન'નો આખો વિભાગ અભ્યાસક્રમના ઊંચા ધોરણમાં રાખવા જેવો છે, અગર તો વિદ્યાર્થી-ઓને વાંચવાની ખાસ ભલામણ કરવા જેવો છે.

'પ્રવાસવર્ણન'માં કુલે સાત લેખો છે. દરેકને પોતપોતાની આગવી વિશેષતા છે. ગોપનાથને કિનારે, સમુદ્ર, તોફાની પવન, એકાન્ત શાન્તિ એ

બધાંના સંવાદમાંથી લેખકના માનસમાં આવિર્ભાવ પામેલું ઊંડું ચિન્તન અને સ્વાસ્થ્ય—એ બધું વાંચ્યા પછી મારા જેવાને પણ થઈ આવે છે કે એક વાર તો ગોપનાથ જઈએ. વ્યોમવિહાર એ તો સ્વાનુભવ છતાં લેખકે એને અપૂર્વરંગ કહ્યો છે, કારણ કે એ વ્યોમવિહાર દ્વારા લેખક દિવ્યતાના વ્યોમમાં વિચરવા મથે છે. માનવદેહ સાથે લાધેલી અનન્યસુલભ શક્તિઓનું ભાન થતાં લેખક એના રસોન્માદમા કોઈ કલ્પના અને ચિંતનગમ્ય વ્યોમમાં વિહાર કરે છે. જો લેખકમાં કળા, વિજ્ઞાન, સાહિત્ય, ભૌતિક વિદ્યા, પ્રેમ, સેવા, તત્ત્વજ્ઞાન આદિના સંસ્કારો એકરસે રસાયા ન હોત તો સ્થૂળ વ્યોમવિહારમાંથી 'અપૂર્વરંગ' સૂઝત નહિ. મશરૂવાળાને ઊધઈનું જીવન લખતા કોઈ નવી જ જીવ–પરમાત્મસૃષ્ટિ દેખાઈ છે, તેમ અહીં 'અપૂર્વરંગ' માં છે. જે લોકો માત્ર ચાલુ જીવનમાં જ ગોથાં ખાતાં હોય તેઓને નવો રસ માણવા માટે આ 'વ્યોમ-વિહાર' ઉપયોગી છે. નાસિકવાળા લેખમાં બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન ત્રણેય પરંપરાના ઇતિહાસની ઝાંખી તો છે જ, પણ એમાં ગોદાવરી, ત્ર્યંબક, ગજપંથા, પાડવગુફા વગેરેનાં જે સવેદનપૂર્ણ શબ્દચિત્રો છે, જ્ઞાન અને ભક્તિનું એમાં જે સમ્મિશ્રણ છે તેમ જ સાદી, વીતરાગ જૈન મૂર્તિને અસંગત એવી આડંબરી પ્રથાની જે ગ્રંથિભેદપોષક તટસ્થ પર્યાલોચના છે તે બધું કોઈ પણ તીર્થના યાત્રીને કઈ કઈ દૃષ્ટિએ યાત્રા કરવી અને તેમાંથી જ્ઞાન અને વિવેક કેવી રીતે કેળવવાં એનો પાઠ શીખવે છે એક્કાવાળાએ આપેલ દ્રાક્ષનો ઝૂમખો એ માનવતાની દીવાદાંડી છે. તથાગત બુદ્ધ થયા અને છતાં તે જ માટીના બનેલ આપણે અબુધ રહ્યા એ કથનમા લેખકનું ઊંડું આત્મનિરીક્ષણ છે.

ગોપનાથનું વર્ણન વાંચતાં વાચક અનુભવે છે કે જાણે હું દરિયાકિનારે જ હોઉં. વ્યોમવિહાર સાંભળતાં વ્યોમમાં વિહરવાનુ ભાન થાય છે. ગિરનારનુ વર્ણન ગિરનારમાં દેખાતાં દૃશ્યો વાચક સમક્ષ ઉપસ્થિત કરે છે. સ્થૂળ દૃશ્યો, સૂક્ષ્મ સંવેદનો અને તત્ત્વચિંતન આદિની અનેક કણિકાઓ—એ બધાંમાંથી લેખક સપ્તરંગી મેઘધનુની છટા ઊભી કરે છે. આમા ઘણી સૂક્તિઓ પણ આવે છે. ભૌતિક સમૃદ્ધિની વિવિધતા, વનસ્પતિ અને પશુપક્ષીની વિવિધતા, પ્રકૃતિરચનાની વિવિધતા, ધર્મપરંપરાઓ અને ધર્મસ્થાનોની વિવિધતા, સાધુસંતોની વિવિધતા અને ઐતિહાસિક બનાવોની વિવિધતા—બધી વિવિધતાઓ વચ્ચે ગિરનાર તો કૂટસ્થ! પરંતુ Life Divineની વિવિધતા અને તેમાંની એકતા એ સૌમાં ચડે. લેખકે કેટલા સંસ્કાર ઝીલ્યા છે અને કેટલા વિકસાવ્યા છે, એ આ લેખમાં જોવા મળે છે

જ્યારે ભીમદેવ પ્રભાસપાટણનો ઉદ્ધાર કરે છે લગભગ તે જ અરસામાં તેનો મંત્રી વિમળશાહ આબુકુંભારિયામાં મંદિરો બંધાવે છે. પથ્થર અને આરસપહાણની શિલ્પકૃતિઓ શરૂ થાય છે. કૃષ્ણ જેવા લોકોત્તર પુરુષનો પ્રભાસપાટણમાં થયેલો કરુણાંત દિલ્હીમાં ગાંધીજીના કિસ્સાની અને જેરૂસલેમમાં ક્રાઇસ્ટના કિસ્સાની યાદ આપે છે. મહમ્મદ પેગંબરે દરેક ધર્મ અને તીર્થને આદર આપવા ફરમાવ્યું છે. પોતે તો આખી જિંદગી એ રીતે વર્ત્યા છે, પણ આરબ કબીલાઓની વારસાગત ડંખવૃત્તિ ધર્મની બાબતમાં ચાલુ રહી અને પછીનો ઇસ્લામ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પેગંબરના ફરમાનથી ઊલટું જ કર્યું. એની છાપ સોમનાથ ઉપર છે. હિંદુ–માનસ આમ તો તત્ત્વચિંતનમાં દીર્ઘદૃષ્ટિ ધરાવે છે, પણ વ્યવહારમાં સમર્થ સામે ટકવા જેટલું સંગઠન તેણે ન સાધ્યું તે ન જ સાધ્યું. નહિ તો છેલ્લાં વર્ષોમાં નવાબનુ શું ગજું? જૈનો તેથીય વધારે નબળા. કોઈ બીજો રક્ષે તો સ્ત્રી પેઠે રક્ષાય, નહિ તો હણાય! સોમનાથની પેઠે માંગરોળમાં પણ એક બહુ મોટી અને ભવ્ય મસ્જિદ છે, જે જૈન મંદિરનું રૂપાન્તર છે. જૈન–અજૈન હજુ પૂર્ણ એકરસ નથી થતા. શ્રી. મુનશીજીએ જૂના અવશેષો નિર્મૂળ કર્યાં એ પણ એક કાળની ગતિ!

મીનાક્ષીમંદિરવાળા લેખમાં દક્ષિણ, ઉત્તર, પૂર્વ અને પશ્ચિમનાં તીર્થોની તુલના છે, જે એ તીર્થોની વિવિધતાનો ખ્યાલ પૂરો પાડે છે. શિવ અને પાર્વતીનું મહત્ત્વ, આલિખિત પુરાણકથાઓ, નાનાવિધ કોતરકામો, જળાશય, દીપમાળ, ગર્ભમંદિરની સંકડાશ, વહેમો, ભક્તિ, પ્રાંગણમાં ભરાતાં બજારો, રંગબેરંગી પોશાકવાળો નારીવર્ગ વગેરે મદુરાના મીનાક્ષીમંદિરની જેમ અન્ય તીર્થોમાં પણ દેખાય છે. બોરોબુદુર (ઇન્ડોનેશિયા) વગેરેનાં મંદિરો અને શિલ્પો એ દક્ષિણ જેવાં જ વિશાળ છે. કદાચ ઉત્તરમાં વિદેશી આક્રમણોને લીધે મંદિરો મોટાં ન રચાયાં હોય. જેમ બ્રાહ્મ જેવા સમાજો હિંદુ સમાજમાંથી મૂર્તિ ફેંકાવી ન શક્યા તેમ સ્થાનકવાસી આદિ સમાજો જૈન સમાજમાંથી પણ કરી ન શક્યા. મૂર્તિ એ નેત્રગમ્ય પણ રમ્ય અને ધ્યાન ખેંચે તેવી વસ્તુ છે. મીનાક્ષીમંદિરના વિવિધ પાસાંવાળા દર્શને લેખમાં જે ઉઠાવદાર આકાર ધારણ કર્યો છે તે લેખકની સ્મૃતિ અને એકાગ્રતાનો સંવાદી નમૂનો છે.

ત્રિસ્તની મીનાક્ષીવાળા લેખમાં લેખકે મીનાક્ષીના ત્રીજા સ્તનની અને મહાદેવના ત્રીજા નેત્રની પૌરાણિક આખ્યાયિકા આપીને પોતે ત્રીજા સ્તન અને ત્રીજા

નેત્રનો આધ્યાત્મિક અર્થ પણ તારવ્યો છે. તે એ છે કે ત્રીજું સ્તન એટલે પ્રેમપૂર્તિ માતૃહૃદય અને ત્રીજું નેત્ર એટલે યોગીનું દિવ્યજ્ઞાન. મીનાક્ષી અને મહાદેવનું મિલન એટલે પ્રેમ અને જ્ઞાનનું મિલન. આ આધ્યાત્મિક અર્થ સુસંગત છે. પરંતુ એ લેખ વાંચતાં મને જે બીજો વિચાર સ્ફુર્યો છે તે પણ અહીં લખી દેવો ઠીક લાગે છે. ખરી રીતે મીનાક્ષી એ ત્રિગુણાત્મિકા પ્રકૃતિ છે. દુનિયાની સ્ત્રીપ્રકૃતિ દ્વિસ્તની છે, જ્યારે લોકોત્તર પ્રકૃતિ ત્રિસ્તની છે. સાધારણ પુરુષ દ્વિચક્ષુ છે, જ્યારે લોકોત્તર પુરુષ–મહાદેવ–તૃતીય નેત્ર અર્થાત્ દિવ્યનેત્રધારી છે મીનાક્ષી–મહાદેવની આખ્યાયિકામાં સાંખ્ય–યોગની કલ્પના ભાસે છે. મીનાક્ષી અર્થાત્ પ્રકૃતિ સર્વ ઉપર વિજય મેળવે, કેમ કે તે મૂળશક્તિ છે, પણ પરમપુરુષને જીતી ન શકે; તેને તો તે અધીન જ બને, એ મર્મ મીનાક્ષીના વિશ્વવિજય અને છેવટે મહાદેવથી જિતાતાં તેને વરવામાં રહેલો છે. મહાદેવ તાંડવનૃત્ય કરે છે, એટલે કે પુરુષમાત્ર પ્રકૃતિરૂપ સ્ત્રીના સન્નિધાનમાં રોમાંચ અનુભવે છે. તેમાંથી જ સર્જન થાય છે. પરમપુરુષે સર્જન કરવું હોય તો પ્રકૃતિના સન્નિધાનમા રોમાંચિત થયે જ છૂટકો અને તો જ સર્જન થાય. પૌરુષેય બળકૌશળ જોઈ સ્ત્રી–પ્રકૃતિ તેને વશ થાય. આ પરાજય અને સંવનન એ એક પ્રકારનો દામ્પત્યક્ષોભ છે. વિષ્ણુ મીનાક્ષી–મહાદેવનાં લગ્ન કરાવે છે, કેમ કે વિષ્ણુનું કાર્ય સૃષ્ટિ પેદા થયા પછી તેને નભાવવાનું–પાલન કરવાનુ છે. લગ્ન ન થાય તો સૃષ્ટિ કેવી અને તે વિના પાલન કેવું ?

'વ્યક્તિપરિચય'માં કુલ આઠ રેખાચિત્રો છે. કાકા કાલેલકર અને તુલજારામ ટોકર એ બે બાદ કરતાં બાકી બધાં સદ્ગત વ્યક્તિઓને લગતાં છે. તેમાંથી વેણીરામ મારવાડી, સન્મિત્ર કર્પૂરવિજયજી, શ્રીયુત કુંવરજીભાઈ અને શ્રીયુત વ્રજલાલ મેઘાણી એ ચારના પરિચયમાં હું આવેલો. સન્મિત્ર કર્પૂરવિજયજીનો પરિચય ઠીક ઠીક થયેલો કુંવરજીભાઈનો પરિચય પણ અનેક રીતે વધેલો. તેમની સાથે અને તેમને ત્યા પણ રહેલો. કલાકોના કલાકો લગી તેમની સાથે અનેક વિષયોમાં, રાતના બાર બાર વાગ્યા સુધી મીઠી ચર્ચાઓ ચાલતી તેમનુ કૌટુંબિક અને સામાજિક જીવન જોવાની તક પણ સાંપડેલી. શ્રીયુત મેઘાણીના નિકટ પરિચયમાં આવવાનું અનેક રીતે બન્યું હતુ. તેમના મકાનમાં અને પડોશમાં સૂવા, રહેવા અને જમવાની સગવડ હતી; એટલે તેમની સાથે ધર્મ, તત્ત્વજ્ઞાન, સામાજિક સેવા અને સુધારા, ધાર્મિક રૂઢિઓથી મુક્તિ આદિ અનેક વિષયો ઉપર અમારી ચર્ચા ચાલતી આ પરિચયજન્ય સંસ્કારો રાખી તે તે વ્યક્તિનાં રેખાચિત્રો તપાસું છુ તો તે વિશે એટલું જ કહેવુ પ્રાપ્ત થાય છે કે લેખક લખાણના રસ કે

વેગમાં આવી જઈને પરિચયપાત્ર વ્યક્તિના અંગત સંબંધ કે વિશિષ્ટ મોહમાં લેશ પણ તણાયા વિના તે તે વ્યક્તિનું તાદૃશ ચિત્ર રજૂ કરેલ છે.

પોતાના પિતા વિશે એક જાગ્રત વિચારશીલ પુત્ર તટસ્થભાવે કાંઈ લખે ત્યારે એમાં કોઈને કશું જ ઉમેરવાનો અધિકાર હોઈ શકે જ નહિ, ભલે અંગત સ્મરણો ગમે તેટલાં હોય. તેમ છતાં એ રેખાચિત્રમાંની એક-બે બાબતો તરફ વાંચકોનું લક્ષ જશે જ. પિતા-પુત્રની માત્ર જુદી જ નહિ, પણ કેટલેક અંશે વિરુદ્ધ એવી વિચાર-વર્તનસરણી અને તેમ છતાં એક બાજુ મોટું મન અને બીજી બાજુ વડીલો પ્રત્યે હાર્દિક બહુમાનની લાગણી. સાંકડું મન, અસહિષ્ણુતા અને ઉતાવળિયાપણું જેવાં તત્ત્વો અનેક કિસ્સાઓમાં પિતા-પુત્ર કે માતા-પુત્ર વચ્ચે મોટી દીવાલ ઊભી કરતાં હોય તે યુગમાં જો આવું પિતા-પુત્રનું સૌમનસ્ય જોવા મળે તો એવા કુટુંબને હરકોઈ પુણ્યશાળી જ લેખશે બીજી બાબત તે પિતાનો પુત્રમાં વિકસિતરૂપે સક્રાન્ત થયેલો વારસો.

મેઘાણીના પ્રથમ પ્રગટ થયેલ રેખાચિત્રે તે વખતે અશ્રુપાત કરાવેલો.'આટલા વર્ષો પછી પણ એના વાચને હૃદયને ગદ્‌ગદ કરાવ્યું. એને હું રેખાચિત્રના આલેખનની સફળ કસોટી સમજું છુ. એ રેખાચિત્રમાં સંસ્કારસંપન્ન એવા કરુણાપૂર્ણ મિત્રની વિદાયવ્યથા કરુણકાવ્યરૂપે વ્યક્ત થઈ છે, જે સહૃદય-નેત્રને ભીંજવ્યા વિના ભાગ્યે જ રહે. કાકાસાહેબ તો હવે કોઈથી અવિદિત નથી. એટલે જિજ્ઞાસુ વાચકો એવી અભિલાષા સેવશે કે એ જ ફળદ્રુપ લેખિની-થી કાકાહેબનુ વિસ્તુત રેખાચિત્ર આલેખાય. તુળજારામ ટોકરનુ વ્યક્તિત્વ એક જુદી જ ભાત પાડે છે. એમાં ચોકસાઈ અને સાવધાની છે, પણ દૂધનો દાઝયો દહીં ફૂંકે એ વૃત્તિ પણ એમાં દેખા દે છે. પરંતુ લેખકે બધા જ વિરોધી ભાવોને એવો ઉઠાવ આપ્યો છે કે એ વાંચવું ગમે અને કાંઈકિ શીખવાનુ પણ મળે.

'સમાજદર્શન' મા ૧૫ લેખો છે. દ્યૂતપ્રતિષ્ઠાના મથાળા નીચે સટ્ટાવૃત્તિની સમાલોચના છે. દ્યૂતવૃત્તિ તે શું, કેવા સંજોગોમાં તે જન્મ લે છે અને વિકસે છે, તે કેવાં કેવાં રૂપો ધારણ કરે છે, તેનાં માઠાં પરિણામો ઇતિહાસે કેવાં નોંધ્યાં છે, સંતપુરુષોએ દ્યૂતના ત્યાગને ધર્મમાં કેવું સ્થાન આપ્યું છે, સમાજ ઉપર દ્યૂતત્યાગની કેવી પ્રતિષ્ઠિત છાપ છે, અને છતાં નવનવરૂપે જુગારના વટવૃક્ષની વડવાઈઓ ફૂટતાં વર્તમાનયુગમાં સટ્ટાએ કેવુ કરાળ-વિકરાળ રૂપ ધારણ કર્યું છે, વગેરે અનેક બાબતોનું હરેલ અને વિશદ વર્ણન એક અધ્યા-

પકની શ્રદ્ધાથી તેમ જ સ્વસ્થતાની ખુમારીથી થયું હોય તેમ લાગે છે. વ્યાપાર અને સટ્ટાવૃત્તિની વચ્ચે શું સામ્ય-વૈષમ્ય છે, બન્નેમાં કયાં તત્ત્વોનું મિશ્રણ છે, બન્નેની સીમાઓ કયાં જુદી પડે છે, અને છેવટે સટ્ટાની વ્યાખ્યા શી, વગેરે વિશે આટલું સુરેખ નિરૂપણ વ્યાપારક્ષેત્ર બહારના કોઈ પણ વિદ્વાન સુધ્ધાંને હાથે થવું શક્ય નથી. એ નિરૂપણમાં વ્યાપારી વર્તુલનો જાગતો અનુભવ, માનસિક ઉત્થાન-પતનનું નિરીક્ષણ સ્પષ્ટ તરી આવે છે. સટ્ટાવૃત્તિને રાજ્યના ટેકા ઉપરાંત ધર્મગુરુઓનો અને ત્યાગીવર્ગનો કેવો ટેકો છે. શ્રમ વિના થોડા જ વખતમાં ધનિક થઈ જવાની લાલસાને લીધે એ વૃત્તિએ શહેર અને ગામડાંને કેવી રીતે એકસરખાં ગ્રસ્યાં છે, અને વડીલોની સટ્ટાવૃત્તિ સંતતિ ઉપર કેવી કેવી અસર નિપજાવે છે, એ બધું જાતે અનુભવાતું લેખમાં એવી સુસંગત રીતે અંકિત થયું છે કે તે વાચકના મનને વશ કરી લે છે.

બીજો લેખ વર્ણસંકર વિશેનો છે. સામાન્યમાંથી વિશેષમાં અને વિશેષમાંથી સામાન્યમાં જવું એ કુશળ લેખકની કળા છે. વર્ણસંકરના સામાન્ય તત્ત્વમાંથી અહીં લેખક વિશેષમાં ઊતરે છે, અને વિશેષ એટલે જે પોતાને અને પોતાના સમાજને અતિપરિચિત છે તે. તેથી લેખકે વૈશ્યત્વ અને જૈનત્વ એ બન્ને છેડાનું ખરું સ્વરૂપ રજૂ કર્યું છે. વૈશ્યત્વ એ કુળ, સંસ્કાર અને જીવનની સ્થૂળ બાજુ છે, જૈનત્વ એ સમજણ અને સત્પુરુષાર્થની સૂક્ષ્મ અંતર બાજુ છે. એ બન્નેનો ચિતાર લેખકે પોતાને સુપરિચિત એવી સરખામણીની પદ્ધતિએ કરાવ્યો છે, અને એ બન્ને સામસામા છેડાનું હાનિકારક સાંકર્ય લાભમાં કેમ પરિણમે એ દૃષ્ટિએ નિરૂપણ કર્યું છે.

यद्यपि शुद्धं लोकविरुद्धम् : કંચન અને ઓલિવર નિમિત્તે લખાયેલો આ લેખ સમાજ, ધર્મ, કેળવણી અને માનસશાસ્ત્ર જેવાં અનેક તત્ત્વોને સ્પર્શે છે. એની શૈલી એક ખળખળ વહેતા ઝરાની પેઠે સરેરાટ ચાલી જાય છે. લોકમર્યાદાનું અનુસરણ અને સત્યનું અનુસરણ એ બે કયાં સુધી સાથે ચાલી શકે અને કયાંથી જુદાં પડે, તેમ જ એકમેક સામે વિરુદ્ધ બની મોરચો ઊભો કરે તે પ્રશ્ન માત્ર સામાજિક નથી, ધાર્મિક, આર્થિક અને આધ્યાત્મિક પણ છે. પણ આવી અથડામણોમાંથી જ સત્યલક્ષી માનસ ફૂટી નીકળે છે ને સમાજ કાયાપલટ કરે છે. આ વસ્તુ પ્રસ્તુત લેખ યોગ્ય રીતે દર્શાવી આપે છે. એ ભવભૂતિના વાક્ય—

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः ।
न खलु बहिरुपाधीन्प्रीतयः संश्रयन्ते ॥

સાથે યુવક–માનસનું વિજાતીય પરસ્પર આકર્ષણ જે રીતે (પૃ. ૨૬) આલેખાયું છે તે એક ગદ્યકાવ્ય બની રહે છે.

સામાજિક એકતા અને વ્યક્તિસ્વાતંત્ર્યની મર્યાદાઓ એ વિષય ચર્ચતાં વિકસિત અને જાગ્રત સમાજમાં સૌ કોઈ વ્યક્તિ એક જ વિચાર તથા આચારની હોય તે શક્ય નથી અને શક્ય હોય તોપણ પ્રગતિની દૃષ્ટિએ ઇષ્ટ નથી, એમ પ્રતિપાદન કરીને સરમુખત્યારશાહી ઇટાલી, જર્મની યા રશિયામાંનું એકતાસૂચક તંત્ર કેવુ પોલું અને ભયપ્રેરિત હતું યા છે તેનું ચિત્ર લેખકે યથાવત્ દોર્યું છે. ઘણી વાર નાતજાતની કટ્ટર દેખાતી એકતામાં વિરોધી બળો અંદરખાનેથી કામ કરતાં હોય છે ને વખત આવતાં તે ફૂટી નીકળે છે. એકતા અને વ્યક્તિસ્વાતંત્ર્ય એ બે વચ્ચે વિરોધ કેમ છે, બન્નેનો ઉદ્દેશ સામાજિક પ્રગતિ હોવા છતાં બન્ને અરસપરસ કેમ અથડાય છે, તેનું વિશ્લેષણ તાદૃશ છે અને એ બન્ને તત્ત્વો કેવી રીતે મર્યાદા સ્વીકારે તો સાથે રહી શકે અને પ્રગતિસાધક બની શકે એ સરસ રીતે દર્શાવ્યું છે પક્ષ–પ્રતિપક્ષ કેમ બંધાય છે, કેમ પોષાય છે ને પરસ્પર ઘાતક કેમ બને છે, તેનું વિશ્લેષણ એ નયવાદનુ વિશ્લેષણ છે 'अन्योन्यपक्षप्रतिपक्षभावात्' એ આચાર્ય હેમચંદ્રની ઉક્તિનુ લેખકે ભાષ્ય કર્યું છે. 'વર્તન કરતાં પણ વાણીનો ઘા માણસને વધારે આકરો લાગે છે. આપણી વાણીમાં સત્ય જોઈએ, પણ સાથોસાથ બને તેટલી મૃદુતા અને નમ્રતા જોઈએ.'—લેખકની આ ઉક્તિ તેમના પોતામાં જ મૂર્ત થયેલી પરિચિતો જાણે છે.

પૃ. ૩૪થી એકથી છ સુધી જે મુદ્દા ચર્ચ્યા છે ને નિયમો દર્શાવ્યા છે તે ઓછી સમજણ ને સાભિમાન વલણ તેમ જ વધારે સમજણ ને નિરભિમાન વલણ એ બે વૃત્તિઓનો ખુલાસો છે. અહીં વૈયક્તિક અને સામૂહિક માનસનું એક એવું વિશ્લેષણ છે કે જે નયવાદ અને અનેકાન્ત-દૃષ્ટિનું સ્પષ્ટીકરણ કરે છે. જે વાત અત્યાર લગી તત્ત્વજ્ઞાન અને ધર્મમાં ચર્ચાતી આવી છે તેને સમાજ પરત્વે પણ લાગુ કરાયેલી હોઈ જીવંત બની છે

**જૈન ધર્મમાં સ્ત્રીઓને સ્થાન :**

પાંત્રીશ વર્ષ પહેલાં લખાયેલ આ લેખમા પણ તુલનાનુ તત્ત્વ આકર્ષક છે અને દૃષ્ટિબિન્દુ ચોખ્ખું રજૂ થાય છે. જૈન દર્શનની તાત્ત્વિક માન્યતા બરાબર રજૂ થઈ છે. કથાસાહિત્ય ઉપરથી અને સમાજમા વર્તતી ભાવના ઉપરથી તેમ જ કેટલાંક સતી વિશેના જૈન ખ્યાલોથી જૈન દૃષ્ટિબિન્દુનુ મૂલ્યાંકન હિંદુ દૃષ્ટિ કરતાં ચડિયાતું લાગે છે. તેમ છતાં લેખકે એ જૈનદૃષ્ટિથી વ્યવહારમાં ચ્યુત થયેલ જૈન સમાજનું ચિત્ર પણ દોર્યું છે. દર્શન અને ધર્મની ભાવનાથી

સમાજ જુદી રીતે વર્તે ત્યારે તેના ઉપર અન્ય બળોનો પ્રભાવ હોય જ છે. જૈન સમાજ ઉપર પણ વૈદિક અને સ્માર્ત સમાજનાં બળોનો પ્રભાવ બહુ છે.

**દીક્ષાનો કૂટ પ્રશ્ન :**

સાધુવૃંદ વિશે નિર્માલ્ય અને બુદ્ધિજડ જેવાં વિશેષણો વાંચીને કેટલાકને ક્ષોભ થાય, પણ એવા જ ભાઈઓ જો બરાબર નિરીક્ષણ કરશે તો એ કથન સત્ય લાગવાનું. વળી દીક્ષા એ ધાર્મિક—આધ્યાત્મિક હોવા ઉપરાંત સામાજિક પણ છે. એટલે એની સાથે સામાજિક હિતાહિતનો સવાલ વિચાર્યા વિના ન ચાલે. છેવટે તો દીક્ષિત સમાજાશ્રિત જ છે. સમાજના પડઘા નબળા દીક્ષિત ઉપર પડે જ છે અને સબળ દીક્ષિત સમાજને ચડાવે પણ છે. તેથી લેખકનું આ દૃષ્ટિબિંદુ દીક્ષાના પ્રસંગમાં વિચારવા જેવું છે. આ પછીના સાતમા અને આઠમા નંબરવાળા બન્ને લેખો ('બાળદીક્ષા' અને 'હજી પણ અયોગ્ય દીક્ષા') દીક્ષાને લગતા જ છે. બાળદીક્ષા અને અયોગ્ય દીક્ષા આપવાને કારણે પોતાની થયેલી અને થતી ફજેતી સામે આંખમીંચામણાં કરવા ન ઇચ્છનાર અને ખુલ્લા મને સત્ય વિશે વિચાર કરવા ઇચ્છનાર સાધુવર્ગ તેમ જ ઉપાસકવર્ગને આ લેખમાં ઘણું સત્ય અને શિવ જણાશે.

૯ થી ૧૪ સુધીના છ લેખો જુદી જુદી રીતે પણ જૈન સમાજની સ્પૃશ્યાસ્પૃશ્યતાની ભાવનાને જ સ્પર્શે છે, અને તે ભાવનાથી નીપજતા અનિષ્ટ પરિણામો તરફ સમાજને સાવધાન કરે છે, ને સાથે જૈન દર્શન તેમ જ ધર્મની યથાર્થ ભૂમિકાનું નિરૂપણ કરે છે,

**દેવદ્રવ્યનો ઉપયોગ :**

આ લેખમાં દેવદ્રવ્યના પ્રશ્નને સ્પર્શતો અનેક દૃષ્ટિએ વિચાર રજૂ થયો છે, જે બધા જ સમજદારને માટે એકસરખો ઉપયોગી છે. દેવદ્રવ્યનો પ્રશ્ન અત્યાર લગીમાં એટલો બધો વધારે ને વિવિધ રીતે ચર્ચાયો છે કે તે બાબત આ લેખ વાંચી જવાની ભલામણ કરવા ઉપરાંત કાંઈ વિશેષ કહેવાપણું રહેતું નથી. હા, લેખકના સર્વકલ્યાણકાંક્ષી પણ કકળતા હૃદયમાંથી એક વેધક ઉક્તિ સરી પડી છે આ રહી તે ઉક્તિ· "પણ અમારી કોઈ પણ ધાર્મિક સંસ્થાઓ સંબધમા આપણી સરકારે કશો જ કાયદો ન કરવો અને કોઈ કાયદો કરવામાં આવશે તો તેનો અમે પૂરી તાકાતથી સામનો કરીશું, એમ બોલવું અને વર્તવું તે આવેલી આઝાદીના ગર્ભમાં રહેલી સામાજિક ઉત્ક્રાન્તિની કસુવાવડ નોતરવા બરાબર છે'

'તત્ત્વચર્ચા' વિભાગમાં ચાર લેખો છે. તેમાં મહત્ત્વાકાંક્ષા નામના લેખમાં તેનું તાત્ત્વિક અને વ્યાવહારિક સ્વરૂપ ચર્ચાયું છે. જ્યાં લગી આધ્યા-

ત્મિક શુદ્ધિ હોય ત્યાં લગી મહત્ત્વાકાંક્ષા જુદી અને શુદ્ધિ ઘટતાં કે વિકૃત થતાં મહત્ત્વાકાંક્ષા બદલાઈ રાક્ષસી રૂપ ધારણ કરવાની. સમાજ અને દેશમાં આ બન્ને ક્રિયાઓ દેખાય છે. તેનું તત્ત્વ લેખકે નિરૂપ્યુ છે. અહિંસાની અધૂરી સમજણવાળા બીજા લેખમાં અહિંસાનુ તાત્ત્વિક સ્વરૂપ રજૂ કરવામા આવ્યું છે. એની ખોટી સમજણને લીધે એના પ્રત્યે સેવાતી નફરત અને એની અનુપયોગિતાની શંકા એ બન્નેને આ લેખ નિવારે છે. ગાંધીજીના વિચાર અને આચારે જે વસ્તુનું સ્પષ્ટીકરણ કર્યું છે તે જ અહિંસાના સિદ્ધાન્તનું આ લેખ સજીવ ભાષ્ય બની રહે છે. લેખક જન્મે સામ્પ્રદાયિક અહિંસાવાદી હોવા છતાં એનું તત્ત્વ એમને ગાંધીજીના દાખલા વિના આવું સ્પષ્ટ થયું ન જ હોત જૈન સમાજ અને સાધુઓની જે સમીક્ષા કરી છે તે તો માત્ર પરિચિત કથા જ છે, પણ ખરી રીતે બૌદ્ધ, વૈદિક આદિ બધી જ ધર્મસંસ્થાઓ વિકૃત અહિંસાના રોગથી જ ગ્રસ્ત છે.

**ચરણસ્પર્શ :**

ચરણસ્પર્શ અને વંદનવિધિ—એ પ્રકારો જે દેશકાળમાં અસ્તિત્વમાં આવ્યા તે જ સાવ બદલાઈ ગયા છે. ગુરુને માત્ર વેશથી ઓળખી વંદન કરો તો નગુણા અને ઘણીવાર દુષ્ટ એવા નામધારીઓ પણ વંદાય છે, જ્યારે કેટલીક વાર તે તે ગુણમાં અસાધારણ એવા પંથવેશ વિનાના પુરુષોને સંપ્રદાય વિધિએ નમતો માણસ સંપ્રદાય દ્વારા નિંદાય પણ છે કે શું એવા સંસારીઓને તમે વન્દન કરો છો? એટલે આ વિવિધ સ્વરૂપી વિશ્વમા બુદ્ધિથી ગુણ પારખી તેની યોગ્ય પ્રતિપત્તિ કરવી એટલું જ બસ છે. જૈન ગૃહસ્થ બૌદ્ધ કે બીજા ગૃહસ્થ સંન્યાસીઓને જૈન વિધિ અનુસાર વંદે તો જૈનો એને નાસ્તિક કહેવાના. ખુદ જૈન ફિરકામાં પણ એક ફિરકાના સાધુને બીજા ફિરકાનો ગૃહસ્થ નહિ વંદે કે નહિ નમે. આ રીતે ચરણસ્પર્શ અને વંદન આદિ પ્રકારો યોગ્યતાની કદર કરતાં રોકે છે અને એકબીજા વચ્ચે માનની દીવાલો ઊભી કરે છે. તેથી પ્રસ્તુત લેખ બહુ સમયોચિત છે.

આ વિભાગના ચોથા લેખમાં નૈતિક અપકર્ષનુ પરિણામ શું હોય અને શું ન હોય એની જે ચર્ચા છે તે વિજ્ઞાનસંમત અને શાસ્ત્રસંમત પણ છે. ઘણીવાર માણસને સાવધ કરવા કોઈ અનિષ્ટ ઘટના તેના દોષને કારણે બની એમ કહી તેને ઉપદેશ કરવામાં આવે છે, પણ તેથી એ બન્ને વચ્ચે કાર્યકારણભાવ ફલિત નથી થતો. ભૌતિક દુર્ઘટના સ્વકારણે બને, પણ એનાથી ઉપજાવાતો ભય એ કદાચ નૈતિક વલણમાં ઉપયોગી થાય ખરો. ‘ ત્યાં ખવીસ

થાય છે' એવો ભય ઉપજાવી છોકરાને અમુક રસ્તે જતાં રોકીએ ને કાંઈક લાભ થાય તો એનું કારણ ખવીસ નહિ પણ તજ્જન્ય ભય છે; કાંઈ નુકસાન થાય તોપણ એનું કારણ ખવીસ નહિ, પણ ભય છે. આસક્તિ ટાળવા અનિત્યત્વની અને અશુચિત્વની ભાવના સેવીએ તો એનો અર્થ એ નહિ કે અનિત્યત્વ અને અશુચિત્વ એ અનાસક્તિનું કારણ છે. અનિત્યત્વ અને અશુચિત્વ હોવા છતાં, અને એની જાણ હોવા છતાં, ઘણીવાર આસક્તિ થાય છે. તેથી પ્રસ્તુત લેખ કાર્યકારણભાવની ભ્રાન્ત કલ્પના નિવારી તેનું સાચું પાસું રજૂ કરે છે.

પ્રકૃતિ ત્રિલોકિમંડપમાં ત્રિગુણાત્મક રાસ રમ્યા જ કરે છે. સમુદ્ર-પર્વત, સૂર્ય-ચંદ્ર, ગ્રહ-નક્ષત્રોના અલંકાર ધારણ કરી, વિવિધ લતા-કુંજ, વનરાજિ અને કુસુમકલિકાની વેશભૂષાથી વિભૂષિત થઈ એ નટી કાળપટ ઉપર નિયમિત-પણે ફરતા ઋતુચક્ર દ્વારા સૌમ્ય અને રુદ્ર, કોમળ અને પ્રચંડ નૃત્ય કરતી જ રહે છે. પક્ષીઓના કલરવ અને કૂજન દ્વારા, પશુઓના આરાવ અને વિરાવ દ્વારા તેમ જ મનુષ્યોના આલાપ-સંલાપ અને વિલાપ દ્વારા એ નટી રસવાહી સંગીત રેલાવતી જ રહે છે છતા એની લીલામાં સદા વિલસતા લાવણ્યનું પાન કરે એવી કળા-ઇન્દ્રિય ધરાવનાર તો વિરલા જ હોય છે. એ લીલાને તટસ્થપણે પેખનાર, પરમપુરુષની શિવમૂર્તિનું સંવેદન કરનાર તો એથીયે બહુ ઓછા હોય છે. પણ વિરલ ક્ષણોમાં થયેલ સૌન્દર્યની ઝાંખી અને એ મંગળમૂર્તિનું સંવેદન જ્યારે આવી કોઈ વ્યક્તિ વૈખરી વાણીમાં વ્યક્ત કરે છે ત્યારે એ સત્ય, શિવ અને સુંદર બની રહે છે. પ્રસ્તુત લેખસંગ્રહના નાના કલેવરમાં એવી જ કોઈ વાણીનો પરિચય—ભવ્ય સંવેદનનું દર્શન—મારી પેઠે વાચકોને પણ અલ્પાધિક અંશે થશે જ.*

* શ્રી. પરમાનંદ કુંવરજી કાપડિયાના પુસ્તક 'સત્ય શિવ સુન્દરમ્'નું પુરોવચન.

# ખરો કેળવણીકાર

[ ૨૦ ]

**મહાભારતમાં** અને બુદ્ધના ઉપદેશમા સાચા બ્રાહ્મણત્વને લગતી બોધપ્રદ ચર્ચા છે. એમાં કુળ, રૂપ, શ્રુત, શીલ અને પ્રજ્ઞા એ પાંચ લક્ષણોને સાચા બ્રાહ્મણનાં લક્ષણ તરીકે વર્ણવ્યાં છે ખરાં, પણ તેમાં શ્રુત, શીલ અને પ્રજ્ઞાનું સ્થાન મુખ્ય છે; પ્રથમનાં બે લક્ષણ ન હોય તોય પાછળનાં લક્ષણો સાચા બ્રાહ્મણને ઓળખવા પૂરતાં છે. શ્રુત, શીલ અને પ્રજ્ઞામાં પણ શીલ અને પ્રજ્ઞાનું સ્થાન મુખ્ય છે. પ્રાચીન કાળમાં સાચા બ્રાહ્મણને ઓળખવા માટે જે કસોટી ઋષિઓએ નક્કી કરેલી તે જ કસોટી વર્તમાન યુગમાં ખરા કેળવણીકારને ઓળખવા માટે કામની છે. બીજી રીતે કહીએ તો એમ કહી શકાય કે સાચો બ્રાહ્મણ અને ખરો કેળવણીકાર એ બે પદો યુગભેદનાં સૂચકમાત્ર છે,, બન્નેનુ તાત્પર્ય કે હાર્દ તો એક જ છે.

કેળવણીનુ ક્ષેત્ર વિશાળ છે. એની વિવિધતા પણ નાનીસૂની નથી. તેથી એ ક્ષેત્રમાં કામ કરનાર કે એને વરેલા એવા કેળવણીકારો પણ અનેક અને અનેકવિધ હોવાના જ. યુગભેદે પણ એનું બાહ્ય સ્વરૂપ કાંઈક ને કાંઈક જુદું પડવાનું. એટલે કેળવણીકારોમાં પણ તારતમ્ય હોય જ. તળાવ, ટાંકું અને કુદરતી ફૂટતું ઝરણું એ ત્રણે પાણીનાં સ્થાન ખરાં, પણ તેમાં અંતર છે. તળાવમાં પાણીનો જથ્થો વધારે હોય તે ખરું, પણ તેનો આધાર બહારની આવક ઉપર છે; ટાંકામાં જળસંગ્રહ હોય તે પણ બહારના ભરણા ઉપર અવલંબિત છે; જ્યારે કુદરતી રીતે ફૂટતા અને વહેતા ઝરણાની વાત સાવ જુદી. એ ઝરણું નાનુંમોટું કે વેગીલું અગર મંદ હોઈ શકે, પણ તેની ધારા અવિચ્છિન્ન વહેવાની અને તેમાં નવુંનવું પાણી આવ્યે જ જવાનું. માત્ર બહારની આવક ઉપર એનો આધાર નથી. એનો આધાર પેટાળની શક્તિ ઉપર છે—એવા જ અખંડ ઝરણાને શાસ્ત્રોમાં શિરોદક તરીકે ઓળખાવેલ છે—ચાલુ ભાષામાં જેને આપણે સેર, સરવાણી કે નવાણ કહીએ છીએ. કેળવણીકારોના પણ કાંઈક આવા પ્રકારો છે. કેટલાક કેળવણીકારો સરોવર જેવા હોય, વળી કોઈ કોઈ ટાંકા જેવા પણ હોય, પરંતુ એમનો જ્ઞાનસંગ્રહ અને કેળવણીગત વિચારો મોટેભાગે વાચનની વિશાળતા અને

બહિર્લક્ષી અનુકરણને આભારી હોય છે. તેથી જ એવા કેળવણીકારો વાચન, વિચાર અને કલ્પનાથી સમૃદ્ધ હોય તોય આગવી અંદરની જોઈતી સૂઝને અભાવે કાં તો ચાલેલે ચીલે ચાલે છે, અને બહુ તો બીજાનું જોઈ જોઈ કેટલોક ઉપરનો ફેરફાર કરે છે. એવા કેળવણીકારોમાં ધરમૂળથી ફેરફાર કરવાની સૂઝ ભાગ્યે જ હોય છે, અને કાંઈક હોય તોય તેઓ એક કે બીજે કારણે કેળવણીના ખોખામાં, એની પદ્ધતિમાં અને એના સ્વરૂપમાં મૌલિક ફેરફાર કરવાની હિંમત ભાગ્યે જ દાખવી શકે છે. તેથી જ આપણે જોઈએ છીએ કે મોટા મનાતા કેટલાય કેળવણીકારો ચાલુ પદ્ધતિની ટીકા પોતે જ કરતા હોય છે, અને કેળવણીખાતાના કેટલાય અગ્રણીઓ ચાલુ પદ્ધતિની ત્રુટિઓ વર્ણવે છે, છતાં તેમાનો કોઈ નવો માર્ગ શોધતો કે સ્થાપતો નથી અને એ જ આડંબરી, ખર્ચાળ, તોતિંગ તંત્રોની ગુલામી ચાલુ રહે છે! સાચા કેળવણીકારનું કાઠું જુદું જ હોય છે તેને જ્યારે અને જે ક્ષણે પોતાના તંત્રમાં ખામી અને એબ દેખાય ત્યારે અને તે જ ક્ષણે એ અકળાઈ ઊઠે છે, અને તેમાથી કોઈક ને કોઈક નવો માર્ગ શોધ્યા વિના એ જંપતો જ નથી. એવો કેળવણીકાર કોઈ એક જ ચીલાનો કે એક જ પ્રકારના અનુકરણનો અવિચારી દાસ રહી શકતો નથી તેની સ્વાભાવિક પ્રજ્ઞા અને સહજ સૂઝ એને વધારે અને વધારે લોકહિતાવહ કેળવણીની દિશા શોધવા, એના અખતરા કરવા અને એમા આવી પડતાં બધાં જ જોખમો સામે ટટાર ઊભવાની પ્રેરણા આપ્યા જ કરે છે. આવો જે કોઈ કેળવણીકાર હોય તેને સાચા કેળવણીકાર તરીકે ઓળખીએ એ આવશ્યક છે. અને એ જે નવા ચીલાઓ પાડે તે લાંબા વખત લગી બહુ ઉપયોગી પણ રહે છે.

આ સ્થળે વયોવૃદ્ધ અને વિદ્યાવૃદ્ધ પ્રા૦ બ. ક. ઠા. ના 'પંચોતેરમે' નામના વ્યાખ્યાનસંગ્રહમાંથી થોડીક અતિમહત્ત્વની પંક્તિઓ ઉતારું છું, જે મારા વક્તવ્યનું સ્પષ્ટ ભાષ્ય બની રહે છે. 'પેઢી ઉપર પેઢી, ન જાને કેટકેટલી, જૂની ધરેડોને વળગી રહેવામાં શ્રેયસ્સર્વસ્વ માને–મનાવે છે, જન્મે છે, નવી પેઢીને ઉછેરે છે, નથી ઉછેરતી ને પોતે મરી જાય છે, જન્મે છે ને મરે છે–પરંતુ એમાં કોઈ કોઈ બુદ્ધિપ્રધાન જીવ પોતાની બંડખોર વિચારણામાં શ્રદ્ધાએ કૂદી પરંપરાપૂત ધરેડમાંથી નીકળી જાય છે, અવર્ણનીય દુઃખો અને કષ્ટો વેઠતો વેઠતો પણ નવી કેડી પાડે છે; અને તેની પાછળ આવતા જનોને પગલે પગલે એવી નવી કેડીની પણ પરંપરા બંધાય છે, અને મોટી ધરેડ બની રહે છે. બુદ્ધિપ્રધાન બંડખોરો આવી અવનવી ધરેડો ઉપજાવતા જાય છે. તેનું નામ જ માનવી કારવાનનો પ્રગતિપંથ.'

જો ઉપરની વિચારસરણીમાં તથ્યાંશ હોય તો ખરા કેળવણીકારની કોટિમાં કોને કોને મૂકવા, વળી એ ગણતરીમાં નાનાભાઈનું કાંઈ સ્થાન ખરું કે નહિ. તેનો નિર્ણય કેળવણીકારો અને સ્વતંત્ર વિચારકો પોતે જ કરે.

'ઘડતર અને ચણતર'ના મથાળાથી ક્રમે ક્રમે પ્રસિદ્ધ થતી લેખમાળા જોકે તે જ વખતે મેં રસપૂર્વક સાંભળેલી, પણ આ વખતના જ તેના સળંગ શ્રવણે અને તે ઉપર વિચાર કરવાની મળેલી તકે મને અનેક રીતે ઊંડાણથી વિચાર કરતો કરી મૂક્યો, પણ અહીં તો હું બને તેટલુ ટૂંકાવીને જ સૂચના પૂરતું લખવા ધારું છું. 'ઘડતર અને ચણતર'નું લખાણ એ અનુભવસિદ્ધ સાચી વાણી છે. તે લેખકમાં આવિર્ભાવ પામેલ શ્રુત, શીલ અને પ્રજ્ઞાના વિકાસનું સળંગ અને સુરેખ ચિત્ર રજૂ કરે છે. એમાં આનુવંશિક સંસ્કારે કેટલો ભાગ ભજવ્યો છે, કેટલો સ્વપ્રયત્ને, કેટલો સત્સહવાસે અને કેટલો ધાર્મિકતાએ, એ બધું જોવા મળે છે. જો આ લખાણમાં નાનાભાઈએ પિતૃવંશ અને માતૃવંશનું આવશ્યક રેખાદર્શન કરાવ્યું ન હોત, જો જ્ઞાતિજનો, ગોઠિયાઓ અને પ્રથમ પત્ની શિવબાઈ વિશે લખ્યું છે તેટલું ઓછામાં ઓછું પણ ન લખ્યું હોત, તો વાચક નાનાભાઈના 'ઘડતર અને ચણતર'ની પાયાની અને મહત્ત્વની વાતો જ જાણી ન શકત. એટલુ જ નહિ પણ જીવનવિકાસમાં આનુવંશિક સંસ્કાર કેવી રીતે અજ્ઞાતપણે ઊતરી આવે છે તેની ઝાંખી થઈ ન શકત.

એ કુળ અને કુટુંબકથામાં ધ્યાન ખેંચે એવાં કેટલાંક પાત્રો આવ્યાં. ભાવનગર મહારાજે વગરમાગ્યે ખેતરપાદરનું દાનપત્ર કરી આપ્યું ત્યારે તેનો અસ્વીકાર કરતાં 'તમારે મારાં છોકરાંને બ્રાહ્મણ રહેવા દેવાં નથી ના? મારે ખેતર શાં ને પાદર શાં? તમે મને વટલાવવા માગો છો?' આવા ઉદ્ગારો કાઢનાર ત્રિકમબાપા; ગગા ઓઝાએ દક્ષિણામાં રેશમી કોરનું આપેલ ધોતિયું એ જ વેપારીને ત્યાં પાછું વેચી પચીસ રૂપિયા લાવનાર, પણ તરત જ ધોતિયું વેચી પૈસા ઉપજાવવાના લોભની ઝાંખી થવાથી તરતમાં પોતાનું મૃત્યુ કળનાર છોટાભટ્ટ; ખોઈમાં બાળકને લઈ ઘાસ કાપવા જતી માતા આદિ; મિત્રો–કુમિત્રો તરફના બહિર્મુખપણાથી આર્યનારીને શોભે એવા કાન્તાસંમિત ઉપદેશથી પતિને ગૃહાભિમુખ કરનાર પ્રથમ પત્ની શિવબાઈ; અને પછેગામનું પેડલીવાળું અગ્નોરામંડળ ઇત્યાદિ.

અગ્નિ–ઉપાસના નિમિત્તે મળતા સાલિયાણા માટે થતી કુટુંબની તાણાતાણી અને સાલિયાણું બંધ પડતાં ઉપાસના પણ બંધ એ પ્રસંગને ઉદ્દેશી

નાનાભાઈએ જે ઉદ્‌ગારો કાઢેલા, તેમ જ કેટલાક ચમત્કાર પ્રસંગે તેમાં ઢોંગ જણાતાં તેની સામે થવાની જે મક્કમતા દાખવેલી, એ બધું તેમની ભાત ઉપર પ્રકાશ નાખે છે (વાંચો પ્રકરણ બીજું) એ બધું જેટલું રોચક છે, તેથીય વધારે બોધપ્રદ છે

નાનાભાઈનાં મહાભારતનાં તેમ જ રામાયણનાં પાત્રો નાનામોટા વાચકવર્ગમાં આદર પામ્યાં છે, તે જાણીતુ છે. તેમનું લોકભાગવત અને લોકભારત પણ તેટલાં જ લોકાદર પામ્યા છે. આ ફાલનાં બીજે તેમના પછેગામની પેઢીના સહવાસમાથી વવાયાં છે, અને અંજારિયા માસ્તરે લગાડેલ સંસ્કૃતના શોખથી તેમ જ તેના વિશિષ્ટ અધ્યયનથી તે પાંગર્યાં છે. વામમાર્ગી અને ભવ્ય એવા અચ્યુતસ્વામીના સમાધિમરણના દર્શનને લીધે નાની ઉમરમાં જે ધર્મવલણ બધાયું તેણે નાનાભાઈના આખા જીવનમાં સક્રિય કામ કર્યું લાગે છે. નાનાભાઈમાં શ્રુતયોગ શરૂ તો થયો છે છેક બાલ્યકાળથી, પણ હાઇસ્કૂલના ઉપરના વર્ગોમા તેની કળા ખીલતી દેખાય, છે, તે કરતા પણ તેનો વધારે પ્રકર્ષ તો કોલેજકાળ દરમિયાન સધાય છે. આર્થિક સકડામણ, કૌટુમ્બિક જવાબદારીઓ અને મુંબઈની મોહકતા: એ બધાં વચ્ચે જે સાદગી, જે જાતમહેનત અને જે કાળજીથી એમણે અગ્રેજી અને સંસ્કૃત સાહિત્યની સાધના કરી છે અને તંગીમા પણ જે ઉચ્ચ કક્ષાનાં સુરુચિ અને બોધવર્ધક નાટકો જોવામા રસ કેળવ્યો છે, તે એનો પુરાવો છે. આ તો અભ્યાસકાળના શ્રુતયોગની વાત થઈ, પણ તેમણે કાર્યકાળ અને અધ્યાપનકાળમાં જે અનેક રીતે શ્રુતયોગની સાધના કરી છે તે તેમનાં લખાણોમા, બોલચાલમાં અને પ્રત્યેક વ્યવહારમાં બારીકીથી જોનારને તરત જણાઈ આવે તેમ છે.

નાનાભાઈનું કાઠું જ શીલથી સહજ રીતે ઘડાયું હોય તેમ લાગે છે. છેક નાની ઉંમરમાં કરેલ ઘડિયાળની ચોરીને વગરસંકોચે કબૂલવી અને કડવું વેણ ન કહેતાં કટોકટી પ્રસંગે જાતે ખમી ખાવું એ શીલધર્મનો પાયો છે. આર્થિક તંગી વખતે અને કુટુંબી જનોના દબાણ વચ્ચે પણ જ્યારે સાચાં પ્રલોભનોને જતાં કરવાનો વારો આવે છે ત્યારે નાનાભાઈ ત્રિકમબાપાના અસંગ્રહવ્રતને જાણે નવું રૂપ ન આપતા હોય તેમ વર્તે છે. કર્તવ્ય પ્રત્યેની મક્કમતા અને આંતરનિરીક્ષણની પ્રધાનતા એ 'ઘડતર અને ચણતર'ના પદેપદે નજરે પડે છે. પોતાના અતિશ્રદ્ધેય ગુરુવર્ય શ્રીમન્ નથુરામશર્માને તેમની ઇચ્છા મુજબ મુખ્ય આસન ન દેવાનો પોતાનો સમયોચિત નિર્ધાર

જ્યારે ભક્ત હૃદય નાનાભાઈએ બતાવ્યો હશે ત્યારે તેમના ચિત્તમાં મક્કમતાનો પારો કેટલો ચઢ્યો હશે તે આજે આપણે કેવી રીતે કલ્પી શકીએ? ફરી લગ્ન કરવાના કૌટુંબિક આગ્રહને વશ થયા પછી જ્યારે નાનાભાઈ પોતાનું આત્મનિરીક્ષણ ખુલ્લા મનથી કરે છે ત્યારે એમ લાગે છે કે તેમને છુપાવવાનું કશું નથી. અને એ એમનું આત્મનિરીક્ષણ આજે બીજાના આગ્રહને કારણે જ લગ્ન કર્યાની વાત કરનાર અને બડાશ હાંકનાર કેટલાયના આંતરમનનું પ્રતિબિંબ પાડતું હોય તેમ લાગે છે.

નાનાભાઈના પૂર્ણ શ્રુતયોગ અને શીલનો પૂરો આવિર્ભાવ દક્ષિણામૂર્તિની સ્થાપનાના સમયથી સ્પષ્ટપણે દેખા દે છે. 'વિદ્યાર્થીને તાલીમ આપવી હોય તે કરતાં પોતાના જીવનને તાલીમ આપવા સંસ્થા કાઢી છે એવી પ્રતીતિ મને આજે પણ છે.' તેમનું આ કથન તેમના આખા જીવનની ચાવીરૂપ છે, એમ તેમને ઓળખનાર કોઈ પણ કહી શકશે તેમણે એવા મતલબનું પણ કહ્યું છે કે કુટુંબકંકાસ અને બીજી અથડામણીઓએ મને અહિંસાની ભૂમિકા પૂરી પાડી છે. આ વસ્તુ તેમનુ જીવન સમજવા માટે અગત્યની છે. નાનાભાઈની પ્રજ્ઞાનો કહો, કે પ્રાચીન સાંખ્યભાષા વાપરીને કહીએ તો વિવેકખ્યાતિનો કહો, ઉત્કર્ષ પોતાના પરમ શ્રદ્ધેય ગુરુવર્યની બાહ્ય–આંતર ચારિત્રની સ્પષ્ટ પણ વિનમ્ર સમાલોચના કરતી વખતે દેખાય છે. શ્રદ્ધા અને શ્રદ્ધામૂલક ધર્મ-સંસ્કાર એ જીવનમા એક મોટી ગ્રંથિ છે, જેને બુદ્ધ 'દૃષ્ટિ' કહે છે. નવું સત્ય સૂઝતાં નિર્ભયપણે અને નિખાલસ મને એ ગ્રંથિનો ભેદ કરવો કે તેમાં સંશોધન કરી સમ્યગ્દૃષ્ટિને વરવું એમાં જ સાચી આધ્યાત્મિકતાનો પાયો છે. નાનાભાઈમાં એનુ બીજ તો હતું જ, પણ જ્યારે ગાંધીજીનો સંપર્ક થતા-વેંત દૃષ્ટિનો સ્પષ્ટ ઉન્મેષ થયો ત્યારે લાંબાકાળના અનેક મિત્રો સાથે સેવેલાં સ્વપ્નો અને તે ઉપર રચાયેલી ક્રિયાકાંડી પરંપરાઓ તેમણે, સાપ કાંચળી છોડે તેમ, છોડી દીધી અને વિવેકપૂત નવી જીવનધર્મની પરંપરાઓ દક્ષિણા-મૂર્તિમાં શરૂ કરી. અસ્પૃશ્યતાનું અનાદિ ભૂત કે તે વિશેની સવર્ણપોષિત અનાદિ અવિદ્યા એને જીવનના પ્રત્યેક ખૂણામાંથી ફેંકી દેવા સાથે માત્ર નાના-ભાઈનું જ નહિ પણ સાથે સાથે તેમના પરિવાર અને દક્ષિણામૂર્તિ સંસ્થા એ બધાંનુ નવસંસ્કરણ શરૂ થાય છે, અને સાથે જ અગ્નિપરીક્ષા પણ પરંતુ પોતાના કુટુંબમાં પરાપૂર્વથી ચાલતી અગ્નિદેવની બંધ પડેલી ઉપાસના નાના-ભાઈએ દક્ષિણામૂર્તિના રૂપમાં શરૂ કરેલ અગ્નિહોત્ર સ્વીકારી તેમાં સાચા બ્રાહ્મણત્વ સાથે સંગત હોય એવી સત્યાગ્નિની ઉપાસનારૂપે મક્કમપણે શરૂ કરી છે, જે ઉત્તરોત્તર વિકસતી આવી છે.

અનેક મુરબ્બીઓ, સહકાર્યકર્તાઓ સાથે પ્રબળ મતભેદ થયા, પણ તેમણે કોઈ સ્થળે સત્યને આંચ આવવા દીધી હોય કે સામાને અન્યાય કર્યો હોય એમ 'ઘડતર અને ચણતર' વાચતાં લાગતું નથી. જ્યાં પણ ખમવા કે સહવા વારો આવ્યો ત્યાં તેઓ જાતે જ ખમી ખાય છે, નવો માર્ગ શોધી કાઢે છે, અને બીજા બધાને માર્ગ મોકળો કરી આપે છે. આ વિવેકખ્યાતિનો તેમણે સાધેલો નવો વિકાસ. પ્રત્યેક વિચારક કે પ્રત્યેક પ્રવૃત્તિમાં જે જાગતું મન દેખાય છે તે જ તેમનો અપ્રમત્ત યોગ છે. આની પ્રતીતિ 'ઘડતર અને ચણતર'-માં સર્વત્ર મળી રહે છે.

ગૂજરાત વિદ્યાપીઠ સાથે સંકળાયેલ રાષ્ટ્રિય શિક્ષણસંસ્થાઓમાં, હું જાણું છું ત્યાં લગી, મોખરાનું સ્થાન દક્ષિણામૂર્તિનું હતુ. એની પ્રતિષ્ઠા, એના વિદ્યાર્થીઓની છાપ વિદ્યાપીઠમા પણ જુદી જ અનુભવાતી. ભાવનગર દક્ષિણામૂર્તિનો વિસ્તાર અને પ્રભાવ માત્ર ગુજરાતમા જ મર્યાદિત ન હતો; એના વિદ્યાર્થીઓ દૂરદૂર લગી પ્રસરેલા, અને તેમા શીખવા આવવાનો લોભ પંજાબ તેમ જ રાજસ્થાનના કેટલાક સ્વતંત્ર શિક્ષણવાંછુઓમાં તે કાળે મેં જોયેલો આવી મોભાવાળી અને સાધનસંપન્ન તેમ જ રાજ્ય સુધ્ધાંમા આદર પામેલી અને સ્વહસ્તે સ્થાપેલી તથા સ્વપરિશ્રમે ઉછેરેલી સંસ્થાને છોડવાનો વિચાર નાનાભાઈને સાધારણ સંજોગોમાં આવી ન જ શકે જે શિક્ષકો અને સહકારીઓ સાથે એમને કામ કરવાનુ હતુ તેમના પ્રત્યે નાનાભાઈના દિલમાં કોઈ પણ અંગત સ્વાર્થ કે અસૂયાને સ્થાન હોવાનો તો સંભવ જ ન હતો. આમ છતા તેમણે એ ભાવનગરી દક્ષિણામૂર્તિને છોડ્યું, એ તો હકીકત છે. આ હકીકતનો જે ખુલાસો તે જ નાનાભાઈના આત્માનુ ઝળહળતું તેજ મને જણાય છે. એમણે એકવાર પોતાના અતિપ્રિય આનંદાશ્રમની છાયા જેટલી સરળતાથી છોડી તેટલી જ સરળતાથી પોતાને હાથે વાવેલ અને ઉગાડેલ દક્ષિણામૂર્તિના ભાવનગર-સ્થિત વડલાને છોડ્યો, અને તે પણ તે સંસ્થામાંથી કશું જ લીધા સિવાય આ કાંઈ જેવોતેવો ફેરફાર ન ગણાય. એ ફેરફારના મુખ્ય કારણ લેખે મને તેમનામાં રહેલી નૈતિક શુદ્ધિ, ચારિત્રનિષ્ઠા અને સ્વીકારેલ ધોરણને અંદર તથા બહારથી શુદ્ધિપૂર્વક વળગી રહેવાની ચીવટ, એ લાગે છે. જ્યારે એમણે જોયુ હશે કે દક્ષિણામૂર્તિની પેઢી તો જાહોજલાલી ભોગવે છે, પણ અંદર અમુક શિથિલતા કે સડો દાખલ થયાં છે, ત્યારે જ તેમનો આત્મા કકળી ઉઠ્યો હશે. ખરી આધ્યાત્મિકતા આવે વખતે જ દેખા દે છે. તેમણે ભાવનગર દક્ષિણામૂર્તિનુ કલેવર છોડ્યુ, પણ તેનો આત્મા તો તેમની પોતાની સાથે જ હતો ગાંધીજી અમદાવાદથી વર્ધા જઈ બેઠા તો સત્યાગ્રહનો

આત્મા પણ સાથે જ ગયો. ગાંધીજીએ નઈ તાલીમની નવદૃષ્ટિ કેળવણીકારો સમક્ષ રજૂ કરી. ઘણાને શ્રદ્ધાથી, ઘણાને પ્રભાવથી અને ઘણાને અધૂરીપૂરી સમજણથી ગાંધીજીની એ દૃષ્ટિ પ્રત્યે આકર્ષણ જન્મ્યું. પણ સ્પષ્ટ અને મક્કમ સમજણપૂર્વક ગાંધીજીની એ દૃષ્ટિને સંવેદનમાં ઝીલનાર બહુ વિરલ હતા. નાનાભાઈ તેમાંના એક, અને કદાચ મોવડી. વળી નાનાભાઈની પાસે દક્ષિણામૂર્તિની સાધનાનું આંતરિક ભંડોળ કાંઈ જેવું તેવું ન હતું. તેની સાથે સાથે આ નઈ તાલીમની દૃષ્ટિ ઉમેરાઈ, એટલે તેમણે દક્ષિણામૂર્તિના આત્માની સાથે ગામડા ભણી પ્રયાણ કર્યું; અને ત્યાં જ દક્ષિણામૂર્તિની પૂજા શરૂ થઈ. આંબલા ગ્રામદક્ષિણામૂર્તિનો ૧૨–૧૪ વર્ષનો વિકાસ અને વિસ્તાર જોતાં તેમ જ તેમને મળેલ કાર્યકર્તાઓનો સાથ અને સરકારી તેમ જ બિનસરકારી કેળવણીકારોનું આકર્ષણ જોતાં એમ કહી શકાય કે નઈ તાલીમની દૃષ્ટિએ અત્યારે જ્યાં જ્યાં ખરું કામ થઈ રહ્યું છે તેમાં ગ્રામ-દક્ષિણામૂર્તિનું સ્થાન અગત્યનું છે. ભાવનગર અને આંબલા એ બન્નેમાં સ્થાનભેદ ખરો, પણ કેળવણી અને શિક્ષણનો આત્મા તો એક જ. ઊલટું, ભાવનગર કરતાં આંબલામા એ આત્માએ નઈ તાલીમના સંસ્કારનો પુટ મળવાથી લોકકલ્યાણની દૃષ્ટિએ બહુ વિકાસ સાધ્યો છે, એમ મને ચોખ્ખું લાગે છે. આંબલાના ૧૨–૧૪ વર્ષના એ અનુભવ–પરિપાકના બળે નાનાભાઈને લોકભારતી ગ્રામવિદ્યાપીઠ શરૂ કરવાનું સ્વપ્ન આવ્યું અને તે મૂર્ત પણ થયું. આવુ સ્વપ્ન મૂર્ત ત્યારે જ થાય કે જો ધારેલ ગણ્યાગાંઠ્યા પણ સાથીઓ મળે. નાનાભાઈને એવા શિષ્યો અને સાથીઓ મળ્યા. આની ચાવી શેમાં છે તે પણ આ સ્થળે જાણી લેવુ ઘટે.

કોઈ પણ માણસ માત્ર પુસ્તકો લખી કે ભાષણો આપી સમર્થ કાર્યક્ષમ માણસોની પરંપરા પેદા નથો કરી શકતો. ગાંધીજીએ આશ્રમો ઊભા કરી કુનેહપૂર્વક ચલાવ્યા ન હોત તો આજે તેમની તપસ્યાને ઝીલનાર જીવતો છે તેવો વર્ગ પણ હયાતીમાં ન હોત. નાનાભાઈને પણ એ ચાવી પ્રથમથી જ લાધેલી. એમણે દક્ષિણામૂર્તિ સાથે જ છાત્રાલય શરૂ કર્યું અને આશ્રમજીવનનો પાયો નાખ્યો. એ જ જીવનમાથી તેમને કેટલાક સાથીઓ મળી ગયા; અને તે આંબલાની યાત્રાથી સણોસરાની યાત્રા લગી કાયમ છે. આ રીતે નાનાભાઈએ થોડાક પણ સુયોગ્ય ચેતન–ગ્રંથો નિર્માણ કર્યા, જે આશ્રમ-જીવનને આભારી છે.

કોઈ પણ સંસ્થાએ પ્રાણવાન રહેવું હોય તો સંસ્થાના સ્થાપક અને મુખ્ય જવાબદારે તે સંસ્થાને તેજ અર્પતા રહે, વિકસાવતા રહે, એવા શિષ્યો

નિપજાવવા જ જોઈએ. હું સમજું છું કે નાનાભાઈએ એવી નાની પણ દીપમાળા પ્રકટાવી છે.

નાનાભાઈ નામમાં નાના છે, આત્મા જુદો જ છે. તેથી જ દક્ષિણામૂર્તિના મુદ્રાલેખમાંનું આ પાદ તેમને લાગુ પાડવામાં યથાર્થતા જોઉં છું: 'વૃદ્ધાઃ શિષ્યાઃ ગુરુર્યુવા।' નાનાભાઈ સિત્તેર વટાવ્યા પછી પણ યૌવન ન અનુભવતા હોત તો કદી તેઓ લોકભારતી ગ્રામવિદ્યાપીઠ સ્થાપવા અને ચલાવવાનો વિચાર જ કરી ન શકત.

આ દેશમાં અનેક મઠો અને આશ્રમો શતાબ્દીઓ થયાં પેઢી દરપેઢી ચાલ્યા આવે છે. જ્યારે પ્રજાને કેળવણીથી પોષવા ઊભી થયેલી સંસ્થાઓ થોડા જ વખતમાં કાં તો વેરવિખેર થઈ જાય છે અને કાં તો નિષ્પ્રાણ બની રહે છે. એનું શું કારણ? એ પણ વિચારવું ઘટે. મને એમ લાગે છે કે શિક્ષણ અને કેળવણીની સંસ્થાઓને જન્મ આપનાર તેમ જ તેને પોષનાર પોતાની પાછળ સુયોગ્ય શિષ્યપરંપરા ઊભી નથી કરી શકતો, અને આવી સંસ્થાના સાતત્ય તેમ જ વિકાસ માટે અનિવાર્ય રીતે જરૂરી એવી ચારિત્રશુદ્ધિની નિષ્ઠા કેળવી નથી શકતો, તેમ જ નવાં નવાં આવશ્યક બળોને ઝીલવા જેવી આવશ્યક પ્રજ્ઞાનાં બીજો ઉગાડી નથી શકતો. જો આ વિચાર સાચો હોય તો કેળવણીકારોએ સંસ્થા સ્થાપવા અને ચલાવવા સાથે આ મુદ્દા તરફ પણ ધ્યાન આપવું ઘટે.

નવાં બળોને વિવેકપૂર્વક ઝીલવા સાથે નાનાભાઈએ કેટલીક સુંદરતર પ્રાચીન પ્રથા પણ સાચવી રાખેલ મેં અનુભવી છે. એનું એક ઉદાહરણ આતિથ્યધર્મ. પચીસથી વધારે વર્ષ થયાં હશે ભાવનગરમાં છાત્રાલય સમેલન હતું. તેની બધી વ્યવસ્થા, જે છાત્ર-સંચાલિત હતી, તે તો સુંદર હતી જ, પણ અમે કેટલાય મિત્રો રવાના થયા ત્યારે નાનાભાઈ દરેક માટે ટ્રેન ઉપર ભાતું લઈ વળાવવા આવ્યા. એમ તો મેં મારા કુટુંબ, ગામ અને સગાંઓમા ભાતાની પ્રથા જોયેલી, પણ જ્યારે એક સંસ્થાના સંચાલક અને તેમાંય મોવડી ભાતુ લઈ મહેમાનને વિદાય કરવા આવે ત્યારે નવાઈ જરૂર લાગે. અમે બધાએ કહ્યું, 'અહીં આતિથ્ય ઓછું થયુ છે કે વધારામાં ભાતું?' નાનાભાઈ કહે, 'ના, રસ્તામાં ખાવું હોય તો ઘરની વસ્તુ શાને ન વાપરીએ? અને આ પ્રથા મને સારી પણ લાગે છે.' ઇત્યાદિ. હું તો આ સાંભળી વિચારમાં પડી ગયો. બીજો પ્રસંગ: ગુજરાત વિદ્યાપીઠમાં સંમેલન હતું. કુળનાયકપદે નાનાભાઈ અને કુળપતિપદે બાપુજી. સમેલન વખતે રસોડે

જમનાર માટે કુપનો કાઢેલાં. જમવું હોય તે કુપન ખરીદી લે. ઘણા મહેમાનો બહારગામના અને કેટલાક દૂર શહેરમાંથી આવેલા. તે પણ કુપન ખરીદે. ભરીસભામાં નાનાભાઈએ ધ્રૂજતે કંઠે કહ્યાનું આજે પણ મને સ્મરણ છે: એમણે કહ્યું, 'હું આ કુપનપ્રથાથી ધ્રૂજી જાઉં છું.' એમનો ગુજરાતી અગર સૌરાષ્ટ્રી આતિથ્યપ્રિય આત્મા કાંઈ જુદું જ વિચારે.

વ્યક્તિગત, સંસ્થાગત કે સમાજગત અન્યાય સામે ઊકળી ઊઠી તેનો વિરોધ કરવાની તેમની મક્કમતા જેવી તેવી નથી. થોડાક દાખલા આપુ: ગયા ડિસેમ્બરમાં હું સણોસરા આવેલો. ગામ વચ્ચે અમે ઊભા હતા ત્યાં એક જણ નાનાભાઈ પાસે કાંઈક દાદ મેળવવા કે લાગવગ લગાડાવવા આવ્યો. તેણે સાંઢીડા મહાદેવની જગ્યા ત્યાંથી ન ફેરવાય અને નવું બંધાતુ તળાવ તે જગ્યાને આવરી ન લે એવી લોકોની અને ગ્રામજનોની વતી માગણી કરી; જોકે સરકારે તો મહાદેવનુ નવું મંદિર અને એની પ્રતિષ્ઠા એ બધું કરાવી દેવાનું નક્કી કરેલુ. પેલી વ્યક્તિની વાત સાંભળી નાનાભાઈ તાડૂકયા: 'હું લોકોના હિતની દૃષ્ટિએ મને જે યોગ્ય લાગશે તે કહીશ. તમારા મહાદેવને તમે જાણો. મારે એ સાથે અને તમારી સાથે કશી લેવાદેવા નથી'–ઇત્યાદિ. નાનાભાઈ જેવા ધાર્મિક માણસ એમ કહે કે તમારા મહાદેવને તમે જાણો, તો મારા જેવાને નવાઈ તો થાય જ, પણ મેં જ્યારે સત્ય બીના જાણી ત્યારે નાનાભાઈના પુણ્યપ્રકોપ પ્રત્યે આદર જન્મ્યો. વાત એ હતી કે જે માણસ દાદ મેળવવા આવેલ તે પોતે જ મંદિરનો મહંત હતો, મહાદેવને નામે પોતાનો મૂળ અડ્ડો જમાવી રાખવાની વૃત્તિવાળો. એને લોક કે ગ્રામહિતની પડી જ નથી, માત્ર લોકોને નામે ચલાવ્યે રાખવું એટલું જ. ભાવનગરમાં દક્ષિણામૂર્તિ હતુ, ત્યારનો બીજો એક પ્રસંગ પણ યાદ આવે છે. એક તરુણ શિક્ષકને નૈતિક અને ચારિત્રીય નબળાઈને કારણે છૂટો કર્યો, પણ કેટલાક શિક્ષકોએ તેના વિદાયમાનમાં મેળાવડો કરવાનુ વિચાર્યું. નાનાભાઈને જાણ થઈ, તેમણે તરત જ સહકાર્યકર્તાઓને જણાવી દીધું કે આવો કોઈ મેળાવડો સંસ્થા તરફથી યોજાય એ અણઘટતુ છે જો એવું થશે તો હું રાજીનામુ આપીશ. એમની આ મક્કમતાથી શિક્ષકોનુ વલણ બદલાયું અને તેમને કાંઈક સાન આવી. તેથીય વધારે આશ્ચર્ય અને સમ્માન ઉપજાવે એવી મક્કમતાનો દાખલો હમણાં જ છેલ્લા 'સંસ્કૃતિ' અંકમાં પ્રસિદ્ધ થયો છે. તે આ રહ્યો: નાનાભાઈ કાળે એક નાનકડા મહેતાજી; અને કદાચ ત્રીશે પણ પહોંચેલા નહિ. કોઈ લાગવગ નહિ, સંપત્તિ નહિ કે બીજો કોઈ મોભો નહિ. આ

દશામાં પણ તેમણે મહારાજા ભાવસિંહજીના અન્યાયી પગલા સામે મક્કમ પગલું ભર્યું. જે કાળે રાજાઓ આપખુદ તે કાળે તેવા જ એક રાજવીના રાજ્યમાં વસનાર સાધારણ દરજ્જાનો મહેતાજી રાજ્યના શિરછત્ર જેવા રાજાને ચોખ્ખેચોખ્ખું એમ સંભળાવે કે તમે જે રીતે મારી પાળેલી ત્રણપગી કૂતરી મેળવવા જોહુકમી કરો છો તેને હું વશ થનાર નથી, ત્યારે સમજાય છે કે ખરું બ્રહ્માણતેજ એ શું. છેવટે શાણા મહારાજાને પોતાની ભૂલ સમજાઈ અને એ નાનકડા મહેતાજી પ્રત્યે તેઓ આમન્યાથી વર્ત્યા. ધર્મ અને ન્યાયના પક્ષપાતની મક્કમતા એ જ જીવનમાં અનેકમુખી તેજકિરણો પ્રકટાવે છે. એકાદ વધારે રોમાંચક દાખલો વાંચનારને પ્રેરણા આપે તેવો હોઈ ટાંકું છું.

કાઠિયાવાડમાં ધાડપાડુ ખૂની ગેમલો હમણાં જ થઈ ગયો. એણે આંબલા ગામના પટેલોની તુમાખીની ખબર લેવા આંબલા ગામ ભાંગવાનું નક્કી કર્યું. લોકોને જાણ થઈ, સમી સાંજે પોતાના સાથીઓ સાથે ભરી બંદૂકોથી સજ્જ થઈ તે આંબલા ગામ ઉપર ત્રાટકવા નીકળ્યો. જાણ થવાથી નાનાભાઈ તેમના સાથી મૂળશંકર સાથે માત્ર પોતિયું પહેરી હાથમાં લાકડી લઈ સંસ્થાને દરવાજે ઊભા રહ્યા. પાસે રસ્તા ઉપરથી પસાર થતા પેલા ગેમલાને પડકાર્યો. એણે પણ સામો પડકાર કર્યો, 'કોણ?' જવાબ મળ્યો, 'નાનાભાઈ.' પેલો કહે, 'નાનાભાઈ, તમે નાસી જાઓ. તમારી સંસ્થામાં નથી આવતો. હું તો આંબલાના પટેલોની શેખી મટાડવા જાઉં છુ' નાનાભાઈએ ઠંડે કલેજે પણ મક્કમતાથી કહ્યું કે એ ન બને. પહેલાં તુ મને ઠાર કર, પછી જ આગળ વધી શકાશે. છેવટે ગેમલો ગળ્યો. એમને ઘેર તે જ વખતે ગયો. મોડે સુધી બેઠો. અ. સૌ અજવાળીબેનના હાથે જમ્યો અને છેવટે વચન આપીને ગયો કે આંબલા આદિ ચાર ગામમાં હું કદી ધાડ નહિ પાડું. આ કાંઈ જેવીતેવી સાધના છે?

આવું તો ઘણું ઘણું કહી અને લખી શકાય, પણ મર્યાદા છે. 'ઘડતર અને ચણતર'નાં ૧૬૨ પાનાં અત્યારે સામે છે. મારે તેટલા ઉપરથી જ જલદીને કારણે અત્યારે સમાપન કરવું જોઈએ. છેવટે હું એટલુ જ કહીશ કે 'ઘડતર અને ચણતર'નું પુસ્તક દરેક કક્ષાના અધિકારી વાચકને ભારે પ્રેરણાદાયી બને તેવું છે જે ધ્યાનથી સમજપૂર્વક વાંચશે એના જીવનમાં સમજણ અને ઉત્સાહ-ની નવી લહેર પ્રકટ્યા વિના નહિ રહે. એની ભાષા નાનાભાઈની આગવી છે. એમાં કાઠિયાવાડી, ખાસ કરી ગોહિલવાડી, તળપદી ભાષાનો રણકો છે. લખાણ એવું ધારાબદ્ધ અને પારદર્શક છે કે વાંચતાવેંત લેખકનુ વક્તવ્ય સીધેસીધું સ્પર્શ કરે છે અને ગાંધીજીની આત્મકથા યાદ આપે છે. *

---

* શ્રી. નાનાભાઈ ભટ્ટની આત્મકથા 'ઘડતર અને ચણતર'નું પુરોવચન.

# અનધિકાર ચેષ્ટા

## [ ૨૧ ]

પ્રાચીન ભારતીય કથાસાહિત્ય મેં સાંભળ્યું છે, પણ તે જોઈએ તેટલી એકાગ્રતાથી અને વ્યાપક રીતે નથી સાંભળ્યું. તે વખતે વિષયાન્તર વ્યાસંગને લીધે મનમાં એમ થતું કે મારે આ વિશે ક્યાં લખવું છે? જ્યારે લખવું હશે ત્યારે સાંગોપાંગ વાંચીશું અને વિચારીશું. પણ એ અવસર આવ્યો જ નહિ, અને ધારેલું રહી ગયું. નવયુગીન વાર્તાસાહિત્ય વિશે પણ એમ જ બન્યું છે. નોવેલ, ઉપન્યાસ, કાદંબરી ને ગલ્પ જેવાં નામોથી પ્રસિદ્ધ થતું કથાવાઙ્મય મેં સાંભળ્યું જ નથી, એમ કહું તો જરાય અત્યુક્તિ નથી. વિદેશી ભાષામાં પ્રસિદ્ધ થતી ઉત્તમોત્તમ વાર્તાઓ વિશે પણ એમ જ બન્યું છે. તેથી હું પોતે જ વાર્તા વિશે કાંઈ પણ લખવાનો મારો અનધિકાર સમજું છું. તેમ છતાં હું કાંઈક લખવા પ્રેરાયો છું તે—અનધિકાર ચેષ્ટા—નો ખુલાસો અંતમાં થઈ જશે.

મનુષ્યજાતિનાં વ્યાવર્તક કે વિશિષ્ટ લક્ષણો અનેક છે. તેમાંથી એક સરળ અને ધ્યાન ખેંચે એવું લક્ષણ તે તેનો કથા—વાર્તાનો વારસો છે. નાનામોટા માનવસમાજની વાતો દૂર રહી, પણ એક ક્યાંક ખૂણે અટૂલું પડેલ કુટુંબ લઈ તે વિશે વિચાર કરીએ તોય જણાઈ આવશે કે કુટુંબનાં બાળકો અને વડીલો વચ્ચેનુ અનુસંધાનકારી તત્ત્વ એ વાર્તાઓ છે. માતા કે દાદી, બાપ કે દાદો નાનાંમોટાં પોતાનાં બાળકોને વાતો ન કહે, તેમનું મન નવાનવા વિષયોમાં ન કેળવે, તો એ બાળકો ભાષાવિનાના અને વિચાર વિનાના પશુ જ રહે. વડીલોને પોતે જાણેલી વાતો કે હકીકતો કહ્યા વિના ચેન નથી પડતું, અને ઊછરતાં બાળકોને એ સાંભળ્યા વિના બેચેની રહે છે. આ પરસ્પરને આકર્ષનાર અને જોડનાર જિજ્ઞાસા—તત્ત્વને લીધે જ માનવ-જાતિએ જ્ઞાનવારસો મેળવ્યો અને કેળવ્યો છે. ઈશ્વરની વ્યાપકતા સમજવા માટે પ્રબળ શ્રદ્ધા જોઈએ, કથા કે વાર્તાની વ્યાપકતા સ્વયંસિદ્ધ છે.

જ્ઞાનની શાખાઓ અપરિમિત છે. એના વિષયો પણ તેટલાં જ છે. જ્ઞાનવિનિમયનાં સાધનો પણ કાંઈ ઓછાં નથી. અને તે નવાં નવાં શોધાતાં

તેમ જ ઉમેરાતાં જાય છે. એ બધાંમાં સરલ અને સર્વંગમ્ય જ્ઞાનવિનિમયનું સાધન તે વાર્તા છે. લગભગ અઢીત્રણ વર્ષનું બાળક થાય ત્યારથી માંડી જીવનની છેલ્લી ક્ષણ સુધીની જુદી જુદી ઉંમર, સમજણ અને શક્તિની પાયરીઓમાં એકસરખી રીતે ઉપયોગી થાય, કંટાળા વિના વધારે ને વધારે જિજ્ઞાસા પોષ્યે જાય અને જ્ઞાન લેનાર ને દેનાર બંનેને શાંતિ અને સ્વસ્થતાનો અનુભવ કરાવે એવું સાધન એકમાત્ર કથા–વાર્તા છે. તેથી જ દુનિયાના આખા પટમાં વિસ્તરેલી બધી જ માનવજાતિઓમાં એવું સાહિત્ય એક અથવા બીજી રીતે ખેડાયેલું મળી આવે છે. જે સમાજ જેટલો જૂનો અને જેટલો વિશાળ તેટલું જ તેનું કથાસાહિત્ય વિવિધ ને વિશાળ. એની મારફત ભાષા, વિચાર અને સંસ્કાર ઘડાય છે તેમ જ વિસ્તરે છે. જેમ વાયુ એ સદાગતિ છે તેમ વાર્તાસાહિત્ય એ સદાગતિ છે.

સામાજિક, આર્થિક, રાજકીય કે ધાર્મિક—કોઈ પણ બનાવ કે ઘટના હોય. તો તેનું પ્રતિબિંબ વાર્તા ઝીલે છે. જે ઘટના જેવી બની હોય તેનું તેવું ચિત્રણ એ ઇતિહાસ છે, પણ ઇતિહાસ સુધ્ધાં એક વાર્તા જ છે. ભૂતકાળના દૂર દૂરના સંબંધો અને દૂર દૂર દેશના સંબધો વર્તમાન જીવનમાં કેવી રીતે કામ કરી રહ્યા છે, એના ઉપર આપણે વચાર કરીએ તો સ્પષ્ટ સમજાશે કે આ ભૂત અને વર્તમાનની સાંકળ મોટેભાગે કથા–વાર્તામાં જ છે તેથી એની ઉપેક્ષા કોઈએ કરી નથી, કોઈથી થઈ શકી પણ નથી.

કથા–વાર્તા શ્રવ્ય તો છે જ, પણ એની લોકપ્રિયતાએ એને અનેક રીતે દૃશ્ય પણ બનાવી છે. જ્યારે ચિત્રપટ ન હતો, ત્યારે પણ 'મુંબઈ દેખો, કાશી દેખો, દેખો મથુરાકા ઘાટ' એમ કહી માથે ફલકોની પેટી લઈ ઘેર ઘેર ફરનાર મંખલીપુત્રો–ચિત્રપ્રદર્શકો હતા જ. નાટક–ભવાઈ તો હજી પણ ચાલે જ છે. હજારો વર્ષ પહેલાંનાં શિલ્પ–સ્થાપત્યમા વાર્તાઓ ઉત્કીર્ણ મળી આવે છે એ બધું તેની લોકપ્રિયતા જ સૂચવે છે.

જ્યાં આવી લોકપ્રિયતા હોય, ત્યાં તેનો વાહક એક વિશિષ્ટ વર્ગ હોવાનો જ. વ્યાસો માત્ર કથા જ ન કરતા કે પુરાણો જ ન સંભળાવતા, પણ તેમાંથી કેટલાક પ્રતિભાશાળી નવનવ પ્રકારે વાર્તાઓ રચતા અને તેનો પ્રચાર પણ કરતા. ચારણ, ગઢવી અને ભાટોની કોમનું તો એ જ કામ ! ભોજક, તરગાળાઓમાં પણ કેટલાક એ જ કામને વરેલા. જેઓ અગાર

(ઘર) છોડી અનગાર (ભિક્ષાકજીવી) થયેલા એવા અનેક પ્રકારના શ્રમણો પણ પોતાની સમગ્ર પ્રવૃત્તિ અને લોકસંગ્રહકારી વૃત્તિ કથા-વાર્તા દ્વારા પોષતા. તેમાંથી અનેક પ્રતિભાશાળી નવસર્જન કરતા, તો બીજા કથક કે કથિક તરીકે જ જીવનયાપન કરતા. તેથી જ સંસ્કૃતિના ચઢતા-ઊતરતા બધા જ સ્તરોવાળા સમાજમાં અને જુદી જુદી ભાષા બોલનાર બધા જ વર્ગોમાં તે તે ભાષામાં ખેડાયેલું અને સચવાયેલું કથાસાહિત્ય મળી આવે છે. આપણે જ્યારે ધ્યાનપૂર્વક આ કથાસાહિત્ય વાંચીએ છીએ, ત્યારે આપણી સામે જાણે આખો ભૂતકાળ વર્તમાન થતો હોય, એમ ભાસે છે.

વાર્તાનો સર્જન અને પ્રચાર-પ્રવાહ તો નદીના અખંડ સ્રોતની પેઠે વહેતો જ આવ્યો છે. કોઈ અસાધારણ પ્રતિભાવાળો વાર્તાકાર જન્મે ત્યારે એ ભૂતકાળના પાયા ઉપર નવી નવી ઘટનાઓ અને કલ્પનાઓને આધારે નવો આકર્ષક વાર્તા-મહેલ ઊભો કરે છે. પછી લોકરુચિ કાંઈક નવી દિશાએ વળે છે. નવી દિશાએ વળેલી લોકરુચિ નવા વાર્તાકારોને નવી રીતે લખવા પ્રેરે છે. એમ નવસર્જનથી લોકરુચિ અને લોકરુચિથી પુનર્નવસર્જન ઘડાતાં જ ચાલ્યાં આવ્યાં છે. તેથી જ આપણે વાર્તા-સાહિત્યની જુદી જુદી કક્ષાઓ અને ભૂમિકાઓ જોવા પામીએ છીએ. આજે તો વાર્તાકળાની એટલી બધી કદર થઈ છે, અને તે એટલી બધી વિકસી છે કે તેના જ્યોર્જ બર્નાર્ડ શો, પર્લ બક, ગાલ્સવર્ધી, આનાતોલ ફ્રાન્સ જેવા સર્જકોને નોબેલ પ્રાઇઝ સુધ્ધાં મળ્યું છે. અને પ્રાચીન કાળમાં જેમ બાણાવળી તરફ સહુની નજર જતી અને સ્વયંવરમંડપમાં કન્યા તેને પસંદ કરતી, તેમ આજે આપણાં બધાંની દૃષ્ટિ એવા કુશળ વાર્તાકાર ભણી જાય છે, અને સ્વયંવર તો આપોઆપ જ સર્જાય છે.

લગભગ છેલ્લી શતાબ્દીમાં બંગાળી, હિંદી અને મરાઠી જેવી પ્રાન્તીય ભાષામાં પાશ્ચાત્ય સંસ્કારનું પ્રતિબિંબ ઝીલતી અને આર્ય સંસ્કૃતિનો પડઘો પાડતી અનેક નવલ-નવલિકાઓ અસ્તિત્વમાં આવી ગુજરાતે પણ એ દિશામાં મંગળ પ્રયાણ કર્યું. નવો યુગ બેસી ગયો અને પછી તો અનેક લેખકો વાર્તાની રંગભૂમિ પર ઉપસ્થિત થયા. મુદ્રણ અને પ્રકાશનયુગે લખનાર-વાચનારને એટલી બધી સગવડ કરી આપી કે બે વર્ગ વચ્ચેનું દેશ કે કાળનું અંતર જ લુપ્ત થયું. એ સૂચવે છે કે વાર્તાતત્ત્વ મૂળે જ વ્યાપક છે, એ કૃત્રિમ બંધનોથી પર છે.

ભારતને પોતાનું કથા-સાહિત્ય છે; અને તે જેવું તેવું નહિ, પણ અસા-

ધારણ કોટિનું છે. કદાચ પ્રાચીનતાની દૃષ્ટિએ એ બધામાંય બુઝર્ગ પણ હોય. ભારતે એટલા બધા દાનવીરો, રણવીરો અને ધર્મવીરો પેદા કર્યા છે કે તેની આસપાસ ગૂંથાયેલું અને ગૂંથાતું જતું સાહિત્ય એક અજબ ખુમારી પેદા કરે છે. એમ તો ભારતીય સાહિત્યના કાંઈ ચોકા પાડી ન શકાય; ભાષા ને સંસ્કારની દૃષ્ટિએ બધી પરંપરાઓમાં ઘણું સામ્ય છે, છતાં કાંઈક કાંઈક જુદી પડતી માન્યતાઓ અને જીવનગત જુદાં જુદાં વલણોને લીધે ભારતીય કથા–સાહિત્યને મુખ્યપણે ત્રણ પ્રવાહમાં વહેંચી શકાય: ૧. વૈદિક અને પૌરાણિક, ૨. બૌદ્ધ, ૩. જૈન.

વૈદિક અને પૌરાણિક ગણાતા કથા–સાહિત્યમાં એક તરત નજરે ચઢે એવી કલ્પના તેને બીજા બે પ્રવાહોથી જુદું પાડે છે. એ કલ્પના તે દેવાસુર-સંગ્રામની. દેવો અને અસુરો મૂળે કોણ હતા, તેમનો સંગ્રામ ક્યારે અને કયે નિમિત્તે તેમ જ ક્યાં થયેલો—એ બધું આજે તદ્દન સ્પષ્ટ નથી, પણ એ સંગ્રામની કલ્પના ક્યારેક વાર્તામાં દાખલ થઈ. પછી તો એ કલ્પના વ્યાસો અને પૌરાણિકો માટે કામદુધા ધેનુ બની ગઈ. એ કલ્પનાની ભૂમિકા ઉપર એટલુ બધું વૈદિક અને પૌરાણિક સાહિત્ય રચાયું છે કે તે જોતાં આશ્ચર્યમાં ગરક થઈ જવાય છે. ઐતરેય અને શતપથ બ્રાહ્મણમાં દેવાસુર–સંગ્રામનો સંકેત એક રીતે છે, જ્યારે છાંદોગ્ય અને બૃહદારણ્યક જેવાં ઉપનિષદોમા તેનો ઉપયોગ કથારૂપે તત્ત્વજ્ઞાનના વિકાસમાં થયો છે. અને મહાભારત જેવાં મહાકાવ્યો અને પુરાણોમાં તો એ કલ્પના વિના જાણે વ્યાસો આગળ જ વધી શકતા નથી. મહાદેવને ઉમા સાથે પરણાવવા હોય કે કંસ જેવાનો વધ કરાવવો હોય કે લેખકે પોતે માની લીધેલા બૌદ્ધ–જૈન જેવા નાસ્તિક અસુરોને નરકે મોકલી વૈદિક-આસ્તિક દેવોનું રાજ્ય સ્થાપવું હોય કે ભાર્ગવ જેવા વંશને અસુર કોટીમાં મૂકવો હોય તો તેને પ્રાચીન કાળથી ચાલી આવતી દેવાસુર–સંગ્રામની કલ્પના ભારે મદદગાર થાય છે. એકમાત્ર દેવાસુર–સંગ્રામની કલ્પનાનો આશ્રય કરી તેને આધારે નાનાંમોટાં કેટલાં વાર્તાઓ, આખ્યાનો ને આખ્યાયિકાઓ રચાયાં છે, એ જો કોઈ સર્વાંગીણ શોધપૂર્વક લખે તો તે ખાતરીથી પીએચ. ડી. ની ડિગ્રી મેળવે અને તેમાં રસ પણ જેવો તેવો નથી. દેવાસુર–સંગ્રામની કલ્પનાની સાથે જ અવતારવાદ સંકળાયેલો છે. એટલે વૈદિક કે પૌરાણિક કથા–સાહિત્યમાં તે કોઈ ને કોઈ રૂપે ભાગ ભજવ્યા વિના રહેતો જ નથી.

બૌદ્ધ કથા–સાહિત્ય એનાં વિશિષ્ટ લક્ષણોથી નોખું તરી આવે છે. એમાં ખાસ ધ્યાન ખેંચે એવું લક્ષણ તે બોધિસત્ત્વની પારમિતાઓ છે.

બુદ્ધત્વની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરનાર ઉમેદવાર તે બોધિસત્ત્વ. બૌદ્ધ પરંપરા અવતારવાદ કે દેવ-અસુર વર્ગના વિગ્રહને આધારે વિચાર નથી કરતી, પણ તે સત્-અસત્ વૃત્તિનાં અથવા દૈવી-આસુરી વૃત્તિનાં દ્વંદ્વને અવલંબી જડતા, પ્રમાદ, ક્રોધ જેવી આસુરી વૃત્તિઓનો પ્રજ્ઞા, પુરુષાર્થ અને ક્ષમા જેવી દૈવી વૃત્તિઓ દ્વારા પરાભવ કથાઓમાં ચિત્રિત કરે છે; અને દર્શાવે છે કે જે વ્યક્તિ દૈવી વૃત્તિઓના વિકાસની પરાકાષ્ઠા-પારમિતા સાધે છે તે જ બોધિસત્ત્વ, અને તે જ ક્રમે બુદ્ધત્વ પ્રાપ્ત કરે છે. અન્ય પરંપરાઓની પેઠે બૌદ્ધ પરંપરા પણ પુનર્જન્મવાદનો આશ્રય લઈ પારમિતાની સિદ્ધિ જન્મજન્માંતરના પુરુષાર્થ દ્વારા વર્ણવે છે. આ માટે બૌદ્ધ પરંપરાએ તથાગત બુદ્ધના પૂર્વ-જન્મોને લગતી પારમિતાની સાધના સૂચવતી સેંકડો મનોરંજક કથાઓ રચી છે, જે જાતકકથા નામથી વિશ્વવિખ્યાત છે. જાતકકથાઓ સિવાય પણ બૌદ્ધ પાલિવાઙ્મયમાં કથાઓ આવે છે, પણ વિશેષ ધ્યાન તો જાતક કથાઓ જ ખેંચે છે.

જૈન પરંપરાનું કથા-વાઙ્મય જેટલું પ્રાચીન છે તેટલુ જ વિશાળ પણ છે. એની વિશેષતા કર્મવાદના ખુલાસાને કારણે છે. જીવનમાં જે સુખદુઃખનાં તડકા-છાયાનુ પરિવર્તનશીલ ચક્ર અનુભવાય છે, તે નથી ઈશ્વરનિર્મિત કે નથી દેવપ્રેરિત, નથી સ્વભાવસિદ્ધ કે નથી નિયતિતંત્ર તેનો આધાર જીવની પોતાની સદ્-અસદ્ વૃત્તિ એ જ છે. જેવી વૃત્તિ એટલે કે બુદ્ધિ અને પુરુષાર્થ તેવી જ કર્મચેતના, અને તેવી જ ફળચેતના. માણસ પોતે જેવો છે તે તેના પૂર્વ-સંચિત સંસ્કાર અને વર્તમાન સંસ્કારનું પ્રતિબિંબ છે. તે જેવો થવા માગે તેવો સ્વપુરુષાર્થથી બની શકે. આખું ભાવિ એના પોતાના જ હાથમાં છે. આ રીતે જીવનમાં ચારિત્ર ને પુરુષાર્થને પૂર્ણ અવકાશ આપવાની દૃષ્ટિએ જ જૈન કથા-સાહિત્ય મુખ્યપણે લખાયેલું છે.

લોકોને મોઢે મોઢે અને ઘરે ઘરે રમતું લોકકથાસાહિત્ય અજ્ઞાત કાળથી ચાલ્યું જ આવે છે, અને તેમાં નવા નવા ઉમેરાઓ પણ થતા રહ્યા છે. એની સદા વહેતી ગંગામાંથી ઉપર દર્શાવેલી ત્રણે પરંપરાઓએ પોતપોતાની માન્યતા-ને પોષવા અને સંપ્રદાયને પુષ્ટ કરવા પોતપોતાને ફાવે તે તે કથાઓને લઈ તેને નવા નવા ઘાટો ને આકારો આપ્યા છે. કથા મૂળ એક જ હોય, પણ તે વ્યાસોના હાથે એક રૂપ પામી, બૌદ્ધ ભિક્ષુકો અને જૈન નિર્ગ્રંથોને હાથે વળી તેથી જુદા આકાર પામી જેઓ ઉક્ત ત્રણે પરંપરાઓના કથા-

સાહિત્યના તુલનાત્મક અભ્યાસી છે, તેઓથી આ વસ્તુ અછાની નથી. રામ–રાવણ, કંસ–કૃષ્ણ અને કૌરવ–પાંડવની લોકકથા પુરાણોમાં એક રૂપે હોય તો જૈન પરંપરામાં તે સહેજ બીજે રૂપે હોય અને બૌદ્ધ પરંપરામાં વળી ત્રીજી જ રીતે હોય. કોઈ એક જ પરંપરાના જુદા જુદા લેખકો પણ ઘણીવાર એક જ કથાને જુદી જુદી રીતે ચીતરે છે. પુરાણમાં તો નાભિ–મરુદેવીના નંદન ઋષભદેવની વાત જૈન પરંપરાથી કાંઈક જુદી હોય એ સમજી શકાય તેવું છે, પણ જૈન પરંપરાના દિગંબર–શ્વેતાંબર જેવા બે કવિલેખકો પણ ઋષભદેવની કથા વિશે સર્વથા એકરૂપ નથી રહી શકતા મૂળે બધા કથા–વાર્તાના લેખકો કે પ્રચારકોનો ઉદ્દેશ પોતપોતાની કથાને વધારેમાં વધારે લોકપ્રિય બનાવવાનો હોય છે એ ઉદ્દેશ તેમને તત્કાલીન આકર્ષક બળોને કથામાં સમાવવા પ્રેરે છે, ને તેથી જ મૂળ માન્યતા એક હોય તોય કથાના સ્વરૂપમાં થોડાઘણો ફેર પડી જ જાય છે. શિબિએ બાજથી પારેવાનું રક્ષણ કરવા પોતાનું શરીર અર્પ્યાની કથા મહાભારતના વનપર્વમાં છે. બોધિસત્ત્વે પણ પ્રાણીરક્ષણ માટે હિંસ્ર પશુને પોતાનો દેહ અર્પ્યો એવી વાત વ્યાઘ્રીજાતકમાં છે. સોળમા તીર્થંકર શાંતિનાથે મેઘરથ રાજાના ભવમાં બાજના પંજામાંથી પારેવાને બચાવવા પોતાનો દેહ અર્પ્યાની વાત છે. સિંહના પંજામાંથી સુરભિનું રક્ષણ કરવા દિલીપના દેહાર્પણની વાત પણ કાવ્યમાં આવી છે. આ બધી વાર્તાઓમાં પાત્રો અને પ્રસંગો ભલે જુદાં હોય, પણ તેમા પ્રાણી–રક્ષણની ધર્મોચિત કે ક્ષત્રિયોચિત જવાબદારી અદા કરવાનો પ્રાણ તો એક જ ધબકી રહ્યો છે મહાભારતમા મિથિલાના અનાસક્ત કર્મયોગી વિદેહ જનકની વાત છે. બૌદ્ધ જાતકોમા મહાજનક એક જાતક છે, તેમાં મિથિલાનરેશ તરીકે મહાજનક નામનું બોધિસત્ત્વ પાત્ર આવે છે. તે પણ અનાસક્તપણે ત્યાગની દિશામાં આગળ વધે છે. જૈન પરંપરામાં ઉત્તરાધ્યયન સૂત્રમા નમિરાજ ઋષીશ્વરની કથા છે. તે પણ અમુક પ્રસંગે વૈરાગ્યવૃત્તિથી પ્રેરાઈ, પોતાની નગરી મિથિલાના દાહ અને બીજા ઉપદ્રવોની કશી જ ચિંતા સેવ્યા વિના, આધ્યાત્મિક સાધનાની દિશામાં આગળ વધે છે. આ જુદાજુદા દેખાતા કથા–ઉદ્‌ગમો મૂળમાં કોઈ એક જ બીજનાં પરિણામ છે, અગર તો એકનાં બીજાં સુધારેલાં અનુકરણો છે. ઉદયન વત્સરાજ જેવી ઐતિહાસિક વ્યક્તિનું આલેખન કરતી કથાઓ પણ ઉપર સૂચવેલ બ્રાહ્મણ–શ્રમણ પરંપરાઓમાં કાંઈક ને કાંઈક જુદો જુદો આકાર ધારણ કરે છે. આટલી ચર્ચા એટલું જાણવા પૂરતી કરી છે કે પ્રાચીન કાળમાં અને મધ્ય કાળમાં પણ એક સામાન્ય કથાના ખોખા પરથી જુદા જુદા સંપ્રદાયવાળા અને જુદી જુદી

શક્તિ ધરાવનારા લેખકો કેવી રીતે ભિન્ન ભિન્ન આલેખન કરતા.

આપણે ઉપર જોયું તેમ, એક સર્વસામાન્ય કથાસાહિત્યના પ્રભવસ્થાનમાંથી ઉદ્‌ભવેલી સંપ્રદાય–ભેદની છાયાવાળી કથાત્રિવેણી ભારતીય વાઙ્‌મયના પટ પર તો વહે જ છે, પણ એના પ્રચારની બાબતમાં ધ્યાન આપવા લાયક મહત્ત્વનો ભેદ છે. બૌદ્ધ ભિક્ષુકોને ન નડતું જાતિબંધન કે ન નડતો વિહારનો સખત પ્રતિબંધ. તેથી તેઓ ભારતની ભૂમિ ઓળંગી તે સમયમાં જાણીતી એવી સમગ્ર દુનિયાના ખૂણેખૂણે પહોંચવા મથ્યા. સાથે પોતાનું અણમોલું કથાસાહિત્ય પણ લેતા ગયા. અને પરિણામે બૌદ્ધ કથાસાહિત્ય, ખાસ કરીને જાતકસાહિત્ય, અનેક ભાષાઓમાં અનુવાદિત થયું અને ભારત બહારની જનતાનું ધ્યાન તેણે બુદ્ધભૂમિ પ્રત્યે આકર્ષ્યું. વૈદિક અને પૌરાણિક કથા-સાહિત્યને એવી તક મળવા સામે મુશ્કેલી હતી. વ્યાસો ને પૌરાણિકો વાક્શૂર ને વાક્પટુ કાંઈ ઓછા નહિ, પ્રચાર–ઉત્સાહ પણ જેવો તેવો નહિ, પણ તેમને નડતું મુખ્યપણે જાતિનું ચોકાબંધન. તેથી બૌદ્ધ કથાસાહિત્ય જેટલું પૌરાણિક કથાસાહિત્ય તે કાળમાં ભારત બહાર પ્રચાર ન પામ્યું એ ખરું; પણ ભારતમાં તો એ દરેક રીતે ફૂલ્યું–ફાલ્યું અને ઘરે ઘરે આવકાર પામ્યું. એક તો બ્રાહ્મણવર્ગ જ વિશાળ, બીજું તે બુદ્ધિપ્રધાન અને માત્ર બુદ્ધિજીવી, ત્રીજું એ લોક અને શાસ્ત્રમાં ગુરુસ્થાને, એટલે પૌરાણિક કથાઓએ જનતામાં એવા સંસ્કાર સીંચ્યા કે જે વૈદિક કે પૌરાણિક પરંપરાના અનુયાયી ન હોય તેના કાન ઉપર પણ પૌરાણિક કથાઓના પડઘા પડતા જ રહ્યા છે.

જૈન કથા–સાહિત્યનો પ્રશ્ન સાવ નિરાળો છે. જોકે જૈન ભિક્ષુકોને યથેચ્છ વિહારમાં જાતિબંધનનુ ડામણ નડે તેમ ન હતું, પણ તેમને જીવન-ચર્યાના ઉગ્ર નિયમો મુક્ત વિહારમાં આડે આવતા. તેથી ભારત બહાર જૈન કથા–સાહિત્યના પ્રચારનો સંભવ જ લગભગ ન હતો. અલબત્ત, ભારતમાં એ પ્રચાર માટે પૂર્ણ અવકાશ હતો, છતા એમ સિદ્ધ ન થવાનાં અનેક કારણો પૈકી મુખ્ય કારણ જન ભિક્ષુકોની પોતાની ધર્મસ્થાન પૂરતી મર્યાદા એ જ હતું. જે જૈનો પોતાના ધર્મસ્થાનમાં જતા–આવતા રહે અને કથા–શ્રવણ કરે તે તો ઓછેવત્તે અંશે જૈન કથાથી પરિચિત રહેતા, પણ જેઓ એ રીતે ટેવાયેલા ન હોય તેવા જૈનો પણ જૈન કથા વિશે ભાગ્યે જ જાણતા. તેથી જૈન કથાઓ જેટલા પ્રમાણમાં ગ્રંથોમા આલેખાયેલી છે ને સંગૃહીત છે તેટલા પ્રમાણમાં તેનુ પ્રચારક્ષેત્ર વધ્યું નથી, એ નક્કર હકીકત છે.. જે વસ્તુ સાર્વજનિક ક્ષેત્રમાં પ્રચારમા આવે છે તેમાં હંમેશાં લોકરુચિ પ્રમાણે અનેક આકર્ષક સુધારા–વધારા પણ થતા રહે છે. જેનો પ્રચાર નહિ અથવા ઓછો તેમા કોઈ સારું

તત્ત્વ હોય તોય તે આંખે વળગે અને કાનને પકડે એવી રીતે ઉઠાવ પામતું નથી, અને કોઈ તત્ત્વ ખટકે એવું હોય તો તે તેમાંથી દૂર થવા પામતુ પણ નથી. કેટલીક જૈન કથાઓની બાબતમાં કાંઈક આવું જ બન્યું હોય તેમ મને લાગે છે. જૈન સાહિત્યમાં કેટલીક કથાઓ એવી આકર્ષક અને માનવતાના ઉત્કર્ષની દૃષ્ટિએ ઉપયોગી તત્ત્વ ધરાવતી છે કે જો તે સુયોગ્ય લેખકની કળાના નવનવ સંસ્કાર પામતી રહે તો, ક્યારેય પણ વાસી ન થાય અને સદાય પ્રજાને દીપિકાની ગરજ સારતી રહે.

કુશળ લેખક પોતાના અનુભવનાં નાનાંવિધ પાસાંઓને પૌરાણિક, ઐતિહાસિક કે કલ્પિત–અકલ્પિત મિશ્ર પાત્રોના આલેખન દ્વારા એવી ઉઠાવદાર કળાથી તેમ જ રસસંભૃત છટાથી રજૂ કરે છે કે જેથી વાંચનાર–સાંભળનાર વર્ગની જિજ્ઞાસા કુંઠિત થવાને બદલે ઉત્તરોત્તર વધતી ચાલે અને જેના રસાસ્વાદ દ્વારા વાચક કે શ્રોતાને ન થાય શ્રમનો અનુભવ કે ન રહે સમય વીત્યાનુ ભાન! વાર્તા–સામાન્યનુ મારી દૃષ્ટિએ આ લક્ષણ છે, જે નાની કે મોટી બધી નવલ કે નવલિકાઓને આવરે છે. હુ પોતે તો એ લક્ષણમાં એટલુ પણ ગર્ભિત રીતે સમાયેલુ માની જ લઉં છું કે લેખકની કળા વાચક અને શ્રોતામાં વિવેક તેમ જ સાહસ પ્રગટાવે તેવી જ હોય એવી કળા વિનાનાં લખાણો છેવટે વાચક કે શ્રોતાને ઊર્ધ્વગામી ન બનાવતાં નીચે જ પાડે છે —એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે

ગુજરાતી ભાષામાં નવલ–નવલિકાઓનું સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં રચાયું છે, અને હજી રચાયે જાય છે. એણે વાચકોનો ચાહ પણ ઠીક ઠીક મેળવ્યો છે કેવળ પ્રાચીન સાહિત્યના પાત્રોના આલંબનવાળું જે નવલ–નવલિકા સાહિત્ય અત્યાર લગીમા પ્રસિદ્ધ થયું છે, તેમાં જૈન કથા–સાહિત્યને આધારે નવલ–નવલિકાઓનું રુચિર સર્જન કર્યું હોય તો તે મારી જાણ મુજબ એકમાત્ર ‘સુશીલે’ કર્યું છે, અને તેમની તે કૃતિ તે ‘અર્પણ’ નામક નવલિકાઓનો સંગ્રહ. ત્યારબાદ જૈન કથા–સાહિત્યના વિશાળ ખજાનામાંથી જૂની, નાનીમોટી કથાઓનો આધાર લઈ, તેનાં ઐતિહાસિક કે કલ્પિત પાત્રોના અવલંબન દ્વારા નવા યુગની રસવૃત્તિ અને આવશ્યકતાને સંતોષે એવા સંસ્કારોવાળું કથાસંવિધાન કરનાર, હું જાણું છું ત્યાં સુધી, ‘જયભિખ્ખુ’ એ એક જ છે.

‘જયભિખ્ખુ’ ભણતરની ચાલુ ડાકોરી છાપ પ્રમાણે તો નથી ભણ્યા એમ જ એક રીતે કહી શકાય. નથી એમણે સ્કૂલનું ભણતર પૂરું કર્યું કે નથી કૉલેજમાં પગ મૂક્યો શાસ્ત્રોની કે સસ્કૃત–પ્રાકૃતની જૂની પંડિતાઈના અખા-

ડામાં પણ તેમણે બહુ કુસ્તી કરી નથી. અને છતાંય તેમણે વિવિધ પ્રકારનુ જેટલા પ્રમાણમાં ગુજરાતી સાહિત્ય રચ્યું છે, તે જોતાં તેમની શક્તિ અને સાધના પ્રત્યે ગુણાનુરાગમૂલક સમ્માનવૃત્તિ કોઈને પણ થયા વિના ન રહે, એમ હું સ્વાનુભવથી માનું છું. તેમનાં લખાણોની યાદી તો બહુ મોટી છે, તેમ છતાં ડઝનેક જેટલી નાનીમોટી નવલો ને અર્ધ ડઝન જેટલા લઘુવાર્તાસંગ્રહો એટલુ પણ એમની લેખનકળાની હથોટી સિદ્ધ કરવા પૂરતું છે. એમણે લખવાની શરૂઆત તો લગભગ ૧૫–૧૭ વર્ષ પહેલાં કરી. એ શરૂઆત મૂળે તો આર્થિક આવશ્યકતામાંથી જન્મી. એણે એ આવશ્યકતા ઠીક ઠીક સંતોષી પણ ખરી. અને પછી તો એમનો એ રસ–વ્યવસાય જ થઈ ગયો છે. શરૂઆતમાં એમણે 'વિદ્યાર્થીવાચનમાળા' જેવી નાની નાની પુસ્તિકાઓ લખી, અનેક પત્ર–પત્રિકાઓમાં પણ લખતા રહ્યા. વાચન અને ચિંતન લેખન–વ્યવસાય સાથે જ વધતુ અને સમૃદ્ધ થતુ ચાલ્યુ. તેને પરિણામે જેમ જેમ નવી નવી કૃતિઓ જન્મતી ગઈ, તેમ તેમ તેમાં વધારે રસ અને વિચાર–પ્રેરકતાનાં તત્ત્વો પણ આવતાં ગયાં. ભાષા પણ વધારે સરળ અને શ્રવ્ય ઘડાતી ચાલી. એની પ્રતીતિ કામવિજેતા સ્થૂલિભદ્ર, મહર્ષિ મેતારજ, વિક્રમાદિત્ય હેમુ, ભાગ્યનિર્માણ અને ભગવાન ઋષભદેવ જેવી નવલો જોતાં થાય છે. જયભિખ્ખુની એક નવલ નામે 'પ્રેમભક્ત કવિ જયદેવ' ઉપરથી કળાકાર શ્રી કનુ દેસાઈની દોરવણી પ્રમાણે 'ગીતગોવિંદ' નામે ચિત્રપટ પણ તૈયાર થયું અને તે ઠીક ઠીક પસંદગી પણ પામ્યું. એમની ભગવાન ઋષભ-દેવ નામની નવલકથાને અનુલક્ષી ૨૦૦૩ના પ્રજાબંધુના દીપોત્સવી અંકમાં અધ્યાપક ઇશ્વરલાલ દવેએ અત્યારના સુપ્રસિદ્ધ નવલકારોની કળાનું બીજી દિશામાં ધ્યાન ખેંચવા લખેલું :

> "આપણે ઇચ્છીએ છીએ કે આપણા વાર્તાકારો સોલકી યુગને નમસ્કાર કરી હવે સેનાપતિ (આચાર્ય) અને •ભગવાન ઋષભદેવ (જયભિખ્ખુ) ની જેમ, વિશેષ સફળતાથી, નવા યુગોમાં વિહાર કરે."

ગુજરાતી સાહિત્ય સભા તરફથી થતી ચાલીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા કરતાં, અધ્યાપક રવિશંકર મ. જોશીએ 'સ્થૂલિભદ્ર' વિશે જે લખ્યું છે તે લંબાણ–ભયનો સંકોચ ટાળીને હુ પૂરેપૂરું અહીં ઉદ્ધૃત કરવુ યોગ્ય સમજું છું.

> "જયભિખ્ખુ કૃત 'સ્થૂલિભદ્ર'માં નવલકથામાં ઐતિહાસિક ધર્મકથાને ઉચિત કલાથી ગૂથવાનો સફળ યત્ન થયો છે. પ્રેમકથા, મુત્સદ્દીગીરી કે સાહસકથાઓની પુનરુક્તિથી અકળાતા લેખકોને ધર્મકથાઓને રુચિર સ્વરૂપે ગૂથવાનુ ક્ષેત્ર હજી અણખેડાયેલુ અને ભાવિ સમૃદ્ધિભર્યું જણાશે. સાંપ્રદાયિક તત્ત્વો આ કથામાં

વિશાળ માનવતત્ત્વોમા વેરાઈ ગયા છે, અને સ્થૂલિભદ્ર, કોશા, વિષ્ણુગુપ્ત, વરરુચિ વગેરે પાત્રો અને 'કોશાનો વિલાસ', 'સ્થૂલિભદ્રનો મન્યાસ', 'અજબ અનુભવો', 'કામવિજેતા' વગેરે પ્રકરણો હૃદયસ્પર્શી છે. વસ્તુ સુઘટિત છે. પ્રસગોમાં કલ્પનાપ્રેરિત ચેતન મુકાયુ છે. અને ધાર્મિક તત્ત્વો વાર્તારસમાં સારી રીતે ગૂંથાઈ આખીયે નવલને સુવાચ્ય બનાવી મૂકે છે."

એકતાલીસ–બેંતાલીસના ગ્રંથસ્થ વાઙ્મયની સમીક્ષા કરતાં કવિ શ્રી. સુંદરમે 'મહર્ષિ મેતારજ' વિશે લખતાં લેખકની કેટલીક મર્યાદાઓનો તટસ્થ નિર્દેશ કરીને છેવટે લખ્યુ છે કે:

"આ લેખકે જૈન ધર્મમાંથી વિષયો લઈ તે પર નવલકથા લખવાનો જે શુભ આરભ કર્યો છે, તે ખરેખર આદરણીય છે. અને આ કાર્ય માટે તેમની પાસે પૂરતી સર્જક કલ્પનાશક્તિ પણ છે, એ આનદદાયક હકીકત છે. પાત્રસૃષ્ટિમા સૌથી આકર્ષક પાત્રો જ્ઞાતપુત્ર મહાવીર અને પ્રતિનાયક રોહિણેયનાં છે ગૂજરાતી સાહિત્યમા મહાવીરનુ આવું સજીવ ચિત્ર બીજુ ભાગ્યે હશે..... કથાનો સૌથી ઉત્તમ કલાઅશ એમા રહેલા કેટલાક કાવ્યરસિત પ્રસગો છે, જેમાં લેખક ઉત્તમ ઉત્તમ ઊર્મિકવિતાની છટાએ પહોચી શકયા છે, અને પોતાના અભ્યાસનો પરિપાક તથા કલ્પનાની સૌંદર્યસર્જક શક્તિ બતાવી શકયા છે"

ગૂજરાતના વયોવૃદ્ધ સાક્ષર શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરીએ જયભિખ્ખુનાં કેટલાંક પુસ્તકોનો સ્વીકાર કરતાં જવાબનાં જે લખ્યું છે, તેમાંથી એક કંડિકા અત્રે ઉદ્ધૃત કરવાનો લોભ રોકી શકાતો નથી:

"સંસ્કૃતનું આવું ઉચ્ચ જ્ઞાન, સાથે બીજી ભાષાઓનુ પણ, અને કલ્પનાથી પૂર સર્જનો, Imagination in a large digree suplemented by creation facutly, એ ખાસ મને મહત્ત્વનાં લાગ્યાં. Imaginative બનાવોને મૂર્તસ્વરૂપ આપવા જેટલી કલમની શક્તિ એ પણ બીજો પ્રશસાયુક્ત ગુણ. (૮–૬–૪૭)"

લેખનના પ્રારંભકાળમાં પ્રસિદ્ધ થયેલી તેમની કૃતિ તે શ્રી. ચારિત્રવિજય. [ઈ. સ. ૧૯૩૬] એની નિર્ભય સમાલોચના એક પત્રમાં શ્રીયુત પરમાનંદ કુંવરજી કાપડિયાએ કરેલી. તેમા તેમણે લેખકને ઘણી માર્મિક સૂચનાઓ કરી છે; પણ તેમની લેખનશક્તિ વિશેનો અભિપ્રાય ટૂંકમાં આ છે:

"આવી સુદર છટાથી લખાયેલુ અને આવી આકર્ષક રીતે વિવિધ પ્રકારનાં રેખાચિત્રો, છબીઓ વગેરેથી સુશોભિત બનાવેલું બીજુ કોઈ જીવનચરિત્ર ગુજરાતી ભાષા–સાહિત્યમાં હજુ સુધી મારા જોવામાં આવ્યુ નથી ..લેખનશૈલી પણ એટલી બધી મોહક છે કે વાંચનાર પહેલેથી છેડે સુધી એકસરખા રસથી ખેચાયે જાય છે. (૩૦–૭–૨૭)"

જોકે જયભિખ્ખુ જૈન કથાસાહિત્યનો આધાર લઈ નવલ–નવલિકા

લખનાર તરીકે સામાન્ય રીતે જાણીતા છે, પણ એ અપૂર્ણ સત્ય છે. એમણે અનેક નાનીમોટી નવલો અને નવલિકાઓ જૈનેતર પરંપરાના સાહિત્યને આધારે અને વ્યાપક લેખાતા ઇતિહાસને આધારે પણ આલેખી છે. દા. ત. હેમુ, ભાગ્યનિર્માણ, ભાગ્યવિધાતા એ ત્રણમાં મુસ્લિમ-યુગનું ઐતિહાસિક પ્રતિબિંબ છે. એ નવલો જોતાં એમ લાગે છે કે તેમણે એ યુગને સ્પર્શતું હિંદુ-મુસ્લિમ સાહિત્ય ઠીક ઠીક પ્રમાણમાં વાંચ્યું-વિચાર્યું હોવું જોઈએ. 'જયદેવ' એ પણ ઐતિહાસિક ઘટનાવાળી નવલ છે. જ્યાં લગી વૈષ્ણવ સાહિત્યનો ઠીક ઠીક પરિચય સાધ્યો ન હોય, અને તે પરંપરાનુ સાંપ્રદાયિક દૃષ્ટિએ પરિશીલન કર્યું ન હોય ત્યાં લગી એવી ઉઠાવદાર નવલ કદી આલેખી ન શકાય. એનો વાંચનાર એવી છાપ અવશ્ય ઝીલવાનો કે આ નવલનો લેખક વૈષ્ણવ હોય તો ના નહિ। વૈષ્ણવ પરંપરાની પ્રશંસાયેલી કે વગોવાયેલી શૃંગારભક્તિ જાણીતી છે. જ્યારે 'જયદેવ'ના 'સૌંદર્યપૂજા' પ્રકરણમાં વાચક એ શૃંગારભક્તિના અદ્વૈતને જુએ છે ત્યારે તો એની એ છાપ વધારે દૃઢ બને છે.

પણ આ વિષયમાં હું મારા વલણનો નિર્દેશ કરું તો તે અસ્થાને નહિ લેખાય. હું રાસપંચાધ્યાયીમાંના ગોપી-કૃષ્ણના, કુમારસંભવમાંના ઉમા-મહાદેવના, અને ગીતગોવિંદમાંના રાધા-કૃષ્ણના ગમે તેવા કાવ્યમય પણ નગ્ન શૃંગારને નથી માનતો ભક્તિના સાધક કે નથી માનતો તરુણોને ઉચિત એવી શક્તિ અને દીપ્તિના પોષક। તેથી સહેજે જ જયભિખ્ખુએ લખેલ 'જયદેવ' નવલમાંના ઉક્ત પ્રકરણ પ્રત્યે મારું સવિશેષ ધ્યાન ગયું. મેં લેખક સાથે મુક્તમને ચર્ચા કરી તેમનો દૃષ્ટિકોણ જાણી લીધો. મેં મારો પણ દૃષ્ટિકોણ તેમની સામે મૂક્યો. જ્યારે મેં એમ જાણ્યું કે બીજી આવૃત્તિમાં જયભિખ્ખુ એ પ્રકરણ ગાળી નાખવાના છે, અને એ પણ જાણ્યુ કે તરુણ પેઢીની વૃત્તિને પંપાળે એવાં શૃંગારી લેખનો વિશેષ પ્રલોભન આપી લખાવનારને પણ તેમણે નકાર્યાં છે, ત્યારે મારી દૃઢ ખાતરી થઈ કે આ લેખકની શક્તિ હવે નવી પેઢીને બળ અને સમર્પણવર્ધક કાંઈક નવું જ આપશે.

જૈન કથા-સાહિત્ય માટે ઐતિહાસિક કહી શકાય તેવી અને પૌરાણિક લેખી શકાય તેવી ઢગલાબંધ નાનીમોટી વાર્તાઓમાંથી જયભિખ્ખુએ આધુનિક રુચિને પોષે અને તોષે એવું નવલ-નવલિકા સાહિત્ય સર્જી એવડો ઉપકાર (જો એને ઉપાકર કહેવો હોય તો) કર્યો છે જૈનેતર જગતમાં અનેક સુપ્રસિદ્ધ લેખકો એવા છે કે જે પોતે જ ગમે તેવા ખૂણેખાંચરેથી યોગ્ય

કથા–વસ્તુ મેળવવાની વૃત્તિ ધરાવતા હોય છે તેમને સર્વત્ર પ્રસિદ્ધ અને સુવિદિત એવા વૈદિક–પૌરાણિક સાહિત્ય કે બૌદ્ધ સાહિત્યમાંથી સહેજે જોઈતી કથા–વસ્તુઓ મળી જાય છે, ને તે ઉપર તેઓ પોતાની હથોટી અજમાવે છે. પરિણામે એ જૂની કથા–વસ્તુઓ નવે રૂપે પ્રચારમાં આવે છે. આવા શોધક લેખકોને જૈન કથા–સાહિત્યમાંથી જોઈતી વસ્તુ સાંપડવાની તક બહુ જ ઓછી મળી છે એનુ એક કારણ એ પણ છે કે જૈન કથાસાહિત્ય એક રીતે સંસ્કૃત–પ્રાકૃત ભાષાના આવરણ તેમ જ ભડાર અને પંથ–દૃષ્ટિના બંધિયારખાનામા ગોંધાયેલું રહ્યું છે તેથી કરીને તે સાહિત્યમાંથી આ યુગમાં પણ સહુને ગમે અને માર્ગદર્શક બને એવી કથાવસ્તુઓ સુયોગ્ય લેખકોના હાથમાં પડી નથી બીજી બાજુએ જે ગણ્યાગાંઠ્યા જૈન લેખકો હોય અને કાંઈક નવ–દૃષ્ટિને આધારે કથાસર્જન કરવા ઇચ્છતા હોય તેમની સામે પથની સકુચિત દૃષ્ટિ ઘુરતી હોય છે જૂના વાઘા બદલ્યા વિના પ્રાચીન કથા–વસ્તુઓ ભાગ્યે જ સાર્વત્રિક આવકાર પામે, અને એ વાઘાઓમાં સહેજ પણ લંબાણ–ટૂંકાણ કે સસ્કાર થયા ત્યાં તો રૂઢિઓની ભૂતાવળ જાગી ઊઠે! પરિણામે એણે ગમે તેવુ લખ્યું હોય તોય જૈનો ખરીદવા ન લલચાય, અને જૈનેતર જગતમા એનો પ્રવેશ મુશ્કેલ બને એટલે છેવટે લેખક–પ્રકાશકને બીજી દિશા સ્વીકારે જ છૂટકો

આ અને આના જેવાં બીજાં કારણોથી જૈન કથા–સાહિત્ય નવા સ્વરૂપમાં બહાર આવી શકતુ નથી જયભિખ્ખુએ પોતાના લખાણોથી એ બંને લક્ષ્ય સિદ્ધ કર્યાં છે તેમણે જૈનેતર સુલેખકો સામે જૈન કથાસાહિત્ય-માથી સારી સારી કથાવસ્તુઓ રજૂ કરી તેમનુ ધ્યાન એ કથા–સાહિત્ય તરફ ખેંચી તેમને નવી દિશાએ કળા અજમાવવા સૂચવ્યુ છે, અને જૈન જગતને એવુ ભાન કરાવ્યું છે કે તમને જે રૂઢિબંધનો નડે છે તે માત્ર તમારા સંકુચિત દૃષ્ટિબિંદુને લીધે. ખરી રીતે તો કોઈ પણ કથા કે વાર્તા ત્રણે કાળમા એકરૂપ હોતી કે રહી શકતી જ નથી. ખુદ પ્રાચીન જૈન લેખકો પણ તે તે દેશ–કાળના પ્રભાવ તળે આવી કથાને નવા નવા ઓપ આપતા જ રહ્યા છે. જયભિખ્ખુએ બને લક્ષ્યો કેટલા પ્રમાણમાં સિદ્ધ કર્યાં છે એની સાબિતી એમના સાહિત્યનો વાચકવર્ગ જ પૂરી પાડે છે. એક તરફથી જૈનેતર જગતમા એમનાં લખાણો બહુ જ છૂટથી વચાય છે, જ્યારે બીજી તરફથી જૈન પરંપરાના રૂઢિચુસ્તો પણ એને વધારે ને વધારે સત્કારવા લાગ્યા છે, ને એના નવા સર્જનની માગ કર્યા જ કરે છે

મેં ઉપર કહ્યું જ છે કે જયભિખ્ખુ મુખ્યપણે જૈન કથાસાહિત્યનો આશ્રય લઈ અનેક સર્જનો કરતા રહ્યા છે. પણ આ ઉપરથી સહેજે એમ લાગવાનો સંભવ છે કે ત્યારે એ તો સાંપ્રદાયિક દૃષ્ટિ અગર પંથદૃષ્ટિમાં બદ્ધ હશે. મને પણ શરૂઆતમાં એ જ કલ્પના આવેલી, પણ જ્યારે એમનાં લખાણમાંના કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે મારો એ ભ્રમ ભાંગ્યો. એમણે જૈન પરંપરામાં પ્રસિદ્ધ અને જૈન સમાજમાં રૂઢમૂળ એવી અનેક બાબતો પોતાની વાર્તાઓમા ગૂંથી છે ખરી, પણ એ તો પ્રસંગ–વર્ણનનું જમાવટ પૂરતું સ્થૂલ ખોખું છે. જ્યારે તે કોઈ સિદ્ધાન્તની અને માન્યતાની ચર્ચા કરે છે ત્યારે જ તેમની પંથમુક્ત દૃષ્ટિ જોવા પામીએ છીએ. દા. ત. ચાલી આવતી પરંપરા પ્રમાણે સાધુઓ કે જતિઓ રાજ્યાશ્રય દ્વારા ધર્મપ્રચારમાં માનતા, અને તે માટે રાજાને કે બીજા કોઈ સત્તાધારીને રીઝવવા બ્રાહ્મણો અને બૌદ્ધ ભિક્ષુકોની પેઠે વિવિધ પ્રયત્ન કરતા. જૈન પરંપરામાં પેસી ગયેલ ધર્મપ્રચાર-મૂલક આવી ગુલામી અને આત્મશ્રદ્ધાની મોળપ સામે જયભિખ્ખુએ 'ભાગ્યનિર્માણ' મા ઠીક ઠીક ટકોર કરી છે. એ ઐતિહાસિક સત્ય છે કે વિદ્વાનો અને ત્યાગીઓ એક અથવા બીજા બહાના તળે સત્તાધારી અને ધનપતિઓના ગુલામ બન્યા, અને જતે દિવસે તેમણે પોતાની વિદ્યા અને પોતાના ધર્મને શુદ્ધ રૂપમાં રહેવા ન દીધાં. દેશ–પતનની સાથે માનવતાનું પણ પતન થયું, અને ધર્મને નામે પંથો પરસ્પર સાઠમારીમાં ઊતરી પડ્યા. પંથના અનુયાયીઓ પણ સમગ્રનું હિત વિસારી ખંડ ખંડ બની છાવણીમાં વહેંચાઈ ગયા, અને પછી તો કોઈ એક જ પંથના વાડાઓમાં પણ ક્લેશ–દ્વેષનો દાવાનલ પ્રગટ્યો. એટલે સુધી કે તેને લીધે જ્ઞાતિનુ બળ તૂટ્યું, મહાજનનો મોભો ગયો, શેઠાઈ માત્ર વારસાગત રહી અને મોટે ભાગે તે દલિતો, ગરીબો ને અસહાયની વહારે આવવાને બદલે તેમને જ વધારે કચરવા લાગી. એ સત્યને જાણે જયભિખ્ખુએ પિછાન્યું ન હોય તેમ એવા અનિષ્ટથી સમાજને બચાવવા માટે તેમણે, હેમુને યુદ્ધમા જિતાવવા માટે જપ અને મંત્રતંત્રમાં પડેલ ત્યાગવેશધારી જૈન જતિની ઠીક ઠીક સમાલોચના કરી છે, અને સૂચવ્યું છે કે જો કોઈ ધર્મમાર્ગ સ્વીકારો તો પછી એને જ રસ્તે ચાલો, અને અધર્મના કાંટા–ઝાખરાને ધર્મનો આંબો સમજવાની ભૂલ ન કરો, ન બીજાને ભૂલમા રાખો. મારી દૃષ્ટિએ માત્ર જૈન પરંપરાને જ નહિ, પણ બધી જ ધર્મપરંપરાઓને એમની ચેતવણી ખાસ ઉપયોગી છે.

જયભિખ્ખુ અનેક પ્રસંગે વિશ્લેષણ ઠીક ઠીક કરે છે. હું માનું છુ કે કોઈ પણ પ્રકારનું સાહિત્ય કેમ ન હોય, તેના વાંચનારમાં સત્–અસત્ વચ્ચેનું

અંતર કરવા અને પારખવાની વિવેકદૃષ્ટિ વિકસવી જ જોઈએ. જે સાહિત્ય એ કામ ન કરી શકે તે ગમે તેવું હોય છતાં બુદ્ધિ માટે બોજરૂપ જ છે. આ કસોટીએ પણ તેમની નાનીમોટી વાર્તાઓ વાચકને ઉપયોગી થશે એમ મને લાગે છે. દા. ત. પ્રસ્તુત ‘ મત્સ્ય–ગલાગલ ’ નવલનું પ્રકરણ ‘ મરીને માળવો લેવાની રીત ’ જુઓ એમાં ગાંધીજીના હૃદય–પરિવર્તનનો અથવા એમ કહો કે પ્રાચીન ‘ અવેરેણ ચ વેરાણિ ’ નો સિદ્ધાંત વ્યક્ત કરવા કરેલું નિરૂપણ વાંચનારમાં વિવેકબુદ્ધિ જાગ્રત કરે છે. એ નિરૂપણ ઉદયન, વાસવદત્તા વગેરે, દિલ સાફ કરી, નિર્ભયપણે, પોતાને હડાહડ વિરોધી માનતા ચંડપ્રકૃતિના પ્રદ્યોત સામે જ્યારે જાય છે ત્યારે બરાબર ઉપયુક્ત સ્થાને આવે છે.

જયભિખ્ખુની વાર્તાઓમાં અનેકવાર દીર્ઘતપસ્વી મહાવીરનુ પાત્ર આવે છે. જેને માત્ર પંથદૃષ્ટિએ વિચારવાની ટેવ પડી હોય તે સહેજે એમ માનવા લલચાય કે જયભિખ્ખુની દૃષ્ટિ માત્ર મહાવીરમા બદ્ધ છે, પણ મને એમના સાહિત્યનો પરિચય એમ કહેવા લલચાવે છે કે તેમણે જન્મસંસ્કાર–પરિચિત નિર્ગ્રંથનાથ મહાવીરને તો માત્ર અહિંસા અને ક્ષમાના પ્રતીકરૂપે ઉલ્લેખ્યા છે. એ દ્વારા તે બધા જ અહિંસા અને ક્ષમાના અનન્ય ઉપાસક ધર્મવીરોનો આદર્શ રજૂ કરે છે. આપણે વાચકો અને સમાલોચકોએ લેખકના મનની વાત જાણીને જ તેના વિશે અભિપ્રાય બાંધવો જોઈએ, નહિ કે નામ અને પરંપરાને આધારે ! કોઈ કૃષ્ણ કે રામની વાત કરે એટલા માત્રથી એમ માની ન શકાય કે તે રામ કે કૃષ્ણ જેટલો બીજા કોઈનો આદર કરતો નથી. આવી કલ્પના પોતે જ પંથદૃષ્ટિની સૂચક છે

વાર્તા નાની હોય કે મોટી, લેખક એની જમાવટ અમુક રીતે, અમુક પ્રસંગ લઈ કરે છે, પણ એની સફળતાની ચાવી એના મૂળ વક્તવ્યની વ્યંજનાની સિદ્ધિમાં છે જો મૂળ વક્તવ્ય વાચકના હૃદય ઉપર વ્યક્ત થાય તો એની સિદ્ધિ કહેવાય. આ દૃષ્ટિએ પણ જયભિખ્ખુની વાર્તાઓ સફળ છે. દા ત. એકવાર દૃઢપણે કરેલો શુદ્ધ સંકલ્પ હજાર પ્રલોભનો સામે કેવી રીતે અડગ રહે છે, એ વ્યક્ત કરવા સ્થૂલિભદ્રની વાર્તા લખાઈ છે, અને તે મૂળ વક્તવ્યને બરાબર સ્ફુટ કરે છે. જાતિવાદના ઉચ્ચનીચપણાનુ સકુચિત ભૂત માત્ર બ્રાહ્મણ વર્ગને જ નહિ પણ એના ચેપથી બધા જ વર્ગોને વળગ્યુ છે જે જે એ ભૂત સામે થયા તેના વારસો જ પાછા એના પંજામા સપડાયા. જૈન જેવી ઉચ્ચ–નીચપણાના ભૂતની ભાવના સામે બળવો કરનાર પરંપરા પણ એ ભૂતની દાસ બની. જયભિખ્ખુએ ‘ મહર્ષિ મેતારજ ’ મા જૈનોને તેમની મૂળ ભાવનાની

યાદ આપવા અને ધર્મચ્યુતિનું ભાન કરાવવા મેતારજ પાત્રની આસપાસ કથાગુંફન કર્યું છે. તેમણે પોતાનું મૂળ વક્તવ્ય એટલી સારી રીતે અને ઉઠાવદાર છટાથી વ્યક્ત કર્યું છે કે એને પ્રશંસતા રૂઢિના ગુલામ જૈનોને પણ જોયા છે. ખરી રીતે મારી દૃષ્ટિએ ઉચ્ચનીચભાવમાં માનનાર બધા જ વર્ગોને એકસરખો બોધ આપવા માટે આ વાર્તા લખાયેલી છે; પાત્ર કેવળ જૈન કથાસાહિત્યમાંથી લીધું છે એટલું જ.

લોભી અને કંગાળ વૃત્તિનો માણસ પણ કોઈનો ઉદાત્ત અને સાત્ત્વિક ત્યાગ જોઈ ક્ષણમાત્રમાં કેવી રીતે બદલાઈ જાય છે, દીન–હીન મટી કેવી રીતે તેજસ્વી બને છે, એ વસ્તુ સ્પષ્ટ કરવા તેમણે ‘દેવદૂષ્ય’ની નાની વાર્તા લખી છે. વાંચવા કે સાંભળવા માંડયા પછી તે પૂરી કર્યા વિના જ ઊઠવાનું મન થાય છે, અને અંતે વ્યંગ્ય સમજાઈ જાય છે.

હવે બહુ લંબાવ્યા સિવાય પ્રસ્તુત ‘મત્સ્ય–ગલાગલ’ નવલકથા વિશે જ કાંઈક કહેવું પ્રાપ્ત થાય છે. સત્ય બે છે: લૌકિક અથવા માયિક સત્ય અને લોકોત્તર અથવા પારમાર્થિક સત્ય. સામાન્ય જગત પહેલા જ સત્યનો આદર કરી તેમાં રસ લે છે. તેને લીધે જ્યારે તે વિડંબનામાં સંડોવાય છે ત્યારે તેમાંથી તેને મુક્ત કરવા—અંધકારમાંથી પ્રકાશપથ દર્શાવવા—કોઈ ને કોઈ મંગળમૂર્તિ લોકોત્તર સત્ય, વિચાર ને વર્તનથી, ઉપસ્થિત કરે છે. એ પ્રકાશ-માર્ગમાંથી ઘણા આશ્વાસન મેળવે છે ને વળી પાછું સામાન્ય જગત તો પુરાણા ચાલેલ ચીલે—અંધકારની દિશામાં—જ ગતિ કરે છે. આમ લૌકિક ને લોકોત્તર બંને સત્યનું ચક્ર વારાફરતી પોતપોતાનુ કામ કરે જાય છે. સત્તાની લાલચ, જાતીય આકર્ષણ, સંપત્તિનો મોહ અને મિથ્યા અભિમાન જેવાં દુસ્તત્ત્વોથી પ્રેરાયેલ કોઈ સબળ હમેશા પોતાનાથી નિર્બળ સામે જ બળનો પંજો અજમાવે છે. અને પોતાથી વધારે સમર્થ કે બળશાળી સામે પાછો દીનતા દાખવે છે. આ લૌકિક સત્ય છે. જે વિભૂતિને લોકોત્તર સત્ય સાક્ષાત્ થાય છે તેનાં વિચાર અને વર્તન તદ્દન જુદાં તરી આવે છે. તે કદી સબળ સામે અયોગ્ય રીતે નમતું નથી આપતો અને નિર્બળને માત્ર એની નબળાઈને કારણે દબાવતો કે સતાવતો પણ નથી ઊલટું, તે પોતાના સમગ્ર બળનો ઉપયોગ નિર્બળને દીનતામુક્ત કરી સબળ બનાવવામાં અને સબળને મિથ્યાભિમાનની દિશામાંથી વાળી તેના બળનો વિધિવત્ વિનિયોગ કરવામાં કરે છે. સમયે સમયે આવી લોકોત્તર વિભૂતિઓને ઇતિહાસે જોઈ છે એ વિશે કોઈને સંદેહ હોય તો, જાણે તે સંદેહ નિવારવા જ આ યુગે ગાંધીજીને જન્મ ન આપ્યો

હોય !—તેવી મૂળગત ધારણાથી જ પ્રસ્તુત નવલ આલેખાયેલી હોય એમ લાગે છે. તેથી જ તો લેખકે આ નવલ પૂજ્ય ગાંધીજીને ચરણે અર્પી છે.

'મત્સ્ય-ગલાગલ'નો અર્થ 'માત્સ્યી-ન્યાય' શબ્દથી પ્રગટ થતો આવ્યો છે. આ ન્યાય બહુ જૂના વખતથી જાણીતો છે, કેમ કે નિર્બળની સતામણીનું અસ્તિત્વ પણ એટલું જ જૂનુ છે. લેખકે માત્સ્યી-ન્યાય દર્શાવવા ઇતિહાસપ્રસિદ્ધ પાત્રો અને કથાનકોનો આશ્રય લીધો છે. એ પાત્રો અને કથાનકો માત્ર જૈન સાહિત્યમાં જ મળે છે એમ નથી, પણ તે રૂપાંતરે અને ઓછેવત્તે અંશે બૌદ્ધ તેમ જ બ્રાહ્મણ સાહિત્યમાં પણ મળી આવે છે. નિર્ગ્રંથનાથ મહાવીર તો ઐતિહાસિક છે જ, પણ એમના મામા ચેટક—જોકે એ નામથી અન્ય સાહિત્યમા સુવિદિત નથી, છતાં—તે જૈન સાહિત્યમાં તો અતિપ્રસિદ્ધ છે. ચેટકની સાત પુત્રીઓ પૈકી પાંચ પુત્રીઓ જ્યાં જ્યાં પરણી હતી ત્યાનાં રાજ્યો સત્તાધારી હતા અને વિશેષ સત્તા માટે મથતાં. ચેટકના એ પાંચે જમાઈઓમાં માત્સ્યી-ન્યાય કેવી રીતે પ્રવર્ત્યો અને કૌરવ-પાંડવોની પેઠે પોતાની ખાનદાની તેમ જ અંદરોઅંદરનું સગપણ વિસારી ક્ષત્રિયત્વને ભાવિ પતનની દિશામા તેઓએ કેવી રીતે ઉન્મુક્ત કર્યું, તે લેખકને દર્શાવવુ છે. અને છેવટે લોકોત્તર સત્ય ઉપસ્થિત થઈ કેવી રીતે કાર્યસાધક બને છે, એ પણ દર્શાવવુ છે. આ બધુ વક્તવ્ય નવલકથાની સુંદર અને રસમય ગૂંથણી દ્વારા સ્પષ્ટ થાય છે, અને વાંચનારને એમ લાગે છે કે જોકે સર્વત્ર માત્સ્યી-ન્યાય પ્રવર્તે છે, છતાં વચ્ચે વચ્ચે આશાસ્પદ લોકોત્તર સત્યના દીવડાઓ પણ પ્રગટતા રહે છે. આથી વાંચનાર માત્સ્યી-ન્યાયના બળો જોઈ નિરાશ ન થતા ઊલટો આશાવાન બને છે, અને સત્પુરુષાર્થ કરવાની પ્રેરણા પામે છે. મારી દૃષ્ટિએ આવી પ્રેરણા જન્માવવી અને પરોક્ષપણે ગાંધીજીના જ ઉદાહરણથી પુષ્ટ કરવી—એ જ પ્રસ્તુત નવલની મુખ્ય વિશેષતા છે.

જયભિખ્ખુની ભાષા કેટલી સહેલી, પ્રસન્ન અને અર્થવાહી છે તે એના વાચકવર્ગથી અજાણ્યું નથી, પણ એમની આ સ્થળે એક જણાવવા જેવી વિશેષતા મને એ પણ લાગે છે કે તેઓ પ્રણાલિકાબદ્ધ, છતાં તર્ક અને બુદ્ધિથી ગ્રાહ્ય ન બને એવી કેટલીક કલ્પનાઓને બુદ્ધિગ્રાહ્ય થઈ શકે તેમ જ જીવનમાં ઉપયોગી થઈ શકે તે રીતે રજૂ કરે છે. દા. ત. ભગવાન મહાવીરે લાબા ઉપવાસોને પારણે એક દુષ્પૂર અભિગ્રહ અર્થાત્ સંકલ્પ કર્યાની વાત જૈન સાહિત્યમાં પ્રસિદ્ધ છે. એ અભિગ્રહ કે સંકલ્પનુ સ્વરૂપ ત્યાં એવી રીતે વર્ણવવામાં આવ્યું છે કે જાણે એ અભિગ્રહ જ અસ્વાભાવિક લાગે. પગમાં બેડી પહેરેલ,

માથું મૂંડાવેલ, એક પગ ઉંબરામાં ને એક પગ બહાર મૂકેલ,'આંખમાં આંસુ સારેલ ઇત્યાદિ લક્ષણવાળી કોઈ સ્ત્રી ભિક્ષા આપે તો જ પારણુ કરવું—એવો અભિગ્રહ કથામાં વર્ણવાયો છે. આધુનિક વાચકને સહેજે પ્રશ્ન થાય કે બેડી, મસ્તકમુંડન, અમુક પ્રકારની દેહસ્થિતિ, આંસુ વગેરેનો ભિક્ષા દેવા કે લેવા સાથે શો સંબંધ છે? ભિક્ષા દેનાર ભક્તિપૂર્ણ હોય, ભિક્ષા નિર્દોષ હોય અને લેનાર સાત્ત્વિક હોય—એટલુ જ ભિક્ષા લેવા-દેવા વચ્ચે અપેક્ષિત છે. તો આવી અભિગ્રહની કઢંગી કલ્પના કથામા કેમ આવી? આ પ્રશ્નનો જયભિખ્ખુએ બુદ્ધિગમ્ય ખુલાસો કર્યો છે, અને તે ભગવાન મહાવીરના સાત્ત્વિક જીવન તેમ જ જૈન સિદ્ધાન્તની સાથે સુમેળ ધરાવે છે, અને તત્કાલીન ઐતિહાસિક પરિસ્થિતિને પણ ન્યાય આપે છે. તે વખતે દાસ-દાસી અને ગુલામની પ્રથા કેટલી રૂઢ તેમ જ પ્રતિષ્ઠિત હતી, એ બીના ઐતિહાસિકોને સુવિદિત છે. ભગવાન મહાવીર મક્કમપણે આત્મૌપમ્યના સિદ્ધાંતમા માનતા અને તદનુસાર જ જીવન જીવવા સંપૂર્ણપણે મથતા. જાતિગત ઉચ્ચનીચભાવ કે ગરીબી-તવંગરીકૃત દાસ-સ્વામિભાવ એ આત્મૌપમ્યના સિદ્ધાતનું મોટું આવરણ છે. એ આવરણ નિવારવું તે જ ભગવાનને અભિપ્રેત હતુ. તેથી તેમનો અભિગ્રહ આ કે તે ચિહ્ન ધરાવનાર સ્ત્રીના હસ્તે ભિક્ષા લેવાના સ્થૂલ રૂપમાં બદ્ધ ન હતો, પણ તેમનો અભિગ્રહ લોકોમાં તુચ્છ મનાતાં ને અવગણના પામતાં દાસ-દાસીઓને પણ ઉચ્ચ લેખાતા નાગરિકો જેવાં જ માની તેમને હાથે સુધ્ધાં ભિક્ષા લઈ તેમને માનવતાનું ભાન કરાવવું એ સૂક્ષ્મ રૂપમાં સમાતો હતો. જયભિખ્ખુએ ભગવાન મહાવીરના અભિગ્રહનુ આ સૂક્ષ્મ રૂપ વ્યક્ત કરી એના સ્થૂલ રૂપમાં દેખાતા કઢંગાપણાને વધારે બુદ્ધિગ્રાહ્ય કર્યું છે.

'મત્સ્ય-ગલાગલ' શબ્દ ઘણાને અપરિચિત જેવો લાગવાનો સંભવ છે, પણ વસ્તુત એ બહુ પ્રાચીન છે. પાણિનિ જેવા હજારો વર્ષ પહેલાં થયેલા વૈયાકરણોએ એ શબ્દને મૂળ સંસ્કૃત રૂપમાં લઈ તેની વ્યુત્પત્તિ દર્શાવી છે. આ ઉપરથી બે બાબતો સ્પષ્ટ સૂચિત થાય છે: એક તો એ કે સબળાને ગ્રસે, એ વસ્તુ તે કાળે પણ કેટલી સર્વવિદિત હતી! અને બીજી એ કે એ વસ્તુને સૂચવવા તે વખતના જન-સમાજે કેવો અર્થવાહી અને નજરોનજર દેખાતી યથાર્થ ઘટનાને સૂચવતો સરલ શબ્દ વ્યવહારમા આણેલો. વ્યાકરણ શાસ્ત્રમાં તિમિંગિલ, મત્સ્યંગિલ અને મત્સ્યં-ગિલગિલ જેવાં ઉદાહરણો ટાંકયાં છે. તિમિ એ નાનામા નાનું માછલું તેને જરાક મોટું માછલું ગળી જાય. એ મત્સ્યને વળી એનાથી મોટું માછલુ ગળે, ને એને પણ એનાથી મોટું ગળે.

આ બીના ઉક્ત ઉદાહરણોમાં સૂચવાઈ છે. એ પ્રસિદ્ધ સંસ્કૃત શબ્દનું જ આધુનિક ગુજરાતીમાં રૂપાંતર 'મત્સ્ય-ગલાગલ' છે. એટલે જયભિખ્ખુએ નવલનું નામ યોજ્યું છે તે નામ જેટલું પ્રાચીન છે તેટલું જ તે અર્થવાહી પણ છે. લેખકે એક સ્થળે ચિતારાનું જળાશયદર્શન અને ચિંતન આલેખતાં એ ભાવ દૂબહૂ સ્પષ્ટ કર્યો છે. (પ્રકરણ ૧૦મું 'સબળ નિર્બળને ખાય') પ્રસ્તુત કથાનું ગુંફન કરવાનો વિચાર કેવે પ્રસંગે ઉદ્ભવ્યો અને તેણે મૂર્ત રૂપ કેવી રીતે ધારણ કર્યું, એ હકીકત લેખકે પોતાના નિવેદનમાં બહુ સચોટપણે અને યથાર્થ રીતે રજૂ કરી છે. તે ઉપરથી વાચક સમજી શકશે કે પ્રસ્તુત કથાનુ નામ કેટલુ સાર્થક છે.

શરૂઆતમાં આપેલ વચન પ્રમાણે, પોતાનો અનધિકાર જાણવા છતાં, અત્રે લખાણની પ્રવૃત્તિ કરવાની લાલચ કેમ થઈ આવી, એનો ખુલાસો મારે કરવો રહે છે ખુલાસામા મુખ્ય તત્ત્વ તો લેખક પ્રત્યે બહુ મોડું મોડું થયેલું મારું આકર્ષણ છે એનાં બે કારણો. એક તો લેખકની મેં જાણેલી નિર્ભય સાહસિક વૃત્તિ, અને બીજું એમની સતત સાહિત્ય-વ્યાસંગવૃત્તિ. આ ટૂંક નિર્દેશનુ સ્પષ્ટીકરણ કરવું જરૂરી છે. એમ તો અમદાવાદમાં સોળ-સત્તર વર્ષ થયા, અને તે પણ બહુ નજીક નજીક અમે રહેતા. છતાં કહી શકાય એવો પરિચય તો ત્રણેક વર્ષ પહેલાં થયો, અને ચિત્તને વિશે આકર્ષનારી હકીકત તો થોડા વખત પહેલાં જ જાણવા પામ્યો. નૈતિક બળને આધારે, કશા પણ જોખમનો કે અગવડનો વિચાર કર્યા સિવાય, પોતાના આશ્રયદાતા અને શ્રદ્ધેય લેખાતા સસ્થાના અધિષ્ઠાયક ગુરુવર્ગ સામે બળવો કરવાની વૃત્તિ, એ મને આકર્ષનારું જયભિખ્ખુના જીવનનુ પ્રથમ તત્ત્વ લગભગ એંતાલીસ વર્ષ પહેલા કાશીમા મારા મિત્રો સાથે મારે જે સ્થિતિનો સામનો કરવો પડેલો, તેવી જ સ્થિતિનો અને તે જ વર્ગ સામે સામનો પોતાના મિત્રો સાથે જયભિખ્ખુને કરવો પડ્યો, એ અમારી સમશીલતા. પણ એથીયે વધારે આકર્ષણ તો તેમનામાં આવિર્ભાવ પામેલા વંશપરપરાગત સંસ્કારને જાણીને થયેલુ છે.

હકીકત એ છે કે જયભિખ્ખુ ઉર્ફે બાલાભાઈ દેસાઈના જ એક નિકટના પિત્રાઈ, નામે શિવલાલ ઠાકરશી દેસાઈ, કાશીમાં મારી સાથે હતા મારાયે પહેલાં તેમણે પોતાને આશ્રય આપનાર અને પોતે જેને શ્રદ્ધેય માનેલ તેવા અધિષ્ઠાયક ગુરુજન સામે નૈતિક બળની ભૂમિકા પર જ બળવો કરેલો, અને પૂરેપૂરી અગવડમા મુકાવા છતાં જરાય નમતુ નહિ તોળેલું એ દૃશ્ય આજે

પણ મારી સામે નાચતું હોય તેવું તાજું છે, અને મને પણ એ જ ભાઈના સાહસથી કાંઈક અજ્ઞાત રીતે સાહસ ખેડવાની પ્રેરણા મળેલી. જ્યારે મને માલૂમ પડ્યું કે બાલાભાઈ એ તો ઉપર્યુક્ત શિવલાલ ઠાકરશીના પિત્રાઈ અને વધારામાં એ માલૂમ પડ્યું કે તેમણે પણ એમના જ જેવી અને એ જ ભૂમિકા ઉપર અને એ જ વર્ગ સામે બળવો કર્યો, ત્યારે એક બાજુથી વંશપરંપરાગત સંસ્કાર ઊતરી આવવાનું આશ્ચર્ય થયું અને બીજી બાજુથી જયભિખ્ખુ પ્રત્યે આકર્ષણ વધ્યું. નવાઈની વાત તો એ છે કે શિવલાલ ઠાકરશી દેસાઈના બળવા વખતે જયભિખ્ખુનો જન્મ પણ થયો ન હતો.

આકર્ષનારી બીજી બાબત એ—જયભિખ્ખુની સાહિત્ય પરિશીલનવૃત્તિ છે. જે વૃત્તિ સાથે મારું જીવન પહેલેથી જ એક અથવા બીજે કારણે જોડાયેલું છે, તે જ વૃત્તિ સાથે તેમનું આખું જીવન જોડાયેલુ છે. આ બીજી સમશીલતા. જયભિખ્ખુએ એ વૃત્તિના બળે અને આત્મવિશ્વાસે બીજા કેટલાક એવા સંકલ્પો કરેલા છે કે જે પુરુષાર્થી અને સ્વાવલંબી જીવનના જ આધાર ગણાય. મુખ્ય આ બે બાબતોના આકર્ષણે મને અનધિકારના વિચારની ઉપેક્ષા કરાવી અને એ જ આ સ્થળે લખવાનો મારો (જો અધિકાર કહી શકાય તો) મુખ્ય અધિકાર છે.*

---

* શ્રી. 'જયભિખ્ખુ'ની નવલકથા 'મત્સ્ય-ગલાગલ'ની પ્રસ્તાવના.

# ત્રિવેણીસ્નાન

## [ ૨૨ ]

આ પુસ્તકનું 'ત્રિવેણી' નામ અનેક દૃષ્ટિએ અર્થવાહી છે. જ્યાં ત્રણે વહેણ મળે અને તેને લીધે જે સ્થાન તીર્થ બને તે ત્રિવેણી. વહેણ શબ્દનું સંસ્કૃત મૂળ વહન છે. વહન એટલે સતત વહેતો સલિલપ્રવાહ. જે પ્રવાહ સતત વહેતો હોય છે તે સ્વાભાવિકપણે જ સ્વચ્છ હોય છે. આવા ત્રણ જલપ્રવાહો તો દુનિયાની ભૂગોળમાં અનેક સ્થળે મળતા હશે, પણ ત્રિવેણી શબ્દ ભારતીય પરંપરામાં રૂઢ થઈ ગયો છે અને તે પ્રયાગમાં થતા નદી-સંગમનો ખાસ બોધક છે. આમ તો અત્યારે દેખીતી રીતે એ સંગમમાં ગંગા અને યમુનાનાં જળ મળે છે, પણ પૌરાણિક અને કાંઈક ઐતિહાસિક માન્યતા એવી છે કે તેમાં સરસ્વતીનાં જળ પણ ભળતાં. તેથી જ કાલિદાસે દિલીપની સસત્ત્વા પત્ની સુદક્ષિણાને અન્તસલિલા સરસ્વતી નદી સાથે સરખાવી સૂચવ્યું છે કે સરસ્વતીનો પ્રવાહ ભૂમિઅન્તર્ગત છે.

આમ ગંગા, યમુના અને સરસ્વતી ત્રણ જલપ્રવાહો—વહન—વહેણ—વેણના સગમને ત્રિવેણી કહેવાય છે. જલ, જલરાશિ અને તેમાંયે સતત વહેતા જલરાશિએ પ્રાણીમાત્રને આશ્રય આપ્યો છે. માનવજાતિ તો એના પ્રત્યે મુગ્ધ જ છે. જલરાશિ અને સતત વહેતો જલરાશિ હોય ત્યાં માનવ અનેક પ્રકારના ઐહિક ઉપયોગોને કારણે વસે છે, ઠરી ઠામ થાય છે. પણ કેટલીક વાર એવાં સ્થાનોને માનવજાતિએ 'તીર્થ' પદ અર્પી અસાધારણ મહત્ત્વ આપ્યું છે. આર્યજાતિ આવાં તીર્થોમાં બહુ રાચતી, તેથી જ તેણે જલાશયો, ખાસ કરી નદીઓ, મહાનદીઓ અને તેના સંગમોને પવિત્ર ભાવે પૂજ્યા છે, અને આજે પણ એ શ્રદ્ધા અતૂટ છે, કદાચ પ્રવર્ધમાન પણ છે.

આવા સગમસ્થાનો કુદરતી શોભા—સૌંદર્ય અને સગવડને કારણે જ માત્ર આકર્ષક કે તીર્થ નથી બન્યાં, પણ તેના તીર્થપદ સાથે સાંસ્કૃતિક અને ખાસ કરી આધ્યાત્મિક ભાવનો જીવતોજાગતો ઇતિહાસ પણ સંકળાયેલો છે. આર્યજાતિએ આવાં જે જે તીર્થો કલ્પ્યાં છે તે તે સ્થાનમાં વિદ્વાનો, સંતો અને વિશિષ્ટ ત્યાગીઓની એક અખંડ હારમાળા પરાપૂર્વથી ચાલી

આવે છે. આ રીતે ત્રિવેણી જેવાં તીર્થોનું તીર્થપણું—તારકપણું એ મુખ્યપણે વિદ્યા, ભક્તિ અને આધ્યાત્મિકતાને લીધે જ પોષાયેલું છે.

જેમ ત્રિવેણીસંગમમાં ત્રણ નદીઓનું મિલન થાય છે તેમ પ્રસ્તુત પુસ્તકમાં ત્રણ વ્યક્તિઓનું અને ત્રણ ભાવોનું મિલન છે. ત્રણ વ્યક્તિઓ એટલે સૉક્રેટીસ, રામકૃષ્ણ પરમહંસ અને ગાંધી બાપા. ત્રણ ભાવો એટલે જ્ઞાન, ભક્તિ અને કર્મ તેમ જ શીલ, સમન્વય અને સત્યાગ્રહ.

સૉક્રેટીસ એ શીલનું પ્રતીક છે, પરમહંસદેવ શીલ અને સમન્વયનું પ્રતીક છે તો ગાંધીજી એ શીલ, સમન્વય અને સત્યાગ્રહનું પ્રતીક છે. બીજી પરિભાષામાં કહીએ તો સૉક્રેટીસ જ્ઞાન અને સમજણની મૂર્તિ છે, તો પરમહંસદેવ ભક્તિની પ્રતિમા છે, અને ગાંધીજી એ સદેહ કર્મયોગ છે. આ બધું કેવી રીતે છે એનો સચોટ ખ્યાલ આ લઘુ પુસ્તક વિશદ રીતે પૂરો પાડે છે

વિજ્ઞાનના વિકાસે અત્યારે તો ભૂમિના કોઈ પણ એક છેડાને તેનાથી તદ્દન વિરુદ્ધ દિશામાં આવેલ દૂરવર્તી બીજા છેડા પાસે લાવી મૂક્યો છે. આજે અહીં ઘરખૂણે બેસી ઉત્તરધ્રુવમાં થતા વાર્તાલાપને આપણે સાંભળી શકીએ છીએ. યોગશાસ્ત્રના વિભૂતિપાદમાં એવી વિભૂતિ, લબ્ધિ યા અભિજ્ઞાની વાત છે કે યોગી અમુક વિભૂતિથી દૂર દૂરનાં, ઠેઠ સ્વર્ગ સુધીનાં શબ્દો અને ગીતો સાંભળી શકે છે, દૂર દૂરનાં રૂપોને નિહાળી પણ શકે છે. તે વિભૂતિ જુદી રીતે પણ કેટલેક અંશે વૈજ્ઞાનિક વિકાસે આપણી સામે સાકાર કરી છે. યંત્રયુગના વિકાસ સાથે જ પૂર્વ–પશ્ચિમનું મિલન વધારે ને વધારે વ્યાપક તેમ જ સર્વસાધારણ બનતું ગયું. પૂર્વને પશ્ચિમનો અને પશ્ચિમને પૂર્વનો પરિચય વધારે પ્રમાણમાં અને તે પણ વિશેષ પ્રમાણભૂત રૂપે થતો ચાલ્યો. આમાં અંગ્રેજી ભાષાએ ભારે મદદ કરી. ભાષાનો અંતરાય તૂટ્યા વિના દૂર દૂરનાં અંતરો ખસી જતાં નથી. અંગ્રેજી ભાષા અને તેના અનેકવિધ સાહિત્યના અભ્યાસે પૂર્વનાં નેત્રો ખોલ્યાં. એ જ રીતે સંસ્કૃત આદિ પૌરસ્ત્ય ભાષાઓના અધ્યયને વિદ્વાનોનાં નેત્રોમાં અંજનશલાકાનું કામ કર્યું. બંને પ્રજાઓ એકબીજાના આત્માને ઓળખવા લાગી. અંગ્રેજી સાહિત્યના અનુશીલન પહેલાં કોઈ પૌરસ્ત્યને, ખાસ કરી સર્વસાધારણ ભારતવાસીને, સૉક્રેટીસ આટલો બધો જાણીતો ન હતો. સૉક્રેટીસ જો ભારતમાં જન્મ્યો હોત અને તેનું જન્મકૃત્ય ભારતમાં સમ્પન્ન થયું હોત તો તેણે ભારતીય અવતારમાળાઓમાં ચોક્કસ સ્થાન મેળવ્યું હોત એવી એની શીલમૂર્તિ છે. આજે તો ભારતની મુખ્ય મુખ્ય ભાષાઓમાં ભાગ્યે જ એવી કોઈ હશે કે

જેમાં સૉક્રેટીસનું જીવન સંક્ષેપ કે વિસ્તારથી આલેખાયેલું ન હોય. મેં હિંદી આદિ ભાષાઓમાં જે જે સૉક્રેટીસ વિશે વાંચ્યું કે સાંભળ્યું છે તે બધા કરતાં પ્રસ્તુત પુસ્તકમાં આલેખાયેલ સૉક્રેટીસનું રેખાચિત્ર ભારે ઉઠાવદાર અને વાચકને ઊર્ધ્વપ્રેરણા આપે તેવું મને લાગ્યું છે. એના લેખકે સૉક્રેટીસ વિશે એટલુ બધું વાંચ્યું–વિચાર્યું લાગે છે કે એ રેખાચિત્રના વાક્યે વાક્યે, કંડિકાએ કંડિકાએ વાચક વધારે ને વધારે ઊર્ધ્વગામી બનતો જાય છે. ગ્રીસ, એથેન્સ, સ્પાર્ટાનો ઇતિહાસ ટૂંકમા પણ મળી જાય છે. ગ્રીસનાં વિચાર, વાણી, કળા, સ્વાતંત્ર્ય આદિની સમૃદ્ધિનું ચિત્ર ઊપસી આવે છે. એથેન્સ અને સ્પાર્ટાના સંઘર્ષને પરિણામે સૉક્રેટીસનો અંતરાત્મા કેવી રીતે જાગી ઊઠે છે અને તેની કર્તવ્યદિશા કેવી બદલાઈ જાય છે એનું હૃદ્ય મનોહર ચિત્ર આ કથામાં મળી આવે છે. કોલિય અને શાક્યના સંઘર્ષે અહિંસા અને નિર્વૈરની ભાવના વિકસાવવા જેમ બુદ્ધને જગાડ્યા, અને બુદ્ધ મારફત જગતને એક નવો જ સંદેશ મળ્યો, તેમ સૉક્રેટીસના જાગેલા અંતરાત્માએ એથેન્સવાસીઓને અને તે દ્વારા સમગ્ર માનવજાતને એક ક્રાન્તિકારી નવો પાઠ શીખવ્યો તે પાઠ એટલે સાચી સમજણ. જેને આર્યલોકો સમ્યગ્દષ્ટિ યા વિવેકખ્યાતિ કહે છે તેને જ સૉક્રેટીસ સાચી સમજણ કહે છે. સૉક્રેટીસની સાચી સમજણ એ પરોક્ષ સમજણ નથી, પણ અન્તઃપ્રજ્ઞારૂપ પ્રત્યક્ષ સમજણ છે એટલે તેની સાથે અનિવાર્યપણે અનુરૂપ શીલ આવે જ છે. તેથી જ સૂત્રકૃતાગમા ભગવાન મહાવીરનો અનુભવ નોંધાયેલ છે કે– 'सम्मत्तमेव त मोण, मोण सम्मत्तमेव च' એટલે સાચી દૃષ્ટિ યા સાચી સમજણ એ જ મૌન યા મુનિત્વ એટલે સદાચાર છે અને સદાચાર એ જ સાચી સમજણ છે. બંનેનો અભેદ છે. સાચા અંતર્મુખ સંતોમાં સમજણ અને શીલ એ બે વચ્ચેનું અંતર માત્ર શાબ્દિક હોય છે, તાત્ત્વિક નહિ. આંખ ને જીભ જેવી જુદી જુદી ઇન્દ્રિયોથી ગ્રહણ થતાં રૂપ અને સ્વાદ બંને જુદાં છે, એમ આપણે કહીએ છીએ તેનો અર્થ એ નથી કે દૂધમાં રહેલ સફેદી અને મીઠાશ એ બંને તત્ત્વત. જુદાં છે, જેમ એ બંને તત્ત્વત એક છે, માત્ર ઇન્દ્રિયજ્ઞાનના ભેદથી વ્યવહારગત ભેદ છે તેમ જ અંદરથી ઊગેલ સાચી સમજણ અને શીલ એ બંને તાત્ત્વિક રીતે એક જ છે સૉક્રેટીસ સાચી સમજણ ફેલાવવા માટે કોઈ પણ કરવું ચૂકતો નહિ. એને પરિણામે એની સામે ક્રાઇસ્ટની જેમ મૃત્યુ આવ્યું. એણે એને અમરપદ માની વધાવી લીધુ. આ તેના શીલની અંતિમ કસોટી. આવી રોમાંચક, બોધક અને ઊર્ધ્વપ્રેરણા આપતી સૉક્રેટીસની જીવનગાથા એ પ્રસ્તુત પુસ્તકનું પહેલું વહેણ છે.

આ પુસ્તકનું બીજું વહેણ છે સ્વામી રામકૃષ્ણ પરમહંસ. આ ગઈ શતાબ્દીની એક અસાધારણ ભારતીય વિભૂતિ છે. પણ જેમ સૉક્રેટીસ એના અંતર્બળને કારણે માત્ર ગ્રીસનો ન રહેતાં માનવજાતનો માન્ય પુરુષ બન્યો, તેમ પરમહંસ એ મૂળે બંગાળી છતાં સમગ્રપણે ભારતીય બનવા ઉપરાંત એક વિશ્વવિભૂતિ પણ બન્યા. સૉક્રેટીસને વિશ્વમાન્ય થતાં વખત ઘણો લાગ્યો, કેમ કે વચલા સમયમાં એક એવુ વિશ્વવ્યાપી ભાષામાધ્યમ અસ્તિત્વમાં ન હતું, જ્યારે પરમહંસદેવ તો થોડા જ વખતમાં વિશ્વવંદ્ય વિભૂતિઓમાં સ્થાન પામ્યા, તે એવા વિશ્વવ્યાપી ભાષામાધ્યમની સુલભતાને કારણે. જો સ્વામી વિવેકાનંદ જેવો સમર્થ સંન્યાસી પણ અંગ્રેજી ભાષા જાણતો ન હોત તો પરમહંસદેવની આખા ભારતમા જાણ થવામાં પણ વધારે વિલંબ થાત. રોમાં રોલાં જેવાએ પરમહંસ વિશે ઉદાત્તભાવે લખ્યું તે પણ એવી જ ભાષામાધ્યમની સુલભતાને આભારી છે. પણ સવાલ તો એ છે એક આવો અભણ, ગામડિયો બ્રાહ્મણ, અને તે પણ પૂજારી, એટલે ઊંચે સ્થાને પહોંચ્યો તેની પાછળ શું રહસ્ય છે? આનો ઉત્તર પ્રસ્તુત પુસ્તકના લેખકે પરમહંસના રેખાચિત્રમાં અનેક દૃષ્ટિએ આપ્યો છે. પરમહંસદેવનું આધ્યાત્મિક ખમીર કેવુ હતુ, એમનો કાળીમાતા પ્રત્યેનો ભક્તિભાવ કેવો સર્વાંગીણ અને વિવેકપૂત હતો, એમની દૃષ્ટિ અને વાણી કેવી અમૃતવર્ષિણી તથા અમોઘ હતી, એ બધું લેખકે ગંભીરભાવે આલેખ્યું છે અને પ્રસંગે પ્રસગે ઉપનિષદો તેમ જ સંતોનાં માર્મિક વચનોને આધારે રહસ્ય પણ પ્રગટ કર્યું છે.

પરમહંસ જાણીતા છે એમના ભક્તિમાર્ગને લીધે; પણ ભક્તિમાર્ગમાં સાચી સમજણ અને સત્કર્મનો કેવો મેળ હતો એ પણ એમના શિષ્યો સાથેના કે ઇતર સાથેના વાર્તાલાપોથી જણાઈ આવે છે. પરમહંસદેવનાં ઉપમા અને દૃષ્ટાંત અગર ટુચકા એ તો એમની જ વિશેષતા છે. આ વિશેષતાએ અનેકોને આકર્ષ્યા, અનેક વિદ્વાનોને જીત્યા. એણે જ નરેન્દ્રમાંથી વિવેકાનંદ પ્રગટાવ્યો. વિવેકાનંદે પરમહંસદેવની ભક્તિમા રહેલાં જ્ઞાન અને કર્મનાં બીજકોને એવાં વિકસાવ્યાં કે આજે રામકૃષ્ણ મિશન એટલે એક રીતે જ્ઞાન, ભક્તિ અને કર્મનું મિશન એવો અર્થ થાય છે. વિવેકાનંદ પહેલાં પણ ભારતીય સંસ્કૃતિ અને આધ્યાત્મિક સંપત્તિની સુવાસ પશ્ચિમના અનેક ખૂણામાં પ્રસરી હતી, પરંતુ એ પ્રસારને વિવેકાનંદે બહુ મોટો વેગ આપ્યો. પછી તો ટાગોર, ગાંધીજી અને અરવિંદ પણ ફલક ઉપર આવ્યા અને એમના વિચાર તેમ જ વર્તને પૂર્વ-પશ્ચિમના દૃષ્ટિકોણોને સમીપ આણવામાં બહુ મોટો ફાળો આપ્યો

પરમહંસદેવમાં જેમ શીલનું તત્ત્વ તરી આવે છે તેમ સર્વધર્મસમભાવ અને સર્વગુણસંગ્રહનું સમન્વયતત્ત્વ પણ તરી આવે છે. તેથી જ લેખકે એમને શીલ અને સમન્વયની મૂર્તિરૂપે આલેખ્યા છે. રામકૃષ્ણ પરમહંસના જીવનપ્રસંગો અનેક ભાષામાં આલેખાયેલા મળે છે. ગુજરાતીમાં પણ આ પહેલા છપાયેલ છે. પરંતુ લેખકે આ પુસ્તકમાં તેનું જે સ્પષ્ટ સમજણ, ભક્તિભાવ અને આધ્યાત્મિક ભૂમિકાથી તટસ્થભાવે નિરૂપણ કર્યું છે તે વાચકને ઊર્ધ્વભૂમિકા ભણી પ્રેરે એવું છે.

પુસ્તકનું ત્રીજું વહેણ છે ગાંધીજી. લેખકે સોક્રેટીસ તેમ જ રામકૃષ્ણ પરમહંસ વિશે જે લખ્યું છે તે પ્રામાણિક લેખકો અને લેખોને આધારે, છતાં એ લખાણ એકંદર પરોક્ષ જ્ઞાનની કોટિમા આવે. સોક્રેટીસ લગભગ પચીસસો વર્ષ પહેલા થયેલ તેટલા દૂર ભૂતકાળની અને ગ્રીસ જેવા સુદૂરવર્તી દેશની પૂરેપૂરી તાદૃશ માહિતી તો સુલભ જ નથી. જે કાંઈ મળે છે તે અનેક સાધનો વાટે ચળાતું અને પ્રમાણમાં થોડું. સ્વામી રામકૃષ્ણ થઈ ગયાને એવો કોઈ લાંબો ગાળો વીત્યો નથી, પણ લેખકે તેમનો જાતપરિચય સાધ્યો નથી એ તો હકીકત છે. પરંતુ ગાંધીજી વિશે લેખક જે લખે છે તેની ભૂમિકા જુદી છે. લેખકે ગાંધીજીનો સહવાસ ઠીક ઠીક સાધેલો, એમની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એમના જીવનકાળ દરમિયાન જ પ્રત્યક્ષ ભાગ લીધેલો અને ગાંધીજીની જીવનદૃષ્ટિને પોતાની રીતે અમલમા મૂકનાર તપસ્વી નાનાભાઈ ભટ જેવાની દીર્ઘકાલીન શીતલ છાયાને આશ્રયે ચાલતી પ્રજા-ઉત્થાનને લગતી અનેકવિધ પ્રવૃત્તિઓમા તેઓ પહેલેથી અત્યાર લગી સતત જોડાયેલા રહ્યા છે, અને શિક્ષણ તેમ જ વ્યવહારમાં ગાંધીજીની જીવનદૃષ્ટિ, વિચારસરણી તેમ જ વ્યવહારપદ્ધતિઓને તટસ્થ અને વિવેકી અધ્યાપકની અદ્દાથી કસોટી ઉપર ચઢાવતા રહ્યા છે. તેથી જ્યારે લેખક ગાંધીજી વિશે લખે છે ત્યારે તેમાં પ્રત્યક્ષ પરિચય અને સ્વાનુભવનું પૂરેપૂરું બળ છે. આ વસ્તુની પ્રતીતિ લેખકના એકેએક વિચાર અને વિધાનમાંથી મળી રહે છે.

ગાંધીજીના જીવનના એકેએક પાસાને લઈ લેખકે તેનું સ્પષ્ટીકરણ અને વ્યાકરણ કર્યું છે. જેમ હું પોતે મક્કમપણે માનુ છું કે ગાંધીજી એટલે જીવતી ગીતા અથવા ભારતીય સસ્કૃતિ અને અધ્યાત્મનો સુગમ સમન્વય, તેમ લેખક પણ એની જ કોઈ વિવેકપૂત શ્રદ્ધાને બળે ગાંધીજી વિશે સર્વગ્રાહી નિરૂપણ કરવામાં મારી દૃષ્ટિએ પૂરેપૂરા સફળ થયા છે.

માતૃભાષાનું માધ્યમ, ગ્રામરચના, રચનાત્મક પ્રવૃત્તિઓ, વિકેન્દ્રીકરણ, યંત્રવાદ, કોંગ્રેસ અને રાજકીય પક્ષોના સંબંધો, યુદ્ધનાબૂદી, પાયાની કેળવણી વગેરે જે જે સેરો ગાંધીજીની અહિંસાના પાતાળકૂવામાંથી કદી ન સુકાય એવી રીતે ફૂટી અને વહેવા લાગી છે તેના સ્પષ્ટીકરણમાં લેખકે વાચન–ચિન્તન ઉપરાંત સ્વાનુભવનો પણ ઉપયોગ કર્યો છે. તેથી ગાંધીજી વિશેનું આખું નિરૂપણ હરકોઈને માર્ગદર્શક થઈ પડે તેવું છે.

ગાંધીજી પછી કર્મયોગપર્યવસાયી અહિંસાની જીવંતમૂર્તિસમા આજે સૌની નજરે વિનોબા આવે છે. આમ તો વિનોબા અનેકવિધ પ્રવૃત્તિઓ કરતા જ રહ્યા છે, પણ આજે એમની પ્રવૃત્તિઓનો સરવાળો એકમાત્ર 'ભૂમિદાન' શબ્દમાં સમાઈ જાય છે. લેખકની કર્મશીલ અને ઉદાર દૃષ્ટિ વિનોબાને બરાબર પારખી ગઈ છે. તેથી તેમણે ભૂમિદાનમાં પણ યોગ આપ્યો છે અને આપે છે. ભૂમિદાનયાત્રા પ્રસંગે તેમણે જે કાંઈ કહ્યું હશે તેનો સંક્ષેપ પૂર્તિરૂપે આ પુસ્તકમાં મૂક્યો છે, તે એક રીતે સુસંગત છે જે વ્યક્તિ ગાંધીજીની જીવનદૃષ્ટિને બરાબર સમજી તેને અમલમાં મૂકવાનો સતત પ્રયત્ન કરતી આવી હોય, અને જે નવાં નવાં માંગલિક બળોને ઝીલવા જેટલી ઉદારવૃત્તિ પણ ધરાવતી હોય તે વ્યકિત વિનોબાજીની વિચારસરણી અને પ્રવૃત્તિથી કદી અલિપ્ત રહી જ ન શકે એમ હું સમજું છું. એટલે પ્રસ્તુત પૂર્તિ એ પણ ગાધીજીના જ જીવનસ્રોતનો એક ભાગ ગણાવો જોઈએ.

પ્રસ્તુત પુસ્તકના લેખક છે શ્રી. મનુભાઈ. તેઓ 'દર્શક' અને મનુભાઈ પંચોળીના નામે જાણીતા છે. તેમનાં લખાણો વાચકોમા એટલાં બધા પ્રિય થઈ પડ્યાં છે કે એક વાર તેમનું કાંઈ લખાણ વાંચે તે ફરી તેમનાં બીજાં અને નવાં લખાણોની શોધમાં રહે છે. તેમનાં લખાણની ઘણી વિશેષતાઓ છે, પણ તેમાંથી મુખ્ય મુખ્ય ગણાવવી હોય તો તે આ રહી : વાક્યો યથાસંભવ ટૂંકાં, ભાષા ઘરગથ્થુ છતાં સંસ્કારી, વાચનની વિશાળતા અને ચિંતનનું ઊંડાણ, અનેકવિધ પ્રજાઉત્થાનની પ્રવૃત્તિઓનો જાતઅનુભવ અને નિર્વૈર સ્પષ્ટભાષિતા. આવી વિશેષતાવાળા લેખકનું ત્રિવેણી પુસ્તક તો વાસ્તવમાં 'ત્રિવેણીતીર્થ' જ બની રહે છે. મેં એમાં રસસભર મનથી સ્નાન કર્યું છે. શીતળતા અનુભવી છે. જેઓ આમાં સ્નાન કરશે તેઓ મારા અનુભવની સત્યતાને ભાગ્યે જ ઇન્કારશે.

* શ્રી. 'દર્શક'ના પુસ્તક 'ત્રિવેણીતીર્થ'ની પ્રસ્તાવના

# સ્મૃતિશેષ

## [ ૨૩ ]

'શ્રી' સંજ્ઞાથી જે નિબંધાવળી "અખંડ આનંદ"માં આજ લગી પ્રસિદ્ધ થતી રહી છે, તે તરફ પ્રથમથી જ મારું ધ્યાન ગયેલું. બીજા લેખો ન વંચાય તોપણ એ નિબંધિકા સાંભળવાની લાલચ શમી નથી, એમ યાદ આવે છે. હુ પ્રથમ જાણતો ન હતો કે એના લેખક મારા એક સુપરિચિત સજ્જન છે. એ નિબંધિકાઓની મારા મન પર જે છાપ ઊઠતી જતી હતી, તે મને એમ માનવા પ્રેરતી હતી કે આનો લેખક કોઈ સૂક્ષ્મચિંતક અને પ્રાંજલ લખાણની શક્તિ ધરાવતો હોવો જોઈએ.

એ નિબંધિકાઓ સાંભળતી વખતે મને ઇમર્સનનાં તત્ત્વચિંતનોની અને કાકા કાલેલકરે ગીતાધર્મમાં લખેલા દૈવીસંપત ઉપરના નિબંધોની યાદ આવ્યા કરી છે; અલબત્ત, બધા ચિંતકો અને લેખકોની વિચાર તેમ જ લેખનપ્રક્રિયા કોઈ તદ્દન સમાન હોતી નથી.

જ્યારે મેં જાણ્યુ કે એ પ્રકારની નિબંધિકાઓનો સંગ્રહ છપાયો છે, ત્યારે મેં હૃદયથી એને આવકાર્યો. એક તો ક્રમેક્રમે સામયિકોમાં પ્રસિદ્ધ થયેલાં લખાણો સૌને એકસાથે સુલભ નથી હોતાં, અને જેઓ પાસે અંકોની ફાઇલ હોય તેઓ પણ એક એક અંક કાઢી તેને વાંચવા જેટલી ઉત્કટતા ભાગ્યે જ ધરાવતા હોય છે. તેથી ઊલટું, જ્યારે એક સામટો સંગ્રહ હાથમાં પડે ત્યારે સહેજે ગમે તેને વાંચવાનું મન થઈ આવે છે. અને એક વાર કોઈ નિબંધે રસ જગાડ્યો તો પછી વાચક એને પૂરેપૂરું વાંચ્યા વિના છોડતો જ નથી.

વળી આ લખાણો નિબંધ કરતાં નિબંધિકા જ વધારે છે. એક તો એ કે તે કંટાળો આપે કે થકવે એવા લાંબા નથી, અને બીજું એ કે દરેકના વિષયો દેખીતી રીતે જુદા જુદા હોવા છતાં, સળંગ જીવનની દૃષ્ટિએ તદ્દન પરસ્પર સંકળાયેલા છે. એની ભાષા જરાય કૃત્રિમ કે સંસ્કૃતના ભારથી

લદાયેલ નથી, ને શિષ્ટતાનુ પૂરેપૂરું ખમીર ધરાવે છે. જાણે કે ઘરગથ્થુ શિષ્ટ ભાષાનું એક કલેવર જ ઘડાયું ન હોય, એમ લાગ્યા કરે છે. એમાં પ્રસંગોચિત જે ઉપમાઓ અને દૃષ્ટાંતો આવે છે, તે તો મારી દૃષ્ટિએ વિચારવંત વાચકને ઘડીભર થંભાવી દે તેવાં સચોટ છે. એમાં અર્થપૂર્ણ નવીનતા દીસે છે અને મૂળ વક્તવ્યને અજબ રીતે સ્ફુટ કરે છે.

નિબંધિકાઓની એક ખાસ ખૂબી એના વિચારોના વળાંકો અને વલણોમાં રહેલી છે. લેખક કોઈ પણ વિષયની ચર્ચા કરે છે, ત્યારે તે તે વિષયને લગતા મુદ્દાઓને એક પછી એક એવી રીતે સ્પર્શે છે અને ઊંડો ઊતરતો જાય છે કે જાણે તે એક ઊંડા જળાશયમાં ઘાટના ઉપરના પગથિયાથી ક્રમે ક્રમે નીચેના સોપાને ઊતરતાં ઊતરતાં તળ સુધી પહોંચવા મથતો ન હોય! જેમ ડુંગળીના દડા કે કેળના થંભમાં એક પછી એક એમ અનેક પડો ઊખળે જાય છે તેમ નિબંધના વિષયોની ચર્ચામાં તેને સ્પર્શતા અનેક દૃષ્ટિબિન્દુઓ એક પછી એક ઊખળે જાય છે, અને વાચકની રુચિને તાજગી આપ્યા જ કરે છે.

વિષયોની પસંદગી રોજિન્દા જીવનને ધ્યાનમાં રાખી થયેલી છે, છતાં તે માત્ર સ્થૂળ જીવનને સ્પર્શ નથી કરતા. જે આંતરજીવનના બળથી સ્થૂળ વ્યવહારુ જીવન સમૃદ્ધ અને સંવાદી બને તે જીવનની ભૂમિકા ઉપર જ ચર્ચાનુ મંડાણ થયેલુ હોવાથી વાચક સહેજે અંતર્મુખ થવા લલચાઈ જાય છે.

જે નિબંધિકાઓ વાંચતાંવેંત જ દૃઢ પ્રતીતિ ઉપજાવે છે કે જીવનના હરકોઈ ક્ષેત્રમાં ઊભા થતા અનુકૂલ અને પ્રતિકૂળ સંયોગો તેમ જ તેની ચિત્ત પર પડતી અસરનાં મૂળ કારણોની શોધ કરવા જતાં લેખક અનાયાસે ચિત્તના બંધારણ તેમ જ તેના ક્ષણે ક્ષણે પલટા ખાતા વ્યાપારોને સ્પર્શે છે. પોતાના સ્વાનુભવ અને અંતરનિરીક્ષણના બળ ઉપર જ આવા વસ્તુસ્પર્શી વિચારો ઉદ્‌ભવી શકે આમાં કેટલાક નિબધો તો એવા છે કે જે નિષ્ક્રિયમાં ક્રિયાશક્તિ જગવે અને અધીરાને ધીરો બનાવે, અન્ય પર દોષનો ટોપલો ઢોલવનારને સ્વલક્ષી બનાવી શુદ્ધિ તરફ પ્રેરે. એકંદર આ બધી નિબંધિકાઓ પ્રતિપાદક શૈલીથી લખાયેલી છે અને છતા નિષેધ કરવા યોગ્ય વસ્તુનો બહુ ગીહાશથી પણ સચોટ દલીલથી નિષેધ કર્યો છે. હુ એમ સમજું છું કે જેઓ

આત્મશુદ્ધિ, આત્મબળ અને કર્તવ્યનિષ્ઠા યોગ્ય રીતે પોષવા ઇચ્છતા હોય ને જેઓ શાંતિવાંછુ હોય તેઓ આ નિબંધિકાઓને વિચારપૂર્વક રક્તે રક્તે પણ વાંચશે તો તેઓ જુદી જ દુનિયા અનુભવશે

ખરી રીતે આ નિબંધાવલી મનનમાધુરી નામને અગર તો વિચાર-મુક્તાવલી કે અંતર્મુખ સોપાન–શ્રેણીના નામને પાત્ર છે. નિબંધિકામાં મને પોતાને એટલી બધી વિશેષતાઓ ભાસી છે કે તેનો ઉલ્લેખ અત્રે શક્ય નથી. માત્ર એટલું જ કહી શકાય કે વાચક પોતે જ એને આસ્વાદે *

---

* શ્રી. મોહનલાલ મહેતા 'સોપાન'ના પુસ્તક 'દીપમંગલ'ની પ્રસ્તાવના

# બિંદુમાં સિંધુ

## [ ૨૪ ]

'સંસ્કૃતિ'ના અંકોમાં 'ધર્મોદય*—ધર્માનુભવની સ્મરણયાત્રા' એ મથાળા નીચે કાકાસાહેબનાં લખાણો ક્રમશઃ આવતાં તે જ વખતે તે લખાણો સાંભળી જતો. મને તે અનેક દૃષ્ટિએ બહુ રુચેલાં. શ્રી. ઉમાશંકરભાઈએ એ છપાયેલ લેખોનો ઘણોખરો સંગ્રહ ક્યારેક મને આપેલો, એ દૃષ્ટિથી કે હું એને સળંગ ફરી સાંભળી જાઉં. મારી પણ તે વખતે ઇચ્છા હતી કે તે લખાણો સળગ સાંભળી કાંઈક વિચાર આવે તો નોંધુ, પરંતુ ફરી સળંગ સાંભળી જવાનો અવસર ન મળ્યો. જ્યારે એ લેખો પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે ત્યારે ભાઈશ્રી જેઠાલાલ ગાંધીએ મને કહ્યું કે તમને એ લખાણો છપાતી વખતે જ ગમેલાં, તો કાંઈક લખો. મેં એ આખો લેખસંગ્રહ ફરી હમણાં જ અખંડપણે સાંભળી લીધો. પ્રથમ વાચનનાં ઝાંખાં સ્મરણો ઉદ્‌ભવ્યાં, પણ આ વખતના વાચને તો અનેક નવા વિચારો જન્માવ્યા. એની સામાન્ય રીતે ટૂંકી ટૂંકી નોંધ કરી, પણ તે તો જુદી જ દૃષ્ટિએ. મને આ વખતના શ્રવણ વખતે વિચાર એવો આવ્યો કે હું લખું ભલે ગમે તે, પણ જે વિચારો આવતા જાય તે ટપકાવું તો ખરો જ; એ ટૂંકા ટિપ્પણો પડ્યા હશે તો ક્યારેક કામ આવશે, નહિ તો ટિપ્પણ પૂરતા વિચારો તો ઘડાશે જ.

હું એ ટપકણોમાંથી આ સ્થળે કાંઈ લખીશ એમ મને નથી લાગતું, પણ કાકાસાહેબના એ લખાણો સાંભળવાથી તેમના વિશેનો પ્રથમ અનેક વાર કરેલો વિચાર આ વખતે જે નવતા પામ્યો છે તેને જ દર્શાવવા ધારું છું. તેમનાં લખાણોના આસ્વાદે કલ્પના અને જિજ્ઞાસાનાં વિવિધ અંગોમાં જે ખુમારી પેદા કરી છે તેનો અનુભવ સ્વસંવેદ્ય છે. તેમ છતાં મારા એ નવતા પામેલ વિચારના નિદર્શનથી અન્ય વાચકો પણ એવી ખુમારી અનુભવવા લલચાશે એ આશાએ થોડુંક લખું છું.

કાકાસાહેબનુ નામ એટલું બધું જાણીતું છે કે એ નામ સાંભળતાં જ

* 'ધર્મોદય' : કાકા કાલેલકર, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, પૃ. ૧૪૨, કિં. રૂ. ૧૫

કાકા કાલેલકર એમ સમજી જવાય છે. ગુજરાતી, મરાઠી અને હિંદી એ ત્રણ ભાષામાં તો તેઓ પહેલેથી આજ સુધી લખતા આવ્યા છે, જોકે તેઓ ભાષાઓ તો ઘણી જાણે છે. જેમ બીજા કેટલા વિષયો તેઓ જાણે છે એ કહેવું અઘરું છે, તેમ તેઓની ભાષાસંપત્તિ વિશે પણ છે, છતાં હું જાણું છું ત્યાં સુધી એમનાં લખાણો તો ઉક્ત ત્રણ ભાષામાં વિપુલ પ્રમાણમાં સુપ્રસિદ્ધ છે. તેથી એ ત્રણ ભાષાના જગતના વાચકો અને સાક્ષરો તો કાકાસાહેબને જાણે પોતપોતાની માતૃભાષાના લેખક હોય તે રીતે જ ઓળખે છે. તેમની માતૃભાષા કે ભણતરની ભાષા તો મરાઠી છે, પણ જેઓ તેમનાં ગુજરાતી અને હિન્દી લખાણો વાંચે છે તે બધા જ નિર્વિવાદપણે સ્વીકારે છે કે કાકાની ભાષાશક્તિ અને લખાણની હથોટી અદ્ભુત છે, વિરલ છે.

એક કોઈ સિદ્ધહસ્ત લેખકની કૃતિઓના અનેક યોગ્ય હાથે અનુવાદ થાય છે. ઘણીવાર એ અનુવાદો મૂળ જેવા જ મનાય છે, તેમ છતાં લેખક અને અનુવાદક બંનેનાં હૃદય સર્વથા એક તો નથી જ થઈ શકતાં એક હૃદયમાંથી મૂળ જન્મે છે અને બીજામાંથી અનુવાદ. છેવટે એમાં બિમ્બ-પ્રતિબિમ્બનુ સામ્ય હોય છે, પણ અભેદ તો નથી જ હોતો. તેથી ઊલટું, જ્યારે કોઈ સિદ્ધહસ્ત લેખક પોતે જ અનેક ભાષાઓમા લખે છે અને તે ઉપર તેનો પૂર્ણ કાબૂ હોય છે ત્યારે તે લેખકનું એક જ હૃદય એ વિવિધ ભાષાઓનાં લખાણોમાં ધબકતું હોય છે. અનુવાદ કરતાં મૂળ લેખકની વિવિધ ભાષાઓની કૃતિઓની ખુમારી ઓર હોય છે. ગાંધીજી ગુજરાતીમાં લખે, હિન્દીમાં લખે અને અંગ્રેજીમાં પણ, પરંતુ એ ત્રણેમાં ગાંધીજીનુ જે હૃદય વ્યક્ત થાય તે તેમના કોઈ એક ભાષાના લખાણના બીજાએ કરેલ સિદ્ધહસ્ત અનુવાદમાં ભાગ્યે જ જોઈ શકાય. આ દૃષ્ટિએ વિચાર કરતાં એવુ વિધાન કરવાનુ મન થઈ જાય છે કે અનેક ભાષામાં લખનાર સિદ્ધહસ્ત લેખક અને તલસ્પર્શી વિચારક તે તે ભાષાના સાહિત્યને અને તે તે ભાષાભાષી જગતને, ઇતર ભાષાના સાહિત્યમાંથી અને ઇતર ભાષાભાષી જગતમાંથી, ઘણી કીમતી અને ઉપયોગી ભેટો આપે છે. કાકાસાહેબને વિશે કહેવુ હોય તો એમ કહી શકાય કે તેમણે ગુજરાતી ભાષાની સમૃદ્ધિમાં પોતાની માતૃભાષા અને બીજી માતૃવત્ કરેલી ભાષાઓની સમૃદ્ધિથી બહુ મોટો વધારો કર્યો છે. ગુજરાતી ભાષાને અનેક નવા શબ્દો, નવી કહેવતો, નવા રૂઢિપ્રયોગો આપ્યા છે. સાથે સાથે ગુજરાતી ભાષાના ગામડિયા ગણાતા, તળપદા મનાતા કેટલાય શબ્દો, કેટલીય કહેવતો વગેરેને પોતાના બહુશ્રુતત્વના સંસ્કારથી સંસ્કારી સાક્ષરપ્રિય બનાવ્યાં છે. અને ગુજરાતી ભાષામાં કોઈ પણ જાતનું દારિદ્ર્ય

નથી એવી શ્રદ્ધા અંગ્રેજીભક્તોમાં પ્રકટાવવામાં કાકાસાહેબનો પણ નાનો-સૂનો ફાળો નથી. આ જ ન્યાયે કાકાસાહેબે મરાઠી ભાષાની સમૃદ્ધિમાં પણ કીમતી ફાળો આપેલો હોવો જોઈએ. ( હું 'હોવો જોઈએ' એટલા માટે લખું છું કે તેમનાં મરાઠી લખાણો મેં વિશેષ પ્રમાણમાં નથી સાંભળ્યાં.) તેઓનાં હિન્દી લખાણો હું પહેલેથી સાંભળતો આવ્યો છું અને જોતો આવ્યો છું કે તેમણે હિન્દી ભાષાની સમૃદ્ધિમાં કેટલો વધારો કર્યો છે! 'સબકી બોલી', 'સર્વોદય', 'મંગલપ્રભાત' જેવાં માસિકોમાં તો તેમનો પ્રાણ ધબકે જ, પણ બીજાં અનેક પત્રપત્રિકાઓમા અને પુસ્તકોમાં તેમનું હિન્દી લખાણ જે જોતા હશે, તેમ જ તેમનાં હિંદી અને ગુજરાતીમાં પ્રવચનો સાંભળતા હશે તે કહી શકશે કે કાકાસાહેબ હિન્દી અને ગુજરાતી સાહિત્યને તેમ જ તે ભાષાઓને કેટલું તેજ અર્પી રહ્યા છે.

ભાષા અને સાહિત્યની સમૃદ્ધિનો એક અર્થ એ છે કે તેનું કલેવર એટલું બધું વિશાળ તેમ જ ઉન્નત કરવુ કે જેથી તેમાં અણખેડાયેલા વિચારો ખેડાવા લાગે, અર્ધાપર્ધા ખેડાયેલા વિચારો વધારે સારી રીતે ખેડાય અને એકંદરે વિષયોની વિવિધતા અને વિચારની સૂક્ષ્મતાનુ ધોરણ ઊંચે આવે. કાકાસાહેબે ગુજરાતી, હિન્દી અને મરાઠી એ ત્રણે ભાષાની અને સાહિત્યનીં સમૃદ્ધિ આ દૃષ્ટિએ પણ વધારી છે. કાકાસાહેબે આ રીતે પણ સંકુચિત ભાષાવાદ અને પ્રાંતીયતાવાદને પોતાના વર્તન–વ્યવહારથી જ ફટકો માર્યો છે. તેમને હરકોઈ પોતાના પ્રાંતીય તરીકે જ ઓળખે છે. આ કાંઈ નાનીસૂની સિદ્ધિ નથી.

ગોટલી કેટલી નાની અને તેમાંથી ઊગતું, ફાલતું–ફૂલતું આંબાનું ઝાડ કેટલું મોટું! આ બે વચ્ચેનું અંતર જોનાર જો સ્થૂળદૃષ્ટિ હોય તો એ કેવી રીતે સમજી શકે કે ગોટલીમાં જ એવડો મોટો અને વિશાળ આંબો છુપાયેલો હતો? પણ સ્થૂળદૃષ્ટિને માટે જે વસ્તુ દુર્ગમ તે જ સૂક્ષ્મદૃષ્ટિને માટે સુગમ હોય છે. ગોટલી યોગ્ય ભૂમિમાં કોહી, હવા–પાણી–પ્રકાશનું બળ પામી, ફણગો કાઢે છે. તેમાથી મોટું થડ અને શાખા, પ્રશાખા, પ્રતિશાખા, પત્ર, મંજરીનો મોટો ફાલ વિસ્તરે છે. એ જ ફાલમાંથી રસના–તર્પક અને નેત્ર–મોહક મધુર આમ્રફળ પાકે છે.

આ રોજની દૃશ્યમાન ભૌતિક અને વાનસ્પતિક પ્રક્રિયા કે સૃષ્ટિ છે, જેને સમજતાં અને સમજાવતાં બહુ મહેનત નથી પડતી. પણ આ જ દાખલાને અનુસરતી માનસિક તેમ જ આધ્યાત્મિક પ્રક્રિયા કે સૃષ્ટિને સમજવા—સમ-

જાવવાનું કામ એટલું સહેલું નથી. તેમ છતાં વિશ્વમાં કેટલીક વિભૂતિઓ એવી મળી આવે છે કે જેના ઉદાહરણથી આવી સૂક્ષ્મ પ્રક્રિયા પણ કાંઈક સહેલાઈથી સમજી શકાય. મને લાગે છે, કાકા આવી એક વિભૂતિ છે અને એ વિભૂતિ–તત્ત્વનું દર્શન તેમનાં બીજાં સેંકડો લખાણોમાં થાય છે તે કરતાં કાંઈક જુદી રીતે અને કાંઈક અકલ્પ્ય રીતે પ્રસ્તુત લખાણોમાં થાય છે.

છેક શૈશવકાળમાં બનેલી નાનીમોટી ઘટનાઓ કોને યાદ રહે છે? પણ આપણે પ્રસ્તુત ધર્માનુભવનાં લખાણોમાં જોઈએ છીએ કે કાકાના શિશુ-માનસ ઉપર તે વખતની ઘટનાઓની છાપ એવી સચોટપણે ઊઠી છે કે તે છાપ ઉપર આગલાં વર્ષોમાં અને વિકસતી બુદ્ધિ તેમ જ પ્રજ્ઞાના કાળમાં તેઓ બહુ મુક્તપણે વિચાર કરી શક્યા છે. છેક શૈશવકાળ કે જ્યારે તેઓ નિશાળે પણ બેઠા ન હતા ત્યારે અને પૂરું બોલતાં પણ ભાગ્યે જ જાણતા ત્યારે તેમણે જે જે જોયું, સાંભળ્યું અને તત્કાલીન શક્તિ પ્રમાણે જે કાલાઘેલા તર્કો અને પ્રશ્નો કર્યા, અધૂરાં કે સાચાંખોટાં જે અનુમાનો તારવ્યાં તે બધાંની છાપો તેમના સ્મૃતિભંડારમાં સંઘરાતી ગઈ અને ઉત્તરોત્તર તે જ છાપો ઉપર તેઓ પોતે જ મનમાં ને મનમાં વિચારનું નવું નવું ભાષ્ય રચતા ગયા. સામાન્ય હકીકતો જે આપણા સહુનાં જીવનમાં બને છે તેવી જ તેમણે પકડી છે. કુટુંબ, સમાજ, શાળા, શિક્ષક, પટાવાળો, પુરાણી, પૂજારી, મંદિર, મૂર્તિઓ, પૂજાના ક્રિયાકાંડો ઇત્યાદિ બધું જ આપણ સહુને નાની ઉંમરથી એક અથવા બીજી રીતે પ્રાપ્ત હોય છે. પણ એની બાલ્યકાલીન છાપો કેટલાનાં મનમાં ઊઠે છે? અને ઊઠતી હોય તો તે છાપોને યાદ કરી, તેનું પૃથક્કરણ કરી, તેનુ મૂળ આપણામાંથી કોણ શોધે છે? અને એવા મૂળને શોધી, અંગત ગણાતા અનુભવમાંથી સર્વોપયોગી અને સર્વકાલીન ધર્માનુભવ કોણ તારવી શકે છે? આ બધું તદ્દન વિરલ, છતા આપણે કાકાના જીવનમાં આ બધી પ્રક્રિયા ઘટતી જોઈએ છીએ. 'સ્મરણયાત્રા'માં તેમણે અમુક વર્ષો સુધીના અનુભવો યાદ કર્યા છે, તેના ઉપર પ્રૌઢ ઉંમરની ટીકાઓ પણ કરી છે. પરંતુ આ ધર્માનુભવની યાત્રામાં તો સાવ શૈશવ અવસ્થાથી માંડી પોતાનાં સ્મરણોની યાત્રા કરી છે. જ્યારે તેઓ શિશુ હશે, કિશોર હશે, કુમાર હશે, તરુણ હશે, પ્રૌઢ હશે, અને અત્યારે પરિપક્વ પ્રૌઢ છે ત્યારે પણ, તે તે સંસ્કારો પરત્વે તેમને અનેક જાતનાં તર્કો, વિચારો અને અનુમાનો સૂઝ્યાં; શાસ્ત્રીય તુલનાઓ પણ તેમણે કરી અને છેવટે એ સ્મૃતિબીજનો અત્યાર લગીનો થયેલ વિકાસ એમણે આ યાત્રામાં આલેખ્યો. જો એમની

મનોભૂમિમાં પડેલ સંનિબીજનું આવું વિકસિત વિચાર-વૃક્ષ જન્માવવાનું સામર્થ્ય ન હોત તો આ યાત્રા આપણને સુલભ ન થાત.

સ્મૃતિ, તર્ક, કલ્પના, સમજણ અને જિજ્ઞાસા—એ બધાંનાં બીજો તેમને જન્મસિદ્ધ કે વારસાગત છે, પણ તે નાનાવિધ સામગ્રી પામી યથાકાળે ખૂબ ફાલ્યાં અને ફૂલ્યાં છે, જેની પ્રતીતિ પ્રસ્તુત સંગ્રહ કરાવે છે અને માનસિક કે આધ્યાત્મિક વિકાસમાં પણ ભૌતિક સૃષ્ટિની પેઠે જ કાર્યકારણભાવના પ્રવર્તતા નિયમનો ખુલાસો કરે છે,

કાકા પોતે ‘ જીવનપરંપરા ’ મથાળાવાળા લેખમાં પુનર્જન્મના સ્વરૂપ વિશેની અનેક કલ્પનાઓ આપી અત્યારનુ પોતાનું વલણ રજૂ કરે છે. એ ગમે તેમ હો, પણ એટલું તો નિર્વિવાદ સત્ય છે કે नासतो विद्यते भावः । જે અસ્તિત્વમાં આવે છે તેનુ અજ્ઞાત અને સૂક્ષ્મ બીજ અવશ્ય હોય જ છે. જે વસ્તુ પ્રસ્તુત યાત્રામાં વિશાળ આકારે દેખા દે છે, તેનાં બીજો તેમનામાં જન્મસિદ્ધ હતાં, અને તેથી જ તે અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ વિકસ્યાં.

કાકા કવિ છે, કળાકાર છે, કર્મશિલ્પી છે, નિર્માણસ્થપતિ છે, તત્ત્વજ્ઞ છે, વિવેચક છે, ભોગી છે, ત્યાગી છે, ગૃહસ્થ છે, સાધક છે—એમ અનેક ‘છે’નુ ભાન આ યાત્રાનાં લખાણો, તેમનાં બીજાં લખાણોની જેમ જ, કરાવે છે. પરંતુ આ યાત્રાની વિશેષતા મને લાગી છે તે તો એ કે એમણે સાદા અને સાવ સાદા દેખાય તેવા પ્રસંગોમાંથી જીવનસ્પર્શી વ્યાપક ધર્મ-સંસ્કાર તારવ્યો છે અને તે જે રીતે તારવ્યો, જે રીતે પચાવ્યો અને જે રીતે અત્યારે જીવનમાં કામ કરી રહ્યો છે તેનુ સુરેખ ચિત્ર આપ્યું છે. આ લખાણોમા કેટલાક વિષયો પર સામાન્ય નિબંધો પણ તેમણે સંઘર્યા છે. એ નિબંધોનું નવનીત જોકે જીવનગત ઘટનાઓના મંથનમાંથી જ ઉત્પન્ન થયું છે, છતાં તેમાં કોઈ ખાસ ખાસ ઘટનાઓનો ઉલ્લેખ ન હોવાથી તે ઘટના-નિરપેક્ષ વિચાર ભાસે છે. હું તો કાકાની ઉપમાઓ, ભાષાવિહાર, નવ નવ કલ્પનાઓ, વિચારનાં ઊંડાણો—એ બધું જોઉં છું ત્યારે એમને નવયુગીન વ્યાસ-વાલ્મીકિ તરીકે જ ઓળખાવવા લલચાઈ જાઉં છું.

કાકા ‘ દત્તાત્રેય ’ છે તેમણે દત્તાત્રેયથી વધારે નહિ તો ઓછા:ગુરુઓ તો નહિ કર્યા હોય એવી મારી ધારણા છે. તે ગમે તેમ હો, પણ તેમના અંતિમ ગુરુ કે ઉપાસ્ય ગાંધીજી છે. ગાધીજી અને કાકા વચ્ચે ઘણી બાબતોમાં ઘણું અતર છે, એ કહેવાની જરૂર ન હોય; પણ પ્રસ્તુત ‘ ધર્માનુભવની સ્મરણ-

યાત્રા' અને બીજી 'સ્મરણયાત્રા' તે એક રીતે કાકાસાહેબની આત્મકથા જ છે. ગાંધીજીએ આત્મકથા આપી જગતને મુગ્ધ કર્યું છે, કાકાસાહેબે આત્મકથા આપી આબાલસ્ત્રીજન ઉપરાંત વિદ્વાનોને અને સાક્ષરોને પણ આકર્ષ્યા છે, તૃપ્ત કર્યા છે. ગાંધીજી જે કહેવું હોય તે સીધેસીધું કહી દે. મૂર્તિ વિશે શું વિચારે છે અને શું વિચારતા, એવી કોઈ બાબત વિશે કહેવું હોય ત્યારે કાકાસાહેબ કાવ્યકલ્પના દ્વારા તે નાનકડી દેખાતી ઘટનાને ખૂબ ફુલાવી, વિકસાવી અનેક મનોરમ તર્ક અને આસપાસના અનુભવોના રંગ પૂરી રજૂ કરે છે. એટલે ગાંધીજીનુ એક વાક્ય તે કાકાસાહેબનો એક નાનકડો લેખ બને. વિદ્વાનો અને સાક્ષરોને 'आम्रोऽस्ति' એ વાક્ય સંતોષ નથી આપતું, જ્યારે તે જ અર્થનું 'सहकारतरुर्विलसतितरां पुरस्तात्' એ વાક્ય આકર્ષે છે.

યાત્રા કરવી હોય ત્યારે એક નિયત સ્થાનથી બીજા અંતિમ નિયત સ્થાન સુધી પગપાળા જવાનુ હોય છે; તેમાં પડાવો કરવા પડે છે; પ્રત્યેક પડાવે નવો નવો અનુભવ અને તાજગી મળતા જાય છે; ખાસ કરી નદી, માનસસરોવર કે કૈલાસની યાત્રા કરવી હોય ત્યારે તો ઊંચું ને ઊંચું ચડવાનું પ્રાપ્ત થાય છે. આવાં ચડાણોમાં ક્ષિતિજપટ ઉત્તરોત્તર વિસ્તરતો જાય છે. કાકાસાહેબે એવી યાત્રાનો આનંદ માણ્યો છે, એની ખૂબીઓ જાણી છે. તેથી જ કદાચ તેમણે પોતાના સ્મરણોને યાત્રાથી ઓળખાવ્યાં છે. આ પણ એક માનસિક અને આધ્યાત્મિક ઊંડાણ અને ચડાણનો પ્રવાસક્રમ હોવાથી યાત્રા જ છે. અધિકાર, સમજણ અને વિવેકના તારતમ્ય પ્રમાણે ધર્મના અનેક અર્થો મનુષ્યજાતિએ કર્યા છે, શાસ્ત્રોમાં સંઘરાયા પણ છે એક જ પ્રસંગમાંથી અમુક કાળે ધર્મનો જે અર્થ ફલિત થાય તે જ પ્રસંગમાંથી કાળાંતરે સમજણ, વિવેક અને પ્રજ્ઞાની વૃદ્ધિ સાથે ધર્મનાં ઉત્તરોત્તર સૂક્ષ્મ રૂપો તે જ વ્યક્તિ કલ્પે છે, અનુભવે છે. અને એ રીતે ધર્મના વિશાળ રૂપના અનુભવની યાત્રા જાગરૂક વ્યક્તિ એક જ જીવનમા કરે છે. પ્રસ્તુત લખાણો કાકાસાહેબની એવી યાત્રાના સાક્ષી છે, તેની પ્રતીતિ હરકોઈ વાચક કરી શકશે.

સિંધુમાં બિંદુ અને બિંદુમાં સિંધુ એવી પ્રાચીન વાણી છે. પૂર્વાર્ધનો અર્થ સમજતાં વાર નથી લાગતી, ઉત્તરાર્ધ વિશે તેમ નથી. પણ ઉત્તરાર્ધના એ રૂપકથી નિરૂપિત કરવામા આવતો ભાવ કે સૂચિત કરવામાં આવતો અર્થ જો આપણી નજર સમક્ષ હોય તો એ રૂપક સમજવુ સાવ સહેલું છે. જૈન શાસ્ત્રમાં વર્ણન છે કે કોઈ વ્યક્તિમાં એવી પણ લબ્ધિ–શક્તિ હોય છે કે તે એકાદ પદ, એકાદ વાક્ય કે એકાદ સૂત્રને અવલંબી તેના ઉપર વિચાર કરે

છે અને નિજ-પ્રજ્ઞાનો ઉપયોગ કરે છે ત્યારે તે એકાદ સૂત્ર તેને ચૌદ વિદ્યા જેટલું વિશાળ જ્ઞાનસામર્થ્ય અર્પે છે. આ વર્ણન ઝટ ઝટ બધાને ગળે ન પણ ઊતરે, તોપણ એની એક નાની અને આધુનિક આવૃત્તિ કાકાસાહેબનાં આ લખાણો પૂરી પાડે છે. તેથી જ તો એના શૈશવકાલીન સાવ ઉપેક્ષ્ય ગણાય એવા નજીવા સંસ્કારબિંદુમાંથી વિચાર, પરીક્ષણ અને પરિપક્વ પ્રજ્ઞાનો સિંધુ છલકાય છે.

કેટલાક અભ્યાસીઓએ ગુજરાતી સાહિત્યના ધુરંધર લેખકો જેવા કે નરસિંહરાવ, રમણલાલ આદિને કેન્દ્રમાં રાખી પીએચ. ડી. ની ડિગ્રી મેળવી છે; બીજા કેટલાક અત્યારે પણ એવા લેખકોને કેન્દ્રમાં રાખી એવી ડિગ્રીની તૈયારી કરી રહ્યાનું જાણમાં છે. તેથી સૂચન કરવાનું મન થાય છે કે જો કોઈ અભ્યાસી કાકાસાહેબના ગુજરાતી સમગ્ર સાહિત્યને અથવા એકાદ કૃતિને અથવા તેમના અનેક વિષયો પૈકી એકાદ વિષયને કેન્દ્રમાં રાખી એવી ડિગ્રી માટે પ્રયત્ન કરશે તો, હું માનું છું કે, તે પોતાની યોગ્યતાને અનેકમુખી વિકસાવશે; એટલું જ નહિ, પણ ગુજરાતી સાહિત્યની સાચી ઉપાસના કરવા ઉપરાંત પરપ્રાન્તીય વ્યક્તિએ ગુજરાતી સાહિત્યને કેટલું ઉન્નત કર્યું છે એનો અજોડ દાખલો ઉપસ્થિત કરશે.

— સંસ્કૃતિ, ઑગસ્ટ ૧૯૫૨.

# સર્વાંગીણ સંશોધન અને સમાલોચના

## [ ૨૫ ]

**લગભગ** દોઢ વર્ષ પહેલાં આખો લખાયેલ નિબંધ મેં શ્રી. ધીરુભાઈ ઠાકર પાસેથી સાંભળેલો. ત્યારે મારા ઉપર મણિલાલ નભુભાઈ દ્વિવેદીની અસાધારણ શક્તિ વિશે બહુ ઊંડી છાપ પડેલી, અને એ નિબંધની સર્વાંગીણ સંશોધનદૃષ્ટિ તથા તટસ્થ સમાલોચના વિશે પણ બહુ આદર ઊપજેલો. પરંતુ તે વખતે મારે કાંઈક પ્રાસ્તાવિક રૂપે લખવુ છે એવો કોઈ ચોક્કસ ખ્યાલ હતો જ નહિ. મેં જે લખેલો આખો નિબંધ સાંભળેલ, તેનુ લગભગ અર્ધ પરિમાણ પ્રસ્તુત મુદ્રિત ભાગમાં આવે છે. મૂળ નિબંધમાં જે મ. દ્વિવેદીના જીવનને સ્પર્શતો ભાગ હતો તે પ્રસ્તુત મુદ્રણમાંથી બાકાત રાખવામા આવ્યો છે. એને લીધે પ્રસ્તુત નિબંધનુ કદ બહુ વધતું નથી અને માત્ર સાહિત્યિક જીવન પૂરતી સમગ્ર ચર્ચા આવી જાય છે. આથી વાચકવર્ગને એકસાથે બોજા જેવુ નહિ લાગે અને વધારે સંભવ એવો છે કે મણિલાલની સાહિત્યિક કૃતિઓ વિશે વાંચ્યા પછી લોકોના મનમાં તેમના જીવન વિશે પણ ઊંડી જિજ્ઞાસા ઉદ્‌ભવે. આ દૃષ્ટિએ જોતાં પ્રસ્તુત નિબંધ પ્રમાણોપેત જ લેખાય.

થોડાંક વર્ષો થયાં ગુજરાતમાં એક પ્રથા શરૂ થઈ છે, જે વધાવી લેવા જેવી છે. તે પ્રથા એટલે પીએચ. ડી. ના નિબંધ વાસ્તે અર્વાચીન યુગના કોઈ ને કોઈ વિશિષ્ટ સાક્ષરને પસંદ કરવા તે. મણિલાલ ગઈ શતાબ્દીના ગુજરાતી વિશિષ્ટ સાક્ષરોમાં મૂર્ધન્ય સ્થાન ભોગવવાની યોગ્યતા ધરાવે છે. એટલે મણિલાલને લઈ કોઈ પીએચ. ડી કરવા ઇચ્છે તો એ બહુ ઉચિત જ ગણાવુ જોઈએ શ્રીયુત ધીરુભાઈએ આજથી અગિયાર વર્ષ પહેલાં મણિલાલ વિશે નિબંધ લખવાનો વિચાર કર્યો અને કામ શરૂ કર્યું. બહુશ્રુત અને વિશદદૃષ્ટિસંપન્ન સ્વ. રામનારાયણ વિ. પાઠક એમના માર્ગદર્શક હતા. વિષય અને માર્ગદર્શકનો ખરેખર સુમેળ ગણાય. તેમાં શ્રીયુત ધીરુભાઈએ નવ વર્ષની સતત તપસ્યાનો ઉમેરો કર્યો, એટલે એ યોગ બહુ સુભગ નીવડ્યો. પ્રસ્તુત નિબંધ એ સુભગ યોગનું જ પરિણામ છે.

હું મારી શક્તિ, સમજ અને સમયની મર્યાદા જાણવા છતાં પ્રાસ્તાવિક રૂપે કાંઈક લખવા પ્રેરાયો છુ તે બે દૃષ્ટિએ એક તો મણિલાલના સાહિત્યનું

અને કાર્યનું પ્રસ્તુત નિબંધ દ્વારા જે પરિશીલન થયું તે દ્વારા મણિલાલની અસાધારણ પ્રતિભા અને શક્તિની મારા ઉપર ઊંડી છાપ પડી. અને બીજું, શ્રી. ધીરુભાઈએ નિબંધ લખવા પાછળ જે વાચન, ચિંતન અને વિષયને પૂરો ન્યાય આપવા ખાતર શક્તિ અને સમયની પરવા કર્યાં વિના છૂટીછવાઈ વીખરાયેલી પ્રાપ્ય સામગ્રીને મેળવવા, તેમ જ સર્વથા અપ્રાપ્ય જેવી સામગ્રીને શોધી તેનો ઉપયોગ કરવા જહેમત લીધી છે, તેની પણ મારા ઉપર ઊંડી છાપ પડી છે.

અધ્યયન, મનન–ચિંતન, તુલના, સબંધ ધરાવતી સામગ્રી જે મળતી હોય તેનો ઉપયોગ અને અપ્રાપ્ય હોય તેની શોધ કરવી, ઇત્યાદિ અનેક અંગો સશોધનકાર્યમાં આવશ્યક છે. પ્રસ્તુત નિબંધ સાંગોપાંગ વાંચતાં કોઈ પણ વિચારકને એ દૃઢ પ્રતીતિ થયા વિના નહિ રહે કે નિબધના લેખકે સંશોધનને સર્વાંગીણ બનાવવામાં કશી કચાશ રાખી નથી. પ્રત્યેક વિષયને લગતી કૃતિઓની તુલના અને પરીક્ષા કરતી વખતે લેખકે તેની મૂલવણીમાં કેટલી તટસ્થતા વાપરી છે એનો પણ ખ્યાલ વાચકને મૂળ નિબધ અને સ્થળે સ્થળે કરેલાં ટિપ્પણો ઉપરથી આવ્યા વિના નહિ રહે.

મણિલાલને યથાર્થ સમજવા માટે તો આ આખો નિંબધ જ ધ્યાન-પૂર્વક વાચી જવો જોઈએ ગયા સૈકાના એ અસાધારણ વિદ્વાન, બહુશ્રુત તેમ જ અનેક વિષયોમાં સ્વતત્ર વિહાર કરનાર એક સાક્ષર હતા. તેમ છતાં, ગણ્યાગાહ્યા વિદ્વાનો સિવાય એમને વિશે લોકો બહુ ઓછું જાણે છે. એવી સ્થિતિમા એમનો પૂરો અને યથાર્થ પરિચય કરાવતો પ્રસ્તુત નિબંધ વિદ્વાનો ઉપરાંત સાધારણ જિજ્ઞાસુવર્ગને પણ બહુ ઉપયોગી થશે એ વિશે મને શંકા નથી. જો આપણે આપણા વિચારક અને લેખકવર્ગનો સાચો અને સ્પષ્ટ ઇતિહાસ સાચવી રાખવો હોય, તેમ જ તેમાંથી પ્રેરણા મેળવી નવી પેઢીએ પ્રગતિ કરવી હોય, તો જરૂરનું છે કે કોઈ અભ્યાસી તે તે વ્યક્તિ વિશે પૂરું નિરૂપણ કરે. પ્રસ્તુત નિબંધ એવા ઇતિહાસની એક સાચી કડી બની રહે છે, તેથી આવકારપાત્ર છે.

પ્રસ્તુત નિબંધમાં સાત પ્રકરણો છે. પહેલું પ્રકરણ સંસ્કારપીઠિકા. બીજું ધર્મતત્ત્વચર્ચા. ત્રીજું સમાજ, શિક્ષણ અને રાજકારણને લગતું. ચોથું સાહિત્યકૃતિઓને લગતું. પાંચમું ગદ્યશૈલીને લગતું છઠ્ઠું કવિતા વિશેનું અને સાતમું ઉપસંહાર.

ઓગણીસમા સૈકાના પ્રારંભથી તેના અંત સુધીમાં આખા દેશમાં અને ખાસ કરી ગુજરાતમાં જે પૂર્વ–પશ્ચિમના યોગે નવાજૂનાનો સંઘર્ષ ચાલતો, તેનું સંસ્કારપીઠિકામાં સંક્ષિપ્ત છતાં સાંગોપાંગ નિરૂપણ છે. એક વર્ગ દેશમાં એવો હતો, જે શિક્ષણ, સમાજ, સાહિત્ય, ભાષા, રાજ્ય બધાં ક્ષેત્રે પશ્ચિમની શક્તિઓ અને તેજસ્વિતાથી અંજાઈ પાશ્ચાત્ય સંસ્કારોનો અનન્ય ભક્ત થયેલો; જ્યારે બીજો વર્ગ તેથી સાવ જુદી વૃત્તિ સેવતો. તે વર્ગ એવો રૂઢિચુસ્ત કે જાણે પશ્ચિમમાંથી કાંઈ લેવા જેવું છે જ નહિ અને જે ચાલ્યું આવે છે તેને જ વળગી રહેવું. પરંતુ ત્રીજો વર્ગ—ભલે તે નાનો હોય છતાં—એવો હતો, જે એમ માનતો કે પશ્ચિમમાંથી ઘણું લેવા જેવું છે, તે લીધા વિના ભારતીય સંસ્કૃતિ વધારે ઉદાત્ત બની પણ નહિ શકે. તેમ છતાં, તે વર્ગ ઊંડી દૃષ્ટિથી એ પણ જોઈ શકતો કે પાશ્ચાત્ય સસ્કારોને આંધળિયાં કરી ઝીલવા અને પચાવવા એમાં બહુ જોખમ છે. તે વર્ગ પોતાના હજારો વર્ષના સાંસ્કૃતિક વારસાનું ખરું મહત્ત્વ સમજતો. તેથી તે વારસાના મૂલ્યવાન અને સ્થાયી અંશોને કોઈ પણ રીતે આંચ ન આવે એવી રીતે, પણ નવા જમાનામાં ઊભા રહેવા માટે જે ખૂટતું દેખાય તેની પૂર્તિ અર્થે, પાશ્ચાત્ય સંસ્કારપ્રવાહમાંથી બધુ જ લેવા તૈયાર હતો. મણિલાલ આ ત્રીજા વર્ગના વિશિષ્ટ પ્રતિનિધિ હતા. એક તો એમણે ભારતીય પ્રાચીનતમ સાહિત્યનો સીધો પરિચય કર્યો હતો. એ સાહિત્યની વિવિધ શાખાઓની ગુણવત્તાનું પણ એમને ભાન હતું. એમની પ્રતિભા એ જોઈ શકતી કે ભારતીય સાહિત્ય અને સંસ્કારરાશિમાં શું શુ સ્થાયી તત્ત્વ છે. તેથી એમણે પોતાનું જીવનકાર્ય નક્કી કરતા પૂરો વિચાર કરી લીધો અને તે પ્રમાણે આખું જીવન જરા પણ પીછેહઠ કર્યા વિના વ્યતીત કર્યું. પોતે સ્વીકારેલ જીવનકાર્યની સિદ્ધિ અર્થે એમણે પોતાના અલ્પ કહી શકાય એવા આયુષ્ય દરમ્યાન એટલા બધાં વિષયો અને ક્ષેત્રો ખેડયાં છે કે તેનો વિચાર કરતાં મારા જેવો માણસ તો આભો બની જાય છે.

મણિલાલને ન હતી શારીરિક સ્વસ્થતા કે ન હતી કૌટુંબિક અને જ્ઞાતિજનની કશી અનુકૂળતા. એટલું જ નહિ, તેમને પ્રમાણમાં આર્થિક સકડામણ પણ હતી જ. પોતાના સ્વમાની અને કોઈની ખુશામત ન કરવાની મક્કમ વલણને લીધે જ્યાં ત્યાં માર્ગ મોકળો કરવાનું પણ તેમને માટે સરળ ન હતું. એવી અકલ્પ્ય અગવડો અને મૂંઝવણો વચ્ચે જે વ્યક્તિએ લગભગ પંદર વર્ષ જેટલા ગાળામાં સાહિત્ય અને જીવનને સ્પર્શતા બધા જ પ્રદેશોને આવરી

લેતું ગંજાવર લખાણ—અને તે પણ મૌલિક—કર્યું તેની શક્તિ અને પ્રતિભા કેટલી હશે એનું તો માત્ર અનુમાન જ કરવાનું રહે છે. કદાચ આ જ અભિપ્રાયથી શ્રી. આનંદશંકર ધ્રુવ જેવા પરિમિતભાષી વિદ્વાને તેમને વિશે અહોભાવ દર્શાવેલો અને પ્રશંસાપુષ્પો વર્ષાવેલાં. સંસ્કાર–પીઠિકામાં પૂર્વ–પશ્ચિમના સંઘર્ષને લીધે ઊભી થયેલી પરિસ્થિતિ અને તેમાંથી મણિલાલ જેવાનો કેવી રીતે ઉદ્‌ભવ થયો એ વસ્તુ યોગ્ય રીતે ચર્ચવામા આવી છે. એ ચર્ચામાં ઓગણીસમા સૈકાના પશ્ચિમ ભારતના સાંસ્કારિક ઇતિહાસની બધી કડીઓ જોવા મળે છે. ઓગણીસમા સૈકાનું તાદશ ચિત્ર જોવા ઇચ્છે તેવા કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને માટે આ સંસ્કારપીઠિકા પૂરતી છે.

બીજા પ્રકરણમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનને લગતા મણિલાલના લેખો, પુસ્તકો આદિને લઈ ચર્ચા કરવામાં આવી છે. ‘ અભ્યાસ ’ નામની લેખમાળા, ‘ સિદ્ધાંત-સાર ’ નામનું સ્વતંત્ર પુસ્તક, ‘ પ્રાણવિનિમય ’ નામક સ્વતંત્ર પુસ્તક અને ‘ ગીતા ’નો સભાષ્ય અનુવાદ ઇત્યાદિ તેમની બધી જ પ્રાપ્ય કૃતિઓને લઈ લેખકે વિચારણા કરેલી છે. આ વિચારણા કરતી વખતે જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં સર્વત્ર આ દેશના તેમ જ પરદેશના વિદ્વાનોની કૃતિઓ સાથે તુલના પણ કરવામાં આવી છે. એ તુલના કરતાં કોઈ પણ સ્થળે મણિલાલ વિશે અત્યુક્તિ કરવામાં નથી આવી અને છતાં મણિલાલનું ધર્મ તેમ જ તત્ત્વજ્ઞાન વિશે મૌલિક દૃષ્ટિબિંદુ શું હતું તેની સ્પષ્ટતા કરવામાં આવી છે. મણિલાલની મુખ્ય દૃષ્ટિ અભેદલક્ષી હતી. તે કેવલબ્રહ્માદ્વૈતને પારમાર્થિક સત્યરૂપે સ્વીકારી તેનો વ્યવહારના દરેક ક્ષેત્રમાં કઈ રીતે વિનિયોગ કરવો એ ભાવનાથી બધું લખતા–વિચારતા. તેમની અદ્વૈત વિશેની સ્થિર ધારણાને લીધે ઘણા વ્યવહારુ અને ઉપરછલી દૃષ્ટિ ધરાવનારા લોકોને તેઓ અગમ્ય જેવા લાગતા. છતાં તેમણે પોતાનું વક્તવ્ય યુક્તિ, શાસ્ત્ર અને અનુભવને આધારે સ્પષ્ટ કરવામાં ક્યાશ રાખી નથી, એમ તેમનાં લખાણો વાંચતાં આજે પણ લાગે છે. આચાર્ય ધ્રુવ ચાલુ સૈકાના ગુજરાતી સાક્ષરોમાં શિરોમણિ છે, પણ તેમનાં લખાણોમાંની ધર્મ તેમ જ તત્ત્વજ્ઞાન વિશેની ઘણી વિચારણાઓની પૂર્વપીઠિકા મણિલાલનાં લખાણોમાં મળી રહે છે. એમ કહી શકાય કે મણિલાલે ચર્ચેલા ધર્મ અને તત્ત્વજ્ઞાનના મુદ્દાઓને આનંદશંકરભાઈ એ પ્રસન્ન શૈલીએ વધારે સ્પષ્ટ કર્યા અને વિકસાવ્યા. નિબંધના લેખકે મણિલાલની આ શક્તિ પારખી તેમની તદ્વિષયક કૃતિઓનું સમાલોચન કર્યું છે અને જ્યાં મણિલાલના નિરૂપણમાં કે વિચારમાં કાંઈ ક્ષતિ દેખાઈ ત્યાં તે દર્શાવ્યું પણ છે.

(દા. ત. જુઓ પૃ. ૧૦૫ પરની કાંત–મણિલાલ–વિવાદની સમાલોચના એ જ રીતે રમણભાઈ સાથેના વિવાદમાં મણિલાલના પ્રાર્થના–વિષયક દૃષ્ટિબિન્દુની ટીકા; જુઓ પૃ. ૧૨૫–૧૨૯.)

આ જ પ્રકરણમાં શ્રી. રમણભાઈ નીલકંઠ અને કવિ કાંત જેવા સાથે થયેલી મણિલાલની લાંબી ચર્ચાઓના ઉપર પણ નિબંધલેખકે પૂરો પ્રકાશ પાડયો છે. આ કામગીરી બજાવવા જતાં લેખકને અનેક જૂની ફાઈલો સાંગોપાંગ ઉથલાવવી પડી છે. રમણભાઈ જેવા પ્રખર સાહિત્યિક અને કુશળ વકીલ સાથેની વર્ષો લગી ચાલેલી ચર્ચામાં શુ તથ્ય છે તે લેખકે નિબંધમાં તટસ્થપણે તારવી બતાવ્યુ છે. (જુઓ પૃ. ૧૩૩–૧૩૫) શ્રી. સંજાનાએ મુંબઈ યુનિવર્સિટીમાં આપેલ વ્યાખ્યાનમાં રમણભાઈ અને મણિલાલની 'સ્કૉલર' તરીકેની તુલના કરતાં જે ભ્રમ ઊભો કર્યો છે તેનુ નિરસન પ્રસ્તુત નિબંધમાં ઠીક ઠીક દલીલથી કરવામાં આવ્યું છે, અને છતાંયે, શ્રી સંજાનાની કેટલીક ટીકાનો સ્વીકાર પણ કર્યો છે, જે સમાલોચનાનું સમતોલપણું સૂચવે છે. (જુઓ પૃ. ૧૩૬–૧૪૧)

વળી, એ જ પ્રકરણમાં શ્રી. ગોવર્ધનરામ અને આનંદશંકર સાથે મણિલાલની ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયમા તુલના પણ કરવામા આવી છે, જે પરથી મણિલાલનુ ધર્મ અને તત્ત્વચિંતનના ક્ષેત્રમાં ગુજરાતી વિચારક તરીકે શુ સ્થાન છે તેનો ચોક્કસ ખ્યાલ મળે છે (જુઓ પૃ. ૧૪૩–૧૫૨).

સમાજ, શિક્ષણ અને રાજકારણ જેવા વિષયોમાં પણ મણિલાલ અવ્યાહત ગતિએ વિચારે છે અને લખે છે એ વિશેના તેમના 'પૂર્વ અને પશ્ચિમ', 'નારીપ્રતિષ્ઠા', 'સુદર્શન ગદ્યાવલિ' માંના લેખો આદિ બધાં જ લખાણો લઈ લેખકે તે તે ક્ષેત્રમાં મણિલાલની કેવી દૃષ્ટિ હતી અને તેઓ સમાજ, શિક્ષણ કે રાજકારણમાં શું પરિવર્તન કરવા ઇચ્છતા તે બધું લાગતાવળગતા વિચારકો અને ચાલુ પ્રણાલીઓ સાથે તુલના કરી દર્શાવ્યું છે. તે કાળે કોઈ વિશિષ્ટ સાક્ષર સીધી રીતે રાજકારણની ચર્ચા ભાગ્યે જ કરતો, ત્યારે મણિલાલ એ વિશે પોતાની ચોક્કસ દૃષ્ટિ નિર્ભયપણે રજૂ કરે છે, એ જાણતાં જ એમ થઈ આવે છે કે ગુજરાતે માત્ર સામાજિક સુધારકોને જ જન્મ નથી આપ્યો, પણ એણે ગઈ સદીના રાજકીય દૃષ્ટિએ દબાયેલ સાક્ષરવર્ગમાં પણ એક તેજસ્વી મૂર્તિ જન્માવી છે.

પ્રકરણ ચોથામાં સાહિત્યકૃતિઓની સમાલોચના છે. તેમાં મણિલાલનાં નાટક, નવલકથા, આત્મચરિત્ર, નિબંધો, વિવેચનલેખો, સંશોધન, ભાષાંતર–

સંપાદન આદિ સાહિત્યની વિગતે અને મુક્તમને ચર્ચા કરી છે. 'કાન્તા' નાટક વિશેની ચર્ચા બે બાબતો તરફ ખાસ ધ્યાન ખેંચે છે. એક તો નવલરામે 'કાન્તા' નાટકની કરેલી ટીકાનો જે સમર્થ જવાબ અપાયો છે તે (જુઓ પૃ. ૧૯૮–૨૦૧.), અને બીજી એ કે 'કાન્તા' નાટક મુંબઈ કંપનીએ ભજવ્યું તે કેવું નીવડયું એની સાચી માહિતી તેના જાણકાર વયોવૃદ્ધ સુપ્રસિદ્ધ નટ જયશંકરભાઈ (સુંદરી) પાસેથી મેળવી આપી છે તે (જુઓ પૃ. ૨૦૪). 'નૃસિંહાવતાર' નાટક એ જ કંપનીની માગણીથી રચાયું અને ભજવાયું. તેણે પ્રેક્ષકો અને વિદ્વાનો ઉપર જે અસર કરેલી તેની યથાર્થ માહિતી પણ તે જ નાટક ભજવવામાં પ્રત્યક્ષ ભાગ લેનાર શ્રી. જયશંકરભાઈએ પૂરી પાડી, એની પણ લેખકે નોંધ કરી છે, જે મહત્ત્વની કહેવાય. 'નૃસિંહાવતાર' અદ્યાપિ અપ્રકટ છે, પણ હવે થોડા જ વખતમાં પ્રકાશિત થશે અને રસિકો એની ગુણવત્તા પણ જોઈ શકશે

'ગુલાબસિંહ' ની ચર્ચા લેખકે વિસ્તારથી કરેલી છે. સ્વ. નવલરામ ત્રિવેદીએ એનું મૂલ્યાંકન કરવામાં જે ભૂલ કરેલી તે દર્શાવવા લૉર્ડ લિટનલિખિત મૂળ અંગ્રેજી નવલકથા 'ઝેનોની'નાં અવતરણો લઈ 'ગુલાબસિંહ'ના તે તે ભાગની સવિસ્તર તુલના કરી છે, અને સાચી રીતે સાબિત કર્યું છે કે 'ગુલાબસિંહ' જોકે ઉક્ત અંગ્રેજી નવલકથા ઉપરથી લખાયો છે, પણ તે નથી અક્ષરશઃ અનુવાદ કે મોટે ભાગે અનુવાદ, પણ 'ગુલાબસિંહ' એ એક સ્વતંત્ર રૂપાંતર છે. 'સરસ્વતીચંદ્ર'ના પ્રકાશન પહેલાં જ 'ગુલાબસિંહ' કકડે કકડે પ્રસિદ્ધ થયે જતો હતો. મણિલાલની નવલકાર તરીકેની શક્તિ એમા સ્પષ્ટ છે.

નિબંધમાં મણિલાલના આત્મચરિત વિશે પણ ઇશારો છે. આત્મચરિત લભ્ય છતાં આજ લગી પૂરેપૂરું પ્રસિદ્ધ થયુ નથી. નિબંધલેખકે ઘણી જહેમત લઈએ આખું આત્મચરિત જોઈ લીધું અને તે ઉપરથી પ્રસ્તુત નિબંધમાં તે વિશે ચર્ચા કરી છે. મણિલાલ પહેલાં લખાયેલ દુર્ગારામ અને નર્મદના આત્મ ચરિતો જાણીતાં છે, પણ મણિલાલનુ આત્મચરિત તદ્દન જુદી જ કોટિનુ છે. એમાં સત્યનો ભારોભાર રણકાર છે. લેખકે ગાંધીજીના આત્મચરિતના મુકા-બલે મણિલાલનું આત્મચરિત કેવુ ગણાય તેની નિખાલસ ચર્ચા કરી છે.

મણિલાલ એક સમર્થ નિબંધકાર તરીકે જાણીતા છે. એમણે લગભગ દોઢ હજાર પાના જેટલા નિબંધો લખ્યા છે. એ નિબંધોની પરીક્ષા લેખકે તટસ્થભાવે કરી છે અને નર્મદ, રમણભાઈ, નરસિંહરાવ અને ઠાકોર આદિ સાથે તુલના કરી તેની ગુણવત્તા પણ દર્શાવી છે.

મણિલાલે લગભગ ૨૪૦ જેટલાં પુસ્તકોનું અવલોકન–વિવેચન કર્યું છે. એ અવલોકન માત્ર સ્થૂળ કે પહોંચ પૂરતું નહિ, પણ તે તે પુસ્તક બરાબર વાંચી–સમજી તે વિશે પોતાને તટસ્થપણે જે સૂચવવું છે તે સૂચવ્યું છે. અને ઘણી-વાર તેમણે પોતાના પ્રતિપક્ષી લેખકોનાં પુસ્તકો વિશે પણ ઊંચો અભિપ્રાય દર્શાવ્યો છે. આ વસ્તુ લેખકે નિબંધમાં ઉત્તમ રીતે રજૂ કરી છે. ( દા. ત. જુઓ પૃ. ૨૫૯ પદનો ‘ અનુભવિકા ’ વિશેનો ઉલ્લેખ. )

બીજાં બધાં કામો ઉપરાંત મણિલાલના જે કામે મારું મન વધારે જીત્યું છે તે કામ પાટણના ભંડારોનું અવલોકન–સંશોધન. મણિલાલ પહેલાં ટોડ, ફાર્બસ, બુલ્હર અને ભાડારકરે પાટણના ભંડારો અવલોકેલા, પણ તેમની પછી તરત જ મણિલાલ એ કામગીરી હાથમાં લે છે. બીજા બધા કરતાં ઓછી સગવડ અને નાદુરસ્ત તબિયત છતાં તેમણે લગભગ આઠ માસ લગી રાત અને દિવસ એકધારું ભંડારોનુ વ્યવસ્થિત કામ કર્યું. જ્યારે કોઈ ભંડારો ઉઘાડવા રાજી નહિ, અને ઉઘાડે તોય પૂરુ બતાવે નહિ, બેસવાની જગ્યા પણ અંધારી અને ભેજવાળી, વળી થોડા વખત માટે ભંડાર ઉઘાડે તોય મકાને લિખિત પોથીઓ લઈ જવા આપે નહિ, નકલ કરનારની પણ પૂરી સગવડ નહિ, ઇત્યાદિ અનેક મુશ્કેલીઓ વચ્ચે તેમણે ૧૨ ભંડારોમાંના મળ્યા તેટલા ગ્રંથોનુ પાનેપાનુ જોઈ તેની મુદ્દાવાર વિગતે યાદી તૈયાર કરી. એટલુ જ નહિ, પણ તે ઉપરથી સર સયાજીરાવ પાસે તેમણે એક નિવેદન રજૂ કર્યું, જેમાં ગાયકવાડ સરકારે ભંડારોના ઉદ્ધાર વિશે શું શું કરવું, કયા કયા ગ્રંથો પ્રસિદ્ધ કરવા, કયાં કયાં ભાષાંતરો કરાવવાં અને કયા કયા ગ્રંથોનો માત્ર સાર પ્રગટ કરવો ઇત્યાદિ સૂચના હતી. એ સૂચનાને આધારે જ સર સયાજીરાવે પ્રાચ્ય વિદ્યામંદિર અને ગાયકવાડ ઓરીએન્ટલ સિરીઝ એ બે પ્રવૃત્તિઓ શરૂ કરી, જે ઉત્તરોત્તર વિકસતી રહી છે. મણિલાલ માત્ર સૂચના કરીને જ બેસી ન રહ્યા, પણ તેમણે જાતે જ એ કામ પ્રારંભ્યું તેના ફળરૂપે ‘ અનેકાંતવાદપ્રવેશ ’, ‘ દ્વયાશ્રય ’, ‘ કુમારપાળચરિત ’, ‘ ષડ્દર્શનસમુચ્ચય ’, ‘ ભોજપ્રબંધ ’, ‘ શ્રુતિસારસમુદ્ધરણ ’ આદિ ગ્રંથોનાં આધુનિક ગુજરાતીમાં સર્વપ્રથમ ભાષાંતર પ્રસ્તાવનાસહ પ્રસિદ્ધ થયા અને સંસ્કૃત–પ્રાકૃત પ્રાચીન ગ્રંથોનાં ભાષાતર કરવાનો માર્ગ મોકળો થયો. મણિલાલે પોતાની સૂચનાને મૂર્ત રૂપ આપવા ‘ પ્રબંધચિંતામણિ ’ વગેરે ૧૯ ગ્રંથોનો સાર ગુજરાતીમાં લખી બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો એ જ રીતે તેમણે ભવભૂતિનાં ત્રણે નાટકોનાં ગુજરાતીમાં ભાષાંતર કર્યાં, જેમાં ‘ મહાવીરચરિત ’ અદ્યાપિ અપ્રસિદ્ધ છે

અને થોડું અધૂરું પણ છે તેમણે અંગ્રેજીમાં પણ અનેક ગ્રંથોનાં ભાષાંતર અને સંપાદન કર્યાં અને 'રાજયોગ' જેવો સ્વતંત્ર ગ્રંથ પણ લખ્યો. મણિલાલની આ કામગીરીનુ નિદર્શન નિબંધમાં વિગતે છે અને જિજ્ઞાસુને પ્રેરણા પણ આપે છે.

મણિલાલે અંગ્રેજીમાં લખાયેલ કેટલાંક પુસ્તકો ઉપરથી પોતાની ઢબે તે તે વિષયમાં ગુજરાતીમાં સ્વતંત્ર પુસ્તકો પણ લખ્યા છે અને તર્કશાસ્ત્ર તેમ જ માનસશાસ્ત્રની પોતાના દાર્શનિક જ્ઞાનને આધારે નવી પરિભાષાઓ પણ યોજી છે. આ દૃષ્ટિએ તેમના 'ન્યાયશાસ્ત્ર' અને 'ચેતનશાસ્ત્ર' એ ગ્રંથો ઘણા ઉપયોગી છે.

મણિલાલ સમર્થ ગદ્યસ્વામી તરીકે ઓળખીતા તો છે જ, પણ તેમની ગદ્યશૈલીની ગુણવત્તા વિશે કોઈએ અદ્યાપિ વિગતે ચર્ચા–સમાલોચના નથી કરી, જે આ નિબધમાં પહેલી જ વાર જોવા મળે છે આ ચર્ચા કરતાં લેખકે ગોવર્ધનરામ, નરસિંહરાવ અને ઠાકોરની ગદ્યશૈલીની વેગવત્તા કરતા મણિલાલની વેગવત્તા કેવી ચડિયાતી છે એ તટસ્થભાવે નિરૂપ્યું છે મુનશીજીની વેગવત્તા સાથે પણ મણિલાલની વેગવત્તાની તુલના કરવામા આવી છે અને લેખકે બતાવ્યું છે કે મણિલાલની વેગવત્તામાં જે ઊંડાણુ અને પર્યેષકતા છે, તે મુનશીજીના લખાણમાં વેગ છતા નથી દેખાતાં.

મણિલાલની સર્વદેશીય વિદ્યાવિહાર કરવાની શક્તિએ તેમને લખાણમાં પ્રયોજવાની ભાષા વિશે પણ લખવા પ્રેર્યા છે. તેમણે બહુ જ યથાર્થ રીતે લેખકોના ચાર વર્ગ પાડી તેના, સમકાલીન જીવિત લેખકોમાંથી, ઉદાહરણો પણ આપ્યાં છે, અને પોતાને આદરણીય હોય એવી મનસુખરામ જેવી વ્યક્તિની લેખનભાષા વિશે પણ નિર્ભય ટીકા કરી છે, જ્યારે પોતાના પ્રતિપક્ષી મનાતા રમણભાઈ જેવાની લેખનશૈલીને યથાર્થ પક્ષમાં મૂકી આવકારી છે (જુઓ પૃ ૩૦૧–૩૦૩)

મણિલાલ ચિંતક હોવા ઉપરાંત કવિ પણ હતા. તેમણે પોતાનુ કવિકર્મ જુદી જુદી રીતે અજમાવ્યું છે. તેમણે ગેય ઢાળોમાં ભજનો લખ્યાં છે, તો ગઝલરૂપે ફારસી શૈલીનાં કાવ્યો પણ રચ્યાં છે વળી તેમણે થોડાંક વૃત્તબદ્ધ પદ્યો પણ આપ્યાં છે.

પ્રસ્તુત નિબધ તૈયાર કરવા માટે છાપાં અને સુલભ–દુર્લભ સેંકડો પુસ્તકોનો તો લેખકે યથાસ્થાન ઉપયોગ કર્યો જ છે, પણ તેમણે નિબંધ

નિમિત્તે જે અપ્રાપ્ય સામગ્રી મેળવવા જહેમત ઉઠાવી છે તે સંશોધનકાર્યના રસિકને આકર્ષે તેવી છે. ધીરુભાઈએ મણિલાલની હસ્તલિખિત સામગ્રી જ્યાં હોય ત્યાંથી મેળવવા બહુ યત્ન કરેલો. વડોદરાના શ્રી. જગજીવનદાસ દયાળજી, જે મણિલાલના સમકાલીન હતા, તેમની પાસે 'નૃસિંહાવતાર' ની મણિલાલના હસ્તાક્ષરની પોથી હતી; જે અન્યત્ર તદ્દન અપ્રાપ્ય હતી તે પોથી લેખકે ગજા ઉપરાંત ખર્ચ કરીને પણ ખરીદી અને વધારામાં છપાવી પણ દીધી મણિલાલના પૌત્રને શ્રમપૂર્વક સમજાવી તેમને ત્યાં પડેલ અને જર્જરિતપ્રાય થયેલ મણિલાલનો મુદ્રિત-લિખિત સંગ્રહ મેળવ્યો. તેમાંથી મણિલાલની હસ્તલિખિત અનેક દુર્લભ ચીજો મળી, જેમાં તેમનો પત્રવ્યવહાર, વસિયતનામુ અને અનેક ગ્રંથો ઉપર તેમણે કરેલી નોંધો કે ટિપ્પણોનો સમાવેશ થાય છે. તેમણે આપેલ અંગ્રેજી વ્યાખ્યાનો, જે માત્ર પોતા માટે જ છપાવેલ, તેની અન્યત્ર સર્વથા અપ્રાપ્ય એવી નકલો મળી; જેમકે 'ધ નેસેસીટી ઑફ સ્પીરીચ્યુલ કલ્ચર', 'ધ ડૉક્ટ્રીન ઑફ માયા' ઇત્યાદિ. આ આખો સંગ્રહ ગુ. વિ. સભામાં સુરક્ષિત રહે તે દૃષ્ટિએ નિબંધલેખકે મણિલાલના પૌત્રને સમજાવી ત્યા સોંપાવ્યો છે.

મણિલાલનુ આત્મચરિત અમુક અંશે તો 'વસંત' માં આનંદશંકરભાઈએ પ્રસિદ્ધ કરેલુ, પણ એ આત્મચરિત આખું પોતાની પાસે હોવા છતાં તેમણે સહેતુક પ્રસિદ્ધ નહિ કરેલુ અને પોતાના વારસદારોને પ્રસિદ્ધ ન કરવાની સૂચના પણ કરેલી. આ આખું આત્મચરિત મણિલાલની હસ્તલિપિમાં છે તે લેખકે પૂરેપૂરું જોયુ અને તેનો પ્રસ્તુત નિબંધમા આવશ્યક ઉપયોગ કર્યો છે. સંશોધનકાર્યનાં રસ અને દૃષ્ટિ વિના ભાગ્યે જ કોઈ પરીક્ષાના નિબંધની તૈયારી કરતી વખતે આટલો શ્રમ લે અને સમય ખર્ચે.

'કંઈ લાખો નિરાશામાં અમર આશા છૂપાઈ છે' એ કાવ્ય ગુજરાતીઓની જીભે રમતું. અત્યારના સિનેમાયુગ પહેલાં તો જ્યા ત્યા એ ગવાતું સભળાતું. એ કાવ્ય ગાંધીજીને એટલું બધું રુચેલું કે તેમણે એના ઉપર વિવેચન લખી આફ્રિકામા હતા ત્યારે 'ઇન્ડિયન ઓપિનિયન' પત્રમાં પ્રસિદ્ધ કરેલું. પરંતુ એ વિવેચનની નકલ દુર્લભ હતી, જે નિબંધલેખકે ગાંધીજીના પુત્ર શ્રી. રામદાસભાઈ પાસેથી મેળવી તેનો ઉપયોગ કર્યો છે. એટલું જ નહિ, પણ એ કાવ્યની હસ્તલિખિત નકલ આત્મચરિતમાંથી ઉતારી લીધી અને અત્યાર લગી જે એનો અશુદ્ધ પાઠ ચાલ્યો આવતો તેનુ શુદ્ધીકરણ પણ કર્યું, જે પ્રસ્તુત નિબંધના કવિતાવાળા પ્રકરણમા આપેલ છે. આ શુદ્ધીકરણ

ખાસ ધ્યાન ખેંચે એવું છે. જેમ કે, 'ઝહરતું નામ લે શોધી' એ અશુદ્ધ પાઠને બદલે 'ઝહરતુ જામ લે શોધી' એમ શુદ્ધ પાઠ છે.

આ ઉપરાંત અનેક સ્થળે જે તારીખોની ભૂલ હતી તે પણ નિબંધમાં સાધાર સુધારી મૂકવામાં આવી છે. (દા. ત. જુઓ પૃ. ૧૭૦, ૧૯૬, ૨૧૫)

આવી શ્રમપૂર્ણ કામગીરીનો ખ્યાલ પૂરો નિબંધ વાંચ્યા પછી જ આવી શકે. પરંતુ છેવટે એક બાબત કહેવી જોઈએ અને તે એ કે જિજ્ઞાસુ કાંઈ નહિ તો સાતમુ 'ઉપસહાર' પ્રકરણ વાંચે એટલે નિબંધલેખક પોતાના વિષયને કેવો સમર્થ ન્યાય આપી શકયા છે તેનો ખ્યાલ બાંધી શકશે.

આખો નિબંધ એવો અખંડ પ્રવાહે વહેતો જાય છે કે નથી કયાંય ભાષાસ્ખલના દેખાતી કે નથી વિચારત્રુટિ દેખાતી. આ રીતે પરીક્ષાની દૃષ્ટિએ લખાયેલો આ નિબંધ આપણા સાહિત્યમા એક વિશિષ્ટ કૃતિનો ઉમેરો કરે છે, અને પીએચ ડી. ની ડીગ્રી માટે નિબંધ તૈયાર કરવા ઇચ્છનારને એક પ્રેરકરૂપ પણ બને છે. *

---

* ડૉ. ધીરુભાઈ ઠાકર એમ. એ, પીએચ. ડી ના પુસ્તક 'મણિલાલ નભુભાઈ: સાહિત્યસાધના' નો પ્રવેશક.

# જીવતો અનેકાન્ત

## [ ૨૬ ]

**કલ્પના,** તત્ત્વજ્ઞાન અને ધર્મ એ ત્રણ માનવી જીવનની, બીજા કોઈના જીવનમાં ન હોય તેવી, વિશેષતાઓ છે. તેમ છતાં આ ત્રણે વસ્તુઓ એક જ કોટિની કે એક જ સરખા મૂલ્યવાળી નથી. કલ્પના કરતાં તત્ત્વજ્ઞાનનું સ્થાન ઊંચું છે, એટલું જ નહિ, પણ તે સ્થાયી અને વ્યાપક પણ છે. ધર્મનું સ્થાન તો તત્ત્વજ્ઞાન કરતાંય ચઢિયાતું છે, કારણ ધર્મ એ તત્ત્વજ્ઞાનનું પકવ પરિણામ –ફળમાત્ર છે

કલ્પનાઓ ક્ષણે ક્ષણે નવનવી અને તે પણ જુદી જુદી વ્યક્તિઓમાં નવીનરૂપે ઉદ્‌ભવે છે. એ બધી કલ્પનાઓ કાંઈ સ્થિર નથી હોતી તેમ જ સાચી પણ નથી હોતી, તેથી કલ્પના કરનાર વ્યક્તિ પણ પોતે સેવેલી અને પોષેલી કલ્પનાઓ ઘણીવાર અને મોટે ભાગે ફેંકી જ દે છે, એને એ બદલ્યા પણ કરે છે. જો કોઈ વ્યક્તિ પોતાની કલ્પનાઓને સત્યની કસોટીએ નહિ કસાયા છતાં સેવ્યા જ અને પોષ્યા જ કરે, તોય એ કલ્પનાઓને બીજા લોકો સ્વીકારતા કે અપનાવતા નથી તેથી ઊલટું, જો કોઈ કલ્પના સત્યની કસોટીએ કસાતાં પાર ઊતરે, તેમા ભ્રાતિ જેવું ન જ રહે, તો એવી કલ્પના ગમે તે કાળ, ગમે તે દેશ અને ગમે તે જાતિના મનુષ્યમાં જન્મી હોય છતાં તે કલ્પના પોતાની સત્યતાના બળના પ્રમાણમાં સર્વત્ર સ્વીકારાવા લાગે છે અને તે કલ્પના સ્થાયી બને છે આવી જ સ્થિર કલ્પનાઓ તત્ત્વજ્ઞાન તરીકે લેખાય છે, અને તે જ ક્યાંય સીમાબદ્ધ ન રહેતાં સાર્વજનિક કે બહુજનગ્રાહ્ય સંપત્તિ બને છે. માનવી પરીક્ષણશક્તિ જે તત્ત્વજ્ઞાનને કસી સત્યરૂપે સ્વીકારે છે, તે જ તત્ત્વજ્ઞાન પછી કાળક્રમે ધીરેથી કે ત્વરાથી માનવી આચરણનો વિષય બને છે અને જે તત્ત્વજ્ઞાન વિવેકપૂર્વક આચરણમા આવે છે, તે જ માનવ વશનો ખરેખરો વિકાસપ્રદ ધર્મ બની જાય છે.

ઉપરની બાબત એકાદ દાખલાથી સ્પષ્ટ કરીએ ‘જીવ, આત્મા, ઈશ્વર એ છે’ એવી એક કલ્પના ‘તે નથી’ એવી બીજી કલ્પના છે તોય બધા જીવો વસ્તુત. એક જ છે, તેઓ વચ્ચે વાસ્તવિક ભેદ છે જ નહિ અને જીવ તેમ જ પરમાત્મા પણ વસ્તુત. નોખી નોખી વસ્તુ નથી એવી કલ્પનાઓ એક બાજુ અને

બીજી બાજુ જીવો બધાય વસ્તુતઃ નોખા નોખા છે, પરમાત્મા અને જીવો વચ્ચે ખરેખરી જુદાઈ જ છે એવી કલ્પનાઓ પ્રવર્તે છે. જ્યારે તેથી તદ્દન ઊલટી જાતની કલ્પનાઓ પણ પ્રવર્તે છે; તે એમ માને છે કે ઇશ્વર તો શું પણ આત્મા જેવી સ્વતંત્ર અને સ્થાયી કોઈ વસ્તુ નથી. આત્મા એ તો પાણીના પરપોટા જેવી પાંચ ભૂતોની બનેલી એક ગતિશીલ અને દૃશ્ય આકૃતિ માત્ર છે. આ બધી ઓછેવત્તે અંશે કલ્પનાઓ છે એમ સમજવું જોઈએ, કારણ અમુક કલ્પનાઓના પક્ષનો માણસ પણ ક્યારેક તે કલ્પનાઓ છોડી બીજા જ પક્ષમાં ભળે છે અગર તો બન્ને પક્ષોથી તટસ્થ રહે છે

એ બધી કલ્પનાઓ બદલાવા અને નવું નવું રૂપ ધારણ કરવા છતાં તેની પાછળ એક કદી ન બદલાય અને કદી પણ ન ભૂંસાય એવી સ્થિર પણ કલ્પના છે. દા. ત. માણસ તો શું, કોઈ પણ પ્રાણી એવું નથી, જેને 'હું કાંઈક છું' એવું હુંપણાનું ભાન ન હોય, તેમ જ સુખદુ:ખના ભેદની લાગણી અને સુખ માટેની પ્રવૃત્તિ તેમ જ દુ:ખ તરફનો અણગમો ન હોય. ત્રણે કાળમા સૌને એકસરખી રીતે માન્ય થાય એવો આ અનુભવ તે જ તત્ત્વજ્ઞાનની કક્ષામાં આવે, કારણ એ અનુભવ માત્ર વાસ્તવિકપણાની ભૂમિકા ઉપર જ ઊભો થયેલો હોઈ ટકી રહે છે. તેમાં કોઈને કાંઈ વાંધો લેવા જેવું દેખાતું નથી. હુંપણાનું ભાન, સુખની રુચિ, દુ:ખનો અણગમો એ અનુભવ સૌમાં એકસરખો અને સાચો સિદ્ધ થયો છે; તેને જ લીધે તેમાથી ધર્મ જન્મ્યો છે. સાચું જ વિચારવું, વિચાર અને સમજ હોય તેવું જ બોલવું અને તેવું જ આચરવું એવો જે સત્ય–અહિંસા નામનો ધર્મ મનુષ્ય જાતિમાં ઉદ્ભવ્યો છે ને કાળક્રમે તેનો અનેક રૂપે વિકાસ થયેલો છે તેમ જ થતો જાય છે, તેના મૂળમા પેલો અનુભવ જ કામ કરી રહ્યો છે જીવ કે ઇશ્વિર હોવા ન હોવાની તેમ જ તેના નોખાપણા કે અનોખાપણાની ગમે તેટલી અરસપરસ વિરોધી કલ્પનાઓ પ્રવર્તતી હોય, છતાં કોઈ પ્રાણી કે કોઈ મનુષ્ય એવો નથી કે પોતા પ્રત્યે બીજાના અણગમાકારક વર્તનને પસંદ કરે. એ જ બીજા પાસેથી પોતાના તરફના સદ્વર્તનની આશા બીજા પ્રત્યે પોતાના સદ્વર્તનને ઘડે છે. એ ઘડતર વિરોધી ધક્કાઓથી મોડે મોડે જન્મે કે સમજ-પૂર્વક જલદી જન્મે એ નોખી વાત, પણ આખી માનવજાત આ ઘડતર તરફ જ ઢળી રહી છે અને માનવજાતિમાં થયેલા તેમ જ થતા મહાન પુરુષો પોતાની જીવનચર્યાથી આખી માનવજાતને એ જ રીતે ઘડવા મથ્યા છે ને મથી રહ્યા છે. તેથી જ એ ઘડતર ધર્મના બીજા ઉપસિદ્ધાન્તોનો મૂળ સિદ્ધાન્ત બની રહ્યો છે.

તત્ત્વજ્ઞાનનો જન્મ કોઈ ને કોઈ સંપ્રદાયને આભારી છે. તત્ત્વજ્ઞાનના વિકાસ અને પ્રચારમાં પણ સંપ્રદાયોનો મુખ્ય ફાળો છે. એ જ રીતે ધર્મના વિકાસ અને પોષણમાં પણ સંપ્રદાયોનો અમુક હિસ્સો છે જ, છતાં માનવજાતની ટૂંકી દૃષ્ટિએ એ જ તત્ત્વજ્ઞાન અને ધર્મના ઝરા જેવા સંપ્રદાયને સાંકડો, બંધિયાર તેમ જ મેલો પણ કરી નાખ્યો છે. અજ્ઞાન અને મોહમાંથી જન્મેલી ટૂંકી દૃષ્ટિ કોઈ એક સંપ્રદાય બહાર બીજા સંપ્રદાયોનાં વાસ્તવિક અનુભવને જોઈ શકતી નથી. કોઈ એને જોવા કહે તોય તે ડરે છે, ભડકે છે. પોતે પોતાના તરીકે માનેલ સંપ્રદાયમાં પણ એ ખુલ્લા મનથી ચોમેરના સત્યો જોતો નથી. આનુ નામ મતાંધતા કે સાંપ્રદાયિકતા છે, મનુષ્યજાતિમાં મતાંધતાને લીધે જે પરિણામો આવ્યાં છે, તેમને તદ્દન ટૂંકમાં નોંધવા હોય તો આ પ્રમાણે નોંધી શકાય :—

( ૧ ) તે સત્યસિદ્ધ નહિ થયેલ કલ્પનાઓને પણ તત્ત્વજ્ઞાન તરીકે લેખી તેને તત્ત્વજ્ઞાનની કોટિમા મૂકે છે.

( ૨ ) તે બીજા કોઈએ સત્ય સાબિત કરેલ અને તત્ત્વજ્ઞાન તરીકે લેખાય એવા અનુભવને પણ વિચારતાં, અપનાવતાં ડરે છે, પાછો પડે છે.

( ૩ ) તેને જે વાત પોતાના અને બીજાના સંપ્રદાયમાં એકસરખી હોય, તે એકસરખી નથી દેખાતી. એક જ બાબતને તે બરાબર હોય, છતાંય તેને તે પોતાના સંપ્રદાયમાં ચડિયાતી ને ખામી વિનાની માને છે, જ્યારે બીજા સંપ્રદાયમાંની એ જ બાબતને તે પ્રથમ તો સ્વીકારતો જ નથી અને સ્વીકારે તોય તે ઊતરતી કે ખામીવાળી લેખી તેને બરાબરીનું સ્થાન આપી શકતો નથી

( ૪ ) તેને એક અથવા બીજી રીતે પોતાની માન્યતાઓનુ શ્રેષ્ઠપણું—પછી તે વાસ્તવિકમાં હોય કે નહિ—લોકોમાં મનાતું થાય એ ગમે છે, અને એવા શ્રેષ્ઠપણાને માનવા–મનાવવાની ધૂનમાં તે બીજા કોઈ પણ સંપ્રદાયની તેટલી જ શ્રેષ્ઠ બાબતોને—તેટલા જ કીમતી અનુભવોને, બને તેટલું વધારેમાં વધારે ઉતારી પાડવા પ્રેરાય છે.

( ૫ ) તે આચારણમા ગમે તેટલો મોળો હોય, પોતાની બધી જ નબળાઈઓ જાણતો પણ હોય અને પોતાના સંપ્રદાયમાની સામૂહિક કમજોરીઓ જાતે અનુભવી વ્યક્તિગત દૃષ્ટિએ સ્વીકારતો પણ હોય, છતાં તેને પોતાના સંપ્રદાયના પ્રવર્તકો, આગેવાનો કે શાસ્ત્રોની મહત્તા સચવાઈ રહે એવુ જ મનમાં થયા કરે છે અને બીજા સંપ્રદાયોનાં પ્રવર્તકો, આગેવાનો અને

શાસ્ત્રોની લઘુતા થતી જોઈ મનમાં એક જાતનો છૂપો રસ વહે અને જાહેરમાં તે લઘુતા દ્વારા પોતાના સંપ્રદાયની મહત્તા સ્થાપવા લલચાય, જેને પરિણામે ખંડન-મંડન ને વાદવિવાદ જન્મે.

આટલી સામાન્ય ભૂમિકા પછી હવે આપણે આપણા મુખ્ય વિષય ઉપર આવીએ. અનેકાંત એ જૈન સંપ્રદાયનો મુખ્ય સિદ્ધાન્ત છે, જે તત્ત્વજ્ઞાન અને ધર્મના બન્ને પ્રદેશમાં સમાનપણે માન્ય થયેલો છે. અનેકાંત અને સ્યાદ્વાદ એ બન્ને શબ્દો અત્યારે સામાન્ય રીતે એક જ અર્થમાં વપરાય છે. માત્ર જૈનો જ નહિ, પણ જૈનેતર સમજદાર લોકો જૈન દર્શન ને જૈન સંપ્રદાયને અનેકાંતદર્શન કે અનેકાંત-સંપ્રદાય તરીકે ઓળખે-ઓળખાવે છે. હમેશાંથી જૈન લોકો પોતાની અનેકાંત સંબંધી માન્યતાને એક અભિમાનની વસ્તુ લેખતા આવ્યા છે અને એની ભવ્યતા, ઉદારતા તેમ જ સુંદરતાનું સ્થાપન કરતા આવ્યા છે. અહીં આપણે જોવાનું એ છે કે અનેકાંત એ વસ્તુ શું છે? અને તેનું જીવિતપણું એટલે શું? તેમ જ એવો જીવતો અનેકાંત આપણી જૈન પરંપરામાં સામુદાયિક દૃષ્ટિએ ક્યારે ય હતો ને અત્યારે પણ છે?

અનેકાંત એ એક જાતની વિચારપદ્ધતિ છે. તે બધી દિશાઓથી, બધી બાજુથી ખુલ્લું એવું એક માનસચક્ષુ છે. જ્ઞાનના, વિચારના અને આચરણના કોઈ પણ વિષયને તે માત્ર એક જ તૂટેલી કે અધૂરી બાજુથી જોવા ના પાડે છે અને શક્ય હોય તેટલી વધારેમા વધારે બાજુએથી, વધારેમાં વધારે વિગતોથી અને વધારેમાં વધારે માર્મિક રીતે તે સર્વ કાંઈ વિચારવા, આચરવાનો પક્ષપાત ધરાવે છે. આ તેનો પક્ષપાત પણ માત્ર સત્યના પાયા ઉપર જ બંધાયેલો છે. અનેકાંતનું જીવિતપણું અગર જીવન એટલે તેની પાછળ, આગળ કે અંદર સર્વત્ર સત્યનું—યથાર્થતાનું વહેણ. અનેકાંત એ માત્ર કલ્પના નથી, પણ સત્યસિદ્ધ થયેલી કલ્પના હોઈ તે તત્ત્વજ્ઞાન છે અને વિવેકી આચરણનો વિષય હોઈ તે ધર્મ પણ છે. અનેકાંતનું જીવિતપણું એમાં છે કે તે જેમ બીજા વિષયોને બધી બાજુથી તટસ્થપણે જોવા, વિચારવા, અપનાવવા પ્રેરે છે, તેમ એ પોતાના સ્વરૂપ અને જીવિતપણા વિશે પણ ખુલ્લા મનથી વિચાર કરવા ફરમાવે છે. જેટલું વિચારનું ખુલ્લાપણું, સ્પષ્ટપણું અને તટસ્થપણું તેટલું જ અનેકાન્તનું બળ કે જીવન.

જો અનેકાંતના જીવનની ઉપરની વ્યાખ્યા સાચી હોય, તો આપણે આગળ કે પાછળના કોઈ પણ બંધનો સ્વીકાર્યા સિવાય જ તદ્દન નિખાલસપણે એને વિશે વિચાર કરવો જોઈશે. આ વિચાર કરતાં પ્રથમ પ્રશ્નો કાંઈક નીચે પ્રમાણે ઉદ્ભવે ખરા :—

(૧) શું આવી અનેકાંતદૃષ્ટિ માત્ર જૈન પરંપરાના પ્રવર્તકો અને અનુયાયીઓમાં જ હતી અને છે, કે મનુષ્યજાતિમાં અસ્તિત્વ ધરાવતા બીજા સંપ્રદાયોના પ્રવર્તકો અને અનુયાયીઓમાં પણ એ પ્રવર્તી છે, અગર પ્રવર્તી શકે?

(૨) પરિભાષા, વ્યાખ્યા અને ઉપયોગનો ગમે તેટલો ભેદ હોવા છતાં જો વસ્તુગતે અનેકાંતવિચાર અને અનેકાંતવર્તન બીજા કોઈ જૈનેતર ગણાતા સંપ્રદાયના પ્રવર્તકો કે અનુયાયીઓમાં હોય અને તે આપણને પ્રમાણથી સાચું લાગે, તો તેનો તેટલા જ આદરથી સ્વીકાર કરવો કે સાંપ્રદાયિક અભિનિવેશથી આંખ બંધ કરવી?

(૩) અનેકાંતના પાયા ઉપર સ્થપાયેલ જૈન સંપ્રદાયમા પણ અનેકાંત જીવનમાં બીજા સંપ્રદાયો કરતાં વધારે પ્રમાણમાં ઊતર્યો ન હોય, તો જૈન લોકોને અનેકાંત વિશે ગૌરવ લેવાને કાંઈ કારણ છે? અથવા અનેકાંત વિશે ગૌરવ લેવું એટલે શું?

બીજા અને ત્રીજા પ્રશ્નને પ્રથમ લઈએ હુ ધારું છું, 'ગમે તેવો સાંપ્રદાયિક મનનો જૈન હશે તોય એમ ભાગ્યે જ કહેશે કે જૈન સિવાયના કોઈ પણ સપ્રદાયના પ્રવર્તક કે અનુયાયીમાં સાચે જ અનેકાત વિચાર કે વર્તન હોય, તો તેનો સ્વીકાર કરતાં, તેનો આદર કરતાં અચકાવું. એવો પણ કોઈ જૈન ભાગ્યે જ નીકળશે કે બીજા સંપ્રદાયના પ્રવર્તક કે અનુયાયીના જીવનમા ઊતરેલ હોય તેટલો પણ અનેકાન્ત પોતાના જીવનમા ન હોવા છતાં માત્ર સાંપ્રદાયિક માન્યતાને કારણે પોતાના જીવનમાં ગૌરવ લે.' ત્યારે હવે પ્રથમ પ્રશ્નને અંગે જ કાંઈક વિચારવુ ઘટે છે. હું મારા વાચન અને ચિંતનને પરિણામે તદ્દન સ્પષ્ટપણે જોઈ રહ્યો છું કે પરિભાષા, શૈલી અને ઉપયોગની પદ્ધતિ ગમે તેટલી જુદી હોય, છતાંય પ્રસિદ્ધ બધા જ જૈનેતર સંપ્રદાયના પ્રવર્તકો અને કેટલાક તેના અનુયાયીઓ સુધ્ધાં અનેકાંતને અવલંબીને જ પોતપોતાની ઢબે વિચાર પ્રગટ કરી ગયા છે. અને હુ એમ સ્પષ્ટપણે જોઈ શકું છુ કે અનેકાતદૃષ્ટિએ વિચાર કરવાની શક્યતા જો જૈન સંપ્રદાયના પ્રવર્તકો ને અનુયાયીઓમાં સભવિત છે, તો તેટલી જ શક્યતા બીજા કોઈ પણ જુદા નામથી ઓળખાતા સંપ્રદાયના અનુયાયીઓમાં પણ સંભવિત છે. એટલું જ નહિ, પણ ઘણીવાર તો વ્યવહારમા જૈન કરતાં જૈનેતર સંસ્કારી અને શિક્ષિત વ્યક્તિઓમાં એ શક્યતા વધારે પ્રમાણમાં

દૃગ્ગોચર થાય છે. મારા આ અભિપ્રાયની યથાર્થતા આંકવા ઇચ્છનારને હું થોડીક સૂચનાઓ કરવા ઇચ્છું છું. જો તેઓ એ સૂચના પ્રમાણે વર્તી જોશે, તો તેમને પોતાને પોતાની જ આંખે એ સત્ય દીવા જેવું દેખાશે. સહેલામાં સહેલી અને સૌથી પ્રથમ અમલમાં મુકાય એવી સૂચના એ છે કે જે જૈનો હોય તે ઉત્તરાધ્યયન મૂળ અગર તેનું ભાષાંતર વાંચે. તેની સાથે જ બૌદ્ધ સંપ્રદાયનું માન્ય ધમ્મપદ ને વૈદિક સંપ્રદાયોની માન્ય ગીતા વાંચે. વાંચતાં કેવળ એટલી જ દૃષ્ટિ રહે કે દરેક સપ્રદાયના તે તે શાસ્ત્રોમા ચિત્તશુદ્ધિ, સંયમ, અહિંસા આદિ સદ્‌ગુણોની પૃષ્ટિ કેવી એકસરખી રીતે કરવામાં આવી છે. એથી આગળ વધી વધારે જોવા ઇચ્છનારને હું સૂચના કરવા ઇચ્છું છું કે ખુદ તથાગત બુદ્ધે પોતે કેવા અર્થમાં ક્રિયાવાદી છે અને કયા અર્થમાં અક્રિયાવાદી છે એનો જે ખુલાસો કર્યો છે અને જે રીતે અનેકાતદૃષ્ટિ જીવનમાં હોવાની સાબિતી આપી છે, તેને જૈન અનેકાંત સાથે સરખાવવી. તે જ રીતે પાતંજલ યોગશાસ્ત્ર કે તેના કરતાય બહુ જૂના ઉપનિષદોમા જે અધિકારપરત્વે અનેકવિધ આધ્યાત્મિક સાધનાઓ બતાવી છે, તેનુ જૈન આધ્યાત્મિક સાધનાઓ સાથે તોલન કરવુ, જેવુ કે આચાર્ય હરિભદ્ર અને યશોવિજયજીએ કર્યું છે. જરથોસ્ત્રિયન, ક્રિશ્ચિયન અને ઇસ્લામી ધાર્મિક આમ્નાઓ સુધી ન જાય, તોય ઉપર કહેલ બૌદ્ધ અને વૈદિક શાસ્ત્રોના જૈન-શાસ્ત્રો સાથેના તોલનથી દરેકને એ ખાતરી થઈ જશે કે સત્ય અને તેની વિચારદૃષ્ટિ કોઈ એક જ પંથમા બંધાઈ રહેતી નથી. આ મુદ્દાની વધારે સ્પષ્ટતા કરવા ઇચ્છનારને હું એક બીજી પણ સૂચના કરવા ઇચ્છુ છું અને તે એ છે કે તેણે સમાન દરજ્જાના અમુક માણસો સરખી સંખ્યામા દરેક સંપ્રદાયના અનુયાયીઓમાંથી પસદ કરવા, પછી તેણે એ પસદ કરેલ વ્યક્તિઓની જીવનચર્યા ને વિચારસરણી તટસ્થપણે નોંધવી. પસંદ કરાયેલ સરખા દરજ્જાના વ્યાપારીઓ હોય કે વકીલો, ડૉક્ટરો હોય કે શિક્ષકો, ખેડૂતો હોય કે નોકરો, આ બધાના પરિચયથી પરીક્ષક જોઈ શકશે કે વારસામા અનેકાંતદૃષ્ટિ મળવાનો દાવો કરનાર ને તે બાબત વધારે ગૌરવ લેનાર જૈનો કરતાં જૈનેતરો કેટલે અશે ઊતરતા છે, ચડિયાતા છે કે લગભગ બરાબર છે. જીવતો અનેકાંત આપણને જાગતા રહેવા, પોતાની જાતને કે બીજાને અન્યાય ન કરવા ફરમાવે છે એટલે આપણે માત્ર સાંપ્રદાયિક અભિનિવેશને લીધે પોતાના સપ્રદાય વિશે તેમ જ બીજા સપ્રદાયો વિશે જે અઘટિત વિધાનો કર્યાં કરીએ છીએ, તેથી બચતા રહેવુ એ આપણો પ્રથમ ધર્મ છે,

હવે આપણે તપાસવાનો છેલ્લો મુદ્દો બાકી છે કે જીવતો અનેકાંત સામુદાયિક દૃષ્ટિએ જૈન પરંપરામાં ક્યારેય હતો ને આજે પણ છે? આ પ્રશ્નનો જવાબ લાગે છે તેવો અઘરો નથી. એમ તો દરેક જૈન માને અને કહે જ છે કે અનેકાંત એ મુખ્ય જૈન સિદ્ધાંત માત્ર તાત્ત્વિક જ નહિ, પણ વ્યાવહારિક સુધ્ધાં છે. એનો અર્થ એ થયો કે તત્ત્વજ્ઞાનના વિચારપ્રદેશમાં અગર જીવનના પ્રત્યેક કાર્યક્ષેત્રમાં જો અનેકાંતનો ઉપયોગ થાય, તો તે બીજી કોઈ પણ દૃષ્ટિ કરતાં વધારે સલામત તેમ જ ઉપયોગ કરનારને વધારેમાં વધારે સમાધાનકારક નીવડે છે આપણે જૈન પરંપરાના બધા જ ક્ષેત્રોમાં આ કસોટી લાગુ પાડી જોવુ જોઈએ કે અનેકાંતદૃષ્ટિએ તેમાં કેટલો જીવત ફાળો આપ્યો છે ને અત્યારે કેટલો ફાળો આપે છે

જીવનના ધર્મ, કર્મ, સાહિત્ય, સમાજ અને રાષ્ટ્ર એટલા વિભાગો કરી વિચાર કરીએ પ્રથમ આપણે જોઈએ કે જૈન પરંપરાના ધાર્મિક જીવનમાં અનેકાંતનું સ્થાન શું રહ્યુ છે ને અત્યારે શું છે? ભગવાન મહાવીર પહેલાના સમયની વાત જતી કરીએ. માત્ર તેમના પછીનો આજ સુધીનો ધાર્મિક ઇતિહાસ તપાસીએ તો સ્પષ્ટ જણાશે કે અનેકાંતને પોતાના સર્વશ્રેષ્ઠ સિદ્ધાન્ત તરીકે સ્થાપનાર આચાર્યો કે વિદ્વાનો પોતાના જીવનમાં અનેકાંત ભાગ્યે જ ઉતારી શક્યા છે. એના પુરાવા વાસ્તે બહુ દૂર જવુ પડે તેમ નથી. દિગંબર અને શ્વેતાંબર બે મુખ્ય ફિરકા તરફ પ્રથમ નજર કરો. શ્વેતાંબર ફિરકામાં એવુ કયું તત્ત્વ છે કે જેને લીધે દિગંબરોને જુદું જ રહેવુ પડે? અગર દિગંબરોમા એવી કઈ બાબત છે કે જે શ્વેતાંબરોને અલગ રાખે? કોઈ ઉત્કટ ત્યાગી દિગંબર ફિરકામા થયો હોય, તો શું તેવો ત્યાગી શ્વેતાંબર ફિરકાએ નથી જન્માવ્યો? શ્વેતાબર ફિરકાના વસ્ત્રધારણથી શિથિલતા આવતી જ હોય, તો દિગંબર ફિરકામાં શિથિલતાનુ નામ પણ હોવું ન જ જોઇએ દિગંબર શાસ્ત્રો અને શ્વેતાંબર શાસ્ત્રો વચ્ચે ઓળંગી ન શકાય એવી ખાઈ તો શું એક લીટી પણ નથી કે જે બન્નેને મળતા, એકરસ થતા રોકે જે બન્ને ફિરકાઓ આખા જગતને સુખ અને શાંતિ પૂરાં પાડનાર તરીકે અનેકાતનો ઉપદેશ કરવા નીકળ્યા છે ને પહેલેથી જ બન્ને ફિરકાના વિદ્વાનો શાસ્ત્રોમાં અનેકાતનુ નગારું વગાડતા આવ્યા છે, તે બન્ને ક્યારે પણ મળ્યા છે ખરા? અનેકાંતે તેમને અરસપરસ ભેટાવ્યા છે ખરા? તેમના તીર્થકલહો અનેકાંતે પતાવ્યા છે ખરા? જે ફિરકાઓ કે જે ફિરકાના અગ્રેસર વિદ્વાનો અને આચાર્યો પોતાની અંદરના તદ્દન સામાન્ય

જેવા મતભેદોને શમાવી ન શકે, તેઓમાં અનેકાંતનું તત્ત્વજ્ઞાન કે અનેકાંતમય ધર્મ છે એમ કોણ કહેશે? ઠીક ભલા. એથી આગળ ચાલી જોઈએ. થોડી વાર એમ માનો કે અનેકાંતદૃષ્ટિ માત્ર એક જ જૈન ફિરકાને વરી છે, તો પછી તે ફિરકાના અનુગામીઓને આપણે જરૂર પૂછીશું કે ભાઈઓ! તમારા શ્વેતાંબર કે દિગંબર કોઈ એક જ ફિરકામાં પહેલેથી આજ લગી ગચ્છ–ગચ્છના નાના નાના અનેક વાડાઓ કેમ પડ્યા કે જે વાડાઓ એકબીજાથી દૂર રહેવામાં જ મહત્ત્વ માનતા આવ્યા છે? શું અનેકાંત એ સાંધનાર છે કે ભાગલા પડાવનાર છે? જો ભાગલા જ પડાવનાર હોય, તો તમારુ સ્થાન દુનિયાના બીજા કોઈ પણ ઊતરતામા ઊતરતા પંથ કરતાં ચડિયાતુ નથી. સાંધનાર હોય, તો તમે પોતાના ફિરકામા પડતા નાના નાના ભાગલાઓને પણ સાંધી ન શકવાને કારણે જીવનમા અનેકાંત ઉતારી શક્યા નથી. અનેકાંતને જીવતો રાખી શક્યા નથી. બહુ જૂના વખતની વાત જતી કરીએ અને છેલ્લા પાંચસો વર્ષના નવા ફાંટાનો જ વિચાર કરીએ, તોય જૈન પરંપરામાં ધાર્મિક જીવન અનેકાંત વિનાનુ જ જણાશે. સ્થાનકવાસી ફિરકાને પૂછીએ કે તમે પ્રથમના બે ફિરકાથી જુદા પડી અનેકાંત સિદ્ધાન્ત જીવતો રાખ્યો છે કે તેની ચૂંથાયેલી કાયાના વધારે કટકા કર્યા છે? જો સ્થાનકવાસી ફિરકાએ પોતાનાં નાનામોટા ટોળાને સાધવા પૂરતો અને ઓઘાની દશીઓ આમ બાંધવી કે તેમ બાંધવી તેના એક નિર્ણય પૂરતો પણ અનેકાંત જીવી બતાવ્યો હોત, તો એટલો તો સંતોષ થાત કે જીવનમા અનેકાંતની હત્યા કરનાર પ્રથમના બે ફિરકાઓ કરતાં આ નવા ફિરકાએ કાંઈક અનેકાંતનુ જીવન બચાવ્યુ, પણ આપણે તો ભૂતકાળના ઇતિહાસ અને વર્તમાન જીવનમા જોઈએ છીએ કે છ કોટી, આઠ કોટીના બોલની સંખ્યા પૂરતા અગર અમુક પાઠો બોલવા ન બોલવાના ભેદ પૂરતા, અગર કેળાં ખાઈ શકાય કે નહિ તે પૂરતા, અગર પર્યુષણ પર્વ અમુક તિથિએ કરવા ન કરવા પૂરતા અનંત ઝઘડાઓ વધારી અનેકાંતના અનેક અંત કરી નાખ્યા છે. ટૂંકમા, જૈન પરંપરાના ધાર્મિક ઇતિહાસમાં અનેકાંત જીવતો તો નજરે જ પડતો નથી. હા, કલ્પનામા તેણે અનેકાંત એટલે લગી વિસ્તાર્યો છે કે અનેકાંતનુ પોષણ કરનાર એક ખાસું સ્વતંત્ર સાહિત્ય સર્જાયુ છે. પરંતુ આ સ્થળે એ વાત ખાસ ભારપૂર્વક નોંધવા જેવી છે કે અનેકાંતની વ્યાખ્યા કરતાં આચાર્યોએ ને વિદ્વાનોએ જે ઉદાહરણો ને દાખલાઓ આપ્યા છે ને હજુયે આપે છે, તે ઉદાહરણો વાળના અગ્ર ઉપર નાચી શકાય કે નહિ એ પ્રશ્નના મનોરંજક જવાબ જેવા છે. આકાશને ફૂલ છે—પણ એ

સાબિતી સુધી અનેકાંત ગયો છે, પણ મંદિરો જુદાં હોવા છતાં એક જ તીર્થમાં શ્વેતાંબર દિગંબરો સલાહ સંપ અને પૂર્ણ સમાધાનીથી રહી શકે કે નહિ અને રહી શકે તો કેવી રીતે, તેમ જ ન રહી શકે તો કેવી રીતે— એનો નિર્ણય કરી ખુલાસો આટલા ઝઘડાશાસ્ત્રના અનુભવને પરિણામે પણ અનેકાંતના મહારથીઓએ હજુ લગી આપ્યો નથી. ધાર્મિક જીવનમાં છેક જ છિન્નભિન્ન થયેલા અને નજીવી બાબતમાં પણ શ્વાન કે મહિષ યુદ્ધ કરનાર ધર્મવિદ્વાનો જો પોતાની પરંપરામાં અનેકાંતદૃષ્ટિ કે અનેકાંતજીવનનો દાવો કરે, તો એમણે આંખ આડા પાટા બાંધ્યા છે, જે બીજાને ને પોતાને જોવા ના પાડે છે, એમ જ કહી શકાય.

કર્મપ્રદેશ એટલે ધંધાનું ક્ષેત્ર. ધંધામાં અનેકાંત લાગુ પડી શકે કે નહિ એ પ્રશ્નનો ઉત્તર જૈનો કદી નકારમાં ન જ આપે. હવે આપણે જોઈએ કે તેમણે ધંધાના ક્ષેત્રમાં અનેકાંત ક્યાં લગી પોષ્યો છે? જીવન જીવવા અનેક વસ્તુઓ જોઈએ, કામ પણ અનેક જાતનાં કરવાં પડે. આપણે જૈન પરંપરાને પૂછીએ કે તારે નભવું હોય તો કઈ ચીજ વિના અને કયા વિના ચાલશે? અને તેમ છતાં આપણે જોઈએ છીએ કે જૈનો એક જ ધંધો શીખ્યા છે ને એક જ ધંધા તરફ ધસ્યે જાય છે. તે ધંધો છે વ્યાપાર કે નોકરીનો. શું જૈનોને ખેતીની જરૂર નથી? શું વહાણવટા કે વિમાની સાહસોની જરૂર નથી? શું આત્મ અને પરરક્ષણ માટે કવાયતી તાલીમની જરૂર નથી? શું તેમને પોતાની સ્વચ્છતા માટે ને પોતાના આરોગ્ય માટે બીજાઓની સ્વચ્છતા અને આરોગ્યનો જ ભોગ લેવો ઘટે? આપણે જૈન લોકોનો ધંધો અને તેને પરિણામે તેમની કચરાતી જતી શારીરિક, માનસિક શક્તિનો વિચાર કરીશું, તો આપણને સ્પષ્ટ જણાશે કે જૈનો ધંધાના ક્ષેત્રની બાબતમાં એકાંતી થઈ ગયા છે એમને સારું અનાજ, સારાં ફળો અને સ્વચ્છ દૂધ ઘી જોઈએ, પણ એના ઉત્પાદક ધંધાઓ એ ન કરી શકે! એટલે અનેકાંતનો વિચાર માત્ર વિદ્વાનો ને ધર્મગુરુઓ પૂરતો જ છે, એમ એમણે માની લીધેલું હોવાથી તે પ્રત્યક્ષ જીવનમાંથી સરી ગયો છે

સાહિત્યનો પ્રદેશ લઈએ. જૈનોનો દાવો છે કે અનેકાંત જેવી વિશાળ અને ઉદાર દૃષ્ટિ બીજી એકેય નથી, અને છતાંય આપણે હમેશાં માત્ર ગૃહસ્થ જૈનોને જ નહિ, પણ ત્યાગી અને વિદ્વાન જૈનો સુધ્ધાંને સાહિત્યની એકેએક શાખામાં બીજાને હાથે પાણી પીતાં ને બીજાના પ્રમાણપત્રથી ફુલાતાં તેમ જ બીજા સંપ્રદાયના વિદ્વાનોનું ન છૂટકે અનુસરણ કરતાં જોઈએ છીએ.

જે અનેકાંતદૃષ્ટિ અનેક બાજુઓથી અનેક વસ્તુઓનું અનેક રીતે જૂનું નવું જ્ઞાન સંચિત કરવા પ્રેરી શકે, તે જ અનેકાંતદૃષ્ટિની હિમાયત કરનાર વર્ગમાં જ્યારે સાહિત્ય–ઉપાસના અને વિદ્યા–ઉપાસનાની બાબતમાં આટલુ બધું પામરપણું દેખાય, ત્યારે એમ કયો માણસ માની શકે કે જૈન પરંપરામાં અનેકાંતદૃષ્ટિ જીવતી છે?

હવે સમાજક્ષેત્ર લઈ વિચારીએ. સમાજનો મૂળ પાયો લગ્નસંસ્થા છે. એનો અસલી ઉદ્દેશ એ છે કે માણસ પોતાની શક્તિના નિરંકુશ આવેગોને મર્યાદિત અને વિવેકી નિયમન દ્વારા કાબૂમાં લઈ તેનો એવી રીતે વિનિયોગ કરે છે કે જેથી સમાજતંતુ ચાલુ રહે અને તે ઉત્તરોત્તર વધારે અભ્યુદયવાન બને. આ ઉદ્દેશની દૃષ્ટિએ લગ્નસંસ્થા માંગલિક જ નહિ, પણ પવિત્ર તેમ જ આશીર્વાદરૂપ પણ છે. જો એથી વિપરીત માત્ર દેહવાસનાપ્રેરિત લગ્નસંસ્થા ચાલે તો એ નથી માંગલિક કે નથી પવિત્ર, ઊલટી શાપરૂપ છે. જ્યાં લગી આવો વિવેક જાગરૂક રહે છે અને તેનું જ પોષણ વિચારકો દ્વારા કરવામા આવે છે, ત્યાં લગી અનેકાંત એ સંસ્થા પરત્વે જીવતો છે એમ કહી શકાય. આપણે ભૂતકાળનો ઇતિહાસ અને વર્તમાન આપણા સમાજનું માનસ જોઈએ, તો આપણને જણાશે કે આ બાબતમાં અનેકાંત જીવિત રહ્યો નથી. જૈન સમાજમાં વિચારકોનું મુખ્ય સ્થાન ત્યાગીઓ ભોગવતા આવ્યા છે. ત્યાગીઓની આ સંસ્થા માત્ર એક જ આશ્રમ ઉપર ભાર આપતી આવી છે અને અત્યારે પણ એ જ રીતે ભાર આપે છે. તેથી એ લખાણમાં કે ઉપદેશમાં જ્યાં ને ત્યા કે જ્યારે અને ત્યારે એક જ વાત કહેતી આવી છે કે લગ્ન એ તો નકામી ઉપાધિ અને બંધન છે તેમ જ એ અપવિત્ર છે. આવો સતત ઉપદેશ અને પ્રચાર હોવા છતાં પ્રકૃતિથી જ જે સંસ્થા સમાજ સાથે સંકલિત છે, તે નાબૂદ થઈ નથી અને થવાની પણ નથી. પરંતુ એવા એકાન્તિક ઉપદેશનું સમાજ–માનસ ઉપર એક પરિણામ એ આવ્યું છે કે તે લગ્નસંસ્થા નભાવ્યે જાય છે, પણ જાણે પરાણે ગળે ઢોલ બાંધ્યો હોય તે રીતે જ તે તેને બજાવે છે. એક બાજુ આવેગો અને ફરજો ઉત્સાહભેર વ્યક્તિઓને લગ્ન તરફ પ્રેરે છે અને બીજી બાજુ તેના મનમાં ઊંડે ઊંડે વારસાગત લગ્નની અપવિત્રતાના વિવેકશૂન્ય સંસ્કારો પોષાતા જાય છે. પરિણામે કૌટુંબિક જીવનમાં જ્યારે અનેક જાતની જવાબ-દારીના પ્રસંગો આવે છે ત્યારે માણસ વિવેકદૃષ્ટિ ન હોવાથી મોટે ભાગે કંટાળી યોગ્ય રસ્તો કાઢવાને બદલે લગ્નસંસ્થાની અપવિત્રતાને સ્મરણે

કૌટુંબિક જીવનને નિંદે છે અને ભારરૂપ ગણે છે. જો એવો માણસ કુટુંબમાં રહે છે, તોય તે તેનું કાંઈ લીલું નથી કરતો. જો તે કુટુંબ છોડી યોગ લે છે, તોય તે ઘણી વાર એ યોગને ભોગથી ખરડે છે. એણે અપવિત્રતા કે પવિત્રતા ક્યાં રહે છે એ પ્રથમથી જ જાણ્યું ન હતું. એણે તો માની લીધેલું કે કુટુંબબંધન એ અપવિત્ર છે અને કુટુંબથી છૂટાછેડા એ પવિત્ર છે. જો એનામાં જીવંત અનેકાંતના સંસ્કારો પ્રથમથી જ સિંચાયા હોત, તો તે એમ માનત કે પવિત્રતા કે અપવિત્રતા એ બન્ને મનોગત જ છે અને તેથી તે મનના પવિત્રપણા ઉપર ભાર આપી તેને સાચવવા અને પોષવાનો પ્રયત્ન કરત અને પરિણામે તે લગ્નસંસ્થાના ઉદ્દેશને જીવનમાં ઉતારી શકત અને પોતાની નબળાઈ લગ્નસંસ્થા ઉપર ન લાદત. આજે તો ભોગવાસનાની પ્રબળતા, જે મનોગત એક અપવિત્રતા અને ભારે નબળાઈ છે, તેજ લગ્ન-સંસ્થા ઉપર લાદવામાં આવે છે અને પરિણામે આખો સમાજ મોટે ભાગે લગ્નસંસ્થાની જવાબદારીઓની દૃષ્ટિએ કે ત્યાગી સંસ્થાની જવાબદારીઓની દૃષ્ટિએ છેક જ નબળો પડ્યો છે.

બીજો પ્રશ્ન ઊંચનીચની ભાવનાનો છે. જ્યારે જન્મ, સત્તા અને સંપત્તિ આદિની બાહ્ય દૃષ્ટિએ ઊંચનીચતા માનવા–મનાવવાનો સનાતન ધર્મ પુરજોશમાં હતો, ત્યારે ભગવાન મહાવીર અને તથાગત જેવાએ ચડતા–ઊતરતાપણાની કસોટી સદ્‌ગુણનુ તારતમ્ય છે એ વાત પોતના વ્યવહારથી સમાજ સામે મૂકી. આ વિશે જીવંત અનેકાંતનુ જે દૃષ્ટિબિન્દુ હતું તે વીરના વારસદારો આપણે ન સમજી શકયા કે ન તેને વ્યવહારમાં સાચવવા મથ્યા. બન્યું એમ કે માત્ર ધર્મક્ષેત્રે જ નહિ, પણ કર્મ અને સમાજક્ષેત્રે પણ આપણે પાછા પુરાણા સનાતન ધર્મની ઊંચનીચની ભાવનામાં જ સંડોવાયા. યોગ્યતાને વધારવા અને ફેલાવવાના પ્રયત્ન દ્વારા જે દલિત અને પતિત જાતિઓનો ઉદ્ધાર કરવાનુ કામ મહાવીરે વારસદારોને સોંપ્યું હતું, તે કામ કરવાને બદલે વારસદારો પાછા, અમે ચડિયાતા ને તમે ઊતરતા, એ જ ભાવનાના વમળમાં પડી ગયા. એમણે બ્રાહ્મણોને વળતો જવાબ આપ્યો કે બ્રાહ્મણજાતિ ઉચ્ચ નથી. બ્રાહ્મણજાતિના સદ્‌ગુણોને અપનાવ્યા સિવાય એને ઊતરતી માનવા–મનાવવાનુ કામ એક બાજુ ચાલુ રહ્યું, બીજી બાજુ પ્રથમના દલિત અને પતિતોને વ્યવહારમા નીચ માનવા–મનાવવાનુ પણ ચાલુ રહ્યું. સ્થિતિ ત્યાં લગી આવી કે જૈન સમાજ માત્ર સ્થાનભેદે ઉત્પન્ન થયેલા ઓસવાલ, પોરવાલ, શ્રીમાલ આદિ અનેક જાતિ–ઉપજાતિઓના ભાગલામાં વહેંચાઈ

ગયો અને નાના નાના ગોળમાં વહેંચાઈ ક્ષીણવીર્ય થવા લાગ્યો. વીસા દસાને ઊતરતા ગણે, તો દસા પાંચાને અને પાંચા અઢાઇયાને. સંસ્કાર, ઉમર અને બીજી બધી યોગ્યતા હોવા છતાં એક જાતનો બીજી જાત સાથે અને એક ગોળનો બીજા ગોળ સાથે લગ્નવ્યવહાર ટૂંકાયો. લગ્ન અને બીજી જરૂરી બાબતોમાં જૈન સમાજ બીજા સમાજો સાથે છૂટાછેડા કર્યે જ જતો હતો, અને વધારામાં તે અંદરોઅંદર પણ સંબંધ પોષવાને બદલે તોડવા લાગ્યો. સંકુચિતપણાનું ઝેર માત્ર લગ્નસંબંધના વિચ્છેદ સુધી જ ન અટક્યું, પણ તેણે ધર્મક્ષેત્રમાં પણ પ્રવેશ કર્યો. શ્વેતાંબર અને દિગંબરોના લગ્નસંબંધો વિચ્છિન્ન થયા અને દિગંબર ફિરકામાં તો આ વિશે એટલે સુધી અસર કરી છે કે તે સમાજનો પ્રતિષ્ઠિત પંડિતવર્ગ દિગંબર દસાભાઈઓનો પૂજા–અધિકાર પણ કબૂલતો નથી. દસા કોમનો દિગંબર ગમે તેવો સંસ્કારી કે વિદ્વાન હોય, પણ તે સર્વસામાન્ય મંદિરોમાં પૂજા–અધિકાર મેળવી શકતો નથી; એટલું જ નહિ, પણ જો તેણે ક્યાંય એવે સ્થાને પૂજા કરી, તો તેને બીજા વર્ગ દ્વારા કોર્ટે ઘસડવાના દાખલાઓ પણ આજે બને છે. જે અનેકાંતે સદ્‌ગુણોને જ એકમાત્ર નિરભિમાન ઉચ્ચતાની કસોટી કહેલ, તે જ અનેકાંત નિષ્પ્રાણ થતાં આજે ભાઈઓમાં ન સધાય એવા ભાગલા પાડી રહ્યો છે.

છેલ્લે રાષ્ટ્રીયતાનો પ્રદેશ ઉપસ્થિત થાય છે. જૈન સમાજનો ત્યાગી-વર્ગ આપમેળે દીર્ઘદષ્ટિપૂર્વક ક્યારે પણ રાષ્ટ્રભાવના પોષતો રહ્યો હોય એમ ઇતિહાસ જોતાં જણાતું નથી. અલબત્ત, કોઈ પરાક્રમી અને સમજદાર નર-રત્નો સમાજમાં પાકે અને તેઓ મુખ્યપણે પોતાની સૂઝથી રાષ્ટ્રોદ્ધારનુ કામ કરે ને તેમાં જશ મેળવે, તો પાછળથી જૈન ત્યાગી અને વિદ્વાન વર્ગ પણ તેના રાષ્ટ્રકાર્યની યશોગાથા ગાય અને પ્રશસ્તિ રચે. ભામાશાહ પ્રતાપને મદદ કરે ત્યાર બાદ તેની યશોગાથા આજ સુધી પણ ગવાતી આપણે સાંભળીએ છીએ. જોવાનું એ છે કે આ રાષ્ટ્રકાર્યની પ્રશંસા સ્વયંવિચાર-પ્રેરિત છે કે તે લોકપ્રવાહનું અનુસરણ છે? જો વસ્તુપાલ, ભામાશાહ કે બીજા કોઈ પણ તેવા વીરના રાષ્ટ્રોદ્ધારકાર્યને અનેકાંતના વિવેકમાં ધર-મૂળથી જ સ્થાન રહ્યું હોત તો તે વિવેક જૈનસમાજમા એવું કાર્ય સતત ચાલુ રાખવાની અને પોષવાની પ્રેરણા આપત, પણ આપણે એથી ઊલટું જોઈએ છીએ. કોઈ પણ ત્યાગી કે ધર્મશાસ્ત્રી પંડિત રાષ્ટ્રકથાને વિકથા કહીને ઉતારી પાડે છે અને રાષ્ટ્રીય પ્રવૃત્તિને રાજ્યવિરુદ્ધાતિક્રમ–અતિચાર કહીને તેમાં જોડાતા ઉત્સાહી યુવકોને હતોત્સાહ કરે છે. એક યુગ એવો

હતો કે જ્યારે રાષ્ટ્રકાર્ય અને રાષ્ટ્રીય પ્રવૃત્તિ એ શબ્દ સાંભળતાં જ કાનમાં શસ્ત્રનો ખણખણાટ સંભળાતો. તે વખતે અહિંસાના ઉપાસકો એવું પ્રતિપાદન કરતા કે જૈન ધર્મ અહિંસામૂલક હોવાથી હિંસા સાથે સંકલિત રાષ્ટ્રકાર્ય કે રાષ્ટ્રક્રાંતિમાં સાચો જૈન કેવી રીતે જોડાઈ શકે? તરત જ બીજો યુગ એવો આવ્યો કે રાષ્ટ્રોત્થાનની પ્રત્યેક પ્રવૃત્તિ અહિંસા ઉપર ગોઠવાઈ અને તે દૃષ્ટિએ ચલાવવામાં આવી. આ વખતે અહિંસા સિદ્ધાન્તનો અનન્ય દાવો કરનાર કેટલાક ત્યાગીઓ અને પંડિતો કહેવા લાગ્યા છે કે રાજકીય પ્રવૃત્તિ યા રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં અહિંસાનું પાલન શક્ય નથી. અહીં પ્રશ્ન એ છે કે અહિંસાનું પાલન ક્યાં અને કેવી રીતે શક્ય છે, એ તે પક્ષકારોએ જણાવવું જોઈએ. જો રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં એમને અહિંસાની શક્યતા ન જણાતી હોય તો સામાજિક અને કૌટુમ્બિક પ્રવૃત્તિમાં એની શક્યતા કઈ રીતે સંભવે? છેવટે તો એવા વિચારકોને મતે અહિંસાની શક્યતા એક માત્ર મુનિમાર્ગ અને મુનિ–આચારો સિવાય અન્યત્ર સંભવવાનું ભાગ્યે જ ફલિત થશે અને મુનિમાર્ગ કે મુનિ–આચાર એટલે છેવટે ઐકાંતિક નિવૃત્તિ કે નિષ્ક્રિયતા એવો જ અર્થ ફલિત થશે, જેનું મૂલ્ય તેરાપંથની નિવૃત્તિ કરતાં જરા પણ વધારે સિદ્ધ નહિ થાય. દાનનો નિષેધ, સાર્વજનિક હિતપ્રવૃત્તિનો નિષેધ; એટલુ જ નહિ, પણ જીવદયાપાલન સુધ્ધાંનો નિષેધ, એ તેરાપંથની નિવૃત્તિ; અને બીજી બાજુ આવી નિવૃત્તિના સંસ્કાર સેવતો ગૃહસ્થવર્ગ બને તેટલુ વધારેમાં વધારે ધન વગરમહેનતે કે ઓછામાં ઓછી મહેનતે સંઘરવાની વૃત્તિવાળો રહે. આ અહિંસા કેટલી સુંદર! બીજાઓની સુખસગવડને ભોગે સંગ્રહાતા ધન ઉપર ગુરુવર્ગ નભે, પણ તે જ ધનનો સમુચિત વિનિયોગ કરવાનો ઉપદેશ સુધ્ધા આપવામાં તે પાપ માને—આવી અહિંસાની વિડંબના અહિંસાનુ સ્વરૂપ ન સમજવાને લીધે ઓછેવત્તે અંશે આખા સમાજમાં પ્રવર્તે છે.

રાષ્ટ્રીય પ્રવૃત્તિ, જે અત્યારે અહિંસામૂલક શરૂ થઈ છે, તેમાં ખાદીનુ સ્થાન છે. કપડા પહેરવાં જ છે, તો પછી યન્ત્રનિષ્પન્ન અને પરદેશી કપડાં ખરીદી તે વાટે ધનના દુરુપયોગનો માર્ગ ખુલ્લો કરવો એમાં અહિંસા છે કે ખાદી અંગીકારી નિરુદ્યોગીઓને બે કોળિયા અન્ન પૂરું પાડવાની સમજ દાખવવી એમાં અહિંસા છે? એ જ રીતે રાષ્ટ્રીય પ્રવૃત્તિનુ બીજું અંગ દલિત જાતિઓનો ઉદ્ધાર છે. કોણ એવો સમજદાર અહિંસાવાદી હશે, જે આ પ્રવૃત્તિને સર્વથા અહિંસામૂલક નહિ માને? અને છતાં આપણે જોઈએ છીએ કે જૈન સમાજના અહિંસોપાસકોએ આ પ્રવૃત્તિને છેક જ અવગણી છે. જે

દેશમાં જન્મવું. શેનું ખાવું ન ખાવું, જે વર્ગના ખાવા અને પીઠ ઉપર બેસવું ને ઉત્કર્ષ વધારવો, તે દેશ અને તે વર્ગની સમ્પન્નતાનો પ્રશ્ન આવે અને તે પ્રસંગે પોતાના દૂર ધર્મને બદલવાનો પ્રશ્ન આવે ત્યાં નિર્ભયતાની વાતો કરી કે બીજો તર્કવાદ ઉપસ્થિત કરી પોતાની જાતને બચાવી લેવી એ આચારગત અનેકાંતનો [illegible] નહિ તો શું છે?

જૈન સમાજને બીજા સમાજોની પેઠે જિજીવિષા છે તે જીવતો આવ્યો છે અને હજુ પણ જીવશે. જીવન એ ડગલે પગલે પણ સમન્વય કે સમાધાની વિના ચાલતું જ નથી. એટલે જૈન સમાજમાં એ સમન્વય કે સમાધાનરૂપ અનેકાંતને સ્થાન ન જ હતું કે આગળ સ્થાન નહિ રહે એમ તો ન જ કહી શકાય. આ સ્થળે જે કહેવાનો આશય છે તે એટલો જ છે કે પરાણે, અણ-સમજે કે બીજાની દેખાદેખીએ આચરવામાં આવેલ અનેકાંત એ નથી હોતો તેજસ્વી કે નથી બનતો પ્રાણપદ. જૈન પરંપરાએ જો લાંબા કાળ લગી અનેકાંતના વિચારો સેવ્યા હોય અને તે વિશેનું ઢગલાબંધ સાહિત્ય રચ્યું તેમ જ પોષ્યું હોય, તો બીજા બધા સમાજો કરતાં તેની પાસેથી વધારેમાં વધારે જીવંત અનેકાન્તના પાલનની કોઈ આશા સેવે, તો એ ભાગ્યે જ અજુગતુ કહેવાય. એમાંય જ્યારે દેશમાં કોઈ એવો પ્રાજ્ઞ મનુષ્ય પાકે કે જેની સમગ્ર વિચારસરણી અને કાર્યપદ્ધતિ જીવતી અનેકાંતદષ્ટિ ઉપર જ રચાઈ અને ઘડાઈ હોય અને તે આપણી સામે હોય, ત્યારે એને ઓળખતાં અને અપનાવતાં અનેકાંતવાદીઓ સહેજે પણ પાછા પડે, તો એમ કેમ કહી શકાય કે અનેકાંતવાદના અનુયાયીઓમાં તે વાદ જીવે છે?

—શ્રી મહાવીર જૈન વિદ્યાલય, રજત મહોત્સવ ગ્રંથમાંથી ઉદ્ધૃત.

# હેતુબિન્દુનો પરિચય*

## [ ૨૭ ]

### [૧] પ્રતિપરિચય

૧. S પ્રતિ : આ હેતુબિન્દુટીકાની પ્રતિ Catalogue of Manuscripts at Pattan Vol. I (G. O. S. Vol. LXXVI)ના પૃ. ૧૭૭ માં સૂચવવ્યા પ્રમાણે સંઘવી પાડાના તાડપત્રીય ભંડારની નં ૩૦૨ વાળી છે, જેના તાડપત્રની લંબાઈ ૧૨ ઇંચ અને પહોળાઈ ૧½ ઇંચ છે અને પત્ર ૨૧૬ છે. આખી પ્રતિ જીર્ણ છે. તેના પત્ર નં ૬, ૨૧, ૨૭, ૫૨, ૧૧૭ અને ૧૭૮ પત્ર તદ્દન નાશ પામ્યા છે. શરૂઆતના લગભગ ૨૦ પત્રમાં પત્રસંખ્યા ત્રુટિત છે. ખૂણાનો ભાગ ગયેલો હોવાથી તેની સાથે ઘણે સ્થળે થોડુંક લખાણ પણ નાશ પામ્યું છે. જ્યાં જ્યાં થોડું કે ઘણુ લખાણ પાનું તૂટી જવાથી નાશ પામ્યું છે ત્યાં ત્યાં લગભગ બધે સ્થળે અમે તૂટતા પાઠની પુરવણી [ ] આવા કોષ્ઠકમાં કરી છે. આ સિવાય પ્રતિમાં વચ્ચે ક્વચિત અક્ષરો ગયેલા છે, તે પણ બન્યું ત્યા એવા જ કોષ્ઠકમાં અમારા તરફથી જોડવામાં આવ્યા છે. જે પાઠ અમે અમારા તરફથી શુદ્ધ કર્યાં છે તે મૂળપાઠ કાયમ રાખી ( ) આવા કોષ્ઠકમાં આપ્યો છે. પ્રસ્તુત પ્રતિના માર્જિનમાં ક્યાઇક ક્યાંઇક ટિપ્પણો છે, તે અમે યથાસ્થાન પાદનોંધમાં લીધાં છે.

એક પત્ર કોઈ બીજી જ હેતુબિન્દુટીકાની પ્રતિનુ પ્રસ્તુત પ્રતિમાં આવી ગયેલુ છે, જેમાં પ્રસ્તુત પ્રતિના ૨૦૭મા પત્રનું લખાણ છે. એ વધારાના પત્રમાંનો પાઠ પ્રસ્તુત પ્રતિના પાઠ સાથે ક્યાંઇક જૂદો પડે છે. અમે એ બન્ને પાઠો સરખાવી એમાંથી જે વધારે શુદ્ધ લાગ્યો તેને મૂળમા રાખ્યો છે અને બીજા પાઠને પાઠાંતર તરીકે રાખ્યો છે. વધારાના પત્રને સંકેત ન=નવીન રાખ્યો છે, અને પ્રસ્તુત પ્રતિના એ પત્રનો સંકેત પુ=પુરાતન રાખેલ છે. એ વધારાના પત્રવાળી પ્રતિ પ્રસ્તુત પ્રતિનો આદર્શ કે તેની નકલ નથી લાગતી. એનાં બે કારણો છે : પહેલું તો એ કે જો એ પ્રસ્તુત પ્રતિનો આદર્શ અગર નકલ હોય તો તેની સાથે એક વધારાના

---

* ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝમા પ્રકાશિત 'હેતુબિન્દુ'ની પ્રસ્તાવના.

પત્રમાં આટલો બધો પાઠભેદ ભાગ્યે જ સંભવે. બીજું અને બળવત્તર કારણ એ છે કે અમે જે ટિબેટન ભાષાન્તર સાથે પ્રસ્તુત પ્રતિનો પાઠ સરખાવ્યો છે તે ટિબેટન ભાષાન્તર સાથે આ વધારાના પત્રમાંનો પાઠ પ્રસ્તુત પ્રતિના પાઠ કરતાં વધારે પ્રમાણમાં મળતો આવે છે. તે ઉપરથી એમ લાગે છે કે જે સંસ્કૃત પ્રતિને આધારે ટિબેટન ભાષાન્તર કરવામાં આવ્યું હશે તે અને પ્રસ્તુત વધારાના પત્રવાળી પ્રતિનું મૂળ કોઈ એક જુદી જ નકલ/હોવી જોઈએ. આ સિવાય આ વધારાના પત્ર ઉપરથી એમ પણ સમજાય છે કે જ્યારે પ્રસ્તુત પ્રતિ ગુજરાતમાં લખાઈ અગર ક્યાંય બહારથી લાવી સંગ્રહાઈ ત્યારે કોઈ બીજી પ્રતિ પણ સાથે હોવી જોઈએ, અને આ રીતે હેતુબિન્દુટીકાની અનેક પ્રતિઓ લખાઈ જ્યાંત્યાં ફેલાવો પામતી અને સંગ્રહાતી હોવી જોઈએ. અમારું આ અનુમાન બીજી રીતે પણ પુષ્ટ થાય છે. તે એ કે દૂર દક્ષિણમાં વિદ્યાનંદ જેવા દિગંબર આચાર્યોએ લખેલા ગ્રન્થોમાં અને પાટણ જેવા ગુજરાતના અનેક શહેરોમાં અનેક આચાર્યોને હાથે લખાયેલ અનેક જુદા જુદા ગ્રન્થોમાં હેતુબિન્દુટીકાના લાંબા લાંબા ઉતારા થયેલા છે, તેમ જ હિમાલયના ટિબેટ જેવા દૂર પ્રદેશમાં તેનાં ભાષાન્તરો થયાં છે.[1]

પ્રસ્તુત પ્રતિને અંતે તેની લખ્યા સાલ છે, પણ શરૂઆતના બે આંકડા ખંડિત છે. માત્ર ૭૫ નો અંક સ્પષ્ટ છે. (જુઓ પૃ. ૨૨૯) આ ખંડિત અંકને સદ્‌ગત શ્રી સી. ડી. દલાલે ૧૦ કે ૧૧ અંક હોવાની કલ્પના કરી છે.[2] તદનુસાર તે અંક વિક્રમ સંવત ૧૦૭૫ કે ૧૧૭૫ કદાચ હોય. પ્રતિલેખનની પૂર્ણાહુતિની તિથિ રવિવાર માગસર વદિ ૭ છે લેખકની પ્રશસ્તિનો એક શ્લોક ગુમ થયો છે અને બીજો અધૂરો છે, તેથી લેખકનો પરિચય મળતો નથી.

પ્રસ્તુત પ્રતિ પં. અભયકુમારની માલિકીની છે. એ વિશેની પ્રશસ્તિના ત્રણ શ્લોકો ઓછાવત્તે અંશે ત્રુટિત છે (પૃ. ૨૨૯).

પં. અભયકુમાર એ કોઈ સાધુ જ છે તે વિશે તો શંકા રહેતી જ નથી, કેમકે જેમ તેનું વિશેષણ પંડિત=ગણી છે તેમ તેના ગચ્છને બ્રહ્માણ કહેલ છે. આ બ્રહ્માણગચ્છીય[3] પં અભયકુમારનો વિશેષ પરિચય સુલભ નથી.

પ્રસ્તુત પ્રતિની લિપિ છે તો દેવનાગરી, પણ તે બહુ જ પ્રાચીન નેવારી જેવી પૂર્વદેશીય દેવનાગરી છે. તેને સરલતાથી વાંચી તે ઉપરથી વિશ્વસ્ત કામ

---

૧. જુઓ આગળ 'હેતુબિન્દુનો પ્રભાવ અને ઉપયોગ' એ મથાળા નીચેનું લખાણ.

૨. જુઓ તેમના કેટલોગની પ્રસ્તાવના, પૃ. ૪૨

૩. મારવાડમાં જે વરમાણ ગામ છે તેના જ ઉપરથી 'બ્રહ્માણ ગચ્છ' નામ પડેલું છે.

લેવું એ બહુ જ અઘરું અને સમયસાધ્ય હતું, પણ મુનિશ્રી પુણ્યવિજયજીએ અતિશ્રમે અને લાંબે ગાળે એના ઉપરથી કાગળ ઉપર એક સુંદર અને સુપઠ દેવનાગરી અક્ષરમાં પ્રતિલિપિ કરી આપી એ પ્રતિલિપિ તેમણે અમને ભેટ રૂપે જ આપેલી, પણ ચાલુ શતાબ્દીની લેખનકળાનો સુંદર નમૂનો પૂરો પાડતી એ પ્રતિલિપિ ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના શ્રીમદ્ રાજચંદ્ર જ્ઞાનસંગ્રહમાં કાયમ માટે મૂકવામાં આવી છે. જોકે આ પ્રતિલિપિ ઉપરથી જ અમે પ્રેસકૉપી કરાવી હતી, પણ સંપાદન કરતી વખતે અસલી તાડપત્રની પ્રતિ સાથે મિલાન કરવામાં આવ્યું છે તેને લીધે અને T પ્રતિની મદદને લીધે પ્રતિલિપિમાં જે ખામીઓ રહી ગયેલી તે દૂર કરીને જ સંપાદન કરવામાં આવ્યું છે.

૨. T પ્રતિ : Bstan-hgyur, Mdo (Cordier : Catalogue du Fonds Tibetain, Paris, 1915) CXI. 6 હેતુબિન્દુ-ટીકાનુ ટિબેટન ભાષાન્તર છે. આ ભાષાન્તર વિશ્વભારતીમાંના વિદ્યાભવનગત પુસ્તકસંગ્રહમાંથી મેળવવામાં આવેલુ.[1] તે ભાષાન્તર સાથે S પ્રતિનું બને ત્યા લગી અક્ષરેઅક્ષર મિલાન કરવામાં આવ્યુ છે. એ સરખામણીનુ મુખ્યપણે નીચે પ્રમાણે પરિણામ આવ્યુ છે—

(૧) જ્યાં જ્યાં પત્રસંખ્યાનો નંબર નષ્ટ થવાથી અને બીજાં કારણે પત્રો ઊલટાસૂલટાં થઈ ગયેલા અને તેને લીધે અર્થ બેસાડવામા બહુ જ મુશ્કેલી પડતી તે પત્રો યથાવત્ ગોઠવવાથી દૂર થઈ.

(૨) કેટલેક સ્થળે પ્રતિનો પાઠ લિપિદુર્બોધતાને કારણે અગર પરંપરાગત લેખક-દોષને કારણે વિકૃત થઈ ગયો હતો તે સુધર્યો.

(૩) અનેક સ્થળોમા નવાં પાઠાન્તરો તારવી શકાયાં, જે ટિબેટન ભાષાન્તર ઉપરથી પ્રતિસંસ્કૃત રૂપે પ્રતિસંસ્કાર કરનાર શ્રી. પી તારકસે તારવેલા તે તેમના જ શબ્દોમા ફૂટનોટમા લેવામાં આવ્યા

(૪) આખી S પ્રતિમાં જ્યાં જ્યાં એકાદ અક્ષર કે પદ લુપ્ત થયેલ હતાં તે આ પ્રતિની મદદથી મળી આવ્યાં. એકદર T પ્રતિની મદદથી આખા સંપાદન દરમિયાન અર્થબોધ કરવામા ઘણી સરલતા પ્રાપ્ત થઈ છે

(૫) એમ પણ બન્યુ છે કે S પ્રતિની મદદથી T પ્રતિના પત્રોની કેટલેક સ્થળે અવ્યવસ્થા હતી તે પણ દૂર થઈ છે, અને જ્યારે ઘણે સ્થળે

---

૧. આનો પરિચય ડૉ વિદ્યાભૂષણે પણ પોતાના પુસ્તક A History of Indian Logic, p 332 માં આપ્યો છે.

એમ સમજાતું કે T પ્રતિગત ભાષાન્તર મૂળ લેખનું યથાર્થ પ્રતિબિમ્બ છે ત્યારે ઘણે સ્થળે એમ પણ સમજાતું હતું કે S પ્રતિની પાઠપરંપરા T ગત પાઠ કરતાં મૂળ લેખની વધારે નજીક છે. એ જુદું કહેવાની જરૂર નથી કે ટિબેટન ભાષાન્તરકારો એટલી બધી ચોકસાઈથી પોતાનું કામ કરતા કે તેમના ભાષાન્તરમાં નવી ભૂલ ન ઉમેરાતી, જો મૂળમાં ભૂલ હોય તો તે ભાષાન્તરમાં આવતી જ. એટલે ભાષાન્તરકારો અર્થજ્ઞ હોય તે કરતાં ભાષાજ્ઞ વધારે હતા. જો એ ભાષાન્તરકારો પૂર્ણપણે વિષયના જ્ઞાતા હોત તો દેખીતી રીતે ભૂલભરેલા આદર્શગત પાઠનું યથાર્થ ભાષાન્તર કરી તેમાં આદર્શ પાઠની ભૂલ ન આણત.

૩. **N પ્રતિ** આ પ્રતિ હેતુબિન્દુટીકાની 'આલોક' સંજ્ઞક અનુટીકાની છે. એની પૂરી નકલ નેપાળના રાજગુરુ પં. શ્રી હેમરાજ પાસેથી ત્રિપિટકાચાર્ય શ્રી. રાહુલ સાંકૃત્યાયન દ્વારા પ્રાપ્ત થયેલી. તે પ્રતિ સાવ ત્રુટિત પ્રતિ ઉપરથી થયેલી નકલ છે. તે પ્રતિ કાગળ ઉપર લખાયેલી છે. તેનાં પત્રોની પહોળાઈ ૪$\frac{૧}{૨}$ ઇંચ, લંબાઈ ૧૯$\frac{૧}{૨}$ ઇંચ અને પત્રસંખ્યા ૮૧ છે. પત્રો બધાં જ અસ્ત-વ્યસ્ત હતાં. જો આગળ જતાં P પ્રતિની મદદ મળી ન હોત તો આ પ્રતિનો કશો જ ઉપયોગ કરી શકાત નહિ, અને પત્રસંખ્યા, જે અમે પાછળથી વ્યવસ્થિત કરી તે પણ અત્યંત મુશ્કેલ હતું. આ પ્રતિ સાવ ત્રુટિત અને અશુદ્ધ હોવા છતાં તેણે P પ્રતિ વાંચવામાં એટલી બધી મદદ કરી છે કે તેને લીધે તેનું ત્રુટિતપણું જરાય સાલતુ નથી. અહી એ પણ કહેવું જોઈએ કે જો આ પ્રતિ ન હોત તો અમારે માટે P પ્રતિનો ઉપયોગ કરવાનુ કામ પણ કદાચ જતુ કરવું પડત અને અત્યારે જે રૂપમાં આદર્શ અનુટીકા છપાઈ છે તે રૂપમાં કદી સુલભ ન થાત.

૪. **P પ્રતિ** : આ પટણામાની બિહાર એન્ડ ઓરિસા રિચર્સ ઇન્સ્ટિટ્યૂટના સંગ્રહમાં રહેલા ટિબેટથી મૂળ સંસ્કૃત ગ્રન્થોના લાવવામા આવેલા ફોટાઓમાં રહેલ હેતુબિન્દુટીકાલોકના ફોટા ઉપરથી કરી લીધેલ ફોટા છે. ઇન્સ્ટિટ્યૂટમાંના મૂળ ફોટાનો પરિચય શ્રી. રાહુલજીએ ન્યાયબિન્દુ–અનુટીકા તરીકે ભૂલથી આપ્યો છે, પણ વસ્તુત: તે હેતુબિન્દુટીકાની અનુટીકા 'આલોક' જ છે.

ટિબેટના ભંડારમાં રહેલ મૂળ સંસ્કૃત પ્રતિ તાડપત્ર ઉપર લખાયેલી છે. તેનાં પત્રો ૭૦ છે, જે ૨૦ ફોટોપ્લેટમાં સમાવી લેવામાં આવ્યા છે ફોટાના અક્ષરો બહુ જ બારીક અને કેટલેક સ્થળે સાવ અસ્પષ્ટ છે. લિપિ પ્રાચીન નેપાળી છે. આ પ્રાચીન લિપિ ઉકેલવામાં અને બારીક તેમ જ

અસ્પષ્ટ અક્ષરો, જે સૂક્ષ્મદર્શક કાચની મદદથી પણ ઘણે સ્થળે વંચાતા નહિ, તેને વાંચવામાં ભગ્નાંગ N પ્રતિએ ઘણીવાર બહુ ઉપયોગી મદદ કરી છે.

## પ્રતિપ્રાપ્તિ

S પ્રતિ ઈ. સ. ૧૯૨૬ના માર્ચ માસમાં મળી આવેલી. જ્યારે અમે ગૂજરાત વિદ્યાપીઠમા રહી સન્મતિતર્કનું સંપાદન કરતા ત્યારે એની તાડપત્રીય પ્રતિઓ મેળવવા પાટણ ગયેલા તે વખતે અણધારી રીતે હેતુબિન્દુ (ટીકા) અને તત્ત્વોપપ્લવ બન્ને ગ્રન્થો મળી આવ્યા. અમે એ બન્નેનો ઉપયોગ સન્મતિના સંપાદનમાં તો કર્યો જ, પણ આગળ જતાં એ બન્ને ગ્રન્થોનુ સંપાદન કરવાનું પણ ઠર્યું. છેવટે તત્ત્વોપપ્લવ પ્રથમ પ્રસિદ્ધ થયો અને આ હેતુબિન્દુની પ્રતિ અત્યારે પ્રકાશમાં આવે છે.

T પ્રતિ શ્રીયુત પુરુષોત્તમ તારકસ M. A., LL. B. એ ટિબેટન ભાષાનો અભ્યાસ કરતી વખતે શાંતિનિકેતન–વિશ્વભારતીમાંથી મેળવેલી, અને જ્યારે તેઓ ૧૯૩૭માં પોતાના અભ્યાસને પરિણામે તેના પાઠાંતર પૂરતું પ્રતિસંસ્કૃતરૂપાંતર લઈ અમને મદદ કરવા કાશીમા આવ્યા ત્યારે ફરી એ ટિબેટન ભાષાન્તર પણ સામે રાખવામાં આવ્યું, જેને લીધે એક બાજુથી તેમણે પોતાનું પ્રતિસસ્કૃત સુધાર્યું, અને બીજી બાજુથી અમને પાઠ સંશોધન, પાઠપૂર્તિ અને પાઠાન્તર લેવા આદિમાં ભારે કીમતી મદદ મળી.

N પ્રતિ શ્રી. રાહુલજી ટિબેટની બીજી યાત્રા વખતે નેપાળથી લાવેલ. તે અમને મળી, અને તેના ઉપરથી એક પ્રેસકૉપી આચાર્ય શ્રી. જિનવિજયજીએ શેઠ શાંતિલાલ વનમાળી પાસે કરાવી લીધી. એ અસલી પ્રતિ અને પ્રેસકૉપી બન્ને આખા સંપાદન દરમિયાન ઉપયોગી સિદ્ધ થયાં.

P પ્રતિ . આ ફોટોપ્રતિ પટના જઈ ૧૯૪૨ના ઉનાળામાં પં. દલસુખ માલવણિયા અને શ્રી. નથમલજી ટાટિયા M. A. બન્નેએ મેળવી, અને તેના ઉપરથી ૧૯૪૩માં પંડિત માલવણિયાએ પ્રેસ યોગ્ય કેટલીક વાચના તૈયાર કરી અને બાકીની વાચના ૧૯૪૩ના છેલ્લા ત્રણ માસમાં તેમણે પં. મહેન્દ્રકુમાર 'અભય'ની મદદથી પૂરી કરી.

ઉપર્યુક્ત પ્રતિઓ ઉપરથી કરવામાં આવેલ આખા સંપાદનકાર્ય દરમિયાન હેતુબિન્દુટીકા અને તેની ટીકા 'આલોક' બન્નેમાં ચર્ચાયેલા વિષયો અને આવેલા અવતરણોને લગતા અનેક લભ્ય ગ્રન્થોનો ઉપયોગ કર્યો છે. તેને આધારે અનેક સ્થળે પાઠશુદ્ધિમાં મદદ મળી છે અને ટીકા તેમ જ અનુટીકામાં આવેલ અનેક અવતરણોનાં મૂળ મળી આવ્યાં છે, જે તે તે સ્થાને નોંધવામાં આવ્યાં છે

હેતુબિન્દુટીકાના મુદ્રાણમાં S અને T પ્રતિઓના પત્રાંકો [ ] આવા કોષ્ઠકમાં આપ્યા છે, અને આલોકના મુદ્રણમાં P પ્રતિના પત્રાંકો પણ તેવા જ કોષ્ઠકમાં આવ્યા છે. 'a' પત્રની પહેલી બાજુ સૂચવે છે જ્યારે 'b' તેની બીજી બાજુ સૂચવે છે.

મુદ્રણમાં હેતુબિન્દુટીકાના જે ચાર મુખ્ય ભાગ પાડેલા છે તે અમે પાડેલા છે, અલબત્ત, બીજા અને ત્રીજા ભાગનું વિષયાનુરૂપે નામકરણ T પ્રતિમાં છે. પહેલા અને ચોથા ભાગનું નામકરણ T માં નથી, પણ અમે એ ચારે ભાગોનુ વિષયાનુરૂપ નામકરણ કર્યું. છે. એ પણ ફેર નોંધવો જોઈએ કે અમારું વિષયાનુરૂપ નામકરણ તે તે વિષયની ચર્ચાના પ્રારંભમાં છાપ્યું છે, જ્યારે T પ્રતિના બીજા અને ત્રીજા એ બન્ને નામકરણો તે તે વિષયની ચર્ચાને અંતે આવે છે.

આ ચાર મુખ્ય વિષયવિભાગ ઉપરાંત બીજાં પણ અનેક શીર્ષકો તે તે સ્થાને ચર્ચાતા અગત્યના વિષયોને લક્ષમાં લઈ તેની સૂચના અર્થે અમે જ કર્યાં છે.

આ સંસ્કરણમાં સાત પરિશિષ્ટો જોડેલાં છે. તેમાંથી પહેલા પરિશિષ્ટમાં હેતુબિન્દુ મૂળગત દાર્શનિક અને વિશેષ નામો આપેલાં છે. બીજા પરિશિષ્ટમાં ટીકાગત વિશેપ નામો છે. ત્રીજામાં ટીકાગત અવતરણો અને ચોથામાં દાર્શનિક શબ્દો છે. પાંચમા પરિશિષ્ટમાં 'આલોક' અનુટીકાગત વિશેષ નામો છે અને છટ્ઠામાં આલોકગત અવતરણો છે. સાતમા પરિશિષ્ટમાં ટિબેટન ભાષાન્તરને આધારે તેમ જ ટીકા અને અનુટીકામાં આવેલ પ્રતીકોને આધારે નિષ્પન્ન થઈ શક્યો તેવો મૂળ હેતુબિન્દુ પાઠ આપવામાં આવ્યો છે. અંતે શુદ્ધિપત્ર આપવામાં આવ્યું છે.

## [૨] ગ્રન્થકારો

### ૧. ધર્મકીર્તિ

પ્રસ્તુત સંસ્કરણમાં મૂળ ગ્રન્થ હેતુબિન્દુ છે. તેનો કર્તા છે ધર્મકીર્તિ. ધર્મકીર્તિનુ જીવન કોઈ ભારતીય ભાષામાં હોય તો તે ઉપલબ્ધ નથી. એના જીવન વિશે જે કાંઈ હકીકત મળે છે તે અત્યારે માત્ર ટિબેટન સાહિત્યમાં મળે છે. ટિબેટન લેખકોમાં મુખ્ય છે બુસ્તન[૧] (Buston) અને લામા તારાનાથ.

૧. History of Buddhism (Chos-hbyung) by Buston—Materialien zur Kunde des Buddhismus Heidelberg, 1931. Translated from Tibetan by Dr. E. Obermiller.

આ બન્ને લેખકોનાં લખાણોને આધારે પ્રો. શેરબાત્સ્કીએ ધર્મકીર્તિનું જીવન Buddhist Logic Vol. 1ની પ્રસ્તાવના પૃ. ૩૪માં સંક્ષેપમાં આપ્યું છે. જોકે આ પહેલાં ડૉ. સતીશચન્દ્ર વિદ્યાભૂષણે મુખ્યપણે લામા તારાનાથને આધારે History of Indion Logic માં પૃ. ૩૦૩ ઉપર આપ્યું છે. ટિબેટન સાહિત્ય ધર્મકીર્તિનું જીવન વર્ણવે ખરું, પણ તે જેવું વર્ણવે છે તે પૂર્ણપણે ઐતિહાસિક તો નથી જ, છતા એ પૌરાણિક જેવા લાગતા જીવનમાં ઘણી બાબતો સાચી હોવા વિશે જરાય શંકા રહેતી નથી. ડૉ. વિદ્યાભૂષણ કરતાં પ્રો. શેરબાત્સ્કીનુ વર્ણન પ્રમાણમાં ટૂંકું છે અને કાંઈક વધારે સત્યની નજીક છે, તેથી અમે તે વર્ણન છે તેવું જ અહીં ઉતારી લેવાનું પસંદ કર્યું છે.

"Dharmakirti was born in the South, in Trimalaya (Tirumalla?) in a brahmin family and received a brahmanical education. He then became interested in Buddhism and adhered at first as a lay member to the Church. Wishing to receive instruction from a direct pupil of Vasubandhu he arrived at Nalanda, the celebrated seat of learning where Dharmapala, a pupil of Vasubandhu, was still living, although very old. From him he took the vows His interest for logical problems being aroused and Dignaga no more living, he directed his steps towards Is'varasena, a direct pupil of the great logician. He soon surpassed his master in the understanding of Dignaga's system. Is'varsena is reported to have conceded that Dharmakirti understood Dignaga better than he could do it himself With the assent of his teacher Dharmakirti then began the composition of a great work in mnemonic verse containing a thorough and enlarged commentary on the chief work of Dignaga.

"The remaining of his life was spent, as usual, in the composition of works, teaching, public discussions and active propaganda. He died in Kalinga

in a monastery founded by him, surrounded by his pupils.

" Notwithstanding the great scope and success of his propaganda, he could only retard, but not stop the process of decay which befell Buddhism on its native soil. Buddhism in India was doomed. The most talented propagandist could not change the run of history. The time of Kumarila and Sankaracarya, the great champions of brahmanical revival and opponents of Buddhism, was approaching. Tradition represents Dharmakirti as having combated them in public disputations and having been victorious. But this is only an afterthought and a pious desire on the part of his followers. At the same time it is an indirect confession that these great brahmin teachers had met with no Dharmakirti to oppose them. What might have been the deeper cause of the decline of Buddhism in India proper and its survival in the border lands, we never perhaps will sufficiently know, but historians are unanimous in telling us that Buddhism at the time of Dharmakirti was not on the ascendency, it was not, flourishing in the same degree as at the time of the brothers Asanga and Vasubandhu. The popular masses began to deturn their face from that philosophic, critical and pessimistic religion, and reverted to the worship of the great brahmin gods Buddhism was beginning its migration to the north where it found a new home in Tibet, Mongolia and other countries.

" Dharmakirti seems to have had a forboding of the ill fate of his religion in India. He was also

grieved by the absence of pupils who could fully understand his system and to whom the continuation of his work could have been entrusted. Just as Dignaga had no famous pupil, but his continuator emerged a generation later, so was it that Dharmakirti's real continuator emerged a generation later in the person of Dharmottara. His direct pupil Devendrabuddhi was a devoted and painstaking follower, but his mental gifts were inadequate to the task of fully grasping all the implications of Dignaga's and his own system of transcendental epistemology. Some verses of him in which he gives vent to his deepest feelings betray this pessimistic mentality.

"The second introductory stanza of his great work[1] is supposed to have been added later, as an answer to his critics. He there says, "Mankind are mostly addicted to platitudes, they don't go in for finesse. Not enough that they do not care at all for deep sayings, they are filled with hatred and with the filth of envy. Therefore neither do I care to write for their benefit. However, my heart has found satisfaction in this (my work), because through it my love for profound and long meditation over (every) well spoken word has been gratified"[2]

"And in the last but one stanza of the same work he again says, "My work will find no one in this world who would be adequate easily to grasp

1 *Pramanavarttika.*

2 प्रायः प्राकृतसक्तिरप्रतिबलप्रज्ञो जनः केवलं,
नाऽनर्थ्येव सुभाषितैः परिगतो विद्वेष्ट्यपीर्ष्यामलैः ।
तेनाऽयं न परोपकार इति नश्चिन्ताऽपि चेतस्ततः,
सूक्ताभ्यासविवर्धितव्यसनमित्यत्राऽनुबद्धस्पृहम् ॥

its deep sayings. It will be absorbed by, and perish in, my own person, just as a river (which is absorbed and lost) in the ocean. Those who are endowed with no inconsiderable force of reason, even they cannot fathom its depth. Those who are endowed with exceptional intrepidity of thought, even they cannot perceive its highest truth."[1]

"Another stanza is found in anthologies and hypothetically ascribed to Dharmakirti, because it is to the same effect. The poet compares his work with a beauty which can find no adequate bridegroom. 'What was the creator thinking about when he created the bodily frame of this beauty! He has lavishly spent the beauty stuff! He has not spared the labor! He has engendered a mental fire in the hearts of people who thereto fore were living placidly! And she herself is also wretchedly unhappy, since she never will find a fiance to match her!"[2]

" In this personal character Dharmakirti is reported to have been very proud and self-reliant, full of contempt for ordinary mankind and sham scholar-

---

1 अनध्यवसितावगाहनमनल्पधीशक्तिना-
प्यदृष्टपरमार्थतत्त्वमधिकाभियोगैरपि ।
मत मम जगत्यलब्धसदृशप्रतिग्राहक
प्रयास्यति पयोनिधेः पय इव स्वदेहे जराम् ॥
–Quoted in *Dhvanyaloka* ( N. S P. 1891 ), p. 217.

2 लावण्यद्रविणव्ययो न गणित. क्लेशो महानर्जित:,
स्वच्छद चरतो जनस्य हृदये चिन्ताज्वरो निर्मितः ।
एषाऽपि स्वयमेव तुल्यरमणाभावाद्वराकी हता,
कोऽर्थश्चेतसि वेधसा विनिहितस्तन्व्यास्तनुं तन्वता ।
*Ibid.* p. 216.

ship. Taranatha tells us that when he finished his great work, he showed it to the pandits, but he met with no appreciation and no good will. He bitterly complained of their slow wits and their envy, His enemies, it is reported, then tied up the leaves of his work to the tail of a dog and let him run through the streets where the leaves became scattered. But Dharmakirti said, "just as this dog runs through all streets, so will my work be spread in all the world."

શેરબાત્સ્કીએ આપેલા ઉપરના જીવનમાં સમયનો પ્રશ્ન ચર્ચાયો નથી, જ્યારે તે પ્રશ્ન ડૉ. વિદ્યાભૂષણ અને શ્રી. રાહુલજીએ ચર્ચ્યો છે. વિદ્યાભૂષણ ધર્મકીર્તિનો અસ્તિત્વ–સમય ઈ. સ. ૬૩૫—૬૫૦ ધારે છે, જ્યારે રાહુલજી (વાદન્યાયની પ્રસ્તાવના) તેમાં થોડો જ ફેરફાર સૂચવી તે સમયને ૬૨૫ થી શરૂ કરે છે. આ સમય એટલે જન્મસમય લેખવાનો નથી. એ માત્ર તેના કાર્યકાળનો સૂચક છે. આ વિશે કોઈ એક ચોક્કસ નિર્ણય ઉપર આવવું એ શક્ય નથી, તેમ છતાં પંડિત મહેન્દ્રકુમાર ન્યાયાચાર્યે અકલંકગ્રન્થત્રયની પ્રસ્તાવના (પૃ૦ ૧૮–૨૩)માં એ સમય વિશે જે ઊહાપોહ કર્યો છે તે વિશેષ સંગત લાગતો હોવાથી ખાસ ધ્યાન ખેંચે છે. તે પ્રમાણે ધર્મકીર્તિનો સમય ૬૨૦ થી ૬૯૦ આવે છે ગમે તેમ હો, પણ ધર્મકીર્તિ સાથે સંબંધ ધરાવનાર કેટલાક આગળ-પાછળના મહત્ત્વના વિદ્વાનોનું પૌર્વાપર્ય નક્કી કરવામાં તો સંદેહને ભાગ્યે જ સ્થાન રહે છે અમારા વિચાર પ્રમાણે તે પૌર્વાપર્ય નીચે પ્રમાણે છે.

વૈયાકરણ ભર્તૃહરિ,: ઉદ્દ્યોતકર, ઈશ્વિરસેન અને કુમારિલ[1] એ ચારેય ધર્મકીર્તિના સમકાલીન હોવા છતાં તેના કરતાં ઓછેવત્તે અંશે વૃદ્ધસમકાલીન હોવા જોઈએ, કેમકે ધર્મકીર્તિ ઈશ્વિરસેનનો શિષ્ય લેખાય છે અને હેતુબિન્દુ આદિમાં તેના મતની, અર્ચટ આદિ ટીકાકારોના કથનાનુસાર, સમાલોચના પણ કરે છે. એ જ રીતે તે ઉદ્દ્યોતકર, ભર્તૃહરિ અને કુમારિલ એ ત્રણેનાં મન્તવ્યોની તીવ્ર સમાલોચના પણ કરે છે, જ્યારે તે ત્રણ વિદ્વાનો પૈકી કોઈ પણ ધર્મકીર્તિના વિચારની સમાલોચના કરતા હોય તેવું ચોક્કસ પ્રમાણ મળતું નથી.

જૈનતાર્કિક સમન્તભદ્ર અને પ્રભાકર એ બન્ને ધર્મકીર્તિના સમકાલીન હોવા છતા લઘુસમકાલીન છે, કેમકે સમન્તભદ્ર ધર્મકીર્તિના પ્રમાણવાર્તિકગત પ્રથમ પરિચ્છેદનું અનુકરણ કરી આપ્તમીમાંસા રચે છે.

---

૧. અકલંકગ્રન્થત્રય પ્રસ્તાવના પૃ૦ ૧૯.

વ્યોમશિવ,[1] અકલંક,[2] હરિભદ્ર,[3] જયંત[4] એ ચારેય ધર્મકીર્તિના ઉત્તરવર્તી છે, કેમકે તે બધા ધર્મકીર્તિનાં મન્તવ્યોનું ખંડન કરે છે.

ધર્મકીર્તિના ગ્રન્થો અને તેની વ્યાખ્યાઓની જે માહિતી શ્રી. રાહુલજીએ વાદન્યાયનાં પરિશિષ્ટોમાં પૂરી પાડી છે તેને આધારે અહીં નીચે મૂળ ગ્રન્થો અને વ્યાખ્યાઓનું કોષ્ટક આપવામાં આવે છે—

## ધર્મકીર્તિના ગ્રંથો અને તેની વ્યાખ્યાઓ

| ગ્રંથનામ | વ્યાખ્યાઓ | વ્યાખ્યાકર્તા | વિશેષ |
|---|---|---|---|
| १. प्रमाणवार्तिक | १. स्वोपज्ञवृत्ति | धर्मकीर्ति | प्रकाशित |
| | २. पञ्जिका | देवेन्द्रमति | भोट भाषान्तर |
| | ३. टीका | शाक्यमति | ,, |
| | ४. भाष्य(प्रमाणवार्तिकालंकार) | प्रज्ञाकरगुप्त | अप्रकाशित |
| | १. भाष्यटीका | जयानन्त | भोट भाषान्तर |
| | २. ,, | यमारि | ,, |
| | ५. टीका | शंकरानन्द | ,, |
| | ६. ,, | रविगुप्त | ,, |
| | ७. ,, | मनोरथनन्दी | प्रकाशित |
| २. प्रमाणविनिश्चय | | | भोट भाषान्तर |
| | १. टीका | धर्मोत्तर | ,, |
| | २. टीका | ज्ञानश्रीभद्र | ,, |
| ३. न्यायबिन्दु | | | प्रकाशित |
| | १. टीका | धर्मोत्तर | ,, |
| | १. धर्मोत्तरप्रदीप | दुर्वेक | अप्रकाशित |
| | २. टिप्पण | मल्लवादी | प्रकाशित |
| | २. टीका | विनीतदेव[5] | भोट भाषान्तर |

૧. વ્યોમવતી પૃ. ૩૦૬, ૩૦૭, ૬૮૦ આદિ. તુલના કરો પ્રમાણવાર્તિક ૧-૧૩, ૧૪, ૧૫; ૩-૬૭, ૬૮, ૬૯.

૨. અકલંકગ્રન્થત્રય, પ્રસ્તાવના પૃ. ૨૫.

૩. શાસ્ત્રવાર્તાસમુચ્ચય પૃ. ૪, ૧૫-૩૨; અનેકાન્તજયપતાકા પૃ. ૨૩, ૩૩, જુઓ પ્રમાણવાર્તિક ૩, ૧૮૧; ૧, ૨૧૯.

૪. ન્યાયમંજરી ભાગ ૨, પૃ. ૧૦૭, ૧૯૧.

૫. ડૉ. વિદ્યાભૂષણ વિનીતદેવનો જે સમય માને છે તેનાથી કાંઈક પાછળનો સમય રાહુલજી માને છે. વિશેષ માટે જુઓ History of Indian Logic p. 320 અને વાદન્યાયની રાહુલજીની પ્રસ્તાવના.

ship. Taranatha tells us that when he finished his great work, he showed it to the pandits, but he met with no appreciation and no good will. He bitterly complained of their slow wits and their envy, His enemies, it is reported, then tied up the leaves of his work to the tail of a dog and let him run through the streets where the leaves became scattered. But Dharmakirti said, " just as this dog runs through all streets, so will my work be spread in all the world."

શેરબાત્સ્કીએ આપેલા ઉપરના જીવનમાં સમયનો પ્રશ્ન ચર્ચાયો નથી, જ્યારે તે પ્રશ્ન ડૉ. વિદ્યાભૂષણ અને શ્રી. રાહુલજીએ ચર્ચ્યો છે. વિદ્યાભૂષણ ધર્મકીર્તિનો અસ્તિત્વ–સમય ઈ સ. ૬૩૫—૬૫૦ ધારે છે, જ્યારે રાહુલજી (વાદન્યાયની પ્રસ્તાવના) તેમાં થોડો જ ફેરફાર સૂચવી તે સમયને ૬૨૫ થી શરૂ કરે છે. આ સમય એટલે જન્મસમય લેખવાનો નથી. એ માત્ર તેના કાર્યકાળનો સૂચક છે આ વિશે કોઈ એક ચોક્કસ નિર્ણય ઉપર આવવું એ શક્ય નથી, તેમ છતાં પંડિત મહેન્દ્રકુમાર ન્યાયાચાર્યે અકલંકગ્રન્થત્રયની પ્રસ્તાવના (પૃ૦૧૮–૨૩)માં એ સમય વિશે જે ઊહાપોહ કર્યો છે તે વિશેષ સંગત લાગતો હોવાથી ખાસ ધ્યાન ખેંચે છે. તે પ્રમાણે ધર્મકીર્તિનો સમય ૬૨૦ થી ૬૯૦ આવે છે ગમે તેમ હો, પણ ધર્મકીર્તિ સાથે સંબંધ ધરાવનાર કેટલાક આગળ-પાછળના મહત્ત્વના વિદ્વાનોનું પૌર્વાપર્ય નક્કી કરવામાં તો સંદેહને ભાગ્યે જ સ્થાન રહે છે. અમારા વિચાર પ્રમાણે તે પૌર્વાપર્ય નીચે પ્રમાણે છે.

વૈયાકરણ ભર્તૃહરિ, ઉદ્દ્યોતકર, ઈશ્વરસેન અને કુમારિલ[1] એ ચારેય ધર્મકીર્તિના સમકાલીન હોવા છતાં તેના કરતાં ઓછેવત્તે અંશે વૃદ્ધસમકાલીન હોવા જોઈએ, કેમકે ધર્મકીર્તિ ઈશ્વરસેનનો શિષ્ય લેખાય છે અને હેતુબિન્દુ આદિમાં તેના મતની, અર્ચટ આદિ ટીકાકારોના કથનાનુસાર, સમાલોચના પણ કરે છે. એ જ રીતે તે ઉદ્દ્યોતકર, ભર્તૃહરિ અને કુમારિલ એ ત્રણેનાં મન્તવ્યોની તીવ્ર સમાલોચના પણ કરે છે, જ્યારે તે ત્રણ વિદ્વાનો પૈકી કોઈ પણ ધર્મકીર્તિના વિચારની સમાલોચના કરતા હોય તેવું ચોક્કસ પ્રમાણ મળતું નથી.

જૈનતાર્કિક સમન્તભદ્ર અને પ્રભાકર એ બન્ને ધર્મકીર્તિના સમકાલીન હોવા છતાં લઘુસમકાલીન છે, કેમકે સમન્તભદ્ર ધર્મકીર્તિના પ્રમાણવાર્તિકગત પ્રથમ પરિચ્છેદનું અનુકરણ કરી આપ્તમીમાંસા રચે છે.

૧. અકલંકગ્રન્થત્રય પ્રસ્તાવના પૃ૦ ૧૯.

વ્યોમશિવ,[1] અકલંક,[2] હરિભદ્ર,[3] જયંત[4] એ ચારેય ધર્મકીર્તિના ઉત્તરવર્તી છે, કેમકે તે બધા ધર્મકીર્તિનાં મન્તવ્યોનું ખંડન કરે છે.

ધર્મકીર્તિના ગ્રન્થો અને તેની વ્યાખ્યાઓની જે માહિતી શ્રી. રાહુલજીએ વાદન્યાયનાં પરિશિષ્ટોમાં પૂરી પાડી છે તેને આધારે અહીં નીચે મૂળ ગ્રન્થો અને વ્યાખ્યાઓનું કોષ્ટક આપવામાં આવે છે—

## ધર્મકીર્તિના ગ્રંથો અને તેની વ્યાખ્યાઓ

| ગ્રંથનામ | વ્યાખ્યાઓ | વ્યાખ્યાકર્તા | વિશેષ |
|---|---|---|---|
| १. प्रमाणवार्तिक | १. स्वोपज्ञवृत्ति | धर्मकीर्ति | प्रकाशित |
| | २. पञ्जिका | देवेन्द्रमति | भोट भाषान्तर |
| | ३. टीका | शाक्यमति | ,, |
| | ४. भाष्य(प्रमाणवार्तिकालकार) | प्रज्ञाकरगुप्त | अप्रकाशित |
| | १. भाष्यटीका | जयानन्त | भोट भाषान्तर |
| | २. ,, | यमारि | ,, |
| | ५. टीका | शङ्करानन्द | ,, |
| | ६. ,, | रविगुप्त | ,, |
| | ७. ,, | मनोरथनन्दी | प्रकाशित |
| २. प्रमाणविनिश्चय | | | भोट भाषान्तर |
| | १. टीका | धर्मोत्तर | ,, |
| | २. टीका | ज्ञानश्रीभद्र | ,, |
| ३. न्यायबिन्दु | | | प्रकाशित |
| | १. टीका | धर्मोत्तर | ,, |
| | १. धर्मोत्तरप्रदीप | दुर्वेक | अप्रकाशित |
| | २. टिप्पण | मल्लवादी | प्रकाशित |
| | २. टीका | विनीतदेव[5] | भोट भाषान्तर |

---

૧. વ્યોમવતી પૃ. ૩૦૬, ૩૦૭, ६८० આદિ. તુલના કરો પ્રમાણવાર્તિક ૧–૧૩, ૧૪, ૧૫; ૩–૬૭, ૬૮, ૬૯.

૨. અકલંકગ્રન્થત્રય, પ્રસ્તાવના પૃ. ૨૫.

૩. શાસ્ત્રવાર્તાસમુચ્ચય પૃ. ૪, ૧૫–૩૨; અનેકાન્તજયપતાકા પૃ. ૨૩, ૩૩. જુઓ પ્રમાણવાર્તિક ૩, ૧૮૧; ૧, ૨૧૯.

૪. ન્યાયમંજરી ભાગ ૨, પૃ. ૧૦૭, ૧૯૧.

૫. ડો. વિદ્યાભૂષણ વિનીતદેવનો જે સમય માને છે તેનાથી કાંઈક પાછળનો સમય રાહુલજી માને છે. વિશેષ માટે જુઓ History of Indian Logic p. 320 અને વાદન્યાયની રાહુલજીની પ્રસ્તાવના.

| | | | |
|---|---|---|---|
| | ३. टीका | कमलशील | भोट भाषान्तर |
| | ४. टीका | जिनमित्र | ,, |
| **४. हेतुबिन्दु** | | | |
| | १. टीका (विवरण) | अर्चट (धर्माकरदत्त) | प्रकाशित |
| | 　१. आलोक | दुर्वेक | ,, |
| | २. टीका | विनीतदेव | भोट भाषान्तर |
| **५. संबन्धपरीक्षा**[1] | | | ,, |
| | १. वृत्ति | धर्मकीर्ति | ,, |
| | २. टीका | विनीतदेव | ,, |
| | ३. टीका | शकरानन्द | ,, |
| **६. वादन्याय** | | | प्रकाशित |
| | १. टीका | विनीतदेव | भोट भाषान्तर |
| | २. टीका | शान्तरक्षित | प्रकाशित |
| **७. सन्तानान्तरसिद्धि** | | | भोट भाषान्तर |
| | १. टीका | विनीतदेव | ,, |

૨. અર્ચટ

પ્રસ્તુત સંસ્કરણમાં બીજો ગ્રન્થ હેતુબિન્દુટીકા છે. તેનો કર્તા અર્ચટ છે નામ ઉપરથી તે કાશ્મીરી લાગે છે, અને લામા તારાનાથ[2] તે વાતનું સમર્થન પણ કરે છે. એ જાતે બ્રાહ્મણ હતો. હેતુબિન્દુટીકાના ટિબેટન ભાષાન્તરમાં ત્રણ સ્થળ ‘ब्राह्मणार्चतेन’ એમ ચોખ્ખો નિર્દેશ છે (પૃ. ૧૪૯, ૧૬૬, ૨૨૯). એનું બીજું નામ ધર્માકરદત્ત છે (પૃ. ૨૩૩, ૨૬૧). એમ લાગે છે કે પાછળથી અર્ચટ બૌદ્ધ ભિક્ષુ થયો હોય, અને ભિક્ષુઅવસ્થાનું એ બીજું નામ હોય. દુર્વેક, અર્ચટ સાથે ‘ભટ્ટ’ વિશેષણ (પૃ ૨૩૩, ૨૪૧, ૨૪૩, ૩૩૩, ૩૪૩, ૩૭૦, ૩૭૭) યોજે છે જ્યારે ધર્માકરદત્ત નામ સાથે ભદન્ત (પૃ. ૨૬૧) વિશેષણ યોજે છે, જે ભિક્ષુ માટે જ પ્રયુક્ત થાય છે. અનુટીકાકાર દુર્વેક મિશ્ર પોતાની વ્યાખ્યા ‘આલોક’ના પ્રારંભમાં જ (પૃ. ૨૩૩) એ બન્ને નામોનો નિર્દેશ કરે છે.

આ અર્ચટના જીવન વિશે આથી વિશેષ માહિતી નથી, પણ એના પોતાના વ્યાખ્યાણ ઉપરથી (પૃ. ૮૨, ૮૭) તેમ જ દુર્વેકના વ્યાખ્યાન ઉપરથી ઓછામાં ઓછી એની નીચેની ત્રણ કૃતિઓ હોવા વિશે જરાય સંદેહ રહેતો નથી—

૧. જુઓ પ્રમેયકમલમાર્તંડ પૃ. ૫૦૪–૧૧ અને સ્યાદ્વાદરત્નાકર પૃ. ૮૧૧–૧૮

૨. History of Indian Logic, p. 329–32.

૧. ક્ષણભંગસિદ્ધિ ( પૃ. ૮૨, ૮૭ ૩૨૭ )

૨. પ્રમાણદ્વિત્વસિદ્ધિ ( પૃ. ૧૮૯ )

૩. હેતુબિન્દુટીકા.

અર્ચટનું લખાણ કાશ્મીરી ન્યાયમંજરીકાર જયન્ત અગર વાચસ્પતિ મિશ્ર જેવું પ્રસન્ન છે, અને તેનું દાર્શનિક જ્ઞાન બહુ જ ઊંડું તેમ જ વિશદ છે. જ્યાં જ્યાં તેણે બૌદ્ધમત કે દર્શનાન્તરોના મતો વિશે ચર્ચા કરી છે ત્યાં સર્વત્ર તેના વિચારોની પારદર્શિતા જણાઈ આવે છે. એમ લાગે છે કે ધર્મકીર્તિને પોતાના જીવનમાં કદાચ સુયોગ શિષ્ય લાધ્યો ન હોય, પણ ઉત્તર કાળમાં તો તેને અર્ચટ જેવા અનેક સુયોગ્ય શિષ્યો સાંપડ્યા છે.

ન્યાયબિન્દુટીકાકાર ધર્મોત્તર તે આ જ અર્ચટનો શિષ્ય છે, એમ તારાનાથના ઉલ્લેખ ઉપરથી સિદ્ધ થાય છે, કેમકે તારાનાથ ધર્મોત્તરને ધર્માકરદત્તના શિષ્ય તરીકે નિર્દેશે છે, જે ધર્માકરદત્ત પોતે અર્ચટ જ છે. એ પણ ફલિત થાય છે કે ભદન્ત થયા પછી જ ધર્માકરદત્તે શિષ્યદીક્ષા આપી હોય.[1]

અર્ચટનો સમય ધર્મકીર્તિ અને ધર્મોત્તર વચ્ચે તેમ જ ધર્મકીર્તિ અને કમળશીલ તેમ જ પ્રજ્ઞાકરગુપ્ત વચ્ચે પડે છે. એટલે તેનો જીવનકાળ સાતમા સૈકાના અંતિમ ભાગથી આઠમા સૈકાના પ્રથમ પાદ સુધી તો માનવો જ જોઈએ.

### ૩. દુર્વેક મિશ્ર

પ્રસ્તુત સંસ્કરણમાં ત્રીજો ગ્રન્થ અર્ચટની ટીકાની 'આલોક' નામક વ્યાખ્યા છે, જેનો કર્તા દુર્વેક મિશ્ર છે. એના જીવનની વિશેષ સામગ્રી અત્યારે ઉપલબ્ધ નથી. જે કાંઈ જાણી શકાય છે તે તેની પોતાની પ્રશસ્તિ ઉપરથી જ ( પૃ. ૪૧૧ ). એ પ્રશસ્તિ ઉપરથી નીચેની હકીકત સ્પષ્ટપણે ફલિત થાય છે:—

૧. તે પોતે વિક્રમશિલા વિદ્યાપીઠના અધ્યક્ષ અને પાછળથી ટિબેટમાં ગયેલ જિતારિ આચાર્યનો વિદ્યાશિષ્ય હતો.

૨. તે પોતે બ્રાહ્મણ હતો અને ધનદરિદ્ર હતો. સંભવ છે કે તે વિક્રમશિલા વિદ્યાપીઠમાં અધ્યાપકનુ કામ કરતો હોય અને સાથે સાથે બૌદ્ધ પરંપરાનું સૂક્ષ્મ અધ્યયન પણ કર્યું હોય, કેમકે એવા અધ્યયન સિવાય અર્ચટના ગંભીર વિચારની આવી બહુ પારદર્શી વ્યાખ્યા થઈ શકે નહિ.

૩. એની વ્યાખ્યામાં એના પોતાના રચેલા પાચ ગ્રન્થોનો નિર્દેશ છે, એટલે તેણે ઓછામાં ઓછા 'આલોક' ઉપરાંત પાંચ ગ્રન્થો તો રચ્યા જ હોવા જોઈએ.

---

1. History of Indian Logic, p. 329.

આ પાંચ પૈકી ધર્મોત્તરપ્રદીપ, જે ન્યાયબિન્દુની અનુટીકા છે, તેની ફોટોપ્રતિ પટના રિચર્સ સોસાયટીમાંના સંગ્રહમાં છે.

આ પાંચે ગ્રન્થોનાં નામ નીચે મુજબ છે.—

૧. ધર્મોત્તરપ્રદીપ (પૃ. ૨૫૯, ૩૦૮, ૩૩૭)
૨. સ્વયૂથ્યવિચાર (પૃ. ૩૩૭)
૩. વિશેષાખ્યાન (પૃ. ૩૪૦, ૩૬૫, ૩૭૦, ૩૭૩)
૪. ક્ષણભંગસિદ્ધિ (પૃ. ૩૭૦, ૩૭૨)
૫. ચતુઃશતી (પૃ. ૩૭૦, ૩૭૨)

એમ લાગે છે કે દુર્વેક મિશ્રે જિતારિના સંનિધાનમાં રહી વિક્રમશિલા વિદ્યાપીઠમાં કામ કરતાં કરતાં બૌદ્ધ દર્શનસાહિત્યને સમૃદ્ધ કરવાનું જ એકમાત્ર મુખ્ય કામ કર્યું હોય તેની મિશ્ર ઉપાધિ જોતાં અને તે સમયમાં મિથિલાની વિદ્યાસમૃદ્ધિ તેમ જ વિક્રમશિલાનું સાંનિધ્ય જોતાં એમ લાગે છે કે તે મૈથિલ બ્રાહ્મણ હશે. આ વસ્તુસ્થિતિ એક બાબત ઉપર બહુ પ્રકાશ ફેંકે છે. તે એ કે ધર્મ અને જાતિની દૃષ્ટિએ બ્રાહ્મણ–શ્રમણનો નિત્ય વિરોધ હોવા છતાં વિદ્યા અને તત્ત્વચિંતનના પ્રદેશમાં ઘણીવાર બન્નેનો વિરોધ શમી જાય છે અને એક નવી જ સમન્વયસંસ્કૃતિનું નિર્માણ થાય છે.

દુર્વેક મિશ્રના ગ્રન્થો ઉપલબ્ધ થયા ન હોત તો તેનુ નામ કાલમાં જ ભૂંસાઈ જાત, કેમકે તેનો નામનિર્દેશ નથી ટિબેટન લેખકોના ગ્રંથોમાં કે નથી ભારતીય લેખકોના ગ્રન્થોમાં. અર્ચટને તો જૈન વિદ્વાનો નામપૂર્વક નિર્દેશ છે, જ્યારે બ્રાહ્મણ દુર્વેક માત્ર એના પોતાના જ ગ્રન્થોમા સમાઈ જાય છે જૈન વિદ્વાન વાદી દેવસૂરિ જેવા દુર્વેક વિશે અજાણ્યા હોય એમ લાગે છે. જેસલમેરના ભંડારમાંથી જે થોડાંક ન્યાયબિન્દુ–અનુટીકાનાં પત્રો મળ્યાં છે[1] તે ઘણું કરી દુર્વેક મિશ્રના હોવાં જોઈએ. જો તેમ ઠરે તો એમ માનવુ જોઈએ કે ગમે ત્યારે કોઈ ને કોઈ જૈન વિદ્વાને દુર્વેકના લખાણને ભારતમાં સંઘરવા ને તેનો ઉપયોગ કરવા પ્રયત્ન કરેલો.

દુર્વેકનુ પાંડિત્ય એક દાર્શનિક મૈથિલ બ્રાહ્મણને શોભા આપે એવું છે. તે બહુશ્રુત છે અને વૈયાકરણ પણ. આની પ્રતીતિ તેની વ્યાખ્યામાં પદે પદે થાય છે. તેની વ્યાખ્યા અર્ચટની વિવૃતિને અનુરૂપ જ છે. તે જ્યારે જ્યારે અર્ચટની પ્રતીકા લઈ તેનુ વ્યાખ્યાન કરે છે ત્યારે બહુધા પૂર્વપક્ષ રૂપે કે

૧. એ પાનાં મુનિશ્રી જિનવિજયજી પાસે છે.

ઉત્થાનરૂપે અર્ચટના વક્તવ્યનું હાર્દ પૂર્ણપણે વ્યક્ત કરતો લાગે છે. તે વિચારમાં સ્વતંત્ર છે. કેટલેક સ્થળે અર્ચટના મંતવ્યથી તે જુદો પડી પોતાનું સ્વતંત્ર મન્તવ્ય દર્શાવે છે.[1] આ ઉપરથી એક એ બાબત ફલિત થાય છે કે બૌદ્ધ વિદ્યાપીઠોમાં વિચારસ્વાતંત્ર્યનું વાતાવરણ અવશ્ય હતું. જે અર્ચટને તે ગુરુરૂપે નિર્દેશે છે તેના જ મંતવ્યથી તે જુદો પણ પડે છે, એ જ વિચાર-સ્વાતંત્ર્યની ભૂમિ સૂચવે છે.

દુર્વેકનો સમય ઈ. સ. દશમા સૈકાના અંતિમ ચરણથી અગિયારમા સૈકાના પૂર્વાર્ધ સુધી તો માનવો જ જોઈએ, કેમકે તે દીપંકર જ્ઞાનશ્રીના ગુરુ જિતારિનો વિદ્યાશિષ્ય હતો અને જિતારિ તેમ જ જ્ઞાનશ્રી બન્ને દશમ શતકના અંતિમ પાદમાં તો હતા જ. વળી દુર્વેક મિશ્રની અનેક કૃતિઓ અને તેનું બહુમુખી પાંડિત્ય પણ તેના જીવનની લાંબી અવધિ સૂચવે છે.

## [ ૩ ] ગ્રન્થ પરિચય

### ૧. હેતુબિન્દુ

પ્રસ્તુત હેતુબિન્દુનો પરિચય કરીએ તે પહેલા એ જાણવુ જરૂરી છે કે ધર્મકીર્તિએ હેતુબિન્દુ અને બીજા ગ્રન્થો રચ્યા તે તેણે વારસામાં મળેલ કેવા પ્રકારના વિચાર અને સાહિત્યને આધારે રચ્યા ? ધર્મકીર્તિના ગ્રન્થોમાં પ્રતિપાદિત થયેલા વિચાર અને વપરાયેલી પરિભાષા આદિનો ઐતિહાસિક પરિચય પૂર્ણપણે તો કરાવવો અસંભવિત છે, તેથી અહીં એનુ ટૂંકમાં દિગ્દર્શન કરાવવા ધારીએ છીએ. આ કારણથી અમે આ સ્થળે મુખ્યપણે બે મુદ્દા પૂરતી જ ચર્ચા કરવા ધારી છે. તે મુદ્દા છે—

( ૧ ) પ્રમાણવિચાર અને તેનો અંગભૂત ન્યાયવિચાર તેમ જ ન્યાયના અંગભૂત હેતુ આદિ પ્રમેયનો વિચાર કયા લક્ષ્યની સિદ્ધિ અર્થે ઉત્પન્ન થયો અને વિકસ્યો ?

( ૨ ) આ વિચારોને સંઘરતું અને વિકસાવતુ સાહિત્ય કેવી કેવી રીતે પલટા લેતું ગયું અને ધીરે ધીરે છતાં અખંડપણે ધર્મકીર્તિ સુધી આવ્યું ?

તત્ત્વ અને સત્યશોધનનો પ્રયત્ન ભારતમાં હજારો વર્ષ પહેલાં શરૂ થવાની વાત હવે કોઈથી અજાણી નથી. સત્યશોધનનો પ્રયત્ન બે રીતે ચાલતો · કેટલાક વિરલ પુરુષો માત્ર આધ્યાત્મિક દૃષ્ટિએ તત્ત્વશોધન ભણી પ્રેરાતા, તો બીજા કેટલાક ભૌતિક અને બાહ્ય દૃષ્ટિએ એ દિશામાં વળતા. આવા શોધકોમાં

---

૧. હેતુબિન્દુટીકાલોક પૃ. ૨૪૩, ૨૬૨, ૨૭૧, ૩૦૩, ૩૬૭, ૩૯૩ આદિ.
૨. History of Indion Logic, p 337.

જે જે વ્યક્તિઓ એક કે બીજી બાબતમાં પોતાનો કાંઈક પણ નવો ફાળો આપે તેવી પ્રતીતિકાર શોધ કરતી તે વ્યક્તિઓની આસપાસ શિષ્યમંડળ અને અનુયાયીમંડળ જામતું અને તેમાંથી તેની પરંપરા સ્થિર થતી. ઘણીવાર એક જ બાબત પરત્વે જુદા જુદા બે કે તેથી વધારે શોધકોની શોધ પરસ્પર જુદી પડતી અને પરસ્પર અથડાતી પણ ખરી. મૂળ શોધક પોતાની શોધને જ યથાર્થરૂપે પ્રતીતિકર થાય તે રીતે રજૂ કરતો, જ્યારે એનુ શિષ્યમંડળ એ જ વસ્તુને વધારે તર્કપુરસ્સર સ્થાપિત કરવા અને તેનો પ્રચાર કરવા મથતું. અનુયાયીમંડળ મુખ્ય શોધક અને તેના શિષ્યપરિવારમાં શ્રદ્ધા કેળવીને જ મુખ્યપણે તે શોધને પોષતુ. આમ શોધ, પછી તે મુખ્યપણે પ્રમેય વસ્તુને લગતી હોય કે ચરિત્રને લગતી હોય, તેનું રક્ષણ, સંવર્ધન અને પલ્લવન થતુ. આવી પ્રવૃત્તિ જ્યાં એક જ પ્રદેશમાં અનેકવિધ ચાલતી હોય ત્યાં શોધકોના વિચારો વચ્ચે અથડામણી થાય એ સ્વાભાવિક છે. આવી અથડામણીઓ મુખ્યપણે બે પ્રકારની જોવામાં આવે છે: એક સ્વપરંપરા પૂરતી અને બીજી અન્ય પરંપરાઓ સાથે જ્યારે જ્યારે સ્વપરંપરા પૂરતી શોધને લગતી બાબતમાં ગુરુશિષ્ય વચ્ચે કે સબ્રહ્મચારી શિષ્યો વચ્ચે ચર્ચા થતી ત્યારે ત્યારે તે ચર્ચા જય કે પરાજયમાં ન પરિણમતાં માત્ર તત્ત્વજિજ્ઞાસાની તૃપ્તિમાં જ પરિણમતી, પણ જ્યારે જ્યારે બીજી પરંપરાઓ સાથે આવી ચર્ચા થતી ત્યારે ત્યારે ઘણીવાર તે જય-પરાજયમાં જ પરિણામ પામતી, અને તે તત્ત્વ-બુભુત્સુની કથા મટી વિજિગીષુની કથા બનતી.[૧]

કથા ગમે તે હોય, પણ તે જો અમુક નિયમોથી સીમિત હોય તો જ ફળદાયી નીવડે, એટલે સત્યશોધના ઉમેદવારોની ચર્ચામાંથી આપોઆપ તેમ જ બુદ્ધિપૂર્વક કેટલાક નિયમો નક્કી થયા, તેમ જ કયું જ્ઞાન પ્રમાણ, કયું અપ્રમાણ, એવાં કયાં અને કેટલાં પ્રમાણો માનવાં અને કયાં ન માનવાં ઇત્યાદિ વિચાર પણ થવા લાગ્યો. આને પરિણામે એક બાજુથી પ્રમાણવિદ્યા સ્થિર થતી ગઈ અને બીજી બાજુથી તેની જ અંગભૂત ન્યાય, તર્ક કે આન્વીક્ષિકી વિદ્યા સ્થિર થતી ચાલી આ બન્ને વિદ્યાઓનો ઉપયોગ આધ્યાત્મિક શાસ્ત્રોમાં તેમ જ ભૌતિક કહેવાતા બધા જ વ્યાવહારિક શાસ્ત્રોમાં થતો રહ્યો. એક તો શોધના વિષયો જ ઘણા, બીજું એક એક વિષય પરત્વે જુદી પડતી માન્યતાઓ ઘણી, અને એક એક શોધ તેમ જ તેના વિષયનું અમુક અંશે જુદું જુદું નિરૂપણ કરનાર પરંપરાઓ પણ ઘણી. તેથી કરીને

૧. વિશેષ માટે જુઓ પ્રમાણમીમાંસા ભાષાટિપ્પણ, પૃ ૧૦૮-૨૩.

સ્વાભાવિકપણે જ પ્રમાણવિદ્યા અને ન્યાયવિદ્યાની બાબતમાં પણ અનેકવિધ પરંપરાઓ ઊભી થતી ગઈ.

મનુષ્યનું જન્મસિદ્ધ સહજ વલણ શ્રદ્ધાનુસારી હોઈ વારસામાંથી કે પરિસ્થિતિમાંથી જે મળ્યું હોય તેને ચલાવી કે નભાવી લેવામાં જ તે ચરિતાર્થતા અનુભવે છે. આમ છતાં કેટલાક અપવાદભૂત દાખલાઓ એવા પણ બને છે કે તેમાં અમુક પુરુષો વારસામાં મળેલ સંસ્કારોનું ઊંડું પરીક્ષણ કરે છે અને ઘણીવાર એ પરીક્ષાને પરિણામે માત્ર શ્રદ્ધાજીવી વિચારોની સામે થાય છે ને તેની વિરુદ્ધ નવો જ વિચાર મૂકે છે. નવા વિચારની પૃષ્ઠભૂમિકા મુખ્યપણે બુદ્ધિની શુદ્ધિ અને તર્કબળ તેમ જ ચરિત્રબળ હોય છે. જ્યારે શરૂઆતમાં શ્રદ્ધા ઉપર બુદ્ધિ અને તર્ક પ્રહાર કરે છે ત્યારે સ્વાભાવિક રીતે જ શ્રદ્ધાજીવી વિચારો બુદ્ધિ અને તર્કજીવી વિચારોને અવગણે છે; એટલું જ નહિ, પણ નિંદા સુધ્ધાં કરે છે ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં પહેલાં પણ આ ભૂમિકા પસાર થઈ છે. તેથી જ આપણે બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન એ બધી પરંપરાઓના પ્રાચીન સાહિત્યમા તર્કવિદ્યાની નિન્દા સાંભળીએ છીએ.[1] પણ આ ભૂમિકા લાંબો વખત ટકતી નથી. શ્રદ્ધા અને બુદ્ધિ બન્ને છેવટે તો જીવનના અવિભાજ્ય અંગો હોઈ પરસ્પર માંડવાળ કરે છે ને અથડામણી ન થાય તે રીતે પોતપોતાના વિષયની મર્યાદા આંકે છે. આ જ શ્રદ્ધા અને બુદ્ધિના સમન્વયની ભૂમિકા કહેવાય. એને જ શાસ્ત્રોમાં અહેતુવાદ–હેતુવાદ તરીકે ઓળખાવેલ છે; અને છેવટે બધી પરંપરાઓએ એ બન્ને વાદોને માન્ય રાખી પોતપોતાની મર્યાદામાં તેના વિષયોની સીમા બાંધી[2] છે. આ સમન્વયની ભૂમિકામાં જ્યારે શ્રદ્ધાજીવી વિચારકોએ તર્કવિદ્યાની પ્રતિષ્ઠા કરી ત્યારે તેનું પોષણ વધારે થવા લાગ્યુ. પછી તો આધ્યાત્મિક કે ભૌતિક બધી જ શોધના ક્ષેત્રમાં તર્કવિદ્યાનો પણ અભ્યાસ વધ્યો અને તેનાં શાસ્ત્રો પણ રચાતાં ચાલ્યાં. કોઈ પરંપરાએ પહેલા તો કોઈએ પછી, પણ તર્કવિદ્યાના શાસ્ત્રો રચવામાં ઓછોવત્તો ફાળો આપ્યો જ છે. પ્રમાણવિદ્યા અને ન્યાયવિદ્યાની બાબતમાં પ્રાચીન ફાળો મુખ્યપણે ન્યાયપરંપરાના પુરસ્કર્તાઓનો જ છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાં[3] કે ચરક[4] જેવા શારીરવિજ્ઞાનશાસ્ત્રમાં જે તન્ત્રયુક્તિને નામે સંગ્રહ થયો છે તે મૂળમાં મોટે ભાગે ન્યાયપરંપરાનો ફાળો છે. પૂર્વમીમાંસક

---

૧. History of Indian Logic, p. 36.

૨. દા. ત જુઓ સન્મતિ ૩,૪૩–૪૫.

૩. અર્થશાસ્ત્ર ૨૪૧. (ત્રિવેન્દ્રમ LXXXII) પ્રકરણ ૧૮૦. વિદ્યાભૂષણ : History of Indian Logic, p. 24.

૪. વિમાનસ્થાન, અ૦ ૮. History of Indian Logic, p. 28

કે ઉત્તરમીમાંસક, સાંખ્ય કે યોગ, બૌદ્ધ કે જૈન એ એક પરંપરાના પ્રાચીનતમ ગ્રન્થોમાં પોતપોતાનું આગવું હોય તેવું ન્યાયવિદ્યાનું બંધારણ ઘડાયેલું મળતું નથી, જેવું કે એ પરંપરાઓનાં પાછળનાં શાસ્ત્રોમાં મળે છે.

ન્યાયવિદ્યાના તે કાળ સુધીમાં ઘડાયેલા નિયમ–પ્રતિનિયમો અને ન્યાયના અંગ–પ્રત્યંગોને પોતાની પરંપરામાં જેમના તેમ અગર થોડા ફેરફાર સાથે અપનાવનાર પરંપરાઓમાં સૌથી મોખરે બૌદ્ધપરંપરા આવે છે. અલબત્ત, કદાચ આયુર્વેદ અને અર્થશાસ્ત્ર આદિ અન્ય વિજ્ઞાનોએ બૌદ્ધપરંપરા પહેલાં પણ ન્યાયવિદ્યાના નિયમ–પ્રતિનિયમો અને અંગ–પ્રત્યંગોને પોતામાં સમાવ્યાં હોય, પણ બૌદ્ધપરંપરાની વિશેષતા એ છે કે તેણે પોતાની પરંપરામાં ન્યાયવિદ્યાને સ્થાન આપ્યું તે માત્ર સંગ્રહપૂરતું અને શોભાપૂરતું જ નહિ, પણ એમાં સંશોધન કરવાની દૃષ્ટિ સુધ્ધાં હતી, જ્યારે ચાણક્ય કે ચરક આદિને સંગ્રહથી આગળ વધવું ઇષ્ટ ન હતું. એ જ સબબ છે કે ઉત્તર કાળમાં બૌદ્ધપરંપરામાં જેવું એક ન્યાયશાસ્ત્ર સ્વતંત્ર નિર્માણ થયું તેવું અર્થશાસ્ત્રની પરંપરા કે આયુર્વેદની પરંપરામાં કશું બન્યું નહિ. બૌદ્ધપરંપરાએ જે કામ પહેલાં શરૂ કર્યું તે જૈનપરંપરાએ પાછળથી શરૂ કર્યું. ઉપલબ્ધ સાહિત્યને આધારે તો એમ પણ કહી શકાય કે મીમાંસક અને વેદાંત પરંપરાએ પોતપોતાનું પ્રમાણ તેમ જ ન્યાયશાસ્ત્ર તેથીયે પાછળથી વ્યવસ્થિત કર્યું.

ઉપાયહૃદય[1] નામનો ગ્રન્થ ચાઈનીઝ પરંપરામાં નાગાર્જુનને નામે ચડેલ છે. તે તેનો ન હોય, તોપણ તેના વિગ્રહવ્યાવર્તિની અને મધ્યમકકારિકા જોતાં એમ ચોક્કસપણે કહી શકાય કે તેણે બૌદ્ધપરંપરામાં કદાચ સૌથી પહેલાં પ્રમાણ અને ન્યાયવિદ્યા વિશે મૌલિક ચિંતન શરૂ કર્યું. મૈત્રેયનાથે યોગચર્યાભૂમિશાસ્ત્રમાં અને તેના શિષ્ય અસંગે અભિધર્મસંગીતિમાં તેમ જ અસંગના શિષ્ય સ્થિરમતિએ અભિધર્મસંયુક્તસંગીતિમાં જે પ્રમાણવિદ્યા તેમ જ ન્યાયવિદ્યાનો સંગ્રહ કર્યો છે તે કોઈ મૌલિક નથી.[2] ન્યાયપરંપરાની જુદી જુદી શાખાઓમાં થયેલા વિચારો જેમ એક અથવા બીજી રીતે અર્થશાસ્ત્ર, ચરક આદિમાં સંગૃહીત થયા તેમ જ મૈત્રેય, અસંગ આદિએ પણ સંગ્રહ કર્યો. અલબત્ત, એના સંગ્રહમાં સુધારક દૃષ્ટિબિન્દુ અવશ્ય હતું. તેથી જ તેમાં ન્યાયપરંપરાના પાંચ કે દશ અવયવોના સ્થાનમાં ત્રણ અવયવનો સુધારો તેઓ કરે છે, અગર બીજા કોઈનો સુધારો

---

૧. Tucci : Pre-Dinnaga Buddhist Texts—Introduction, p.XI.

૨. On Some Aspects of the Maitraya [ natha ] and Asanga. Also JRAS 1929 માંનો Pre-Dignaga Buddhist Logic.

સ્વીકારે છે. અસંગનો લઘુભ્રાતા અને શિષ્ય વસુબંધુ આગળ વધે છે અને તે પોતાના વાદવિધિ આદિ ગ્રન્થોમાં ત્રણ અવયવોના પૂર્વ સુધારાને કાયમ રાખી હેતુના ન્યાયપરંપરાસંમત પાંચ રૂપના સ્થાનમાં ત્રૈરૂપ્યનો સુધારો કરે છે. તર્કશાસ્ત્ર વસુબંધુકર્તૃક હોય કે અન્ય કર્તૃક, પણ તે દિઙ્નાગ પહેલાના કોઈ બૌદ્ધ તાર્કિક-ની કૃતિ છે એટલું તો નક્કી જ. એ તર્કશાસ્ત્રમાં પાંચ અવયવો વર્ણવેલ છે, પણ ન્યાયપરંપરાસંમત જાતિઓ અને નિગ્રહસ્થાનોમાં સુધારો વધારો કર્યો છે. આવો સુધારો બીજી રીતે ઉપાયહૃદયમાં પણ છે. પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એ ત્રણ પ્રમાણ મૈત્રેય અને અસંગની પેઠે સ્વીકાર્યાં છતાં વસુબંધુ એની વ્યાખ્યામાં સુધારો કરે છે; એટલું જ નહિ, પણ તે તથાગત બુદ્ધની દૃષ્ટિને બંધબેસતુ થાય તે રીતે આગમ પ્રમાણનું સ્થાન ગોઠવે છે અને કહે છે કે આગમ એ પ્રમાણ છે ખરું, પણ તે પ્રત્યક્ષ ને અનુમાનની ઉપર અવલંબિત હોઈ તે બન્ને કરતાં ગૌણ છે. આ સ્થળે વસુબંધુ સ્પષ્ટપણે ન્યાયપરંપરાના દૃષ્ટિબિન્દુથી આગમ પ્રામાણ્યના મહત્ત્વની બાબતમાં જુદો પડે છે, કેમકે ન્યાયપરંપરા આગમને ઇશ્વરપ્રણીત માનતી હોવાથી તે અનુસારે લૌકિક પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ કરતાં અલૌકિક આગમનું સ્થાન ચડિયાતું છે. વસુબંધુનો શિષ્ય દિઙ્નાગ તો પોતાના પ્રમાણસમુચ્ચય, ન્યાયમુખ, હેતુચક્ર આદિ ગ્રન્થોમાં અનેકવિધ સુધારાઓ કરે છે અને બૌદ્ધપરંપરામાં સર્વમાન્ય થાય તેવી ન્યાયવિદ્યાની સ્થાપના કરે છે. જોકે વસુબંધુ અને દિઙ્નાગના સમય પછી પણ બૌદ્ધપરંપરાઓમાં એવા અનેક પ્રકારના વિચારવહેણો હતાં જેઓ વસુબંધુ અને દિઙ્નાગને ન અનુસરતા, પણ પ્રાચીન મૈત્રેયનાથ આદિના ગ્રન્થોમાં સંગૃહીત થયેલા મન્ત-વ્યોને અક્ષરશ માનતા કે જે મન્તવ્યોને વસુબંધુ અને દિઙ્નાગ આદિએ સુધાર્યાં અને પરિવર્તિત કર્યાં હતાં. તેમ છતાં એકંદર આગળ જતા વસુ-બંધુ અને તેના કરતાંય વિશેષ દિઙ્નાગનુ સ્થાન બૌદ્ધપરંપરામા વધારે પ્રતિ-ષ્ઠિત થયુ છે, ને તેથી જ તેમના ગ્રન્થો અને વિચારોનું અનુકરણ, ભાષાન્તર ને તેના ઉપર સંશોધન ઉત્તરોત્તર વધારે અને વધારે થયું છે. આ કાર્ય માત્ર ભારતમાં જ નહિ, પણ ભારતની બહાર મધ્ય એશિયા, ચીન, ટિબેટ આદિ દેશોમાં પણ પુષ્કળ પ્રમાણમાં થયું છે.

પ્રમાણ તેમ જ ન્યાયવિદ્યાને લગતું સંસ્કૃત બૌદ્ધવાઙ્મય ભારતની સીમા બહાર ગયું અને નવાં નવાં સ્વરૂપોમાં વિકસતુ તેમ જ ફેલાતું ગયું, તે પહેલાં પણ બૌદ્ધ પિટકોનુ પાલિવાઙ્મય ભારતની સીમા ઓળંગી ગયું હતું ધર્મસમ્રાટ્

---

૧. Pre-Dinnaga Buddhist texts-Intro p. IX

અશોકની ધર્મસંતતિ મહેન્દ્ર અને સંઘમિત્રાએ સિલોનમાં પાલિવાઙ્મયનું વટવૃક્ષ રોપ્યું. ત્યારબાદ તો તેની શાખા–પ્રશાખાઓ બીજા દેશો સુધી પણ પહોંચી. જાણે કે બૌદ્ધપરંપરાની અઢારે નિકાયો ફેલાવાના કામમાં સ્પર્ધા કરતી ન હોય તેમ ભારતના એક ખૂણાથી બીજા ખૂણા સુધીમાં અને મધ્ય એશિયા તથા ચીન આદિ દેશોમાં પણ બૌદ્ધ વાઙ્મયે પોતાના સૌરભથી વિદ્યાભ્રમરોને આકર્ષ્યા ભારત બહાર દક્ષિણ દિશામાં જે બૌદ્ધ વાઙ્મયને લગતી પ્રવૃત્તિ શરૂ થઈ તે પાલિ ભાષામાં મુખ્યપણે હતી; અને ગાંધાર, કાશ્મીર જેવા ઉત્તરીય દેશોમાં જે પ્રવૃત્તિ ચાલતી તે મુખ્યપણે સંસ્કૃતાવલમ્બી બની. તળ ભારતમા તો બન્ને ભાષામાં એ પ્રવૃત્તિ ચાલતી શરૂઆતમાં આ પ્રવૃત્તિનો વિષય મુખ્યપણે ત્રિપિટક હતો. સર્વાસ્તિવાદીઓ સંસ્કૃતને જ મુખ્યપણે અવલંબી પ્રવૃત્તિ કરતા, જ્યારે મહાસાંઘિકો પ્રાકૃત ભાષાઓને અવલંબી પોતાનું ધ્યેય સાધતા [1] એમ લાગે છે કે પ્રમાણ અને ન્યાયશાસ્ત્રના પ્રવેશ પહેલાં જ ચીનમા સંસ્કૃત ત્રિપિટકો પહોંચી ગયાં હતાં, એને તેને આશરી ચીની ભાષામાં ભાષાન્તરનું કામ પણ શરૂ થઈ ગયું હતુ.

ભારતીય અને અભારતીય વિદ્વાનોએ મળી બૌદ્ધ વાઙ્મયને લગતી જે પ્રવૃત્તિ કરી છે તેના ચાર ભાગ પાડી શકાય : ૧. ભાષાન્તર, ૨. વ્યાખ્યાઓ અને ટીકાટિપ્પણો, ૩. એક જ વિદ્વાન દ્વારા આકર ગ્રન્થોનુ તેમ જ તેમાં પ્રવેશ કરાવનાર એકાદ મુદ્દા ઉપરનાં નાનાં નાના પ્રકરણોનુ નવું પ્રણયન, ૪ અન્યના આકર ગ્રન્થો કે પ્રકરણો ઉપરથી માત્ર પ્રવેશક જિજ્ઞાસુને ઉપયોગી થાય તેવાં નાનાં નાનાં પ્રકરણોની નવીનવી રચના

ત્રીજા વિભાગની પ્રવૃત્તિના ઉદાહરણ તરીકે નાગાર્જુનનો મધ્યમકકારિકા ગ્રન્થ અને તેમા પ્રવેશ કરવા માટે ઉપયોગી થાય તેવું વિગ્રહવ્યાવર્તિની પ્રકરણ સૂચવી શકાય. દિઙ્નાગે પોતે જ પ્રમાણસમુચ્ચયના પ્રારંભમાં (કા. ૧ અને વૃત્તિ) સૂચવ્યુ છે કે તેણે છૂટાં છૂટાં પ્રકરણો રચ્યાં અને પછી તે પ્રમાણ-સમુચ્ચય નામક આકર ગ્રન્થ રચે છે દિઙ્નાગની પ્રવૃત્તિનું જ જાણે અનુકરણ ન કરતો હોય તેમ તેના પછી લગભગ ૧૫૦ વર્ષે થયેલ ધર્મકીર્તિ પ્રમાણ-વાર્તિક જેવા આકરગ્રન્થ અને ન્યાયબિન્દુ, વાદન્યાય આદિ જેવાં પ્રકરણો રચે છે દિઙ્નાગ સુધીમાં જે પ્રમાણવિદ્યા અને ન્યાયવિદ્યાનો બૌદ્ધપરંપરાએ વિકાસ કર્યો હતો તેમાં ધર્મકીર્તિના સમય સુધીમાં ઘણો ઉમેરો પણ થયો હતો. ધર્મકીર્તિની સમગ્ર વાઙ્મયપ્રવૃત્તિ પ્રમાણ અને ન્યાયવિદ્યાને કેન્દ્રમાં રાખીને જ

[1] Kimura: Hinayana and Mahayana, p 6, 7.

થયેલી હોય એમ લાગે છે. પ્રમાણવાર્તિક તો દિઙ્નાગના પ્રમાણસમુચ્ચયની કારિકાબદ્ધ આકરવ્યાખ્યા છે, પણ ન્યાયબિન્દુ અને હેતુબિન્દુ જેવાં પ્રકરણોનું સ્વરૂપ જુદું છે. ન્યાયબિન્દુ ગદ્યમાં છે, જ્યારે હેતુબિન્દુ વાદન્યાયની જેમ પ્રારંભિક એક કારિકાનું વિસ્તૃત ગદ્ય વિવરણ છે. જેમ ન્યાયપ્રવેશમાં પ્રારંભિક સંગ્રહકારિકા આગળના બધા વકતવ્યનો સંક્ષિપ્ત સંગ્રહ છે, તેમ જ હેતુબિન્દુની પ્રથમ કારિકા આગળના સમગ્ર વક્તવ્યનો અતિસંક્ષિપ્ત સંગ્રહ છે. પ્રમાણસમુચ્ચયની વ્યાખ્યા હોવાથી ધર્મકીર્તિ પોતાના આકર ગ્રન્થનું પ્રમાણવાર્તિક એવું નામ રાખે તે તો સમજી શકાય, પણ પોતાનાં લઘુપ્રકરણોનાં ન્યાયબિન્દુ, હેતુબિન્દુ, વાદન્યાય આદિ જેવા જે નામો રાખ્યાં છે તેમાં પણ વિચાર અને સાહિત્યની પૂર્વપરંપરાનું પ્રતિબિમ્બ સ્પષ્ટપણે દેખાય છે. દિઙ્નાગે પોતાના પ્રકરણોનાં ન્યાયમુખ (ન્યાયદ્વાર), હેતુમુખ, હેતુચક્ર જેવાં નામો રાખેલાં, શંકરસ્વામીએ ન્યાયપ્રવેશ એવુ નામ પસંદ કરેલુ, જ્યારે ધર્મકીર્તિ તેવા જ વિષયના પ્રકરણો માટે ન્યાયબિન્દુ, હેતુબિન્દુ જેવાં નામો પસંદ કરે છે. માત્ર નામકરણ અને રચનામાં જ પૂર્વપરંપરાનો વારસો નથી સમાતો, પણ ધર્મકીર્તિએ જે જે વિષયો ચર્ચ્યા છે તે બધામાં પોતાના સમય સુધીની બૌદ્ધ કે બૌદ્ધેતર વિચારપરંપરાઓ અને પરિભાષાઓનો વારસો પૂર્ણપણે સમાવેલો છે. વારસામાં મળેલ વિચારો તેમ જ પરિભાષાઓને ધર્મકીર્તિ પોતાની પરીક્ષક કસોટીએ કસે છે અને જ્યાં યોગ્ય લાગે ત્યાં તે પ્રાચીન વિચારો અને પરિભાષાઓનુ નિર્દયપણે ખંડન પણ કરે છે. તે એટલે સુધી કે તેના કહેવાતા ગુરુ ઈશ્વરસેન સુધ્ધાંને તે છોડતો નથી. પોતાના પૂર્વવર્તી બૌદ્ધ આચાર્યોએ જે જે બૌદ્ધેતર પરંપરાઓના મંતવ્યનું નિરસન કર્યું છે તે ઉપરાંત પણ આગળ વધી ધર્મકીર્તિ બીજા અનેક બૌદ્ધેતર દર્શનોનાં મન્તવ્યોનું નિરસન કરે છે. તેથી જ ધર્મકીર્તિના ગ્રન્થોમાં ભર્તૃહરિ, ઉદ્દ્યોતકર, કુમારિલ જેવા અનેક વૈદિક દાર્શનિકોના મન્તવ્યોની સમાલોચના મળે છે.

મૂળ હેતુબિન્દુ મંગળ સિવાય જ પ્રારંભિક એક ઉત્થાનવાકચ સાથેની એક કારિકાથી શરૂ થાય છે, જે કારિકા પ્રમાણવાર્તિકના મનોરથનંદિનીના ક્રમ પ્રમાણે ત્રીજા પરિચ્છેદની પ્રથમ કારિકા અને કર્ણગોમીના ક્રમ પ્રમાણે સ્વોપજ્ઞવૃત્તિવાળા પ્રથમ પરિચ્છેદની ત્રીજી કારિકા છે. એ કારિકામાં મુખ્યપણે હેતુનું લક્ષણ અને હેતુના પ્રકારોનું કથન છે. હેત્વાભાસનું સ્વરૂપ અને તેના પ્રકારો હેતુના લક્ષણ અને પ્રકારો ઉપરથી જ સૂચિત કરાયેલાં છે. કારિકામાં જે વસ્તુ બીજરૂપે સંક્ષેપમાં કહી છે તેનું જ આખા ગ્રન્થમાં ગદ્યરૂપે ધર્મકીર્તિએ વિવરણ કર્યું છે. આપણી સામે અત્યારે એ ગદ્ય જેમનું તેમ અવિકલ

ઉપલબ્ધ નથી, માત્ર અર્ચટની વ્યાખ્યામાં તેની પ્રતીકો લેવામાં આવી છે કે જે પ્રતીકો રચનાના ક્રમથી ઘણીવાર વિપરીત ક્રમે પણ લેવાયેલી છે, અને તે પ્રતીકો પણ મૂળનો અંશમાત્ર સૂચવે છે. એટલે એ પ્રતીકો ઉપરથી ધર્મકીર્તિરચિત અખંડ સંસ્કૃતગદ્યમય વિવરણનો ખ્યાલ પૂર્ણપણે આવી નથી શકતો. અલબત્ત, ટિબેટન અનુવાદ ઉપરથી એનો ખ્યાલ કાંઈક આવી શકે. શ્રી. રાહુલજીએ ટિબેટન અનુવાદ ઉપરથી પ્રતિસંસ્કૃત કરી આપ્યું છે, પણ એ પ્રતિસંસ્કૃત અને અર્ચટે લીધેલી પ્રતીકો એ બન્નેને મેળવતાં પણ અમને એમ લાગે છે કે ધર્મકીર્તિ રચિત ગદ્યમય સંસ્કૃત વિવરણ જેમનુ તેમ તૈયાર થતુ નથી એટલે પ્રસ્તુત સંસ્કરણમાં ધર્મકીર્તિના અવિકલ સસ્કૃત ગદ્ય વિવરણ પૂરતી ત્રુટિ રહી જ જાય છે એમ કબૂલ કરવુ જોઈએ.

ધર્મકીર્તિએ હેતુબિન્દુના ગદ્યવિવરણમાં દિઙ્નાગ સિવાય બીજા કોઈ આચાર્યનો નામપૂર્વક નિર્દેશ કર્યો લાગતો નથી એણે પોતાના ગ્રન્થો પૈકી પ્રમાણવિનિશ્ચયનો જ નામપૂર્વક ઉલ્લેખ કર્યો છે હેતુબિંદુમાં ચર્ચાયેલો વિષય મુખ્યપણે સ્વાર્થાનુમાન સાથે સંબંધ ધરાવે છે, એટલે હેતુબિંદુ-પ્રકરણને સ્વાર્થાનુમાનનુ એક પ્રકરણ કહી શકાય ધર્મકીર્તિએ ન્યાયબિંદુમાં સ્વાર્થાનુમાન અને પરાર્થાનુમાન બન્નેનુ નિરૂપણ કર્યું છે પ્રમાણવાર્તિકમાં પણ બન્નેનું નિરૂપણ છે. એ કહેવુ કઠણ છે કે તેણે આ ત્રણ પૈકી કયા ગ્રંથની રચના પ્રથમ કરી, પણ વધારે સંભવ એવો છે કે પહેલાં પ્રકરણો રચ્યા હોય અને પછી તે બધાંનુ સકલન કરી અને બીજા નવા વિષયો તેમ જ વિચારો ઉમેરી પ્રમાણવાર્તિક જેવો આકર ગ્રંથ રચ્યો હોય. ધર્મકીર્તિએ પોતાના ઉપર્યુક્ત ત્રણ ગ્રથોમા હેતુના પ્રકારોનો વર્ણન-ક્રમ એકસરખો રાખ્યો નથી. ન્યાયબિંદુમાં અનુપલબ્ધિ, સ્વભાવ અને કાર્ય એવો ક્રમ છે, પ્રમાણવાર્તિકમાં કાર્ય, સ્વભાવ અને અનુપલબ્ધિ એ ક્રમ છે, જ્યારે હેતુબિંદુમા સ્વભાવ, કાર્ય અને અનુપલબ્ધિ એવો ક્રમ છે. તેથી એકંદર હેતુબિંદુપ્રકરણના મુખ્ય વિષયની દૃષ્ટિએ ચાર ભાગ પડે છે. એ ચારેય ભાગમાં બીજા અનેક વિષયો અને અનેક દાર્શનિક–તાર્કિક પરિભાષાઓની ચર્ચા છે, જેનો ખ્યાલ વાચક વિષયાનુક્રમ ઉપરથી કરી શકશે.

‘હેતુ’ શબ્દ પ્રાચીન ગ્રંથોમા સામાન્ય પ્રમાણના અર્થમા પણ આવે છે અને ઘણીવાર ન્યાયના પર્યાય તરીકે પણ વપરાય છે; જેમકે હેતુવિદ્યા=ન્યાય-વિદ્યા, તર્કવિદ્યા, આન્વીક્ષિકી પણ પ્રસ્તુત ગ્રન્થના નામમાં વપરાયેલ ‘હેતુ’ શબ્દ અનુમાનના અન્યતમ અંગભૂત સાધનનો જ બોધક છે. તેની સાથે સમાસ પામેલ ‘બિન્દુ’ શબ્દ સૂચવે છે કે પ્રસ્તુત પ્રકરણ એ તો હેતુવિષયક વિચાર,

કે જે વસ્તુતઃ મહોદધિ જેવો અપાર અને અગાધ છે, તેનું એક બિન્દુમાત્ર હોઈ તેમાં એ વિશે ઓછામાં ઓછો વિચાર છે. બીજી રીતે કદાચ 'બિન્દુ' શબ્દથી ધર્મકીર્તિ પોતાના આકરગ્રન્થ પ્રમાણવાર્તિકગત હેતુવિષયક વિસ્તૃત વિચારનો હેતુબિન્દુપ્રકરણમાં અંશમાત્ર છે એમ પણ સૂચવતો હોય. ગમે તે હો, એટલું તો અસંદિગ્ધ છે કે ધર્મકીર્તિએ પ્રસ્તુત પ્રકરણમા હેતુ વિશેના પોતાના મંતવ્યો તદ્દન સ્પષ્ટપણે રજૂ કર્યાં છે, કે જે મન્તવ્યો બૌદ્ધપરંપરાની વિચારસરણી સાથે બંધબેસતાં હોઈ તેમ જ વધારે તર્કશુદ્ધ હોઈ આગળના બૌદ્ધ તર્કશાસ્ત્રમાં એકસરખી રીતે પ્રતિષ્ઠા પામ્યા છે અને મોટે ભાગે બીજા વિરોધી વિચારોનું સ્થાન બૌદ્ધપરંપરામાં ધર્મકીર્તિ બાદ રહ્યું જ નથી ખરી રીતે દિઙ્નાગે જે પ્રભાવ તર્કશાસ્ત્રમા પાડેલો તેનું સ્થિરીકરણ અને વિશદીકરણ ધર્મકીર્તિએ કર્યું છે, અને બૌદ્ધ તર્કશાસ્ત્રની એક ચોક્કસ વિચારસરણી ઘડી છે. તેથી જ આપણે જોઈએ છીએ કે ન્યાય-વૈશેષિક-મીમાંસક જેવી વૈદિક પરંપરાના ગ્રન્થોમાં અને જૈન તર્કગ્રન્થોમાં દિઙ્નાગ અને ધર્મકીર્તિનું પ્રમાણમાં વધારેમા વધારે ખંડન થયેલું છે—જાણે કે તે બે બૌદ્ધેતર દર્શનોના મહાન પ્રતિસ્પર્ધી હોય !

આ સ્થળે દિઙ્નાગકૃત પ્રમાણસમુચ્ચય, ન્યાયમુખ અને હેતુચક્ર સાથે ધર્મકીર્તિના સસ્કૃતમાં ઉપલબ્ધ એવા જ ત્રણ ગ્રન્થોની વિષય અને શૈલીની દૃષ્ટિએ તુલના કરવી યોગ્ય છે. પ્રમાણસમુચ્ચયમાં બધાં જ પ્રમાણોની મુખ્યપણે ચર્ચા છે, ને તે સવૃત્તિક કારિકાબદ્ધ છે. ન્યાયમુખમાં મુખ્યપણે અનુમાનની ચર્ચા છે; જેમકે સિદ્ધસેનકૃત ન્યાયાવતારમાં હેતુચક્રમાં મુખ્યપણે ન્યાયાંગભૂત હેતુસ્વરૂપની ચર્ચા છે. ધર્મકીર્તિનું પ્રમાણવાર્તિક તો પ્રમાણસમુચ્ચયની વ્યાખ્યા હોઈ તેમાં તેનો જ વિષય આવે એ સ્વાભાવિક છે, પણ એનો પ્રમાણ-વિનિશ્ચય ગ્રન્થ મુખ્યપણે બધાં જ પ્રમાણોનુ નિરૂપણ કરે છે, જ્યારે ન્યાય-બિન્દુમાં મુખ્યપણે અનુમાનની જ ચર્ચા છે, અને હેતુબિન્દુમાં હેતુચક્રની પેઠે મુખ્યપણે હેતુસ્વરૂપની ચર્ચા છે.

હેતુબિન્દુમા હેતુનું સ્વરૂપ એક જ કારિકામા નિર્દેશી તે વિશે તેની વ્યાખ્યામાં વિશેષ ઊહાપોહ લંબાણથી કરવામાં આવ્યો છે, જ્યારે ન્યાય-બિન્દુના બીજા પરિચ્છેદમાં હેતુના સ્વરૂપ વિશે બૌદ્ધ સિદ્ધાન્તોનો સૂત્રરૂપે માત્ર ઉક્તિસંગ્રહ છે, પરંતુ પ્રમાણવાર્તિકના સ્વાર્થાનુમાન પરિચ્છેદમાં સમગ્ર હેતુબિન્દુમાં લંબાણથી ચર્ચાયેલ વિષય પણ ઘણા જ લંબાણથી સ્વોપજ્ઞવૃત્તિ સહિત ૩૪૨ કારિકાઓમાં ચર્ચાયેલો છે. હેતુબિન્દુમાં જે ગદ્ય ભાગ છે તે સમગ્ર પ્રમાણવાર્તિકની સ્વાર્થાનુમાનની વૃત્તિમાં આવી જ જાય છે.

૨. હેતુબિન્દુટીકા

અર્ચટકૃત હેતુબિન્દુટીકા પણ ગદ્યાત્મક જ છે. એમાં અર્ચટના પોતાનાં થોડાંક પદ્યો છે ખરાં; જેમ કે શરૂઆતના ચાર પદ્યો સુગતની સ્તુતિ અને ધર્મકીર્તિની કૃતિનુ ગૌરવ તેમ જ પોતાની લઘુતા વિશેનાં છે, અંતમાં એક પદ્ય ઉપસંહારસૂચક છે અને વચ્ચે જ્યાં સ્યાદ્વાદનું ખંડન આવે છે ત્યાં તે સ્વરચિત ૪૫ પદ્યો ( પૃ ૧૦૪ ) મૂકે છે. આ પદ્યો તેણે હેતુબિન્દુ-ટીકા રચતી વખતે જ રચ્યાં છે કે કોઈ પોતાના બીજા ગ્રન્થમાંથી ઉદ્ધૃત કર્યાં છે એ નક્કી થઈ શકતું નથી, પણ તેના વ્યાખ્યાકાર દુર્વેકના સ્પષ્ટ કથન ( પૃ. ૩૪૪ ) ઉપરથી એ નક્કી થાય છે કે તે પદ્યો તેનાં પોતાનાં જ છે. આ સિવાય અર્ચટે અનેક સ્થળે અન્યકૃત પદ્યો ઉદ્ધૃત કર્યાં છે. તેમાં દિઙ્નાગ, ભર્તૃહરિ, કુમારિલ અને ધર્મકીર્તિ મુખ્ય છે. ( જુઓ પરિશિષ્ટ નં. ૩ )

અર્ચટ હેતુબિન્દુ મૂળના પ્રત્યેક પદનો અર્થ કરે છે એટલે સુધી કે તે કેટલીક વાર च અને तु જેવા અવ્યય પદોના પ્રયોગનું પણ તાત્પર્ય દર્શાવે છે. તે પદોના શબ્દાર્થને જ દર્શાવવામાં કૃતાર્થતા ન માનતાં તેના રહસ્યનુ પૂર્ણપણે વિસ્તૃત વિવરણ કરે છે. તે પોતે શરૂઆતમાં કહે છે તેમ તેણે ધર્મકીર્તિની સમગ્ર ઉક્તિઓનુ ચર્વિતચર્વણ તો કર્યું જ છે, પણ તે ઉપરાંત ધર્મકીર્તિએ પોતે જે જે બૌદ્ધ ને બૌદ્ધેતર વાઙ્મય પચાવ્યુ છે તે પણ તેણે યથાવત્ અવગાહ્યુ છે આ વસ્તુની પૂર્ણ પ્રતીતિ તેનુ વિવરણ કરાવે છે. જ્યાં જ્યાં ધર્મકીર્તિએ વિશેષ નામ સિવાય જ केचित्, अन्ये, अपरे જેવાં સર્વનામો વાપરી મતાન્તરોનો નિર્દેશ કરી સમાલોચના કરી છે ત્યાં અર્ચટ એ મતાન્તરો જેના જેના હોય તેનો નામપૂર્વક નિર્દેશ પણ કરે છે અને એ મતાન્તરોવાળા સ્થળો પણ સૂચવે છે દાર્શનિક અને તાર્કિક વિચાર-ધારાઓનુ વિશાળ અને ઊંડું અવગાહન અર્ચટને એટલુ બધું છે કે તે જ્યારે કોઈ પણ મુદ્દાની ચર્ચામાં પૂર્વપક્ષ રચે છે અને તેનો બૌદ્ધ તેમ જ ધર્મકીર્તિની દૃષ્ટિએ જવાબ આપે છે ત્યારે આપણી સામે સર્વતંત્રસ્વતંત્ર વાચસ્પતિ મિશ્રનુ લખાણ ઉપસ્થિત હોય એમ ઘડીભર લાગે છે.

ધર્મકીર્તિના સમય સુધીના દાર્શનિક વાઙ્મય ઉપરાંત તેણે પોતાના અને ધર્મકીર્તિના ગાળા દરમિયાન રચાયેલ પ્રસિદ્ધ પ્રસિદ્ધ તાર્કિક વાઙ્મય પણ અવગાહ્યુ હોય એમ લાગે છે ખાસ કરીને ધર્મકીર્તિના મન્તવ્યોથી વિરુદ્ધ જતુ હોય એવું ધર્મકીર્તિના ઉત્તરવર્તી પ્રસિદ્ધ વિદ્વાનનુ કોઈ લખાણ હોય તો તેની સમાલોચના તે કરે છે અને ધર્મકીર્તિના મંતવ્યોને દૃઢ કરે છે. દાખલા તરીકે ધર્મકીર્તિ પછી જૈન આચાર્ય સમંતભદ્ર એક વસ્તુનું

એકાનેકસ્વભાવપણું સ્થાપે છે જે ધર્મકીર્તિના એકસ્વભાવત્વના સિદ્ધાન્તની વિરુદ્ધ પડે છે. તેથી અર્ચટ સ્વામી સમંતભદ્રની પ્રસિદ્ધ એક કારિકાનો અંશેઅંશ લઈ તેનું વિસ્તૃત નિરસન કરે છે. (હેતુબિન્દુટીકા પૃ. ૧૦૫, પં. ૧૫)

### ૩. હેતુબિન્દુટીકાલોક

શરૂઆતના બે અને અંતના ચાર પદ્યોને બાદ કરતાં દુર્વેકની સમગ્ર વ્યાખ્યા ગદ્યાત્મક છે; અલબત્ત, એણે વચ્ચે વચ્ચે અન્યકૃત અનેક પદ્યો અનેક સ્થળે ઉદ્ધૃત કર્યાં છે. દુર્વેકની શૈલીગત વિશેષતા પણ અર્ચટના જેવી જ છે. તે એ કે જ્યારે તે કોઈ શબ્દ કે પરિભાષાનુ અર્થકથન કરવા ઇચ્છતો હોય ત્યારે તે એટલું બધું વિશદ અને વિસ્તૃત ઉત્થાન રચે છે કે તેમાં પૂર્વપક્ષ સંપૂર્ણપણે આવી જવા ઉપરાંત સિદ્ધાન્તી બૌદ્ધનો ઉત્તર પણ સમાઈ જાય છે, અને પછી વ્યાખ્યેય પદ કે પરિભાષાનુ શાબ્દિક વિવરણ જ માત્ર બાકી રહે છે. આ શૈલી અભ્યાસની દૃષ્ટિએ બહુ ઉપયોગી છે. દુર્વેકે પણ અર્ચટની પેઠે પોતાના સમય સુધીનુ બૌદ્ધ–બૌદ્ધેતર દાર્શનિક અને તાર્કિક વાઙ્મય સૂક્ષ્મ દૃષ્ટિથી અવગાહ્યું હોય તેમ લાગે છે. દુર્વેકની અર્ચટ કરતાં પ્રકૃતિ-ગત એક વિશેષતા એ લાગે છે કે તે વિચારમાં વધારે સ્વતંત્ર છે; એટલે સુધી કે જે અર્ચટનું તે હાર્દિક બહુમાન અને જેની કૃતિનુ વિવેચન કરે છે તેના જ વિચારોથી કેટલીક વાર જુદો પડે છે અને આંધળિયુ સમર્થન કરતો નથી.

## [ ૪ ] વિષય પરિચય

હેતુબિન્દુનો મુખ્ય વિષય છે હેતુનુ સ્વરૂપ નિરૂપણ એ વિષય સૂચવતી પ્રથમ કારિકા છે—

> पक्षधर्मस्तदंशेन व्याप्तो हेतुस्त्रिधैव सः ।
> अविनाभावनियमाद् हेत्वाभासास्ततोऽपरे ॥

અર્ચટે પોતાની વ્યાખ્યામાં આ કારિકા ઉપરથી ત્રણ અથવા છ પ્રતિપાદ્ય વિષયો સૂચવ્યા છે, જ્યારે કર્ણગોમીએ ચાર વિષયો સૂચવ્યા છે. અનુક્રમે તે વિષયો આ પ્રમાણે છે : ૧. (૧) હેતુનું લક્ષણ, (૨) તેની સંખ્યાનો નિયમ, (૩) સંખ્યાનિયમદર્શક પ્રમાણ[૧]. ૨. (૧) હેતુનું સ્વરૂપ, (૨) હેતુસંખ્યા નિયમ, (૩) વિવિધ હેતુમાં હેતુત્વનું અવધારણ. (૪) સંખ્યાનિયમ અને

૧. હેતુબિન્દુ પૃ. ૯ પં. ૨૫.

અવધારણ તેમ જ બન્નેનું કારણ, (૫) શ્લિષ્ટ નિર્દેશકથન, (૬) હેત્વાભાસનું લક્ષણ ન કહેવાનું કારણ[1]. ૩. (૧) હેતુનું લક્ષણ, (૨) તેની સંખ્યાનો નિયમ, (૩) નિયમનું કારણ, (૪) વિપક્ષનિવૃત્તિ.[2]

ખરી રીતે જોતાં જે પ્રથમ ત્રણ અર્થો સૂચવ્યા છે તેમાં જ બાકીનાનો સમાવેશ થઈ જાય છે.

સાહચર્યનિયમ, અવ્યભિચારનિયમ, અવિનાભાવનિયમ, અન્યથાનુપપત્તિ એ બધા વ્યાપ્તિના પર્યાય છે, જેમાંથી અન્યથાનુપપત્તિ શબ્દ જૈનપરંપરામાં વિશેષે પ્રસિદ્ધ છે અનુમાનને પ્રમાણ માનનાર હરકોઈ વ્યાપ્તિ સ્વીકારીને જ ચાલે છે, અને તે જેમાં જેમાં સાધ્યની વ્યાપ્તિ માનતો હોય તે બધાને સદ્હેતુ કહે છે. આ તત્ત્વ સર્વ અનુમાનવાદીઓને સમાન છે, તેમ છતાં વ્યાપ્તિના નિયામક તત્ત્વ વિશે મતભેદ છે ન્યાય, વૈશેષિક, જૈન આદિ તાર્કિકો સાધ્ય અને હેતુ વચ્ચે સાહચર્યનિયમ કે અવ્યભિચારનિયમના નિયામક તરીકે સંબંધોની મર્યાદા આંકતા નથી, જ્યાં જે સંબંધ હોય તે સંબંધ માનીને ચાલે છે. એટલે તેમને મતે સયોગ, એકાર્થસમવાય વગેરે અનેક સંબંધો વ્યાપ્તિના નિયામક બની શકે છે, પણ બૌદ્ધપરંપરા એમ ન માનતાં માત્ર તાદાત્મ્ય અને કાર્યકારણભાવ એ બે સંબંધોને જ વ્યાપ્તિના નિયામક માને છે. બૌદ્ધપરંપરાનુસાર અન્ય પરંપરાસંમત વધારાના બધા જ સંબંધો ઉક્ત બે સંબંધમાં જ સમાઈ જાય છે દિઙ્નાગ પહેલાં બૌદ્ધપરંપરામાં આ માન્યતા સ્પષ્ટ થઈ હશે કે નહિ તે અજ્ઞાત છે, કારણ કે યોગચર્યાભૂમિશાસ્ત્રમાં જે જે અનુમાનના પ્રકારો આપ્યા છે તે ઉપરથી મૈત્રેયનાથ બે જ સંબંધ માનતો હોય તેમ લાગતુ નથી (જુઓ Docrines of Maitrayanath and Asagna, p. 67), પણ દિઙ્નાગથી માંડી આગળના બધા જ બૌદ્ધ તાર્કિકોએ એ બે સંબંધને જ વ્યાપ્તિનિયામક તરીકે માની તેમાં બાકીના બધા સંબંધો ઘટાવ્યા છે. બૌદ્ધપરંપરાની આ માન્યતા સામે ન્યાય-વૈશેષિક–મીમાંસક–જૈન આદિ પરંપરાઓ પોતપોતાનાં મંતવ્યો રજૂ કરી દર્શાવે છે કે હેતુ–સાધ્યના તાદાત્મ્યસંબંધ તેમ જ કાર્યકારણસંબંધ ઉપરાંત સહચાર અને ક્રમ પણ વ્યાપ્તિના નિયામક બને છે. આ વિરોધી માન્યતાનુ હેતુબિન્દુમાં વિસ્તારથી અને સચોટપણે ખંડન કરવામાં આવ્યું છે.

---

૧ હેતુબિન્દુ પૃ. ૧૦. ૫. ૨૭.

૨. કર્ણગોમી ટીકા પૃ. ૮.

શિંશપાત્વ જેવા વિશેષથી વૃક્ષત્વ જેવા સામાન્યનું અનુમાન થતું હોય ત્યાં તાદાત્મ્યસંબંધ અને ધૂમ જેવા કાર્યથી વહ્નિ જેવા કારણનું અનુમાન થતું હોય ત્યાં કાર્યકારણભાવસંબંધ દર્શાવવામાં આવ્યો છે. કોઈ ફળમાં રૂપવિશેષથી રસવિશેષનું અનુમાન કરે છે, ત્યાં બૌદ્ધેતર પરંપરાઓ સાહચર્યસંબંધ માની વ્યાપ્તિ ઘટાવે છે, અને કૃત્તિકાનો ઉદય જોઈ શકટ નક્ષત્રના ઉદયનું અનુમાન કરવામાં તેઓ ક્રમસંબંધ માની વ્યાપ્તિ ઘટાવે છે. આવાં બધાં જ સ્થળોએ દિઙ્નાગ અને તેનો અનુયાયી ધર્મકીર્તિ તાદાત્મ્ય અગર તદુત્પત્તિ ઘટાવી દે છે. તે એટલે સુધી કે અનુપલંભ હેતુ દ્વારા પ્રતિષેધ સિદ્ધ કરવો હોય ત્યાં પણ તેઓ સાક્ષાત્ કે પરંપરાથી તાદાત્મ્ય ને તદુત્પત્તિનો જ નિયમ ઘટાવી સ્પષ્ટ ઘોષણા કરે છે કે—

> " कार्यकारणभावाद्वा स्वभावाद्वा नियामकात् ।
> अविनाभावनियमोऽदर्शनान्न न दर्शनात् ॥ "
>
> —प्रमाणवा. ३, ३०.

આ જ મુદ્દાને ધર્મકીર્તિએ હેતુબિન્દુમાં સવિશેષે સ્પર્શ્યો છે.

હેતુબિન્દુમાં હેતુનું લક્ષણ દર્શાવતાં ત્રણ રૂપો વર્ણવાયેલાં છે: પક્ષમાં સત્ત્વનો નિયમ, સપક્ષસત્ત્વ અને વિપક્ષાસત્ત્વ. આ ત્રણ રૂપો તર્કશાસ્ત્ર જેટલાં તો જૂનાં છે. તર્કશાસ્ત્ર એ દિઙ્નાગ અને પ્રશસ્તપાદ પહેલાંની કૃતિ છે એ વિશે શંકા નથી, ભલે તેના કર્તા અને સમય વિશે ચોક્કસ નિર્ણય ન હોય. વસુબંધુએ પણ ત્રૈરૂપ્યનો સ્વીકાર કર્યો છે. (જુઓ ન્યાયવા. પૃ. ૧૩૬, તાત્પર્ય. પૃ. ૨૯૮) સાંખ્યકારિકાની માઠરવૃત્તિમાં પણ એ જ ત્રણ રૂપો ગણાવ્યા છે. તર્કશાસ્ત્ર અને માઠરવૃત્તિ બન્નેનો ચીની અનુવાદ પરમાર્થે કરેલો છે. ન્યાયસૂત્ર કે તેના ભાષ્યમાં જોકે રૂપોની સંખ્યા ગણાવી નથી, પણ હેતુસ્વરૂપનું વર્ણન એમ સૂચવતું લાગે છે કે તેમને પણ ત્રણ રૂપો જ માન્ય હશે. આ ત્રણ રૂપમાં ઉમેરો કરી પાંચ રૂપ માનનાર અને છ રૂપ માનનાર કોણ કોણ છે તે ચોક્કસ થતું નથી, પણ ધર્મકીર્તિએ પાંચ અને છ રૂપનું ખંડન કર્યું છે તે ઉપરથી એમ લાગે છે કે પ્રશસ્તપાદ અને ધર્મકીર્તિ વચ્ચેના સમયમાં ક્યારેક પાંચ અને છ રૂપની કલ્પના હેતુલક્ષણમાં દાખલ થયેલી છે. જૈનપરંપરા અન્યથાનુપપત્તિને જ હેતુનું એક સ્વરૂપ માને છે. એનો સામાન્ય નિર્દેશ ન્યાયાવતાર (કા. ૨૨)માં છે. ધર્મકીર્તિએ જૈનસંમત એકરૂપનું ખંડન નથી કર્યું; એનું કારણ ગમે તે હોય, છતાં આગળ જતાં શાંતરક્ષિત અને

ધર્મકીર્તિનો વ્યાખ્યાકાર કર્ણગોમી જૈન તાર્કિકસંમત અન્યથાનુપપત્તિ સ્વરૂપ એકરૂપનું પણ ખંડન કરે છે (તત્ત્વસંગ્રહ કા. ૧૩૬૪, કર્ણ. પૃ. ૯).

કાર્યથી કારણના સાધક ધૂમ–વહ્નિ જેવાં અનેક અનુમાન પ્રકારો સર્વસંમત છે. તેમ છતા જુદી જુદી તત્ત્વજ્ઞાનની માન્યતાવાળી અનેક પરંપરાઓ હોવાથી દરેક પરંપરાના કેટલાક અનુમાનપ્રકારો એવા હોય છે કે તે સર્વસમત હોતા નથી. જ્યારે બૌદ્ધપરંપરા વસ્તુમાત્રમાં અનિત્યત્વ સિદ્ધ કરે ત્યારે તેને મતે સત્ત્વ હેતુ સદ્ધેતુ છે, પણ અન્ય પરંપરાઓને તે અનુમાન માન્ય નથી. જૈનપરંપરા વસ્તુમાત્રમાં પરિણામિત્વ સિદ્ધ કરવા સત્ત્વને સદ્ધેતુ ઠરાવે છે, ત્યારે તે અન્યપરંપરાસંમત નથી હોતો. એવા જ દાખલાઓ બીજી પરંપરાઓને સંમત એવા અનુમાન પ્રકારો વિશે સરલતાથી આપી શકાય. આમ હોવાથી અને કેટલેક સ્થળે વસ્તુસ્વભાવની વિચિત્રતાને લીધે હેતુના અનેક પ્રકારો પડી જાય છે કોઈ હેતુ એવો હોય છે કે તેની પક્ષથી ભિન્ન સ્થળમાં અન્વયવ્યપ્તિ બતાવી શકાતી નથી, પણ વ્યતિરેકવ્યાપ્તિ બતાવી શકાય છે. એવા કેવલવ્યતિરેકી હેતુને પણ સદ્ધેતુમાં સ્થાન આપવામાં આવ્યું છે. કેટલાક હેતુ એવા હોય છે કે તેની વ્યતિરેકવ્યાપ્તિ વાસ્તવિક વિપક્ષમાં મળતી જ નથી. તેવા કેવલાન્વયી હેતુને. પણ સદ્ધેતુમા સ્થાન મળ્યું છે. જ્યાં સીધી રીતે હેતુનુ અસ્તિત્વ પક્ષમા બતાવાતું ન હોય ત્યાં પણ તેને સદ્ધેતુ માની લેવામાં કેટલાકને કશો પણ બાધ દેખાતો નથી. જ્યાં અન્વય અને વ્યતિરેક બન્ને સુલભ હોય ત્યા તો સદ્ધેતુ વિશે મતભેદને સ્થાન જ નથી. આ રીતે પક્ષ અને સાધ્ય આદિના વૈવિધ્યને લીધે તેમ જ સાંપ્રદાયિક માન્યતાભેદને લીધે લિંગના અનેક પ્રકારો પડી જાય છે તે બધામાંથી વ્યાપ્તિને દર્શાવતું કોઈ એક જ સ્વરૂપ નક્કી કરવુ તે સરલ નથી. તેમ છતાં એવુ સ્વરૂપ નક્કી કરી તે પ્રમાણે પોતપોતાની તર્કપરંપરા સ્થાપવાના અનેક પ્રયત્નો થયા છે. દરેક પ્રયત્નકાર પોતાની જ રીતમાં અન્ય પરંપરાઓની રીતોને સમાવવાનો પણ પ્રયત્ન કરે જ છે. દા. ત. અર્થાપત્તિને જુદું પ્રમાણ માનનાર મીમાંસક આદિ અન્યથાનુપપત્તિનો જ મુખ્ય આશ્રય લઈ તેને આધારે ઇષ્ટ સિદ્ધ કરે છે ત્યારે એ જ અર્થાપત્તિના બધા દાખલાઓને, અર્થાપત્તિને અનુમાનમા સમાવનાર બધા જ તાર્કિકો, પોતાની પક્ષ–સપક્ષ–વિપક્ષની કલ્પના દ્વારા અનુમાનમા ઘટાવે છે અન્વયવ્યાપ્તિને આવશ્યક અનુમાનાંગ લેખનાર જ્યારે પક્ષભિન્નમા તે દર્શાવવી અશક્ય હોય ત્યારે પક્ષના એક જ ભાગમાં અગર પક્ષની અંદર જ તે ઘટાવી લે છે. વ્યતિરેકવ્યાપ્તિને આવશ્યક અનુમાનાંગ લેખનાર વાસ્તવિક વિપક્ષ ન હોય ત્યાં પણ કલ્પનાથી વિપક્ષ સરજી

તેથી વ્યાવૃત્તિ દર્શાવી વ્યતિરેકવ્યાપ્તિ ઘટાવે છે. પક્ષસત્ત્વને આવશ્યક અનુમાનાંગ લેખનાર ગમે તે રીતે હેતુમાં પક્ષસત્ત્વ ઘટાવે છે. આમ દાર્શનિકોમાં વ્યાપ્તિદર્શક સ્વરૂપો વિશે મતભેદની પરંપરાનો ઇતિહાસ બહુ પ્રાચીન છે.

દિઙ્નાગ પહેલાં પણ અન્તર્વ્યાપ્તિ દ્વારા અનુમાન કરવાની પરંપરા હતી. જ્યારે પક્ષથી ભિન્ન સપક્ષ કે વિપક્ષ જેવું કશું જ ન હોય અને બહિર્વ્યાપ્તિ બતાવવી શક્ય ન હોય, છતાં સાધ્ય સિદ્ધ કરવું હોય ત્યારે અન્તર્વ્યાપ્તિનો જ આશ્રય લેવો પડે છે. આવો આશ્રય લેનાર પરંપરાએ હેતુનું સ્વરૂપ અન્યથાનુપપત્તિમાત્રમાં ઘટાવ્યું. આ સિદ્ધાન્ત શરૂઆતમાં અમુક દાખલા પૂરતો જ રહ્યો, પણ જ્યારે બહિર્વ્યાપ્તિના પક્ષપાતીઓએ તેની સામે વાંધા રજૂ કર્યા ત્યારે અન્તર્વ્યાપ્તિના સમર્થકોએ બહિર્વ્યાપ્તિ હોય છતાં પણ નિષ્ણાતો સમક્ષ તેને દર્શાવવાની જરૂર નથી રહેતી એ વસ્તુસ્થિતિનો લાભ લઈ સાર્વત્રિકપણે બહિર્વ્યાપ્તિની નિરર્થકતા સાબિત કરવા પ્રયત્ન કર્યો અને એ પ્રયત્નમાંથી અન્યથાનુપપત્તિમાત્રને હેતુસ્વરૂપ માનનાર તેમ જ અંતર્વ્યાપ્તિનો જ પક્ષ કરનાર એક પરંપરા સ્થિર થઈ કે જે જૈન તર્કશાસ્ત્રમાં દેખાય છે.[1] એ જ રીતે કેવલાન્વયી અને કેવલવ્યતિરેકી લિંગની પણ પરંપરા સ્થિર થઈ. આ બધું બન્યે જતું હતુ ત્યારે પણ એક ત્રૈરૂપ્યની પરંપરા ચાલુ જ હતી, જે પક્ષસત્ત્વ, સપક્ષસત્ત્વ અને વિપક્ષવ્યાવૃત્તિ એ ત્રણ તત્ત્વોને વ્યાપ્તિના અનિવાર્ય અંગ લેખતી.[2] તે પરંપરા પક્ષથી ભિન્ન સપક્ષ ન હોય ત્યારે પક્ષના એકદેશને જ સપક્ષ માની લે અને વાસ્તવિક વિપક્ષ ન હોય ત્યાં પણ કાલ્પનિક વિપક્ષ ઊભો કરી તેથી વ્યાવૃત્તિ ઘટાવે અને ઘણી વાર એક સંભવિત સ્પષ્ટ અંગમાં બીજા અંગનો અર્થગતિથી સમાવેશ ઘટાવે અને છેવટે ત્રૈરૂપ્ય સિદ્ધ કરે. આ પરંપરાનું સચોટ સમર્થન દિઙ્નાગે કરેલું ને તે જ હેતુબિન્દુમાં વિસ્તારથી ચર્ચાયેલું છે. તે એટલે લગી કે કોઈએ દિઙ્નાગ આદિ દ્વારા સમર્થિત ત્રૈરૂપ્યનો વિરોધ કરતાં પંચરૂપ્ય, ષડ્રૂપ્ય કે એકરૂપતું સમર્થન કરેલું, તે બધાનું નિરસન ધર્મકીર્તિ અને તેના વ્યાખ્યાકારો કરે છે. અને આ જ કારણથી ધર્મકીર્તિ સ્વભાવ, કાર્ય તેમ જ અનુપલંભ એ ત્રણે હેતુપ્રકારોમાં અન્વય અને વ્યતિરેક વ્યાપ્તિ બન્નેનો નિશ્ચય આવશ્યક સમજી તે કેવી રીતે થાય છે તે દર્શાવે છે.

હેતુનાં વ્યાપ્તિદર્શક પક્ષસત્ત્વ આદિ ત્રણ રૂપો સ્વીકાર્યાં છે, તે ઉપરથી જ

---

૧. અકલંકગ્રન્થત્રય પૃ. ૧૭૭.

૨. તર્કશાસ્ત્ર પૃ. ૧૪.

ત્રણ હેત્વાભાસોની જૂની પરંપરા ચાલી આવતી. એ જ પરંપરાનુ દિઙ્નાગે સમર્થન કર્યું અને ધર્મકીર્તિએ પ્રમાણવાર્તિક તેમ જ ન્યાયબિંદુમાં અતિ-વિસ્તારથી તે તે એક, બે કે ત્રણ સ્વરૂપને અભાવે કેવી કેવી રીતે હેત્વાભાસ બને છે તે બતાવ્યું, અને હેત્વાભાસો પણ ત્રણ જ છે એમ સ્થાપ્યું. હેતુ-બિંદુમાં પ્રમાણવાર્તિક કે ન્યાયબિંદુની પેઠે આ બાબતનું વિશદીકરણ નથી, માત્ર હેત્વાભાસની સૂચના છે.

ઉપર્યુક્ત મુખ્ય વિષય ઉપરાંત હેતુબિંદુમાં અનેક એવા વિષયો સ્પષ્ટપણે ચર્ચ્યાં છે, જે બૌદ્ધપરંપરાની ખાસ વિશેષતા લેખાય છે; જેમ કે, જાતિ કે સામાન્યવાદનુ નિરસન, અપોહરૂપ સામાન્યનુ સ્થાપન, વિશેષમાત્રની અર્થાત્ ક્ષણિકત્વની સિદ્ધિ અને પરિણામે નિર્હેતુકવિનાશવાદ, નિર્વિકલ્પક પ્રત્યક્ષમાત્રનું પ્રામાણ્ય અને તેમ છતાં સવિકલ્પક અનુમાનમાં પારંપરિક પ્રામાણ્યનું ઉપ-પાદન, કાર્યકારણભાવ તેમ જ સામગ્રીજન્ય એકસ્વભાવત્વનું સમર્થન, સહ-કારિત્વનું સ્વરૂપ અને અભાવનું સ્વરૂપ.

આ બધા વિષયો એવા છે કે એકનું સમર્થન કરવા જતાં બીજાઓનું સમર્થન અનિવાર્ય બની જાય છે. આ વિષયોમાં ક્ષણિકત્વ જ કેન્દ્રસ્થાને છે. એને સિદ્ધ કરતાં બીજા વિષયોનું સમર્થન આવશ્યક બની જાય છે. ધર્મ-કીર્તિ પહેલાં ઘણા લાંબા વખતથી આ વિષયોનું સમર્થન બૌદ્ધ દૃષ્ટિએ થતું આવેલુ. દા. ત નિર્હેતુકવિનાશવાદ જેવા વિષયોની ચર્ચા મૈત્રેયનાથના યોગચર્યા-ભૂમિશાસ્ત્ર જેટલી તો જૂની છે જ (જુઓ દર્શનદિગ્દર્શન પૃ. ૭૧૮, યોગ-ચર્યાભૂમિ–ચિંતામયીભૂમિ ૧૧). તે બધી ચર્ચાઓનું સંકલન તેમ જ વિશદી-કરણ ધર્મકીર્તિના પ્રમાણવાર્તિક જેવા ગ્રંથોમાં દેખાય છે. હેતુબિંદુમાં પણ ધર્મકીર્તિએ આ વિષયો અતિસ્પષ્ટપણે ચર્ચ્યાં છે, અને તેમ કરતાં જે જે વિરોધી વાદો સામે આવતા ગયા તે બધાનું નિર્દય અને છતાં સપરિહાસ (દા. ત. પૃ. ૬૭) નિરસન કર્યું છે.

ધર્મકીર્તિએ હેતુબિંદુમાં સ્પષ્ટ ચર્ચાઓ કરી છે ખરી, પણ ચર્ચિત વિષયો એટલા બધા સૂક્ષ્મ અને ગંભીર છે કે જિજ્ઞાસુ માત્ર તેટલા વિવેચનથી પૂર્ણપણે સતોષાતો નથી; એટલે એવા વિસ્તૃતરુચિ જિજ્ઞાસુઓની દૃષ્ટિએ અર્ચટે પોતાની ટીકામાં મૂળ ચર્ચિત બધા જ વિષયોને તેના યથાર્થ રૂપમાં વિસ્તારથી ચર્ચ્યાં છે. એટલે તેની ટીકા એક એક વિષય પરત્વે બૌદ્ધ વિચાર-સરણીનું ચિત્ર રજૂ કરે છે અને ધર્મકીર્તિનાં કેટલાંક મર્મોળાં વાક્યોનું હાર્દ તલસ્પર્શીપણે પ્રગટ કરે છે. આ ઉપરાંત અર્ચટે એવા પણ થોડા વિષયો ચર્ચ્યાં છે કે મૂળમાં જેનું કોઈ સૂચન નથી; દા. ત. આદિવાક્ય વિશેની ચર્ચા.

## [ ૫ ] હેતુબિન્દુનો પ્રભાવ અને ઉપયોગ

અર્ચટની ટીકા દ્વારા હેતુબિન્દુનો પ્રભાવ વ્યાપક રીતે ઉત્તરકાલીન સાહિત્ય ઉપર પડ્યો છે બૌદ્ધપરંપરાના વિદ્વાનો અર્ચટનો ઉપયોગ કરે એ તો સ્વાભાવિક છે, પણ બ્રાહ્મણ અને જૈન પરંપરાના સુવિદ્વાનોએ સુધ્ધાં તેનો અનેકવિધ ઉપયોગ કર્યો છે. પ્રકરણપંચિકાકાર શાલિકનાથ[1] અને વ્યોમશિવ[2] ખંડન દૃષ્ટિએ તેનો ઉપયોગ કરે છે, જ્યારે વાચસ્પતિ મિશ્ર જેવા સર્વતંત્રસ્વતંત્ર દાર્શનિકે અર્ચટના વિચારોનું મૂલ્યાંકન પણ પોતાની ઢબે કર્યું હોય તેમ લાગે છે.[3] ઉદયને પોતાના બધા જ ગ્રન્થોમાં ધર્મકીર્તિના અનેક ગ્રન્થો અને તેની વ્યાખ્યાઓનો ખંડનદૃષ્ટિએ મુખ્યપણે ઉપયોગ કર્યો છે,[4] એટલે એમા સટીક હેતુબિન્દુનો કેટલો અને કયો ઉપયોગ થયો છે તે તારવવું સરલ નથી, છતાં એવો સંભવ લાગે છે કે ઉદયને અર્ચટની ટીકા અવશ્ય જોઈ હશે. એ ગમે તેમ હો, પણ વધારે ચોકસાઈથી હેતુબિન્દુનો બૌદ્ધેતર પરંપરા ઉપર પ્રભાવ દર્શાવવો હોય તો જૈન તર્કવાઙ્મય તરફ વળવું પડે. દિગમ્બર–શ્વેતામ્બર બન્ને જૈન તાર્કિકોએ અર્ચટનું ખંડન પણ કર્યું છે અને તેનો પોતપોતાની રીતે ઉપયોગ પણ કર્યો છે. અકલંક[5] અને તેના ટીકાકાર અનન્તવીર્ય,[6] અષ્ટસહસ્રીકાર વિદ્યાનન્દ[7], પ્રમેયકમલમાર્તણ્ડપ્રણેતા પ્રભાચંદ્ર અને અકલંકકૃત ન્યાયવિનિશ્ચયનો અલંકાર રચનાર વાદિરાજ[8] તથા ન્યાયમંજરીકાર જયન્ત ભટ્ટ—એ બધાએ અર્ચટ દ્વારા હેતુબિન્દુનો ઉપયોગ છૂટથી કર્યો છે.

---

૧. प्रकरणपंचिकापूर्ति–मीमांसाजीवरक्षा पृ. ३.

૨. વ્યોમવતીમાં "बाधाविनाभावयोर्विरोधात्" ( પૃ. ૫૬૫ ) એ હેતુબિન્દુનું વાક્ય આવે છે.

३. तात्पर्यटीका ( विजया. ), पृ. २, ३, ३९० आदि.

४. न्यायकुसुमाञ्जलि ( वृत्ति ) का. ६, आत्मतत्त्वविवेकगत क्षणभंग चर्चा आदि

५. सिद्धिविनिश्चय स्वोपज्ञवृत्ति पत्र ५०७ अ, लघीयस्त्रय—न्यायकुमुद. पृ. १७४.

६. सिद्धिविनिश्चयटीका पृ. २०.

७. तत्त्वार्थश्लो० पृ. ४, २१२.

८. न्यायविनिश्चयटीका—'हेतुबिन्दुस्तद्विवरणम्' (पृ. ३४५ अ), 'हेतुबिन्दुव्याचक्षाणेनाऽर्चटेन' (पृ. ४८९ अ ), 'अर्चटेनोक्तं हेतुबिन्दौ' (पृ. ५०० अ).

શ્વેતામ્બર આચાર્યોમાં પ્રસિદ્ધ આચાર્ય હરિભદ્ર[1] યાકિનીસૂનુથી હેતુબિન્દુનો ઉપયોગ શરૂ થાય છે. અને પછી તો અર્ચટ દ્વારા તે ઉપયોગ એટલો બધો વ્યાપક બને છે કે સિદ્ધર્ષિ,[2] સન્મતિ ટીકાકાર અભયદેવ,[3] તર્કવાર્તિકકાર શાંતિસૂરિ[4], સ્યાદ્વાદરત્નાકરકાર વાદી દેવસૂરિ[5], આચાર્ય હેમચંદ્ર[6] જેવા પ્રસિદ્ધ પ્રસિદ્ધ તાર્કિકોએ જાણે અર્ચટને પોતાના અભ્યાસનો વિષય જ બનાવ્યો હોય તેમ ક્ષણભર લાગે છે. મલયગિરિ જેવા બહુશ્રુત લેખકે અર્ચટકૃત સ્યાદ્વાદના ખંડનનું નિરસન શબ્દશઃ કર્યું છે.[7] એ જ રીતે શ્રીચન્દ્રે[8] ઉત્પાદાદિસિદ્ધિત્રયમાં એ જ કામ કર્યું છે. આ રીતે જૈન વિદ્વાનોના અભ્યસનીય અને અવલોકનીય ગ્રન્થોમાં અર્ચટની ટીકાનું પ્રધાન સ્થાન રહેલું. તેથી જ આપણે જોઈએ છીએ કે જ્યારે અત્યાર લગીમાં કોઈ પણ સ્થળેથી અર્ચટની ટીકા ઉપલબ્ધ ન થઈ ત્યારે પણ પાટણ જેવા જૈનભંડારપ્રધાન જૂના શહેરમાંથી એની જૂની તાડપત્રીય એકમાત્ર નકલ મળી આવી સંભવ છે કે બીજા પણ કોઈ જૈન ભંડારોમાંથી એની અન્ય પ્રતિ મળી આવે.

## આભાર દર્શન

આ મથાળા નીચે મારે અનેકોનો આભાર માનવાનો છે. જે ભંડારની પ્રતિ મને મળી તેના તત્કાલીન વ્યવસ્થાપકોનો હુ આભારી છુ કે જેમણે પૂર્ણ ધીરજથી એ પ્રતિ મને ધીરી. પ્રવર્તક શ્રી. કાંતિવિજયજીના સાહિત્યનિષ્ઠ પ્રશિષ્ય મુનિ શ્રી. પુણ્યવિજયજીનો ઉદાર સાથ મળ્યો ન હોત તો અમારે માટે આગળ કામ લબાવવાનું ભાગ્યે જ શક્ય બન્યું હોત. એમણે જૂની દુષ્પઠ લિપિ ઉપરથી અદ્યતન સુપઠ લિપિમાં એવો સુંદર આદર્શ તૈયાર કરી આપ્યો કે જે લેખનકળાના અદ્યતન નમૂનારૂપે અત્યારે પણ શ્રીમદ્રાજચંદ્ર જ્ઞાનસંગ્રહમાં મોજૂદ છે, અને જેના ઉપરથી પ્રેસકોપી કરવાનું કામ બહુ જ સરલ બન્યું. શ્રીયુત પુરુષોત્તમ આઈ. તારકસની મદદ તો અસાધારણ રીતે ઉપકારક નીવડી છે. એમણે શરૂઆતથી ટિબેટનનો અભ્યાસ કરી અર્ચટની ટીકાને ટિબેટન અનુવાદ સાથે મેળવી જે અનેકવિધ ઉપયોગી કામ કરી

૧ અનેકાન્તજયપતાકા.

૨. ન્યાયાવતારવિવૃતિ પૃ ૩.

૩. સન્મતિટીકા પૃ. ૧૭૧, ૫૫૬, ૫૬૮.

૪. ન્યાયાવતારવાર્તિકવૃત્તિ પૃ. ૧૨.

૫. સ્યાદ્વાદરત્નાકર પૃ ૧૬, ૫ ૨૧.

૬ પ્રમાણમીમાંસા પૃ. ૩૮ અને તેનાં ટિપ્પણ પૃ. ૭૮.

૭. ધર્મસંગ્રહણી ટીકા પૃ. ૧૪૭ થી.

૮. ઉત્પાદાદિસિદ્ધિ. પૃ. ૬, ૧૫, ૩૭, ૪૫, ૭૬, ૯૨, ૧૪૦, ૧૪૨ આદિ.

આપ્યું તે થયું ન હોત તો તાડપત્રીય સંસ્કૃત મૂળ આદર્શ, જે ઘણે સ્થળે ખંડિત અને અસ્તવ્યસ્ત સ્થિતિમાં હતો, તેવા એકમાત્ર આદર્શ ઉપરથી આ બન્યું છે તેવું સંસ્કરણ કદી તૈયાર થઈ શક્યું ન હોત ગૂજરાત વિદ્યાપીઠના વ્યવસ્થાપકોની સહાનુભૂતિ પણ ઉપકારક નીવડી છે. જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે ત્યારે તેમણે શ્રીમદ્રાજચંદ્ર જ્ઞાનસંગ્રહમાંના મુનિ શ્રી. પુણ્યવિજયજીકૃત નવો આદર્શ અમને ધીરજપૂર્વક ધીર્યો છે. શ્રી. રાહુલજીની અનન્ય ઉદારતા અને અસાધારણ પુરુષાર્થનો લાભ મળ્યો ન હોત તો નેપાલના ભંડારની ખંડિત પ્રતિ અને બિહાર ઓરિસા રિસર્ચ સોસાયટીમાં સંગ્રહાયેલ ફોટોપ્રતિનો લાભ કદી જ મળત નહિ અને આ પ્રસિદ્ધ થતું દુર્વેકનું લખાણ કોઈના હાથમાં—વાચકોના હાથમાં—ક્યારે આવત તે કહેવું કઠણ છે. મારા અન્યતમ શિષ્ય પં૦ મહેન્દ્રકુમાર 'અભયે' ફોટો વાંચવા આદિમા જે એકાગ્ર શ્રમપૂર્વક મદદ કરી છે તે અમારે માટે બહુમૂલ્ય નીવડી છે. કાશી વિશ્વવિદ્યાલયના સંસ્કૃત મહાવિદ્યાલયના જૈનદર્શનાધ્યાપક શ્રી. દલસુખ માલવણિયા, જે મારા પ્રિયતમ શિષ્ય અને મિત્ર છે, તેમની સતત અને અસાધારણ ખંત તેમ જ મહેનત ન હોત તો આ આખું સંસ્કરણ આ રૂપમાં, બીજી બધી સામગ્રી હોવા છતાં, કદી જ તૈયાર થયું ન હોત. તાડપત્રીય મૂળ પ્રતિથી માંડી દુર્વેકકૃત અનુટીકાના ફોટા વાંચવા સુધીનું સમગ્ર કામ તેમ જ જરૂર જણાઈ ત્યા નવી નકલ કરવાનું કામ અને પહેલેથી છેલ્લે સુધી બધાં જ પ્રૂફો જોવા સુધારવા વગેરે સંપાદનને લગતુ યાવત ઝીણું ઝીણું કામ તેમણે જ કર્યું છે એ રીતે આખા સંપાદનનો યશ તેમને જ ભાગે જાય છે. નેત્રની પરાધીનતા અને બીજાં ઘણાં કારણોસર હુ ઉત્તરોત્તર લંબાતુ આ કામ કદી જ શ્રી. માલવણિયાની મદદ વિના પાર પાડી શક્યો ન જ હોત, અને મેં જે હેતુબિન્દુના સંપાદનનું કામ સ્વીકારેલું તે પણ તેમના સહકારની ખાતરી વિના સ્વીકાર્યું જ ન હોત. આ સંપાદનમાં શું પરિશિષ્ટો કે શું અવતરણોની શોધ કે શું શીર્ષક, વિષયવિભાજન અને શુદ્ધીકરણ આદિ જે કાંઈ ધ્યાન ખેંચે તેવું છે તે બધું શ્રીયુત માલવણિયાની અનન્ય સાહિત્યોપાસનાનું જ ફળ છે. ગાયકવાડ ઓરિએન્ટલ સિરીઝના મુખ્ય સંપાદક શ્રીયુત બી. ભટ્ટાચાર્યે પ્રસ્તુત સંપાદન માટે અમને પસંદ કર્યા અને તે કામ સોંપ્યું તેથી જ આ સંપાદન-યજ્ઞ અત્યારે પૂર્ણ થયો છે. આ સબબથી ઉપર નિર્દેશલ બધા જ મહાનુભાવો પ્રત્યે અમે અમારી હાર્દિક કૃતજ્ઞતા પ્રકટ કરીએ છીએ.

# સન્મતિતર્ક અને તેનું મહત્ત્વ

## [ ૨૮ ]

જૈન શ્રુતનો બહુ મોટો ભાગ નાશ પામ્યો છે. તે નાશનાં અનેક કારણો છે, પણ આજે તેનો જેટલો અને જે ભાગ સચવાઈ રહ્યો છે તેનું ફક્ત એક જ કારણ છે અને તે જૈન સંઘની શ્રુતભક્તિ. જૈન જનતા જ્ઞાનમાત્રને પૂજે છે, પણ શ્રુત પ્રત્યે એની ભક્તિ એટલી જાગરૂક છે કે તે વિશે લખવા જતાં તેનો મનોરમ ઇતિહાસ તૈયાર થાય. માત્ર મોટી વયના સ્ત્રી–પુરુષો જ નહિ, પણ નાના કુમાર–કુમારિકાઓ સુધ્ધાં શાસ્ત્રજ્ઞાન આરાધવા તપ કરે છે, એના નજીવાં સાધનોની આદરપૂર્વક પૂજા કરે છે અને એ માટે પોતાનુ સર્વસ્વ આપી દેવા તૈયાર રહે છે. ચારિત્રપૂજાનુ જૈન સંઘમાં મોટું સ્થાન છે, પણ તે જ્ઞાનના એક ભાગ તરીકે ચારિત્ર એ જ્ઞાનનો છેલ્લો ને પરિપક્વ અંશ જ છે. તીર્થપૂજા હોય કે ગુરુપૂજા હોય, એ બધી વિવિધ પૂજાઓની પાછળ જ્ઞાનભક્તિ જ રહેલી છે. એ બધાંમાં સત્યજ્ઞાન પ્રાપ્ત કરવાનો એક જ હેતુ મુખ્ય છે.

આજે વિશિષ્ટ રીતે જૈનદર્શન જીવિત હોય તો તે એક શ્રુતને આભારી છે, અને શ્રુત જીવિત હોય તો તે જ્ઞાનભક્તિને આભારી છે. બુદ્ધિમાન અને દીર્ઘદર્શી જૈન આચાર્યોએ જ્યારે જોયુ કે અમુક અમુક શાસ્ત્રો વિશિષ્ટ રીતે જૈનદર્શનની પ્રભાવના કરે તેવા છે ત્યારે ત્યારે તેઓએ તે તે શાસ્ત્રોને જૈનદર્શનના પ્રભાવક કહી તેના તરફ લોકાનુરાગ કેળવ્યો, તેના અભ્યાસને ઉત્તેજન આપ્યુ, તેની પોથીઓ લખી–લખાવી તેની સાચવણીમાં ભારે ફાળો આપ્યો. આગમગ્રંથોની પ્રતિષ્ઠા તો ભગવાનની પ્રતિષ્ઠાનો એક ભાગ જ છે, પણ ત્યાર પછી રચાયેલા ઘણાં શાસ્ત્રોમા સન્મતિનુ સ્થાન મુખ્ય છે. નેમિચંદ્રસૂરિએ રચેલ પ્રવચનસારોદ્ધારની વૃત્તિમા તેના કર્તા શ્રીસિદ્ધસેન સન્મતિતર્કને અંગે જે લખે છે તે ખાસ ધ્યાન દેવા જેવુ છે. તેઓ દર્શનના પ્રભાવક તરીકે ગ્રંથો જણાવતા સન્મતિને પહેલો મૂકે છે અને સાથે જ કહે છે કે એ દર્શનપ્રભાવક ગ્રંથોનું દરેક રીતે ભક્તિપૂર્વક બહુમાન કરવું. જીતકલ્પ નામના છેદસૂત્રની ચૂર્ણિની વ્યાખ્યામા તેના કર્તા સન્મતિતર્કને

એક મહાપ્રભાવક ગ્રંથ તરીકે વર્ણવે છે, અને તે એટલે સુધી કે તેનો અભ્યાસ કરતાં કોઈ અપવાદ સેવવો પડે તો તેને પ્રાયશ્ચિત્તયોગ્ય નથી માનતા. શ્રુતજ્ઞાનની જાગ્રન્મૂર્તિ ઉપાધ્યાય શ્રીયશોવિજયજી તો એના ઉપર ફિદા ફિદા છે અને છેલ્લે શ્રીમદ્ રાજચંદ્ર તથા શ્રીમાન આત્મારામજીસૂરીશ્વર સુધ્ધાં એ ગ્રંથ ઉપર ભારે મમત્વ દર્શાવે છે.

આ રીતે સન્મતિતર્કનો મહિમા જ્યાં ત્યાં ગાવામાં આવ્યો છે અને હજી ગવાય છે, ત્યારે એ જાણવું જરૂરનુ છે કે સન્મતિતર્ક એ શું છે? તેનું મહત્ત્વ શા માટે છે? અને બીજાં શાસ્ત્રોની સરખામણીમાં એનું સ્થાન શું છે? વગેરે વગેરે. આ હેતુથી પ્રેરાઈ પ્રસ્તુત લેખ લખવા પ્રેરણા થઈ છે.

### નામવિધાન

જૈન સાહિત્ય અને સમાજમાં 'સંમતિતર્ક' એ જ નામ બહુ જાણીતુ છે, પણ છેલ્લી માહિતી પ્રમાણે તેનું ખરું નામ 'સન્મતિતર્ક' લાગે છે, ઘણી અને જૂની હસ્તલિખિત પ્રતિઓમાં 'સન્મતિતર્ક' એવો જ ઉલ્લેખ મળે છે. એ ઉલ્લેખ ઉપર વિચાર કરતાં જણાય છે કે 'સંમતિ' નહિ પણ 'સન્મતિ' નામ ખરુ હોવુ જોઈએ, કારણ કે ધનજયનામમાળામાં ભગવાન મહાવીરના જે નામો ગણાવ્યાં છે તેમાં એક નામ સન્મતિ એવુ છે. તેથી ચોખ્ખું લાગે છે કે આચાર્ય શ્રી. સિદ્ધસેને પોતાના પ્રૌઢ ગ્રંથરત્નને ભગવાનના નામથી અંકિત કરી સન્મતિતર્ક એ જ નામ આપ્યું હશે અને તે દ્વારા સૂચિત કર્યું કે આ મારા રચેલા પ્રકરણનો વિષય કલ્પિત અગર તો સાધારણ નથી, પણ હું જે કહું છું તે તો ભગવાન મહાવીરનો તર્ક છે એટલે તેમનો સિદ્ધાંત છે અથવા ભગવાન મહાવીરનો મત છે.

### પ્રવચનસાર સાથે સરખામણી

નામની બાબતમાં આટલુ સ્પષ્ટીકરણ કરી હવે તે ગ્રંથ અને તેના વિષય તરફ વળીએ. એ ગ્રંથ પ્રાકૃતભાષામાં છે. એના ત્રણ ભાગો છે. દરેક ભાગ કાંડને નામે પ્રસિદ્ધ છે, એટલે એ ગ્રંથ ત્રિકાંડ છે. રચના ગદ્ય નહિ, પણ પદ્યમય છે. પદ્યો બધાં આર્યા છંદબદ્ધ છે. પહેલા કાંડમા ૫૪, બીજા કાંડમાં ૪૩ અને ત્રીજા કાંડમાં ૭૦ પદ્યો છે. કુલ પદ્યો ૧૬૭ છે.

આ ગ્રંથ બાહ્ય રચનામાં દિગંબરાચાર્ય કુંદકુંદના પ્રવચનસાર જેવો છે. પ્રવચનસારના પણ ત્રણ ભાગ છે. તેમાં પહેલા ભાગમાં ૯૨, બીજા ભાગમાં

૧૦૮ અને ત્રીજા ભાગમાં ૭૫, કુલ ૨૭૫ પ્રાકૃત આર્યાબદ્ધ પદ્યો છે. પ્રવચનસારના ત્રણે ભાગો કાંડ નહિ, પણ જૂની ઢબના શ્રુતસ્કંધ એવા નામે પ્રસિદ્ધ છે.

પ્રાકૃતભાષા, આર્યાછંદ અને ત્રણ ભાગમાં વહેંચણી એટલું બાહ્ય સામ્ય જોયા પછી હવે એ બન્ને ગ્રંથોના આંતર સ્વરૂપ તરફ વળીએ.

**પ્રતિપાદ્ય વિષય**

પ્રવચનસારમાં ચારિત્રનુ પ્રતિપાદન ખાસ એક અધિકારમાં કરવામાં આવ્યું છે, જ્યારે સન્મતિતર્કમાં એ વિષય લીધો જ નથી. સન્મતિતર્કમાં આખું એક કાંડ નયની ચર્ચાથી ભર્યું છે, જ્યારે પ્રવચનસારમાં એ વિષય સ્પર્શાયો જ નથી. એમાં માત્ર સપ્તભંગીનો અતિટૂંકમાં ઉલ્લેખ છે, ત્યારે સન્મતિમાં એની પૂર્ણ અને વિશદ ચર્ચા છે, પ્રવચનસારમાં આત્મિક પરિણામના વિકાસને સૂચવતી જે શુભ, અશુભ અને શુદ્ધ પરિણામની હૃદયંગમ ચર્ચા છે તે સન્મતિમાં નથી. બન્ને ગ્રંથોમાં જ્ઞાન અને જ્ઞેયની ચર્ચા તો છે જ, પણ એમાં ઘણું અંતર છે. પ્રવચનસાર મુખ્યપણે પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાનનો તફાવત જૈન દૃષ્ટિએ સમજાવે છે અને જ્ઞાનને લગતી પ્રાચીન જૈન પરંપરાને બીજાં દર્શનોથી જુદી પાડી કાંઈક તર્કપદ્ધતિએ સમજાવવા પ્રયત્ન કરે છે; ત્યારે સન્મતિમાં એ વિષય જુદી જ રીતે ચર્ચાયો છે. એ પોતાના સમય સુધીમાં ચાલ્યા આવતા જ્ઞાનને લગતા બધા વાદોને એકે એક લઈ તેની ઊંડી માર્મિક અને અદૃષ્ટપૂર્વ સમીક્ષા તેમ જ પરીક્ષા કરે છે અને એમાં દિવાકરશ્રી પોતાનો તદ્દન સ્વતંત્ર તેમ જ નવો વાદ મૂકે છે તેમ જ સ્થાપે છે. તે વાદ એટલે કેવળજ્ઞાન–કેવળદર્શન વચ્ચે ભેદ ન માનવાનો. આ વાદ સ્થાપતાં તેઓશ્રીએ પ્રાચીન વાદોને બહુ ઝીણવટથી છણ્યા છે અને તેમાં તર્કદૃષ્ટિએ દેખાતા દોષોને દર્શાવ્યા છે. એ જ રીતે પ્રવચનસારમાં છે તે કરતાં સન્મતિની જ્ઞેયચર્ચા જુદી જાતની છે. પ્રવચનસારમાં જૈન પરંપરા પ્રમાણે મનાતાં ૭ દ્રવ્યોનુ આગમિકશૈલીએ શ્રદ્ધાગમ્ય વર્ણન છે, જ્યારે સન્મતિમાં એમ નથી. એ તો વિસ્તારથી એટલું જ વર્ણવે છે કે જૈનદૃષ્ટિએ જ્ઞેયતત્ત્વનું સ્વરૂપ કેવું માનવું જોઈએ એ સ્થાપતાં એણે મૃદુતાથી વિરોધી દૃષ્ટિઓની ખૂબ ઝાટકણી કાઢી છે.

**પ્રતિપાદનશૈલી**

પ્રવચનસારની શૈલી મુખ્યપણે આગમિક છે. એમાં તાર્કિક શૈલીની છાયા છે, જ્યારે સન્મતિમાં શુદ્ધ તાર્કિક શૈલી પ્રધાનપદે છે. કહેવાની વસ્તુ

ભલે ગમે તે હોય, પણ એને તર્કની તીક્ષ્ણ શાણ ઉપર ચઢાવી અને બુદ્ધિની કસોટીએ કસીને જ દિવાકરશ્રી કહે છે. પ્રવચનસારની શૈલી આગમિક એટલા માટે છે કે તેમાં તત્ત્વનું નિરૂપણ કરતાં કરતાં ડગલે ને પગલે ઉપદેશ દેવાતો જાય છે. તે સાંભળતાં એમ ભાન થાય છે કે જાણે આપણે ધર્મસ્થાન કે ઉપાશ્રયમાં બેસી કોઈ મહામના નિર્ગ્રંથના મુખેથી શ્રદ્ધાપૂર્વક ઉપદેશમિશ્રિત જૈનતત્ત્વ સાંભળી રહ્યા છીએ; ત્યારે સન્મતિની બાબતમાં એમ નથી. એમાં ઉપદેશનો છાંટોયે નથી. એમાં તો શુદ્ધ જૈન તત્ત્વો પોતાની ઢબે દિવાકરશ્રી પ્રવાહબદ્ધ વર્ણવે જ જાય છે. એને સાંભળતા એમ લાગે છે કે જાણે કોઈ પ્રતિભામૂર્તિ તાર્કિકશિરોમણિના મુખેથી જૈન તત્ત્વો સાંભળી રહ્યા છીએ.

પ્રસ્તુત બન્ને ગ્રંથો જૈન તત્ત્વજ્ઞાન અને સંપ્રદાયના પોષક છે, છતાં બન્નેમાં મોટો તફાવત છે. એક જૈનમત સાથે સાથે તેના એક ફાંટાનું પોષણ કરે છે, જ્યારે બીજો કોઈ ફાંટાના પોષણમાં ન ઊતરતાં માત્ર જૈન તત્ત્વજ્ઞાનને જ સ્થાપે છે અને વ્યવસ્થિત કરે છે. પ્રવચનસારનું ચારિત્રવર્ણન દિગંબર શાખાનું પોષણ કરે છે, પણ સન્મતિને કોઈ શાખાની કશી જ પડી નથી. એ તો ભગવાન મહાવીરની દૃષ્ટિ સ્પષ્ટ કરવા, તેને વ્યવસ્થિત રીતે સમજાવવા અને તર્ક ઉપર તેની માંડણી કરવા મથે છે.

**બૌદ્ધ અને વૈદિક ગ્રંથો સાથે સરખામણી**

દિવાકરશ્રીના સમયનો સવાલ હજી વિચારવા જેવો હોવાથી કાળના પૌર્વાપર્યનો વિચાર છોડી માત્ર સરખામણી માટે કેટલાક પ્રાચીન, બૌદ્ધ અને વૈદિક ગ્રંથો લઈએ. પ્રવચનસાર જોતાં તેના પ્રણેતા આચાર્ય કુંદકુંદના માનસમાં ત્રણ જૈનેતર દર્શનોના અભ્યાસની છાપ પડેલી દેખાય છે અને તે પણ સ્થૂલ : સાંખ્ય, વૈશેષિક અને બૌદ્ધ. એ ત્રણ ઉપરાંત ન્યાય, વેદ, ઔપનિષદ આદિ બીજાં તત્કાલીન પ્રસિદ્ધ જૈનેતર દર્શનોના અભ્યાસની ઊંડી અને વિસ્તૃત છાપ દિવાકરશ્રીના માનસમાં પડેલી છે, એ તેઓશ્રીની સન્મતિ, બત્રીસીઓ વગેરે કૃતિઓ જોતા સ્પષ્ટ થાય છે. (ક) સાંખ્યાચાર્ય ઈશ્વરકૃષ્ણની કારિકાઓ લો અને સન્મતિ સાથે સરખાવો. ભાષા અને સંપ્રદાયનો ભેદ બાદ કરીએ તો એ બેમાં છંદનુ તેમ જ પોતપોતાના વિષયને તર્કપદ્ધતિએ ગોઠવવાનું સામ્ય નજરે પડશે. (ખ) શૂન્યવાદી બૌદ્ધાચાર્ય નાગાર્જુનની મધ્યમકકારિકા અને વિજ્ઞાન-વાદી વસુબન્ધુની વિંશિકા તથા ત્રિંશિકા સાથે દિવાકરશ્રીની કૃતિઓ સરખાવતાં એમ લાગે છે કે એ આચાર્યો ઉપર એકબીજાની અસર અવશ્ય છે. (ગ)

વૈશેષિકસૂત્ર અને ન્યાયદર્શનના અભ્યાસે તો સન્મતિની રચનામાં દિવાકરશ્રીને ખાસ પ્રેરણા આપ્યાનું ભાન થાય છે. તેથી એ દર્શનોનાં સૂત્રો અને સન્મતિ વચ્ચે ભાષા તેમ જ ગદ્ય–પદ્યનો ભેદ હોવા છતાં શુદ્ધ તર્કદૃષ્ટિના ઉપયોગનું એમાં મુખ્ય સામ્ય છે.

### રચનાનો ઉદ્દેશ

દિવાકરશ્રીએ સન્મતિતર્ક એ ઉદ્દેશથી રચ્યો હોય તેમ લાગે છે (૧) સ્વસંપ્રદાયમાં વિચારશક્તિ અને તર્કબળ કેળવી પ્રજ્ઞાનો વિકાસ કરવો, અને (૨) જૈનેતર દર્શનના વિદ્વાનોમા જૈન મૂળ તત્ત્વોની પ્રતિષ્ઠા કરવી.

જૈન નિર્ગ્રંથો મૂળથી જ જ્ઞાનપ્રિય છતાં ત્યાગપ્રધાન હતા. તેથી તેઓમાં આત્મશ્રદ્ધાનુ તેજ હતું, પણ તે કાળક્રમે ધીરે ધીરે સ્થૂલ માન્યતા અને સ્થૂલ રૂઢિઓમાં જકડાઈ સંકુચિતપણામાં બદલાઈ ગયુ હતું તેથી આગમ-પાઠી સાધુસંઘ મોટેભાગે શબ્દસ્પર્શી થઈ ગયો હતો અને તેથી ભગવાનના વ્યાપક સિદ્ધાતો દેશ–કાળ પ્રમાણે ઘટાવી તેનો વિસ્તાર કરવાને બદલે તેઓ નવી પરિસ્થિતિમાત્રથી ભડકતા અને નવા વિચારો અને વ્યવહારો તેમને તદ્દન અસહ્ય થઈ-પડતા. કોઈ ચાલતી પ્રથા બહારનો વિચાર મૂકે કે મૂળ વસ્તુને નવા રૂપમાં સમજાવે તો તેને તેઓ શ્રદ્ધા વિનાનો–સમ્યગ્દર્શન વિનાનો–કહી વગોવતા. વિચાર અને આચારનું જે વિશિષ્ટ બળ શ્રમણસંઘમાં હતું તેનો ઉપયોગ માત્ર પ્રાચીનતાની રક્ષા કે રૂઢિ સાચવવામા જ થતો. આ સ્થિતિ દિવાકરશ્રીને ખટકી તેઓને લાગ્યુ કે ભગવાનના ઉદાર અને ગંભીર સિદ્ધાન્તો બહુ જ વ્યાપક બની શકે તેમ છે. તે સિદ્ધાન્તો દેશ–કાળના બંધન-થી પર હોવાને લીધે તેનો પ્રજ્ઞા વડે બહુ જ વિસ્તાર કરી શકાય તેમ છે અને તેમાં જૂનું કે નવુ જે કાંઈ વાસ્તવિક હોય તે બધુ સમાવવાનો અવકાશ છે. ફક્ત તે માટે સૂક્ષ્મ વિચાર કેળવવો જોઈએ, તર્કશક્તિ ખીલવવી જોઈએ અને પ્રજ્ઞાનો વિકાસ કરવો જોઈએ દિવાકરશ્રીની પ્રતિભાને ભગવાનના સિદ્ધા-ન્તોની ખૂબીઓનું ઊંડું અને સ્પષ્ટ દર્શન થયું હતું, જ્યારે બીજો શ્રમણવર્ગ એ વસ્તુ સાંભળવા સુધ્ધાં તૈયાર ન હતો; ઊલટું, ભગવાનના જ સિદ્ધાતની પોષક, પણ માત્ર નવી એકાદ દલીલ સાંભળી તે છંછેડાઈ જતો અને તે નવા વિચારક ઉપર તેની નવી વિચારણાને અંગે આક્ષેપ મૂકતો કે તમે તો સ્વસિદ્ધાન્તની પ્રરૂપણા નહિ પણ તીર્થંકરની, અવજ્ઞા–આશાતના કરો છો. શાસનની આશાતના કે તીર્થંકરની આશાતનાનો આરોપ જૈન પરંપરામાં

નાસ્તિકપણાના આરોપ કરતાં પણ વધારે ભાર મનાતો આવ્યો છે, એ વાત સ્મરણમાં રાખવી ઘટે છે. તેથી એવા આરોપ મૂકનાર વર્ગને દિવાકરશ્રીએ સ્પષ્ટ સંભળાવી દીધું કે નયોના વિવેક રૂપે તેનું સમુચિત જ્ઞાન એ જ સ્વસિદ્ધાન્તની પ્રરૂપણા છે અને બીજું બધું તીર્થંકરની આશાતના છે. કેટલાકો દિવાકરશ્રીના નવા તર્કવાદ સામે ચર્ચા કરતા કે તમે કહ્યું છે તે સૂત્રમાં ક્યાં લખ્યું છે? અને સૂત્રના શબ્દ વિરુદ્ધ કહેવું એ તો તીર્થંકરની આશાતના છે. એવું કહેનારના મતની સમીક્ષા કરતાં દિવાકરશ્રી તેઓને ઉદ્દેશી કહે છે કે તીર્થંકરની આશાતનાથી ડરનાર અને સૂત્રાક્ષરને વળગી રહેનાર કેટલાક આચાર્યો કેવળજ્ઞાન-કેવળદર્શનનો ભેદ માને છે ઇત્યાદિ. દિવાકરશ્રીના આ કથનમાં કટાક્ષ એ લાગે છે કે તીર્થંકરની આશાતનાના ભયથી માત્ર સૂત્રાક્ષરને વળગી રહેવું અને તેનું મર્મ ન વિચારવું કે તર્ક ન વાપરવો એ ક્યાંનો ન્યાય? ખરું. વિચાર અને તર્કને અયોગ્ય રીતે દાબી દેવામાં જ તીર્થંકરની આશાતના છે. દિવાકરશ્રી કેવળજ્ઞાન-કેવળદર્શનના અભેદનો પોતાનો પક્ષ સ્થાપતાં આગમમાં દેખાતા તેથી વિરુદ્ધ પાઠોનું સમાધાન કરતાં કહે છે કે સૂત્રોમાં અભેદપક્ષ વિરુદ્ધ જે જે કથનો છે તે અન્ય દર્શનોનાં મંતવ્યોનું માત્ર નયદૃષ્ટિએ વર્ણન છે, સ્વસિદ્ધાન્ત નથી. માટે સૂત્રોનું વ્યાખ્યાન કરતી વખતે માત્ર શબ્દસ્પર્શથી કામ ન ચાલે. ખરો જાણકાર હોય તો તે પૂર્વાપર અર્થની ઊંડી વિચારણા કરીને જ સૂત્રાર્થનું કથન કરે, એમ ને એમ નહિ. વળી, જેઓને નવી વિચારણામાં મિથ્યાદૃષ્ટિની ગંધ આવતી તેઓને ઉદ્દેશી દિવાકરશ્રી કહે છે કે મેં જે રીતે કહ્યું છે તે રીતે જિનકથિત તત્ત્વો ઉપર શ્રદ્ધા રાખનારનું જ્ઞાન એ જ સમ્યગ્દર્શન છે. તત્ત્વોનું વાસ્તવિક જ્ઞાન હોય તો સમ્યગ્દર્શન નિયમથી આવી જાય છે, પણ વાસ્તવિક જ્ઞાન ન હોય તો સમ્યગ્દર્શન શી રીતે આવે? ખરી રીતે સમ્યગ્જ્ઞાન એ જ સમ્યગ્દર્શન છે. તેથી એવું જ્ઞાન મેળવવાના પ્રયત્ન વિના સમ્યગ્દર્શનનું અભિમાન રાખવું અને એવા જ્ઞાન માટે પ્રયત્નશીલને મિથ્યાદૃષ્ટિ કહેવો એ ક્યાંનો ન્યાય? જેઓ સૂક્ષ્મ વિવેચના કર્યા વિના જ આગમનું જ્ઞાન મેળવતા અને પોતાને આગમજ્ઞ માનતા તેઓને તેઓશ્રી કહે છે કે જુદી જુદી નયદૃષ્ટિવાળાં સૂત્રોને માત્ર ભણી જેઓ પોતાને સૂત્રધર કહેવરાવવામાં સંતોષ માને છે અને એ નયવાદની યોગ્ય મીમાંસા નથી કરતા તેઓ અજ્ઞ છે. સંપૂર્ણ નયવાદનું જ્ઞાન એ જ નિર્દોષ સમ્યગ્દર્શન છે; એ વિનાના માત્ર આત્મોત્કર્ષથી પોતાની પ્રશંસા કરતા કરતા છેવટે નષ્ટ થાય છે. કેટલાકો પોતાને શાસનભક્ત અને સિદ્ધાંતજ્ઞ માની દિવાકરશ્રી જેવા સૂક્ષ્મ દ્રષ્ટાને શાસનનાશક અથવા શુષ્ક તાર્કિક

કહેતા. તેઓને લક્ષીને દિવાકરશ્રી કહે છે કે, ભાઈઓ! માત્ર સિદ્ધાંતજ્ઞ થવાથી તેની પ્રરૂપણા કરવા જેટલી સ્થિરબુદ્ધિ નથી આવી શકતી. વળી આગળ વધી તેઓ કહે છે કે માત્ર સૂત્રપાઠથી અર્થનો ઠીક બોધ નથી થતો. એવો બોધ કઠિન નય-વાદની અપેક્ષા રાખતો હોવાથી દુર્ગમ છે. તેટલા માટે સૂત્રપાઠી દરેક જણે અર્થ-જ્ઞાન મેળવવા પ્રયત્નશીલ થવું. જે આચાર્યો અશિક્ષિત અને છતાં ધૃષ્ટ છે તેઓ ભગવાનની આજ્ઞાને અવગણે છે. છેવટે કેટલાકની બહારની ધમાલ અને મોટપનો દાવો જોઈ દિવાકરશ્રી દુઃખપૂર્વક કહે છે કે જેઓ વિચાર વિના જ ઘણાં પોથાં વાંચી પોતાને બહુશ્રુત માને છે, જેઓ મોટા શિષ્યપરિવારને લીધે પોતાને બહુસંમત માનવાની ભૂલ કરે છે, તેઓ શાસ્ત્રમાં સ્થિરમતિ ન થતા ઊલટા સિદ્ધાંતદ્રોહી બને છે.

દિવાકરશ્રીના આટલા પ્રાસંગિક ઉદ્ગારોથી એ સ્પષ્ટ થાય છે કે સન્મતિની રચના એ મુખ્યપણે શ્રમણ સંઘમાં પ્રજ્ઞાબળ પ્રેરવા માટે થયેલી છે; પરન્તુ એ ઉપરાંત એ રચનાનો બીજો પણ ઉદ્દેશ હતો અને તે એ છે કે જૈન તત્ત્વોનું જૈનેતર વિદ્વાનોમાં જ્ઞાન ફેલાવવું અને જેઓ જૈન સિદ્ધાન્તો ઉપર આક્ષેપો મૂકતા તેઓને સચોટ ઉત્તર આપવો. આપણે સન્મતિની નય, જ્ઞાન અને જ્ઞેયની પ્રરૂપણાઓમાંથી નય અને જ્ઞેયની પ્રરૂપણાઓમાં સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે એ બીજો ઉદ્દેશ સિદ્ધ કરવા દિવાકરશ્રીનું ખાસ લક્ષ્ય હતું. તેથી જ તેઓએ નયવાદનુ સુંદર પૃથક્કરણ કરી ઉપલબ્ધ તત્કાલીન સમગ્ર દર્શનોને સ્યાદ્વાદની સાંકળની કડીઓ જેવા ભિન્ન ભિન્ન નયોમાં યોગ્ય રીતે ગોઠવ્યા છે અને તે રીતે તેની મહત્તા આંકી છે. જે દર્શનો માત્ર પોતાની પ્રરૂપણા સિવાય બીજી પ્રરૂપણાઓને ઘટતું સ્થાન નથી આપતાં તે બધાંને તેઓએ એકતરફી અને અધૂરાં સાબિત કરવાનો ખાસ પ્રયત્ન કર્યો છે અને નયવાદનું તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં કેવું સ્થાન છે એ સમજાવવા પ્રબળ પુરુષાર્થ દાખવ્યો છે. જેઓ વગર સમજ્યે અનેકાંતનો ઉપ-હાસ કરતા તેઓને તેનું સ્વરૂપ સમજાવવા આકર્ષક ચર્ચા કરી છે અને છેવટે કહ્યું છે કે જેના વિના વ્યવહારનું એક પણ કામ સિદ્ધ નથી થઈ શકતું એવા અનેકાંતવાદને નમસ્કાર હો.

બારીકીથી જોતાં ખરેખર એમ લાગે છે કે નય અને અનેકાંતવાદને સ્પષ્ટ સમજાવવા અને જૈન તત્ત્વજ્ઞાનની એ વિશેષતાને સર્વગમ્ય કરવા સૌથી પહેલાં બુદ્ધિ અને તર્કસિદ્ધ જો કોઈ પ્રયત્ન થયો હોય તો તે દિવાકરશ્રીનો જ પ્રયત્ન છે. દિગંબરાચાર્ય સમંતભદ્રની આપ્તમીમાંસા અને શ્વેતાંબરાચાર્ય હરિભદ્રની અનેકાંતજયપતાકા વગેરે કૃતિઓ એ પાછળના પ્રયત્નો છે.

## દિવાકરશ્રીનો અને સન્મતિનો પ્રભાવ

વીર અને વિદ્વાન પુરુષની પ્રભા કાંઈ પોતાના જ કુલને વ્યાપીને અટકતી નથી; એ તો સહસ્રકિરણ સૂર્યની પેઠે બધી દિશાઓને ઝગઝગાવી મૂકે છે. દિવાકરશ્રી પોતાની પરંપરામાં તો ગવાયા જ છે, પણ એમના તેજોબળથી આકર્ષાયેલા બીજા બીજા વિદ્વાન આચાર્યોએ પણ એમનું ગુણગાન કરવું વિસાર્યું નથી. હરિવંશપુરાણના કર્તા મહાકવિ જિનસેનાચાર્ય (પ્રથમ) પોતાના એ ગ્રંથની પ્રસ્તાવનામાં જ્યાં મોટા મોટા પ્રભાવશાળી આચાર્યોનું અને કવિઓનું સ્મરણ કરે છે ત્યાં તેમણે અત્યંત આદર સાથે દિવાકરશ્રીને પણ સ્તવેલા છે. એ ઉપરાંત આદિપુરાણના પ્રણેતા બીજા જિનસેનસૂરિ, સિદ્ધિવિનિશ્ચયના ટીકાકાર અનંતવીર્ય અને પંડિત લક્ષ્મીભદ્ર વગેરે દિગંબર પંડિતોએ પોતપોતાની કૃતિઓમાં દિવાકરશ્રીના નામને અતિ ઉચ્ચ સ્થાને સ્થાપેલુ છે. દિવાકરશ્રીની જેમ એમની કૃતિઓનો પણ કાંઈ ઓછો પ્રભાવ વિસ્તરેલો નથી. તત્ત્વાર્થરાજવાર્તિકના પ્રણેતા ભટ્ટ અકલંકદેવે દિવાકરશ્રીના એક પ્રસિદ્ધ પદ્ય દ્વારા પોતાના વાર્તિકને શોભાવ્યું છે. તત્ત્વાર્થશ્લોકવાર્તિકના કર્તા શ્રી. વિદ્યાનંદ સ્વામી અપરનામ પાત્રકેસરીજીએ એ વાર્તિકની વ્યાખ્યામાં પોતાના વચનના દૃઢીકરણ માટે સન્મતિની ગાથાને ઉદ્ધરીને સન્મતિના પ્રામાણ્યનું બહુમૂલ્ય આંકી બતાવ્યું છે. સિદ્ધિવિનિશ્ચય ટીકામાં પણ આચાર્ય અનંતવીર્ય સન્મતિની ગાથાને વિસારતા નથી. દિવાકરશ્રીની કૃતિનો પ્રભાવ કાંઈ આટલેથી જ અટક્યો નથી, પણ વિશેષ વિચારતા એમ પણ ભાસે છે કે પ્રસિદ્ધ તાર્કિક આચાર્ય અકલંક ભટ્ટની લઘીયસ્ત્રય એ જાણે સન્મતિનું પ્રતિબિંબ જ ન હોય! આમ ચારે કોર દિવાકરશ્રી અને સન્મતિનો પ્રભાવ વિસ્તરેલો જોઈએ છીએ, ત્યારે આ એક નવાઈ જેવું લાગે છે કે એમની સન્મતિ અને ન્યાયાવતાર સિવાયની બીજી કોઈ કૃતિ ઉપર કોઈએ સાધારણ ટિપ્પણી સરખી પણ કરી નથી. સંભવ છે કે સિદ્ધસેનની તર્કસમીક્ષારૂપ ાયનગારીને લીધે લોકો ભડક્યા હોય અને તેમના પ્રતિભાપૂર્ણ પાંડિત્યને લીધે મુગ્ધ થયા હોય એથી તેઓએ દિવાકરશ્રી અને તેમની કૃતિને ભલે અભિનંદી હોય, પણ પેલી ભડકામણને લીધે તેઓ દિવાકરશ્રીની મહત્તાપૂર્ણ એ બત્રીસીઓને સ્પર્શ કરતાં અચકાયા હોય. વધુ સંભવ તો એ છે કે એ બત્રીસીઓને કોઈ વિરલ પુરુષે જ વાંચી હશે અને એથી જ આજે એ બધી અશુદ્ધ રીતે ઉપલબ્ધ છે કે જેમાં ૩૨-૩૨ શ્લોકની માત્ર એકવીશ બત્રીસીઓ છતાંય એના શુદ્ધ સંસ્કરણ માટે ખાસા બત્રીસ માસ તો સહેજે વીતી જાય અને બીજો આયાસ થાય તે તો વળી જુદો જ. હવે તો દેશમા અજ્ઞાનતાના ધૂમસને

દૂર કરવા, લોકોમાં ચૈતન્ય પ્રેરવા અને સામાજિક અંધ વાતાવરણની ઠંડીને ઉડાડવા એમની એ ચિનગારીઓને ચેતવવી આવશ્યક છે.

બીજી કૃતિઓ

સન્મતિ ઉપરાંત બીજી પણ કૃતિઓ દિવાકરશ્રીની છે. બીજી કુલ કેટલી કૃતિઓ રચેલી તે જાણવાનુ અત્યારે કોઈ સાધન નથી, પણ એ બત્રીસ બત્રીસીઓમાં જો ન્યાયાવતાર ન આવતો હોય તો તે અને કલ્યાણમંદિર સ્તોત્ર પણ તેઓની કૃતિઓમાં ગણવાં જોઈએ. તેઓને નામે ચડેલી કે મનાતી બીજી કેટલીક કૃતિઓ સભળાય છે, પણ તેમાં વજૂદ જણાતુ નથી. અત્યારે તેઓશ્રીની નિશ્ચિત કૃતિઓમાથી ઉપલબ્ધ તો સન્મતિ ઉપરાત ફક્ત એકવીસ બત્રીસીઓ, ન્યાયાવતાર અને કલ્યાણમદિર છે. સન્મતિ અને બીજી કૃતિઓ વચ્ચે મુખ્ય તફાવત ભાષા અને વિષય બન્નેનો છે, કારણ કે બાકીની બધી કૃતિઓ સંસ્કૃતમાં જ છે.

બત્રીસીઓ કોઈ એક ખાસ વિષય ઉપર નથી, પણ તે જુદા જુદા વિષય ઉપર લખાયેલી છે. શરૂઆતની કેટલીક બત્રીસીઓમાં ભગવાન મહાવીરની અનુપમ સ્તુતિ છે, ત્યાર પછી કેટલીકમા જૈનેતર દર્શનોનું વર્ણન છે. એકમાં વાદકળાનું મર્મ અને વળી એકમાં વિવાદની દુર્દશાનુ ચિત્ર છે. ન્યાયાવતારમાં જૈનન્યાયની સ્થાપના અને કલ્યાણમંદિરમાં પ્રભુ પાર્શ્વનાથની સ્તુતિ છે. ભારતીય સમગ્ર દર્શનોનો અભ્યાસ કરવા માટે ગ્રથ રચનાની પ્રેરણા આચાર્ય હરિભદ્રને કે માધવાચાર્યને દિવાકરશ્રીની ભિન્ન ભિન્ન દર્શન ઉપરની પ્રૌઢ બત્રીસીઓમાંથી મળી હોય તેમ સ્પષ્ટ લાગે છે. સન્મતિનો શુદ્ધ વિષય જૈન તત્ત્વજ્ઞાનનો છે, જ્યારે બત્રીસીઓનો મુખ્ય વિષય ભારતીય સમગ્ર દર્શનોની મીમાંસા અને તેનુ નિરૂપણ એ છે.

દાન, શીલ, તપ અને ભાવના સંસ્કારોમાં જૈનોનું વારસાગત ચઢિયાતાપણુ કબૂલ કરવામાં આવે તો બૌદ્ધિક સસ્કારોનુ તેવું ચઢિયાતાપણુ બ્રાહ્મણ જાતિનુ કબૂલ કરવું જોઈએ—એ વાતની સાક્ષી અનેક બ્રાહ્મણ જૈનાચાર્યોની કૃતિઓ પૂરે છે. વૈશ્ય જાતીય શ્રીમાન્ હેમચદ્ર અને યશોવિજયજી જેવા તો અપવાદ માત્ર ગણાય. દિવાકરશ્રી જન્મે બ્રાહ્મણ જાતિના અને પોતાની જ પરંપરામાં વ્યાકરણ, કાવ્ય, વેદ અને ઉપનિષદ ઉપરાંત તત્કાલીન સમગ્ર વૈદિક દર્શનોને તેમ જ બૌદ્ધ દર્શનને પી ગયેલા. એમનો સંસ્કૃતભાષા ઉપરનો કાબૂ અને કવિત્વ એમની કૃતિઓમા ચમત્કારક રીતે નજરે પડે છે. પૂર્વાશ્રમના દાર્શનિક પ્રૌઢ અભ્યાસે તેઓની બુદ્ધિને તીક્ષ્ણ અને દર્પણ જેવી સ્વચ્છ બનાવી હતી. હૃદય તેઓનુ સરળ અને ગુણપક્ષપાતી હતુ. પરીક્ષાશક્તિ અને

નિર્ભયતા તેઓમાં સ્વત સિદ્ધ હતાં. તેથી જૈન આગમ જોતાવેંત જ બીજા કોઈ સાધારણ વિદ્વાનને ન ભાસે એવું ભગવાન–ભાષિત તત્ત્વ તેમની પ્રતિભાને ભાસ્યું અને તેમની વિરક્તવૃત્તિ સાથે નિર્ભયતા જાગી ઊઠી. પરિણામે તેઓએ દીર્ઘતપસ્વી મહાવીરનું શાસન સ્વીકાર્યું અને પોતાની સમગ્ર શક્તિ એ શાસનને અર્પી, તેની વ્યવસ્થા અને પ્રભાવના કરવામાં જ પોતાના પાંડિત્યનો ઉપયોગ કર્યો

એમની બત્રીસીઓ વાંચતાં ઉપરની બધી હકીકત સ્પષ્ટ જણાઈ આવે છે. અહિંસા અને અનેકાંતનુ બીજાને ભાગ્યે જ સમજાયેલુ તત્ત્વ તેઓને સરળતાથી સમજાયુ. તેથી જ તેઓ દીર્ઘતપસ્વીના બુદ્ધિગમ્ય તત્ત્વસિદ્ધાંતો ઉપર ફિદા થઈ એમની ગદ્‌ગદ ભક્તિથી સ્તુતિ કરવા મંડી ગયા. એ સ્તુતિમાં પણ તેમણે પોતાનો બુદ્ધિપ્રભાવ અને તર્કવાદ સ્પષ્ટ કર્યો છે. એ સમજવા કેટલાંક બત્રીસીઓમાંનાં પદ્યો લેખના અંતમાં અર્થ સહિત નમૂનારૂપે આપવામાં આવે છે, જેને વાંચતા વાચકોને દિવાકરશ્રીના વિશિષ્ટ વ્યક્તિત્વની ખાતરી થશે અને તેમનુ હાર્દ સમજાશે.

**સન્મતિનો પ્રચાર ઓછો કેમ છે અને હવે તે વધે કેમ ?**

એકંદર રીતે જોતા પ્રવચનસાર અને સન્મતિતર્ક એ બન્ને ગ્રંથો મહત્ત્વના છતાં તેમાં સન્મતિતર્કનું જ સ્થાન મુખ્ય આવે છે બેમાંથી અભ્યાસ માટે જો એકની જ પસંદગી કરવી હોય તો સન્મતિતર્કની જ પસંદગી વિશેષ ફળદ્રુપ છે. પ્રવચનસારની પદ્યરચના કરતાં સન્મતિની પદ્યરચના પણ વિશેષ ધ્યાન ખેંચે તેવી છે, છતાં સન્મતિતર્કના અભ્યાસી પ્રવચનસારની ઉપેક્ષા કરે તો ઘણું જ ગુમાવે એ ચોખ્ખું છે.

પ્રવચનસાર કરતાં સન્મતિતર્કનુ સ્થાન વિશિષ્ટ હોવા છતાં અને બન્ને મૂળ ગ્રંથોનું પ્રમાણ લગભગ સરખું હોવા છતાં અભ્યાસક્રમમાં પ્રવચનસાર જેટલો વધારે પ્રચલિત છે તેટલો વધારે સન્મતિતર્ક અપ્રચલિત છે, તેનાં શાં કારણો ? એ પ્રશ્ન થવો સ્વાભાવિક છે. ઉત્તર સ્પષ્ટ છે. પ્રવચનસારમાં માત્ર પ્રાચીન પદ્ધતિને અનુસરી જૈન તત્ત્વો નિરૂપવામાં આવ્યાં છે. જ્યારે સન્મતિતર્કમાં તત્ત્વોનું નિરૂપણ નવીન રીતે કરવામાં આવ્યું છે. તેથી નવીન વિચારને અને નવી પદ્ધતિને સહન ન કરી શકનાર પ્રાચીન વર્ગે એ મહત્ત્વપૂર્ણ ગ્રંથથી જોઈતો લાભ ન ઉઠાવ્યો. બીજું કારણ એ છે કે પ્રવચનસાર ઉપરની ટીકાઓ બહુ મોટી કે ભણનારને મૂંઝવે તેવી નથી; જ્યારે સન્મતિની ઉપલબ્ધ ટીકા અસાધારણ મહત્ત્વપૂર્ણ છતાં અતિવિસ્તીર્ણ અને સાધારણ

અભ્યાસી માટે અગમ્ય હોવાથી તે મૂળના અભ્યાસમાં દરેકને સાધક થતી નથી. ત્રીજું કારણ પ્રવચનસારીય મૂળ અને ટીકા જૂની-નવી દેશી ભાષાઓમાં અનુવાદિત છે, તેથી ગમે તે જિજ્ઞાસુ તેને વાંચી અને ભણી શકે છે, જ્યારે સન્મતિતર્કની બાબતમાં તેમ નથી. તેની ટીકાની વાત તો બાજુએ રહી, પણ એવડા નાનકડાશા મૂળ ગ્રંથનો જૂની કે નવી કોઈ પણ દેશી ભાષામાં અનુવાદ આજ સુધી ક્યારેય થયો હોય એમ જાણવામાં નથી; કોઈ લેખકે જૂના વખતમા એના ઉપર સંક્ષિપ્ત ટબો સુધ્ધાં લખ્યો નથી. આ અને આનાં જેવાં બીજાં અનેક કારણોથી એ અસાધારણ ગૌરવવાળા ગ્રંથથી માત્ર ગૃહસ્થવર્ગ જ નહિ, પણ જ્ઞાન અને ત્યાગપ્રધાન ભિક્ષુવર્ગ સુધ્ધાં મોટે ભાગે અજાણ રહ્યો છે.

જૈનતર્કના સ્વયંભૂ સમ્રાટ ઉપાધ્યાય શ્રીયશોવિજયજીને કોણ નથી જાણતુ? તેઓશ્રી દ્રવ્યગુણપર્યાયના રાસમાં સ્પષ્ટ કહે છે કે જેઓ દ્રવ્યાનુયોગનો વિચાર નથી કરતા અને ક્રિયાકાંડમા જ મચ્યા રહે છે તેઓ નિશ્ચયશુદ્ધ ચારિત્રનુ સ્વરૂપ જ નથી જાણતા. એ રીતે દ્રવ્યાનુયોગ-તત્ત્વચિંતનના અભ્યાસનું મહત્ત્વ બતાવી તેઓએ કહ્યુ છે કે તે માટે સન્મતિતર્ક વગેરે ગ્રંથો શીખવા અને તેનું મનન કરવું. ખરેખર, ઉપાધ્યાયજીની તીક્ષ્ણ દૃષ્ટિ વસ્તુસ્થિતિનો સ્પર્શ કરે છે, પણ બહારની ધમાધમ અને ઉપરની ટાપટીપમાં રસ લેનાર ત્યાગપ્રધાન ભિક્ષુવર્ગનો મોટો ભાગ એ વસ્તુથી બહુ વેગળો હોય એમ લાગે છે; નહિ તો સન્મતિતર્કના નાનામોટા અનેક અનુવાદો અનેક ભાષાઓમાં ક્યારનાયે થયા હોત અને આજે તેનું પાઠ્યક્રમમાં આકર્ષક સ્થાન હોત.

ઉપાધ્યાયજીએ સન્મતિતર્કનો જેટલો છૂટથી ઉપયોગ કર્યો છે, જેટલી તે ઉપર વિચારણા કરી છે અને તે ઉપર છૂટુંછવાયું જેટલુ લખ્યુ છે તે સન્મતિતર્કના સ્વાભાવિક ગૌરવને શોભાવે તેવું છે ન્યાયાંભોનિધિ વિજયાનંદસૂરીશ્વરે ઉપાધ્યાયજી પછી એ ગ્રંથને સંપૂર્ણ જોયેલો છે એવા નિશ્ચિત પ્રમાણો અમને મળ્યાં છે. શ્રીમદ્ રાજચંદ્રે સન્મતિતર્કનું ગૌરવ ખૂબ ગાયું છે, પણ કોઈએ એને ભાષામા ઉતાર્યો નથી. એ ગ્રંથનું વસ્તુ અને તેનું ગૌરવ સર્વગમ્ય થવા માટે તેના સરળ અનુવાદની જ ખાસ જરૂર છે. જો એ ગ્રંથનો મધ્યમ પરિમાણનો અનુવાદ થઈ બહાર પડી શકે તો અમારી ખાતરી છે કે જેમ તત્ત્વાર્થ સર્વત્ર પઠનપાઠનમાં છે તેમ સન્મતિતર્ક પણ એ કક્ષામાં આવે; એટલું જ નહિ, પણ યુનિવર્સિટી સુધ્ધામાં દાખલ થાય. એનો પ્રાંજલ અનુવાદ વિદેશી વિદ્વાનોને પણ ખરેખર આકર્ષશે. એવો અનુવાદ

કરવાની બહુ જૂની અને બળવતી ધારણાએ જ સન્મતિતર્કના સંપાદન-કાર્યમાં અમને પ્રેર્યા છે અને બાંધી રાખ્યા છે.

### ઉપલબ્ધ ટીકા અને તેનું મહત્ત્વ

અત્યારે સન્મતિતર્કની એક જ ટીકા સુલભ છે અને તે તાર્કિક અભય-દેવની. આ ટીકા પહેલાં બીજી ઘણી ટીકાઓ તેના ઉપર લખાયેલી, પણ અભયદેવ પછી સન્મતિ ઉપર બીજા કોઈએ ટીકા લખી જણાતી નથી. શ્રી. અભયદેવ પહેલાં રચાયેલી ઘણી ટીકાઓમાં એક શ્વેતાંબરાચાર્ય તાર્કિક મલ્લવાદીની અને બીજી દિગંબરાચાર્ય સુમતિની હોવાનાં પ્રમાણો મળે છે. આ બે ઉપરાંત બીજી ટીકાઓ હતી કે નહિ? અને હતી તો કોની કોની રચેલી? વગેરે પ્રશ્નો હજી વિચારવાના બાકી જ છે. તેવી જ રીતે જેમ દિગંબરાચાર્ય અકલંકે પોતાના પ્રકરણો ઉપર સ્વોપજ્ઞ લઘુવૃત્તિઓ રચેલી છે તેમ ખુદ દિવાકરશ્રીએ પોતાના સન્મતિતર્ક ઉપર નાનીમોટી કોઈ સ્વોપજ્ઞ વૃત્તિ રચેલી હોવી જોઈએ એવી પ્રો. લૉયમનની સંભાવના પણ ખાસ વિચારણીય હોઈ સંશોધનનો વિષય છે. ગમે તેમ હો, પણ આજે તો એકમાત્ર શ્રી. અભયદેવની ટીકા જ સન્મતિતર્કમાં પ્રવેશ કરવાનું દ્વાર છે.

ટીકાનો સામાન્ય અર્થ એટલો જ છે કે તેના વડે મૂળ ગ્રંથમાં પ્રવેશ કરવો. અલબત્ત, એ રીતે જોતાં ટીકા એ મૂળ ગ્રંથરૂપ નગરનું દ્વાર કહેવાય, પણ પ્રસ્તુત ટીકાને માત્ર દ્વાર કહેવું કે નહિ તે એક ખાસ સવાલ છે. સબબ એ છે કે પ્રસ્તુત ટીકા જેમ પ્રમાણમા અતિવિશાળ છે તેમ મૂળ ગ્રંથમાં સ્પષ્ટ રીતે નહિ આવતા એવા અનેક નાનામોટા દાર્શનિક વિષયોની વિસ્તૃત અને સૂક્ષ્મ ચર્ચાથી ભરેલી છે. તેથી એ ટીકા જ એક સ્વતંત્ર ગ્રંથ બની ગયેલ છે. એ ટીકા દ્વારા મૂળ ગ્રંથમાં પ્રવેશ થવાનો વાસ્તવિક સંભવ હોવાથી એ ટીકા મૂળ ગ્રંથનું દ્વાર છે; છતાં એ સ્વતંત્ર અધ્યયનની યોગ્યતા ધરાવતી હોવાથી મૂળ ગ્રંથની પેઠે એક સ્વતંત્ર જ કૃતિ છે, એમ કહેવું જરાયે અસ્થાને નથી.

૧૬૭ પદ્યો ઉપર પચીસ હજાર શ્લોકની પ્રસ્તુત ટીકામાં શ્રી. અભયદેવ-સૂરિએ પોતાના સમય સુધીમાં પ્રસિદ્ધ એવા તમામ ભારતીય દાર્શનિક વિષયોનો સંગ્રહ બહુ ખૂબીથી કર્યો છે, અને દરેક વાદને અંતે મૂળ ગ્રંથના પ્રતિપાદ્ય વિષય અનેકાન્તવાદનું સમર્થન કરી પોતાની ટીકાને મૂળ ગ્રંથના ધ્યેયની સાધક બનાવી છે.

એક રીતે પ્રસ્તુત ટીકામાંની દાર્શનિક વિષયો ઉપરની લાંબી ચર્ચાઓ

સાધારણ બુદ્ધિવાળા માટે અગમ્ય હોવાથી એ ટીકા કેટલાકને બહુ ઉપયોગી ન લાગે એવો પણ સંભવ છે, છતાં ખરી રીતે એથી એનું મહત્ત્વ ઘટતું નથી, ઊલટું તે વધારે સિદ્ધ થાય છે. જગતમાં કાંઈ દરેક વસ્તુ સર્વભોગ્ય જ નથી હોતી અથવા જે સર્વભોગ્ય ન હોય અગર તો અલ્પભોગ્ય હોય તેની કિંમત ઓછી એવો પણ નિયમ બાંધી ન શકાય. ખરી વસ્તુસ્થિતિ એવી છે કે પ્રત્યેક વસ્તુનું મહત્ત્વ તેની કક્ષાના પ્રયોજનની સિદ્ધિ ઉપરથી જ અંકાવું જોઈએ આ દૃષ્ટિએ જોતાં શ્રી. અભયદેવની ટીકાનું સ્થાન તેના ઉદ્દેશ પ્રમાણે બહુ ઊંચું છે. બૌદ્ધદર્શન, ભિન્ન ભિન્ન વૈદિક દર્શનો અને દિગંબર સંપ્રદાયના નવમા સૈકા સુધીના જે મોટા મોટા આકર ગ્રંથો હતા તે બધાના સંપૂર્ણ વિષયોનો સંગ્રહ કરી તેના ઉપર જૈનદૃષ્ટિએ ચર્ચા કરવી અને છેવટે અનેકાંતવાદનું સ્થાપન કરવુ એ જ શ્રી અભયદેવસૂરિનો ઉદ્દેશ તે ટીકા રચવામાં હતો, અને, પ્રો. લૉયમન પોતાનો અભિપ્રાય જણાવે છે તે પ્રમાણે, તે ઉદ્દેશ ખરેખર અભયદેવસૂરિએ સિદ્ધ કર્યો છે. તેમના પોતાના સમય પહેલાં સસ્કૃત દર્શનસાહિત્યમાં આકર ગ્રથોનું પ્રમાણ વધારેમાં વધારે ૧૮૦૦૦ શ્લોક જેટલું વધ્યું હતું. બૌદ્ધદર્શનનો મહાન્ ગ્રથ તત્ત્વસંગ્રહ લો કે વૈદિક દર્શનોનાં વાર્તિક આદિ કોઈ ગ્રથો લો, દિગંબરાચાર્યના માર્ત્તંડાદિ ગ્રથો લો કે શ્વેતાંબરાચાર્યના નયચક્ર આદિ ગ્રથો લો. એ બધા લગભગ અઢાર હજાર શ્લોકપ્રમાણ છે. તે બધાથી કદ મોટું કરી પૂર્વકાલીન સમગ્ર ચર્ચાઓનો સમાવેશ કરી અભયદેવસૂરિએ ૨૫૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી અને તેને દાર્શનિક સર્વ વિષયોનું સંગ્રહસ્થાન બનાવ્યું આવો મહાન ઉદ્દેશ સિદ્ધ કરવા જતાં ટીકાનું પ્રમાણ વધે એ સ્વાભાવિક છે. જો એનો એટલો વિસ્તાર કરવામાં તેઓએ કૃપણતા કરી હોત તો દશમા સૈકા સુધીના ભારતીય સમગ્ર દાર્શનિક વિષયોની વિકસિત ચર્ચા એક સ્થળે આપણને ભાગ્યે જ જોવા મળત. તેથી ટીકાનો વિસ્તાર એ એનું ખરું મહત્ત્વ છે, કારણ કે તેથી જ તેનો ઉદ્દેશ સધાય છે.

અગિયારમા સૈકા પછી શ્વેતાબર સાહિત્યમાં એવા પણ ગ્રંથો રચાયા છે કે જે કદમાં પ્રસ્તુત ટીકા કરતાં ત્રણ ગણા છે, છતાં એ મહાકાય ગ્રંથો અભયદેવસૂરિના સર્વસંગ્રહના ઋણી છે, કારણ કે પ્રસ્તુત ટીકામાં સંગૃહીત થયેલ વિષયો તેમને સરળતાથી મળી ગયા છે. એક બીજી દૃષ્ટિએ પણ પ્રસ્તુત ટીકાનુ મહત્ત્વ છે, અને તે એ કે દશમા સૈકા પછીના ગ્રંથોની જેમ તેમાં શબ્દાડંબર નથી. એમાં ભાષાનો પ્રસન્ન પ્રવાહ શરદૃઋતુના નદીપ્રવાહની જેમ વહે જ જાય છે.

## ભારતીપૂજામાં ગૂજરાતનો ફાળો

સાહિત્યનાં સર્જન, રક્ષણ અને વિસ્તારમાં આ દેશના બીજા ભાગોને મુકાબલે ગૂજરાતનું સ્થાન ક્યાં છે એનુ સ્પષ્ટ અને વિસ્તૃત ભાન તો ગૂજરાતીઓને જાગ્રત કરી પુરુષાર્થની દિશામાં પ્રેરે તેવું અને ઇતર પ્રાન્તના દેશવાસીઓને ગૂજરાત પ્રત્યે બહુમાનશીલ કરે તેવું અવશ્ય છે, પણ એ વિશેની ગંભીર અને વિસ્તૃત માહિતીમાં અત્રે ન ઊતરતાં ટૂંકમાં એટલું જણાવી દેવુ બસ થશે કે ભારતીમંદિરમાં સાહિત્યોપાસનાનું નૈવેદ્ય ધરવામાં પોતપોતાની ઢબે બીજા પ્રાંતોએ જે શ્રદ્ધાપૂર્વક ભાગ લીધો છે તેવો ભાગ લેવામાં વૈશ્યવૃત્તિપ્રધાન ગૂજરાત જરાયે પાછું નથી રહ્યું; બલ્કે ઘણા અંશોમાં તો તેનું વ્યક્તિત્વ માત્ર નિરાળું જ નહિ, પણ બીજા પ્રાંતો કરતાં ચઢિયાતુંયે છે.

જૂના યુગને બાદ કરી ઐતિહાસિક યુગ તરફ આવી પૂર્વ અને ઉત્તર હિંદુસ્તાનના વિદ્વાનોને જોઈએ છીએ તો તેઓ વ્યાકરણ, કોષ, કાવ્ય, નાટક, અલંકાર, દર્શન, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, નીતિ, ધર્મશાસ્ત્ર, સંગીત, શિલ્પ, જ્યોતિષ, ચિકિત્સા આદિ અનેક સાહિત્યની શાખાઓના મૌલિક તથા ટીકાત્મક ગ્રંથો રચી વિશ્વભારતીને ભેટ કરતા નજરે પડે છે દક્ષિણ હિંદુસ્તાનના બ્રાહ્મણ વિદ્વાનો પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસાના જગદાકર્ષક ભાષ્ય અને ટીકાગ્રંથો રચીને સરસ્વતીની આરાધના કરતા નજરે પડે છે, તેમ જ તે ભાગના જૈન વિદ્વાનો આગમિક અનેકાન્તવાદને તાર્કિકપદ્ધતિએ વિશદ કરતા ગ્રંથોને રચી જુદી જ રીતે સરસ્વતીની સેવા કરતા નજરે પડે છે. કાશ્મીરના વિદ્વાનો વળી તંત્ર, શૈવ અને પાશુપતદર્શન વિશે અનુપમ સાહિત્ય નિર્માણ કરી કાવ્ય અને અલંકારના પ્રદેશમા અદ્ભુત પ્રતિભાદર્શક કૃતિઓ સરજી શારદાને પ્રસન્ન કરી રહ્યા છે, ત્યારે ગૂજરાતના સુપુત્રો પણ લગભગ સાહિત્ય અને કળાની પ્રાચીન બધી શાખાઓમાં ગૌરવ પ્રાપ્ત કરે તેવી કૃતિઓ બનાવી વાગ્દેવીની અભ્યર્ચના કરતા દેખાય છે.

સાહિત્યનાં સર્જન, સંગ્રહ અને રક્ષણમાં ગૂજરાતના બ્રાહ્મણ સંપ્રદાયે કે શ્રમણ સંપ્રદાયે અને શ્રમણ સંપ્રદાયમા પણ જૈન કે બૌદ્ધે કેટકેટલો ભાગ આપ્યો એનું પૃથક્કરણ અત્યારે અનાવશ્યક છે. અત્યારે તો એમ જ માનવું જોઈએ કે એ બધો ફાળો ગૂજરાતે આપેલો ફાળો જ છે, અને તેમાં જ ગૂજરાતનું વિશિષ્ટ વ્યક્તિત્વ અને ઉદારત્વ છે.

જ્યારે પૂર્વ, ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનના બ્રાહ્મણ વિદ્વાનો જ મુખ્ય

ભાગે પોતાની પ્રતિભા અને વિદ્યાવ્યાસંગનું અદ્‌ભુત નિદર્શન દાર્શનિક અને તાર્કિક ગ્રંથો મારફત કરાવી રહ્યા છે, ત્યારે ગૂજરાતના જૈન શ્રમણો જ દાર્શનિક અને તાર્કિક પ્રદેશમાં પોતાની ગંભીર વિચારણાનું પ્રદર્શન કરાવે છે.

ગૂજરાતમાં બૌદ્ધ વિદ્વાનોને હાથે રચાયેલી કોઈ કૃતિ વિશે આજે સ્પષ્ટ પ્રમાણ નથી. બ્રાહ્મણ વિદ્વાનોને હાથે દર્શન કે ન્યાયના વિષયમાં કાંઈ પણ મહત્ત્વપૂર્ણ લખાયું હોય એવી માહિતી અદ્યાપિ નથી જ મળી દર્શન અને તર્કના પ્રદેશમાં સ્વૈર વિહાર કરનાર સિદ્ધસેન, મલ્લવાદી, સિંહક્ષમાશ્રમણ, જિનભદ્ર, હરિભદ્ર, શાંત્યાચાર્ય, અભયદેવ, મલયગિરિ, હેમચંદ્ર, ચંદ્રપ્રભ, નરચંદ્ર, જિનેશ્વર, મુનિચંદ્ર, વાદી દેવસૂરિ, ગુણરત્ન, મલ્લિષેણ, રાજશેખર અને છેલ્લા ઉપાધ્યાય શ્રી. યશોવિજયજી એ બધા જૈન શ્રમણો જ છે, અને તેમાં કેટલાયે તો એવા છે કે જેની એકએકની કૃતિઓની સંખ્યા ક્ષેમેન્દ્રની તે સંખ્યા કરતાં બમણી કે ચારગણી સુધ્ધાં છે. એ બધાની કૃતિઓ અત્રે મુખ્ય પ્રસ્તુત નથી. એમાં સિદ્ધસેનની કૃતિઓ અને તેમાંયે સન્મતિતર્ક પ્રસ્તુત છે અને તેથી ગૂજરાતે ગૌરવ લેવુ જોઈએ કે સન્મતિ અગર તેની ટીકા એ ગૂજરાતનું સર્જન છે.

આપણું જૂનામા જૂનુ જે જ્ઞાન સચવાઈ રહ્યું છે તેનાં સાધનોમાં મુખ્ય સાધન ભંડાર છે. પુસ્તકસંગ્રહ (લાયબ્રેરી)ની પ્રથા આ દેશ માટે નવી નથી. એનો ઇતિહાસ જેવો મહત્ત્વનો છે તેવો જ આકર્ષક છે. આપણા દેશમાં ભંડારો બે જાતના છે: વ્યક્તિની માલિકીના અને સંઘની માલિકીના. બ્રાહ્મણ સંપ્રદાયના ભંડારો મોટેભાગે પહેલા પ્રકારના છે. જૈન સંપ્રદાયમાં વ્યક્તિએ સ્થાપેલા અને વધારેલા ભંડારો પણ છેવટે સંઘના જ કબજામાં આવે છે. તેથી જૈન સંપ્રદાયના ભંડારો સંઘની જ સંપત્તિ મનાય છે. દક્ષિણ, પૂર્વ અને ઉત્તર હિંદુસ્તાનમાં એવા સેંકડો મોટા મોટા જૈન ભંડારો છે, પણ અહીં તે પ્રસ્તુત નથી. વ્યાપાર અને અર્થપ્રિય ગૂજરાતે માત્ર પૈસાનો સંગ્રહ નથી કર્યો, કિન્તુ એણે જ્ઞાનસંગ્રહ કરવામાં પણ જરાયે પાછી પાની નથી કરી. કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના નાનામોટા દરેક જાણીતા શહેરમાં એક કે વધારે જૈન ભંડાર હોવાના જ. કેટલાંક શહેરો તો જૈન ભંડારોને લીધે જ જાણીતાં છે. પાટણ, ખંભાત, લીંબડી, કોડાઈ વગેરેનું નામ સાંભળતાં જ વિદ્વાનોના મનમાં બીજી વસ્તુ પહેલાં ભંડારો જ આવે છે. આવા સેંકડો ભંડારો ગૂજરાતે સાચવ્યા છે અને તેમાં લાખો વિવિધ પુસ્તકો સચવાયેલાં છે.

જૈન ભંડારો એ કાંઈ માત્ર જૈન પુસ્તકોના જ સંગ્રહસ્થાનો નથી. એના સ્થાપકો અને રક્ષકોએ દરેક વિષય તેમ જ દરેક સંપ્રદાયના પુસ્તકો

ઐતિહાસિક પ્રમાણોથી કે ભાગ્યે જ છે, કારણ કે કેટલાંક ઠેકાણે બહુ જૂનાં અને મહત્ત્વનાં ઓછાં તેમ જ પ્રાકૃત અપભ્રંશ પ્રમાણેક જૈન ભંડારોમાં મળી આવે છે, જે બીજે ક્યાંય ભાગ્યે જ મળે. પુસ્તકો ગમે ત્યાંના ઉપર જ લખાયેલાં નથી. તાડપત્રનાં પણ જાતજાતનાં પુસ્તકો અને તેનાં વ્યાખ્યાના ભંડારો સાચવી રાખવાનું પાટણનું મહત્ત્વ ઘણું છે.

જૈન ભંડારોમાં સન્મતિતર્કની અનેક પ્રતિઓ સચવાયેલી મળી છે. તે કાગળ અને તાડપત્ર બન્ને ઉપર લખેલી મળે છે.

## સન્મતિતર્ક અને ગૂજરાત વિદ્યાપીઠ

મૂળ ગ્રંથ અને ટીકાનું અસાધારણ મહત્ત્વ જોઈને જ એ ગ્રંથના અભ્યાસની અને પછી તેનો અનુવાદ કરવાની લાલચ જાગી; એ લાલચમાંથી સંપાદનની નેમતા જાગી. વ્યાપાર અને અર્થપ્રધાન ગણાતા ગૂજરાતની વિદ્યાની બાબતમાં લાજ રાખવાને જ જેમ જાગે જૈનાચાર્યોએ જે કિંમતી સંસ્કૃત સાહિત્ય ભારતને અને વિશ્વને ચરણે ધર્યું છે તેમાં સન્મતિતર્ક–ટીકાનું પણ સ્થાન છે. એવા એક ગૂજરાતની જાહોજલાલીના અને વિદ્યાવિલાસના સમયમાં ગૂજરાતમાં જ રચાયેલા અને ગૂજરાતના જ ભંડારોમાં મુખ્યપણે સચવાયેલા આકર ગ્રંથનું પ્રકાશન ગૂજરાતમાંથી જ થાય તો વધારે સારું, એમ સમજી કેવળ જૈન સમાજની કોઈ પણ સંસ્થાએ કરવા જોઈતા કામને ગૂજરાત પુરાતત્ત્વ મંદિરે અપનાવ્યું અને વિદ્યાપીઠની ઉદાર નીતિએ એ કામ કરવામાં અકલ્પ્ય પ્રોત્સાહન આપ્યું. પરિણામે એના ચાર ભાગો પ્રસિદ્ધ થઈ ગયા અને છેલ્લો ભાગ થોડા વખતમાં પ્રસિદ્ધ થશે. લગભગ વીસ–પચીસ હજાર રૂપિયા જેટલો ખર્ચ કરી એ સંસ્થાએ ગૂજરાતના ગ્રંથરત્નની કેવી આરાધના કરી છે એ વાત તો સમભાવી તટસ્થ વિદ્વાનો જ જાણી શકે.

આ સ્થળે ગૂજરાત પુરાતત્ત્વ મંદિરના એ ઔદાર્યની નોંધ એટલા માટે લેવામાં આવે છે કે ઘણા ખરા એ વસ્તુ ન જાણતા હોય તેને વિદિત થાય, પણ હવે છેલ્લી અને મુદ્દાની વાત ઉપર આવીએ.

## સંશોધિત આવૃત્તિનો ટૂંક પરિચય

મૂળ ગ્રંથ અને ટીકાનુ પઠન–પાઠન સંપ્રદાયમાં ન હતુ અથવા તો તદ્દન નજીવું હતુ, એમ માનવાને ઘણાં કારણો છે. પરિણામે વખત વહેવા સાથે નકલોની અને અશુદ્ધિઓની વૃદ્ધિ અનેક રીતે થતી જ ગઈ. પાઠો નષ્ટ

થયા, વાક્યો ખંડિત થયાં અને કેટકેટલું અવનવું થયું ! પણ સદ્ભાગ્યે પ્રતિઓ સચવાઈ રહી. એવી કાગળ અને તાડપત્રની મળી ત્રીસેક પ્રતિઓ ઉપરથી સંશોધિત આવૃત્તિ તૈયાર કરવામા આવી અને તેમાં પાઠ–પાઠાંતરો કાયમ રાખી અનેક દૃષ્ટિએ ટિપ્પણો કરવામા આવ્યાં છે, જે ગ્રંથ ભણનારને તેમ જ ઐતિહાસિક અવલોકન કરનારને કામનાં છે. એવાં ટિપ્પણો કરવામાં લગભગ ૨૫૦ જેટલા ગ્રંથોનો ઉપયોગ છૂટથી કર્યો છે. એ ઉપયોગમાં અમુદ્રિત પણ ઘણા ગ્રંથો કામમા આવ્યા છે.

સ્યાદ્વાદમંજરી કે સ્યાદ્વાદરત્નાકર, શાસ્ત્રવાર્તાસમુચ્ચયની સ્યાદ્વાદકલ્પલતા ટીકા કે નયામૃતતરંગિણી, પ્રમેયકમલમાર્ત્તંડ કે પ્રમેયરત્નકોષ, સિદ્ધિવિનિશ્ચય કે ન્યાયવિનિશ્ચય, અષ્ટસહસ્રી કે ન્યાયકુમુદચંદ્રોદય, નયચક્ર કે અનેકાન્તજય-પતાકા કોઈ પણ જૈન ગ્રંથ અગર તત્ત્વસંગ્રહ જેવા બૌદ્ધ ગ્રંથના અભ્યાસીને સન્મતિની ટીકાની પ્રસ્તુત આવૃત્તિ વધારેમાં વધારે ઉપયોગી થાય એ દૃષ્ટિએ જ ટિપ્પણમા પ્રચુર ગ્રંથોનો ઉપયોગ કરવાની પ્રેરણા આપી છે અને વિદ્યા-પીઠના ઔદાર્યે અને પુરાતત્ત્વ મંદિરના સુલભ પુસ્તકસંગ્રહે એ પ્રેરણાને અમલમાં મુકાવી છે.

## ઉપસંહાર

એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે સંસ્કૃત ટીકા અગર પ્રાકૃત મૂળ ગ્રંથનું ગમે તેટલુ મહત્ત્વ હોય અથવા તેની સંશોધિત આવૃત્તિનું ગમે તે સ્થાન હોય, છતા એ ગ્રંથની સર્વસાધારણ ઉપર છાપ પાડવા કહો કે તેનુ જ્ઞાન બહુભોગ્ય કરવા કહો એના ગૂજરાતી, હિંદી આદિ અનેક ભાષાઓમા સુગમ અને સુલભ અનુવાદો થવા જ જોઈએ અને અનુવાદ મારફત જેમ ઉપનિષદો કે દાર્શનિક–વૈદિક સૂત્રગ્રંથો વિશેષ ને વિશેષ લોકપ્રિય થતા જાય છે તેમ અનુવાદ મારફત જ સન્મતિને એ સ્થાન અપાવી શકાય

દિવાકરશ્રીનો ગ્રંથરચનાનો ઉદ્દેશ એક એ પણ હતો કે જેમ વૈદિક અને બૌદ્ધ સાહિત્ય લોકપ્રિય તેમ જ વિદ્વત્પ્રિય થતુ જાય છે તેમ જૈન સાહિત્ય પણ થાય, અને તેથી જ તેઓશ્રીએ કેવળ સંસ્કૃતમા કે કેવળ પ્રાકૃતમાં ગ્રંથરચના ન કરતાં તે વખતની પ્રસિદ્ધ બન્ને ભાષાઓમાં ગ્રંથરચના કરી છે. અલબત્ત, એ ખરું કે તેઓશ્રીની બધી કૃતિઓ જેટલી ઉચ્ચતમ છે તેટલી જ તે સતી અને અસ્પૃશ્ય રહી છે, પણ એ વિરોધ દૂર કરવાનો અને તેની ઉચ્ચતમતાનો આસ્વાદ લેવાનો કલિયુગ હવે આવી લાગ્યો છે તેથી જેટલી કૃતિઓ જીવિત છે તે બધીનો અનુવાદ દ્વારા અને સંશોધન દ્વારા ઉદ્ધાર કરવામાં જ જાનપૂજાનું

રહસ્ય સમાયેલું છે. માત્ર ગ્રંથ અને તેનાં ઉપકરણોની પૂજામાં જ આપણે સમાપ્ત થઈ રહીએ તો તેના ચેતન–આત્મા સુધી પહોંચી ન શકીએ અને પરિણામે, ઉપાધ્યાયજી કહે છે તેમ, ક્રિયાજડિલ જડપૂજક બની જઈએ. એ સ્થિતિ અનેકાંતદૃષ્ટિને ન શોભે. તેથી સાચા જ્ઞાનપૂજક માટે શું કર્તવ્ય છે તે જુદું કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

પ્રસ્તુત લેખ દ્વારા એક પણ વાચકની રુચિ કોઈ પણ કાળે સન્મતિતર્કના ખરા મહત્ત્વ તરફ વળશે તો પ્રયાસ સફળ જ છે.

## દિવાકરશ્રીનાં કેટલાંક પદ્યોનો સાર

[ આગળ કહ્યા પ્રમાણે એકંદર બધી કૃતિઓ જોતાં દિવાકરશ્રીના જીવનનું ખરું હાર્દ શું છે તે જણાઈ આવે છે અને તે એ છે કે તેમનો ભગવાન મહાવીર પ્રત્યે અનન્ય અનુરાગ છે. એ અનુરાગ આગમજ્ઞાનમાંથી ઉત્પન્ન થયો છે અને તેથી શાસનની પ્રભાવના એ તેમને મન ભગવાનના સિદ્ધાંતોને સર્વગમ્ય કરવામાં છે. એ માટે તેઓ કોઈ નિર્વિચાર રૂઢિબંધન નથી સ્વીકારતા અને સમગ્ર જ્ઞાનને અનેકાંતમાં ગોઠવવા તેમ જ જૈન શ્રુતને વિસ્તારવા પ્રયત્નશીલ છે. આ સ્થળે તેઓનો ભક્તિપ્રસાદ પારખવા અને વિવેચ્ય વિષયના મર્મને સ્પર્શી તેઓની અનન્યસાધારણ વિવેચકશક્તિનો પરિચય આપવા તેમની બત્રીસીઓમાંના કેટલાંક પદ્યો સારસહિત આપવાનો લોભ રાખવો એ અસ્થાને નથી.]

સ્તુતિ કરવાનો હેતુ જણાવતાં તેઓ કહે છે કે–"હે વીર ! કવિત્વશક્તિથી, પરસ્પરની ઈર્ષ્યાથી કે કીર્તિ પ્રસિદ્ધ કરવાની ઇચ્છાથી કે શ્રદ્ધામાત્રથી તારી સ્તુતિ કરવામાં નથી આવતી, પણ ગુણજ્ઞો તારું બહુમાન કરે છે તેથી મારો આ આદર છે." ૧, ૪.

ભગવાન મહાવીરમાં પોતાનો અતિઆદર થવાનું કારણ આપતાં તેઓ કહે છે કે—

'હે ભગવન્ ! પરસ્પરના વિખવાદને લીધે જેઓનાં મન બહેર મારી ગયાં છે અને એથી જ જેઓ પોતાના વાદને–સિદ્ધાંતને પણ સળંગ સમજી શકતા નથી એવા તથા તત્ત્વના માર્ગને મૂકી અવળે રસ્તે ચડેલા આ એકાંતવાદીઓની સમીક્ષા કરતો કયો પુરુષ તારા તરફ ન આકર્ષાય ? અર્થાત્ એકાંતવાદના દુરાગ્રહથી કંટાળેલો પુરુષ તારા જેવા અનેકાંતવાદી–સમન્વયવાદી તરફ જરૂર આકર્ષાય " ૧, ૫.

અનેકાંતવાદના વિજ્ઞાન ( science )ની ખૂબી બતાવતાં તેઓ કહે છે કે—

"હે ભગવન્ ! ગુણો તરફ અંધ રહેનારા અને એથી જ પોતાની જાતના અહિતકારી એવા આ એકાંતવાદીઓ ભેગા થઈને તારા સિદ્ધાંતમાં જે જે દોષો બતાવે છે તે જ દોષો અનેકાંતવિજ્ઞાનની કસોટીએ કસાતાં તારું સૂક્ત સમજવામાં સાધનરૂપ નીવડે છે, અર્થાત્ એકાંતવાદીઓ જેને દોષરૂપ સમજે છે તે જ દોષ અનેકાંતવિજ્ઞાનની દૃષ્ટિએ તપાસતાં તત્ત્વમાર્ગને સમજવાનું સાધન થાય છે" ૧, ૬

ગમે તેવા વાદ કરવામાં કુશળ એવા એકાંતવાદીઓ ભગવાનની તોલે તો ન જ આવી શકે એમ બતાવતાં કહે છે—

"સમૃદ્ધપત્રવાળો[1] એટલે સુંદર પીંછાની સમૃદ્ધિવાળો પણ મોર ગરુડની ચાલે તો ન જ ચાલી શકે, તેમ હે ભગવન્ ! કોઈ પણ પ્રકારના વાદનું મંડન કરવામાં એક્કા છતાં એ એકાંતવાદીઓ તારા વિચારને તો ન જ પહોંચી શકે" ૧, ૧૨.

ભગવાનના અહિંસાના સિદ્ધાન્તમાંથી જન્મેલા જીવજંતુ–વિજ્ઞાનનું માહાત્મ્ય દર્શાવતાં કહે છે કે—

"હે ભગવન્ ! બીજા વાદીઓને જેનો સ્પર્શ સુધ્ધાં નથી થયો એવો આ ષડ્જીવનિકાયનો વિસ્તાર તેં જે દર્શાવ્યો છે તે દ્વારા જ સર્વજ્ઞતાની પરીક્ષામાં ક્ષમ એવા આ વાદીઓ તારા તરફ પ્રસન્નતા અને ઉત્સવ સાથે ઝૂકી ગયા છે" ૧, ૧૩.

ભગવાનની શિષ્યપરંપરાના સામર્થ્યનું વર્ણન કરતાં જણાવે છે કે—

"હે ભગવન્ ! વનવિહારી, અવધૂત અને અનગાર હોવાથી જેઓની ક્યાંય નિષ્ઠા–આસક્તિ નથી એવા જ્વલંત ચિત્તવાળા તારા પ્રશિષ્યો જે જાતનો યશ વિસ્તારે છે તેટલો પણ યશ એક સમૂહમાં સંકળાયેલા આ એકાંતવાદીઓ નથી મેળવી શકતા, અર્થાત્ જગતમાં ત્યાગ અને ચારિત્રની જ પૂજા થાય છે, પણ વાદવિવાદ કે ખંડનમંડનની ધમાલને કોઈ પૂછતું પણ નથી." ૧, ૧૫.

આગમોના માધુર્યને લીધે જાણે ભગવાન મહાવીરનો સાક્ષાત્કાર જ ન થતો હોય એવો પોતાનો અનુભવ નિવેદતા કહે છે કે—

"હે જિનેન્દ્ર ! આજે પણ તારી વાણીને ઉકેલતાં એમ લાગે છે કે જાણે તું પોતે જ સાક્ષાત્ તારા વચનામૃતનું પાન કરાવી રહ્યો છે. એ તારી

૧. પત્રનો અર્થ પીંછું અને પક્ષ એટલે વાદ પણ થાય છે

આપની વાણી સ્વાભાવિક[1] છે, મધુર છે, નાના પ્રસંગોથી વિસ્તરેલી છે અને અનેક ભેદ-પ્રભેદોના ભાવોથી પેશલ છે." ૧, ૧૮.

ભગવાનનુ કર્મવિજ્ઞાનશાસ્ત્ર તો અદ્‌ભુત છે, એવું એ બીજા કોઈથી કહી શકાયું નથી એમ બતાવતાં કહે છે કે—

"કર્તા સિવાય કર્મ હોઈ શકતું નથી. જે કર્તા છે તે જ કર્મના ફળનો ભોક્તા છે—એ સિદ્ધાંતને અવલંબી તેં જે આઠ પ્રકારનું પૌદ્‌ગલિક કર્મ પ્રરૂપ્યું છે તેવું સંસારમાં બીજો કોઈ કહી શક્યો નથી." ૧, ૨૬.

"કેવળ[2] માનસિક કર્મ જ શુભાશુભ ફળને આપનારું છે અને કાયિક કે વાચિક કર્મ તેવું નથી, એવો કર્મવિભાગ તારા કર્મવિજ્ઞાનમાં નથી. હે શરણ્ય! તારા કર્મવિજ્ઞાનમાં તો માનસિક, વાચિક અને કાયિક એ ત્રણે કર્મોને યથોચિત સ્થાન છે. તેથી જ એટલે કર્મવિજ્ઞાનને લગતી તારી આવી અદ્‌ભુત વિચારશૈલીથી જ મુગ્ધ થયેલા વિચારક પુરુષો તારા તરફ જ નજર કરી રહ્યા છે." ૧, ૨૭.

એક કુશળ કૃષિકારની પેઠે ભગવાનનુ બોધિબીજવપનનું અદ્‌ભુત કૌશલ છતાંય કેટલાંક ક્ષેત્રો અણખેડાયેલાં જ રહ્યાનું કારણ બતાવતાં કહે છે—

"હે લોકબાંધવ! સદ્ધર્મરૂપ બીજના વપન માટે તારું અમોઘ કૌશલ છતાંય કેટલાંય ક્ષેત્રો અફળ નીવડ્યાં તે કાંઈ આશ્ચર્યનું કારણ નથી, કારણ કે સૂર્યનાં કિરણો તો ઘણાંય જાજ્વલ્યમાન છે, છતાંય અન્ધકારપ્રિય ઘૂવડના કુલને માટે તો તે સહજ પીળા જેવા જ લાગે છે, એ કાંઈ આશ્ચર્ય ન કહેવાય." ૨, ૧૩.

પાપ અને પુણ્ય વિશેની લોકોની અજ્ઞાનતાનો ઉલ્લેખ કરતાં તેઓ જણાવે છે કે—

"માણસ જે પાપને વાંછતો નથી તે પાપનું સ્વરૂપ પણ સમજતો નથી અને જે પુણ્યને વાંછે છે તેને પણ સમજવાની તેને દરકાર નથી. આવી સ્થિતિમાં પડેલો મનુષ્ય હેયોપાદેયનો વિવેક શી રીતે કરે? ત્યારે હે સુગત!

---

૧ સરખાવો—'अकृत्रिमस्वादुपदां परमार्थाभिधायिनीम् ।
सर्वभाषापरिणतां जैनीं वाचमुपास्महे ॥'
—આ. હેમચંદ્રના કાવ્યાનુશાસનનું મંગલ

૨ જુઓ, 'સૂત્રકૃતાંગ સૂત્રમાં આવેલા કેટલાક પરમતોનો ઉલ્લેખ' પુરાતત્ત્વ પુસ્તક ૩, પૃ. ૧૨૧.

તેં તો હિતાહિતના સ્ફુટ નિર્ણય સાથે પાપની પેઠે પુણ્યને પણ કહી નાખ્યું છે; અર્થાત્ ઘણા લોકો પુણ્યને જ પોતાનું હિતકર સમજીને સકામપ્રવૃત્તિ કર્યાં કરે છે, છતાંય અંતે તે પુણ્ય જ તેઓનાઆત્માને સુવર્ણપંજરની પેઠે બાંધી રાખે છે, એ હકીકત તેઓની જાણમાં નથી હોતી. ત્યારે તેં તો પાપપુણ્યનું સ્વરૂપ બરાબર સમજી એ બન્નેને બાળી નાખ્યાં છે." ૨, ૧૯.

ઇંદ્ર અને સૂર્ય કરતા પણ ભગવાનનો અધિક મહિમા વર્ણવતાં કહે છે કે:—

"જગતના જે અંધકારનો નાશ સહસ્રલોચન–ઇંદ્રનું વજ્ર પણ ન કરી શક્યું, સહસ્રકિરણવાળો સૂર્ય પણ ન કરી શક્યો, હે ભગવન્! તે જ અંધકારને તેં ભેદી નાખ્યો" ૪, ૩

વાસનાથી ભરેલો માનવ ભગવાનની મુદ્રાને જોઈને સંતોષ પામે કે કેમ? એ વિશે જણાવે છે કે—

(હે ભગવન! તું તો સ્થિતપ્રજ્ઞ છે, વિષય અને કષાયોથી પર છે ત્યારે) આ જન અમર્યાદ ચંચળ છે અને વિષય કષાયોથી ભરેલો છે. એવી સ્થિતિમાં જેમ નવા પકડેલા હાથીને તેને બાંધવા માટેનો સ્તંભ પરિતોષ ન આપી શકે તેમ એવા જનને તારામાં પરિતોષ કેમ થઈ શકે?" ૪,૪.

અનેકાંતવાદની ગંભીરતા અને વિશાળતાનુ ગાન કરતાં કહે છે કે—

"સમુદ્રમાં બધી નદીઓ ભળી જાય છે તેમ, હે ભગવન્! તારામાં—તારા અનેકાંતવાદમાં બધી દૃષ્ટિઓ ભળી જાય છે, પણ જેમ ભિન્ન ભિન્ન વહેતી નદીઓમાં ક્યાંય સમુદ્ર કળાતો નથી તેમ ભિન્ન ભિન્ન પ્રસરેલી તે તે એકાંત-દૃષ્ટિઓમાં તું ક્યાંય કળાતો નથી.[1]" ૪, ૧૫.

પોતપોતાના વાદને પુરાતન માનનારા વાદીઓ શ્રી. સિદ્ધસેનને કહે છે કે, 'અમુક વિચાર તો નવો છે, તમે પણ આજકાલના છો અને અમે જ પુરાતન છીએ, માટે સાચા છીએ.' આ વાદીઓ પ્રત્યે તેઓના ઉદ્ગારો આ પ્રમાણે છે—

---

૧. જુઓ અને સરખાવો—

"જિનવરમાં સઘળાં દરિસણ છે, દર્શને જિનવર ભજના રે;
સાગરમા સઘળી તટિની છે, તટિનીમા સાગર ભજના રે."

પદ્દ૦ ॥ ૬ ॥

—આનંદઘનજીનું નમિનાથનું સ્તવન.

"હે પુરાતનવાદીઓ! તમે પુરાતન પુરાતન શું કહ્યા કરો છો? આ માણસ પણ આવતી કાલે જ પુરાતનોનો સમોવડિયો થવાનો છે. વળી, કેટલાય પુરાતનો થઈ ગયા, કેટલાય થવાના. એ રીતે પુરાતનોનું તો કાંઈ ઠેકાણું જ ન રહ્યું. એવી સ્થિતિમાં પુરાતનોક્તિને પારખ્યા વિના જ માત્ર તેના એક પુરાતનત્વને લીધે કેમ પ્રમાણ કરી શકાય? ૬,૫.

"જે કાંઈ આડુઅવળું કે ઊંધુંચત્તું કલ્પાયેલુ હોય, પણ તે જો પુરાતનોએ કહેલુ હોય તો તે જૂનું છે એમ કહી વખાણ્યા કરવુ અને આજના મનુષ્યની સુવિનિશ્ચિત શૈલીવાળી એકાદ કૃતિ પણ કોઈને જોવા, વાંચવા કે શીખવા ન દેવી એ સ્મૃતિમોહ નહિ તો બીજુ શું?" ૬,૮.

"હે પુરાતનો! તમે પણ આગળ આવીને હિમ્મત અને યુક્તિપૂર્વક તો કાંઈ કહી શકતા નથી, તેમ બીજાની એટલે નવા મનુષ્યની વિદ્વત્સમાજે કરેલી પ્રતિષ્ઠાને પણ સાંખી શકતા નથી અને 'અમે જ પુરાતન છીએ,' 'આપ્તપુરુષના વારસદાર પણ અમે જ છીએ'—એવું એવું કહીને પરીક્ષકો તરફ અંગુલિનિર્દેશ કરવાનું જ એક કામ તમારે કરવાનું છે, જે તમે બરાબર કર્યા કરો છો અને પાછા હઠો છો." ૬, ૧૬.

## प्रथमा द्वात्रिंशिका

न काव्यशक्तेन परस्परेर्ष्यया न वीर! कीर्तिप्रतिबोधनेच्छया ।
न केवलं श्राद्धतयैव नूयसे गुणज्ञ पूज्योऽसि यतोऽयमादरः ॥ ४ ॥

परस्पराक्षेपविलुप्तचेतसः स्ववादपूर्वापरमूढनिश्चयान् ।
समीक्ष्य तत्त्वोत्पथिकान् कुवादिनः कथं पुमान् स्याच्छिथिलादरस्त्वयि ॥५॥

वदन्ति यानेव गुणान्धचेतसः समेत्य दोषान् किल ते स्वविद्विषः ।
त एव विज्ञानपथागताः सतां त्वदीयसूक्तप्रतिपत्तिहेतवः ॥ ६ ॥

समृद्धपत्रा अपि सच्छिखण्डिनो यथा न गच्छन्ति गतं गरुत्मतः ।
सुनिश्चितज्ञेयविनिश्चयास्तथा न ते मतं यातुमलं प्रवादिनः ॥ १२ ॥

य एष षड्जीवनिकायविस्तरः परैरनालीढपथस्त्वयोदितः ।
अनेन सर्वज्ञपरीक्षणक्षमास्त्वयि प्रसादोदयसोत्सवाः स्थिताः ॥ १३ ॥

अलब्धनिष्ठाः प्रसमिद्धचेतसस्तव प्रशिष्याः प्रथयन्ति यद्यशः ।
न तावदप्येकसमूहसंहताः प्रकाशयेयुः परवादिपार्थिवाः ॥ १५ ॥

नयप्रसङ्गापरिमेयविस्तरै-रनेकभङ्गाभिगमार्थपेशलैः ।
अकृत्रिमस्वादुपदैर्जनं जनं जिनेन्द्र! साक्षादिव पासि भाषितैः ॥ १८ ॥

न कर्म कर्तारमतीत्य वर्तते य एव कर्ता स फलान्युपाश्नुते ।
तदष्टधा पुद्गलमूर्तिकर्मजं यथात्थ नैवं भुवि कश्चनापरः ॥ २६ ॥

न मानसं कर्म न देहवाङ्मयं शुभाशुभज्येष्ठफल विभागशः ।
यदात्थ तेनैव समीक्ष्यकारिणः शरण्य! सन्तस्त्वयि नाथबुद्धयः ॥ २७ ॥

## द्वितीया द्वात्रिंशिका

सद्धर्मबीजवपनानघकौशलस्य यल्लोकबान्धव! तवापि खिलान्यभूवन् ।
तन्नाद्भुतं खगकुलेष्विह तामसेषु सूर्यांशवो मधुकरीचरणावदाताः ॥१३॥

पापं न वाञ्छति जनो न च वेत्ति पापं
　　पुण्योन्मुखश्च न च पुण्यपथः प्रतीतः ।
निःसंशयं स्फुटहिताहितनिर्णयस्तु
　　त्वं पापपरसुगत! पुण्यमपि व्यधाक्षीः ॥ १६ ॥

## चतुर्थी द्वात्रिंशिका

कुलिशेन सहस्रलोचनः सविता चांशुसहस्रलोचनः ।
न विदारयितुं यदीश्वरो जगतस्तद्भवता हतं तमः ॥ ३ ॥

निरवग्रहमुक्तमानसो विषयाशाकलुषस्मृतिर्जनः ।
त्वयि किं परितोषमेष्यति द्विरदः स्तम्भ इवाचिरग्रहः ॥ ४ ॥

उदधाविव सर्वसिन्धवः समुदीर्णास्त्वयि सर्वदृष्टयः ।
न च तासु भवानुदीक्ष्यते प्रविभक्तासु सरित्स्विवोदधिः ॥ १५ ॥

## षष्ठी द्वात्रिंशिका

जनोऽयमन्यस्य मृतः पुरातनः पुरातनैरेव समो भविष्यति ।
पुरातनेष्वित्यनवस्थितेषु कः पुरातनोक्तान्यपरीक्ष्य रोचयेत ॥ ५ ॥

यदेव किंचिद्विषमप्रकल्पितं पुरातनैरुक्तमिति प्रशस्यते
विनिश्चिताप्यद्य मनुष्यवाक्कृति-र्न पाठ्यते यत्स्मृतिमोह एव सः ॥ ८ ॥

यदा न शक्नोति विगृह्य भाषितुं परं च विद्वत्कृतशोभमीक्षितुम् ।
अथाप्तसंपादितगौरवो जनः परीक्षकक्षेपमुखो निवर्तते ॥ १६ ॥

## શ્રીસિદ્ધસેન દિવાકરકૃત દ્વાત્રિંશિકાઓ

[ આ નીચે દિવાકરશ્રીની ત્રણ બત્રીશીઓના કેટલાક શ્લોકોનો ભાવ આપવામાં આવે છે. જેમાંની ૮મી વાદોપનિષદ બત્રીશી, ૭મી વાદબત્રીસી અને ૧૨મી ન્યાયબત્રીશી છે. વાદોપનિષદ બત્રીશીમાં વાદપદ્ધતિમાં કુશળતા મેળવવા ઇચ્છનારે તેનાં જે રહસ્યોનું જ્ઞાન મેળવવું જોઈએ તે રહસ્યોનું વર્ણન કરેલું છે. વાદબત્રીશીમા વાદની ચિંતા અને વિજયની તૃષ્ણાથી વિદ્વાનો અને ત્યાગીઓની સ્થિતિ કેવી શોચનીય થઈ જાય છે તેનું આબેહૂબ ચિત્ર મૂકેલું છે અને ન્યાયબત્રીશીમાં ન્યાયદર્શનના પદાર્થોનું અક્ષપાદનાં ન્યાયસૂત્રોને કાંઈક મળતું વર્ણન છે. સાર એ છે કે આ ત્રણે બત્રીશીઓને વાંચનાર દિવાકરશ્રીના સમયનું વાદવિવાદનું વાતાવરણ, વાદી અને પ્રતિવાદીના મનોભાવનું ચિત્ર અને ન્યાયની પદ્ધતિ વિશે સ્પષ્ટપણે સમજી શકશે અને એ જ આશયથી આ ત્રણે બત્રીશીઓને અહીં મૂકવામાં આવી છે. ]

### વાદોપનિષદ્ દ્વાત્રિંશિકા

જે દ્વારા ધર્મ, અર્થ અગર કીર્તિ મેળવવી ઇષ્ટ હોય એવાં શાસનો (માનપત્ર, દાનપત્ર, અને આજ્ઞાપત્ર આદિ ફરમાનો) કેવળ સ્પર્ધાને લીધે કાંઈ શોભતાં નથી; તેથી જે માર્ગે રાજસભાઓમાં વિગ્રહ કરીને તેવાં શાસનો સંપાદન કરવાં ઘટે તે માર્ગનું (વાદનું) કથન કરવામાં નિર્વિઘ્નતા હો. ૧

પ્રથમ જ પોતાના પક્ષની સ્થાપનામાં તત્પર એવા પ્રતિવાદીના વક્તવ્ય-માર્ગ ઉપર અંકુશ મૂકયા સિવાય જે વાદી વાક્ચેષ્ટા કરે છે તે પૌરુષવાન્ છતાં પોતાનો અવસર ગુમાવેલો હોવાથી વિદ્વાનોની સભામાં ઊંચું મસ્તક કરી બોલી શકતો નથી. ૭

"તું શું બોલે છે, તે હું નથી સમજતો. આ તે કોનો સિદ્ધાંત છે? સિદ્ધાંતયુક્ત બોલ. આ કયાં કહ્યુ છે? આ ગ્રંથ રહ્યો. અર્થ નક્કી કર. આ માર્ગ (રીત) નથી. આ પ્રક્ષેપ છે." એ રીતે અસ્પષ્ટ–આગમવાળા પ્રતિ-વાદીનું મુખ બંધ કરાય છે. ૮

કઠોર ઉત્તરો વડે જે પુરુષ આઘાત પામી જાય છે તેની બુદ્ધિ જો આમ્નાય–માર્ગને અનુસરી સુકુમાર અભિયોગ કરનારી હોય છે તો તે વિલીન થઈ જાય છે. પણ જે પુરુષ એવા કઠોર ઉત્તરો વડે ઉત્તેજિત થઈ જાય છે તેના શત્રુઓ સભાભટોથી ભરેલ રણાંગણમાં ચોખ્ખો માર ખાઈ સૂઈ જાય છે. ૨૧

જેનું સાહસ સ્થિર છે તેને માટે શત્રુના વિષયમાં મર્મસ્થાન શું જોવાનું હોય? અને જે મંદ છે તેને માટે તો પોતે મર્મ ઉપર કરેલો પ્રહાર સ્વ-નાશનુ કારણુ થઈ જાય છે, કારણુ કે સહજ અને પ્રચંડ વીર્યવાળા દાંતો વડે ક્રીડા કરતો આશીવિષ સર્પ જ્યાં સ્પર્શ કરે તે જ મર્મ થઈ જાય છે. ૨૬

મંદ, અલ્પાભ્યાસી પણુ જો શાંત ચિત્તવાળો હોય છે તો તેનું વચન અખંડનીય થાય છે. તેથી ઊલટું, બહુ અભ્યાસી પણુ જો અશાંતચિત્ત હોય છે તો તે, પુરુષોમાં ઉપહાસપાત્ર બને છે. તેટલા માટે સભ્યોના મનમાં સ્થાન મેળવવા તત્પર થનારે શાસ્ત્ર કરતાં પ્રશમના વિષયમાં જ સોગણો પ્રયત્ન કરવો જોઈએ ૨૭

જે પોતાના સિદ્ધાંતનું સ્થાપન કરી નિર્ભય મન અને નિષ્ઠુર નેત્રવાળો થઈ પ્રતિવાદીઓ સામે જુએ છે તે રાજસભા ઉપર કાબૂ મેળવી તેજસ્વી બનેલો પોતાના શત્રુઓને શોક અને જાગરણુના દુઃખથી દુર્બળ કરી મૂકે છે ૨૮

સમુખ થઈ બેઠેલા શત્રુઓમાં ગર્જન કરવાથી શું થવાનું છે? તેમ જ નિર્દયભાવે જેઓ પૌરુષ નિહાળી રહ્યા હોય તેમની વચ્ચે પણુ ગર્જન કરવાથી શુ થવાનુ છે? કારણુ કે, વાણીથી પ્રકટાવેલુ તેજ માત્ર ઘાસના અગ્નિ જેટલું બળ ધરાવે છે. કલ્પાંત સુધી સ્થિર રહે તેવું તેજ તો પરાક્રમથી જ પ્રકટી શકે છે. ૨૯

જેમ સમૃદ્ધિશાળી અને નીતિજ્ઞ હોવા છતાં પણુ જો રાજા રહસ્યબળથી દુર્બળ હોય છે તો તે પ્રાપ્ત થયેલી સંપૂર્ણ સંપત્તિને ભોગવી શકતો નથી, તેમ શાસ્ત્રોનો જ્ઞાતા હોવા છતાં (વાદના) રહસ્યને ન જાણુતો હોય તો તે (જનસમૂહમાં) દીપી ઊઠતો નથી, કારણુ કે જે (વાદી અગર રાજા) જે રીતે જ્ઞાતા હોય તે રીતે તે વિગ્રહ કરી શકે. ૩૨.

## વાદદ્વાત્રિંશિકા

જુદા જુદા ગામથી આવી ચઢેલા અને એક જ માંસના ટુકડા ઉપર તાકી રહેવાથી પરસ્પર મત્સરી બનેલા એવા બે શ્વાનોનું પણુ કદાચિત્ સખ્ય સંભવે ખરું; પરંતુ વાદીઓ જો બે સગા ભાઈ હોય તોપણુ તેઓનું પરસ્પર સખ્ય રહેવુ અસંભવિત છે ૧

ક્યાં તે તત્ત્વનો આગ્રહ અને ક્યાં આવેશથી આતુર (ચઢેલ)

આંખવાળું (વાદીનું) મુખ ? ક્યાં તે વિશ્વાસની મૂર્તિસમી દીક્ષા અને ક્યાં એ કુટિલ વાદ ? ૨

જ્યાં સુધી રંગ (વાદસ્થલી)માં નથી ઊતરતો ત્યાં સુધી વાદી બગલા જેવો મુગ્ધ દેખાય છે, પણ રંગમાં ઊતરતાં જ તે મત્ત થઈ કાગડા જેવો ઉદ્ધત અને કઠોર થઈ જાય છે. ૩

ક્ષુલ્લકવાદી, કૂકડા અને તેતરની પેઠે પૈસાદારોનું રમકડું બની પોતાનાં શાસ્ત્રોને બાળકો મારફત ઉપહાસ અને લઘુતા પ્રાપ્ત કરાવે છે. ૪

બીજાઓએ (અન્ય વાદીઓએ) સ્વેચ્છાપૂર્વક રચેલા વિશિષ્ટ અર્થોને કષ્ટપૂર્વક જાણીને વાદી, જાણે અહીં જ સંપૂર્ણ શાસ્ત્રો છે એમ, દર્પવડે અંગોને કરડે છે. ૫

કલ્યાણો બીજી જ તરફ છે અને વાદિવૃષભો બીજી જ તરફ વિચરે છે; મુનિઓએ તો વાણીના યુદ્ધને ક્યાંયે કલ્યાણનો ઉપાય કહ્યો નથી. ૭

વાક્છલરૂપી રંગભૂમિમાં ઊતરીને જેનું નિર્વચન કરવાનું છે એવા તત્ત્વની જો સ્વચ્છ મન વડે અકલહથી સુંદર બને તેમ વિચારણા કરવામાં આવે તો તેમાં કશો દોષ ન થાય. ૮

શાસ્ત્ર જાણનાર વિદ્વાન જો શાંત હોય તો તે એકલો છતાં પણ પોતાનો પક્ષ સાધે છે, પરંતુ વાક્યોની લાળ ચાટનારા અનેક વિદ્વાનો એકઠા થઈને કલહપ્રધાન એવી કરોડો કોટિઓથી પણ પોતાનો પક્ષ સાધી શકતા નથી. ૯

વાદી દુર્ધ્યાનમાં પડી પ્રતિવાદીના અને પોતાના પક્ષવિષયક, નયવિષયક, હેતુવિષયક, શાસ્ત્રવિષયક અને વચનબાણ વિષયક સામર્થ્યની જ ચિંતા કરતો રહે છે. ૧૦

અમુક વાદી હેતુજ્ઞ (તર્કજ્ઞ) છે તો શબ્દશાસ્ત્ર નથી જાણતો. વળી અમુક બીજો વાદી શબ્દશાસ્ત્રજ્ઞ છે તો તર્કકથામાં કુશળ નથી. ત્રીજો વળી તર્ક અને શબ્દશાસ્ત્ર બંને જાણતો છતાં ભાવ પ્રકટ કરવામાં પટુ નથી, તો ચોથો વાદી પટુ છે પણ તેને પોતાની બુદ્ધિ નથી. ૧૧

'અમારા વચ્ચે તે કથા થવાની છે તેમાં મારે આ જાતિઓ (અસત્ય ઉત્તરો) યોજવાની છે.' આવા પ્રકારની ચિંતાથી નિદ્રાહીન થઈ વાદી રાત્રિને વખતે વચન અને મુખની કસરત કરે છે. ૧૨

સભામાં જેનો ગર્વ તૂટી ગયો છે એવો વાદી પોતાની મિથ્યા આત્મ-સંભાવનાથી આઘાત પામી આખી રાત અશુભ વિતર્કોથી ઘેરાયેલા હૃદયવાળો થઈ ઊંઘ લઈ શકતો નથી. ૧૩

જો વાદી કોઈ પણ રીતે જીતે તો તેથી થતી ખુશીમાં તે મર્યાદા તોડી આત્મપ્રશંસાથી ફુલાઈ જઈ ત્રણ લોકની અવજ્ઞા કરે છે, પરન્તુ જો હારે તો તે વાદી ક્રોધાંધ થઈ સભા અને પ્રતિવાદી ઉપર ઊંડી ગર્જના દ્વારા આક્રમણ કરતો પોતાની ઝાંખપને દૂર કરે છે. ૧૫, ૧૬.

જ્યારે વાદી વાદ–કથા નથી સહી શકતો ત્યારે માનભંગના ભયથી ગરમ અને લાંબો નિસાસો મૂકે છે અને તે રમ્ય સ્થાનોમાં પણ બેચેનીથી સંતપ્ત થયેલો હોઈ મિત્રોના પ્રત્યે પણ વજ્ર જેવા તીક્ષ્ણ વચનો બોલવા લાગે છે. ૧૭

સર્વ શાસ્ત્રકારોનો એ મત છે કે અહંકાર એ જ દુઃખનું મૂળ છે, છતાં તે જ અહંકારનો આશ્રય લઈ વાદી તત્ત્વની પરીક્ષા કરવા ઇચ્છે છે. ૧૮

પોતાના પક્ષબળના નિશ્ચયની ઉપલબ્ધિ (ખાતરી) માટે જ બીજાનો સિદ્ધાંત જાણી લેવો આવશ્યક છે, પરંતુ સામાના પક્ષને ક્ષોભ પમાડવાના ઉદ્દેશથી તેનો સિદ્ધાત જાણવો એ તો સજ્જનો માટે અનાચાર જ છે. ૧૯

પોતાના હિતની દૃષ્ટિએ જ પરાક્રમ કરવુ ઉચિત છે, કારણ કે, અનેક મતભેદોથી ભ્રાન્ત થયેલું આ જગત સર્વજ્ઞોથી પણ એકમત ન થયું તો પછી તેને કયો વાદી એકમત કરી શકશે? ૨૦

સર્વજ્ઞના જ વિષયભૂત એવા પદાર્થોને જો છદ્મસ્થ (અલ્પજ્ઞ) મનુષ્ય પ્રકટ કરી શકતો નથી, તો તેમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. એવા અલ્પજ્ઞો જે કાંઈ થોડું જાણી શકે છે તે જ આશ્ચર્ય માનવું જોઈએ. ૨૧

પામર જનોનાં ચિત્તને ભરમાવવા માટે પિશાચ જેવા અને કઠોર વચન બોલવા માટે જ જેઓનાં મુખ તત્પર હોય છે એવા ધૂર્તજનોએ કલહને મીમાંસાના નામમાં બદલી નાખ્યું છે. ૨૪

બીજાઓને નિગ્રહ આપવાના નિશ્ચયથી વાદી ચિત્તની જે એકાગ્રતા મેળવે છે તેવી જો વૈરાગ્યમાં મેળવે તો તે વાદી વગરવિલંબે મુક્તિ પામે. ૨૫

અહીં–આ લોકમાં જ્યારે મનુષ્ય સર્વ અંશોથી નિર્વચન કરવા–

યોગ્ય એવી એક વસ્તુને પૂરી જાણી શકતો નથી તો પછી 'હું' કે 'મારા પ્રત્યે!' એવા પ્રકારનો ગર્વ કરવો કયા સ્વસ્થ પુરુષને યોગ્ય હોઈ શકે? ૨૬

## ન્યાયદ્વાત્રિંશિકા

મોઢું દૈવે ખોદ્યું છે (બનાવી રાખ્યું છે) અને વાઙ્મય પોતાને અધીન છે. જે કાંઈ પણ કહેવામાં આવે તેને સાંભળનાર પણ મળી જ આવે છે. એવી સ્થિતિમાં કયો નિર્લજ્જ પંડિત ન બની શકે? ૧

સર્વે કથા (વાદ)-માર્ગો પરપક્ષના ઘાત માટે જ રચાયેલા હોય છે, છતાં શબ્દ અને અર્થમાં ભ્રાન્ત થયેલા વાદીઓ અંદરોઅંદર વિપ્રલાપ કર્યા જ કરે છે. ૭

જલ્પરૂપ વચનયંત્રમાં પીડિત થયેની બુદ્ધિ એક પક્ષમાં હણાઈ જાય છે, અને શાસ્ત્રસંભાવના (બહુમાનની) શત્રુ બની નીરસપણું પ્રાપ્ત કરે છે. ૧૬

ઉપપત્તિ (યુક્તિ)થી કાંઈ બળવાન કે દુર્બળ છે જ નહિ. વક્તાની વિશિષ્ટ શક્તિને લીધે જ તે તેમ બને અથવા ન બને. ૨૮

સામ આદિ ઉપાયો સમાન હોવા છતાં જેની રીતે શક્તિશાળી વિજયેચ્છુ ચઢી જાય છે તેવી રીતે વક્તા પણ શાસ્ત્ર કરતા શક્તિના યોગે ચઢી જાય છે. ૨૯

સભ્ય અને સભાપતિનો સદ્ભાવ, ધારણાશક્તિ અને આક્ષેપશક્તિનુ કૌશલ, સહનશીલતા અને પરમધૃષ્ટતા—આ ૭ વાદચ્છલ કહેવાય છે. ૩૧

## वादोपनिषद्-द्वात्रिंशिका

धर्मार्थकीर्त्यधिकृतान्यपि शासनानि
न ज्ञानमात्रनियमात् प्रतिभान्ति लक्ष्म्या ।
संपादयेन्नृसभासु विगृह्य तानि
येनाध्वना तमभिधातुमविघ्नमस्तु ॥ १ ॥

पूर्वं स्वपक्षरचना रभसः परस्य
वक्तव्यमार्गमनियम्य विजृम्भते यः ।
आपोढ्यमानसमयः कृतपौरुषोऽपि
नोच्चैः शिरः स वदति प्रतिमानवत्सु ॥ ७ ॥

नावैमि किं वदसि कस्य कृतान्त एषः
सिद्धान्तयुक्तमभिधत्स्व कुहैतदुक्तम् ।
ग्रन्थोऽयमवधारय नैष पन्थाः
क्षेपोऽयमित्यविशदागमतुण्डबन्धः ॥ ८ ॥

आम्नायमार्गसुकुमारकृताभियोगा
क्रूरोत्तरैरभिहतस्य विलीयते धीः ।
नीराजितस्य तु सभाभटसंकटेषु
शुद्धप्रहारविभवा रिपवः स्वपन्ति ॥ २१ ॥

किं मर्म नाम रिपुषु स्थिरसाहसस्य
मर्मस्वपि प्रहरति स्ववधाय मन्दः ।
आशीविषो हि दशनैः सहजोग्रवीर्यैः
क्रीडन्नपि स्पृशति यत्र तदेव मर्म ॥ २६ ॥

मन्दोऽप्यहार्यवचनः प्रशमानुयातः
स्फीतागमोऽप्यनिभृतः स्मितवस्तु पुंसाम् ।
तस्मात् प्रवेष्टुमुदितेन सभामनांसि
यत्नः श्रुताच्छतगुणः सम एव कार्यः ॥ २७ ॥

आक्षिप्य यः स्वसमय परिनिष्ठुराक्षः
पश्यत्यनाहृतमनाश्च परप्रवादान् ।
आक्रम्य पार्थिवसभाः स विरोचमानः
शोकप्रजागरकृशान् द्विषतः करोति ॥ २८ ॥

किं गर्जितेन रिपुषु त्वभितो मुखेषु
किं त्वेव निर्दयविरूपितपौरुषेषु ।
वाग्दीपितं तृणकृशानुबलं हि तेजः
कल्पात्ययस्थिरविभूति पराक्रमोत्थम् ॥ २९ ॥

परिचितनयः स्फीतार्थोऽपि श्रियं परिसंगतां
न नृपतिरलं भोक्तुं कृत्स्नां कृशोपनिषद्बलः ।
विदितसमयोऽप्येवं वाग्मी विनोपनिषत्क्रिया
न तपति यथा विज्ञातारस्तथा कृतविग्रहाः ॥ ३२ ॥

# वादद्वात्रिंशिका

ग्रामान्तरोपगतयोरेकामिषसंगजातमत्सरयोः ।
स्यात् सौ (? स) ख्यमपि शुनोर्भ्रात्रोरपि वादिनोर्न स्यात् ॥ १ ॥

क्व च तत्त्वाभिनिवेशः क्व च संरभातुरेक्षण वदनम् ।
क्व च सा दीक्षा विश्वसनीयरूपतानुर्जुर्वादः ( ? ) ॥ २ ॥

तावद् बकमुग्धमुखस्तिष्ठति यावन्न रङ्गमवतरति ।
रङ्गावतारमत्तः काकोद्धतनिष्ठुरो भवति ॥ ३ ॥

क्रीडनकमीश्वराणा कुकुंटलावकसमानवालेभ्यः ।
शास्त्राण्यपि हास्यकथा लघुता वा क्षुल्लको नयति ॥ ४ ॥

अन्यैः स्वेच्छारचितानर्थविशेषान् श्रमेण विज्ञाय ।
कृत्स्नं वाङ्मयमित इति खादत्यङ्गानि दर्पेण ॥ ५ ॥

अन्यत एव श्रेयास्यन्यत एव विचरन्ति वादिवृषाः ।
वाक्संरम्भः क्वचिदपि न जगाद मुनिः शिवोपायम् ॥ ७ ॥

यत्रकलहाभिजात वाक्छलरङ्गावतारनिर्वाच्यम् ।
स्वस्थमनोभिस्तत्त्व परिमीमांस्येन्न दोष. स्यात् ॥ ८ ॥

साधयति पक्षमेकोऽपि हि विद्वान् शास्त्रवित् प्रशमयुक्तः ।
न तु कलहकोटिकोट्याऽपि समेता (? सगता) वाक्यलालभुजः ॥९॥

आर्तध्यानोपगतो वादी प्रतिवादिनस्तथा स्वस्य ।
चिन्तयति पक्षनयहेतुशास्त्रवाग्बाणसामर्थ्यम् ॥ १० ॥

हेतुविदसौ न शब्दः (शाब्द.) शाब्दोऽसौ न तु विदग्धहेतुकथः ।
उभयज्ञो भावपटुः पटुरन्योऽसौ स्वमतिहीनः ॥ ११ ॥

सा नः कथा भवित्री तत्रैता जातयो मया योज्याः ।
इति रागविगतनिद्रो वाग्मुखयोग्या निशि करोति ॥ १२ ॥

अशुभवितर्कविधूमितहृदयः कृत्स्नां क्षपामपि न शेते ।
कुण्ठितदर्पः परिषदि वृथात्मसंभावनोपहत. ॥ १३ ॥

यदि विजयते कथञ्चित्ततोऽपि परितोषभग्नमर्यादः ।
स्वगुणविकत्थनदूषिक (?)स्त्रीनपि लोकान् खलीकुरुते ॥ १५ ॥

उत जीयते कथञ्चित् परिषत्परिवादिनं स कोपान्धः ।
गलगर्जैनाक्रामन् वैलक्ष्यविनोदन कुरुते ॥ १६ ॥

वादकथा न क्षमते दीर्घं निःश्वसिति मानभङ्गोष्णम् ।
रम्येऽप्यरतिज्वरितः सुहृत्स्वपि वक्रीकरणवाक्यः ॥ १७ ॥

दुःखमहंकारप्रभवमित्यय सर्वतन्त्रसिद्धान्तः ।
अथ च तमेवारूढस्तत्त्वपरीक्षा किल करोति ॥ १८ ॥

ज्ञेयः परसिद्धान्तः स्वपक्षबलनिश्चयोपलब्ध्यर्थम् ।
परपक्षक्षोभणमभ्युपेत्य तु सतामनाचारः ॥ १९ ॥

स्वहितायैवोत्थेय को नानामतिविचेतन लोकम् ।
यः सर्वज्ञैर्न कृतः शक्ष्यति तं कर्तुमेकमतम् ॥ २० ॥

सर्वज्ञविषयसस्थांश्छद्मस्थो न प्रकाशयत्यर्थान् ।
नाश्चर्यमेतदत्यद्भुत तु यत्किंचिदपि वेत्ति ॥ २१ ॥

परुषवचनोद्यतमुखैः काहलजनचित्तविभ्रमपिशाचैः ।
धूर्तैः कलहस्य कृतो मीमासा नाम परिवर्त्तः ॥ २४ ॥

परनिग्रहाध्यवसितश्चित्तैकाग्र्यमुपयाति तद्वादी ।
यदि तत्स्याद्वैराग्ये न चिरेण शिव पदमुपयातु ॥ २५ ॥

एकमपि सर्वपर्ययनिर्वचनीय यदा न वेत्त्यर्थम् ।
मा प्रत्यहमिति गर्व. स्वस्थस्य न युक्त इह पुसः ॥ २६ ॥

## न्यायद्वात्रिंशिका

दैवखातं वदनं आत्मायत्त च वाङ्मयम् ।
श्रोतार. सन्ति चोक्तस्य निर्लज्जः को न पण्डितः ॥ १ ॥

द्वितीयपक्षप्रतिघा सर्वे एव कथापथाः ।
अभिधानार्थविभ्रान्तैरन्योऽन्यं विप्रलभ्यते ॥ ७ ॥

एकपक्षहता बुद्धिर्जल्पवाग्यन्त्रपीडिता ।
श्रुतसंभावना वैरी वैरस्यं प्रतिपद्यते ॥ १६ ॥

न नामं दृढमेवेति दुर्बलं चोपपत्तित; ।
वक्तृशक्तिविशेषात्तु तत्तद्भवति वा न वा ॥ २८ ॥

तुल्यग्रामावुपायाग्रु शक्त्या युक्तो विशेष्यते ।
विजिगीषुर्यथा वाग्मी तथाभूयं श्रुतादपि ॥ २६ ॥

प्राश्निकेश्वरसौमुख्यं धारणाक्षेपकौशलम् ।
सहिष्णुता पर धाष्टर्चमिति वादच्छलानि षट् ॥ ३१ ॥*

—જૈન ' રૌપ્ય મહોત્સવ અંક. '

# વટબીજનો વિસ્તાર

## [ ૨૯ ]

**સોસાયટીના** પ્રયાસોનો આ અહેવાલ અનેક દૃષ્ટિએ બોધપ્રદ અને રસદાયક છે. કેળવણીમાં રસ લેતા કે બીજી રીતે જિજ્ઞાસા ધરાવનાર વાચકોને આ દ્વારા ઘણી જાણવાજોગ બાબતોની માહિતી પૂરી પાડવામાં આવી છે. એક રીતે આ અહેવાલ ટૂંકો છે, પણ એ એવો શૃંખલાબદ્ધ અને યથાર્થ હકીકતોથી ભરેલો છે કે એ વાંચવા માંડ્યા પછી પૂરો કર્યા વિના ભાગ્યે જ અટકી શકાય. અહેવાલમા જે જે કહેવામાં આવ્યું છે તેની યથાર્થતાનાં નિદર્શક પાછલાં પરિશિષ્ટો પણ એટલા જ અગત્યના છે, તેથી આ અહેવાલ વિશેષ આવકારપાત્ર બને છે. મારા જેવા શિક્ષણમાં રસ ધરાવનાર પણ એવા કેટલાય હશે કે જેઓ અહેવાલમાં વર્ણવેલી નાનીમોટી બાબતો વિશે સાવ અજ્ઞાન નહિ તો અધૂરું જ્ઞાન ધરાવતા હશે. કેળવણીના કોઈ પણ ક્ષેત્રમાં કામ કરનારને માટે તો આ અહેવાલ એક દીપિકાનુ કામ આપે એવો છે, એમ મને લાગે છે.

કોઈ વ્યક્તિ ફાલેલફૂલેલ અને વિસ્તરેલ વડનુ ઝાડ અને એનું બીજ એ બંનેની સરખામણી કરે તો એને પ્રથમ દર્શને એમ જ લાગે કે આ છેક જ સૂક્ષ્મ બીજમાંથી આવડુ મોટું ગગનવ્યાપી ઝાડ તે સંભવી શકે ખરું ? અને છતાંય એ અણુબીજમાંથી એવડું મોટું ઝાડ ઉદ્‌ભવ્યાની હકીકત તે નિર્બાધ સાચી છે બીજમાથી એવું ઝાડ આવિર્ભાવ પામે તે પહેલાં બીજે ગળી જવાનુ હોય છે જ્યારે એને ભૌતિક રસ, સ્નેહ, પ્રાણ અને તાપ દ્વારા પોષણ મળે છે ને એને સભાળનાર યોગ્ય પુરુષ લાધે છે ત્યારે જ એ વિશાળ-કાયનુ રૂપ લે છે ને અનેકને આશ્રય પૂરો પાડે છે. બરાબર આ જ ન્યાય સંકલ્પને લાગુ પડે છે. સંકલ્પ એ માનસિક હોઈ વટબીજ કરતાં પણ વધારે સૂક્ષ્મ અને અદૃશ્ય હોય છે, પણ જ્યારે એ સંકલ્પ તપનુ બળ મેળવે છે ત્યારે એમાંથી સંકલ્પિત સૃષ્ટિ દૃશ્ય–મૂર્ત બને છે. આ અહેવાલ વાચતાં મનમાં એવી છાપ ઊઠે છે કે કોઈ એક મંગલક્ષણે વિશ્વવિદ્યાલયનો સંકલ્પ કોઈના મનમાં ઊગ્યો ને પછી એ સકલ્પના બળે જ આસપાસમાંથી પોષક સામગ્રી તૈયાર કરી ને એ તૈયારીમાંથી જ નાનીમોટી અનેક પ્રજાજીવનને ઉપયોગી

એવી શિક્ષણસંસ્થાઓની આદમાળા ક્રમેક્રમે રચાતી અને ગોઠવાતી ચાલી ને વિશ્વવિદ્યાલયના સંકલ્પનો મધ્યવર્તી સૂર્ય પણ એક જ રાદમાળાના કેન્દ્રમાં પ્રકાશવા લાગ્યો.

અહેવાલમાં શિક્ષણનીતિ વિશે જે ચોખવટ કરી છે તે બહુ મહત્ત્વની છે. આપણે જાણીએ છીએ કે પૂ ગાંધીજીએ પોતાના જીવનક્રમના આતરઆલ ધરખમ ફેરફાર સાથે જ પ્રજાવ્યાપી શિક્ષણની એક નવી જ દૃષ્ટિ લોકો સમક્ષ રજૂ કરી હતી, અને એ દૃષ્ટિને અનુસરી એમણે કામ પણ શરૂ કર્યું હતુ. એ કામ ગુજરાત અને ગુજરાત બહાર પણ ચાલતું. વિચારશીલ અને સહૃદય સ્વાતંત્ર્યપ્રેમી આત્માઓને તો એ પસંદ આવ્યુ; પણ સાધારણ લોકોનુ ગજું ચાલુ શિક્ષણમાં કરવા પડનાર એવડા મોટા ફેરફારને ઝીલવાનુ ન હતું. તેથી બાપુજીની દૃષ્ટિ પ્રમાણે સ્થપાયેલ સંસ્થાઓમાંથી પણ ધીરે ધીરે ઓટ થતી જોવાતી. બીજી બાજુ આખા દેશમાં વિદેશી સરકારની ગુલામીપોષક શિક્ષણ-નીતિ પ્રત્યે લોકોનો રોષ પણ જેવો તેવો ન હતો. એક બાજુ ગુલામીપોષક શિક્ષણનીતિ પ્રત્યે રોષ અને બીજી બાજુ એ પ્રથા પ્રમાણે ચાલતી અનેક વિષયની વ્યવહારુ જીવનને ઘડનાર કૉલેજો જેવી સંસ્થાઓનો મોહ, એ બંને વચ્ચે લોકમાનસ ક્ષોભ પામતું. એવી દશામાં શો રસ્તો લેવો કે જેથી લોકોને જોઈની આધુનિક પ્રણાલીની શિક્ષણસંસ્થાઓ પણ સાંપડે અને એમના માનસ ગુલામીમાંથી ધીરે ધીરે છૂટવા પણ પામે?—આ એક પ્રશ્ન હતો. એનો ઉકેલ સોસાયટીના કાર્યકર્તાઓએ મધ્યમમાર્ગ લઈ કાઢ્યો. એ મધ્યમમાર્ગ એટલે વિદેશી સરકારની નીતિએ લાદવા ધારેલી ગુલામીમાંથી લોકમાનસને મુક્ત કરવું અને છતાંય પાશ્ચાત્ય પ્રણાલીની શિક્ષણપ્રથામાં લોકોને જોઈતા લાભ પણ પૂરા પાડવા.

સોસાયટીના કાર્યકર્તાઓની નેમ પહેલેથી જ ગુલામીમાનસ વિરુદ્ધ બંડ કરવાની હતી. એવો પ્રસંગ ઉપસ્થિત પણ થયો. સાયમન કમિશન વખતે ગુજરાત કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓએ વિરોધસૂચક ન્યાય્ય વર્તન આચર્યું ને તરત જ એ વખતના એ કૉલેજના ગોરા આચાર્યે એ પ્રત્યે કડક વલણ અખત્યાર કરી વિદ્યાર્થીઓ તેમ જ દેશના સ્વમાન ઉપર સીધો ઘા કર્યો. આ બનાવ ખરેખર કસોટીનો હતો. કાં તો ગુલામી સામે થવુ કાં તો નમીને ઘેટાવૃત્તિ પોષવી. પણ અત્યાર અગાઉ બાપુજીએ આખા દેશમાં સ્વતંત્રતાની ભાવનાની એવી ચિનગારી પેટાવી હતી કે હવે લોકો અને વિદ્યાર્થીઆલમ સ્વમાનભંગ સહેવા તૈયાર ન હતા. અને ખરેખર, જ્યારે અહેવાલમા વાંચીએ

છીએ કે ગમે તેવાં કડક પગલાં સરકારે લેવા ધાર્યાં છતાં વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓ અણનમ રહ્યા અને એના પરિણામસ્વરૂપે અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની સ્થાપનાના વિચારે ઊંડાં મૂળ ઘાલ્યાં, ત્યારે સ્વાતંત્ર્યપ્રેમી મન પ્રફુલ્લ થાય છે.

અહેવાલમાં બીજો એક પ્રજાસ્વમાનભંજક પ્રસંગ વાંચવા મળે છે કે જ્યારે એ જ ગોરા આચાર્યે અને બીજા દેશી અમલદારોએ "વંદે માતરમ્"ના ગાન સામે અણગમો દર્શાવેલો. ખરેખર, આ પ્રસંગ પણ કસોટીનો જ લેખાય. એ વખતે સરકારની ખફગી વહોરવી કે નમી પડવું એ બે વિકલ્પ હતા; પણ આખા દેશમા જે સ્વમાનની ભાવના સ્થિરપદ થઈ હતી તેથી કાંઈ ગુજરાત જરા પણ અસ્પૃષ્ટ ન હતુ. ઊલટું, એમ કહેવું જોઈએ કે, આ વખતે તો જેલની તપસ્યાથી એ ભાવના વધારે દૃઢ અને સ્પષ્ટ થઈ હતી. તેથી જ આપણે જોઈએ છીએ કે એ ગોરા આચાર્યની તુમાખીની ભૂખ ભાંગે એવો વિનમ્ર પણ મક્કમ જવાબ સોસાયટીના કાર્યકર્તાઓએ પરખાવ્યો. સાથે જ નવી નવી કૉલેજોની સ્થાપનાનો નિરધાર પણ વધારે વેગવાન બન્યો. દેખીતી રીતે એમ લાગે છે કે ગુજરાતનુ આ ગૌરવશાળી બળ, પણ એનાં મૂળમાં ઊંડે ઊતરીને જોતા મને તો એમ લાગે છે કે આ પ્રજાના સ્વમાનની વૃત્તિ અને એ માટે ખપી જવાની દૃઢતા એ બંને પૂજ્ય ગાંધીજીના આફ્રિકાના જીવનમાં ધરમૂળથી ગુલામીવૃત્તિને નિવારવા માટે પ્રગટેલા શૂરમાં છે.

સોસાયટીના સભ્યો અને કાર્યકર્તાઓમાં કેટલાય એવા છે કે જેઓ અત્યારે આપણી સામે નથી, પણ એમણે સોસાયટીએ કરવા ધારેલ વિશ્વ-વિદ્યાલયાનુલક્ષી પ્રવૃત્તિમાં નાનોસૂનો ફાળો નથી આપ્યો એમાંથી આ અહેવાલ સૌથી પહેલાં આપણુ ધ્યાન સર લલ્લુભાઈ આશારામ પ્રત્યે ખેંચે છે. એ જમાનામાં, કે જ્યારે હજી વિશ્વવિદ્યાલયનો વિચાર જોઈએ તેવો દૃઢ થયો ન હતો, તે વખતે એમણે કેવી અગમચેતી વાપરી અને લૉ કૉલેજના પાયા નંખાવ્યા! જે વસ્તુ આજે સહેલી લાગે છે તે એ કાળે એવી સહેલી ન હતી. સાથે જ આપણે જોઈએ છીએ કે સર લલ્લુભાઈના વિચારને અમદાવાદે તરત જ કેવો વધાવી લીધો! સામાન્ય રીતે સોસાયટીના હિતચિંતકોએ કામ વહેંચી લીધેલા. કેટલાકે નાણાં એકઠા કરવાની જવાબદારી માથે લીધી તો બીજા કેટલાકે સસ્થાને અગે જરૂરી એવા વ્યવહારુ કામોની જવાબદારી માથે લીધી. સ્વ. બલ્લુભાઈ ઠાકોર નાણા ઉઘરાવનારાઓમાં મોખરે હતા. એમનું નામ કેળવણીકારો અને અમદાવાદીઓને તો ભાગ્યે જ અજ્ઞાત હશે, એટલે

અહીં તો એમના નામનો ઉલ્લેખ માત્ર પૂરતો છે; પણ હીરાલાલ કાપડિયા અને ગોવિંદલાલ દામોદરદાસ શાહ જેવા બીજા એવા પણ છે કે જેમને સર્વસામાન્ય ગુજરાતી અને અમદાવાદી સુધ્ધાં ભાગ્યે જ જાણતા હશે. પણ તેઓએ નાણાં ઉઘરાવવામાં અને બીજાં વહીવટી કામમાં સ્મરણીય ફાળો આપ્યો છે, એ અહેવાલમાંના ટૂંકા સૂચનથી પણ જણાઈ આવે છે.

અહેવાલમાં સૌથી વધારે ધ્યાન ખેંચે તેવુ નામ ડો. ધ્રુવનું છે. પ્રસંગ છે તો એમના વિશે કાંઈક વધારે લખવું યોગ્ય છે. વાચકને પણ એ અનુપયોગી નહિ લાગે. પંડિત મદનમોહન માલવીયના આકર્ષ્યા અને પૂ ગાંધીજીના પ્રેર્યા ધ્રુવસાહેબ બનારસ ગયા, એ વાત સર્વવિદિત છે તેઓ ત્યાં પ્રો-વાઇસ ચેન્સલર હતા, પ્રિન્સિપાલ પણ હતા, અધ્યાપન પણ કરતા. એમના વિદ્યાપ્રધાન જીવનને હિન્દુ યુનિવર્સિટીમાં કામ કરવાની તક મળી એ સાથે આ દેશમાં ચાલતી અનેક યુનિવર્સિટીઓના પ્રત્યક્ષ સંપર્કમાં આવવાની પણ તક સાંપડી અને દેશવિદેશના અનેક ઉચ્ચ કક્ષાના વિવિધ વિષયોના પારગામી વિદ્વાનોના સંપર્ક સાધવાની પણ પૂરી તક સાંપડી. તેમનું મન વિશ્વવિદ્યાલયના સ્વરૂપનું સ્વતંત્રપણે ચિંતન કરતું. આ રીતે તેઓ વિદ્યાપ્રૌઢ ઉપરાંત અનુભવપ્રૌઢ પણ હતા. તેઓ રહેતા કાશીમાં, પણ તેમનું મન ગુજરાતમાં હતુ. મને એક પ્રસગે કાશીમાં કહેલું કે 'પંડિતજી મને છોડતા નથી, અને ગુજરાતમાં કામ કરવાનું મારું સ્વપ્ન દૂર ધકેલાતું જાય છે.' મેં એક વાર પૂછ્યું કે 'આજે સાંભળ્યું કે હવે આપ છૂટા થવાના છો ' તો કહે કે 'હરિઇચ્છા, પણ મારે વર્ધાના તપસ્વીના આશીર્વાદ જોઈએ હુ ગાંધીજીને લખેલ પત્રના જવાબની રાહમા છું ' મને એ વખતે થયેલું કે આખી જિંદગી વિદ્યા અને શાસ્ત્રોનું બ્રાહ્મણત્વ કેળવનાર આ વયોવૃદ્ધ તપસ્યામાં કેટલી ઊંડી શ્રદ્ધા ધરાવે છે! આવા પ્રૌઢ અને વયોવૃદ્ધ જ્યારે નિવૃત્તિ લઈ ગુજરાતમા આવ્યા ત્યારે એમણે ગુજરાત માટે પોતે જ કરવા ધારેલું કામ હાથમાં લીધુ. વિશ્વવિદ્યાલય આવશ્યક છે કે નહિ, આવશ્યક હોય તો એને અંગે કેવી કેવી અને કેટકેટલી શાખાઓનું ઉચ્ચ શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ, એમાં કઈ કક્ષાના અધ્યાપકો જોઈએ, વગેરે બાબતોનું એમને અનુભૂત જ્ઞાન હતુ. તે જ્ઞાનનો લાભ સોસાયટીને સીધો મળ્યો છે, એ વસ્તુ આપણે અહેવાલમાંના એમના વિશેના પ્રાસંગિક ઉલ્લેખોથી જાણવા પામીએ છીએ. સોસાયટીના પ્રમુખ તરીકે ધ્રુવસાહેબ નિમાયા અને એમના હાથ નીચે કે એમની સાથે કામ કરવામાં સૌને એકસરખો આનંદાનુભવ થવા લાગ્યો. જેઓ વિદ્યા-

ખાતાના અને કેળવણીપ્રિય હતા તેમને અને જેઓ વ્યાપારી માનસ ધરાવતા તેમને પણ એકસરખો ઉત્સાહ પ્રગટ્યો. તેથી જ આપણે જોઈએ છીએ કે ધ્રુવસાહેબ ગુજરાતમાં આવ્યા પછી સોસાયટીના કાર્યે બહુ જલદી વેગ પકડ્યો. ધ્રુવજીએ પહેલું મૂર્ત કામ તો પ્રાચ્યવિદ્યા સંશોધન માટે ગુજરાત વિદ્યાસભાના આશ્રય નીચે સંસ્થા સ્થાપવાનુ કર્યું. એ સંસ્થાની કાર્યદિશા અને બીજી યોજના વિશેની વિચારણાનો યશ તેમ જ સરકારી મદદ મેળવવાનો યશ એમને ફાળે જ મુખ્યપણે જાય છે એમણે જે દીર્ઘદષ્ટિથી એ સંસ્થા માટે કાર્યકર્તાની પસંદગી કરી હતી તેમાં જ સંસ્થાનાં ઊંડાં મૂળ નંખાયેલાં, એમ મને અનુભવે લાગ્યું છે. વિજ્ઞાનની જુદી જુદી શાખાઓ વિષયક તેમ જ ઉદ્યોગ વિષયક કૉલેજો-ની પ્રજાકલ્યાણ માટે અગત્ય તેઓ પૂરેપૂરી સમજતા, છતાં પણ જે શિષ્ટ અને મંગળ સંસ્કારોથી માણસ માણસ બને છે તે સંસ્કારો એમણે આજીવન-પીધેલા અને અન્યને દીધેલા હોવાથી એમનું વલણ પ્રથમ આર્ટ્સ કૉલેજની સ્થાપના તરફ વળે એ સ્વાભાવિક હતુ. એ પ્રમાણે એમણે એ કામની શરૂઆત પણ કરાવી એમની સાથે અને એમના હાથ નીચે કામ કરનાર સોસાયટીના કાર્યકર્તાઓ કે બીજા મહાનુભાવોના મનમાં વિશ્વવિદ્યાલયની સ્થાપના માટે નંખાયેલાં અને સીંચાયેલા બીજો બહુ ત્વરિત ગતિએ અંકુરિત થઈ રહ્યાં હતાં. તેથી જ આપણે જોઈએ છીએ કે ધ્રુવસાહેબના સ્વર્ગવાસ દરમ્યાન દેશમાં સ્વાતંત્ર્યયુદ્ધનો પ્રચંડ જુવાળ આવેલો, છતાં એ જુવાળ શમ્યો કે ન શમ્યો, ત્યાં તો વિશ્વવિદ્યાલયનું સ્વપ્ન મૂર્ત થાય છે અને ધ્રુવજીએ જે કહેલું કે ‘ હુ સ્વપ્નમા નથી, પણ જાગૃત છુ ’ તે વચન ફળે છે. સાથે સાથે બીજી અનેક કૉલેજો પણ અસ્તિત્વમાં આવી જાય છે.

અહેવાલ વાંચનારના લક્ષ ઉપર આવ્યા વિના રહી જ ન શકે તેવી એક બાબત સમગ્ર વિદ્યાપ્રવૃત્તિમાં સધાયેલો ધી–શ્રીનો સયોગ છે. એક પ્રાચીન સૂત્ર અત્યારે સ્મૃતિપટ પર આવે છે. ધી–શ્રી સ્ત્રી હું અહીં સ્ત્રીપદને માતા સરસ્વતીની આરાધના માટેની સંસ્થાના પ્રતીક તરીકે લઉં છું. જો એવી આરાધના સાધન સાથે પણ સમજણપૂર્વક કરવી હોય તો એ માટે ધી–શ્રીનો જીવનદાયી સમન્વય આવશ્યક છે, જે સોસાયટીએ પહેલેથી જ સિદ્ધ કર્યો છે. સરકાર સાથે કામ લેવાનુ તેમ જ બંધારણ અને કાયદાકાનૂનની ગૂંચોમાંથી ક્ષેમંકર માર્ગ કાઢવાનુ ડહાપણ તે ધી, અને લક્ષ્મી ઉપાર્જન કરી એનો વિનિયોગ કરવાનુ ડહાપણ તે શ્રી આ બંનેમાં એકની પણ ઊણપ કે કચાશ હોત તો સોસાયટીએ કરવા ધારેલ પ્રગતિ આટલી ટૂંક મુદતમાં કદી સધાત

નહિ. એમ તો ગુજરાત વ્યાપારપ્રધાન હોઈ એની પ્રકૃતિમાં જ સમન્વયશક્તિ રહેલી છે. પણ પ્રજાજીવનના શિક્ષણ જેવા મંગળકારી ઉદ્દેશને સિદ્ધ કરવામાં એવો સમન્વય સધાયો એ જેવીતેવી સિદ્ધિ નથી. હું સમજું છું કે આ જ વસ્તુ સોસાયટીનો ધબકતો પ્રાણ છે.

એમ. જી. ટી આર્ટ્સ કૉલેજ માટે સખાવત કરતી વખતે અને ઇજનેરી કૉલેજની સ્થાપના માટે સખાવત જાહેર કરતી વખતે અનુક્રમે સોસાયટી સમક્ષ તેમ જ સરકાર સમક્ષ સખાવત કરનાર શેઠશ્રીએ જે શરતો મૂકી છે તે સંખ્યામાં છે તો સાવ થોડી અને કદમાં સાવ નાની. પણ એનો મર્મ વિચારતાં માલૂમ પડે છે કે એમાં પૂરું વેપારી ડહાપણ સમાઈ જાય છે. આર્ટ્સ કૉલેજ માટેની શરતમાં મુખ્ય હેતુ એવો છે કે એમાં અનુભવી સમર્થતમ અધ્યાપકો રોકવામાં આવે, અને સોસાયટી બીજા ધનિકોમાં પણ સખાવતવૃત્તિ વિકસાવે. સરકાર સામેની શરતોમાં પહેલી શરતનો હેતુ એ છે કે ઇજનેરી શિક્ષણની કોઈ પણ શાખા ઉપેક્ષિત ન રહે અને એનું શિક્ષણ છેલ્લામાં છેલ્લી વિકસિત ઢબનું ઉત્તમ હોય. વધારે ડહાપણ તો એમાં દેખાય છે કે શરત સરકારને છૂટે હાથે ખર્ચ કરી કૉલેજ ચલાવવા બાંધી લે છે. મારી દૃષ્ટિએ એથીયે વધારે વ્યવહારુ ડહાપણ આગલી શરતમા છે, અને તે એ કે તત્કાળ કૉલેજ સરકાર બંધાવે તો એના બાંધકામ અને પૂર્ણ સાધનો સાથેનો જે ખર્ચ થાય તેનો અરધો ભાગ દાતા આપશે, એ બાધકામ તેમ જ સાધનો વસાવવાની જવાબદારી જો શેઠ કસ્તુરભાઈને સોંપવામાં આવે તો જ આ શરતમાં કૉલેજની શ્રેષ્ઠતા, કાર્યની શીઘ્રતા અને અપવ્યયથી બચત, એ ત્રણ તત્ત્વ સમાયેલાં છે. આપણે જાણીએ છીએ કે સરકાર ધારીએ તેટલી ઝડપથી કામ નથી કરી શકતી, અને એનાં કામમા પરહાથે કામ લેવાનું હોઈ ઘણો અપવ્યય પણ થાય છે અને કેટલીક વાર તો એ કામ ઉચ્ચ કોટિનું ભાગ્યે જ હોય છે. આ સર્વસાધારણ અનુભવોનો લાભ લેવા માટે જ દાતાઓએ આ શરતો મૂકી છે. મારી દૃષ્ટિએ ભવિષ્યના દાતાઓ માટે આ વસ્તુ પદાર્થપાઠ જેવી ગણાવી જોઈએ. દાન કરવું એ તો સદ્ગુણ છે જ, પણ એની કાર્યસિદ્ધિની દૃષ્ટિએ યોગ્ય ચોકી કરવી એ તેથીયે મોટો વિવેકપૂર્ણ સદ્ગુણ છે.

પૂ. ગાંધીજી વિદ્યમાન હતા ત્યારે પણ અમદાવાદમાં ચાલતી આ વિદ્યાપ્રવૃત્તિને ઉપસ્થિતિ દ્વારા આશીર્વાદ આપવાનો પ્રસંગ સુલભ રહ્યો ન હતો, પણ એમના જમણા હાથ જેવા વજ્રપુરુષ સરદારશ્રીએ આ પ્રવૃત્તિ પરત્વે

હમેશાં પૂરો રસ લીધો હતો અને પોતાની જાતહાજરી તેમ જ વિશિષ્ટ પ્રયાસો દ્વારા સોસાયટીના કાર્યકર્તાઓના ઉત્સાહને ઉત્તેજન આપ્યું હતું. કૉમર્સ કૉલેજના મકાનનુ ઉદ્‌ઘાટન એમને હાથે થયું, તેમ જ યુનિવર્સિટીના મકાનનું ખાતમુહૂર્ત પણ એમણે કર્યું અને એમણે જ સલાહ આપી કે ખેતીવાડીની કૉલેજ આણંદમાં જ શરૂ કરવી ને એ ગુજરાત વિશ્વવિદ્યાલયનું અંગ બને. સરદારશ્રીની દીર્ઘ દૃષ્ટિ અને ગુજરાત વિશ્વવિદ્યાલય પ્રત્યે મમતાથી પ્રભાવિત થઈ શ્રી. અમૃતલાલ શેઠે પોતાની ફેણગી આણંદમાં ખેતીવાડીની કૉલેજ સ્થાપવા આપી એ વસ્તુ નોંધપાત્ર છે સરદારશ્રી ગુજરાત યુનિવર્સિટી ટ્રસ્ટના પહેલા પ્રમુખ અત્યારે શ્રી ગ. વા. માવલંકર પ્રમુખ છે, પણ એ તો સરદારશ્રીના સ્વર્ગવાસ પછી જ. આ બધુ જોતાં એક બાબત સ્પષ્ટ થાય છે કે ગાંધીજીની કલ્પના પ્રમાણે સ્થપાયેલી અને ચાલતી અનેક સંસ્થાઓમાં સરદારશ્રીને જેટલો રસ હતો તેથી જરાયે ઓછો રસ એમણે ગુજરાતમાં ખીલતી બીજી વિદ્યા-પ્રવૃત્તિઓ વિશે દાખવ્યો નથી. મહાન પુરુષની દૃષ્ટિ અને પ્રવૃત્તિ કાંઈ એક જ માર્ગમા બધાઈ નથી રહેતી, એ તો જ્યાં જ્યાં જેટલુ જેટલું પ્રજાક્ષેમ જુએ ત્યાં ત્યા તેટલુ તેટલું ધ્યાન આપ્યા સિવાય રહી જ ન શકે.

લો સોસાયટી હોય કે અમદાવાદ એજ્યુકેશન સોસાયટી હોય, પણ એ બંનેનુ લક્ષ ગુજરાત વિશ્વવિદ્યાલયની કલ્પનાને મૂર્ત રૂપ આપવાનુ પ્રથમથી જ રહ્યું છે, અને એ ઉદ્દેશની સિદ્ધિ અર્થે સોસાયટીના બધા પ્રયાસ થાય છે, એ બાબત અહેવાલ વાંચનારથી અજ્ઞાત રહે એમ છે જ નહિ. વિશ્વ-વિદ્યાલય અને એની અગભૂત બધી જ નાનીમોટી સંસ્થાઓ એક જ સ્થાનમાં પાસે પાસે હોય તો આખું એક વિદ્યાચક્રવાલ રચાય ને વિદ્યાના સસ્કાર જાણ્યે—અજાણ્યે અરસપરસમાં સક્રાન્ત થાય, એવા ઉદાત્ત ધ્યેયથી જ બધી સસ્થાઓને એક સ્થળે સાંકળવામા આવી છે. બધી સંસ્થાઓ પોતપોતાની પ્રવૃત્તિ અંગે અને બીજી દૃષ્ટિએ ભલે સ્વતંત્ર હોય, છતાં એ બધીમાં સળંગસૂત્રતા અને એકવાક્યતા કે સંવાદીપણું સચવાઈ અને ઉત્તરોત્તર એ વિકસતુ રહે એવો હેતુ સોસાયટીના કાર્યકર્તાઓની નજર સમક્ષ સદા રહ્યો છે, એ આપણે મકાનોની રચના, તંત્રનો સબંધ અને કાર્યકર્તાઓની સમાન મમતા—એ બધાં ઉપરથી જોઈ શકીએ છીએ.

અહેવાલમા ગુજરાત વિદ્યાસભાના આશ્રયે ચાલતા ભો. જે વિદ્યાભવન-નો નિર્દેશ છે, તો એ વિશે પણ મારો વિચાર અહીં દર્શાવવો જોઈએ.

વિશ્વવિદ્યાલયની ભૂમિમાં ચાલતી અનેક સંસ્થાઓ છે, પણ મને એ બધીનો પરિચય નથી અંતરંગ કે નથી પૂરો. એથી ઊલટું, વિદ્યાભવન વિશે હુ કાંઈક વધારે નિકટતાથી જાણું છુ. એની ધ્રુવજીના હાથે સ્થાપના થઈ ત્યારથી અત્યાર લગી એની પ્રવૃત્તિમાં મને વિશેષ રસ રહ્યો છે. ડૉ. ધ્રુવજીના કેળવણી વિષયક ઘણા મનોરથ હતા, પણ પ્રાચ્યવિદ્યા સશોધન ગુજરાતમાં ઉચ્ચ કક્ષાએ ચાલે એ એમનો વિશિષ્ટ મનોરથ હતો. મારા પ્રશ્નના જવાબમાં એમણે એકવાર કહેલું કે હિન્દુસ્તાનમાં યુનિવર્સિટીઓ ઘણી છે, પણ સર આશુતોષની રચનાને તોલે કોઈ આવી શકે એમ નથી એમણે કાશીમાં ઉચ્ચ કક્ષાના પ્રાચ્યવિદ્યાવિષયક વિદ્વાનો જોયેલા. કેટલાક તો એમની દેખરેખ તળે જ ભણાવતા. પણ તેઓ કહેતા કે, 'સંશોધનવૃત્તિ સિવાય પ્રાચ્યવિદ્યાઓ નવયુગમાં પ્રકાશી ન શકે.' તેઓ હિંદુ યુનિવર્સિટીમા જે કામ કરવા અશક્ત હતા તે જ કામ એમને ગુજરાતમા ચાલુ કરવાનો મનોરથ હતો. એમની સામે પુરાતત્ત્વ મંદિરનો નમૂનો પણ હતો. તેથી જ એમણે આ સંસ્થા શરૂ કરી, એમ હું સમજું છું. સદ્ભાગ્યે એ સંસ્થામાં ઉત્તરોત્તર ઘણો વિકાસ થયો છે અને પ્રાચ્યવિદ્યાના સશોધન વિશે ગુજરાત કશું જ નથી કરતુ એ મહેણું સહેવાપણુ રહ્યું નથી. એમાં ધગશવાળો સુસંગઠિત વૃદ્ધ–યુવક અધ્યાપકવર્ગ છે, અને બીજી પણ કેટલીક સગવડ છે આ સંસ્થાનાં સુપરિણામ દૂરવર્તી અને વ્યાપક બનાવવાની ફરજ કાં તો વિશ્વવિદ્યાલયની છે અને કાં તો અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની. જો સોસાયટી સાયન્સ કૉલેજના ઉચ્ચ અભ્યાસને અદ્યતન બનાવવા લાખો રૂપિયા ઉદાર ભાવથી ખરચી શકે તો મારી દૃષ્ટિએ એણે આવા ભવનના કાર્યને પૂરેપૂરો વેગ આપવા અને સાધનસપન્ન બનાવવામા લેશ પણ સંકોચ સેવવો ન જોઈએ. છેવટે તો જીવનમાં બહાર તેમ જ અંદરનાં બધાં શુભ સત્ત્વ આવી જ સાંસ્કારિક કેળવણીથી જાગવાનાં અને વિજ્ઞાનની કોઈ પણ શાખામાં પૂર્ણ પાવરધા થયેલ માનસની યાંત્રિકતામાં રસ રેડવાનાં. તેથી હું સંશોધનનુ મૂલ્ય આંકનાર કાર્યકર્તાઓને સૂચવીશ કે તેઓ આ સંસ્થાને વિકસાવી સોસાયટી કે એ દ્વારા વિશ્વવિદ્યાલયને સર્વાંગીણ બનાવે.

છેવટે સોસાયટીના પ્રયાસોના મૂલ્ય વિશે તટસ્થભાવે કાંઈક કહેવુ જોઈએ. આપણે જોઈએ છીએ કે આ પ્રવૃત્તિમાં શ્રી ગ વા માવલકર પહેલેથી જ એકસરખા ઓતપ્રોત દેખાય છે. તેઓ બીજાં રાજ્યવહીવટી વગેરે ગમે તેટલાં કામ કરતાં હશે, છતા એમનુ મન વિશ્વવિદ્યાલયના વૃક્ષને ગગનગામી બનાવવા ભણી જ રહેલું મેં જ્યારે ને ત્યારે અનુભવ્યું છે. છેલ્લાં પાંચ વર્ષનો જ મારો તો એમની સાથેનો પરિચય, પણ મેં એમનામાં જે તાલા-

વેલી, વિશાળ દૃષ્ટિ, અને નાનામોટા બધા જ કાર્યકર્તાઓ સાથે તાદાત્મ્ય સાધવાની વૃત્તિ જોઈ છે તે જ મને આવી પ્રવૃત્તિનું અસલી મૂલ્ય દેખાય છે. આનો ચેપ બીજા સહકારી કાર્યકર્તાઓમાં પણ ઊતર્યા વિના રહી શકે જ નહિ. જોકે શેઠ અમૃતલાલ કે કસ્તુરભાઈ સાથે મારો પરિચય છે જ નહિ, પણ આ અહેવાલ સાક્ષી પૂરે છે કે તેઓ વિદ્યાવિકાસના ચાલુ યજ્ઞમાં પૂરેપૂરો રસ લઈ રહ્યા છે આ રસનો ચેપ એમણે બીજા અનેક ધનિકોને પણ લગાડ્યો છે, અને એમાં શંકા નથી કે આ ચેપ ઉત્તરોત્તર વધતો જવાનો છે અત્યાર લગીમાં આ ચેપને લીધે જ શેઠશ્રી નવીનચંદ્ર, ડૉ. વિક્રમ સારાભાઈ, શેઠશ્રી શાંતિલાલ મંગળદાસ વગેરેએ વટબીજના વિસ્તારમાં ફાળો આપ્યો છે, એ પણ સોસાયટીના પ્રયાસનુ જેવુંતેવુ મૂલ્ય નથી. જે અનેક વિશિષ્ટ અધ્યાપકો અને બીજા કાર્યકર્તાઓ સોસાયટીને મળ્યા છે, તેમ જ જે પ્રતિભાશાળી વિદ્યાર્થીઓની સંપત સોસાયટીને લાધી છે તે પણ સોસાયટીનું મહામૂલુ ધન છે. આ રીતે આપણે સોસાયટીના પ્રયાસોનો વિચાર કરીએ તો આશા પડે છે કે એનો લોકકલ્યાણ કરવાનો મંગળવાહી ઉદ્દેશ વધારે ને વધારે સિદ્ધ થવાનો જ છે અને ક્યારેક, કદાચ બહુ જ થોડા વખતમાં, એવો પણ સમય આવશે કે ડૉ. ધ્રુવને કેળવણીની બાબતમાં ગુજરાત પછાત છે એવુ જે લાગતું તેના સ્થાનમા કાંઈ જુદું જ ચિત્ર એમનો સ્વર્ગવાસી આત્મા નિહાળશે.*

* ‘ગુજરાતનાં શૈક્ષણિક પ્રગતિ તથા વિકાસ: અમદાવાદ એજ્યુકેશન સોસાયટીના પ્રયત્ન.’ (૧૯૫૧)ની પ્રસ્તાવના.

# ઉચ્ચ શિક્ષણની બોધભાષાનો પ્રશ્ન

[ ૩૦ ]

કેળવણીની નવી રચનાની ચર્ચાવિચારણામાં શિક્ષણના વાહનના પ્રશ્ને, એટલે કે બોધભાષાના પ્રશ્ને, ઠીકઠીક મતભેદો ઊભા કર્યા જણાય છે. એટલે આ પ્રશ્ન પર સ્વસ્થ ચિત્તે વિચાર કરી યોગ્ય નિર્ણય ઉપજાવવાની પુષ્કળ જરૂર છે. એ પ્રશ્ન પ્રજાની કેળવણીનો હોવાથી નિર્ણય કરવામાં જો ભૂલ થાય તો આખી પ્રજાને એનો ગેરલાભ વેઠવો પડે.

શુદ્ધ કેળવણીની દૃષ્ટિએ તો જે પ્રજાની જે ભાષા તે જ તેની બોધભાષા હોવી જોઈએ એ વિશે બે મત છે જ નહિ. નવાં વિશ્વવિદ્યાલયોને લક્ષીને વિચાર કરીએ ત્યારે પણ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણમાં બોધભાષા તે સ્વભાષા જ હોવી જોઈએ એ વિશે પણ એકમત દેખાય છે. આપણે ત્યાં ગુજરાત વિશ્વવિદ્યાલયની પ્રવૃત્તિ ચાલી રહી છે, તેમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ માટે બોધભાષા ગુજરાતીથી ભિન્ન એવી કોઈ ભાષા હોય એમ સૂચવાયું જાણ્યું નથી. એ જ પ્રમાણે, હમણા જૂનાગઢમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું સત્તરમું સમેલન થયું, તેમાં પસાર થયેલા એક ઠરાવમાં 'વિદ્યાર્થીનો મનોવિકાસ પૂરેપૂરો થાય તે માટે' માતૃભાષા જ પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણના માધ્યમ તરીકે રહેવી જોઈએ એમ જણાવાયું છે. એટલે જે વિચારવાની બાબત છે તે માત્ર ઉચ્ચ શિક્ષણ પરત્વે છે.

ઉચ્ચ શિક્ષણ જો ગુજરાતમાં આપવાનુ હોય અને તેનો લાભ ઉપરથી નીચે સુધી સૌને મળી રહે તેમ કરવાનો ઉદ્દેશ હોય, તો ઉચ્ચ શિક્ષણ પણ જો ગુજરાતી ભાષા દ્વારા અપાય તો અને તો જ એ શિક્ષણનાં બધા સુપરિણામો પ્રજાવ્યાપી બને, એ વસ્તુ કેળવણીની દૃષ્ટિએ તો દીવા જેવી ચોખ્ખી છે. પહેલેથી સત્તાસ્થાને ચડી બેઠેલી અને અન્યથા ઘણા લાભો પૂરા પાડતી અંગ્રેજી ભાષા સામે પ્રજાનુ હિત વાંચ્છનારા કેળવણીકારો વિરોધ ઉઠાવતા રહ્યા છે, તેનું કારણ પણ- આ જ હતું ને, કે અગ્રેજી દ્વારા મળતું શિક્ષણ પ્રજાના બધા થરોમાં પહોંચતુ નથી? અને હવે તો નિર્વિવાદપણે સ્વીકારાયું છે. કે અગ્રેજી ભાષા અનેક રીતે શીખવી અને જાણવી જરૂરી હોવા છતાં તે બોધભાષા તો ન જ રહી શકે. જેમ અંગ્રેજી તેમ બીજી કોઈ પણ ગુજરાતી–ભિન્ન ભાષા ગુજરાતમાં ગુજરાતીનું સ્થાન બોધભાષા તરીકે તો

લઈ ન જ શકે. અને તેવું જ બીજા પ્રાન્તોમાં બીજી પ્રાન્તભાષાઓનું.

તેમ છતાં પ્રજાવ્યાપી કેળવણી સિવાયના જુદા જુદા હેતુઓથી ઉચ્ચ શિક્ષણના વાહન તરીકે અત્યારે રાષ્ટ્રભાષાની હિમાયત કરવામાં આવે છે. રાષ્ટ્રભાષાનું શિક્ષણ વિવિધભાષાભાષી આપણા દેશમાં આન્તરપ્રાન્તીય વ્યવહાર માટે તેમ જ રાષ્ટ્રીય ઐક્ય અને અખંડતાની ભાવનાને દૃઢ કરવા માટે અનિવાર્ય છે, એ વિશે પણ ભાગ્યે જ બે મત છે. કોઈ પણ પ્રાન્તના રહીશને મધ્યસ્થ વહીવટીતંત્રમા ગોઠવાતાં જરા પણ મુશ્કેલી ન પડે, એટલું જ નહિ, સાંસ્કૃતિક વિષયોમાં પણ જરૂર પડતાં વિચાર–વિનિમયને માટે સરલતાથી એને પ્રયોજી શકાય એટલુ એનું શિક્ષણ આપવાનો પ્રબંધ અવશ્ય થવો જોઈએ, એ વિશે પણ મતભેદને ઝાઝો અવકાશ રહ્યો નથી. એટલે પ્રશ્ન તો રાષ્ટ્રભાષાને ઉચ્ચ શિક્ષણની બોધભાષા તરીકે સ્વીકારવી કે નહિ તે જ છે

જો એને એ રીતે સ્વીકારીએ તો નીચેનાં પરિણામો માટે આપણે તૈયાર રહેવું જોઈએ.

૧ ઉપરથી નીચે સુધીની પ્રજામાં કેળવણીના દરેક પ્રવાહના એકસરખા લાભોની ઉપેક્ષા કરવી

૨ ગુજરાતી ભાષાની શક્તિ વિશેષ વિકાસ માટે નથી, અથવા હોય તોપણ એવા વિકાસનો આગ્રહ રાખવાની જરૂર નથી, એમ માની આત્મ-સંતોષી થઈ જવુ અને તેના વિકાસને બહુ તો કાવ્ય–નાટકાદિ જેવા સાહિત્યિક વિષય પૂરતો મર્યાદિત કરી લેવાની વૃત્તિ કેળવવી.

૩. સાહિત્યમા પણ તેટલા જ વિકાસથી સતોષ માનવો કે જેટલો બીજા અનેક વિષયોના સાહજિક ખેડાણ વિના સંભવિત હોય. (સાહિત્ય પણ વિકાસની પૂર્ણ કળાએ ત્યારે જ પહોંચી શકે જ્યારે બીજા અનેક વિષયોનું જ્ઞાન પ્રજાવ્યાપી બનેલુ હોય અને લેખકને ગળથૂથીમાં મળેલુ હોય.)

ઊલટ પક્ષે, જ્યારે ગુજરાતમાં ગુજરાતી ભાષાને જ બોધભાષા કરવાની હિમાયત કરીએ ત્યારે એ પણ જોવુ જોઈએ કે, ગુજરાતી ભાષાની શક્તિ કેટલી છે અને તેના વિકાસની શક્યતા કેટલી છે? ઇતિહાસ અને અનુભવ એમ કહે છે કે ગુજરાતી ભાષામાં શિક્ષણના સમગ્ર પ્રદેશોને આવરવાની શક્તિ અવશ્ય છે. જ્યારે જ્યારે એને યોગ્ય હાથનું સંચાલન મળ્યું છે ત્યારે ત્યારે એણે એ શક્તિ પુરવાર કરી છે. છેલ્લે ગુજરાત વિદ્યાપીઠ અને ગાંધીજી દ્વારા ગુજરાતી ભાષાએ પોતાનું જે અસાધારણ પોત દર્શાવ્યુ છે તે એનું ઉત્તમ ઉદાહરણ છે.

ગુજરાતી ભાષા મૂળે સંસ્કૃત અને પ્રાકૃતનો બધો જ વારસો ધરાવે

છે અને બીજી વારસદાર બધી જ ભાષાઓની તે સમીપ છે, અર્થાત્ સમકક્ષ છે. એટલે એક અથવા બીજે કારણે જે વિષયો હજી લગી ગુજરાતી ભાષામાં થોડેઘણે અંશે નથી ખેડાયા તે વિષયો પણ પૂર્ણપણે ખેડવાની બાબતમાં ગુજરાતી ભાષામાં હિંદુસ્તાનની બીજી કોઈ પણ પ્રાન્તીય કે રાષ્ટ્રીય ભાષા કરતાં ઓછી શક્તિ છે એમ માનવાને એક પણ કારણ નથી. એવી સ્થિતિમાં ગુજરાતી ભાષાને ગુજરાતમાં જ બોધભાષા ન સ્વીકારવી એનો અર્થ એ જ થાય કે તેની શક્યતાને રૂંધી નાખવી અને સાથેસાથે પ્રજાનું કાઠું પણ ઠીંગણું કરી નાખવું.

આ પ્રશ્ન ભાષાભિમાનનો નથી, પણ પ્રજાકેળવણીનો છે. અને જેમના તાટસ્થ્ય વિશે ભાગ્યે જ કોઈને કશી શંકા આવે એવા પુરુષોએ રાષ્ટ્રસંગઠન અને પ્રજાવ્યાપી કેળવણીની બેવડી દૃષ્ટિથી જુદે જુદે સમયે આ વિષયમાં જે અભિપ્રાયો ઉચ્ચાર્યા છે તે શાન્તિથી વિચારવા જેવા છે.

પૂજ્ય મહાત્માજીનો રાષ્ટ્રભાષા માટેનો આગ્રહ કોઈથી ઊતરે એવો નહોતો. ગુજરાત વિદ્યાપીઠના ઉચ્ચ અભ્યાસક્રમમાં હિંદી–હિંદુસ્તાનીને એ દૃષ્ટિથી સૌથી પહેલાં તેમણે જ સ્થાન આપ્યું હતું, પરંતુ બોધભાષા તરીકે તેમણે ગુજરાતીનો જ આગ્રહ રાખ્યો હતો. જેમને ગુજરાતી કે હિંદી એમાંથી એકે ભાષા નહોતી ફાવતી તેવા બીજા પ્રાન્તના અધ્યાપકોને અપવાદરૂપે અંગ્રેજીનો અથવા તેમને ફાવતી બીજી ભાષાનો આશ્રય તેઓ લેવા દેતા, પણ આ લોકો પણ ગુજરાતી શીખી લે એવી તાકીદ તેઓ કર્યા જ કરતા. જે પ્રદેશમાં રહેવાનું હોય તે પ્રદેશની ભાષા માટે ગાંધીજીનો આગ્રહ હમેશાં એ પ્રમાણે રહેતો. એક વાર ગાંધીજી ગુજરાત વિદ્યાપીઠમાં ભાષણ કરવાના હતા. મીરાંબહેન પણ એ પ્રસંગે હાજર હતાં. ગાંધીજીએ ગુજરાતીમાં ભાષણ કરવા માંડ્યું, એટલે મીરાંબહેને સૂચવ્યું કે, 'બાપુજી, હિંદી બોલીએ.' ગાંધીજીએ તરત પરખાવ્યું, 'ગુજરાતમાં ગુજરાતીઓ સમક્ષ હું હિંદી બોલું? તમે ગુજરાતી શીખી લો.' એ બહેન ઇંગ્લેંડથી આ દેશની સેવા કરવા આવેલાં એ સુવિદિત છે. ગાંધીજીએ એમને પણ સૌથી પહેલાં દેશની સેવા કરવા દેશની ભાષા શીખી લેવાની શિખામણ આપી હતી; તે મુજબ એમણે હિંદી શીખી લીધેલું. સ્વાભાવિક રીતે જ દેશની સર્વમાન્ય થઈ શકે એવી ભાષાનો આગ્રહ એમનાથી રખાઈ ગયો., તો ત્યાં પણ ગાંધીજીએ એની મર્યાદા બતાવી.

આચાર્ય કૃપાલાનીજીને પણ ગાંધીજી ગુજરાતી શીખી લેવાની તાકીદ જ કરતા. તેઓ કહેતા : 'કૃપાલાનીજી, આપકો આચાર્ય તો રહના હૈ, લેકિન

ગુજરાતી બનના હોગા.' ગિદવાણીજીને પણ એ તાકીદ કરતા. બધા એ માટે પ્રયત્નશીલ પણ રહેતા, અને ગાંધીજીનું કથન કોઈને કડવું લાગ્યું જાણ્યું નથી, અર્થાત્ રાષ્ટ્રભાષા અને ગુજરાતી વચ્ચે વિદ્યાપીઠમાં કદી અથડામણી થઈ હોય એમ જાણ્યું નથી. રાષ્ટ્રભાષા માટે આટલો બધો આગ્રહ છતાં ગુજરાતમાં સૌનું મોઢું ગુજરાતી ભાષા તરફ રહેવું જોઈએ, એનો ગાંધીજીને આ પ્રકારનો આગ્રહ હતો એની પાછળ દૃષ્ટિ એ હતી કે શિક્ષણના તમામ લાભો પ્રજાના થરેથરમાં પચે.

શ્રી કિશોરલાલ મશરૂવાળાની દૃષ્ટિ પણ આ જ પ્રકારની છે. એમને તો સ્વભાષાનોયે આગ્રહ નથી. એ તો માને છે કે 'માણસની કોઈ કુદરતી સ્વભાષા (માતૃભાષા કે પિતૃભાષા) છે જ નહિ.' ભાષા અને લિપિને તે કેળવણી કે જ્ઞાન માનતા નથી, કેવળ એનાં વાહન કે સાધન માને છે. છતાં 'સમૂળી ક્રાન્તિ' માં 'કેળવણી' નામના છેલ્લા વિભાગમાં 'સિદ્ધાન્તોનો નિશ્ચય' એ પ્રકરણમાં એમણે બે વાતો પૂરતી સ્પષ્ટતાથી કહી છે. એક એ કે, "સ્વ-ભાષા દ્વારા શિક્ષણ મળે તે કરતાં (પરદેશમાં જઈને શીખવાનો પ્રશ્ન ન હોય તો) बाळपणथी छेवट सुधी एक ज भाषा द्वारा शिक्षण मळे ए वधु महत्त्वनुं छे. शिक्षणनु वाहन वारेवारे बदलाय ए इष्ट नथी. પ્રાથમિક શિક્ષણ એકમાં, માધ્યમિક બીજીમાં, અને ઉચ્ચ ત્રીજીમા એ બરાબર નથી. ...કમમાં કમ એક પ્રાન્તમાં એક જ ભાષા દ્વારા શિક્ષણ અપાય એ ઇષ્ટ છે."

બીજી વાત એમણે એ કહી છે, "કેળવણીનું સારામાં સારું અને સફળ વાહન કેળવણી આપનારની નહિ, પણ કેળવણી લેનારની સ્વભાષા છે."

આપણે ત્યાં જે વિખવાદો છે તેથી શ્રી. મશરૂવાળા અજાણ તો નથી જ, છતાં એમણે આમ કહ્યું છે તેની પાછળની દૃષ્ટિ સમજાવી જોઈએ. 'બોલનાર શિક્ષકે કે વ્યાખ્યાનકારે સાંભળનારની ભાષા શીખવી ઘટે, ન કે એથી ઊલટું.' એ નિયમ દર્શાવીને એમણે કહ્યું છે કે, 'કેટલેક અંશે સભ્યતા પણ આ નિયમમાં છે.'

બાબુ રાજેન્દ્રપ્રસાદે પણ આ પ્રશ્ન પરત્વે પોતાનાં મંતવ્યો 'હરિજન'-મા થોડાક વખત પર જ પ્રગટ કર્યાં હતાં. એમણે એમાં ઉચિત જ કહ્યું છે કે, "પોતપોતાની ફરજ બરાબર બજાવી શકે એટલા માટે વહીવટી અમલદારો સુપ્રીમ કોર્ટ, પ્રાન્તિક સરકારો અને હાઈકોર્ટના જ નહિ, પણ છેક નીચલી

અદાલતોના વકીલો અને ન્યાયાધીશો, ધારાસભાના સભ્યો વગેરેએ ઓછામાં ઓછી હિંદ સમગ્રની સર્વમાન્ય ભાષા જાણી લેવી જોઈએ એના પરથી એ ફલિત થાય છે કે એ સર્વમાન્ય ભાષા સંખ્યાબંધ લોકોએ શીખવાની રહેશે અને લોકશાહીને સફળતાપૂર્વક ચલાવવી હોય તો તે સમગ્ર પ્રજાવ્યાપી નહિ, તો બની શકે એટલી બહોળી ફેલાયેલી હોવી જોઈએ."

આ વિધાનના અક્ષરેઅક્ષર સાથે મળતા થવામાં હિંદ એક અને અવિભાજ્ય રહે એવું પ્રામાણિકપણે ઝંખનાર કોઈને પણ કશો જ વાંધો હોવો ના જોઈએ. બાળુકાઓ રાજભાષા એટલે કે હિંદની સમાન ભાષા અર્થાત્ હિંદી–હિંદુસ્તાનીનો અભ્યાસ ઊંડાણથી તેમ જ વેગથી કરવાની હિમાયત કરી છે; એટલું જ નહિ, અદાલતી કામકાજનો અને સંશોધનનો લાભ આખા દેશને એકસરખો મળતો રહે એટલા ખાતર તેમ જ નોકરીઓમા પસંદગી પામવા ખાતર પણ એ ભાષામાં સારી સરખી પ્રવીણતા મેળવવા પર ભાર મૂક્યો છે. એમણે કહ્યું છે. "કેળવાયેલા અથવા ભણેલાગણેલા ગણાવાનો દાવો રાખનાર દરેક માણસે હિંદની સમાન ભાષા એટલે કે રાજભાષા અને પોતાના પ્રદેશની ભાષા એમ બે ભાષા ઓછામા ઓછી જાણવી રહેશે."

પણ એમણે પણ વિદ્યાપીઠોમાં રાષ્ટ્રભાષા શિક્ષણનું માધ્યમ બને એવો આગ્રહ સેવ્યો નથી નિરાગ્રહી બુદ્ધિથી એ અભિજાત પુરુષે આ પ્રમાણે સ્પષ્ટ કહ્યુ છે, "દેશભરમાં વિદ્યાપીઠો ભલે હિંદની સમાન ભાષાને પોતાનું શિક્ષણનું માધ્યમ ન રાખે, પણ એ વિદ્યાપીઠોના વિદ્યાર્થીઓને આખા મુલકની સેવા કરવાની અને દેશભરની સમાન રસ અથવા હિતની બાબતોના સંપર્કમા રહેવાની ઉમેદ હોય તો તેમનામાંના ઘણાખરાનો હિંદની સમાન ભાષાનો ખંતથી અભ્યાસ કર્યા વિના છૂટકો નહિ થાય" વળી કહ્યુ છે, "વિશ્વ-વિદ્યાલયોમાંથી નીકળનારા જે વિદ્યાર્થીઓ ઊંચા સરકારી હોદ્દાઓ મેળવવાની આકાંક્ષા રાખતા હશે, રાજદ્વારી વ્યવસાયમાં પડવા ધારતા હશે, વધારે ઊંચી જાતની વિજ્ઞાનની અથવા યંત્રોદ્યોગની વિદ્યાઓનું જ્ઞાન મેળવતા માગતા હશે, વૃત્તવિવેચનના વ્યવસાયમાં પડવા ઇચ્છતા હશે, તે સૌને હિંદની સમાન ભાષામાં સારું પ્રાવીણ્ય મેળવવાની સગવડ મળવી જ જોઈએ. આ આશય પાર પાડવો હોય તો માધ્યમિક શાળાના ચોથા ધોરણથી ઉપરના ધોરણના અભ્યાસક્રમમાં હિંદની સમાન ભાષાને બીજી ભાષાના ફરજિયાત વિષય તરીકે બધા પ્રાંતોમાં રાખવો પડશે અને હરેક રીતે તેના અભ્યાસને પ્રોત્સાહન આપવું જોઈશે."

આ પ્રસંગે, ૧૯૪૫માં જયપુર ખાતે મળેલા અખિલ હિંદ લેખક સમેલનમાં યોજાયેલી એક વ્યાખ્યાનમાળાના મુખ્ય વક્તાના પદેથી પં. જવાહરલાલ નેહરૂએ જે મનનીય વિચારો પ્રગટ કર્યાં હતા તે ટાંકવાનો લોભ જતો કરી શકતો નથી: 'એકીકરણના એક બળ તરીકે હિંદના પ્રાન્તીય સાહિત્યોનો વિકાસ' એ એ વ્યાખ્યાનમાળાનો વિષય હતો. પં. જવાહરલાલે પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યુ હતું કે, "પ્રાન્તીય ભાષાઓનો વિકાસ થવાને લીધે એકતાવિરોધી વલણ રચાયું હોવાનું મારી જાણમા નથી. અમુક અંશે એથી પ્રાન્ત વિશેની મમતા થોડીક વધી હોય કે પ્રાન્તીયતાને વેગ મળ્યો હોય અને પ્રાન્તની સંસ્કૃતિનો વિકાસ થયો હોય એ વિશે શંકા નથી. એક બંગાળી બંગાળી ભાષા વિશે અભિમાન ધરાવતો હોય, ગુજરાતી ગુજરાતી વિશે અને મહારાષ્ટ્રી મરાઠી વિશે, અને એમ બીજા પ્રાન્તવાળા પોતપોતાની ભાષા વિશે અભિમાન ધરાવતા હોય તેમાં કશુ અજુગતું નથી એમનાં એ અભિમાન સકારણ છે, યોગ્ય છે, પણ હું નથી માનતો કે આ લાગણી અને રાષ્ટ્ર સાથેની પોતાની તદાકારતાની વિશાલતર લાગણી વચ્ચે અથડામણ પેદા થતી હોય, કેમ કે, હુ સમજું છુ ત્યાં સુધી એકતા વત્તા ભિન્નતા વત્તા વિવિધતા એ તો હિદની વિચારસરણીનો પાયો છે બધાને એક જ લાકડીએ હાંકીને એકસરખા કરી મૂકવાનું એના સ્વભાવમા નથી એટલે આ બે લાગણીઓ વઢી મરતી નથી, કેમ કે, દરેક પ્રાન્ત, દરેક વિભાગ, પોતપોતાની ભૂતકાળની સાંસ્કૃતિક સિદ્ધિઓ વિશે ગર્વ અનુભવતો છતાં એમ સમજે છે કે પોતે વિશાલતર સમસ્તનો એક અંશમાત્ર છે .

"હિદમાં પ્રાન્તીય ભાષાઓનો વિકાસ થવાથી ભેદો અથવા તાત્ત્વિક અલગપણાની લાગણી વધે એવુ કશુ મને દેખાતું નથી. એક બીજો મુદ્દો પણ વિચારવા જેવો છે. ખરેખર તો, જો હું રવીન્દ્રનાથ ઠાકુરનો દાખલો ટાંકું તો, એ કેવી અસાધારણ બાબત છે કે એમના જેવા માણસ લખે બંગાળીમાં તોપણ હિંદની બીજી એકેએક ભાષા ઉપર, હિંદી ઉપર તો ખાસ, અસર પાડી શકે છે. એ એમ પુરવાર કરે છે કે સાંસ્કૃતિક ક્ષેત્રમા આ પ્રકારના દિગ્ગજો હંમેશાં પ્રાન્તોના સીમાડા ઓળંગી જાય છે. જો એક ભાષા વિકસે તો એ જરૂર બીજીને વિકસવામા મદદ કરે છે, એ બીજી ભાષાઓને નડતરરૂપ થતી નથી. એ એની સાથે અથડામણ ઊભી કરતી નથી. એથી જ તો જે હિંદી અને ઉર્દૂની બાબતમાં કજિયો કરે છે તેમની સામે મારે મોટી ફરિયાદ છે.

"...જો ભાષાનો પ્રશ્ન હિંદની એકતાનો ધ્વંસ કરે તો એમાં ભાષાનો દોષ નહિ હોય, પણ હિંદમાં જે કેટલાક રાજકારણી મોરચા રચાયા કરે છે તેની કેટલીક વિચારસરણીઓનો દોષ હશે. મને પાકી ખાતરી છે કે ભાષાઓ જાતે થઈને કદી વિનાશનું સાધન બનતી નથી કે વિભેદ તરફ દોરી જતી નથી....

"ભાષાઓના પ્રશ્નની પાછળ રહેલા રાજકારણને આપણે વેગળું મૂકીએ તો આખરે તો તાત્ત્વિક પ્રશ્ન આ જ રહે છે કે આપણામાં એક સમાન જીવનદૃષ્ટિ કે નીતિનાં સમાન ધોરણો છે કે કેમ? જો એમાં મોટા ભેદો હોય તો એ ભેદો ભાષાઓમાં પણ ઊતરી આવે અને અનેક દુષ્પરિણામો સરજે ...જો આપણામાં સદ્‌વર્તનનાં સમાન ધોરણો હોય તો આપણે ખુશીથી એકઠા રહી શકીએ."

હમણાં જ થોડા વખત ઉપર શાન્તિનિકેતનમાં ભાષણ કરતાં પં. રાહુલ સાંકૃત્યાયન, જેમનો દેશવિદેશનો અને ખાસ કરીને રશિયન વિદ્યા-સંસ્થાઓનો પ્રત્યક્ષ અને બહોળો અનુભવ છે, તેમણે આ જ પ્રશ્ન સંબંધી પોતાના જે વિચારો વ્યક્ત કર્યા હતા તે પણ નોંધવા જેવા છે.

"પશ્ચિમમાં આલ્બેનિયા જેવા નાના દેશો અને એશિયામાં તિબેટ જેવો દેશ જો શિક્ષણની તમામ કક્ષાઓમા સ્વભાષામાં જ શિક્ષણ આપે છે તો હિંદના પ્રાન્તો શા માટે તેમ ન કરી શકે તે હું સમજી શકતો નથી."

(પંડિતજીના રાષ્ટ્રભાષા સંબંધી વિચારો નોંધવા અત્રે કદાચ પ્રસ્તુત ન ગણાય, પણ એ જ ભાષણમાં એમણે એ પણ કહ્યુ હતુ કે હિંદીએ જ્યારે તમામ પ્રાન્તભાષાઓની સમૃદ્ધિ આત્મસાત્ કરી લીધી હશે અને એ પોતે વિપુલ શબ્દભંડારવાળી સમર્થ ભાષા બની હશે ત્યારે જ તે રાષ્ટ્રભાષા તરીકે કામ આવી શકશે.)

છેલ્લે આન્ધ્ર યુનિવર્સિટીના સમાવર્તન સમારંભ પ્રસંગે શ્રી. અરવિંદે મોકલેલા સંદેશામાંથી નીચેની મનનીય કંડિકા પ્રસ્તુત લાગવાથી ઊતારું છું:

"એકસપાટે બધુ એકસરખું કરી મૂકવામાં જ કેટલાકને સાચા સંઘનાં, એક અને અખંડ રાષ્ટ્રના. દર્શન થાય છે. એને સિદ્ધ કરવા એક જ રાષ્ટ્રીય

ભાષા દ્વારા વહીવટ, ભાષા, સાહિત્ય, કલા–કેળવણી એ સર્વનાં નિશ્ચિત ધોરણો ઉપજાવવાનો અને એકરૂપતા લાવવાનો એમને આગ્રહ છે. ભવિષ્યમાં આ કલ્પના કેટલે અંશે સિદ્ધ થઈ શકે એની આગાહી કરવી કઠણ છે, પણ અત્યારે તો એમ કરવું અવ્યવહારુ છે એ સાવ દેખીતું છે. એમ કરવું એ ખરેખર હિંદના લાભમાં છે કે કેમ તે પણ શંકાસ્પદ છે. દેશની પ્રાચીન વિવિધતાઓમાં જેમ મોટા લાભો રહ્યા હતા તેમ એમાં ત્રુટિઓ પણ હતી. પણ આ ભિન્નતાઓને લીધે આ દેશ જીવનકલા અને સંસ્કૃતિનાં અનેક જીવતાં અને ધબકતાં કેન્દ્રોનુ ધામ બન્યો હતો, દેશની એકતામાં સમૃદ્ધ અને તેજસ્વી રંગોની ભભકવાળી વિવિધતાની ભાત પડી હતી. બધુ ઐશ્વર્ય પ્રાન્તોની થોડીક રાજધાનીઓમા કે સામ્રાજ્યના પાટનગરમાં ખેંચાઈ ગયું હોય અને બીજાં નગરો અને પ્રદેશો એમના તાબેદાર બનીને રહેતા હોય અથવા સાંસ્કૃતિક અર્થમાં ઘોરતાં હોય એવુ અહી બન્યુ નહોતું. આખો દેશ એના અનેક ભાગોમાં પૂર્ણ ચૈતન્યથી જીવતો હતો, અને એથી સમસ્ત રાષ્ટ્રની સર્જક શક્તિ ખૂબ જ વધી ગઈ હતી. આ વિવિધતા હિંદની એકતાને ઘટાડે અથવા જોખમમાં મૂકે એવી શક્યતા હવે તો મુદ્દલ રહી નથી. જે વિશાળ અંતરો પૂર્વે લોકોને સરસા આવવામાં અને પૂરેપૂરો વ્યવહાર કરવામાં અંતરાયરૂપ હતા તે તો હવે વિજ્ઞાનના વિકાસને લીધે અને વ્યવહારનાં સાધનો ઝડપી થવાને લીધે, અલગ પાડવાના અર્થમાં, અંતરો જ રહ્યાં નથી. સમવાયી ભાવના અને એને સંપૂર્ણ કાર્યક્ષમ બનાવનારું પરિપૂર્ણ તંત્ર પણ શોધાઈ ગયેલ છે. આ સર્વ ઉપરાંત, સ્વદેશભક્તિમૂલક એકતાની લાગણી પણ પ્રજાના હૃદયમાં એવી દૃઢ રોપાઈ છે કે હવે સહેજમા એ ઊખડી શકે એમ નથી. હવે તો ઉપરાષ્ટ્રો સમા પ્રાન્તોની વાજબી આકાંક્ષાઓ તૃપ્ત કરવામાં એકતાનો હ્રાસ થવાનો ભય છે, તે કરતાં તેમને તેમનુ સ્વાભાવિક જીવન નહિ જીવવા દેવામાં વિશેષ ભય છે.. વિવિધતામાં એકતાનો સિદ્ધાન્ત આ દેશની પ્રકૃતિને પથ્ય છે અને એની પરિપૂર્ણતાની દિશામા જ એના અસ્તિત્વની મુખ્ય ગતિ થઈ છે एकमा बहुनो આવિર્ભાવ નિહાળવાની એની પ્રકૃતિ છે અને એ જ એને એના સ્વભાવ અને સ્વધર્મના પાયા પર સ્થિર ગોઠવી આપશે.”

જો ઉપર સૂચવાયેલી દૃષ્ટિથી ગુજરાતમા ગુજરાતી જ બોધભાષા થવા યોગ્ય હોય તો એની જગા રાષ્ટ્રભાષાને આપવાની પાછળ કઈ દૃષ્ટિ છે તે પણ આપણે વિચારી લઈએ. એમ કહેવાય છે કે જો બોધભાષા ગુજરાતી હોય તો અખંડ રાષ્ટ્રીયતામાં ખલેલ પડે, અગર કાંઈ ને કાંઈ અનિષ્ટ

અથડામણ ઊભી થાય. પણ આ મુદ્દો કહેવામાં જેટલો સરલ છે તેટલો જ સમજવામાં અઘરો છે. જો ગુજરાત બીજા પ્રાન્તોની પેઠે એક જુદો પ્રાન્ત રહેવાનો જ હોય અને સાથે હિન્દુસ્તાનના એક ભાગ તરીકે પણ રહેવાનો જ હોય તો, તેની બધી વિશેષતાઓ અન્ય પ્રાન્તોની પેઠે કાયમ રહેવાની, એ કાંઈ ભૂંસાવાની નહિ જ. અને તે બધી વિશેષતાઓ જો હિંદુસ્તાનની અખંડતાને બાધક નહિ થાય તો માત્ર ભાષાની વિશેષતા અખંડતાને બાધક થશે એમ કહેવું એ કેટલું અસંગત છે?

એ જ રીતે જો ઉચ્ચ શિક્ષણ પૂરતી રાષ્ટ્રભાષાને બોધભાષા તરીકે સ્વીકારવાથી અથડામણ ટળવાની હોય તો એ પણ ધ્યાનમા રાખવું ઘટે કે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની બોધભાષા ગુજરાતી રહેવાથી અથડામણનું મૂળ તો કાયમ જ રહેવાનુ. કેળવણીની નવી રચનામાં ઘણું કરીને માધ્યમિક શિક્ષણને નાગરિકત્વ ખીલવવાનું સ્વતંત્ર ધ્યેય રહેવાનું અને કેળવણી ફરજિયાત થતાં પણ રાષ્ટ્રમાં માધ્યમિક કક્ષા સુધીની કેળવણી જ ફરજિયાત થઈ શકવાની—જેમ આજે રશિયા આદિ પશ્ચિમના દેશોમાં છે તેમ; અને જો પ્રાન્તિક સ્વશાસન ચાલુ જ રાખવામાં આવે તો એમાં આટલે સુધીની કેળવણી પામેલા સમાજની વિશિષ્ટ માન્યતાઓ, લક્ષણો, જરૂરતો આદિની છાયા પડવાની; એટલે કે શિક્ષણ પાછળની દૃષ્ટિ નીરોગી અને રાષ્ટ્રની અખંડતાને બાધક ન હોય તેવી રાખીને આ વિશિષ્ટત્વને નિરુપદ્રવી બનાવવું પડવાનું. જો હકીકત આમ જ હોય તો પછી ઉચ્ચ શિક્ષણમા શા માટે અસ્વાભાવિક, કૃત્રિમ અને ઉપરથી લાદેલી બોધભાષાનો આગ્રહ સેવવો?

એક બીજો મુદ્દો પણ વિચારવા જેવો છે. જે લોકો પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ ગુજરાતી ભાષા દ્વારા પામ્યા હશે તે ખરેખર તો ઉચ્ચ શિક્ષણ પણ એમાં જ લેવાનો આગ્રહ સેવશે અને ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકેની બીજી કોઈ પણ ભાષા સામે બળવો પોકારશે; અર્થાત્ અખંડતા સિદ્ધ કરવા માટેનો ઉપાય ઊલટો ભેદ અને કલહ વધારવાનું સાધન બનશે. એટલે જેઓ પ્રાન્તભાષા અને રાષ્ટ્રભાષા વચ્ચે તેમ જ પ્રાન્ત અને રાષ્ટ્ર વચ્ચે અથડામણનો ભય જોતા હોય, તેમણે તો પ્રાથમિકથી તે ઉચ્ચ શિક્ષણ સુધી અને શિક્ષણની તમામ શાખાઓમાં, માત્ર રાષ્ટ્રભાષાને જ સ્થાન આપવાનો અફર આગ્રહ અને પ્રયત્ન રાખવો જોઈએ! એવો આગ્રહ કંઈક સમજી શકાય એવો છે. બાકી પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પ્રાન્તીય ભાષામાં આપવાથી રાષ્ટ્રીયતા

સાથે અથડામણુ નથી આવવાની એમ માની તેટલાનો બચાવ કરવામાં આવે તો બચાવની એ જ દલીલ ઉચ્ચ શિક્ષણમાં પણ લાગુ પડે છે.

આ તો એક તાર્કિક દલીલ થઈ, પણ અથડામણનો પ્રશ્ન વિચારીએ ત્યારે જરા વધારે ઊંડા ઊતરવુ જોઈએ. અથડામણ ઊભી થાય છે તે તો માનસિક દોષોને કારણે થાય છે ખાસ કરીને આર્થિક તેમ જ સત્તાના પ્રશ્નો એવા છે કે તેને લીધે માણસનું મન વિકૃત થાય છે અને તે જ કારણે તે બીજાઓની સાથે અથડામણમા આવે છે. જ્યા આવી માનસિક વિકૃતિ નથી હોતી એટલે કે આર્થિક અને રાજપ્રકરણી મહત્ત્વાકાંક્ષા વધારે પડતી નથી હોતી ત્યા એ જુદી જુદી ભાષાઓ બોલનાર વચ્ચે પણ કદી અથડામણ મચી જાણી નથી એથી ઊલટું, એકભાષાભાષી વ્યક્તિઓ કે એક ભાષામાં વ્યવહાર કરતી કેળવણીની સંસ્થાઓમાં પણ જ્યાં અર્થ અને સત્તાના લોભથી માનસ વિકૃત બને છે ત્યાં કદી અથડામણ થયા વિના રહેતી નથી. એવી સ્થિતિમાં એમ માની લેવુ કે ભાષાભેદ એ જ અથડામણનું કારણ છે, તે તો એમ માનવા બરાબર છે કે ચહેરાભેદ અને પોશાકભેદ પણ અથડામણનાં કારણો છે.

ધારો કે રાષ્ટ્રભાષાને માત્ર ગુજરાત જ નહિ પણ બીજા બધા પ્રાન્તો બોધભાષા તરીકે માન્ય રાખે—જેમ કે અત્યાર લગી અંગ્રેજી ભાષાને માન્ય રાખતા આવ્યા છે—તો શું એમ માનવુ કે હવે પ્રાન્ત પ્રાન્ત વચ્ચે તેમ જ પ્રાન્ત અને કેન્દ્ર વચ્ચે અથડામણનો બધો સંભવ ટળી ગયો ? આપણે જોયું છે અને અત્યારે પણ જોઈએ છીએ કે અંગ્રેજી ભાષામાં સમાનપણે વ્યવહાર કરનારમા પણ જ્યારે અને જ્યા અર્થ અને સત્તાની બાબતમાં લોભ ઉદય પામ્યો છે ત્યારે અને ત્યાં અથડામણ ઊભી થઈ જ છે. જો આ અનુભવ અબાધિત છે તો અંગ્રેજીના સ્થાનમાં માત્ર રાષ્ટ્રભાષા આવવાથી અથડામણ કેવી રીતે ટળવાની ? એટલે જો પ્રાન્તીયતા અને રાષ્ટ્રીયતાની અથડામણ ટાળવી હોય (અને તે ટાળવી જ જોઈએ) તો એ માટે માનસિક તુલા સમધારણ કરવાનો જ એકમાત્ર માર્ગ છે, જે ભારતના બધા સુપુત્રોએ દર્શાવ્યો છે મહાત્માજી અને શ્રી. અરવિંદે પણ એના પર જ ભાર દીધો છે.

પ્રાન્તભાષાઓ અને રાષ્ટ્રભાષા વચ્ચે અથડામણનો કોઈ જ સંભવ નથી

એ તો જીવન અને ઉપદેશ દ્વારા ગાંધીજીએ સિદ્ધ કરી બતાવ્યું છે. રાષ્ટ્રની અખંડતાને સિદ્ધ કરવા એમણે હિંદુસ્તાનીને આગળ કરી અને છતાં ગુજરાતમાં ગુજરાતીનો મહિમા વધારી આપ્યો. એમની પ્રવૃત્તિથી ન હાનિ થઈ ગુજરાતી ભાષાને કે ન રાષ્ટ્રભાષાને. ઊલટું, બંનેનાં તેજ વધ્યાં. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં કોણ એમના જેટલું ઘૂમી રહ્યું છે કે જેથી એમને પહોંચી તે કરતાં વધારે અથડામણ એને પહોંચે? એટલે કે અથડામણનાં તત્ત્વો ભાષામાં ભર્યાં નથી, પણ માણસના મનમાં ભર્યાં છે. ગાંધીજીનું મન ચોખ્ખું હતું, તેથી અથડામણ થઈ નહિ. ઊલટું, પ્રાન્તભાષા અને રાષ્ટ્રભાષાની સેવા થઈ. એટલે માનસિક સમતુલા સાચવવી એ જ અથડામણ ટાળવાનો રાજમાર્ગ છે. એ નહિ હોય તો ગમે તેટલી યુક્તિપ્રયુક્તિઓ પણ કામ નહિ આવે.

જો માનસિક સમતુલા જળવાશે—અને એ જ કેળવણીનો પ્રશ્ન છે—તો આપણા દેશમાં પ્રાન્તપ્રાન્તની જે વિશેષતાઓ છે તે રાષ્ટ્રના સાર્વત્રિક જીવનને ઉપકારક થઈ પડશે. એક દંડે બધાને એકસરખા કરી મૂકવાનો સ્વભાવ આપણી સંસ્કૃતિએ કદાપિ ઝીલવ્યો નથી વિવિધતામાં એકતા સિદ્ધ કરવી એમાં કંઈ રહસ્ય હોય તો એ જ કે પોતાની વિશેષતા કોઈ પણ પ્રજાએ કદી છોડવી નહિ, પણ તેને એવી રીતે વિકસાવવી, જેથી બીજી પ્રજાઓની વિશેષતાઓ સાથે તે સંવાદી બને. દરેક પ્રાન્તવાસી પોતાની સ્તનપાનની ભાષામાં જે પ્રતિભા વિકસાવે તેનાં જે કંઈ સારાં પરિણામો આવે તે બધાંનો લાભ રાષ્ટ્રભાષાને તો વિવિધતાઓના–વિશેષતાઓના સંવાદથી જ મળી શકે. ગુજરાતી ભાષા પોતાની પૂર્ણ વિશેષતા સાચવી, તેને વિકસાવીને પણ રાષ્ટ્રભાષા સાથે સંપૂર્ણપણે સંવાદ સાધી શકે તેમ છે. તેથી ઊલટું, જો રાષ્ટ્રભાષાને જ પૂર્ણ માનીને ચાલવામા આવે તો ગુજરાતીની વિશેષતાનો સંપૂર્ણપણે લોપ થવાનો ભય છે.

આ પ્રમાણે જો ગુજરાતી ભાષા બધી રીતે બોધભાષા થવાને પાત્ર ઠરે છે તો તે રાષ્ટ્રભાષાને અને રાષ્ટ્રની અખંડતાને કોઈ પણ રીતે અવરોધ નથી કરતી એમ પણ સિદ્ધ થાય છે. અત્યારે જે અંગ્રેજીનું સ્થાન છે લગભગ તે જ રાષ્ટ્રભાષાને હવે મળવાનું છે; એટલે કે, આન્તરપ્રાન્તીય સંપર્ક, વ્યવહાર અને વિચારવિનિમયનું તે જ હવે મુખ્ય દ્વાર થશે; એટલે ઉચ્ચ શિક્ષણમાં પણ તેને અનિવાર્યપણે સ્થાન મળવું જ જોઈએ. માત્ર એને

કૃત્રિમપણે બોધભાષાનું સ્થાન આપીને પ્રાન્તીય વિશેષતાઓને ગળાટૂંપો ન દેવો જોઈએ, એ જ અહીં વક્તવ્ય છે.*

—બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી ૧૯૪૯.

* એમ કહેવામાં આવ્યું છે કે અંગ્રેજીની પેઠે આપણા દેશમાં એક કાળે સંસ્કૃત ઉચ્ચ શિક્ષણની બોધભાષા હતી, અને તે જ રીતે હવે રાષ્ટ્રભાષાને એ સ્થાન મળવું જોઈએ. આ વિધાન સંસ્કૃત પૂરતું તો સાવ મિથ્યા છે. સંસ્કૃત કોઈ કાળે શિક્ષણનું વાહન હતી નહિ અને અત્યારે પણ નથી. સંસ્કૃતમાં લખાયેલા ગ્રંથો જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે શીખવાય છે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે સર્વત્ર નિરપવાદ પદ્ધતિ એ જ રહી છે કે શીખવનાર જે ભાષા સારી રીતે જાણતો હોય તેમાં અગર તો શીખનારને જે ભાષા તદ્દન પોતાની હોય તેમાં એનું શિક્ષણ આપવું. દક્ષિણ, ઉત્તર કે પૂર્વના કોઈ પણ સંસ્કૃતશિક્ષણપ્રધાન કેન્દ્રમાં જઈને જુઓ તો અધ્યાપકો અને વિદ્યાર્થીઓ કઈ રીતે શિક્ષણ આપે ને લે છે તે પરથી પૂરો ખ્યાલ આવી જશે. સંસ્કૃતની વ્યાપકતા એટલા જ અર્થમાં છે કે હિંદુસ્તાનનો કોઈ પણ પ્રાચીન પરંપરાનો વિદ્વાન તે ભાષામાં લખવાનું પસંદ કરે છે અને બીજા ગમે તે પ્રાન્તનો વિદ્વાન તે ભાષામાં લખાયેલું સમજી શકે છે. સાંસ્કૃતિક, ધાર્મિક અને આધ્યાત્મિક એ બધા વિષયો સંસ્કૃત ભાષા દ્વારા ઓછેવત્તે અંશે ખેડાયેલા છે, પણ સંસ્કૃતે કદી સંસ્થાગત રૂપે વ્યાપકપણે બોધભાષા તરીકેનું સ્થાન લીધું નથી, અને તે લેવા જાય તો, એટલે કે અધ્યાપક સંસ્કૃતમાં શીખવે તો, વિદ્યાર્થીઓને ખાલી હાથે જ પાછા ફરવું પડે. એટલે પૂર્વકાળમાં જુદી જુદી ભાષાઓ વચ્ચે અનુસંધાન કરનારી મુખ્યપણે જે ભાષા હતી અને અત્યારે પણ છે તે સંસ્કૃત. અને તેમ છતાં તે પોતાના ક્ષેત્રમાં બોધભાષાનું સ્થાન લઈ શકી નથી. એ ભાષા માત્ર શીખવાના વિષય તરીકે તેમ જ સાંસ્કૃતિક, આધ્યાત્મિક અને ધાર્મિક વિષયોને ગ્રંથબદ્ધ કરવાના મુખ્ય વાહન તરીકે કામ આવી છે.

# ઉચ્ચ શિક્ષણની બોધભાષા

## [ ૩૧ ]

'બુદ્ધિપ્રકાશ'ના જાન્યુઆરી ૧૯૪૯ના અંકમાં 'ઉચ્ચ શિક્ષણની બોધભાષાનો પ્રશ્ન' એ શીર્ષકે મારો એક લેખ પ્રગટ થયો હતો. તેમાંના કેટલાક મુદ્દાઓ પરત્વે આણંદથી પ્રગટ થતા 'વાણી' માસિકના સં. ૨૦૦૫ના મહા–ફાગણ–ચૈત્રના સંયુક્ત અંકમાં આચાર્ય ડોલરરાય માંકડે પોતાનો મતભેદ પ્રગટ કર્યો છે. ત્રણ મુદ્દાઓ તરફ એમણે મારું ખાસ ધ્યાન ખેંચ્યું છે, જે માટે હું તેમનો આભારી છું. એમનો લેખ સાંભળ્યા પછી 'બુદ્ધિપ્રકાશ'માંનો મારો ઉપર્યુક્ત લેખ હું ફરીથી તપાસી ગયો, પણ એમાં એવું કશું ન જણાયું જેમાં વિચારપરિવર્તનને અવકાશ હોય. તેમ છતાં આ. માંકડે રજૂ કરેલા મુદ્દાઓને એક પછી એક વિચારું.

૧. એમનો પહેલો મુદ્દો એમ છે કે આપણે ઉચ્ચ શિક્ષણની અર્થાત્ સ્નાતક અને અનુસ્નાતક કક્ષાના શિક્ષણની વાત કરીએ ત્યારે સામાન્ય જનસમાજની એટલે કે નીચલા થરો ( masses )ની વાત નહિ કરવી જોઈએ, કેમકે એ પ્રકારનું શિક્ષણ એટલું વ્યાપક થવાનું જ નહિ. આથી નીચલા થરો સમજી શકે એ ભાષા ઉચ્ચ શિક્ષણમાં માધ્યમ તરીકે રહેવી જોઈએ એ દલીલ એમને ઠીક લાગતી નથી.

આશ્ચર્યની વાત છે કે આ. માંકડે આ પ્રશ્નને કેવળ મહાવિદ્યાલયોમાં દાખલ થઈને ઉચ્ચ શિક્ષણ લેનારાઓનો ખ્યાલ કરીને વિચાર્યો ! એવાઓની સંખ્યા ઓછી જ હોય એ હકીકત તરત સ્વીકારી લેવાય એવી છે, પણ સવાલ એ નથી. સવાલ તો જ્ઞાન શી રીતે પ્રજાવ્યાપી થાય તેનો છે, અને શી રીતે પ્રજાવ્યાપી થતું હોય છે તેનો પણ છે. પ્રજામાં કક્ષાના ભેદો તો હોય છે, પણ પ્રત્યેક કક્ષાને સુગમ પડે તે રીતે જ્ઞાનનું વિતરણ કરવું રહે છે. હવે જો ઉચ્ચ શિક્ષણની બોધભાષા સ્વભાષા કરતાં જુદી હોય તો વિદ્વાનો એ ભાષામાં જ લખતા–વિચારતા થાય. એને પરિણામે સામાન્ય જનોને સુગમ એવી શબ્દાવલી એમને ઝટ સૂઝે નહિ, જેથી પોતાની ભાષામાં લખે–બોલે ત્યારે પણ એમની ભાષામાં સ્વાભાવિક ખૂબીઓ ઊતરી આવી શકે નહિ. આપણે ત્યાં જ્યારે શિક્ષણનું વાહન અંગ્રેજી ભાષા હતી ત્યારે શાળામાં

જઈને અંગ્રેજી શિક્ષણ નહિ લઈ શકનારા વિશાળ આમ વર્ગ અને અંગ્રેજી ભણેલા વચ્ચે તો અંતર પડી જતુ હતુ જ, પણ એક જ કુટુંબમાં અંગ્રેજી ભણેલી અને નહિ ભણેલી વ્યક્તિઓ વચ્ચે પણ વિચારવિનિમયને અવકાશ રહેતો નહોતો. સામાન્ય વાતચીતથી, સંસર્ગથી, વ્યવહારથી કે અમસ્તા એ શબ્દો કાને પડી જવાથી જે જ્ઞાનલાભ મળે છે તેનાથી ઘરનો અંગ્રેજી નહિ ભણેલો વર્ગ વંચિત રહેતો. આથી ઊલટું, જે દેશોમાં ઉચ્ચતમ શિક્ષણ પણ સ્વભાષામાં જ અપાય છે તેનો દાખલો લો ત્યાં કોઈ પણ વિચાર—અઘરામાં અઘરો વિચાર પણ—ભાષાને કારણે અઘરો રહેતો નથી. આથી ભિન્ન ભિન્ન સમજશક્તિ ધરાવનારાઓને ભિન્ન ભિન્ન રીતે સમજાવવાના પ્રયાસો પણ એવા દેશમાં શક્ય બન્યા છે. યુનિવર્સિટીના કાર્યક્ષેત્રનો જ આ વિસ્તાર છે, અને ઈંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની આદિ દેશોની પ્રજાઓનુ સામાન્ય ધોરણ આ રીતે જ ઊંચે જવા પામ્યુ છે. ઉચ્ચ શિક્ષણ જે ભાષામાં અપાતુ હોય છે તે જ ભાષામાં શ્રમની કરકસરના નિયમને અનુસરીને ચર્ચા, વિચારવિનિમય આદિ થતાં રહે છે એટલે જો નીચલા થરોને કાયમ નીચલા રાખવા હોય તો જ સ્વાભાવિક બોધભાષા બદલવાની ભલામણ કરવી જોઈએ, કેમ કે સામાન્ય જનો જે સુલભ અને સુગમ હોય તે જ ગ્રહણ કરી શકતા હોય છે. એ હકીકત પ્રમાણીને જ તેમનું બૌદ્ધિક ધોરણ ઊંચે લઈ જવાની કોશિશ કરવી જોઈએ. જો એમને માટે ઉચ્ચ કોટિનું જ્ઞાન ભાષાને કારણે દુર્ગમ બને, તો એનું પરિણામ એ આવે કે ઉચ્ચ જ્ઞાન અમુક ખાસ વર્ગનો ઇજારો બની રહે. લોકો લાભ લે કે ન લે, પણ જ્ઞાનને સર્વસુલભ બનાવવાની સગવડ આપણે કરવી જ રહી.

ગહન વિષયો પણ સ્વભાષામા ઘૂંટાતા ઘૂંટાતાં સાદું સ્પર્શક્ષમ રૂપ પામતા જાય છે અને એમ થતાં સાદી ભાષા પણ સૂક્ષ્મ અર્થનો બોધ કરાવવાની શક્તિ મેળવતી જાય છે. આ હકીકત આ. માંકડની નજરબહાર નથી, પણ એનો લાભ તેઓ સ્વભાષાને નહિ પણ એમના માનેલા માધ્યમને—રાષ્ટ્રભાષા કે સાંસ્કૃતિક ભાષાને—આપવા માગે છે. પોતાના લેખમાં અન્યત્ર એમણે કહ્યું છે કે, “ સ્નાતક અને અનુસ્નાતક વર્ગોમાં માધ્યમ તરીકે જો એ ભાષા વપરાય તો એના ઘડતરને ઘણો જ વેગ મળે. ” પણ એની પાછળ નિયમ તો ઉપર બતાવ્યો એ જ પ્રવર્તે છે ને ?

પ્રજામાં જ્ઞાન અસંખ્ય વાટે પ્રસરે છે—જો એના પ્રસરણના મુખ્ય માર્ગમાં અંતરાય મૂકવામાં ન આવે તો. એક દાખલો લઈએ. પ્રજાના માણસો બધા કંઈ યુનિવર્સિટી સુધીનુ શિક્ષણ પામી શકે નહિ, પણ એ શિક્ષણના પરિપાક-

૩૫ જે ગ્રંથો રચાયા હોય, જે વ્યાખ્યાનો થતાં હોય, જે વિચારચર્ચાઓ ચાલતી હોય તેનો લાભ લઈને પોતાનો બુદ્ધિવિકાસ સાધનારી વ્યક્તિઓ સદાકાળ અને સર્વત્ર પાકતી રહેવાની. એમને શું કરવાથી મોકળાશ મળે?

એની સાથે એક બીજો પ્રશ્ન પણ વિચારવા જેવો છે: જો પ્રજાના થરેથરમાં જ્ઞાન પચે એ માટે પદ્ધતિસરની કોશિશ ન થાય તો શું પરિણામ આવે તેનો વિચાર કર્યો? ખુદ ઉચ્ચ શિક્ષણના વિકાસને જ તેથી વિઘ્ન નડે. જ્યાં અનેક જણ કેળવાયેલાં હોય છે ત્યાં અનેકની ભિન્ન ભિન્ન શક્તિઓનું સહિયારું સમસ્ત વિદ્યાપ્રવૃત્તિને ઉપકારક નીવડે છે. એટલે આ પ્રશ્ન કેવળ મહાવિદ્યાલયોમાં જઈને ઉચ્ચ શિક્ષણ લેનારાઓનો ખ્યાલ કરીને નહિ, પણ આખી પ્રજાના લાભનો વિચાર કરીને ઉકેલવો જોઈએ.

ગુજરાતી ભાષાનુ થવાનું હોય છે થાય, એવો નિર્દય મત આ. માંકડ ધરાવતા નથી એવો મત ધરાવનારા પણ હોઈ શકે અને વસ્તુસ્થિતિને જોયા-જાણ્યા વિના અમુક ઇષ્ટ પરિસ્થિતિ કલ્પીને જ વિચારનારા આ પ્રકારના લોકોને સમજાવવું પણ મુશ્કેલ. સુભાગ્યે આ માંકડ એ કોટિના નથી. એમના લેખ પરથી હું સમજ્યો છું કે ગુજરાતી ભાષાનો વિકાસ એમને ઇષ્ટ છે. એટલે તો પછી શું કરવાથી એ વિકાસ સધાય એનો જ વિચાર કરવાનુ પ્રાપ્ત થાય છે. વિચિત્ર વાત એ છે કે પોતાના લેખમાં એમણે બોધભાષા થવાને પાત્ર દેશવ્યાપી ભાષા, જે સાહિત્યભાષા અને સંસ્કારભાષા બને એવો એમનો આગ્રહ છે, એને વિકસાવવાનો અને સ્વભાષાને વિકસાવવાનો ઉપાય જુદો જુદો સૂચવ્યો છે. રાષ્ટ્રભાષા પરત્વે તેઓ કહે છે, " સ્નાતક અને અનુસ્નાતક વર્ગોમાં માધ્યમ તરીકે જો એ ભાષા વપરાય તો એના ઘડતરને ઘણો જ વેગ મળે." અને સ્વભાષા પરત્વે તેઓ કહે છે, " આપણે માધ્યમ ગમે તે રાખીએ, પણ પરિભાષા તો સમસ્ત દેશવ્યાપી એક જ હોવી જોઈએ ..એટલે પારિભાષિક શબ્દોની સમૃદ્ધિ ગુજરાતીને, ગમે તે માધ્યમ હશે તોપણ... પૂરતાં પ્રમાણમાં મળી રહેશે એમાં શંકા નથી આમ બિનગુજરાતી માધ્યમ ઉચ્ચ શિક્ષણ માટે રાખવાથી, ગુજરાતી ભાષાના વિકાસને ફટકો લાગશે એમ અમને જરાય લાગતું નથી."

હવે પરિભાષા સમસ્ત દેશવ્યાપી એક હોય એવો તો અમારો પણ આગ્રહ છે; અને જો એમ જ હોય અથવા થાય તો તો પછી ઉપર જે ચર્ચા કરી છે તે કારણે આ. માંકડે સૂચવેલા વિકાસના બે માર્ગો પૈકી પહેલા માર્ગનો લાભ સ્વભાષાને મળવો જોઈએ, અર્થાત્ સ્નાતક અને અનુસ્નાતક

વર્ગોમાં એને માધ્યમ તરીકે પ્રયોજીને એના ઘડતરને વેગ મળે તેમ કરવું જોઈએ, જેથી ઉચ્ચ શિક્ષણ સહેલાઈથી જનતાના થરેથરમાં પચવા માંડે; અને પરિભાષા એક થવાથી, વળી શાળા–મહાવિદ્યાલયમાં ભણનાર વિદ્યાર્થીને ફરજિયાત બીજી ભાષા તરીકે રાષ્ટ્રભાષાનું શિક્ષણ ઠેઠ સુધી મળતું રહેવાનું તેથી સાંસ્કૃતિક સંપર્કમાં જરાય વિઘ્ન નહિ આવે અને પ્રાન્તીય વિશેષતા દ્વારા રાષ્ટ્રભાષાની સમૃદ્ધિ પણ વધશે. વિદ્યાર્થીના મનોવિકાસને અને પ્રજાના ભાષાવિકાસને નિષ્કારણ હાનિ પહોંચાડ્યા વિના જો પ્રશ્નનો ઉકેલ આણવો હોય તો આ રીતે જ આણી શકાશે.

૨. મેં લખ્યું છે કે સંસ્કૃત બોધભાષા પ્રાચીન કાળમાં નહોતી અને અત્યારે પણ નથી. તેની વિરુદ્ધ આ. માંકડે મુખ્યપણે એમ કહ્યું છે કે પ્રવેશપત્ર, પ્રશ્નપત્ર અને ઉચ્ચ વિષયોના જવાબો સંસ્કૃતમાં જ અત્યારે પણ લખાય છે, તો સંસ્કૃત બોધભાષા નથી એમ કેમ કહી શકાય? મારો જવાબ એમ છે કે પ્રવેશપત્ર, પ્રશ્નપત્ર અને ઉત્તરો સંસ્કૃતમાં લખાય છે એટલા જ માત્રથી જો સંસ્કૃતને બોધભાષા કોઈ કહે તો તેની સામે મારો લેશ પણ વાંધો નથી, પણ બોધભાષાનો એટલો જ અર્થ હું નથી લેતો. બોધભાષાનો એટલો જ અર્થ કરવો તે કોઈ પણ રીતે યોગ્ય નથી, એમ પણ હું માનું છું. બોધભાષાનો અર્થ હુ એ કરુ છું કે जो भाषा द्वारा भणनार सहेलाईथी विषय समजी शके अने अध्यापक सहेलाईथी समजावी शके ते बोधभाषा. આ અર્થમાં અત્યારે પણ સંસ્કૃત બોધભાષા નથી અને પહેલાં પણ નહોતી, એમ મારું નિરીક્ષણ અને ચિન્તન મને કહે છે. આ. માંકડે જ્યારે એમ કહ્યું છે કે સંસ્કૃત બોધભાષા ન હતી તે મારે જ સાબિત કરવું, તો હવે આ વિશે કાંઈક વિસ્તારથી લખું તો અસ્થાને નહિ ગણાય.

અધ્યયન અને અધ્યાપનના બાવીસ વર્ષ લગભગ મેં કાશીમા ગાળ્યા છે અને જૂની ઢબે ચાલતી તેમ જ જુદા જુદા પ્રાન્તના ઉચ્ચતમ વિદ્વાનો જેમાં શીખવે છે એવી પાઠશાળાઓ અને મહાવિદ્યાલયોનો શીખવા અને શીખવવાની દૃષ્ટિએ મેં પરિચય સાધ્યો છે. તે ઉપરાંત મિથિલા અને બંગાળનાં વિશિષ્ટ સંસ્કૃત કેન્દ્રોનો પણ અધ્યયનની દૃષ્ટિએ તેમ જ અવલોકનની દૃષ્ટિએ થોડોક જાતઅનુભવ મને છે. દૂર દક્ષિણમાં નથી ગયો, છતાં ત્યાંના વિશિષ્ટતમ અધ્યાપકોનો પણ કાશી, કલકત્તા અને મુંબઈ જેવાં સ્થાનોમાં આ દૃષ્ટિએ થોડોક પરિચય સાધ્યો છે. હું પોતે જે રીતે શીખતો, બીજાને શીખતા જોતો અને શીખવતો તે વખતે પણ આ દૃષ્ટિએ હું હમેશાં વિચાર કરતો

અને સહેજે ભૂતકાળનો પણ વિચાર કરતો. આ બધા અધૂરા ગણો કે પૂરા ગણો, તે અવલોકનને આધારે જ મેં મારુ વિધાન કર્યું છે. મેં જોયું છે કે જ્યાં વિદ્યાર્થી અને અધ્યાપકની ભાષા સમાન હોય છે ત્યાં ઉચ્ચતમ વિષયોને શીખવતી વખતે પણ અધ્યાપક માતૃભાષા જેવી સંસ્કૃતભિન્ન ભાષાનો જ મુખ્યપણે આશ્રય લેતો હોય છે, કેમકે શીખનાર વિદ્યાર્થી એ રીતે વિષયને બહુ જ સરળતાથી ગ્રહણ કરી લેતો હોય છે. એટલે જે અધ્યાપકો વિદ્યાર્થીના હિતની દૃષ્ટિએ જ શીખવતા હોય છે તે સીધી રીતે વિદ્યાર્થીને સમજાય એ જ ભાષાનો આશ્રય લેતા હોય છે. એવો એક પણ દ્રવિડિયન કે બંગાળી મોટો અધ્યાપક મેં નથી જોયો કે જે પોતાના પુત્રો કે સ્વભાષાભાષી વિદ્યાર્થીઓને શીખવતી વખતે માતૃભાષા છોડી માત્ર સંસ્કૃતનો આશ્રય લેતો હોય. જ્યા વિદ્યાર્થી અધ્યાપકની પરિચિત ભાષા ન જાણતો હોય, અગર વિદ્યાર્થીની પરિચિત ભાષા અધ્યાપક બિલકુલ ન જાણતો હોય, તેવા દાખલાઓમાં અધ્યાપક ન છૂટકે સંસ્કૃત ભાષાનો આશ્રય લઈ ગમે તેવા વિષયોને પણ શીખવે છે એની ના નથી, પણ ક્રમે ક્રમે સ્થિતિ બદલાતી આવે છે. જો અધ્યાપક કરતાં વિદ્યાર્થી જ વધારે ગરજુ અને જિજ્ઞાસુ હોય છે તો તે અધ્યાપકની પરિચિત ભાષા જાણી લે છે. કેટલાક પ્રસંગોમાં વિદ્યાર્થી કરતાં અધ્યાપક અમુક કારણસર વધારે ગરજુ હોય છે. એવી સ્થિતિમાં અધ્યાપક વહેલો કે મોડો શીખનાર વિદ્યાર્થીની પરિચિત ભાષાથી કામ પૂરતો પરિચિત થઈ જાય છે. એટલે એકંદરે ભણવા–ભણાવવાનું ગાડું મુખ્યપણે સંસ્કૃતભિન્ન ભાષાને માર્ગે ચાલે છે.

ગીર્વાણ ગિરાનો જે મહિમા વિદ્યાર્થી, અધ્યાપક કે અમુક કોટિના સમાજમાં પ્રતિષ્ઠિત થયો હોય તેની સાથે ઉપર વર્ણવી તે વસ્તુસ્થિતિને ભેળવી દેવાની ભૂલ આપણે ન કરવી જોઈએ. એ મહિમાને લીધે સંસ્કૃતમાં વ્યાખ્યાનો અપાય કે બીજી–ત્રીજી રીતે એ પ્રયોજાય એમ બને, પણ ભણવા-ભણાવવાની સ્વાભાવિક રીત તો ઉપર બતાવી તે જ હતી, છે અને હોઈ શકે, એમ હુ સમજું છુ.

તો પછી પ્રશ્ન થશે કે સંસ્કૃતના અસાધારણ વિદ્વાનો સંસ્કૃત ભાષામાં જ ઉચ્ચતમ વિષયોને બહુ જ ઊંડાણથી લખી ગયા તે કેમ સંભવ્યું ? ઉત્તર અહીં વિસ્તારથી આપવાની જરૂર નથી, પણ સંક્ષેપમાં એટલું કહેવું પૂરતું થશે કે બીજી ભાષાનો આશ્રય લેવા છતાં મુખ્યપણે શીખવાના ગ્રંથો તો સંસ્કૃતમાં જ લખાયેલા હોય છે—વેદના વારાથી; અને એ ગ્રંથોને ભાષા

તેમ જ વિષયની દૃષ્ટિએ શીખવા ને શીખવવા માટે એવું એક સંસ્કૃતમય માનસિક ઘડતર ઊભું થાય છે કે તેને લીધે એવા ગદ્યગ્રંથો જ નહિ, પણ પદ્યરચનાઓ પણ કરવી તેમને સરળ બને છે.

૩. મારા ઉપર્યુક્ત લેખમાં મેં ગાંધીજી વગેરેના મતો છાપેલા તે આ. માંકડને ભ્રામક લાગ્યા છે. તેઓ કહે છે, "એ મતો જ્યારે ગાંધીજી વગેરેએ ઉચ્ચાર્યાં હતા ત્યારે આ પ્રશ્ન આ રૂપમા એમની પાસે હતો જ નહિ; એ વખતે તો અંગ્રેજીનું જ સાર્વત્રિક સામ્રાજ્ય હતુ અને એને ટાળવું એ જ મુખ્ય પ્રશ્ન હતો. એ પ્રશ્ન આજના રૂપમાં ગાંધીજી પાસે હોત તો એ શો મત આપત તેના વિશે કશું જ કહેવું અપ્રસ્તુત છે" આ સંબંધમાં મારે એટલું જ કહેવાનું છે કે ગાધીજીના અવસાનને ફક્ત દોઢ જ વર્ષ વીત્યું છે. એટલા ટૂંકા ગાળામાં પરિસ્થિતિ કે પ્રશ્નનું રૂપ એકદમ એવું તે કેવું બદલાયું છે તે મારી સમજમાં આવતું નથી. પરિસ્થિતિ બદલાયાની દલીલ મારે મતે નકામી છે. ઊલટું, સ્વરાજ્ય મળ્યાથી તો જે પરિસ્થિતિ ગાંધીજી વગેરેએ કલ્પેલી તે ઉપસ્થિત થઈ છે, કેમ કે અંગ્રેજોના જવાની સાથે અંગ્રેજીની ઉપાધિ પણ ગઈ છે. આ પરિસ્થિતિ આપણી સામે પ્રત્યક્ષ રૂપે આવતાં આપણને એ નવી લાગે, પણ નિત્યના પરામર્શથી ગાંધીજી વગેરેને એ નવી ભાગ્યે જ હોય. વળી, વર્ષો સુધી સ્વાભાવિક ક્રમે ગાધીજીએ પ્રજાની કેળવણીમાં પ્રયોજવા માટેની ભાષાનો જે વિચાર સેવ્યો તે જ પં જવાહરલાલ નેહરુ, રાજેન્દ્ર બાબુ, શ્રી કિશોરલાલ મશરૂવાળા, પં. રાહુલ સાંકૃત્યાયન વગેરેના મસ્તિષ્કમાથી વહે છે, તે પણ આકસ્મિક યોગ તો ન જ હોઈ શકે. પરિસ્થિતિના સમ્યક્ દર્શનનો જ એ પરિપાક છે. વળી, પરિસ્થિતિ બદલાયાનો જેવો અનુભવ આ માંકડને થયો છે તેવો આ વિદ્વાનોને થયો હોત તો એમણે જરૂર પોતાના વિચાર–પરિવર્તનની પ્રજાને જાણ કરી હોત. ગાંધીજી સિવાયના વિદ્વાનો આપણે સદ્ભાગ્યે હજી આપણી વચ્ચે છે. તેમણે કંઈ વિચાર બદલાયાની જાહેરાત કરી નથી. અને ગાંધીજીએ પોતાનો વિચાર ઉતાવળમા કે અધીરાઈમા કે અગ્રેજીના દ્વેષથી પ્રેરાઈને ઓછો જ ઘડ્યો હતો.[૧] ગાધીજી કેવળ વિધ્વંસનો વિચાર કરતા નહોતા, સાથે રચનાનો પણ વિચાર કરતા હતા. જેમ વિલાયતી કાપડની હોળી કરવાનુ કહીને પ્રજાને કાંતવાનો માર્ગ એમણે બતાવ્યો તેમ અંગ્રેજી જેવી પરભાષાની ઉપાધિને કાઢ્યા પછી એના સ્થાનમાં કઈ ભાષા કઈ કક્ષામાં હોય તે સંબંધી એમની પાસે સ્પષ્ટ નિશ્ચય હતો. ઠેઠ આફ્રિકામાં રહેતા હતા તે કાળથી તે મરણપર્યંત એ નિશ્ચય એમણે ટકાવેલો. એમને મતે હિંદી રાષ્ટ્રભાષા હતી અને

કેળવણીનું સ્વાભાવિક વાહન પ્રાન્તભાષા હતી. 'હિંદ સ્વરાજ્ય' લખ્યું તે વખતથી (શ્રી. પ્રભુદાસ ગાંધીના 'જીવનનું પરોઢ' એ પુસ્તકનો આધાર લઈએ તો તેની પણ પહેલાંથી એટલે કે ૧૯૦૮ પહેલાંથી) તે ૧૯૪૮ના જાન્યુઆરી સુધી આગ્રહપૂર્વક અને વારંવાર એક જ પ્રકારનો મત એ પ્રગટ કરતા રહ્યા હતા. ૧૯૨૭માં એમણે લખેલું, "મેં ઘણી વાર કહ્યું છે તે ફરીને કહું છું કે હિંદી વાટે પ્રાન્તભાષાઓને દબાવવાનો મારો ઇરાદો નથી, પરંતુ હું તેમા હિંદીને ઉમેરવા ચાહું છું કે જેથી પ્રાંતો એકમેકનો જીવંત સંપર્ક સ્થાપી શકે. આનું પરિણામ એ પણ આવવું જોઈએ કે પ્રાંતભાષાઓ ને હિંદી બેઉ એથી સમૃદ્ધ બને."

જો આમ છે તો પછી પૂ. ગાંધીજી નથી એટલી જ હકીકતનો લાભ લઈ આ પ્રશ્ન પૂરતી પરિસ્થિતિ બદલાયાની દલીલ કરી બુદ્ધિભેદ ઊભો કરવાનું પ્રયોજન રહેતું નથી—જોકે આગળ વધીને હુ એમ પણ કહુ કે આપણને જે સાચું લાગતુ હોય તે સમર્થોના વિરોધનું જોખમ વહોરીને પણ કહેવુ જ જોઈએ. ગાંધીજી વગેરેના ઉતારા મે મારા લેખમાં આપેલા તે બીજાઓને આંજીને તેમની વિચારશક્તિને કુંઠિત કરવા માટે નહિ જ, પણ પરિસ્થિતિના એકસરખા દર્શનમાંથી જે એકસરખી વિચારસરણી પ્રગટી રહેલી તેનો ઉપયોગ મારા વક્તવ્યને પુષ્ટ કરવા માટે મેં કર્યો હતો.

આટલો ખુલાસો પૂરતો થશે એમ માનું છું.

—બુદ્ધિપ્રકાશ, ઓગસ્ટ ૧૯૪૯.

# ઉચ્ચ શિક્ષણની બોધભાષા : એક પ્રશ્નોત્તરી

## [ ૩૨ ]

૧. વિશ્વવિદ્યાલયમાં બોધભાષા કઈ હોવી જોઈએ એ પ્રશ્નનો ઉત્તર દુનિયાના બધાં જ અનુભવી અને પુરાતન વિશ્વવિદ્યાલયો આપી રહ્યાં છે. ટાગોર તેમ જ ગાંધીજી જેવા દ્રષ્ટાઓ એ ઉત્તર અસંદિગ્ધપણે આપી ગયા છે. વળી, બધા જ જન્મસિદ્ધ કેળવણીકારો મુક્તકંઠે ઉત્તર આપે છે. તેમ છતાં બોધભાષાનો પ્રશ્ન ઊભો કરવો એ તો બાળકની સાચી માતા એને જન્મ આપનાર કે એને ઉછેરનાર નોકરાણી—એના જેવું અસ્થાને છે. બોધભાષા સહજ રીતે પહેલેથી છેલ્લે સુધી માતૃભાષા જ હોઈ શકે, એ વિશે સંદેહ સેવવો એ પોતાની જાત વિશે સંદેહ સેવવા જેવુ છે. આ વસ્તુ શૈક્ષણિક પ્રયોગોથી દીવા જેવી સ્પષ્ટ છે.

૨. હિંદીનુ સ્થાન રાષ્ટ્રીય ભાષા લેખે માધ્યમિક શાળામાંથી જ શરૂ થાય છે, તે વિશ્વવિદ્યાલયમાં ઠેઠ સુધી યથાયોગ્ય અનિવાર્ય બને એ પૂરતું છે. એટલા પાયા ઉપર હિંદી-જ્ઞાનનું પૂરું ચણતર સરલ અને શક્ય છે.

૩ વિશ્વવિદ્યાલયોમા અંગ્રેજી બધી રીતે સમર્થ અને ઉપયોગી એક ભાષા લેખે શીખવાય જ. તેમ છતા જેઓ એનો બોજો સહી ન શકે અને માત્ર વિષયોના જ્ઞાનાર્થી હોય તેવાઓ ઉપર તેનું અનિવાર્ય બંધન હિંદીની પેઠે ન રહે. છેવટે હિંદી એ કોઈ પણ હિંદની ભાષાથી અંગ્રેજી કરતાં અનેકગણી નજીક છે.

૪ સ્વભાષામાં શીખવનાર અધ્યાપકો પોતપોતાના વિષયમાં પ્રાથમિક અને છેલ્લી માહિતીવાળા પુસ્તકો સહેલાઈથી લખી શકે આ રીતે બધી જ પ્રાદેશિક ભાષાઓમાં અનેક વિષયો ઉપર અનેક પુસ્તકો ઝપાટાબંધ તૈયાર થવાનાં. હિંદીમાં પણ થવાનાં. એમાં જે જે વધારે ઉત્તમ કોટિનાં હશે તે જ મુખ્યપણે ધ્યાન ખેંચવાનાં, અને અન્ય પ્રાન્તીય ભાષાઓમાં કે હિંદીમા તેના અનુવાદ પણ થવાના. એટલે અનેક પ્રાન્તીય ભાષાઓના સહજ વિકાસ અને પરિણામરૂપે લાધેલી સામગ્રી હિદી ભાષામા પણ આવવાની. માત્ર એકલી હિંદી ભાષા દ્વારા એવુ પરિણામ તેના સુપુત્રો પણ આણી ન શકે. એટલે છેવટે તો હિંદી ભાષાના કાઠામા આન્તરિક પ્રાણ પૂરવાની દૃષ્ટિએ પણ ઉપરનો ક્રમ જ સહજ છે. પછી જેને જે પુસ્તક યોગ્ય લાગે તે તે ચલાવે. જ્યારે સ્વભાષાનું

જ સમર્થ પુસ્તક હશે ત્યારે તે સહજ રીતે પસંદગી પામશે, છતાં બીજાં પ્રાન્તીય ભાષાઓનાં અને અંગ્રેજી પુસ્તકોની ભલામણ અધ્યાપક કર્યા વિના રહેવાના જ નહિ અને ખરા વિદ્યાર્થીઓ તે વાંચવાના પણ.

૫. પ્રાદેશિક ભાષા ન જાણનાર અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પણ હિંદી તો શીખ્યા જ હશે, કેમ કે તેનું સ્થાન અનિવાર્ય છે. એટલે જ્યાં તેઓ જશે ત્યાં હિંદી મારફત શીખવશે કે શીખશે તેમ છતાં જે પ્રાદેશિક બોધભાષા આગંતુક વિદ્યાર્થીને તદ્દન અજાણી હશે તે ભાષા તે વિદ્યાર્થી ત્યાં જઈ શીખી લે એ જ ચાલુ શિરસ્તો છે. આજે પણ અંગ્રેજી જાણનાર ફ્રાંસ, જર્મની કે રશિયા જાય છે તો તે શું કરે છે? વળી ગુજરાતી કે મરાઠીભાષી બંગાળી દ્વારા અપાતું શિક્ષણ લેવા જાય ત્યારે કલકત્તા અને શાન્તિનિકેતનમાં શું કરે છે? વિદેશના વિદ્યાર્થીઓ અહીં આવે છે તોપણ જરૂર હોય ત્યાં એ જ ક્રમ સ્વીકારે છે.

૬ સ્વભાષા સાથે હિંદી ભાષા માધ્યમિક શાળામાંથી ઠેઠ સુધી અનિવાર્ય રહેવાની. પછી સરકારી નોકરીઓમા મુશ્કેલી શી રીતે આવે એ સમજાતુ જ નથી. આટલાં વર્ષો હિંદી શીખ્યો હોય તે સામાન્ય બુદ્ધિનો માણસ પણ સરકારી કામકાજ પૂરતી હિંદીની તાલીમ પામે છે, કેમ કે હિંદી કોઈ બીજા ખંડની અગર સ્વભાષાથી સાવ વેગળી ભાષા છે જ નહિ દ્રાવિડી ભાષાઓ બોલનાર પણ હિંદી સરલતાથી શીખી લે છે અને જ્યારે તે અભ્યાસકાળમાં અનિવાર્ય રાખાઈ હોય ત્યારે તો તેને માટે પણ તે તદ્દન વ્યવહારક્ષમ બની જાય છે.

૭. ભાષાની એકતા એ વ્યવહારની એકતા અને સરળતાનું સાધન છે. દેશની એકતા એ જુદી વસ્તુ છે. તે તો દેશ પ્રત્યેની જવાબદારી અને કર્તવ્યનિષ્ઠાથી જ સાધી શકાય. પણ ધારો કે ભાષા જ દેશની એકતાનું ખાસ સાધન છે એમ માનીએ, તોપણ રાષ્ટ્રીય ભાષા લેખે પ્રથમથી ઠેઠ સુધી હિંદી ભાષા છે જ અને સરકારી વહીવટમાં તે રહેવાની. એટલાથી એકતા સધાશે જ. જો એમ માનીએ કે બોધભાષા લેખે બીજી ભાષાઓ ચાલે તેટલા પૂરતી એકતા ખંડિત થાય તો તો એમ માનવું રહ્યું કે બોધભાષા ન રાખવા છતાં આખા દેશની જનતામા સાચી એકતા માટે પ્રાન્તીય ભાષાઓનો લોપ જ કરવો પડે, નહિ તો જેટલે અંશે પ્રાન્તીય ભાષાઓ જીવતી હશે તેટલે અંશે દેશની એકતા ખંડિત થવાની. મારી દૃષ્ટિએ દેશની એકતાના પ્રશ્નને બોધભાષા સાથે સંડોવવો એ ભ્રમજાળ છે.

—સંસ્કૃતિ, એપ્રિલ ૧૯૫૪.

# ‘ સસ્મરણો ’ની સમાલોચના

## [ ૩૩ ]

પ્રસ્તુત પુસ્તક ‘ સંસ્મરણો ’ ગુજરાત વિદ્યાસભાએ પ્રસિદ્ધ કર્યું છે. એના લેખક છે વહાલસોયુ ‘ દાદાસાહેબ ’ ઉપનામ ધારણ કરનાર શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર. મધ્યવર્તી લોકસભાના સ્પીકર તરીકે દાદાસાહેબનું નામ એટલું બધું જાણીતું અને સાથે સાથે લોકપ્રિય છે કે તેમને વિશે કશો વધારે ઉલ્લેખ કરવાની જરૂર રહેતી નથી.

દાદાસાહેબે ‘ માનવતાના ઝરણાં ’, ‘ My Life at the Bar ’ ‘ કાંહી પાઉલે ’ વગેરે ગુજરાતી, અંગ્રેજી, મરાઠીમાં જુદા જુદા પ્રસંગો લઈ પુસ્તકરૂપે સ્મૃતિઓ લખેલી છે. પ્રસ્તુત પુસ્તક, એના નામ પ્રમાણે, વિશિષ્ટ સ્મૃતિઓનું સંકલન છે એ સ્મૃતિઓ ગાધીજી સાથે પરિચયમા આવ્યા પછી તેમની દોરવણી પ્રમાણે કે તેમની સાથે કામ કરતાં ઉપસ્થિત થયેલા પ્રસંગોની એક અનુભવયાત્રા છે. ગાંધીજી સાથેના આ જીવન–પ્રસંગો પણ લેખિત આધાર પૂરતા મર્યાદિત છે. તેથી જ શ્રી. નરહરિભાઈ પ્રસ્તાવનામા ઠીક જ કહે છે કે, “ આ પુસ્તકની ગૂથણી ગાંધીજીના એમના ઉપર આવેલા પત્રોની આસપાસ કરી છે. એ પત્રો આપતાં પહેલાં કઈ પરિસ્થિતિમાં ગાંધીજીએ તેમને અમુક પત્રો લખ્યા અને એ પત્રોની એમના જીવન ઉપર શી અસર થઈ એ તેમણે ઝીણવટથી વિગતવાર વર્ણવ્યું છે.”

ગાંધીયુગમાં ગાધીજીના દેશમા જન્મવુ એ પ્રથમ ધન્યતા. તેમના પરિચયમાં આવવું એ બીજી ચડિયાતી ધન્યતા પરિચયમાં આવ્યા પછી પણ તેમની દષ્ટિની સમજણ અને તે પ્રમાણે જીવન જીવવાની આવડત અને તાલાવેલી એ ત્રીજી પણ વધારે ઉત્તમ ધન્યતા. આ બધી ધન્યતાઓથી વધારે ચડિયાતી અને વધારે મૂલ્યવતી ધન્યતા તો તેમની સાથે એક યા બીજી રીતે કામમાં સહભાગી બનવુ તે. આ મારું અનુભૂત અને મૂળગત મંતવ્ય છે. એ મંતવ્ય-ની કસોટીએ જોઈએ તો દાદાસાહેબનાં પ્રસ્તુત સ્મરણો એ બધી ધન્યતાઓના પરિપાકરૂપે છે. આ વસ્તુની પ્રતીતિ હરકોઈ સમજદાર વાચકને ‘ સંસ્મરણો ’ વાચ્યા પછી થયા વિના નહિ રહે એમ હું સમજું છું.

દાદાસાહેબના જીવનનાં અનેક પાસાં છે. અધ્યયન, ગાર્હસ્થ્ય–જીવનમાં પ્રવેશ, વકીલાત, ગુજરાત સભા, મ્યુનિસિપાલિટી અને ગુજરાત વિદ્યાસભા જેવી માતબર સંસ્થાઓમાં પ્રમુખપદ સુધીનો જવાબદારીવાળો કાર્યભાર, મોટા સંકટપ્રસંગે રાહતકાર્યમાં પ્રત્યક્ષ ભાગ લેવો, રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડાઈમાં એક વિશિષ્ટ સૈનિક તરીકે ઝંપલાવવું, કેળવણીનાં વિવિધ ક્ષેત્રોમાં એકસરખો રસ લેવા ઉપરાંત તેને લગતાં અનેક સ્વપ્નોને સાકાર કરવાં, અધિકારીના અન્યાય કે જોહુકમી સામે લડતા તરુણવર્ગને પડખે ઊભા રહી નમૂનારૂપ કહી શકાય એવી દોરવણી દ્વારા લડતને વિજયી બનાવવી, કેળવણીના કામ અંગે તેમ જ લોકહિતનાં બીજાં અનેક કામો અંગે ફંડફાળા એકઠા કરવા, કોંગ્રેસ અને બીજી અનેક સસ્થાઓનાં નાણાંનો પ્રામાણિક તેમ જ કુશળ વહીવટ કરવો, કસ્તૂરબા રાષ્ટ્રીય સ્મારક અને ગાંધીસ્મારક જેવાં અનેક દેશવ્યાપી ટ્રસ્ટોના ટ્રસ્ટી થવું, તેનો વહીવટ કરવો અને ઠરાવેલ ઉદ્દેશ અનુસાર ચાલતા કામોને જાતદેખરેખથી વેગ આપવો, સ્પીકર તરીકેની મહત્તમ જવાબદારીઓને યશસ્વીપણે પહોંચી વળવું, વગેરે વગેરે. એમના જીવનનાં કેટલાં બધાં પાસાં છે ને પ્રત્યેક પાસામાં કેટલો બધો અનુભવ સંભાર ભરેલો છે તે બધુ આ મર્યાદિત સ્મરણોમાં પણ સીધી કે આડકતરી રીતે જોવા મળે છે. જેમ એક જ મધુબિન્દુમાં અનેક મોસમોનાં, અનેક જાતનાં, અનેક આકારનાં અને વિવિધ રંગસ્વાદ તથા ગંધનાં ફૂલોનુ સત્ત્વ એકરસ થયેલુ હોય છે તેમ પ્રસ્તુત સંસ્મરણો વિશે કહી શકાય ઘટના કોઈ એક જ હોય છે, પણ જ્યારે દાદા એને લગતા અનુભવતું સ્મૃતિચિત્ર ખેંચે છે ત્યારે અખડ જીવનમાં જીવેલા અને જિવાતાં અનેક પાસાંઓ તે ચિત્રમાં સાકાર થયા વિના નથી રહેતાં.

સત્યની ચાહના, સાહજિક તેજસ્વિતા અને ઊંડી ધાર્મિકતા, સ્પષ્ટ સમજણ અને વિવિધ ક્ષેત્રે કામ કરવાની ધગશ તેમ જ તેને યશસ્વી રીતે પાર પાડવાની કલા—એ પ્રસ્તુત સંસ્મરણોનો પ્રાણ તેમ જ તેની ભૂમિકા છે.

સત્યનિષ્ઠાનો પુરાવો છઠ્ઠા અને બાવનમા સંસ્મરણમાં સ્પષ્ટ છે. આશ્રમ ટ્રસ્ટનો લાંબો કાયદેસર દસ્તાવેજ મહેનત કરી દાદાસાહેબે ઘડ્યો, પણ જ્યારે ગાંધીજીએ દસ્તાવેજ ટૂંકો કરવાની દૃષ્ટિ સૂચવી ત્યારે દાદા જરાય આનાકાની વિના એ દૃષ્ટિનુ સત્ય સ્વીકારી લે છે અને પોતાને એક નવ દૃષ્ટિ લાધ્યાનો સંતોષ પ્રગટ કરે છે. આ એક વાત. તેથી ઊલટું, જ્યારે પ્રાદેશિક વિદ્યાપીઠ પરત્વે પોતાનો વિચાર ગાંધીજી કરતાં જુદો પડવા છતા પોતાને તે સત્યપૂત

લાગ્યો ત્યારે, ગાંધીજી પ્રત્યે અનન્ય માન ધરાવવા છતાં, પોતાની વિચારસરણીને મક્કમપણે રજૂ કરતો ગાંધીજી સાથે થયેલ વાતચીતનો મુસદ્દો દાદાસાહેબે ગાંધીજીને મોકલ્યો અને તેથી ગાંધીજી કાંઈક વળ્યા અને ખુશ પણ થયા. જેનામાં સત્યનિષ્ઠા હોય છે તે જેમ બીજા હરકોઈ પાસેથી સત્ય સ્વીકારતાં ખમચાતો નથી તેમ તે પોતાને સ્પષ્ટ પ્રતીત થતા સત્યને મક્કમપણે છતાં વિનમ્રપણે વળગી રહે છે અને જેને શિરસાવંદ્ય લેખતો હોય તેની સામે પણ તે સત્ય મૂકતાં જરાય પાછો પડતો નથી.

તેજસ્વિતા અને રાષ્ટ્રીય સ્વમાનનો પુરાવો સંસ્મરણ નં. ૮ થી ૧૪ સુધીમાં એવો મળે છે કે તેમાં દાદાનુ હીર તરી આવે છે. તેમણે જે રીતે વિદ્યાર્થીઓની લડત અને હડતાલનુ સંચાલન કર્યું, જે સાવધાનીથી લોકમતને પોતાને પક્ષે વાળ્યો અને જે હિંમત તેમ જ બહાદુરીથી તે વખતના કેળવણી-પ્રધાનની સાન ઠેકાણે આણી એ બધું વાચનારને એમ જરૂર થઈ આવવાનું કે પરરાજ્ય કે સ્વરાજ્યમાં કોઈ પણ અન્યાય કે જોરતલબી સામે સત્યાગ્રહ-મૂલક લડત લડવાની હોય તો તેનો આગેવાની લેવાનુ ખમીર દાદાસાહેબમાં અવશ્ય છે.

દાદામા તેજસ્વિતાની જેમ ધાર્મિકતા પણ ઊંડી છે. આની જીવન્ત પ્રતીતિ પઢરપુરનુ શ્રીવિઠ્ઠલમંદિર હરિજનોને માટે ખુલ્લું કરાવવા શ્રી. સાને ગુરુજીની જહેમત, મદિરના પગથિયા પાસેથી જ પોતે કરેલું દર્શન, દિવસ-રાત ચાલેલી મત્રણાઓ તેમ જ હરિજનપ્રવેશનો ઠરાવ અને સાને ગુરુજીનાં પારણા—આ ચાર પ્રકરણોમા થાય છે. કટ્ટર પૂજારીઓના એક આગેવાન સાથે દાદાને થયેલી પ્રશ્નોત્તરી પ્રકરણ ૪૯માં છે તે તથા છેલ્લા પ્રકરણ પર માં ગાંધીજીને પાઠવેલ પત્ર વાચનાર દાદાની સત્યનિષ્ઠ વકીલાતનો નમૂનો જોઈ શકશે.

દાદાએ જે જે કામમા હાથ નાખ્યો છે ત્યાં સર્વત્ર તેમને કેવો જશ મળ્યો છે અને ગાધીજીએ તેમને કેટલા સદ્ભાવથી અપનાવ્યા છે એ બધું તમામ સસ્મરણોમાં તરી આવે છે દાદા એવા વિનમ્ર છે કે જરૂર પડે ત્યાં વડીલોની સલાહ લેવાનુ ચૂકતા નથી તેથી જ ગાંધીજીની પેઠે સરદારની પણ દોરવણીનો લાભ લેતાં તેઓ ચૂકતા નથી.

આ સંસ્મરણોમાં એક મહત્ત્વની વસ્તુ ધ્યાન ખેચે છે અને તે એ કે દાદાસાહેબના માતુશ્રી અસાધારણ હૈયાઉકલતવાળા અને હિંમતવાળાં છે. જ્યારે મૂંઝવણ પ્રસગે નિર્ણય લેવાનો હોય ત્યારે દાદા માતુશ્રીને પૂછે છે,

ને માતુશ્રી પણ એવાં કે પુત્રમોહમાં તણાયા સિવાય કર્તવ્યને અનુરૂપ જ પોતાનો નિર્ણય આપે છે.

દાદાએ 'સંસ્મરણો' લખવાનું પ્રયોજન અનુભૂત જીવનપ્રસંગોમાં ડોકિયું કરી તે સાથે તાદાત્મ્ય સાધવા દ્વારા સ્વસંતોષરૂપે દર્શાવ્યું છે. એ વાત અન્તર્મુખ દૃષ્ટિએ તદ્દન સાચી છે, પરંતુ એની બીજી બાજુયે છે અને તે વાચકોની દૃષ્ટિ. લેખકનું મુખ્ય પ્રયોજન આત્મસંતોષ હોય તોય વાચકનું પ્રયોજન તે સાથે સંકળાયેલુ છે જ. તેથી દાદાએ દર્શાવેલું પ્રયોજન બહિર્મુખ દૃષ્ટિએ વાચકોના પરિતોષને પણ વ્યાપે છે. મેં આ સંસ્મરણો બીજી વાર સાંભળ્યાં તોય મને જરાય કંટાળો ન આવ્યો; ઊલટું, વધારે સમજવાનું પ્રાપ્ત થયું. તેથી હુ એમ કહી શકું છું કે પ્રસ્તુત સંસ્મરણો દરેક સમજદાર વાચકે વાંચવા જેવાં છે. તેથી જ તો શ્રી. નરહરિભાઈ લખે છે કે શ્રી. દાદાસાહેબ માવળંકરનું આ પુસ્તક વાચકવર્ગને બહુ ઉપયોગી, રસપ્રદ અને બોધક લાગશે

હું જાણું છું કે દાદાસાહેબ કેટલા કામના બોજા નીચે સતત દબાયેલા રહે છે, તેમ છતાં તેમનાં સંસ્મરણોનું રસિક અને બોધપ્રદ વાચન એવી વિનંતી કરવા પ્રેરે છે કે દાદાસાહેબ પોતાના જીવનનાં બધાં જ પાસાંને સ્પર્શતી જીવનકથા વિગતે સત્વર લખે તો તે અત્યારની અને ભાવી પેઢીને અનેક રીતે ઉપકારક નીવડશે.

સંસ્મરણો સાથે જે અગત્યનાં ત્રણ પરિશિષ્ટો આપ્યાં છે તેને લીધે પુસ્તકની ઉપયોગિતા સાચે જ વધી જાય છે. અને અંતે જે સૂચિ આપી છે તે ચોકસાઈ અને ઝીણવટનો એક નમૂનો છે. ગાંધીજીના નામ સાથે અને દાદાના નામ સાથે સૂચિમાં બધી જ વિગતો અને ઘટનાઓનો ટૂંક નિર્દેશ એવી રીતે કરવામાં આવ્યો છે કે માત્ર સૂચિ જોતાં જ ગાંધીજી અને દાદાસાહેબ વચ્ચેના સંબંધ ને જીવનપ્રસંગોનો આખો ચિતાર રજૂ થાય.

પુસ્તકની છપામણી, શુદ્ધિ અને ગોઠવણ એ બધું અદ્યતન હોઈ પ્રકાશક અને મુદ્રકને શોભા આપે તેવું છે. મારી ખાતરી છે કે જે આ સંસ્મરણો ધ્યાનથી વાંચશે તેને અનેક રીતે ઇષ્ટપ્રેરણા મળશે.*

---

* માનનીય શ્રી. ગણેશ વાસુદેવ માવલંકરની આત્મકથા 'સંસ્મરણો'ની સમાલોચના.

# સ્ત્રી-પુરુષના બળાબળની મીમાંસા

## [ ૩૪ ]

કોઈ કહે છે કે સ્ત્રીઓએ પુરુષોનું પૌરુષ હર્યું. બીજાઓ વળી કહે છે કે પુરુષોને લીધે જ સ્ત્રીઓ અબળા બની આ બેમાં કોઈ એક જ કથન સાચું છે કે બન્ને સાચાં છે કે બન્ને ખોટા છે એ પ્રશ્ન છે. એનો ઉત્તર મેળવવા ઇચ્છનારે વિશેષ ઊંડા ઊતરવું જોઈશે વિકારનો વેગ માત્ર અમુક જાતિ સાથે સંબંધ નથી ધરાવતો. તેને તપાસવા આત્માની ભૂમિકાઓ ઉપર દૃષ્ટિપાત કરવો પડશે

સ્ત્રી હોય કે પુરુષ, બન્નેમાં આત્મા સમાન છે. વાસનાના કૃત્રિમ વાતાવરણથી તેજ ખંડિત ન થયું હોય એવો જાગતો તેજસ્વી આત્મા સ્ત્રીના શરીરમાંયે હોઈ શકે અને પુરુષના શરીરમાંયે હોઈ શકે. કાવ્ય, કળા, વિદ્યા કે ધર્મના ભવ્ય સંસ્કારો માત્ર અમુક જાતિ સાથે સંકળાયેલા નથી હોતા. એ સંબંધમાં આલંકારિક રાજશેખર પોતાની કાવ્યમીમાંસામાં કહે છે કે, 'પુરુષની પેઠે સ્ત્રીઓ પણ કવિ થાય, કારણ કે સંસ્કાર એ આત્મા સાથે સંબંધ ધરાવે છે.' તે સ્ત્રી કે પુરુષ એવા વિભાગની અપેક્ષા નથી રાખતો. તે કહે છે કે, 'અનેક રાજપુત્રીઓ, મંત્રીપુત્રીઓ, ગણિકાઓ અને સ્ત્રીઓ શાસ્ત્રજ્ઞ અને કવિ તરીકે સંભળાય છે અને જોવામાં પણ આવે છે.'

સ્ત્રીજાતિના બળ અને શીલ વિશે શંકા ઉઠાવનારને ઉત્તર આપતાં સાહિત્યસ્વયંભૂ હેમચંદ્ર (પોતાના યોગશાસ્ત્રની ટીકામાં પૃ. ૨૦૮ થી) બહુ જ માર્મિક ભાષામાં વિસ્તારથી કહે છે કે સ્ત્રીઓ પુરુષોના જેટલી જ દાન, સંમાન અને વાત્સલ્યની પાત્ર છે, કારણ કે તેઓ પણ પુરુષ જેટલી જ યોગ્યતા ધરાવે છે. અમુક સ્ત્રીવ્યક્તિઓ યોગ્ય ન હોય કે દૂષિત હોય તે ઉપરથી આખી સ્ત્રીજાતિને બલ કે શીલહીન માનવામાં આવે તો પુરુષજાતિને પણ તેવી જ માનવી જોઈએ, કારણ કે અનેક પુરુષો પણ ક્રૂર, કૃતઘ્ન અને મૂર્ખ હોય છે. અનેક પુરુષો યોગ્ય પણ મળે છે, તેથી આખી પુરુષજાતિને અયોગ્ય કહી ન શકાય એવી દલીલ કરવામા આવે તો તે દલીલ સ્ત્રીના વિષયમાં

સરખી જ લાગુ પડે છે, કારણ કે અનેક ત્યાગી અને ગૃહસ્થ સ્ત્રીઓ પુરુષ-વંદ્ય અને દેવવંદ્ય થઈ ગઈ છે.

વિદ્વાનોના એ અનુભવની સત્યતા સાબિત કરનાર અનેક પ્રાચીન આખ્યાનો આપણાં આર્યશાસ્ત્રમાં છે. અત્યારે અહીં એવાં કેટલાંક આખ્યાનો જોઈશું કે કોઈમાં પુરુષ અડોલ રહી સ્ત્રી તરફ નિર્વિકાર રહે છે અને કોઈમાં સ્ત્રી નિર્વિકાર રહી ઊલટી પડતા પુરુષને સ્થિર કરે છે.

પહેલું આખ્યાન હિંદુશાસ્ત્રમાં પ્રાચીનમાં પ્રાચીન ગણાતા ઋગ્વેદમાંનું છે, બીજાં બે આખ્યાનો જૈન આગમોમાંનાં છે અને બે આખ્યાનો બૌદ્ધ સાહિત્યમાંનાં છે. ઋગ્વેદના એ આખ્યાનમાં ભાઈ અને બહેનનો પ્રસંગ છે. બહેન યમી ભાઈ યમને પરણવા પ્રાર્થે છે. યમ એ અધર્મ માર્ગે જવાની ના પાડી પોતાની બહેનને અન્ય કોઈ તરુણ સાથે જોડાવા સમજાવે છે. બહેન બહુ લલચાવે છે, ધમકાવે છે ને શાપ પણ આપે છે, પરંતુ ભાઈ યમ પોતાના અખંડિત તેજોબળથી એ કશાની પરવા નથી કરતો ને પોતાના નિશ્ચયમાં મક્કમ રહે છે. આ આખ્યાનમાં પુરુષાત્માના જાજ્વલ્યમાન આત્મતેજનું અને સ્ત્રી-આત્માના વાસનારૂપ આવરણનું દર્શન થાય છે.

તેથી ઊલટો દાખલો જૈન આખ્યાનમા છે. એમાં ભાઈ ભરત ચક્રવર્તી ઓરમાન બહેન સુંદરીને સ્ત્રીરત્ન બનાવવા ઇચ્છે છે. એ યુગ ભાઈ-બહેનના લગ્નનો હતો એવાં લગ્નો ત્યારે સહજ હતાં. એમાં નિંદા કે તિરસ્કાર ન થતો, છતાં સુંદરીનો જાગરિત આત્મા ચક્રવર્તી ભાઈના વૈભવથી કે તેના મહત્ત્વથી ચલિત નથી થતો, ઊલટો અખંડ જ્યોતિની પેઠે વધારે તેજથી પ્રકાશે છે. એ સુંદરી પોતાના શારીરિક સૌન્દર્યને મોહનું સાધન સમજી શરીરને નિસ્તેજ બનાવવા અને તેનું બાહ્ય તેજ અંદર ઉતારી તેજસ્વી આત્માને વધારે તેજસ્વી બનાવવા તપનું અનુષ્ઠાન કરે છે. અતિ લાંબા વખત સુધી રસાસ્વાદ ત્યજી તે સુંદરી બહારથી જેટલી અસુંદર તેટલી જ અંદરથી સુંદરતમ બની તપને બળે ભાઈને સમજાવે છે અને તેની વાસના શમાવે છે. આ આખ્યાનમાં સ્ત્રીઆત્માનું અખંડ તેજ, પડતા પુરુષને ઉદ્ધરે છે.

ત્રીજા જૈન આખ્યાનમાં પણ એક કુમારી બ્રહ્મચારિણી અને સાધ્વી રાજપુત્રીના નિશ્ચલ બ્રહ્મચર્યનું દર્શન થાય છે. એ સાધ્વી વિકારવશ થતા એક સાધુને તેના ધ્યેયનું સ્મરણ આપી શાશ્વત અને માર્મિક ઉપદેશથી તેને સંયમમાં સ્થિર કરે છે, અને સ્ત્રી-કલેવરમાં વસતા આત્માનું કેટલું તેજ હોઈ

શકે એનો દાખલો આપણી સામે રજૂ કરે છે. આ ત્રણે આખ્યાનો અનુક્રમે નીચે આપવામાં આવે છે.

ચોથું આખ્યાન બૌદ્ધ ભિખ્ખુણી ઉપ્પલવણ્ણા અને પાંચમું આખ્યાન બૌદ્ધ ભિખ્ખુણી ભદ્દા કાપિલાનીનું છે. અંતર્મુખ વૃત્તિની અલૌકિક ચંચુ વડે સહજ સુખનો આસ્વાદ લેવામાં નિમગ્ન એવી સમાહિતમના ઉપ્પલવણ્ણાનું સૌંદર્ય જોઈ ચલિત થયેલ માર (વિકારવૃત્તિ અથવા વિકારમૂર્તિ કોઈ પુરુષ) તેને બહિર્મુખ કરવા અને પોતા તરફ લલચાવવા પ્રયત્ન કરે છે, પરન્તુ એ ધીરમના ભિખ્ખુણીના અડોલપણા સામે છેવટે તે માર હાર ખાઈ ચાલ્યો જાય છે

પાંચમા આખ્યાનમા ભદ્દા કાપિલાની સ્ત્રીજાતિમા સુલભ અને છતાં દુર્લભ મનાતા ધૈર્યનો સચોટ પુરાવો પૂરો પાડે છે પોતાના પતિ મહાકાશ્યપની બ્રહ્મચર્ય-પ્રતિજ્ઞામાં અર્ધાંગી તરીકે જોડાઈ તે ધર્મવીર બાઈ તે પ્રતિજ્ઞાને અદ્ભુત રીતે સંપૂર્ણ કરવા સાથ આપે છે. સહ-શયન છતાં પુષ્પમાળાનું ન કરમાવુ એ એ લોકોત્તર દંપતીના વિકસિત માનસનું માત્ર બાહ્ય ચિહ્ન છે. મહાકાશ્યપ અને ભદ્દા કાપિલાનીની અલૌકિક બ્રહ્મચર્યપાલનની કથા જૈન કથાસાહિત્યમાં અતિપ્રસિદ્ધ એક વૈશ્ય બ્રહ્મચારી દંપતીની યાદ આપે છે કે જે સહશયન છતા વચ્ચે ઉઘાડી તલવાર મૂકી આજન્મ બ્રહ્મચર્ય પાલવામાં સફળ થયાં હતાં. એ દંપતીમાં પતિનું નામ વિજય અને પત્નીનું નામ વિજયા હતું. જૈન સમાજમાં એ વિજય શેઠ અને વિજયા શેઠાણીને નામે જાણીતાં છે. પુષ્પમાળાને બ્રહ્મચર્યની કોમળતાનું અને ઉઘાડી તલવારને બ્રહ્મચર્યની કઠોરતાનું રૂપક માની આપણા જેવાએ એ કોમળ અને કઠોર વ્રતને બરાબર સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. બાકી, તેને જીવનમાં ઉતારવા માટે કોઈએ પુષ્પમાળા કે તલવારનો આશ્રય લેવાની કશી જરૂર નથી.

## આખ્યાન-૧

યમી—સખાને સખ્ય માટે પસંદ કરું છું. વિશાળ અર્ણવ ઉપર હું આવી છુ યોગ્ય પુત્રનો વિચાર કરતો વેધા પૃથ્વીને વિશે (મારા) વિશે પિતાના નપાત્નું (ગર્ભલક્ષણ અપત્યનુ) આહ્વાન કરે (૧)

યમ— હે યમિ ! તારો સખા સખ્યને ઇચ્છતો નથી; શાથી જે સલક્ષ્મા (સમાનયોનિ) તે હોય વિષમરૂપા થાય છે. મહાન અસુરના વીર પુત્રો—દ્યૌને ધારણ કરનારા વિશાળ જુએ છે.' (૨)

યમી—તે દેવો એક મર્ત્યનું (તારું) આ અપત્ય ઇચ્છે છે. તારું મન મારા વિશે મૂક. જનકપિતા તું તનુમા પ્રવેશ કર. (૩)

યમ—પહેલાં જે કર્યું નથી (તે કરીએ) ? ઋત બોલનારા અનૃત બોલીએ ? (હું) પાણીમાંનો ગંધર્વ, (તુ) પાણીમાની યોષિત્. તે આપણી નાભિ (ઉત્પત્તિસ્થાન) તે આપણું મોટું સગપણ છે. (૪)

યમી—ગર્ભમાં જ આપણને વિશ્વરૂપ, ત્વષ્ટા, સવિતા જનકે દંપતી કર્યાં છે. આના વ્રતો (નિયમો) કોઈ લોપી શકતુ નથી. આપણુ એને પૃથ્વી અને દ્યૌ ઓળખે છે. (૫)

યમ—પહેલા દિવસને કોણ જાણે છે ? કોણે જોયો છે ? કોણે (તે વિશે) કહ્યું છે ? મિત્રનું, વરુણનું તેજ મહાન છે. હે આહન્તર્ (મર્યાદા તોડનારી) ! પુરુષોને લોભાવવા તું શું બોલે છે ? (૬)

યમી—મને યમીને યમનો કામ થયો છે—એક સ્થાનમાં સાથે સુવા માટે. જાયાની જેમ પતિને માટે તનુને પ્રકટ કરું. રથના પૈડાની જેમ ગાઢ થઈએ. (અથવા ઉદ્યમ કરીએ, દોડીએ.) (૭)

યમ—દેવોના જે સ્પશો (ચારો) અહીં ફરે છે તે ઊભા રહેતા નથી, આંખ મીચતા નથી. હે આહન્તર્ (મર્યાદા તોડનારી)! મારાથી અન્યની સાથે શીઘ્રતાથી તું જા. રથના પૈડાની જેમ તેની સાથે ગાઢ થા. (૮)

યમી—આને રાત્રિઓ અને દિવસો આપે. સૂર્યનું ચક્ષુ ફરી ફરી ઉદય પામે. દ્યૌમાં અને પૃથ્વીમાં સમાનબન્ધુ મિથુન થાય (જોડાય). યમી યમનું સગપણને ન છાજતું (કૃત્ય) ધારણ કરે. (૯)

યમ—(એવા) ઉત્તર યુગો આવશે જેમાં સગાઓ સગાંને ન છાજે એવું કરશે. વૃષભ માટે (વીર્યના એક કરનાર માટે) બાહુને ઓશીકું કર. હે સુભગે ! મારાથી અન્યને પતિ તરીકે ઇચ્છ. (૧૦)

યમી—જ્યારે નાથ ન હોય ત્યારે શું ભાઈ હોય ? જ્યારે નિઋંતિ (નાશ) આવે ત્યારે બહેન હોય ? કામથી મૂઢ થઈ હું આ બહુ લવું છું. શરીર વડે મારા શરીરનો સંપર્ક કર. (૧૧)

યમ—હું તારા શરીર સાથે શરીરનો સંપર્ક નહિ કરું. જે બહેનને જાય (સંગ કરે) તેને પાપી કહે છે. મારાથી અન્ય સાથે આનંદ કર. હે સુભગે ! તારો ભાઈ આ ઇચ્છતો નથી. (૧૨)

યમી—હે યમ! તુ બાયલો છે તારા મનને અને હૃદયને અમે ન જાણ્યું. કેડનો પટો જેમ જોડાયેલાને, લિબુજા (વેલી) જેમ વૃક્ષને તેમ તને બીજી આલિંગન કરશે (૧૩)

યમ—અન્ય તને અને તું અન્યને આલિંગન કર—લિંબુજા જેમ વૃક્ષને. તું તેના મનને ઇચ્છ, તે તારા મનને ઇચ્છે અને પછી સુભદ્ર સંવિત્તિ કર (શુભ સુખ મેળવ). (૧૪)

## આખ્યાન-૨

'ભગવાન ઋષભદેવના પ્રધાન બે પુત્રો નામે ભરત અને બાહુબલિ (ઓરમાન) હતા ભરતની સહોદર બહેન બ્રાહ્મી અને બાહુબલિની સહોદર બહેન સુંદરી હતી. બ્રાહ્મીએ લગ્ન ન કર્યુ અને દીક્ષા લીધી સુંદરીને બાહુબલિની સંમતિ મળવા છતાં પણ દીક્ષા લેવામા ભરતનો નિષેધ આડે આવ્યો, તેથી તે શ્રાવિકા જ રહી

ઘણા લાંબા કાળની દિગ્વિજય-યાત્રા કરી પાછા ફર્યા બાદ ભરતે પોતાના બધા સબધીઓને મળવાની ઇચ્છા જણાવી અધિકારીઓ સૌથી પહેલાં સુંદરીને ભરત પાસે લાવ્યા સુંદરીને અતિકૃશ અને શુષ્કાંગી જોઈ ભરતે અધિકારીઓને આવેશપૂર્વક કહ્યુ કે આ સુંદરીની શી સ્થિતિ? શું રાજભંડારમા ખાનપાનની, મેવા-મિષ્ટાન્નની, ફળફૂલની કે પરિચારકોની કમી છે? શું ચિકિત્સકો નથી? મારી ગેરહાજરીમાં તમે સુંદરીને સૂકવી શત્રુનુ કામ કર્યું છે! અધિકારીઓ બોલ્યા પ્રભો! 'ખજાનામા કશી કમી નથી, પણ આ સુંદરી તો જ્યારથી આપ દિગ્વિજય માટે ગયા ત્યારથી માત્ર દેહધારણ અર્થે શુષ્ક અન્ન લે છે, અને બધા રસસ્વાદો છોડી ૬૦૦૦૦ વર્ષ થયાં સતત આયંબિલવ્રત કરે છે જ્યારથી આપે સુંદરીને દીક્ષા લેતાં રોકયા ત્યારથી સંકલ્પ વડે ત્યાગધર્મ સ્વીકારી એ ગૃહસ્થ છતાં ત્યાગી બની રહી છે. બસ, આટલુ જ સાભળતાં ભરતનો સાચો ક્ષત્રિયઆત્મા જાગી ઊઠયો આહ પ્રમાદ! કયાં અમારા જેવાની વિષયાસક્તિ અને કયા સુંદરીનું તપ! એટલું કહી તેણે સુદરીને તેના અભીષ્ટ સાધ્વીપણાના માર્ગે જવા દીધી અને પોતે સુદરીના તપના મૌન ઉપદેશથી ભાવનાશુદ્ધ થયો

## આખ્યાન-૩

'બાવીસમા તીર્થંકર અરિષ્ટનેમિ, જેઓ કૃષ્ણ વાસુદેવના પિતરાઈ થતા, તેઓએ લગ્ન કર્યાં વિના જ પોતાની સાથે સગપણ કરેલ રાજપુત્રી રાજીમતીને

છોડી દીક્ષા લીધી. અરિષ્ટનેમિનો નાના ભાઈ રથનેમિ હતો. તે કુમારી રાજીમતીમાં આસક્ત થઈ તેને અનુસરવા લાગ્યો. એનો ભાવ કુમારીએ જાણી લીધો ને તેને સમજાવવા યુક્તિ રચી. મધ અને ઘી મેળવી એકવાર કુમારીએ રાબ પી લીધી અને તરત જ મીંઢળ ઘસીને પી લીધું, જેથી વમન થયું. વિવેકિની એ કુમારીએ રથનેમિને પોતે વમેલ વસ્તુ પી જવા કહ્યુ. 'આ તે કેમ પિવાય?' એવો રથનેમિનો ઉત્તર સાભળી રાજીમતીએ કહ્યું, 'જો એ વમન કરેલ વસ્તુ ત્યાજ્ય હોય તો હુ પણ તમારા ભાઈ દ્વારા વમન કરાયેલ જ છુ ના?' રથનેમિ સમજ્યો અને ભેખ લઈ ચાલી નીકળ્યો. વિરક્ત રાજીમતીએ પણ તપોમાર્ગ લીધો

વળી ક્યારેક બીજે વખતે રથનેમિ દ્વારકામાંથી ભિક્ષા માંગી ભગવાન અરિષ્ટનેમિ પાસે જતો હતો. તેવામા વરસાદ થવાથી તેણે વચ્ચે જ એક ગુફાનો આશ્રય લીધો. સંયોગવશ સાધ્વી રાજીમતી ભગવાનને પ્રણમી પોતાના નિવાસસ્થાને પાછી ફરતી હતી તે પણ વરસાદથી ભીંજાઈ તે જ ગુફામાં દાખલ થઈ. એ તેજસ્વિની સાધ્વીએ સૂકવવા માટે ભીના કપડા ઉતાર્યા. એનાં અંગોપાંગ અવલોકી પેલો સાધુ આકર્ષાયો. ભાવપરીક્ષાપટુ એ સાધ્વીએ તે સાધુનું હાર્દ જાણી લઈ નીચે પ્રમાણે ઉપદેશ કર્યો —

"હું ભોગરાજ-ઉગ્રસેનની પુત્રી છુ ને તું અંધકવૃષ્ણિ (સમુદ્રવિજય)-નો પુત્ર છે. આવા ખાનદાન કુળમા જન્મેલા આપણે ગંધક સર્પ જેવા, અર્થાત્ વમેલ વિષ પાછું ચૂસનારા ન થઈએ. તેથી હે મુને! તું નિશ્ચલ થઈ પોતાના સંયમને આચર. (૮)

"જે જે સ્ત્રીઓ તારી નજરે પડશે તેમાં 'આ સારી છે, પેલી સુંદર છે' એમ વિચારી જો તું તેઓની ઇચ્છા કરીશ તો પવનનો ઝપાટો ખાધેલ અદૃઢમૂળ (ઢીલાં મૂળવાળા) ઝાડની પેઠે અસ્થિરઆત્મા બની જઈશ—કામ-પવનથી કંપી સ્થિરતા ગુમાવી સંસારચક્રમાં ભમીશ" (૯)

"સંયમરત તે સાધ્વીનું સુભાષિત વચન સાંભળી અંકુશથી હાથીની પેઠે તે વચન વડે એ મુનિ રથનેમિ પોતાના ધર્મમાં સ્થિર થયો." (દશવૈકાલિક-સૂત્ર, અધ્યયન બીજું)

## આખ્યાન-૮

"શ્રાવિકાઓમાં ઋદ્ધિમતી ભિક્ષુણી ઉપ્પલવણ્ણા શ્રેષ્ઠ છે.' એ શ્રાવસ્તિમાં એક શ્રેષ્ઠિકુળમાં જન્મી હતી એની કાંતિ કમળના જેવી હતી.

તેથી તેનું નામ ઉપ્પલવણ્ણા (ઉત્પલવર્ણા) પાડવામાં આવ્યું હતું. એ ઉંમર-લાયક થઈ ત્યારે એના સૌન્દર્યની કીર્તિ સાંભળી ઘણા રાજપુત્રો અને શ્રેષ્ઠિ-કુમારોએ એની માગણી કરી. એના બાપ પર આ એક મોટું સંકટ આવી પડ્યું. છોકરી જો પ્રવ્રજ્યા લે તો આપણે આમાંથી મુક્ત થઈ શકીએ, એવું વિચારી એણે છોકરીને કહ્યું, "તું ભિક્ષુણી થઈશ કે?" આ સાંભળી છોકરીને અત્યંત આનંદ થયો અને એ ભિક્ષુણી થવા માટે તરત જ તૈયાર થઈ. એ રીતે એને ભિક્ષુણી બનાવવામા આવી.

ક્યારેક ઉપ્પલવણ્ણા સવારના પહોરમાં એક પ્રફુલ્લિત શાલવૃક્ષ નીચે ઊભી હતી. તે વખતે પાપી માર ઉપ્પલવણ્ણામાં બીક તથા લોમહર્ષ (કમ-કમાટી) ઉત્પન્ન કરવાના અને એને સમાધિમાંથી ભ્રષ્ટ કરવાના હેતુથી ત્યાં આવ્યો અને બોલ્યો, "આ સુપુષ્પિત શાલવૃક્ષ નીચે તું એકલી ઊભી છે. તારા જેવી બીજી સુંદર સ્ત્રી મળવી મુશ્કેલ છે. ગાંડી છોકરી! તને ધૂર્ત લોકોની બીક નથી લાગતી?"

ઉપ્પલવણ્ણા બોલી, "આ ઠેકાણે સેંકડો કે હજારો ધૂર્તો આવે તો-પણ તેઓ મારો એક વાળ પણ વાંકો કરી શકે તેમ નથી હે માર! જોકે હું એકલી છું, છતાં તારાથી બીતી નથી... મારુ મન મારા કાબૂમાં છે. સિદ્ધાત હુ પૂર્ણ રીતે જાણુ છું અને હું સર્વબંધનમાંથી મુક્ત થઈ છું. હે માર! હું તારાથી ગભરાતી નથી." (બૌદ્ધસંઘનો પરિચય, પૃ. ૨૬૧)

### આખ્યાન–૫

મગધદેશના મહાતીર્થ નામના ગામમાં એક અત્યંત શ્રીમંત બ્રાહ્મણ-કુટુંબમાં મહાકાશ્યપનો જન્મ થયો. એનું નાનપણનુ નામ પિપ્પલી હતું. એ મોટો થયો ત્યારે પરણવા માટે એની માએ એની પાછળ તગાદો ચલાવ્યો આજીવન બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય અને માતૃપ્રેમ એ બેના સાણસામાં બિચારો સપડાયો છેવટે એક સોનીને હજાર મહોરો (નિષ્ક) આપી એણે એક સોનાની ઉત્તમ સ્ત્રી–પ્રતિમા બનાવરાવી અને એને વસ્ત્રો, દાગીનાઓ અને ફૂલોથી શણગારી માને કહ્યું, "જો આવી સુંદર સ્ત્રી મળે તો હું પરણું." કાશ્યપ ધારતો હતો કે એવી સુંદર સ્ત્રી મળશે નહિ અને હું અવિવાહિત રહી શકીશ પણ એની મા ઘણી ખટપટી હતી. એણે આઠ હોશિયાર બ્રાહ્મણોને એવી સુંદર સ્ત્રીની શોધ માટે દેશોદેશ મોકલી આપ્યા. તે વખતે મદ્રદેશની સ્ત્રીઓ સૌન્દર્ય માટે ઘણી પ્રખ્યાત હતી. તેથી એ બ્રાહ્મણો પહેલા એ દેશના સાગર નામના એક નગરમાં ગયા, અને સુવર્ણપ્રતિમા નદીકાંઠે

મૂકી ત્યાં વિશ્રાંતિ લેવા બેઠા. કૌશિક ગોત્રના એક બ્રાહ્મણની દાસી એની (બ્રાહ્મણની) દીકરી ભદ્રાને નવડાવી જાતે નાહવા માટે નદીએ આવી. તે સુવર્ણ-પ્રતિમા જોઈ પોતાના શેઠની દીકરી ત્યાં આવી હોય એવો એને ભાસ થયો અને મોટેથી હાથ ઊંચો કરી બોલી, "અલી એ! એકલી અહીં આવી બેસતાં તને શરમ નથી આવતી?" એ બ્રાહ્મણો બોલ્યા, "આવી જાતની સુંદર સ્ત્રી પણ કોઈ છે?"

દાસી—"તમારી આ પ્રતિમા જડ છે, પણ અમારી ભદ્રા સૌન્દર્યની જીવંત મૂર્તિ છે.'આ પ્રતિમા સાથે એની તુલના કેમ કરી શકાય?"

એ બ્રાહ્મણો કૌશિક બ્રાહ્મણને ઘેર ગયા અને 'અમે કાશ્યપના બાપ તરફથી એના છોકરા માટે કન્યા શોધવા નીકળ્યા છીએ અને અમારી ખાતરી છે કે આપની છોકરી કાશ્યપને પસદ પડશે' વગેરે સર્વ કહ્યુ. કાશ્યપનો બાપ કપિલ બ્રાહ્મણ ઘણો પ્રસિદ્ધ હતો, તેથી આવા કુટુંબમાં પોતાની છોકરી જાય એ કૌશિકને ગમતી વાત હતી. બ્રાહ્મણોનું કહેવુ એને પસંદ પડ્યું અને એ પ્રમાણે પરસ્પર કુટુંબોમાં પત્રવ્યવહારથી વિવાહ નક્કી થયો.

કાશ્યપની ઉંમર વીસ વર્ષની અને ભદ્રાની સોળ વર્ષની હતી. વિવાહ નક્કી થયાની વાત જાણવામાં આવી કે તરત જ એ બન્નેએ એવા આશયના કાગળ લખી મોકલ્યા કે સંસારમાં રહેવાની મારી ઇચ્છા નથી, તેથી લગ્નપાશમાં બદ્ધ થવાથી નકામો ત્રાસ માત્ર થશે. આ બન્ને કાગળ ભદ્રા તથા કાશ્યપના વાલીઓના હાથમાં આવ્યા અને એમણે એ વાંચીને બારોબાર ફાડી નાખ્યા. "કાચી ઉમરના છે; ફાવે તે સારોનરસો વિચાર મનમા લઈ બેસે છે."—એમ એમને લાગ્યું હોય એમાં નવાઈ નથી. એ રીતે મહાકાશ્યપ અને ભદ્રાને ઇચ્છા ન હોવા છતાં લગ્નપાશમાં બદ્ધ કરવામાં આવ્યા.

એ વખતના રિવાજ પ્રમાણે રાત્રે બન્નેને એક જ શયનગૃહમાં અને એક જ પલંગ પર સૂવું પડતું, પરંતુ બન્નેની વચમાં બે ફૂલના હાર મૂકી ભદ્રા કાશ્યપને કહેતી, "જેના પુષ્પનો હાર કરમાઈ જાય તેના મનમાં કામવિકાર ઉત્પન્ન થયો એમ સમજવું." જ્યાં સુધી મહાકાશ્યના પિતા જીવતા હતા ત્યાં સુધી એ કે ભદ્રા ઘર છોડી શકે તેમ ન હતું, પણ તે ઘરમાં રહેવાથી એમના અખંડ બ્રહ્મચર્યમાં અને ઉદાત્ત પ્રેમમાં કદી પણ ખલેલ પડી નહિ. જ્યારે મહાકાશ્યપનાં માબાપ મરણ પામ્યાં ત્યારે તેણે ભદ્રાને કહ્યુ, "તેં પોતાને ઘેરથી આણેલું દ્રવ્ય તથા આ ઘરમા જે છે તે બધું દ્રવ્ય આજથી તારું છે."

ભદ્રા—પણ આપ ક્યાં જાઓ છો ?

કાશ્યપ—હું હવે પ્રવ્રજ્યા લેવાનો છું.

ભદ્રા—આપનો આ વિચાર મને પણ પસંદ છે. હું પણ આપની પાછળ આવું છું.

મહાકાશ્યપ પરિવ્રાજકના વેશમાં ઘરમાંથી બહાર પડ્યો. ભદ્રા પણ એની પાછળ પાછળ પરિવ્રાજિકા થઈ નીકળી પડી. એમના નોકરચાકરોએ તથા માલિકીના ગામમાં રહેનારી રૈયતે એમને ઓળખી કાઢ્યાં અને પાછા ફરવા માટે અતિશય આગ્રહ કર્યો, પણ મહાકાશ્યપનો વિચાર જરા પણ ડગ્યો નહિ. ગામથી કેટલેક દૂર ગયા પછી એણે ભદ્રાને કહ્યું, "ભદ્રા ! તારા જેવી સુંદરી સ્ત્રી મારી પાછળ પાછળ આવતી જોઈ, પ્રવ્રજ્યા લીધી તોપણ આ બન્નેનો ઘર-સંબંધ તૂટ્યો નથી, એવી કુકલ્પના લોકોના મનમાં આવે એવો સંભવ છે. આવા વિકારમય વિચારોને માટે આપણે કારણભૂત કેમ થવું ? ચાલ, આ બે રસ્તા જુદા પડે છે, તું એક રસ્તે જા અને હું બીજે રસ્તે જઈશ."

ભદ્રા—આપ કહો છો તે ઠીક છે. આપ મોટા છો, તેથી આપ જમણે રસ્તે જાઓ અને હું ડાબે રસ્તે જઈશ (બૌદ્ધસંઘનો પરિચય, પૃ. ૧૯૦)

—જૈનયુગ, જ્યેષ્ઠ ૧૯૮૫.

# પરિવ્રાજિકાનું રોમાંચક લગ્ન અને તેના પુત્રનો બુદ્ધ સાથે સંલાપ

## [ ૩૫ ]

'લલિતવિસ્તર' ની પેઠે 'મહાવસ્તુ' પણ બૌદ્ધપરંપરાનો એક કથાગ્રંથ છે. એમાં બુદ્ધના જીવનને લગતી અનેક બાબતો કથારૂપે અને પૌરાણિક શૈલીએ વર્ણવવામાં આવી છે. એનુ સંસ્કૃત પંડિતોને પરિચિત સંસ્કૃતથી બહુ જુદા પ્રકારનુ છે. એમાં પાલિ, પ્રાકૃત અને અપભ્રંશ જેવી ભાષાઓનુ એવું મિશ્રણ છે કે તેણે એક વિશિષ્ટ રૂપ ધારણ કર્યું છે 'મહાવસ્તુ' ગ્રંથ ત્રણ ભાગમાં પેરિસથી પ્રસિદ્ધ થયેલો છે. તેમાં એક સભિક નામના પરિવ્રાજકની (ભાગ ૩, પૃ. ૩૮૯ થી ૪૦૧) કથા છે. સભિક પ્રરિવ્રાજકરૂપે બુદ્ધ પાસે આવે છે અને અનેક પ્રશ્નો પૂછે છે. બુદ્ધ તેનો જવાબ આપે છે. છેવટે સભિક જવાબથી સંતોષ પામી બુદ્ધનો શિષ્ય બને છે. આટલી મુદ્દાની વસ્તુ એ ગ્રંથમાં એટલી બધી રોચક શૈલીમાં અને રોમાંચક રીતે વર્ણવવામાં આવી છે કે કોઈ પણ વાચક તે કથા પ્રત્યે અનાયાસે આકર્ષાય. તેથી આ લેખમાં એનો સાર આપી છેવટે કેટલાક મુદ્દા ઉપર સમાલોચના અને કાંઈક તુલના કરવા ધારું છું.

બનારસથી થોડે દૂર ઇસિપત્તન સ્થળમાં મૃગદાવ નામનું ઉપવન હતું. એ આજે સારનાથના નામથી પ્રસિદ્ધ છે, અને ત્યાં પ્રાચીન અશોકસ્તૂપ વગેરે અનેક અવશેષો મળી આવ્યા છે. તે મૃગદાવ ઉપવનમાં એકવાર તથાગત બુદ્ધ પધારેલા. તે સમયની સભિક પરિવ્રાજકની આ સંલાપકથા છે.

મથુરા નગરીમાં એક ધનાઢ્ય શ્રેષ્ઠી વાસ કરતો. તેને ત્યાં કન્યા ઉપર કન્યા એમ ચોથી કન્યાનો જન્મ થયો. ઉપરાઉપર ચોથી કન્યા અમંગળ છે એવી માન્યતાથી પ્રેરાઈ તે શ્રેષ્ઠીએ એ કન્યા એક પરિવ્રાજિકાને અર્પિત કરી કહ્યું કે જ્યારે આ કન્યા ઉંમરે પહોંચે ત્યારે એને તમે દીક્ષા આપજો; તે તમારી શિષ્યા થશે શ્રેષ્ઠીએ તે કન્યાના ઉછેર માટે એક ધાવમાતા આપી અને તેના પોષણ અર્થે જોઇતું નાણું પણ આપ્યું. પાણીમાં કમળ વધે તેમ એ કન્યા વધવા લાગી. સમજણી થઈ કે તરત જ પરિવ્રાજિકાએ એને

પ્રવ્રજ્યા આપી. અનુક્રમે એ બધાં પરિવ્રાજકશાસ્ત્રોમાં એટલી બધી નિષ્ણાત બની કે તે અનેક પરિવ્રાજિકાઓ સાથે અંદરોઅંદર ચર્ચા કરતી, પણ કોઈ એને જીતી કે પહોંચી શકતુ નહિ અને તે સર્વશાસ્ત્રવિશારદ તરીકે તથા એક અગ્રવાદી તરીકે પ્રખ્યાતિ પામી.

હવે એમ બન્યું કે એક બ્રાહ્મણ પંડિત, જે વેદશાસ્ત્ર પારગામી અને વૈયાકરણ ઉપરાંત સર્વદર્શનવિશારદ પણ હતો, તે ફરતો ફરતો દક્ષિણ દેશથી મથુરામાં આવી પહોંચ્યો અને તેણે રાજમાર્ગ કે બજાર વચ્ચે મશાલ સળગાવી ઘોષણા કરી કે શું આ નગરમાં એવો કોઈ શબ્દપટુ કે વાદકુશળ છે જે મારી સાથે ચર્ચામાં ઊતરે ? આ ઘોષણા સાંભળી મથુરાવાસી લોકોએ તે પંડિતને કહ્યું કે તારી મશાલ ઓલવી નાખ. અમારે ત્યાં એક સમર્થ તરુણી પરિવ્રાજિકા છે. તે તમારી સાથે આજથી સાતમે દિવસે વાદચર્ચા કરશે. જો તમે તેની સાથે ચર્ચા કરી શકો તો તમે વાદી ખરા. તે બ્રાહ્મણ પંડિતે બીડું ઝડપી કહ્યું કે ભલે, હું તે પરિવ્રાજિકા સાથે જરૂર સાતમે દિવસે વાદચર્ચા કરીશ, પણ તમો નગરવાસીઓએ તેમાં મધ્યસ્થ થવુ. ત્યાર બાદ તે તે ધંધાદારી મંડળોના આગેવાન એવા મથુરાવાસી લોકોએ તે પરિવ્રાજિકાને બોલાવી પૂછ્યું કે એક બ્રાહ્મણ પંડિત આવેલો છે, જે મોટો વિદ્વાન અને વાદી છે, તેની સાથે આજથી સાતમે દિવસે તમે વાદચર્ચા કરશો ? પેલી તરુણ પરિવ્રાજિકાએ તરત જ કહ્યું કે ખુશીથી. તે કે અન્ય કોઈ વાદી સાથે હું વાદચર્ચા કરવા તૈયાર છું. હુ પણ વાદકથાનો મનોરથ સેવું છું.

તે આગેવાન મહાજનોએ પરિવ્રાજિકાની મંજૂરી મળ્યા બાદ નગરમાં ચૌટે, શેરીએ એમ બધે સ્થળે ડાંડી પિટાવી કે આજથી સાતમે દિવસે અમુક પરિવ્રાજિકા દાક્ષિણાત્ય બ્રાહ્મણ વાદી સાથે વાદ ચર્ચા કરશે, તેથી જે સાંભળવા ઇચ્છે તે આવે. મહાજનોએ શ્રોતા અને પ્રેક્ષકને લાયક રંગભૂમિ સાથે એક માંચડો ઊભો કર્યો આ વૃત્તાન્તની જાણ થવાથી કુતૂહળવશ ચોમેરથી લોકો ઊભરાવા લાગ્યા.

આ બાજુ પેલા બ્રાહ્મણને ભારે કૌતુક થયું, કે જે પરિવ્રાજિકા મારી સાથે વાદવિવાદ કરવા તૈયાર થઈ છે તે કેવી હશે ? હું જરા એને જોઈ તો લઉં. આમ વિચારી તે પંડિત પૃચ્છા કરતો કરતો પરિવ્રાજિકાઓના અનેક મઠોમાં ગયો અને પોતે અજ્ઞાત થઈ પૂછવા લાગ્યો કે પેલા બ્રાહ્મણ પંડિત સાથે વાદવિવાદમાં ઊતરનાર પરિવ્રાજિકા કઈ ? છેવટે એને પત્તો લાગ્યો. જ્યારે એ

પંડિત પેલી પરિવ્રાજિકા પાસે પહોંચ્યો ત્યારે તે પોતાના પરિવેણ (મઠ)માં મુક્ત અને શુદ્ધ-સંસ્કારી સ્વરથી સ્વાધ્યાય કરી રહી હતી તે પંડિતે પરિવ્રાજિકાને પૂછ્યું કે તું સભા વચ્ચે મારી સાથે વાદકથા કરનાર છે? તેણીએ તરત જવાબ આપ્યો કે અવશ્ય હું પરિષદમા તમારી કે કોઈ બીજાની સાથે વાદકથા કરવા તૈયાર છું. તે બ્રાહ્મણ તરુણ હતો તેમ સુંદર પણ હતો. પેલી પરિવ્રાજિકા પણ તરુણ તેમ જ સુંદર હતી. એકબીજા સમીપ આવવાથી અને પરસ્પરનું દર્શન થવાથી બંનેમાં પ્રેમાંકુર પ્રગટ્યો. બ્રાહ્મણ પંડિતે પરિવ્રાજિકાને કહ્યું કે હું તને ચાહું છું પરિવ્રાજિકાએ પણ જવાબમાં એમ જ કહ્યું કે હું પણ તને ચાહું છું. પણ હવે બ્રાહ્મણ પંડિતે આગળ પ્રસ્તાવ કર્યો કે આપણે કાંઈક એવું કરીએ કે જેથી આપણો સમાગમ થાય, પણ કોઈ જાણે નહિ. બ્રાહ્મણ પંડિતે જ યુક્તિ શોધી પરિવ્રાજિકાને કહ્યું કે આપણે ચર્ચા પહેલાં સભામા એવી પ્રતિજ્ઞા કરીને જ ચર્ચા શરૂ કરીશું કે જે હારે તે જીતનારનો શિષ્ય બને. આમ તો પુરુષો હંમેશા સ્ત્રીને જીતતા જ આવ્યા છે, એટલે પુરુષ જીતે એમાં કોઈને નવાઈ ન લાગે, પણ જો તારા જેવી સ્ત્રી મને જીતે તો મારા હાલહવાલ જ થાય. લોકો એમ કહી નિન્દે કે એક પુરુષ જેવા પુરુષને રાંધવા જેટલી જ અક્કલ ધરાવનાર સ્ત્રીએ હરાવ્યો! તેથી તારે વાદમાં એવી રીતે વર્તવું કે છેવટે હું તને હરાવું. આથી તું મારી શિષ્યા બનીશ અને આપણો પરસ્પર સમાગમ થશે અને છતા કોઈ જાણશે નહિ. પરિવ્રાજિકાએ સ્ત્રીપ્રકૃતિને અનુસરી એ વાત કબૂલ રાખી. આ રીતે પરિવ્રાજિકા સાથે ગુપ્ત મંત્રણા કરી તે પંડિત પોતાને સ્થાને પાછો ફર્યો

સાતમે દિવસે નક્કી કરેલ સભાસ્થાનમા લોકો ટોળે વળ્યાં, જેમાં રાજા, મંત્રી, આગેવાનો, ગૃહસ્થો, વિદ્વાન, બ્રાહ્મણ, જુદા જુદા પંથના અનુયાયીઓ અને ગણિકા સુધ્ધાં હતાં. વાદી બ્રાહ્મણ પંડિત ઉપસ્થિત થયો, તેમ જ વાદનું બીડું ઝડપનાર પેલી પરિવ્રાજિકા પણ બીજી અનેક પરિવ્રાજિકાઓ સાથે ઉપસ્થિત થઈ સભામાં નક્કી કરેલ પોતપોતાને આસને બેસી ગયાં. બ્રાહ્મણ પંડિતે ઊભા થઈ સભાને સંબોધી કહ્યું કે હું એક સ્ત્રી સાથે વાદકથા કરવા તૈયાર થયો છું તે બાલચાપલ્ય જેવું સાહસ છે, કેમ કે પુરુષ સ્ત્રીને જીતે એમા તો કોઈને કાંઈ નવાઈ લાગતી નથી—સ્ત્રીઓ પુરુષથી હારે જ એવી લોકોની ચાલુ માન્યતા છે જ—પણ જો સ્ત્રી પુરુષને હરાવે તો લોકોને નવાઈ લાગે અને લોકો હારેલ પુરુષની નિંદા પણ કરે કે જોયું, આ પુરુષ કેવો અધમ કે એને માત્ર રાંધણિયા બુદ્ધિ ધરાવનાર એક સ્ત્રીએ હરાવ્યો! આથી જ સ્ત્રી સાથે વાદવિવાદમાં ઊતરવાના સાહસને હું બાલચાપલ્ય જેવું સાહસ લેખું

છું. અસ્તુ, તેમ છતાં વાદકથામાં ઊતરીએ તે પહેલાં એક શરત અમારે બન્નેએ કબૂલ કરવી જોઈએ અને તે એ કે જે હારે તે જીતનારનો શિષ્ય બને. સભાજનોએ એ શરત બાબત પરિવ્રાજિકાને પૂછ્યું, તો તેણે પણ પોતાની સમ્મતિ દર્શાવતાં કહ્યું કે મને એ શરત માન્ય છે.

આ રીતે શરત નક્કી થઈ એટલે બ્રાહ્મણ પંડિતે એક લાંબો અને જટિલ પ્રશ્ન પૂછ્યો પરિવ્રાજિકાએ પણ આ સભા ઉપર પોતાની છાપ પાડવા રુઆબથી તે પ્રશ્નનો જવાબ આપ્યો. આ રીતે પહેલો દિવસ એકબીજાના પ્રશ્નોત્તરમાં પસાર થયો, પણ કોઈ એકબીજાને જીતી શક્યું નહિ બન્ને ચર્ચામાં સરખા જ ઊતર્યાં. આ રીતે સભામાં વાદવિવાદના સાત દિવસ પસાર થઈ ગયા, પણ કોઈ કોઈથી હાર્યું નહિ. સભામા આવેલા પુરુષો પંડિત ને પરિવ્રાજિકા વચ્ચે ચાલતી ચર્ચાની રસાકસીમા એટલો બધો રસ લેતા કે સાજ પડે તોય ભાન ન રહે જ્યારે તેઓ ઘેર પાછા ફરતા ત્યારે આખા નગરની સ્ત્રીઓ અકળાઈ પોતપોતાના પતિને પૂછતી કે સાત દિવસ થયા રોજ આટલુ બધુ મોડુ કેમ કરો છો? દરેક પતિનો પોતાની પત્નીને જવાબ એક જ હતો અને તે એ કે—શું તુ નથી જાણતી કે એક સર્વશાસ્ત્ર-વિશારદ દાક્ષિણાત્ય વિદ્વાન આવેલ છે? એ સાત દિવસ થયા ચર્ચા કરે છે, પણ એક સ્ત્રીને જીતી નથી શકતો. આ સાંભળી બધી જ સ્ત્રીઓએ પોતપોતાના ધણીને કહ્યુ કે સ્ત્રીઓ કેવી પંડિત હોય છે! તેમની બુદ્ધિશક્તિ પુરુષો કરતાં ચડે છે, ઊતરતી નથી. સ્ત્રીઓનું આ મહેણું સાભળી બધા જ પુરુષોને મનમાં એમ થયું કે કોઈ પણ રીતે જો તે બ્રાહ્મણ પંડિત પરિવ્રાજિકા દ્વારા હાર પામ્યો તો આપણા બધા પુરુષોની હમેશને માટે બૂરી વલે થશે, જ્યારે ને ત્યારે સ્ત્રીઓ મહેણું મારી આપણને તણખલાતોલ લેખશે. આ રીતે આખા નગરમાં બે પક્ષ પડી ગયા સ્ત્રીવર્ગ તો પરિવ્રાજિકાનો જય વાંછે, જ્યારે પુરુષવર્ગ પેલા બ્રાહ્મણ પડિતનો જય વાંછે ત્યાર બાદ એક દિવસે મળેલી સભામા બ્રાહ્મણ પડિતે પરિવ્રાજિકાના પ્રશ્નનો જવાબ વાળ્યો, પણ પેલી પરિવ્રાજિકાએ જાણીને જ જવાબ ન વાળતાં ન આવડવાનો ડોળ કર્યો—જાણે કે તે આપમેળે જ પાણીમાં બેસી ગઈ. પરિવ્રાજિકાની ચુપકીદી જોઈ સભાજનો પોકારી ઊઠ્યા કે પરિવ્રાજિકા હારી અને પંડિત જીત્યો. ત્યાર બાદ પંડિતે પોતાના ધર્મની નિશાની લેખે તે પરિવ્રાજિકાને ત્રિદંડ અને છત્ર-ચાખડી આપી, પોતાની શિષ્યા તરીકે એને જાહેર કરી, સભાસ્થાનથી વિદાય આપી.

હવે એ બ્રાહ્મણ પડિત અવારનવાર પોતાની શિષ્યા પરિવ્રાજિકાના

મઠમાં જવા લાગ્યો. બન્ને જણ પોતાને રુચે તેમ સમાગમમાં આવવા લાગ્યા. પુનઃ પુનઃ મિલનના પરિણામે તે પરિવ્રાજિકા આપન્નસત્ત્વા—સગર્ભા થઈ. બન્નેએ મથુરામાં રહેવું ઠીક નથી એમ વિચારી ત્યાંથી દક્ષિણ તરફ પ્રવાસ આદર્યો. ગ્રામાનુગ્રામ પગે ચાલતાં શ્વેતબલાકા નામની નગરીમાં તેઓ પહોંચ્યા. નવ–દશ માસ પૂરા થતાં જ તે પરિવ્રાજિકાએ પુત્રને જન્મ આપ્યો. એક સભા અર્થાત્ સાર્વજનિક સ્થાનમાં એનો જન્મ થવાથી માતાપિતાએ એનું સભિક નામ પાડ્યું માતાપિતા બન્નેએ તેને કાળજીથી ઉછેર્યો અને ઉંમરલાયક થતાં તેને લિપિ, ગણિત અને બીજાં અનેક પરિવ્રાજક શાસ્ત્રો શિખવાડ્યાં. તે સભિક છેવટે વાદીપ્રવાદી તરીકે પ્રસિદ્ધિમાં આવ્યો હવે સભિકને શાસ્ત્રવિસ્તાર એક મહાન સમુદ્ર જેવો જણાયો ને પોતાની જાતને અબુદ્ધ—અજ્ઞાની લેખી કોઈ બુદ્ધ—જ્ઞાનીની શોધમાં નીકળી ગયો. અનેક દેશોમાં પરિભ્રમણ કરતો કરતો છેવટે તે જ્યાં તથાગત બુદ્ધ હતા ત્યાં વારાણસી પાસેના મૃગદાવ ઉપવનમાં આવી પહોંચ્યો. સભિક બુદ્ધ સાથે કુશળવાર્તા કરી એક બાજુ બેસી ગયો અને તેણે ભગવાન બુદ્ધને પ્રશ્નો પૂછવાના ઇરાદાથી કહ્યું કે, 'હે ભદન્ત તથાગત! હું નામે સભિક પરિવ્રાજક કેટલીક શંકાઓ નિવારવા તમારી પાસે આવ્યો છું અને જિજ્ઞાસાવશ પૂછું છું કે તમે મારા પ્રશ્નોનો અનુક્રમે યોગ્ય ખુલાસો કરો.' તથાગતે કહ્યું કે, 'તું બહુ દૂરથી જિજ્ઞાસાવશ આવે છે, તો ખુશીથી પ્રશ્નો કર. હું તેનો યથાયોગ્ય ઉત્તર વાળીશ.'

સભિકે ગાથાબદ્ધ શૈલીમાં પ્રથમ પ્રશ્ન કર્યો કે ભિક્ષુ કોને કહેવાય? શ્રમણ અને દાન્ત કોને કહેવાય? બુદ્ધે કહ્યું કે જેણે આત્મજય કર્યો હોય, જે કાંક્ષાથી પર હોય અને જેણે નિર્વાણ પ્રાપ્ત કરી પુનર્ભવનો ક્ષય કર્યો હોય તે ભિક્ષુ. જે બધી બાબતોમાં ઉપેક્ષાશીલ રહે, જે પ્રત્યેક ક્ષણે જાગતો રહે ને જે કોઈ પણ જાતની હિંસા કરવાથી મુક્ત રહે, જે નિર્દોષ હોય તે શ્રમણ જેણે ઇન્દ્રિયોને વશ કરી હોય, જે આ લોક કે પરલોકમાં આસક્ત થયા વિના ભાવનાપૂર્વક કર્તવ્યોનુ પાલન કરી સમયનો સદુપયોગ કરતો હોય તે દાન્ત. આ જવાબ સાભળી સભિક પરિવ્રાજકે તથાગતને બહુ અભિનંદન આપી ફરી પ્રશ્નો કર્યા કે હે ભદન્ત! બ્રાહ્મણ કોને કહેવો? સ્નાતક કોણ કહેવાય? અને નાગનો અર્થ શો? બુદ્ધે કહ્યુ કે જે બધા પાપોને બહાર કરી, નિર્મળ થઈ સમાધિસ્થ થયો હોય અને જે સંસારનું ખરુ સ્વરૂપ સમજી સ્થિર મનથી બ્રહ્મચર્યમાં વસેલ હોય તે બ્રાહ્મણ. જે અન્દર અને બહારનાં બધાં મળોનું પ્રક્ષાલન કરી દેય તેમ જ મનુષ્યોએ કલ્પેલી સીમાઓ કે ચોકાઓમાં ફરી નથી બંધાતો તે સ્નાતક. જે દુનિયામાં નથી કોઈ ભૂલ કે

અપરાધ નથી કરતો, જે બધી જાતનાં બંધનોથી મુક્ત થઈ ક્યાંય પણ લેપાતો નથી તે નાગ. ફરી એણે પૂછ્યું કે ભદન્ત! વેદક કોણ કહેવાય? અનુવિદિત એટલે શું? અને વીર્યવાન્ કેવી રીતે થવાય? આજાનેય ક્યારે કહેવાય? ભદન્ત તથાગતે કહ્યું કે બધા વેદોને જાણી બધી જાતની સુખ-દુ:ખની વેદનાઓથી પર હોય તે વેદક. અંદર અને બહારના નામ તેમ જ રૂપના રાગપ્રપંચને નિર્મૂળ કરી જે બંધનમુક્ત થયો હોય તે અનુવિદિત. જે ક્લેશોનું સર્વથા પ્રહાણ કરી તમામ ઇતર પ્રાણીઓની રક્ષા કર્યા વિના ન જંપે તે વીર્યવાન્. બધા બંધનો છેદી પાર ગયો હોય તે આજાનેય. એ જ રીતે ક્ષેત્રજ્ઞ, કુશળ, પંડિત, મુનિ, શ્રોત્રિય, આર્ય, ચરણવાન અને પરિવ્રાજક જેવાં પદોનો સભિકે પૂછેલ અર્થ તથાગતે સાર્થક વ્યુત્પત્તિથી કરી બતાવ્યો, એટલે સભિકે સુંદર ગાથાઓથી તથાગતની નીચે પ્રમાણે સ્તુતિ કરી

'હે ભગવન્! જે ૬૩ શ્રમણ દૃષ્ટિઓ-દર્શનો છે તે બધાંથી તમે પર છો તમે દુ:ખનો અન્ત કર્યો હોઈ દુ:ખાન્તક છો. તમે મુનિપદ પામી નિષ્કંપ થયા છો. નાગોના નાગ અર્થાત્ હસ્તિરાજ એવા તમ મહાવીરનું સુભાષિત બધા જ દેવદાનવો પ્રશંસે છે. મેં જે જે શંકાઓ મૂકી તેનો તમે ખુલાસો કર્યો. હે વીર! તમે જરા પોતાના ચરણ પસારો. આ સભિક તે ચરણોમાં પડી તમને વંદે છે.'

ત્યાર બાદ તથાગતે સભિકને ભિક્ષુક પદથી સંબોધી પ્રવ્રજ્યા આપી પોતાના સંઘમાં લીધો.

વાચકોના બોધમાં કાંઈક વૃદ્ધિ થાય અને તેમની રુચિ સવિશેષ પોષાય એ હેતુથી ઉપર આપેલ સારમાં આવેલ કેટલાક મુદ્દા પરત્વે પ્રાસંગિક ચર્ચા કરવી ઉપયુક્ત લાગે છે. અલબત્ત, આ ચર્ચા કે તુલના માત્ર સંકેતરૂપ હોઈ યથાસંભવ ટૂંકમાં જ પતાવાશે.

**૧. વિજયરસ**. પ્રાણીમાત્રને હારવું નહિ, પણ જીતવું રુચે છે. વિશેષે માનવજાતિનો ઇતિહાસ તો હારજીતના સંગ્રામથી જ લખાય છે. શસ્ત્રવિજય તો જાણીતો છે જ, પણ શાસ્ત્રવિજયની કથાય હજારો વર્ષ જૂની છે અને કોઈ પણ ધર્મપરંપરાના ઇતિહાસમાં તે આવે જ છે વિદ્વાનો અને જ્ઞાનીઓનો પ્રથમ પ્રયત્ન એ રહેતો આવ્યો છે કે પોતાના વિષયના હરીફને કોઈ પણ રીતે જીતે જેઓ સર્વજ્ઞ કે વીતરાગ તરીકે સંપ્રદાયમાં જાણીતા છે તેમના સાધક અને તપસ્વી શિષ્યપરિવારમાં એક એવો વર્ગ પણ હંમેશા

રહેતો કે જે અન્ય પરંપરાના વિદ્વાનો સાથે વાદચર્ચામાં ઊતરે, તેમને હરાવે અને પોતાના સમ્પ્રદાયનો જયધ્વજ સ્થાપે. હજારો વર્ષનું સંસ્કૃત-પ્રાકૃત-પાલિ વાઙ્‌મય વાદચર્ચાના કાલ્પનિક અને ઐતિહાસિક વર્ણનોથી ભરેલુ છે. અખાડામાં કુસ્તી કરવાના દાવપેચો અને નિયમો હોય છે, જેમ યુદ્ધમાં શસ્ત્ર ચલાવવાના અને તેથી બચવાના દાવપેચો ખેલાય છે, તેમ વાદકથા વિશે પણ છે. એનું એક વિશિષ્ટ શાસ્ત્ર જ રચાયું છે. તેથી કોઈ જ્યારે એક વિષયમાં પારગામી થાય ત્યારે તેની પહેલી નેમ તે વિષયના હરીફને જીતવાની અને પોતાનો સિક્કો જમાવવાની રહે છે. એ જ પરંપરાગત વહેણને વશ થઈ દાક્ષિણાત્ય પંડિત મથુરામાં વિજય માટે આવ્યો છે અને એ જ વલણને વશ થઈ પેલી પરિવ્રાજિકા પણ પ્રથમ તો વાદનું બીડું ઝડપે છે.

લોકોને જાતે યુદ્ધ કરવું ન હોય ત્યારે યુદ્ધ જોવાનો રસ પણ અદમ્ય હોય છે. એવું યુદ્ધ જોવા ન મળે તો એની વાર્તા પણ રમ્ય લાગે છે, એ આપણો અનુભવ છે. પંડિત અને પરિવ્રાજિકા વચ્ચે વાદનો અખાડો રચવામાં મથુરાવાસીઓનો રસ કેટલો ઊંડો છે તે તો જાહેર ચર્ચા જોવા ચોમેરથી માનવમેદની ઊભરાય છે અને સાંજ પડે તોય જમાવટ કાયમ રહે છે એટલા ઉપરથી દેખાઈ આવે છે. આવી ઘટના આજે પણ જૂની ઢબના પંડિતોમાં અને નવી ઢબની ડીબેટિંગ ક્લબોમાં બનતી જોવાય છે. તેથી 'મહાવસ્તુ'ના પ્રસ્તુત કથાનકમાં જે વાદસભાને લગતું ચિત્ર છે તે વસ્તુસ્થિતિનુ નિદર્શક માત્ર છે.

૨. **સ્ત્રી પણ વાદપટુ :** સામાન્ય રીતે એમ જ દેખાય ને મનાય છે કે વિદ્યા પુરુષપ્રધાન હોઈ વાદ કે ચર્ચામાં પુરુષો જ પડે છે, પણ આ ધારણા પૂર્ણ સત્ય નથી. હજારો વર્ષ પહેલાં પણ સ્ત્રીઓ વાદમાં ભાગ લેતી—એની સંખ્યા પુરુષો કરતાં નાની હોય એ વાત જુદી પણ સ્ત્રીઓ વિદ્યા શીખતી જ નહિ કે પુરુષો સાથે શાસ્ત્રીય વિષયોમાં વાદચર્ચા કરવામાં ભાગ લેતી જ નહિ એ માન્યતા નિરાધાર છે. ઉપનિષદોમાં વાચક્નવીની વાત જૂની અને જાણીતી છે. તેણે જનકની સભામાં યાજ્ઞવલ્ક્ય જેવા જ્ઞાની સામે માર્મિક અને મૂંઝવી નાખે એવા પ્રશ્નો કરેલા અને યાજ્ઞવલ્ક્યે એનું મહત્ત્વ પણ આંકેલું. મંડન-મિશ્રની પત્ની સરસ્વતીએ શંકરાચાર્ય જેવાને થકવ્યાની દંતકથા પણ છે. દાક્ષિણાત્ય પંડિત સાથે ચર્ચા કરવાનુ બીડું ઝડપનાર એક સ્ત્રી છે, એટલું જ નહિ, પણ તે સ્ત્રી પરિવ્રાજિકા છે એમ કહેવામાં આવ્યું છે. પરિવ્રાજક વર્ગ બુદ્ધ-મહાવીર પહેલાંથી આ દેશમાં ચાલ્યો આવે છે. એની પરંપરા વિપુલ

એવી ઘણી શાખાઓ અસ્તિત્વ ધરાવતી. પરિવ્રાજક વર્ગમાં પુરુષોની પેઠે સ્ત્રીઓનુ પણ સ્થાન હતુ. મથુરામાં પરિવ્રાજિકાઓના અનેક મઠોનો ઉલ્લેખ છે. તે ઉપરથી પ્રાચીન ઇતિહાસની એ વાતને ટેકો મળે છે કે ઉત્તર ભારતમાં ભિક્ષુની પેઠે ભિક્ષુણીઓનો પણ મોટો વર્ગ હતો, અને તે અનેક પંથોમાં વહેંચાયેલો હતો. વધારે સભવ એવો છે કે એ પરિવ્રાજિકાઓ વૈદિકેતર પરંપરામાંની હોય.

**૩. પ્રથમ મુલાકાતે પરસ્પર આકર્ષણ**. વાદી પંડિત ગયો તો કુતૂહલવશ કે વાદનુ બીડું ઝડપનાર એક નારી છે, તો તે કેવી હશે? પણ બન્ને મળ્યા અને એકબીજાના આકર્ષણથી ઝડપાઈ ગયાં. હવે રસ્તો કેમ કાઢવો એ મૂઝવણનો ઉકેલ પણ બન્નેએ મળી શોધી કાઢ્યો અલબત્ત, એ ઉકેલમાં પુરુષ પંડિતની ચાતુરી મુખ્ય દેખાય છે, પણ પેલી પરિવ્રાજિકા એની યુક્તિ–ચાતુરીને વશ થઈ એ પણ તેનુ પ્રબળ આકર્ષણ સૂચવે છે. બન્ને જણ પોતાની મ ત્રણાને ગુપ્ત રાખે છે એ તત્કાલીન સામાજિક સ્થિતિનુ સૂચન છે.

**૪. નગરનારીઓની ફરિયાદ**: એ તો હમેશનો અનુભવ છે કે જ્યારે પુરુષો સાજે પણ વખતસર ઘેર પાછા ન ફરે ત્યારે સ્ત્રીઓ અકળાય છે અને એ એમની રોજિંદી ફરિયાદ રહે છે કે આટલુ મોડું કેમ કરો છો? એ જ સાર્વજનિક અનુભવ કથાના લેખકે મથુરાવાસી નારીઓને મોઢેથી રજૂ કર્યો છે મોડું થવાનુ કારણ પુરુષોએ આપ્યું ત્યારે સ્ત્રીઓ નાખુશ થવાને બદલે એમ જાણીને રાજી થઈ કે અમારી જ એક બહેન પુરુષોનો ગર્વ ગાળી રહી છે પુરુષોના મોડા આવવાથી થતા માનસિક દુઃખમાં સ્ત્રીઓને મોટું આશ્વાસન એ મળ્યુ કે અમે નહિ તો અમારી એક બહેન પુરુષના ગર્વને ગાળશે સામાન્ય રીતે આપણે જાણીએ છીએ કે સ્ત્રીઓ પોતપોતાના પતિના અને તે દ્વારા પુરુષવર્ગના ઉત્કર્ષથી રાજી થાય છે; પોતાની જાતને પાછળ રાખીને પણ પતિદેવને આગળ કરવામાં કે તેમને વિજયી જોવામાં ઊંડું સુખ અનુભવે છે. તેમ છતાં અહીં ઊલટુ દેખાય છે મથુરાનો આખો નારીવર્ગ પોતાનામાંની એક એવી સ્ત્રીને વિજયની દિશામાં જતી જોઈ અને પુરુષ પંડિત-ને પરાજયની દિશામાં જતો જોઈ કેટલી રાજી થાય છે! બધી જ સ્ત્રીઓ એકસ્વરથી કહી દે છે અને નિરાંત અનુભવે છે કે ઠીક થાય જો પુરુષ હારે તો! વ્યક્તિગત રીતે પુરુષનો જય વાંછતી નારી સામુદાયિક રીતે પુરુષવર્ગનો પરાજય કેમ ઇચ્છતી હશે, એ એક માનસશાસ્ત્રીય કોયડો તો ખરો જ એમ લાગે છે કે પ્રત્યેક વ્યક્તિમાં સજાતીય અને વિજાતીય એવા બે ચિત્તપ્રવાહો

પણ કરે છે. જ્યારે વ્યક્તિગત આકાંક્ષાતૃપ્તિનો પ્રશ્ન હોય ત્યારે સામાન્ય રીતે સ્ત્રીનું વિજાતીય ચિત્ત પ્રધાન બની પુરુષના પરાક્રમને ઝંખે છે અને તેને વશ રહેવામાં આન્તરિક કૃતાર્થતા અનુભવે છે; પણ જ્યારે સામુદાયિક આકાંક્ષા-તૃપ્તિનો પ્રશ્ન આવે છે ત્યારે તેનું સજાતીય ચિત્ત ગતિશીલ થાય છે અને તેને પોતાના સજાતીય વર્ગના ઉત્કર્ષ માટે ઝંખના કરે છે. વ્યક્તિગત રીતે ઊંડે ઊંડે મનમાં પુરુષનો ઉત્કર્ષ ઝંખતી નારી પણ સામુદાયિક રીતે નારીવર્ગના ઉત્કર્ષને પક્ષે જ વાત ઈચ્છા કરે છે. એમ પણ હોય છે કે વ્યક્તિગત રીતે પુરુષનો પરાભવ કરવા અસમર્થ એવી નારીના ચિત્તમાં કોઈ એવી ગ્રંથિ બંધાતી હોય કે પુરુષને ક્યારેક પરાભૂત કરું. આવી તક જો કોઈ સ્ત્રી ગમે ત્યાં ઝડપતી હોય તો બીજી એ માનસગ્રંથિ તેમાં સૂર પુરાવે. કદાચ તેથી જ આખો નારીવર્ગ એ પરિવ્રાજિકાના વિજયની આશાથી નાચી ઊઠ્યો હોય.

**૫. પરિવ્રાજિકાનું સગર્ભા થવું ને દેશાન્તરમાં ચાલી નીકળવું :** કથામા આપણે જોયું કે વાદપટુ પરિવ્રાજિકા છેક બાલ્યવયથી જ ઘરવંચિત થઈ હતી અને પરિવ્રાજિકાઓના મઠમાં ઊછરી, ત્યાં જ દીક્ષિત થઈ હતી. આટલી શાસ્ત્રપટુ અને રાતદિવસ શાસ્ત્રપારાયણમાં રત તેમ જ ધર્મક્રિયામાં ભાગ લેનાર એક ત્યાગી સ્ત્રી અજાણ્યા પુરુષના અણધાર્યા મિલનમાત્રથી શાસ્ત્ર-ધર્મ-કર્મ બધું છોડી પુરુષ પ્રત્યે ક્ષણમાત્રમાં કેમ આકર્ષાઈ? કેમ એને છળ-કપટનો આશ્રય લેવો પડ્યો અને ગર્ભ ધારણ કર્યા પછી પરિચિત વતન છોડી એને દેશાન્તરમા ગુપ્તપણે કેમ ચાલ્યા જવું પડ્યું? આ પ્રશ્નો કાંઈ કાલ્પનિક નથી. પ્રાચીન અને મધ્યયુગની પેઠે એવી ઘટનાઓ આજે પણ જ્યાં ત્યાં જુદા જુદા આકારમાં બની રહી છે. તેથી સામાજિક સ્વાસ્થ્ય અને નિર્દંભ ધર્મના પક્ષપાતીઓએ વિચારવું ઘટે કે આવી ઘટનાઓનુ મૂળ શું છે અને તે કેમ બનતી અટકે? સ્પષ્ટ છે કે ગૃહસ્થાશ્રમના રાજમાર્ગનુ ઉલ્લંઘન કરી અકાળે અને વણસમજે સંન્યાસ લેવામા જ આવી ઘટનાઓના મૂળ છે. બીજી વાત એ છે કે જાણે-અજાણે એક વાર ત્યાગી બનેલ સ્ત્રી કે પુરુષ ફરી જો પ્રામાણિકપણે ભોગમાર્ગે વળે તો સમાજ એના પ્રત્યે સૂગ સેવે છે. એવા પ્રથમ ત્યાગી અને પછી ભોગી પાત્રોને તિરસ્કાર વિના જીવવાનું મુશ્કેલ બને છે અને એવી વ્યક્તિઓ ખંતીલી કે શ્રમપ્રિય હોય તોય તેઓને નિર્વાહનું સાધન મેળવવું અતિવસમું થઈ પડે છે એને લીધે એવી વ્યક્તિઓને કયાય પણ અજાણ્યા પ્રદેશમાં જવું ને ભટકવું પડે છે. આ સ્થિતિ કોઈ પણ સભ્ય સમાજ માટે ઇષ્ટ નથી. ઇચ્છાથી અને સમજણપૂર્વક જે થાય તેમાં જ

સમાજનું શ્રેય છે. બળાત્કાર કે લાચારીમાં સ્વીકારાયેલો ધર્મ એ માત્ર પોકળ છે અને પોકળોને ઢાંકવાના પ્રયત્નોમાંથી પરિણામ પણ ભીરુતા, નિન્દા જેવા અનિષ્ટ દોષોની પુષ્ટિમાં જ આવે છે. તેથી આ બાબત તત્કાળ સુધારણા માગે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

**૬. સભિકની પ્રશ્નપદ્ધતિ :** આપણે ઉપર જોયું કે સભિક તથાગત બુદ્ધને જે પ્રશ્નો કરે છે તે મૂળે ત્યાગમાર્ગ સાથે સંબંધ ધરાવે છે. અહીં બે બાબતો વિચારવા જેવી છે : એક તો આવા પ્રશ્નો કેમ ઉદ્‌ભવે છે તે અને બીજી આવી પ્રશ્નપરંપરાનો ઇતિહાસ શો છે તે. ત્યાગ એ આન્તરિક વસ્તુ છે, પણ એની આસપાસ જ્યારે ક્રિયાકાંડનું જાળું અને વેશ તથા ચિહ્નોનું પોપડું બંધાય છે ત્યારે ત્યાગ વિનાના એ જાળા અને પોપડામાં પ્રજા સંડોવાય છે. એમાંથી જ્યારે કોઈ વિવેકી અંદરનું ખરું તત્ત્વ તારવી તેને પચાવી લે છે ત્યારે તે એવા પ્રશ્નોનો ખુલાસો ખરા અર્થમાં કરે છે. તેમાંથી અન્તસ્ત્યાગી અને બહારના ખોખાનું અન્તર લોકો સ્પષ્ટ સમજવા માંડે છે ત્યાં તો અન્ધ-શ્રદ્ધા અને અવિવેક વળી પાછા લોકોને જૂની ઘરેડમા ખેંચે છે. આ રીતે વિવેક અને અવિવેકનું દેવાસુરી દ્વન્દ્વ ચાલ્યા કરે છે. સભિક બ્રાહ્મણ, શ્રમણ, મુનિ, શ્રોત્રિય જેવા અનેક પ્રતિષ્ઠિત શબ્દોનો અર્થ પૂછે છે ને બુદ્ધ તાત્ત્વિક રીતે ખુલાસો કરે છે.

આવી પ્રશ્નોત્તરશૈલી કાંઈ નવી નથી, તે બહુ જ પુરાણી અને દરેક પંથના ખાસ સાહિત્યમાં મળે છે. મહાભારતના વન, ઉદ્યોગ, અનુશાસન, શાન્તિ આદિ પર્વોમાં આના બહોળા નમૂનાઓ છે ગીતામાં સ્થિતપ્રજ્ઞને લગતા પ્રશ્નો એ પણ આ જ શૈલીનો નમૂનો છે. ઉત્તરાધ્યયન નામક જૈન આગમમા એવા પ્રશ્નોની હારમાળા છે અને ધમ્મપદ આદિ બૌદ્ધ ગ્રન્થોમાં ઠેર ઠેર એવા પ્રશ્નો વીખરાયેલા છે. તે બધા રોચક હોવા ઉપરાંત શબ્દોના સ્થૂળ અને તાત્ત્વિક અર્થનું અન્તર તારવવામાં બહુ પ્રકાશ ફેંકે છે.

**૭. ૬૩ દૃષ્ટિઓ :** પ્રસ્તુત સારમાં ૬૩ શ્રમણ દૃષ્ટિઓનો નિર્દેશ છે, અને બુદ્ધને તેથી પર કહી સ્તવવામાં આવ્યા છે. તો પ્રશ્ન એ છે કે એ ૬૩ દૃષ્ટિઓ કઈ અને બુદ્ધ શ્રમણ છતા એ બધાથી પર કેમ મનાયા ? આ ૬૩ દૃષ્ટિઓ દીઘનિકાય નામના બૌદ્ધ પિટકના પ્રથમ બ્રહ્મજાલસૂત્રમાં (ખરી રીતે આપણે જેને લોકભાષામાં ભ્રમજાળ કહીએ છીએ તેમાં) ગણાવેલી છે. દૃષ્ટિ એટલે માન્યતા અથવા એક પ્રકારની પકડ. જ્યારે માણસ આવી એક

પક્ષમાં ખેંચાય ત્યારે ને બીજા પક્ષનો વિરોધ કરે છે ને અંદરોઅંદર બધી દૃષ્ટિઓ અથડાય છે. એટલે કે સત્ય તત્ત્વની શોધમાં સાંપડેલી દૃષ્ટિઓ એ તત્ત્વનો માર્ગ બનવાને બદલે એક એક જાળ અર્થાત્ ભ્રમજાળ બની જાય છે ને માણસો તેમાં જ ગૂંચવાયા કે મૂંઝાયા કરે છે. બુદ્ધે જ સર્વપ્રથમ એમ કહ્યું કે કોઈ પણ દૃષ્ટિને પકડી ન બેસવું. નદીકિનારે પહોંચ્યા પછી માણસ જેમ કિનારે લઈ જનાર નાવડાને વળગી નથી રહેતો તેમ અમુક હદ સુધી વિચાર કે આચારમાં આગળ વધારનાર દૃષ્ટિને પણ, વિશેષ સત્યગામી બનવા, છોડવી જ જોઈએ. આવા મહાન સત્યદર્શનને લીધે જ બુદ્ધ દૃષ્ટિઓથી પરરૂપે સ્તવાયા છે.

—નચિકેતા.

# દંપતીજીવનના દસ્તાવેજી પત્રો

## [ ૩૬ ]

**શ્રી. ઈન્દુલાલ યાજ્ઞિક** કેવળ ગુજરાતના જ સેવક નથી, પણ તેઓ વિશિષ્ટ રાષ્ટ્રીય સેવકોમાંના એક અસાધારણ છે. તેમણે પોતાની આત્મકથા લખવા માંડી છે તેનો બીજો ભાગ પણ પ્રસિદ્ધ થઈ ગયો છે. જેણે જેણે એ ભાગો વાંચ્યા હશે તે બધા આગળના ભાગોની અતિ ઉત્કંઠાપૂર્વક રાહ જોઈ રહ્યા હશે એમ મને લાગે છે. 'ગૃહમાધુરી'માં એ બંને ભાગો વિશે લખવું પ્રસ્તુત નથી, અને અત્યારે હું એટલો સ્વસ્થ પણ નથી.

પરંતુ બીજા ભાગમાં શ્રી. ઇન્દુભાઈના દંપતીજીવન ઉપર પ્રકાશ નાખતો જે ભાગ આવે છે તે વિશે 'ગૃહમાધુરી'ના વાચક–વાચિકાઓ સમક્ષ કાંઈક લખવાનું મન થઈ આવે છે. એમ તો શ્રી. ઇન્દુભાઈએ પોતે જ પોતાના લગ્નજીવન વિશેની, ઘણાને માટે અજ્ઞાત એવી, સમસ્યા ઉપર 'લગ્નજીવનની વેદના' એ મથાળા નીચે આર્દ્ર–કરુણ વાણીમાં પોતાનું નિખાલસ હૃદય ઠાલવ્યુ છે, જે એમની સચ્ચાઈનો અમર દસ્તાવેજ બની રહે છે. તેથી એ વિશે અત્રે મારે કશું વિશેષ કહેવુ નથી. કહેવું હોય તો તે એટલુ જ કે વાંચી અને સમજી શકે એવા બધા જ ગુજરાતી ભાષા જાણનારાઓ તે વાંચે–વિચારે. મુખ્યત્વે અત્રે જે કહેવુ છે તે તો એમનાં સદ્‌ગત પત્ની બહેન કુમુદના એ જ ભાગમાં પ્રસિદ્ધ થયેલા બે પત્રો વિશે આ બે પત્રો દંપતીજીવનની આર્યનારીના હૃદયમાં કેવી પ્રતિષ્ઠા છે એના અમર દસ્તાવેજો છે કુમુદના સુકુમાર હૃદયમાંથી નીતરતી પતિનિષ્ઠા એમા વ્યક્ત થાય છે. એક ઋષિકલ્પ કવિએ ઉચ્ચાર્યું છે કે—अजर्यमार्यसगतम्. તે કુમુદના જીવનમાં તતોતંત દેખાય છે ઋષિના વક્તવ્યનો ભાવ એ છે કે આર્યત્વ એ ગુણસિદ્ધ છે, નહિ કે જન્મસિદ્ધ, અને તેનું વ્યવહારમાં અનુભવી શકાય એવુ એકમાત્ર સ્વરૂપ એ છે કે આર્ય કે આર્યાની સંગતિ કદી જરાજીર્ણ થતી નથી—સદા એક-સરખી જીવંત રહે છે. કુમુદના બને પત્રો પૈકી એકેએક વાક્ય એના આર્ય-નારીત્વનો પુરાવો છે આવી સહજ યોગ્યતા ધરાવનાર કુમુદ ઇન્દુભાઈ જેવા સહૃદય સેવાભાવી પુરુષ દ્વારા કેમ ઉપેક્ષા પામી હશે એ પ્રશ્ન વાચકને મૂંઝવે છે ખરો. એનો ઉત્તર શકુન્તલાના આખ્યાનમાંથી નથી મળતો? શકુન્તલાને

દુર્વાસાનો શાપ હતો, તે કારણે દુષ્યન્ત તેને વીસરી ગયો એમ કાલિદાસ કહે છે. અહીં કુમુદને એવો કોઈ શાપ સ્પર્શ્યો નથી. તો પછી અંતર શું અકારણ જ ઊભું થયું? ના, કાર્ય વિના કારણ કેમ થાય? શ્રી. ઇન્દુભાઈ પોતે જ એકરાર કરે છે કે તેમને નવા જમાનાની ચબરાક નારીના સ્વપ્ને કામણ કર્યું હતું. આવા કોઈ ભાવે જ તેમના સહૃદય હૃદયને અદય બનાવ્યુ, પણ પેલી કુમુદ તો આવા જીવલેણ સંકટ વખતે પણ સ્નિગ્ધ, સહૃદય અને સદય રહી. એણે પોતાના બંને પત્રોમા જે ઉદાત્ત અને ઉદાર વૃત્તિ રજૂ કરી છે તેમાં મને પોતાને તો સીતા અને દ્રૌપદીનાં હૃદયનું અજબ મિશ્રણ લાગે છે. તે ઇન્દુભાઈને વીનવે છે, પગે પડે છે, પણ વળી સ્વમાનથી પ્રેરાઈ ઉચ્ચ ભાવનાવશ કોઈ સ્થૂળ દયાની માગણી નથી કરતી. જ્યારે તે લખે છે—

'તમારી રૂઢિ પ્રમાણે પરણેલી પત્ની તમારી જ છે. કોઈ કાળે, જીવ જતાં, આત્મા ઊડી જતાં બીજાની થવાની નથી જ. ભલે તમે ના ચાહો, ભલે તમે અમારા સ્નેહને તિરસ્કારો, પણ અમારો ધર્મ છે કે તમને ચાહવું. અને તે ખાલી નહિ, આત્માના તાર સધાય તેવી જ રીતે' (પહેલો પત્ર)

'સંસારના જીવનમાં મેંય બ્રહ્મના ભણકાર સૂણવા પ્રયત્ન કર્યો છે, કરુ છું. મારુંયે જયાની યોગ–સાધનામાં જીવન જાય. નિર્દય બની હૃદયને કચરું છું. હૃદયમાં ભીનાશ, કોમળતા પ્રભુએ કાં પ્રેરી હશે? અસ્થિમય એને કાં ન બનાવ્યું?' (બીજો પત્ર)—ત્યારે તેનું માનસ કેવા ઉચ્ચ આદર્શમાં વિચરતું હશે અને ઇન્દુભાઈને ઝંખતું હશે એની કલ્પના જ કરવી રહે છે.

શરૂઆતમાં કુમુદ શું ભણી હશે, કેવું ભણી હશે, કેવી તૈયારી હશે, વગેરે વિશે મારા જેવો કશું નથી જાણતો, પણ એના બે પત્રો એટલુ તો કહી જાય છે કે તેનામાં જેમ સૌકુમાર્ય અને આર્યનારીત્વ અલૌકિક હતું તેમ તેનામાં સમજણ, વિવેક, સેવાની ભાવના અને પુરુષાર્થ પણ અદ્ભુત હતાં. જો એ માત્ર સીતા હોત તો મૌનપૂર્વક પૃથ્વીમાં વિલય પામત, પણ એનામાં દ્રૌપદીનુ ખમીર પણ હતું. તેથી જ તેણે ખાનદાન કુટુંબના સ્ત્રીસહજ લજ્જાશીલ હૃદયની મર્યાદાઓનુ અતિક્રમણ કરી કઠોર પ્રતીત થયેલા પતિને ઉદ્દેશી ક્યારેક વિશ્વની રાજસભામાં સંભળાય એવાં પ્રેમાળ છતા માર્મિક વેણો દ્રૌપદીની પેઠે ઉચ્ચાર્યાં છે. ખરી રીતે કુમુદના એ આર્ય–ઉદ્ગારો જ્યારે મોડે મોડે પણ શ્રી. ઇન્દુભાઈને સંભળાયા ત્યારે તેમનું સંવેદનશીલ હૃદય હચમચી ઊઠ્યું અને એ હૃદય કઠોર મટી કોમળ બન્યું. કોમળતાના એ જ

વહેણે તેમની પાસે 'લગ્નજીવનની વેદના'નું આત્મલક્ષી પ્રકરણ લખાવ્યું. રામે સીતા માટે વલોપાત કર્યો હતો એ તો આપણે પરોક્ષ રીતે વાલ્મીકિની વાણીમાં સાંભળીએ છીએ, ત્યારે ઇન્દુલાલ યાજ્ઞિકનો આ વિલાપ આપણા માટે પ્રત્યક્ષ છે. પણ આ આખી કરુણ ઘટનામાં મને જે એક સળંગસૂત્ર સત્ય દેખાય છે તે છે કુમુદની વિવેકી આર્યભાવના. ભલે એ એ જ ભાવનામાં મુરઝાઈ અને સુકાઈ ગઈ, પણ તે એક સ્મરણીય આદર્શ મૂકતી ગઈ.

'પણ પુરુષ પક્ષે શું ?' આવો એક પ્રશ્ન આ જમાનામાં થાય. શું અદ્યાપિ એવો કોઈ પુરુષ છે જે પત્નીઘેલો નહિ પણ પત્ની પ્રત્યે વફાદાર હોય, આર્ય હોય અને પત્ની તરફની સમગ્ર ભાવે ઉપેક્ષા છતાં તે એના પ્રત્યે માત્ર દાંપત્ય ભાવનાથી એકનિષ્ઠ રહ્યો હોય? આનુ ઉદાહરણ બહુરૂપ ·જગતમાં દુર્લભ નથી, પણ એનો યથાર્થ પુરાવો શોધવાનું કામ સહેલું પણ નથી. કહેવાય છે કે પુરુષ પત્ની પ્રત્યે વફાદાર હોય તો છેવટે એના વિયોગમાં રામની પેઠે બીજું લગ્ન ન કરતાં ઝૂરે, પણ એ પોતાની સહચરીનો કુમુદની પેઠે સર્વાર્પણની ભાષામાં અજપાજાપ તો ન જ કરે.

—ગૃહમાધુરી, માર્ચ ૧૯૫૬.

# યાયાવર

## [ ૩૭ ]

'શ્રીરંગ'ના ગયા અંકમા 'આપણાં યાયાવર પંખીઓ' એ નામે શ્રી. માધવસિંહ સોલંકીનો અતિસુંદર અને મહત્ત્વપૂર્ણ લેખ છપાયેલો છે. એમા 'Migrant Birds' માટે 'યાયાવર' શબ્દ યોજાયેલો છે. એ લેખ સાંભળતાં મને 'યાયાવર' પદ એ અર્થ માટે બહુ ઉપયુંક્ત લાગ્યું અને મિત્રો સાથે ચર્ચા થતાં ઉચિત લાગ્યું કે એ પદ વિશે અત્રે કાંઇક લખવું.

સંસ્કૃતમાં 'યા' ધાતુ છે, એનો અર્થ જવુ–ગતિ કરવી થાય છે. ગુજરાતી કે હિંદી 'જા' એ આ 'યા' ધાતુ પરથી આવેલો છે. 'જા જા કરે છે' એમ આપણે બોલીએ છીએ ત્યારે એવો ભાવ સૂચવીએ છીએ કે તે વ્યક્તિ વારંવાર અથવા બહુ જ ચાલ્યા કરે છે, જેમ ગુજરાતીમાં 'જા જા' વપરાય છે તેમ જ સંસ્કૃતમાં 'યાયાતિ' એવુ રૂપ વપરાય છે. એ જ સંસ્કૃત રૂપ ઉપરથી સ્વભાવના અર્થમાં 'વર' પ્રત્યય લાગતાં 'યાયાવર' શબ્દ બનેલો છે. એટલે એનો સીધો અર્થ એ થાય કે અનેક વાર કે બહુ વાર જનાર યા જવા–આવવાના સ્વભાવ-વાળો. આ તો શબ્દના મૂળ ધાતુ અને રૂપ વિશે સંકેત થયો.

ભારતીય વાઙ્મયમાં 'યાયાવર' પદ વિશિષ્ટ અર્થમાં વપરાયેલું છે. એ અર્થમાં એનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ તો આવે જ છે, ઉપરાંત પરંપરાગત રૂઢ અર્થ પણ રહેલો છે. 'યાયાવર' એ કહેવાતા, જેઓ કોઈ એક સ્થાને બંધાઈ ન રહેતાં પરિવ્રાજકની પેઠે ચાલ્યા કરતા અને જેમ પરિવ્રાજક કોઈ સ્થાનમાં ન બંધાતાં ભ્રમણ કરે તેમ યાયાવરો પણ અલિપ્તભાવે વિચર્યા કરતા.

મહાભારતમાં એવા યાયાવર ગણોનો નિર્દેશ છે. તે સૂચવે છે કે 'યાયાવર' એ કોઈ એકાદ રડીખડી વ્યક્તિ ન હતી, પણ યાયાવરના ગણો યા સંઘો પણ હતા વળી મહાભારતમાં જ જરત્કારુ નામના ઋષિને યાયાવરોમાં શ્રેષ્ઠ કહ્યા છે. આથી સ્પષ્ટ છે કે જેમ બૌદ્ધોમાં ભિક્ષુસંઘ, જૈનોમાં મુનિસંઘ તેમ આ દેશમાં તાપસસંઘ–તપસ્વીસંઘ અને યાયાવરસંઘ પણ હતા.

પરંતુ યાયાવર કહેવાતો ઋષિ માત્ર ભ્રમણને કારણે જ એ નામથી ન

ઓળખાતો; સાથે સાથે એનામા વિશિષ્ટ ગુણોની અપેક્ષા પણ રહેતી. એ અપેક્ષા એટલે એનું અપરિગ્રહી જીવન.

શ્રીભાગવતમાં શાલીન, યાયાવર, શિલ અને ઉંછન એવી ચાર બ્રાહ્મણની વૃત્તિઓ યા આજીવિકાઓનો નિર્દેશ છે યાયાવર એ એક જાતની આજીવિકા છે. એનો અર્થ ભાગવતવૃત્તિકાર શ્રીધરે દર્શાવ્યો છે—અને તે યોગ્ય જ છે કે —એ પ્રમાણે હંમેશા અનાજની ભિક્ષા માંગવી તે યાયાવરવૃત્તિ. જે વિપ્રવ્યક્તિ પોતાની પાસે કશો સંગ્રહ ન રાખતાં જરૂરિયાત પ્રમાણે હંમેશા અનાજની ભિક્ષા માંગી લે તે તેની યાયાવરવૃત્તિ કહેવાય. મૂળમા આવી વૃત્તિ પાછળ ઉચ્ચ આશયવાળા અપરિગ્રહનો ભાવ જ રહેલો છે આવી વૃત્તિ ધારણ કરનાર હોય તે યાયાવર કહેવાય. આ રીતે આ દેશમાં અપરિગ્રહ ઉપર જીવન ધારણ કરતા અનેક સંતો–મુનિઓમા 'યાયાવર' એ એક પ્રકારનો વર્ગ હતો. (આજે ભલે તદ્દન અલ્પ પ્રમાણમા, તોપણ તેવા વર્ગની સાવ ખોટ નથી.)

યાયાવર શબ્દ પાણિનિ જેવા વૈયાકરણોએ સિદ્ધ કર્યો છે. મહાભારત, રામાયણ, સ્મૃતિ અને ભાગવત આદિમાં એ વપરાયેલો મળે છે.

આવા ભાવપૂર્ણ 'યાયાવર' શબ્દને અંગ્રેજી શબ્દ 'માઇગ્રેટરી બર્ડ'ને માટે યોજી એના યોજકે બહુ કૌશલ દર્શાવ્યું છે, એમ મને લાગે છે. જો યાયાવર એ ભ્રમણશીલ અને અપરિગ્રહવૃત્તિ ધારણ કરનાર એવો કોઈ વર્ગ હતો તો યુરોપના અને ઉત્તર એશિયાના દૂરદૂરના પ્રદેશોમાંથી હજારો માઇલની અલિપ્ત યાત્રા કરી ગુજરાતમાં અને આ દેશમાં આવનાર પક્ષીઓ માટે એ શબ્દ વપરાય ત્યારે કહેવુ જોઈએ કે એણે પોતાનો મૂળ ભાવ સાચવી રાખ્યો છે.

પ્રકૃતિરસિક ભાઈશ્રી હરિનારાયણ આચાર્યે કદાચ સર્વપ્રથમ યાયાવર શબ્દ પક્ષીઓ માટે–માઇગ્રેટરી બર્ડ્સ માટે વાપર્યો છે, તે તેમનું બ્રાહ્મણસુલભ ચિંતન સૂચવે છે

—શ્રીરંગ, એપ્રિલ ૧૯૫૬.

# ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ

## [ ૧ ]

દર્શન એટલે તત્ત્વવિદ્યા. અત્યારે દેશભેદની દૃષ્ટિએ દર્શન બે ભાગમાં વહેંચાઈ જાય છે: યુરોપીય અને ભારતીય. યુરોપીય દર્શનનું ધ્યેય મુખ્ય ભાગે અમુક વિષયોની ચર્ચા કરી તેનું વાસ્તવિક જ્ઞાન મેળવવા પૂરતું છે, જ્યારે ભારતીય દર્શનનું ધ્યેય તે તે વિષયોનું વાસ્તવિક જ્ઞાન મેળવવા ઉપરાંત છેવટે તે દ્વારા મોક્ષ મેળવવા સુધીનું છે[1] આ કારણથી ભારતીય દર્શનોના પ્રતિપાદ્ય વિષયનું ક્ષેત્ર સંસાર અને તેની પરની સ્થિતિ સુધી લંબાયેલું છે. તેમાં મોક્ષનું સ્વરૂપ શું? તેને પ્રાપ્ત કરવાનાં સાધનો ક્યાં અને કેટલાં? મોક્ષના અધિકારી આત્માનું સ્વરૂપ કેવું છે? સંસાર એટલે શું? ઇત્યાદિ અનેક આધ્યાત્મિક વિષયોની ચર્ચા પ્રધાનપદ ભોગવે છે.

મોક્ષ એટલે આધ્યાત્મિક વિકાસની પૂર્ણતા. આવી પૂર્ણતા કાંઈ એકાએક પ્રાપ્ત થઈ શકતી નથી, કારણ તેને પ્રાપ્ત કરવામાં અમુક વખત વ્યતીત કરવો પડે છે, તેથી જ મોક્ષ મેળવવા માટે આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ સ્વીકારવો પડે છે. તત્ત્વજિજ્ઞાસુઓના હૃદયમાં સ્વાભાવિક રીતે જ એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે આ આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ કેવા પ્રકારનો હોય છે? આનો ઉત્તર સ્વતંત્ર રીતે આપવા કરતાં તે સંબંધમાં આર્ય દર્શનોના જે ભિન્ન ભિન્ન વિચારો મળી આવે છે તેનું સંક્ષેપમાં એકત્ર પ્રદર્શન કરી દેવું એ વિશેષ ઉપયોગી છે. એમ ધારી પ્રસ્તુત લેખમાં તે વિચારોનો સંગ્રહ કરવાનો ઉદ્દેશ રાખેલો છે. આ ઉપરથી વાચકને ભિન્ન ભિન્ન દર્શનોની આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમ સંબંધી વિચારસરણી જાણવાની તક મળશે અને તે ઉપર સ્વતંત્ર વિચાર કરવાની વૃત્તિ ઉદ્ભવશે.

ભારતીય દર્શનોની મુખ્ય ત્રણ શાખા ગણાય: વૈદિક, બૌદ્ધ અને જૈન. પહેલી શાખા બ્રાહ્મણપંથની અને બીજી શાખાઓ શ્રમણપંથની છે. જોકે

૧. તે તે દર્શનના મૂળ ગ્રંથ જોતાં આ બાબત આપોઆપ જણાઈ આવે છે. ઉદાહરણ તરીકે જુઓ ન્યાયદર્શનનું પહેલું સૂત્ર, યોગદર્શનનું ચોથું સૂત્ર, સાંખ્યદર્શનનું પહેલું સૂત્ર અને વેદાન્તદર્શનનું પહેલું તથા છેલ્લું સૂત્ર. તે જ પ્રમાણે જૈનદર્શન માટે જુઓ તત્ત્વાર્થાધિગમનું પહેલું સૂત્ર.

પ્રાચીન કાળમાં શ્રમણપંથની બીજી અનેક શાખાઓ હતી, પણ આજે તે શાખાઓનાં સ્વતંત્ર સાહિત્ય કે સંપ્રદાય કાંઈ પણ શેષ નથી. શ્રમણપંથની અનેક પ્રાચીન શાખાઓનાં છૂટાંછવાયાં નામ અથવા અસ્તવ્યસ્ત મંતવ્યો વર્તમાન સંપ્રદાયોના સાહિત્યમાં મળી આવે છે.[1] તેમાં આજીવક સંપ્રદાયનું નામ ખાસ નોંધવા જેવું છે, કારણ કે તેનાં અન્ય મંતવ્યો સાથે આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમને લગતા કેટલાક વિચારો બૌદ્ધ સાહિત્યમાંથી મળી આવે છે. બ્રાહ્મણપંથ અને શ્રમણપંથની અનેક ભિન્નતાઓમાંની એક ભિન્નતા એ છે કે જ્યારે બ્રાહ્મણપંથનુ સાહિત્ય મુખ્યપણે સંસ્કૃત ભાષાનુ ગૌરવ વધારે છે, ત્યારે શ્રમણપંથનુ સાહિત્ય મુખ્યપણે પ્રાકૃત ભાષાનું ગૌરવ વધારે છે. આ કારણથી અને અન્ય કારણથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમને લગતા તે બંને પંથોના વિચારોમાં ભાષાનો, પરિભાષાનો અને પ્રતિપાદન પદ્ધતિનો ભેદ હોય તે સ્વાભાવિક છે, છતાં સૂક્ષ્મ દૃષ્ટિએ નિમજ્જન કરનારને તે વિચારોનુ ઐક્ય સમજાયા સિવાય રહેશે નહિ.

આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના ક્રમનો વિચાર આવતાં જ તેની સાથે તેનાં આરંભનો અને સમાપ્તિનો વિચાર આવે છે. તેનો આરંભ એ તેની પૂર્વ સીમા અને તેની સમાપ્તિ એ તેની ઉત્તર સીમા. પૂર્વ સીમાથી ઉત્તર સીમા સુધી વિકાસનો વૃદ્ધિક્રમ એ જ આધ્યાત્મિક ઉત્ક્રાન્તિક્રમની મર્યાદા. તેના પહેલાની સ્થિતિ એ આધ્યાત્મિક અવિકાસ અથવા પ્રાથમિક સંસારદશા અને તેના પછીની સ્થિતિ એ મોક્ષ અથવા આધ્યાત્મિક વિકાસની પૂર્ણતા. આ રીતે કાળની દૃષ્ટિએ સંક્ષેપમાં આત્માની અવસ્થા ત્રણ ભાગમાં વહેચાઈ જાય છે. (अ) આધ્યાત્મિક અવિકાસ, (ब) આધ્યાત્મિક વિકાસક્રમ, (क) મોક્ષ.

अ. આત્મા સ્થાયી સુખ અને પૂર્ણજ્ઞાન માટે તલસે છે, તેમ જ તે દુઃખ કે અજ્ઞાનને જરાયે પસંદ કરતો નથી. છતાં તે દુઃખ અને અજ્ઞાનનાં વમળમાં ગોથાં ખાય છે, તેનુ શુ કારણ? આ એક ગૂઢ પ્રશ્ન છે, પણ તેનો ઉત્તર તત્ત્વજ્ઞોને સ્ફુરેલો છે. તે એ છે કે "સુખ અને જ્ઞાન મેળવવાની સ્વાભાવિક વૃત્તિથી આત્માનુ પૂર્ણાનંદ અને પૂર્ણજ્ઞાનમય સ્વરૂપ સાબિત થાય છે, કારણ કે તે જ્યાં સુધી પૂર્ણાનંદ અને પૂર્ણજ્ઞાન ન મેળવે ત્યાં સુધી સંતોષ પામી શકતો નથી, છતાં તેના ઉપર અજ્ઞાન અને રાગદ્વેષના એવા પ્રબળ સંસ્કારો છે કે જેને લીધે તે ખરા સુખનુ ભાન કરી શકતો નથી, અગર કોઈક ભાન થયું તોપણ તે ખરા સુખની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ કરી શકતો

---

૧. જુઓ દીઘનિકાય, બ્રહ્મજાલસુત્ત.

નથી." અજ્ઞાન એ ચેતનાના સ્ફુરણનું વિરોધી તત્ત્વ છે. તેથી જ્યાં સુધી અજ્ઞાનની તીવ્રતા હોય ત્યાં સુધી ચેતનાનું સ્ફુરણ અત્યંત મંદ હોય છે. તેને લીધે ખરા સુખ અને ખરા સુખના સાધનનો ભાસ જ થવા પામતો નથી. આ કારણથી આત્મા પોતે એક વિષયમાં સુખ મળવાની ધારણાથી પ્રવૃત્તિ કરે છે અને તેમાં છેવટે નિરાશ થવાથી બીજા વિષય તરફ વળે છે. બીજા વિષયમાં નિરાશ થતાં વળી ત્રીજા વિષય તરફ દોડે છે આ રીતે તેની સ્થિતિ વમળમાં પડેલ લાકડાના જેવી કે વંટોળિયામાં ઊડતા તણખલા જેવી થઈ જાય છે. આવી કષ્ટપરંપરા અનુભવતાં કાંઈક અજ્ઞાન ઓછું થાય છે, તોય રાગદ્વેષની તીવ્રતાને લીધે સુખની ખરી દિશામાં પ્રયાણ કરી શકાતું નથી. અજ્ઞાનની સહજ મંદતાથી ઘણીવાર એવું ભાન થાય છે કે સુખ અને દુઃખનાં બીજ બાહ્ય જગતમાં નથી, છતા રાગદ્વેષની તીવ્રતાને પરિણામે પૂર્વ-પરિચિત વિષયોને જ સુખ અને દુઃખનાં સાધન માની તેમાં હર્ષ અને વિષાદનો અનુભવ થયા કરે છે. આ સ્થિતિ ચોક્કસ લક્ષ્ય વિનાની હોવાથી દિશાનો ચોક્કસ નિશ્ચય કર્યા સિવાય વહાણ હંકારનાર ખલાસીની સ્થિતિ જેવી છે. આ જ સ્થિતિ આધ્યાત્મિક અવિકાસ કાળની છે.

ચ. અજ્ઞાન અને રાગદ્વેષના ચક્રનું બળ પણ હંમેશાં જેવું ને તેવું ન જ રહી શકે, કારણ તે બળ ગમે તેટલું વધારે હોય તોપણ છેવટે આત્મિક બળ સામે તો અગણ્ય છે. લાખો મણ ઘાસ અને લાકડાંને બાળવા તેટલા જ અગ્નિની જરૂર નથી હોતી. તે માટે તો અગ્નિનો એક કણ પણ બસ છે. શુભ પ્રમાણમાં થોડું હોય તોપણ તે લાખો ગણા અશુભ કરતાં વધારે બળવાન હોય છે. જ્યારે આત્મામાં ચેતનતાનું સ્ફુરણ સહજ વધે છે અને રાગદ્વેષ સાથેના આત્માના યુદ્ધમાં જ્યારે રાગદ્વેષની શક્તિ ઘટે છે, ત્યારે આત્માનુ 'વીર્ય', જે અત્યાર સુધી ઊલટી દિશામાં કામ કરતું, તે ખરી દિશાનાં વળે છે. તે જ વખતે આત્મા પોતાના ધ્યેયનો નિર્ધાર કરી તે મેળવવા દૃઢ નિશ્ચય કરી લે છે અને તે માટે તે પ્રવૃત્તિ કરવા લાગે છે. આ વખતે આધ્યાત્મિક વિકાસનો પાયો નંખાય છે હવે પછી આત્મા પોતાની જ્ઞાન અને વીર્યશક્તિની મદદ લઈ અજ્ઞાન અને રાગદ્વેષ સાથે કુસ્તી કરવા અખાડામાં ઊતરી જાય છે; કદાચ તે ક્યારેક હાર ખાય છે, પણ છેવટે તે હારના પરિણામે જ વધેલ જ્ઞાન અને વીર્યશક્તિને લઈ હરાવનાર અજ્ઞાન અને રાગદ્વેષને દબાવતો જ જાય છે. જેમ જેમ તે દબાવતો જાય છે તેમ તેમ તેનો ઉત્સાહ વધતો જાય છે. ઉત્સાહવૃદ્ધિ સાથે જ એક અપૂર્વ આનંદની લહેર છૂટે છે, અને આનંદની લહરીમાં આનખશિખ ડૂબેલ આત્મા અજ્ઞાન તેમ જ રાગદ્વેષના ચક્રને

વધારે ને વધારે નિર્બળ કરતો પોતાની સહજ સ્થિતિ તરફ આગળ વધતો જાય છે. આ સ્થિતિ આધ્યાત્મિક વિકાસક્રમની છે.

क. આ સ્થિતિની છેવટની મર્યાદા એ જ વિકાસની પૂર્ણતા. આ પૂર્ણતા પ્રાપ્ત થઈ એટલે સંસારથી પર સ્થિતિ પ્રાપ્ત થઈ. તેમાં કેવળ સ્વાભાવિક આનંદનું જ સામ્રાજ્ય હોય છે. આ મોક્ષકાળ.

આટલો સામાન્ય વિચાર કર્યા પછી હવે તે સંબંધમાં પ્રત્યેક દર્શનના વિચારો ક્રમશ જોઈએ

**વૈદિક દર્શન**

ઉપનિષદ અને અન્ય ગ્રંથોમાં આધ્યાત્મિક વિચારની પ્રધાનતા હોવાથી તેમાં વિકાસક્રમને લગતા વિચારો મળી આવે એ સ્વભાવિક છે. છતાં વૈદિક સાહિત્યમાં યોગદર્શન ઉપરનું વ્યાસભાષ્ય અને યોગવાસિષ્ઠ એ બે ગ્રંથો એવા છે જેમાં આધ્યાત્મિક વિકાસક્રમ વ્યવસ્થિત રીતે સાંગોપાંગ આલેખાયેલો છે, જ્યારે અન્ય ગ્રંથોમાં તેટલો પૂર્ણ રીતે નથી. તેથી એ બે ગ્રંથોમાંથી જ વૈદિક દર્શનની તે સંબંધી માન્યતા અત્રે જણાવીશું.

યોગદર્શનમાં મહર્ષિ પતંજલિએ મોક્ષના સાધનરૂપે યોગનું વર્ણન કરેલ છે. યોગ એટલે આધ્યાત્મિક વિકાસક્રમની ભૂમિકાઓ જે ભૂમિકામાં યોગનો આરંભ થાય છે, તે ભૂમિકાથી માંડી અને તે યોગ ક્રમશ. પુષ્ટ થતાં થતાં જે ભૂમિકામાં પૂર્ણ કલાએ પહોંચે છે ત્યાં સુધીની ચિત્તની ભૂમિકાઓ આધ્યાત્મિક વિકાસક્રમમાં આવી જાય છે. યોગનો આરંભ થયા પહેલાંની ભૂમિકાઓ એ આધ્યાત્મિક અવિકાસની ભૂમિકાઓ છે.

આ પ્રકારના સૂત્રકારના અભિપ્રાયને સ્પષ્ટ કરવા માટે ભાષ્યકાર મહર્ષિ વ્યાસે ચિત્તની પાંચ ભૂમિકાઓ બતાવી છે: (૧) ક્ષિપ્ત, (૨) મૂઢ, (૩) વિક્ષિપ્ત, (૪) એકાગ્ર, અને (૫) નિરુદ્ધ.[૧] આ પાંચમાં પહેલી બે એટલે ક્ષિપ્ત અને મૂઢ ભૂમિકાઓ અવિકાસસૂચક છે ત્રીજી વિક્ષિપ્ત ભૂમિકા એ અવિકાસ અને વિકાસનુ સમ્મેલન છે, પણ તેમાં વિકાસ કરતાં અવિકાસનુ બળ ઘણું વધારે છે. ચોથી એકાગ્ર ભૂમિકામાં વિકાસનુ બળ વધે છે, અને તે સવિશેષ વધતાં

૧ (૧) જે ચિત્ત હમેશાં રજોગુણની બહુલતાથી અનેક વિષયોમા પ્રેરાતુ હોવાથી અત્યન્ત અસ્થિર હોય છે, તે ક્ષિપ્ત. (૨) જે ચિત્ત તમોગુણના પ્રાબલ્યથી નિદ્રાવૃત્તિવાળું અને તે મૂઢ. (૩) જે ચિત્ત અસ્થિરતા વિશેષ હોવા છતાં ક્યારેક ક્યારેક પ્રશસ્ત વિષયોમા સ્થિરતા અનુભવે તે વિક્ષિપ્ત. (૪) જે ચિત્ત એકતાન—સ્થિર બની જાય તે એકાગ્ર (૫) જે ચિત્તમાં તમામ વૃત્તિઓનો નિરોધ થઈ ગયો હોય અને માત્ર સસ્કારો જ બાકી રહ્યા હોય તે નિરુદ્ધ.

પાંચમી નિરુદ્ધ ભૂમિકામાં પૂર્ણ કલાએ પહોંચે છે. તેથી આ રીતે ભાષ્યકારની વિચારસરણીનું સંક્ષેપમાં પૃથક્કરણ કરીએ તો સાર એટલો જ નીકળે છે કે ક્ષિપ્ત, મૂઢ અને વિક્ષિપ્ત એ ત્રણ ભૂમિકાઓમાં અવિકાસ કાળ હોય છે, જ્યારે છેલ્લી બે એકાગ્ર અને નિરુદ્ધ ભૂમિકાઓમાં વિકાસક્રમ અથવા આધ્યાત્મિક ઉત્ક્રાન્તિનો ક્રમ હોય છે.[૧] આ પાંચ ભૂમિકાઓ બાદની સ્થિતિ એ મોક્ષકાળ.

યોગવાસિષ્ઠમાં ચેતનની સ્થિતિના સંક્ષેપથી બે ભાગ કરવામાં આવ્યા છે : ( ૧ ) અજ્ઞાનમય અને ( ૨ ) જ્ઞાનમય. અજ્ઞાનયમ સ્થિતિ એટલે અવિકાસ–કાળ અને જ્ઞાનમય સ્થિતિ એટલે વિકાસકાળ. આ વિકાસકાળ પછી મોક્ષકાળ આવે છે. અજ્ઞાનમય સ્થિતિના સાત વિભાગ કરી તેને સાત અજ્ઞાન–ભૂમિકાઓના નામથી ઓળખાવ્યા છે; જેમકે ( ૧ ) બીજજાગ્રત, ( ૨ ) જાગ્રત, ( ૩ ) મહાજાગ્રત, (૪) જાગ્રતસ્વપ્ન, ( ૫ ) સ્વપ્ન, (૬) સ્વપ્નજાગ્રત, અને (૭) સુષુપ્તક.[૨]

---

૧. આ પાંચ ચિત્તોમાં પહેલાં બે તો અનુક્રમે રજોગુણ અને તમોગુણની બહુલતાને લીધે નિઃશ્રેયસપ્રાપ્તિમાં હેતુ થઈ શકતાં નથી, એટલું જ નહિ, બલ્કે તે ઊલટાં નિઃશ્રેયસનાં બાધક છે, જેથી તે યોગકોટિમાં ગણાવા યોગ્ય નથી અર્થાત્ તે બે ચિત્તની સ્થિતિઓમા આધ્યાત્મિક અવિકાસ હોય છે. વિક્ષિપ્ત ચિત્ત ક્યારેક ક્યારેક સાત્ત્વિક વિષયોમાં સમાધિ મેળવે છે ખરું, પણ તે સમાધિ સામે અસ્થિરતા એટલી બધી હોય છે કે જેથી તે પણ યોગકોટિમાં ગણાવા યોગ્ય નથી. એકાગ્ર અને નિરુદ્ધ એ બે જ ચિત્ત વખતે જે સમાધિ હોય છે તે યોગ કહેવાય છે. એકાગ્ર ચિત્ત વખતે જે યોગ હોય છે તે સમ્પ્રજ્ઞાત અને નિરુદ્ધ ચિત્ત વખતે જે યોગ હોય છે તે અસમ્પ્રજ્ઞાત. જુઓ પાતંજલદર્શન, પાદ ૧, સૂ. ૧ વ્યાસભાષ્ય તથા વાચસ્પતિ મિશ્રની ટીકા.

૨. (૧) પહેલી ભૂમિકામાં અહંત્વ–મમત્વ બુદ્ધિની જાગૃતિ નથી હોતી, માત્ર તેવી જાગૃતિની બીજ રૂપે યોગ્યતા હોય છે, તેથી તે બીજજાગ્રત કહેવાય છે. આ ભૂમિકા વનસ્પતિ જેવા ક્ષુદ્ર નિકાયમાં માની શકાય ( ૨ ) બીજી ભૂમિકામાં અહંત્વ-મમત્વ બુદ્ધિ અલ્પાંશે જાગે છે, તેથી તે જાગ્રત કહેવાય છે. આ ભૂમિકા કીટ, પતંગ, પશુ, પક્ષીમા માની શકાય. ( ૩ ) ત્રીજી ભૂમિકામાં અહંત્વ–મમત્વ બુદ્ધિ વિશેષ પુષ્ટ હોય છે, તેથી તે મહાજાગ્રત કહેવાય છે. આ ભૂમિકા મનુષ્ય, દેવ આદિ નિકાયમાં માની શકાય. ( ૪ ) ચોથી ભૂમિકામાં જાગ્રત અવસ્થાના મનોરાજ્ય—ભ્રમનો સમાવેશ થાય છે; જેમકે એકને બદલે બે ચંદ્ર દેખાવા, છીપમાં રૂપાનું ભાન અને ઝાંઝવામાં પાણીની બુદ્ધિ. આ હેતુથી આ ભૂમિકા જાગ્રતસ્વપ્ન કહેવાય છે. ( ૫ ) પાંચમી ભૂમિકામાં નિદ્રા વખતે આવેલ સ્વપ્નનું જાગ્યા બાદ જે ભાન થાય છે તેનો સમાવેશ છે. તેથી તે સ્વપ્ન કહેવાય છે. ( ૬ ) છઠ્ઠી ભૂમિકામાં વર્ષોનાં વર્ષો સુધી ચાલુ રહેલ સ્વપ્નનો સમાવેશ થાય છે. આ સ્વપ્ન શરીરપાત થાય છતાં પણ ચાલુ રહે છે, તેથી

જ્ઞાનમય સ્થિતિના પણ સાત ભાગ કરી તેને સાત ભૂમિકાઓના નામથી ઓળખાવ્યા છે; જેમકે (૧) શુભેચ્છા, (૨) વિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્ત્વાપત્તિ, (૫) અસંસક્તિ, (૬) પદાર્થાભાવની, અને (૭) તુર્યગા.[1] સાત અજ્ઞાન ભૂમિકાઓમાં અજ્ઞાનનું પ્રાબલ્ય હોવાથી તે અવિકાસ કાળમાં ગણાવી જોઈએ; તેથી ઊલટું સાત જ્ઞાન ભૂમિકાઓમાં ક્રમશઃ જ્ઞાનવૃદ્ધિ થતી હોવાથી તે વિકાસક્રમના કાળમાં ગણાવી જોઈએ. જ્ઞાનની સાતમી ભૂમિકામાં વિકાસ પૂર્ણકલાએ પહોંચે છે. તેથી ત્યારબાદની સ્થિતિ તે મોક્ષકાળ છે.

(૬)

### બૌદ્ધ દર્શન

બૌદ્ધ સાહિત્યના મૌલિક ગ્રંથો પિટકના નામે ઓળખાય છે. પિટકમાં અનેક જગાએ આધ્યાત્મિક વિકાસના ક્રમનુ વ્યવસ્થિત અને સ્પષ્ટ વર્ણન છે. તેમાં વ્યક્તિની ૭ સ્થિતિઓ કરવામાં આવી છે. તે આ પ્રમાણે: (૧) અંધપુથુજ્જન, (૨) કલ્યાણપુથુજ્જન, (૩) સોતાપન્ન, (૪) સકદાગામી, (૫)

---

તે સ્વપ્નજાગ્રત કહેવાય છે, (૭) સાતમી ભૂમિકા ગાઢ નિદ્રાની હોય છે, જેમાં જડ જેવી સ્થિતિ થઈ જાય છે અને કર્મો માત્ર વાસનારૂપે રહેલાં હોય છે, તેથી તે સુષુપ્તિ કહેવાય છે. ત્રીજીથી સાતમી સુધીની પાચ ભૂમિકાઓ સ્પષ્ટપણે મનુષ્ય નિકાયમાં અનુભવાય છે. જુઓ યોગવાસિષ્ઠ, ઉત્પત્તિ પ્રકરણ ૧, સર્ગ ૧૧૭.

૧. (૧) હુ મૂઢ જ શા માટે રહુ ? હવે તો શાસ્ત્ર અને સજ્જન દ્વારા કાંઈક આત્માવલોકન કરીશ એવી વૈરાગ્યપૂર્વક જે ઇચ્છા તે શુભેચ્છા. (૨) શાસ્ત્ર અને સજ્જનના સસર્ગપૂર્વક વૈરાગ્યાભ્યાસને લીધે જે સદાચારમાં પ્રવૃત્તિ થવી તે વિચારણા. (૩) શુભેચ્છા અને વિચારણાને લીધે જે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્તિ ઘટે છે તે તનુમાનસા કહેવાય છે, કારણ કે તેમાં સકલ્પ-વિકલ્પ ઓછા થાય છે. (૪) ત્રણ ભૂમિકાઓના અભ્યાસથી ચિત્ત સુધામાં પણ વિરતિ થવાથી સત્ય અને શુદ્ધ એવી આત્મામા જે સ્થિતિ થવા પામે છે તે સત્ત્વાપત્તિ. (૫) પૂર્વની ચાર ભૂમિકાઓના અભ્યાસથી અને સમાધિના અસગરૂપ પરિપાકથી એવી અવસ્થા થાય છે કે જેમાં ચિત્તની અદર નિરતિશય આત્માનદનો ચમત્કાર પુષ્ટ થયેલ હોય છે તે અસસક્તિ ભૂમિકા. (૬) પાંચ ભૂમિકાઓના અભ્યાસથી પ્રગટ થયેલ આત્મારામ સ્થિતિને લીધે એક એવી દશા પ્રાપ્ત થાય છે કે બાહ્ય ને આભ્યતર બધા પદાર્થોની ભાવના છૂટી જાય છે. દેહયાત્રા ફક્ત બીજાના પ્રયત્નને લઈને ચાલે છે. તે પદાર્થાભાવની ભૂમિકા. (૭) ૭ ભૂમિકાઓના અભ્યાસને લીધે ભેદભાવનુ ભાન બિલકુલ શમી જવાથી જે એકમાત્ર સ્વભાવનિષ્ઠા પ્રાપ્ત થાય છે તે તુર્યગા. આ સાતમી તુર્યગાવસ્થા જીવન્મુક્તમાં હોય છે. વિદેહમુક્તનો વિષય ત્યારબાદની તુર્યાતીત અવસ્થા છે. જુઓ યોગવાસિષ્ઠ, ઉત્પત્તિ પ્ર૦ સ૦ ૧૧૮ તથા નિર્વાણ પ્ર૦ સ૦ ૧૨૦.

ઔપપાતિક, અને (૬) અરહા[1]. જેમાં પહેલી સ્થિતિ એ આધ્યાત્મિક અવિકાસનો કાળ છે. બીજી સ્થિતિમાં વિકાસનું સ્ફુરણ અલ્પાંશે અને અવિકાસનો પ્રભાવ સવિશેષ હોય છે. ત્રીજીથી છઠ્ઠી સુધીની ચારે સ્થિતિઓમાં ઉત્તરોત્તર આધ્યાત્મિક વિકાસ જ વધતો જાય છે અને તે વિકાસ છઠ્ઠી સ્થિતિમાં પૂર્ણ કલાએ પહોંચે છે. ત્યાર બાદ નિર્વાણતત્ત્વ પ્રાપ્ત થાય છે. આ બૌદ્ધ વિચારસરણીનું પૃથક્કરણ કરીએ તો એમ કહી શકાય કે પહેલી બે સ્થિતિઓ એ અવિકાસકાળ છે. ત્રીજીથી છઠ્ઠી સુધીની ચાર સ્થિતિઓ વિકાસકાળ છે અને ૭ સ્થિતિઓ પછી નિર્વાણકાળ છે.

## જૈન દર્શન

જૈન સાહિત્યના પ્રાચીન ગ્રંથો, જે આગમના નામથી ઓળખાય છે, તેમાં મુખ્યાં આધ્યાત્મિક વિકાસના ક્રમ સંબંધી વિચારો વ્યવસ્થિત રીતે મળી આવે છે. તેમાં આત્મિક સ્થિતિના ચૌદ વિભાગો કરવામાં આવ્યા છે જે ગુણસ્થાનને[2] નામે ઓળખાય છે. તે ગુણસ્થાનો આ પ્રમાણે :

---

૧. (૧–૨) પુથુજ્જન એટલે સામાન્ય મનુષ્ય, તેના અંધપુથુજ્જન અને કલ્યાણપુથુજ્જન એવા બે ભેદો છે. યથા—

> दुवे पुथुज्जना वुत्ता बुद्धेनादिच्चबंधुना ।
> अंधो पुथुज्जनो एको कल्याणेको पुथुज्जनो ।।
>
> —મજ્ઝિમનિકાય, મૂળ પરિયાય, સુત્તવણ્ણના.

આ બંનેમાં સંયોજના (બંધન) તો દશે હોય છે, છતાં અંતર એટલું જ કે પહેલાને આર્યદર્શન અથવા સત્સંગ પ્રાપ્ત થયેલ નથી હોતાં, જ્યારે બીજાને પ્રાપ્ત થયેલ છે. આ બંને નિર્વાણમાર્ગથી પરાઙ્મુખ હોય છે. (૩) નિર્વાણમાર્ગને પ્રાપ્ત થયેલાના ચાર પ્રકાર છે જેણે ત્રણ સંયોજનાનો ક્ષય કર્યો હોય તે સોતાપન્ન (૪) જેણે ત્રણનો ક્ષય અને પછીની બેનું શૈથિલ્ય કર્યું હોત તે સકદાગામી. (૫) જેણે પાંચેનો ક્ષય કર્યો હોય તે ઔપપાતિક. (૬) જેણે દશે સંયોજનાનો ક્ષય કર્યો હોય તે અરહા. સોતાપન્ન વધારેમાં વધારે સાત વાર મનુષ્યલોકમાં અવતરે છે, ત્યાર બાદ અવશ્ય નિર્વાણ પામે છે. ઔપપાતિક બ્રહ્મલોકમાંથી જ નિર્વાણ પામે છે. અરહા તે સ્થિતિમાંથી જ નિર્વાણ મેળવે છે. દશ સંયોજનાઓ માટે જુઓ અંગુત્તરનિકાય, પૃ. ૧૭, ફુટનોટ ૧૩ અને મજ્ઝિમનિકાય તથા બુદ્ધ, ધર્મ આણિ સંઘ (મરાઠી) પૃ. ૯૯.

૨. ગુણસ્થાન—ગુણ એટલે આત્માની ચેતના, સમ્યક્ત્વ, ચારિત્ર, વીર્ય આદિ શક્તિઓ. સ્થાન એટલે તે શક્તિઓની શુદ્ધતાની તરતમભાવવાળી અવસ્થાઓ. આત્માના સહજ ગુણો વિવિધ આવરણોથી સંસારદશામાં આવૃત છે. જેમ જેમ

(૧) મિથ્યાદૃષ્ટિ,[1] (૨) સાસ્વાદન, (૩) સમ્યક્મિથ્યાદૃષ્ટિ, (૪) અવિરત સમ્યગ્દૃષ્ટિ, (૫) દેશવિરતિ (વિરતાવિરત), (૬) પ્રમત્તસંયત, (૭) અપ્રમત્તસંયત. (૮) અપૂર્વકરણ (નિવૃત્તિબાદર), (૯) અનિવૃત્તિબાદર, (૧૦) સૂક્ષ્મસંપરાય, (૧૧) ઉપશાંતમોહ, (૧૨) ક્ષીણમોહ, (૧૩) સયોગકેવલી, (૧૪) અયોગકેવલી.[2] પ્રથમ ગુણસ્થાન એ અવિકાસ-

આવરણોની વિરલતા કે ક્ષયનું પ્રમાણ જેટલું વિશેષ તેટલી ગુણોની શુદ્ધિ વિશેષ અને આવરણોની વિરલતા કે ક્ષયનુ પ્રમાણ જેટલુ ઓછુ તેટલી ગુણોની શુદ્ધિ ઓછી. આ રીતે આત્મિક ગુણોની શુદ્ધિના પ્રકર્ષ કે અપકર્ષવાળા અસંખ્યાત પ્રકારો સંભવે છે, પણ સંક્ષેપમાં તેને ચૌદ ભાગમાં વહેચી નાખેલા છે, જે ગુણસ્થાન કહેવાય છે. ગુણસ્થાનની કલ્પના મુખ્યતયા મોહનીય કર્મની વિરલતા અને ક્ષયને આધારે કરવામાં આવી છે. મોહનીય કર્મની મુખ્ય બે શક્તિઓ છે. પહેલી શક્તિનું કાર્ય આત્માના સમ્યક્ત્વ ગુણને આવૃત કરવાનું છે જેથી આત્મામાં તાત્ત્વિક રુચિ કે સત્યદર્શન થવા પામતુ નથી. બીજી શક્તિનું કાર્ય આત્માના ચારિત્ર ગુણને આવૃત કરવાનુ છે, જેથી આત્મા તાત્ત્વિક રુચિ કે સત્યદર્શન થયા છતાં પણ તદનુસાર પ્રવૃત્તિ કરી સ્વરૂપલાભ કરી શકતો નથી. સમ્યક્ત્વની પ્રતિબંધક એવી મોહનીયની પ્રથમ શક્તિ દર્શનમોહનીય અને ચારિત્રની પ્રતિબંધક એવી મોહનીયની બીજી શક્તિ ચારિત્રમોહનીય કહેવાય છે. આ બેમાં દર્શનમોહનીય પ્રબળ છે, કારણ કે જ્યા સુધી તેની વિરલતા કે ક્ષય ન થાય ત્યાં સુધી ચારિત્રમોહનીયનુ બળ ઘટતુ નથી. દર્શન-મોહનીયનું બળ ઘટ્યુ એટલે ચારિત્રમોહનીય ક્રમે ક્રમે નિર્બળ થઈ છેવટે સર્વથા ક્ષીણ થવાનુ જ. સમસ્ત કર્માવરણોમાં પ્રધાનતમ અને બલવત્તમ મોહનીય જ છે. તેનું કારણ એ છે કે જ્યાં સુધી મોહનીયની શક્તિ તીવ્ર હોય ત્યાં સુધી અન્ય આવરણો તીવ્ર જ રહે છે અને તેની શક્તિ ઘટતાં જ અન્ય આવરણોનુ બળ મંદ થતું જાય છે. આ જ કારણથી ગુણસ્થાનોની કલ્પના મોહનીય કર્મના તરતમભાવને આધારે કરવામાં આવી છે.

૧. જુઓ સમવાયાગ, ૧૪ મો સમવાય.

૨. (૧) જે અવસ્થામાં દર્શનમોહનીયની પ્રબળતાને લીધે સમ્યક્ત્વ ગુણ આવૃત થયેલો હોવાથી આત્માની તત્ત્વરુચિ જ પ્રગટી શકતી નથી અને જેથી તેની દૃષ્ટિ મિથ્યા (સત્ય વિરુદ્ધ) હોય છે તે અવસ્થા મિથ્યાદૃષ્ટિ (૨) અગિયારમા ગુણસ્થાનથી પતિત થઈ પ્રથમ ગુણસ્થાન ઉપર આવતાં વચ્ચે બહુ જ થોડા વખત સુધી જે અવસ્થા પ્રાપ્ત થાય છે તે અવસ્થા સાસ્વાદન. આનું સાસ્વાદન નામ એટલા માટે છે કે તેમાં પતનોન્મુખ આત્માને તત્ત્વરુચિનો સ્વલ્પ પણ આસ્વાદ હોય છે, જેવી રીતે મિષ્ટાન્નના ભોજન બાદ ઊલટી થતી વખતે એક વિલક્ષણ સ્વાદ હોય છે. આ બીજુ ગુણસ્થાન પતનોન્મુખ આત્માને જ હોય છે. (૩) હીચકે હીચતા માણસની પેઠે જે અવસ્થામાં આત્મા દોલાયમાન હોય છે, જેને લીધે તે સર્વથા સત્યદર્શન કરી શકતો નથી કે સર્વથા મિથ્યાદૃષ્ટિની સ્થિતિમાં રહી શકતો નથી અર્થાત્ તેની સંશયળુ જેવી સ્થિતિ બની જાય છે, તે અવસ્થા સમ્યક્મિથ્યાદૃષ્ટિ. આ ગુણસ્થાનમાં દર્શનમોહનીયનું વિષ

કાળ છે. બીજા અને ત્રીજા એ બે ગુણસ્થાનમાં વિકાસનું સહજ સ્ફુરણ હોય છે, પણ તેમાં પ્રબળતા અવિકાસની જ હોય છે. ચોથાથી વિકાસ ક્રમશઃ વધતાં વધતાં તે છેવટે ચૌદમા ગુણસ્થાને પૂર્ણ કલાએ પહોંચે છે અને ત્યારબાદ મોક્ષ પ્રાપ્ત થાય છે. જૈન વિચારસરણીનું પૃથક્કરણ એટલું જ કરી શકાય કે પહેલાં ત્રણ ગુણસ્થાનો એ અવિકાસકાળ છે અને ચોથાથી ચૌદમા સુધીનાં ગુણસ્થાનો વિકાસ અને તેની વૃદ્ધિનો કાળ છે, ત્યારબાદ મોક્ષકાળ છે.

આ પ્રાચીન જૈન વિચારને હરિભદ્રસૂરિએ બીજી રીતે પણ વર્ણવ્યો છે.

---

પ્રથમ જેટલું તીવ્ર રહેતુ નથી, પણ તે હોય છે ખરુ (૪) જે અવસ્થામાં દર્શનમોહનીયનુ બળ કા તો બિલકુલ શમી જાય છે કે વિરલ થઈ જાય છે, અને કાં તો બિલકુલ ક્ષીણ થઈ જાય છે જેને લીધે આત્મા અસંદિગ્ધપણે સત્યદર્શન કરી શકે છે. આ અવસ્થા અવિરતસમ્યગ્દૃષ્ટિ. આનુ અવિરત નામ એટલા માટે છે કે તેમાં ચારિત્રમોહનીયની સત્તા સવિશેષ હોવાથી વિરતિ (ત્યાગવૃત્તિ) ઉદય પામતી નથી. (૫) જે અવસ્થામાં સત્યદર્શન ઉપરાંત અલ્પાંશે પણ ત્યાગવૃત્તિનો ઉદય થાય છે તે દેશવરતિ. આમાં ચારિત્રમોહનીયની સત્તા અવશ્ય ઘટેલી હોય છે અને તેની કમીના પ્રમાણમાં ત્યાગવૃત્તિ હોય છે. (૬) જે અવસ્થામાં ત્યાગવૃત્તિ પૂર્ણ રીતે ઉદય પામે છે છતાં વચ્ચે વચ્ચે પ્રમાદ (સ્ખલન) સભવે છે, તે પ્રમત્તસયત. (૭) જે અવસ્થામા પ્રમાદનો જરાયે સભવ નથી તે અપ્રમત્તસયત. (૮) જે અવસ્થામાં પહેલા ક્યારે પણ નહિ અનુભવેલ આત્મશુદ્ધિનો અનુભવ થાય છે અને અપૂર્વ વીર્યોલ્લાસ—આત્મિક સામર્થ્ય પ્રગટે છે તે અવસ્થા અપૂર્વકરણ. આનું બીજુ નામ નિવૃત્તિબાદર પણ છે. (૯) જે અવસ્થામા ચારિત્રમોહનીય કર્મના શેષ રહેલ અશોને શમાવવાનુ કે ક્ષીણ કરવાનુ કામ ચાલતું હોય છે, તે અવસ્થા અનિવૃત્તિબાદર. (૧૦) જે અવસ્થામાં મોહનીયનો અશ લોભ રૂપે જ ઉદયમાન હોય છે અને તે પણ બહુ સૂક્ષ્મ પ્રમાણમાં, તે અવસ્થા સૂક્ષ્મસપરાય. (૧૧) જે અવસ્થામાં સૂક્ષ્મ લોભ સુધ્ધાં શમી જાય છે, તે ઉપશાંતમોહનીય. આ ગુણસ્થાનમાં દર્શનમોહનીયનો સર્વથા ક્ષય સભવે ખરો, પણ ચારિત્રમોહનીયનો તેવો ક્ષય નથી હોતો, માત્ર તેની સર્વાંશે ઉપશાંતિ હોય છે. આને લીધે જ મોહનો ફરી ઉદ્રેક થતાં આ ગુણસ્થાનથી અવશ્ય પતન થાય છે અને પ્રથમ ગુણસ્થાન સુધી જવુ પડે છે. (૧૨) જે અવસ્થામાં દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો સર્વથા ક્ષય થઈ જાય છે તે ક્ષીણમોહનીય. આ સ્થિતિથી પતન સભવતું જ નથી (૧૩) જે અવસ્થામાં મોહના આત્યંતિક અભાવને લીધે વીતરાગ દશા પ્રગટવા સાથે સર્વજ્ઞપણુ પ્રાપ્ત થાય છે તે અવસ્થા સયોગ ગુણસ્થાન. આ ગુણસ્થાનમાં શારીરિક, માનસિક અને વાચિક વ્યાપાર હોય છે. એથી આને જીવન્મુક્તિ કહી શકાય (૧૪) જે અવસ્થામાં શારીરિક, માનસિક, વાચિક પ્રવૃત્તિનો પણ અભાવ થઈ જાય છે તે અયોગ ગુણસ્થાન. આ ગુણસ્થાન છેલ્લુ છે. તેથી શરીરપાત થતાં જ તેની સમાપ્તિ થાય છે અને ત્યાર બાદ ગુણસ્થાનાતીત—વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે. આ માટે જુઓ કર્મગ્રંથ બીજો.

તેઓના વર્ણનમાં બે પ્રકાર છે : પહેલા પ્રકારમાં અવિકાસ અને વિકાસક્રમ બન્નેનો સમાવેશ કરેલ છે[1]. અવિકાસ કાળને તેઓ ઓઘદૃષ્ટિના નામથી અને વિકાસક્રમને સદ્દૃષ્ટિના નામથી ઓળખાવે છે[2]. સદ્દૃષ્ટિના મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા એવા આઠ વિભાગ કરે છે. આ આઠે વિભાગોમાં ઉત્તરોત્તર વિકાસનો ક્રમ વધતો જાય છે. પહેલી

---

૧. જુઓ યોગદૃષ્ટિસમુચ્ચય.

૨. દૃષ્ટિ એટલે દર્શન અથવા બોધ. આના બે પ્રકાર છે. પહેલામાં સત્ શ્રદ્ધાનો (તાત્ત્વિક રુચિનો) અભાવ હોય છે જ્યારે બીજામાં સત્ શ્રદ્ધા હોય છે. પહેલો પ્રકાર ઓઘદૃષ્ટિ અને બીજો યોગદૃષ્ટિ કહેવાય છે. પહેલામાં આત્માનુ વલણ સંસારપ્રવાહ તરફ અને બીજામા આધ્યાત્મિક વિકાસ તરફ હોય છે. તેથી યોગદૃષ્ટિ એ સદ્દૃષ્ટિ કહેવાય છે. જેમ સમેઘ રાત્રિ, અમેઘ રાત્રિ; સમેઘ દિવસ અને અમેઘ દિવસમા અનુક્રમે અતિમંદતમ, મંદતમ, મંદતર અને મંદ ચાક્ષુષ જ્ઞાન હોય છે. તેમાય ગ્રહાવિષ્ટ અને ગ્રહમુક્ત પુરુષના ભેદથી, બાળ અને તરુણ પુરુષના ભેદથી, તેમ જ વિકૃત નેત્રવાળા અને અવિકૃત નેત્રવાળા પુરુષના ભેદથી ચાક્ષુષ જ્ઞાનની અસ્પષ્ટતા કે સ્પષ્ટતા તરતમભાવે હોય છે; તેવી રીતે ઓઘદૃષ્ટિની દશામાં સંસારપ્રવાહનુ વલણ છતાં આવરણના તરતમભાવે જ્ઞાન તારતમ્યવાળુ હોય છે. આ ઓઘદૃષ્ટિ ગમે તેવી હોય તોયે તે આધ્યાત્મિક વિકાસની દૃષ્ટિએ અસદ્દૃષ્ટિ જ છે. ત્યારબાદ જ્યારથી આધ્યાત્મિક વિકાસનો આરંભ થાય છે, પછી ભલે તેમા બાહ્ય જ્ઞાન ઓછું હોય છતા, ત્યારથી સદ્દૃષ્ટિ શરૂ થાય છે, કારણ કે તે વખતે આત્માનું વલણ સંસારોન્મુખ ન રહેતા મોક્ષોન્મુખ થઈ જાય છે. આ સદ્દૃષ્ટિ (યોગદૃષ્ટિ)ના વિકાસના તારતમ્ય પ્રમાણે આઠ ભેદો છે. આ આઠ ભેદોમાં ઉત્તરોત્તર બોધ અને સવિશેષ જાગૃતિ થાય છે. પહેલી મિત્રા નામક દૃષ્ટિમા બોધ અને વીર્યનુ બળ તૃણાગ્નિની પ્રભા જેવું હોય છે બીજી તારા દૃષ્ટિમાં છાણાના અગ્નિની પ્રભા જેવુ, ત્રીજી બલા દૃષ્ટિમાં લાકડાના અગ્નિની પ્રભા જેવુ, ચોથી દીપ્રા દૃષ્ટિમા દીવાની પ્રભા જેવુ, પાચમી સ્થિરા દૃષ્ટિમા રત્નની પ્રભા જેવુ, છઠ્ઠી કાન્તા દૃષ્ટિમાં નક્ષત્રની પ્રભા જેવુ, સાતમી પ્રભા દૃષ્ટિમાં સૂર્યની પ્રભા જેવુ, અને આઠમી પરા દૃષ્ટિમાં ચદ્રની પ્રભા જેવુ હોય છે.

જોકે આમાંની પહેલી ચાર દૃષ્ટિઓમા સ્પષ્ટપણે કોય આત્મસ્વરૂપનુ સંવેદન નથી હોતુ, ફક્ત છેલ્લી ચાર દૃષ્ટિઓમા જ તેવુ સંવેદન હોય છે, છતાં પ્રથમની ચાર દૃષ્ટિઓને સદ્દૃષ્ટિમા ગણવાનુ કારણ એ છે કે તે સ્થિતિમા આવ્યા પછી આધ્યાત્મિક ઉત્ક્રાંતિનો માર્ગ નિશ્ચિત થઈ જાય છે યોગના યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગોને આધારે સદ્દૃષ્ટિના આઠ વિભાગો સમજવાના છે. પહેલી દૃષ્ટિમા યમની સ્થિરતા, બીજીમા નિયમની, એમ અનુક્રમે આઠમીમાં સમાધિની સ્થિરતા મુખ્યપણે હોય છે.

મિત્રા આદિ ચાર દૃષ્ટિઓમાં આધ્યાત્મિક વિકાસ હોય છે ખરો, પણ તેમાં કાંઈક અજ્ઞાન અને મોહનું પ્રાબલ્ય રહે છે. જ્યારે સ્થિરા આદિ પછીની ચાર દૃષ્ટિઓમાં જ્ઞાન અને નિર્મોહતાનું પ્રાબલ્ય વધતું જાય છે. બીજા પ્રકારના[1] વર્ણનમાં તે આચાર્યે માત્ર આધ્યાત્મિક વિકાસના ક્રમનું જ યોગરૂપે[2] વર્ણન કર્યું છે; તે પહેલાંની સ્થિતિ વર્ણવી નથી. યોગના તેમણે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિક્ષય એવા પાંચ ભાગો કરેલ છે.[3]

આ બન્ને પ્રકારનાં વર્ણનો એ પ્રાચીન જૈન ગુણસ્થાનકના વિચારનું નવીન પદ્ધતિએ વર્ણન માત્ર છે.

**આજીવક દર્શન**

આ દર્શનનાં સ્વતંત્ર સાહિત્ય અને સંપ્રદાય નથી. તથાપિ તેના આધ્યાત્મિક વિકાસક્રમ સંબંધી વિચારો બૌદ્ધ ગ્રંથમાં સચવાઈ રહેલ છે. જોકે

1. જુઓ યોગબિંદુ.

2. યોગ એટલે જેનાથી મોક્ષ પ્રાપ્ત કરી શકાય તેવો ધર્મવ્યાપાર. અનાદિ કાળચક્રમાં જ્યાં સુધી આત્માની પ્રવૃત્તિ સ્વરૂપ-પરાઙ્મુખ હોઈ લક્ષ્યભ્રષ્ટ હોય છે, ત્યાં સુધીની તેની બધી ક્રિયા શુભાશય વિનાની હોવાથી યોગકોટિમાં આવતી નથી. જ્યારથી તેની પ્રવૃત્તિ બદલાઈ સ્વરૂપોન્મુખ થાય છે ત્યારથી જ તેની ક્રિયામાં શુભાશયનું તત્ત્વ દાખલ થાય છે અને તેથી તેવો શુભાશયવાળો વ્યાપાર ધર્મવ્યાપાર કહેવાય છે અને તે પરિણામે મોક્ષજનક હોઈ યોગ નામને પાત્ર બને છે. આ રીતે આત્માના અનાદિ સંસારકાળના બે ભાગ થઈ જાય છે : એક અધાર્મિક અને બીજો ધાર્મિક. અધાર્મિક કાળમાં ધર્મની પ્રવૃત્તિ હોય તોપણ તે ધર્મ ખાતર નથી હોતી, કેવળ 'લોકપક્તિ' (લોકરંજન) ખાતર હોય છે. તેથી તેવી પ્રવૃત્તિ ધર્મકોટિમાં ગણવા-યોગ્ય નથી. ધર્મ ખાતર ધર્મની પ્રવૃત્તિ ધાર્મિક કાળમાં જ શરૂ થાય છે, તેથી તે પ્રવૃત્તિ યોગ કહેવાય છે. જુઓ યોગબિંદુ.

3. (૧) જ્યારે થોડા કે ઘણા ત્યાગ સાથે શાસ્ત્રીય તત્ત્વચિંતન હોય છે અને મૈત્રી, કરુણાદિ ભાવનાઓ વિશેષ સિદ્ધ થઈ જાય છે, ત્યારે તે સ્થિતિ અધ્યાત્મ કહેવાય છે. (૨) જ્યારે મન સમાધિપૂર્વક સતત અભ્યાસ કરવાથી અધ્યાત્મ વડે સવિશેષ પુષ્ટ થાય છે, ત્યારે તે ભાવના છે. ભાવનાથી અશુભ અભ્યાસ ટળે છે, શુભ અભ્યાસની અનુકૂળતા વધે છે અને સુંદર ચિત્તની વૃદ્ધિ થાય છે. (૩) જ્યારે ચિત્ત કેવળ શુભ વિષયને જ આલંબીને ટકેલું હોય છે, અને તેથી તે સ્થિર દીપક જેવું પ્રકાશમાન હોઈ સૂક્ષ્મ બોધવાળું બની જાય છે ત્યારે તે ધ્યાન કહેવાય છે. ધ્યાનથી દરેક કામમાં ચિત્ત આત્માધીન થઈ જાય છે, ભાવ નિશ્ચલ થાય છે અને બંધનોનો વિચ્છેદ થાય છે. (૪) અજ્ઞાનને લીધે ઇષ્ટ-અનિષ્ટરૂપે કલ્પાયેલી વસ્તુઓમાંથી જ્યારે વિવેકને લીધે ઇષ્ટ-અનિષ્ટપણાની ભાવના નષ્ટ થાય છે ત્યારે તેવી સ્થિતિ સમતા કહેવાય છે. (૫) વાસનાના સંબંધથી ઉત્પન્ન થનારી વૃત્તિઓનો નિર્મૂળ નિરોધ કરવો તે વૃત્તિસંક્ષય. જુઓ યોગબિંદુ શ્લો. ૩૫૮ થી ૩૬૫.

સંપ્રદાય ન હોવાથી તે વિચારોનો સ્પષ્ટ ખુલાસો તે ગ્રંથમાં નથી જણાતો, તોપણ તે વિચારો જેવા મળે છે તેવા સંગ્રહવા જરૂરના છે.[1] આજીવક દર્શન આધ્યાત્મિક આઠ પાયરીઓ માને છે. તે આ પ્રમાણે: મંદ, ખિડ્ડા, પદવીમંસા, ઉજ્જુગત, સેખ, સમણ, જિન અને પન્ન. આ આઠમાં પ્રથમની ત્રણ અવિકાસ અને પાછળની પાંચ ભૂમિકાઓ વિકાસક્રમની જણાય છે. ત્યારબાદ મોક્ષકાળ હોવો જોઈએ.

—પુરાતત્ત્વ પુસ્તક ૧ માંથી ઉદ્ધૃત.

---

૧ મજ્જિમનિકાય નામના પ્રાચીન બૌદ્ધ ગ્રંથના સામઞ્ઞફલસુત્ત પ્રકરણમાં આજીવક સંપ્રદાયના નેતા મંખલી ગોશાળનો ઉલ્લેખ છે અને મૂળમાં તેના કેટલાક વિચારો આપેલા છે. આ ગ્રંથની બુદ્ધઘોષકૃત સુમંગલવિલાસિની ટીકામાં આજીવક દર્શનની આઠ પાયરીઓનું વર્ણન છે, જે આ પ્રમાણે છે: (૧) જન્મ દિવસથી સાત દિવસ સુધી ગર્ભનિષ્ક્રમણજન્ય દુઃખને લીધે પ્રાણી મંદ (મોમુહ) સ્થિતિમાં રહે છે. આ પહેલી મંદ ભૂમિકા. (૨) દુર્ગતિમાંથી આવીને જે બાળકે જન્મ લીધેલો હોય છે તે વારંવાર રુએ અને વિલાપ કરે છે, તેમ જ સુગતિમાંથી આવી જન્મ લીધેલ બાળક સુગતિનું સ્મરણ કરી હાસ્ય કરે છે. આ ખિડ્ડા (ક્રીડા) ભૂમિકા (૩) માબાપના હાથ કે પગ પકડીને અગર ખાટલો કે બાજોઠ પકડીને બાળક જમીન ઉપર પગ માંડે છે, તે પદવીમંસા ભૂમિકા. (૪) પગથી સ્વતંત્ર રીતે ચાલવાનું સામર્થ્ય આવે છે તે ઉજુગત (ઋજુગત) ભૂમિકા. (૫) શિલ્પકળા શીખવાનો વખત તે સેખ (શૈક્ષ) ભૂમિકા. (૬) ઘરથી નીકળી સંન્યાસ લીધેલ વખત તે સમણ (શ્રમણ) ભૂમિકા. (૭) આચાર્યને સેવી જ્ઞાન મેળવવાનો વખત તે જિન ભૂમિકા (૮) પ્રાજ્ઞ થયેલ ભિક્ષુ (જિન) જ્યારે કાંઈ પણ નથી બોલતો તેવા નિર્લોભ શ્રમણની સ્થિતિ એ પન્ન (પ્રાજ્ઞ) ભૂમિકા.

આ આઠ ભૂમિકાઓનાં નામ અને તેની વ્યાખ્યા બુદ્ધઘોષે આપેલ છે. બુદ્ધઘોષના વખતમાં એટલે ઈ. સ. પાંચમા—છઠ્ઠા સૈકામાં કદાચ આજીવક સંપ્રદાય અગર તેનું સાહિત્ય થોડું ઘણું હશે, તે ઉપરથી તેને આ નામો મળ્યા હશે, પણ એટલું તો સ્પષ્ટ જણાય છે કે બુદ્ધઘોષની આ વ્યાખ્યા યુક્તિસંગત નથી, કારણ એ છે કે તેની એ વ્યાખ્યામાં બાળકના જન્મથી માંડી યૌવનકાળ સુધીનું વ્યાવહારિક વર્ણન છે જે આધ્યાત્મિક વિકાસ સાથે બંધબેસતું નથી. તેનો ખરો અર્થ તે સંપ્રદાય પ્રમાણે શો હશે તે અત્યારે સાધનના અભાવે કહી ન શકાય, પણ એ ભૂમિકાઓનાં નામ અને તેમાં રહેલ આધ્યાત્મિક વિકાસના ક્રમનો સંબંધ વિચારતાં એમ જણાય છે કે આ ભૂમિકાઓનો જન્મ સાથે કશો સંબંધ નથી. તે દ્વારા ફક્ત અજ્ઞાનની પ્રબળતાઓ અને જ્ઞાનની ક્રમશઃ વૃદ્ધિનો જ ભાવ સૂચવવાનો આશય હોય તેમ જણાય છે. આની પુષ્ટિમાં એટલું જ કહી શકાય કે આજીવક દર્શન એ પ્રાચીન કાળમાં શ્રમણપંથોમાંનું એક ખાસ દર્શન હતું અને તેનો સંપ્રદાય મોટો હતો. તેવી સ્થિતિમાં તેના આધ્યાત્મિક ઉત્ક્રાન્તિને લગતા વિચારો અન્ય શ્રમણપંથને અગર બ્રાહ્મણપંથને મળતા હોય તે વધારે સંભવિત છે. પ્રો. હોર્નલે પોતાના ઉવાસગદસાઓના અનુવાદમાં ભા. ૨ ના પરિશિષ્ટના પૃ. ૨૩ ઉપર બુદ્ધઘોષના ઉક્ત વિચારો આપ્યા છે.

# ભારતીય દર્શનોની કાળતત્ત્વ સંબંધી માન્યતા

## [ ૨ ]

આર્યોની વિચારશીલતાનો અભ્યાસ કરવા ઇચ્છનારે તેઓના વિચારની સરણી અને વિચારના વિષયો તપાસવા જોઈએ. અનેક પ્રત્યક્ષ અને પરોક્ષ વિષયોમાં આર્યોની બુદ્ધિ દોડી છે. આ લેખમાં તે બધા વિષયો ઉપરના તેઓના વિચારની નોંધ લેવાનો ઉદ્દેશ નથી. આ લઘુ લેખ દ્વારા એટલું જ પ્રદર્શન કરવા ધારેલ છે કે કાળના સંબંધમાં આર્યોના વિચાર પ્રાચીન સમયમાં કેવા હતા અને તેમાં વખત જતાં કેવું અને કેટલું પરિવર્તન થયું.

### વિશ્વની વિવિધતા અને કાળતત્ત્વ

જગતની વિવિધતાનું ઊંડાણ બુદ્ધિના ઊંડાણ કરતાંયે ઘણું છે. તેથી હજુ સુધી બુદ્ધિ જગતની વિવિધતાનો પાર પામી શકી નથી, પણ તે પાર પામવા તો અલક્ષિત કાળથી મથ્યા કરે છે. મનુષ્યજાતિની બુદ્ધિએ અનેક વિવિધતા સાથે એ પણ વિવિધતા જોઈ કે એક જ ક્ષેત્ર કે દેશની અંદર જુદે જુદે વખતે ઋતુભેદ અને કાર્યભેદ દેખાય છે, ભિન્ન ભિન્ન દેશોમાં એક જ વખતે ઋતુભેદ અને કાર્યભેદ નજરે પડે છે, એક જ દેશમાં એક જ વખતે જાતજાતનાં ફળો કે અનાજોનો પાક એકસરખો નથી આવતો. હેમંત અને શિશિર ઋતુમાં અમુક જાતનાં ફળોની પ્રધાનતા હોય છે, તો વસંત અને ગ્રીષ્મમાં બીજી જાતનાં ફળોની, જ્યારે વર્ષા અને શરદ ઋતુમા કોઈ ત્રીજી જાતનાં ફળોનો ઉત્સવ હોય છે. એક વખત જુવાર, બાજરો વગેરે ધાન્યો ખેતરોને શણગારે છે, ત્યારે બીજી વખતે ઘઉ, ચણા વગેરે સ્પર્ધાથી તે કામ કરે છે. એક વખતે ગરમી કપડાંને લેતાં રોકે છે, જ્યારે બીજી વખતે કેટલોક વખત ખોરાક સિવાય ચલાવી શકાય, પણ કપડાં સિવાય ચલાવી શકાતું નથી. એક વખત એવો હોય છે કે જ્યારે મેઘનું દર્શન વ્રત ખાતર પણ દુર્લભ હોય છે, ત્યારે બીજો વખત એવો પણ આવે છે કે સૂર્યદર્શનના નિયમવાળાઓને કેટલાક દિવસો સુધી તેનું દર્શન ન થવાથી ઉપવાસ કરવા પડે છે. આ પ્રાકૃતિક ફેરફારોના મૂળ કારણ તરીકે અત્યારના શોધકો ભલે તાપક્રમની ન્યૂનાધિકતા અને વાતાવરણની ભિન્નતા સ્વીકારે, પણ પ્રાચીન

કાળમાં એમ મનાતું હતું કે આ દેખાતાં પ્રાકૃતિક સ્થૂળ અને સૂક્ષ્મ એ બધાં પરિવર્તનો માત્ર તાપક્રમ કે હવાપાણીની ભિન્નતા ઉપર જ અવલબેલાં નથી. તે ઉપરાંત પણ બધાં પરિવર્તનોનું કાંઈ ખાસ કારણ હોવું જોઈએ; એનું કારણ માન્યા સિવાય પ્રાચીન કાળના લોકોની બુદ્ધિ પરિવર્તનોનો ખુલાસો કરી શકતી નહિ, અને તેથી જ જૂના જમાનામાં કાળતત્ત્વ ઉપર વિચાર થવા લાગ્યો. આ વિચાર તત્ત્વજ્ઞાનમાં દાખલ થયો અને તેણે મતભેદની અનેક પાઘડીઓ પહેરી. ભારતવર્ષ તાત્ત્વિક વિચાર માટે પ્રસિદ્ધ છે; ખાસ કરીને પરોક્ષતત્ત્વનો વિચાર કરવામાં તો તે એકલું જ છે. એટલે આજે આપણે સંક્ષેપમાં જોઈશું કે કાળના સંબંધમાં ભારતીય તત્ત્વજ્ઞાન શું કહે છે.

**કાળના સબંધમાં દર્શનભેદ**

ભારતીય દર્શન મુખ્યપણે ત્રણ ભાગમાં વહેંચાય છે: વૈદિક, જૈન અને બૌદ્ધ.

ક વૈદિક સાહિત્યનો મૂળ આધાર વેદ અને ઉપનિષદો છે. વેદો અને ઉપનિષદોમા તત્ત્વવિચારણાનાં છૂટાંછવાયાં બીજ છે, પણ તેમાં તે વિચારણાઓએ સ્પષ્ટ, ક્રમબદ્ધ અને સયુક્તિક દર્શનોનું રૂપ પ્રાપ્ત નથી કર્યું. તેથી જ આપણે વેદ કે ઉપનિષદોમાંથી કાળતત્ત્વને લગતી ચોક્કસ માન્યતાઓ મેળવવા અશક્ત છીએ.[1] એ માન્યતાઓ મેળવવા દર્શનકાળ તરફ આવવું જોઈશે અને દાર્શનિક સાહિત્ય તપાસવું પડશે. વૈદિક દર્શનનોના સ્થૂલ રીતે છ ભાગ કરવામાં આવે છે: વૈશેષિક, ન્યાય, સાખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાસા. કાળતત્ત્વની માન્યતાને સ્પષ્ટ સમજવા માટે એ છ દર્શનોના બે વર્ગો કરવા ઉચિત છે: પહેલા વર્ગને સ્વતંત્ર કાળતત્ત્વવાદી અને બીજાને અસ્વતંત્ર કાળતત્ત્વવાદીના નામે ઓળખીશું.

(અ) પ્રથમ વર્ગમાં વૈશેષિક, ન્યાય અને પૂર્વમીમાંસાનો સમાવેશ થાય છે.[2]

---

૧ કૌશીતકિ, છાંદોગ્ય, બૃહદારણ્યક, શ્વેતાશ્વતર, મૈત્રિ આદિ અનેક ઉપનિષદોમાં અનેક સ્થળે પ્રસગે પ્રસગે 'કાળ' શબ્દનો ઉલ્લેખ થયો છે, તે બધા પ્રસગો વાંચનાર અને વિચારનારને આ મારુ કથન સ્પષ્ટ થશે. 'કાળ' શબ્દના પ્રયોગનાં સ્થળો માટે 'ઉપનિષદ્વાક્યકોશ' જોવો.

૨. પ્રથમ વર્ગમાં વૈશેષિક દર્શન સાથે ન્યાયદર્શન અને પૂર્વમીમાંસાને રાખવાનું કારણ એ છે કે તે બન્ને દર્શનો પ્રમેયના સબધમાં મુખ્યપણે વૈશેષિક દર્શનની

(ચ) બીજા વર્ગમાં બાકીનાં ત્રણ એટલે સાંખ્ય, યોગ અને ઉત્તરમીમાંસાનો

માન્યતાનાં અનુગામી છે. ન્યાયદર્શનનો પ્રધાન વિષય પ્રમાણચર્ચાનો છે. તેમાં પ્રમેયચર્ચા છે ખરી, પણ ફક્ત તે સંસાર અને મોક્ષના કાર્યકારણભાવને સમજાવવા પૂરતી છે. (આ માટે જુઓ—" आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयम्। " गौतमसूत्र, अ. १, आ. १ सू. ९) સમગ્ર જગતના પ્રમેયોની ચર્ચામાં તે ઊતર્યું નથી તે બાબતમાં તેણે વૈશેષિકના સિદ્ધાંતો સ્વીકારી લીધા છે. વૈશેષિક દર્શન મુખ્યપણે જગતના પ્રમેયોની ચર્ચા કરે છે. તે ચર્ચા પ્રમાણચર્ચાની પ્રધાનતાવાળા ન્યાયદર્શનને સર્વથા માન્ય છે. આ જ કારણને લીધે ન્યાય અને વૈશેષિક દર્શનોમાં ભેદ ક્રમે ક્રમે ઘટતો ગયો છે, અને તેથી જ ન્યાયશાસ્ત્ર એ નામ સાંભળતા જ તે બન્ને દર્શનો ખ્યાલમાં આવે છે. ઉક્ત બન્ને દર્શનોના મૂળ સૂત્રગ્રંથો ઉપર તદ્દન ભિન્ન ભિન્ન ટીકાગ્રંથો હોવા છતા પાછળથી કેટલાક નૈયાયિકોએ એવા ન્યાયવિષયક ગ્રંથો રચેલા છે કે જેમાં વૈશેષિક દર્શનની પ્રમેયચર્ચા અને ન્યાયદર્શનની પ્રમાણચર્ચાનો સંગ્રહ કરી બન્ને દર્શનોનું સંધાન કરી દીધેલું છે. આ જાતના ગ્રંથોમાં સૌથી પહેલું સ્થાન તત્ત્વચિંતામણિનું છે. તેના કર્તા ગંગેશ ઉપાધ્યાય નવીનન્યાયશાસ્ત્રના સૂત્રધાર કહેવાય છે. જોકે ગંગેશ ઉપાધ્યાયના પહેલાં પણ ઉદયનાચાર્યે કુસુમાંજલિ વગેરે પોતાના ગ્રંથોમાં વૈશેષિક અને ન્યાય બન્ને દર્શનોની માન્યતાનું સંધાન કરેલું છે, પણ તે સંધાન પરિપૂર્ણ રૂપમાં ગંગેશ ઉપાધ્યાયે જ કરેલું હોવાથી તેનું માન તેઓને ઘટે છે. ગંગેશ ઉપાધ્યાય પછીના નૈયાયિકોમાં ઉક્ત બન્ને દર્શનોનું સંધાન કરી ન્યાય ગ્રંથ બનાવનાર તર્કસંગ્રહના પ્રણેતા અન્નભટ્ટ અને મુક્તાવલિના રચયિતા વિશ્વનાથ તર્કપંચાનન એ પ્રસિદ્ધ છે.

પૂર્વમીમાંસા એ ઉત્તરમીમાંસાનું પૂર્વાંગ અને નિકટવર્તી દર્શન કહેવાય છે ખરું, પણ તેનું કારણ એ નથી કે તે ઉત્તરમીમાંસાના પ્રમેયો સ્વીકારતું હોય. તે પ્રમેયના વિષયમાં વૈશેષિક અને ન્યાયદર્શનને જ મુખ્યપણે અનુસરે છે. (ઉદાહરણાર્થ તેની 'ઇંદ્રિય' સંબંધી આ માન્યતા વાંચો :—

तच्च द्विविधम्, बाह्यमभ्यन्तरं च। बाह्यं पञ्चविधं घ्राणरसनचक्षुस्त्वक्श्रोत्रात्मकम्। आन्तरं त्वेकं मन.। तत्राद्यानि चत्वारि च पृथिव्यप्तेजोवायुप्रकृतीनीत्यक्षपाददर्शनवदभ्युपगम्यन्ते। श्रोत्र त्वाकाशात्मकं तैरभ्युपगतम्। वयं तु 'दिशः श्रोत्रं' इति दर्शनाद् दिग्भागमेव कर्णशष्कुल्यवच्छिन्न श्रोत्रमाचक्ष्महे।" अ. १. पा. १ अधि. ४, सू. ४, जैमिनिसूत्र–शास्त्रदीपिका.

પૂર્વમીમાંસા કર્મકાંડવિષયક વૈદિક શ્રુતિઓની વ્યવસ્થા અને ઉપપત્તિ કરતું હોવાથી તે જ્ઞાનપ્રધાન ઉત્તરમીમાંસા (વેદાંતદર્શન)નો માર્ગ સરલ કરે છે. તે જ કારણથી તે તેનું પૂર્વાંગ યા નિકટવર્તી દર્શન કહેવાય છે. પ્રમેયની માન્યતામાં તો પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા વચ્ચે આકાશપાતાળનું અંતર છે એ વાત ભૂલવી ન

સમાવેશ થાય છે.[1]

અ. (૧) વૈશષિક દર્શનના પ્રણેતા કણાદ ઋષિએ કાળતત્ત્વને અંગે ચાર સૂત્રો રચ્યાં છે.[2] તેમાં પ્રથમ સૂત્રમાં કાળતત્ત્વને સ્વતંત્ર સ્થાપિત કરવા કેટલાંક લિંગો વર્ણવ્યાં છે. તે કહે છે કે અમુક વ્યક્તિ અમુક વ્યક્તિથી જ્યેષ્ઠ છે અગર કનિષ્ઠ છે, તેવી પ્રતીતિનું મુખ્ય કારણ તેમ જ વિવિધ કાર્યોમાં થતી યૌગપદ્ય, ચિર અને ક્ષિપ્ર પ્રતીતિનું મુખ્ય કારણ કોઈ તત્ત્વ સ્વતંત્ર હોવું જોઈએ. આ સ્વતંત્ર તત્ત્વ તે કાળ. પછીનાં ત્રણ સૂત્રોમાં તે ઋષિ કાળને દ્રવ્યરૂપ માને છે, નિત્ય માને છે, એક માને છે અને સકળ કાર્યોના નિમિત્તકારણ તરીકે ઓળખાવે છે. (૨) ન્યાયદર્શનના પ્રણેતા ગૌતમ ઋષિએ, કણાદ ઋષિની પેઠે પોતાના પંચાધ્યાયી સૂત્રગ્રંથમાં કોઈ પણ સ્થળે કાળતત્ત્વને સિદ્ધ કરવા કે તેનું સ્વરૂપ બતાવવા કાંઈ પણ કહ્યું નથી. તેનું કારણ એ છે કે તે ઋષિ પોતાના દર્શનમાં પ્રધાનપણે પ્રમાણની જ ચર્ચા કરે છે, અને પ્રમેયની બાબતમાં વૈશેષિકદર્શનને અનુસરે છે; છતાં તેઓએ એક સ્થળે પ્રસંગવશ દિશા અને

જોઈએ. પૂર્વમીમાંસા આત્માનું અનેકત્વ સ્વીકારે છે, પરમાણુ વગેરે જડ દ્રવ્યોને સ્વતંત્ર માને છે અને મોક્ષમાં નૈયાયિકોની પેઠે બુદ્ધિ વગેરે ગુણોનો નાશ અને આનંદનો અભાવ માને છે. વાંચોઃ—

'मुक्तिस्वरूपम्—किमिदं ? स्वस्थ इति, ये ह्यागमापायिनो धर्मा बुद्धिसुखदुःखेच्छाद्वेषप्रयत्नधर्माधर्मसंस्कारास्तानपहाय यदस्य स्वं नैजं रूपं ज्ञानशक्तिसत्ताद्रव्यत्वादि तस्मिन्नवतिष्ठत इत्यर्थः। यदि तु संसारावस्थायामविद्यमानोऽप्यानन्दो मुक्तावस्थाया जन्यत इत्युच्यते ततो जनिमत्वादनित्यो मोक्षः स्यात्।" अ. १. पा. १ अधि. ५. सू. ५. शास्त्रदीपिका ઉપર રામકૃષ્ણ પ્રણીત युक्तिस्नेहप्रपूरणी सिद्धान्तचन्द्रिका. ત્યારે વેદાંતદર્શન પ્રધાનપણે એક જ આત્મા અગર બ્રહ્મને વાસ્તવિક સ્વીકારી, તે સિવાયના સકલ પ્રમેયોને માત્ર માયિક કલ્પે છે, અને મોક્ષમાં અખંડાનંદ માને છે.

(૧) બીજા વર્ગમાં સાંખ્ય સાથે યોગને રાખવામાં આવ્યું છે, તે તો સમજાય તેવું છે, કારણ યોગદર્શન સર્વાંશે સાંખ્યદર્શનના જ પ્રમેયો સ્વીકારે છે. તે બન્ને વચ્ચેનો ભેદ ફક્ત ઉપાસનાની અને જ્ઞાનની ગૌણ–પ્રધાનતાને આભારી છે, પણ વેદાંતદર્શન, જે પ્રમેયની બાબતમાં સાંખ્યથી બિલકુલ જુદું પડે છે, તેને સાંખ્યદર્શન સાથે રાખવાનું કારણ એ છે કે આત્મા આદિ પ્રમેયોના સ્વરૂપના વિષયમાં તે બન્નેનો પ્રબળ મતભેદ છતાં કાળના વિષયમાં તે બન્ને સમાન છે.

૨ "अपरस्मिन्नपरं युगपच्चिरं क्षिप्रमिति काललिङ्गानि ॥ ६ ॥ द्रव्यत्वनित्यत्वे वायुना व्याख्याते ॥७॥ तत्त्व भावेन ॥८॥ नित्येष्वभावादनित्येषु भावात्कारणे कालाख्येति ॥९॥" वैशेषिकदर्शन, अ. २. आ. २.

કાળને નિમિત્તકારણરૂપે વર્ણવી[1] એમ સૂચન કર્યું છે કે તેઓ કાળતત્ત્વના સંબંધમાં વૈશેષિકની માન્યતાને મળતા છે. ( ૩ ) પૂર્વમીમાંસાના પ્રણેતા જૈમિનિ ઋષિએ પોતાના સૂત્રોમાં કાળતત્ત્વ સંબંધી કોઈ પણ ઉલ્લેખ કર્યો નથી. તેનું કારણ સ્પષ્ટ છે, અને તે એ કે તેઓનો મુખ્ય ઉદ્દેશ્ય કર્મકાંડવિષયક વૈદિક મન્ત્રોની વ્યવસ્થા કરવાનો છે. છતાં પૂર્વમીમાંસાના પ્રામાણિક અને સમર્થ વ્યાખ્યાકાર પાર્થસારથિ મિશ્રની શાસ્ત્રદીપિકા ઉપરની ટીકા યુક્તિસ્નેહ-પ્રપૂરણી સિદ્ધાન્તચંદ્રિકામા પં. રામકૃષ્ણે[2] કાળતત્ત્વ સંબંધી મીમાંસક મત બતાવતાં વૈશેષિકદર્શનની જ માન્યતાનો સ્વીકાર કરેલો છે. ફક્ત તેઓ વૈશેષિક દર્શનથી એટલી જ બાબતમા જુદા પડે છે કે વૈશેષિકો કાળને પરોક્ષ માને છે અને તેઓ મીમાંસકને મતે કાળને પ્રત્યક્ષ માને છે.

૪. ( ૧ ) સાંખ્યદર્શનમાં સ્વતંત્ર અને મૂળ તત્ત્વ બે છે: પ્રકૃતિ અને પુરુષ આ બે સિવાય કોઈ તત્ત્વ તે દર્શનમાં સ્વતંત્ર સ્વીકારાયેલ નથી. આકાશ, દિશા અને મન સુધ્ધાં સાંખ્યદર્શનમાં પ્રકૃતિના વિકારો છે. તેથી તે દર્શનમા ‘ કાળ ’ નામનું કોઈ સ્વતંત્ર તત્ત્વ નથી. તે દર્શન પ્રમાણે કાળ એ એક પ્રાકૃતિક પરિણમન માત્ર છે. પ્રકૃતિ નિત્ય છતાં પરિણમનશીલ છે. આ સ્થૂળ અને સૂક્ષ્મ જડજગત પ્રકૃતિનો વિકાર માત્ર છે. વિકાર અને પરિણામની પરંપરા ઉપરથી જ વિશ્વગત બધા કાળસાધ્ય વ્યવહારોની ઉપપત્તિ સાંખ્યદર્શનના મૂળ સૂત્રમાંથી જ તરી આવે છે.[3]

( ૨ ) યોગદર્શનના પ્રણેતા મહર્ષિ પતંજલિએ પોતાનાં સૂત્રોમાં કાળતત્ત્વના સ્વરૂપના સંબંધમાં સ્વલ્પ પણ સૂચન કર્યું નથી, પણ તે દર્શનના પ્રામાણિક ભાષ્યકાર વ્યાસ ઋષિએ ત્રીજા પાદના બાવનમા સૂત્રની વ્યાખ્યા કરતાં પ્રસંગે કાળતત્ત્વનું સ્પષ્ટ સ્વરૂપ આલેખ્યું છે, જે બરાબર યોગદર્શનમાન્ય સાંખ્યદર્શનના પ્રમેયોને બંધબેસતું છે. તે કહે છે કે મુહૂર્ત, પ્રહર, દિવસ આદિ લૌકિક કાળ-વ્યવહારો બુદ્ધિકૃત છે—કલ્પનાજનિત છે. તે કલ્પના ક્ષણોના બુદ્ધિકૃત નાનામોટા વિભાગો ઉપર અવલંબેલી છે. ક્ષણ એ વાસ્તવિક છે, પણ તે મૂળ તત્ત્વ-રૂપે નહિ; માત્ર કોઈ પણ મૂળ તત્ત્વના પરિણામરૂપે તે સત્ય છે. જે પરિ-

---

૧. જુઓ “ दिग्देशकालाकाशेष्वप्येव प्रसङ्गः।” अ. २. आ. १, सू. २३.

२. “ नास्माकं वैशेषिकादिवदप्रत्यक्ष कालः, किन्तु प्रत्यक्ष एव, अस्मिन्क्षणे मयोपलब्ध इत्यनुभवात्। अरूपस्याऽप्याकाशवत् प्रत्यक्षत्वं भविष्यति। ” अ १, पा. १, अधि. ५, सू ५.

૩. “ दिक्कालावाकाशादिभ्यः। ” सांख्यप्रवचन, अ. २, सू. १२.

ણામનો બુદ્ધિથી પણ બીજો વિભાગ ન થઈ શકે તેવા સૂક્ષ્માતિસૂક્ષ્મ પરિણામનું નામ ક્ષણ છે. તેવી ક્ષણનું સ્વરૂપ સ્પષ્ટ કરતાં કહે છે કે—" એક પરમાણુને પ્રથમ પોતાનું ક્ષેત્ર છોડી બીજું ક્ષેત્ર પ્રાપ્ત કરવામાં જેટલો વખત વીતે છે[1] તે જ વખતનું અર્થાત્ પરમાણુપરિમાણ દેશના અતિક્રમણમાં લાગતા વખતનુ નામ 'ક્ષણ' છે." આ રીતે જોતાં ક્ષણ એ માત્ર ક્રિયાના અવિભાજ્ય અંશનો સંકેત છે. યોગદર્શનમાં સાંખ્યદર્શનસમ્મત જડ પ્રકૃતિતત્ત્વ જ ક્રિયાશીલ મનાય છે. તેની ક્રિયાશીલતા સ્વાભાવિક હોઈ તેને ક્રિયા કરવામા અન્ય તત્ત્વની અપેક્ષા નથી. તેથી યોગદર્શન કે સાંખ્યદર્શન ક્રિયાના નિમિત્તકારણ તરીકે વૈશેષિકદર્શનની પેઠે કાળતત્ત્વને પ્રકૃતિથી ભિન્ન કે સ્વતંત્ર નથી સ્વીકારતા. એ બાબત બરાબર સાબિત થાય છે.

( ૩ ) 'ઉત્તરમીમાંસા' દર્શન. વેદાંતદર્શન યા ઔપનિષદિક દર્શનના નામે પ્રસિદ્ધ છે તે દર્શનના પ્રણેતા મહર્ષિ બાદરાયણે ક્યાંય કાળતત્ત્વના સંબંધમા સ્પષ્ટ લખ્યું નથી, પણ તે દર્શનના પ્રધાન વ્યાખ્યાકાર શંકરાચાર્યે માત્ર બ્રહ્મને જ મૂળ અને સ્વતંત્ર તત્ત્વ સ્વીકારી અન્ય સૂક્ષ્મ કે સ્થૂળ જડજગતને માયિક અગર તો અવિદ્યાજનિત સાબિત કરેલ છે. તેથી જ શાંકર વેદાંતનો સિદ્ધાંત સંક્ષેપમાં એટલો છે કે " ब्रह्म सत्य जगन्मिथ्या. " આ સિદ્ધાંત પ્રમાણે ફક્ત કાળને જ નહિ, પણ આકાશ, પરમાણુ આદિ તત્ત્વોને પણ સ્વતંત્રતા માટે સ્થાન જ નથી, જોકે વેદાતદર્શનના અન્ય વ્યાખ્યાકારો રામાનુજ, નિંબાર્ક, મધ્વ અને વલ્લભ કેટલીક મુદ્દાની બાબતોમાં શાંકર સિદ્ધાંતથી જુદા પડે છે, પણ તેઓના મતભેદનું મુખ્ય ક્ષેત્ર આત્માનું સ્વરૂપ અને જગતની સત્યતા કે અસત્યતા એ છે. કાળતત્ત્વ સ્વતંત્ર નથી, તે બાબતમાં વેદાંતદર્શનના બધા વ્યાખ્યાકારો એકમત છે

ख વૈદિક દર્શનની કાળતત્ત્વ સંબંધી માન્યતાઓ જોયા બાદ જૈન દર્શન તરફ નજર આવે છે અને પ્રશ્ન થાય છે કે જૈન દર્શન સ્વતંત્ર કાળતત્ત્વવાદી છે કે અસ્વતંત્ર કાળતત્ત્વવાદી ? આનો સંક્ષેપમાં ઉત્તર એટલો જ મળે છે કે જૈન દર્શનમાં સ્વતંત્ર કાળતત્ત્વની અને અસ્વતંત્ર કાળતત્ત્વની માન્યતાના બન્ને પક્ષો સ્વીકારાયા છે જોકે વખત જતાં જૈન સાહિત્ય હિંદુસ્તાનના દરેક ભાગમા ફેલાયું અને પુષ્ટ થતુ ગયું. પણ તેના ઉત્થાનના બીજ પૂર્વદેશ

---

૧. આ જ પરમાણુની ગતિનો દાખલો પ્રવચનસારમાં આચાર્ય કુંદકુન્દે આપેલ છે અને તેના ટીકાગ્રંથોમાં તે જ વાત સ્પષ્ટ થયેલ છે જુઓ અ ૨, ગાથા ૪૬ આદિ.

બિહારાન્તર્ગત મગધ પ્રદેશમાં જ રોપાયેલાં. ઉપર્યુક્ત વૈદિક છ દર્શનોના સૂત્રકારો પણ મોટે ભાગે મગધની સમીપના મિથિલા દેશમાં જ થયેલા. જૈન દર્શન અને વૈદિક દર્શનોની માત્ર ક્ષેત્રવિષયક જ સમાનતા નથી, પણ તેઓની સમાનકાલીનતા પણ નિશ્ચિત છે. આ સમાનક્ષેત્રતા અને સમાનકાલીનતાનો પ્રભાવ જૈન સાહિત્યમાં ઉપલબ્ધ થતા કાળતત્ત્વ સંબંધી પૂર્વોક્ત બન્ને પક્ષોથી વધારે સ્પષ્ટ થાય છે. હવે આપણે તપાસી જોઈએ કે જૈન દર્શનના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યમાં કાળને સ્વતંત્ર તત્ત્વ માનનાર અને ન માનનાર એ બે પક્ષો ક્યાં ક્યાં ઉલ્લિખિત થયેલ છે. તે ઉપરાંત એ પણ જોવું બાકી રહે છે કે વૈદિક સાહિત્યમાં સ્વતંત્ર કાળતત્ત્વવાદી પક્ષે અને અસ્વતંત્ર કાળતત્ત્વવાદી પક્ષે કાળનું જેવું જેવું સ્વરૂપ વર્ણવ્યું છે, જૈન સાહિત્યના ઉક્ત બન્ને પક્ષોએ પણ તેવું તેવું સ્વરૂપ જ વર્ણવ્યું છે કે તેમાં કંઈ ફેરફાર છે?

આ બન્ને પ્રશ્નોનો ઉત્તર આપ્યા પહેલાં એક વાત ખાસ જણાવી દેવી યોગ્ય છે, અને તે એ કે જૈન દર્શનનું સાહિત્ય શ્વેતાંબર અને દિગંબર એ બે શાખાઓમાં વહેંચાઈ ગયું છે જ્યારે શ્વેતાંબર સંપ્રદાયના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યમાં કાળતત્ત્વને લગતી ઉપર્યુક્ત બન્ને માન્યતાઓ મળે છે, ત્યારે દિગંબર સંપ્રદાયના પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન સાહિત્યમાં ફક્ત કાળને સ્વતંત્ર તત્ત્વ માનનાર એક જ પક્ષ દૃષ્ટિગોચર થાય છે.

શ્વેતાંબર પ્રાચીન સાહિત્યમાં ભગવતી,[૧] ઉત્તરાધ્યયન,[૨] જીવાભિગમ, પ્રજ્ઞાપના[૩] આદિ આગમોમાં કાળ સંબંધી ઉપર્યુક્ત બન્ને પક્ષો ઉલ્લિખિત થયા છે. દિગંબરીય પ્રાચીન સાહિત્યમાં પ્રવચનસારમાં[૪] સ્વતંત્ર કાળતત્ત્વનો એકમાત્ર પક્ષ છે. શ્વેતાંબર મધ્યકાલીન સાહિત્યમાં વિશેષાવશ્યકભાષ્ય,[૫] ધર્મસંગ્રહણી,[૬] તત્ત્વાર્થભાષ્યવૃત્તિ[૭] આદિ ગ્રંથોમાં ઉક્ત બન્ને પક્ષો નિર્દિષ્ટ

---

૧. जुओ शतक २५, उद्देश ४, सू. ७३४.

२. अध्ययन २८, गाथा ७-८.

३. पद १, सू ३.

૪. જુઓ અ૦ ૨, ગાથા ૪૬, ૪૭ વગેરે

૫. ગાથા ૯૨૬ તથા ૨૦૯૮. આ ગ્રંથ જિનભદ્રગણી ક્ષમાશ્રમણે રચેલ છે. તેઓ હરિભદ્રસૂરિના પહેલાં નિકટવર્તી થયેલા મનાય છે.

૬. આ ગ્રંથ આઠમી-નવમી શતાબ્દીમાં થયેલ શ્રી. હરિભદ્રસૂરિએ રચેલ છે. જુઓ ગા. ૩૨ તથા મલયગિરિ ટીકા.

૭. જુઓ અ. ૫ સૂ. ૩૮-૩૯, ભાષ્યવ્યાખ્યા શ્રી. સિદ્ધસેનકૃત.

છે. દિગંબરીય મધ્યકાલીન સાહિત્યમાં તત્ત્વાર્થની[1] ત્રણ ટીકાઓ[2] (સર્વાર્થસિદ્ધિ, રાજવાર્તિક, શ્લોકવાર્તિક), ગોમ્મટસાર[3] આદિ ગ્રંથોમાં એ પૂર્વોક્ત એક જ પક્ષ જણાય છે. શ્વેતાંબરીય અર્વાચીન સાહિત્યમાં દ્રવ્યગુણપર્યાયનો રાસ,[4] યુક્તિપ્રબોધ,[5] લોકપ્રકાશ આદિ ગ્રંથોમાં ઉક્ત બન્ને પક્ષો પોષાયેલા છે.

બીજો પ્રશ્ન કાળતત્ત્વના સ્વરૂપને લગતો છે. વૈદિકદર્શનસ્વીકૃત કાળતત્ત્વ સંબંધી ઉક્ત બન્ને પક્ષો જૈન દર્શનમાં છે, એટલા પૂરતું એ બન્ને દર્શનોનું સામ્ય છતા સ્વરૂપની બાબતમાં જૈન દર્શન વૈદિક દર્શનોથી બિલકુલ જુદું પડે છે. સ્વરૂપ સંબંધી અનેક માન્યતાઓ જૈન સાહિત્યમાં છે. તેની વિવિધતા જોતાં પરોક્ષ વિષયમાં મનુષ્યની બુદ્ધિ કલ્પનાનાં કેવાં ચિત્રણો આલેખે છે, તે વાત વધારે સાબિત થાય છે. જ્યારે વૈદિક સ્વતંત્ર કાળપક્ષ કાળને એક, વ્યાપક અને નિત્ય માને છે ત્યારે જૈન સ્વતંત્ર કાળતત્ત્વ–પક્ષમાં ચાર જુદી જુદી માન્યતાઓ છે. પહેલી માન્યતા કાળને અણુમાત્ર અને એક સ્વીકારે છે.[6] બીજી માન્યતા પ્રમાણે કાળ એક તત્ત્વ છતાં મનુષ્યક્ષેત્રપ્રમાણ છે, અણુ માત્ર નહિ. ત્રીજી મન્યતા પ્રમાણે કાળતત્ત્વ એક છે ખરું, પણ તે અણુમાત્ર નથી, મનુષ્યક્ષેત્રપ્રમાણ પણ નથી, કિન્તુ લોકવ્યાપી છે. ચોથી માન્યતા પ્રમાણે કાળતત્ત્વ એક નહિ પણ અસંખ્ય છે, અને તે બધાયે પરમાણુમાત્ર

૧ આ ગ્રંથને શ્વેતાબર, દિગબર બન્ને સપ્રદાય પ્રમાણ તરીકે એકસરખી રીતે સ્વીકારે છે. જોકે બને સપ્રદાયમાં કેટલાંક સૂત્રો ઓછાંવત્તાં છે અને પરિવર્તન પણ પામ્યાં છે. કેટલેક સ્થળે સૂત્રમાં વિશેષ ભિન્નતા ન હોવા છતાં પણ બન્ને સપ્રદાયના વ્યાખ્યાકાર આચાર્યોએ પોતપોતાની માન્યતા પ્રમાણે તે તે સૂત્રોનો જુદો જુદો અર્થ કર્યો છે. તેના ઉદાહરણ રૂપે કાળ સબધી સૂત્રો ઉપરની બેઉ સપ્રદાયના આચાર્યોએ કરેલ વ્યાખ્યા જોવા જેવી છે.

૨. અ. ૫, સૂ. ૩૯–૪૦ ઉપરની ત્રણ વ્યાખ્યા.

૩. જુઓ. જીવકાંડ.

૪. આ ગ્રથ ગુજરાતી ભાષામા સત્તરમા–અઢારમા સૈકામાં થયેલ ઉપાધ્યાય યશોવિજયજીએ રચેલ છે. તેમાં શ્વેતાંબર અને દિગબર બન્ને સપ્રદાયોની કાળ સંબધી સમગ્ર માન્યતાઓ વિચારપૂર્વક વર્ણવાયેલ છે. આ વિષયના જિજ્ઞાસુ માટે આ એક જ ગ્રથ પર્યાપ્ત છે. જુઓ "પ્રકરણરત્નાકર" ભા. ૧, ગા. ૧૦."

૫. આ ગ્રથમાં પણ શ્વેતાંબર, દિગબર બન્ને સપ્રદાયની સમગ્ર કાળ સબધી માન્યતાઓનુ એક પ્રકરણ છે.તેના પ્રણેતા ઉ. મેઘવિજયજી છે. તે એક સારા વિદ્વાન અને યશોવિજયજીના સમકાલીન હતા.

૬. આ માન્યતા 'યુક્તિપ્રબોધ'મા હોવાનું સ્મરણ છે. આ વિચાર લખતી વખતે તે ગ્રન્થ પાસે ન હોવાથી ચોક્કસ પુરાવો આપી શકતો નથી.

છે. આ ચોથી માન્યતા એકલા દિગંબર સંપ્રદાયમાં સ્વીકૃત છે. બાકીની ત્રણ માન્યતા શ્વેતાંબર સંપ્રદાયમાં પ્રચલિત છે.

વૈદિક અસ્વતંત્ર કાળતત્ત્વપક્ષ મુખ્યતયા પ્રકૃતિપરિણામને અગર વેદાંતની દૃષ્ટિએ માયિક વિલાસને કે બ્રહ્મવિવર્તને કાળ કહે છે, ત્યારે જૈન અસ્વતંત્ર કાળતત્ત્વપક્ષ ચેતન–અચેતન એ બન્નેના પરિણમનને કાળ કહે છે. સાંખ્ય અને યોગ ચેતનતત્ત્વને કૂટસ્થનિત્ય માનતા હોવાથી તેમના મત પ્રમાણે પ્રકૃતિમાત્ર જ પરિણામી છે અ તેથી જ તેમના મત પ્રમાણે પ્રાકૃતિક પરિણામ જ કાળ છે. વેદાંત દૃષ્ટિ અનુસારે જગત માયિક અને બ્રહ્મનો વિવર્ત્ત છે, તેથી તેની દૃષ્ટિએ કાળ એ એક માયાવિલાસ અગર તો બ્રહ્મવિવર્ત્ત છે, પણ જૈન દર્શન ચેતન–અચેતન બન્નેને વાસ્તવિક અને પરિણામી માનતું હોવાથી તેના મત પ્રમાણે ચેતન–અચેતન બન્નેનો પર્યાયપ્રવાહ કાળ મનાય છે.

ગ. બૌદ્ધ દર્શનનું સાહિત્ય વિશેષ જોવામાં આવ્યું નથી. જે કાંઈ થોડું જોવામાં આવ્યું છે તે ઉપરથી અત્યારે એટલું જ કહી શકાય છે કે બૌદ્ધ મતમાં કાળ સ્વતંત્ર તત્ત્વરૂપે મનાયેલ નથી.

## ઉપસંહાર

આર્ય સાહિત્યમાં ઉપલબ્ધ થતી કાળતત્ત્વને લગતી માન્યતાઓનું ઉપર જે સંક્ષેપમાં વર્ણન આપવામાં આવ્યું છે, આશા છે કે તે વર્ણન આર્યસાહિત્યના અભ્યાસીઓને અલ્પાંશે પણ ઉપયોગી થશે.*

* પુરાતત્ત્વ પુસ્તક ૧માંથી ઉદ્ધૃત

# પ્રામાણ્ય સ્વતઃ કે પરતઃ?

## [ ૩ ]

જે વિષય બહુ થોડાને પરિચિત છે તે વિષય ઉપર હું કેમ લખું છું, એ પ્રશ્નનો ખુલાસો પ્રસ્તુત લેખની પ્રસ્તાવનાથી થશે. લગભગ આઠેક વરસ પહેલાં ભાવનગર આત્માનંદ સભામાં વિદ્વાન કવિ કાન્તની સાથે પહેલવહેલું મળવાનું થયું. તે વખતે તેઓએ મને જે પ્રશ્ન પ્રથમ પૂછેલો અને મેં જે ઉત્તર આપેલો, તેને જ થોડું પલ્લવિત અને વ્યવસ્થિત કરી લખી દઉં તો એક દાર્શનિક વિચારની ચર્ચા અને કવિ કાન્તની યાદી એમ બે અર્થ સરે.

કાન્તે મને 'प्रमात्वं न स्वतो ग्राह्यं' એ કારિકાનું પાદ સમજાવવા કહ્યું. આનો ઉત્તર નીચે લખું તે પહેલાં ઉક્ત કારિકાની બાહ્ય માહિતી અને તેનો વિષય જાણી લેવો યોગ્ય છે

સાહિત્યદર્પણ અને ગૌતમસૂત્રવૃત્તિના લેખક બંગાળી વિદ્વાન વિશ્વનાથ તર્કપંચાનન ( ઈ. સ. સત્તરમો સૈકો ) ની રચેલ કારિકાવલી ( અથવા ભાષાપરિચ્છેદ )ની ૧૩૬મી કારિકાનું 'प्रमात्वं न स्वतो ग्राह्यं' એ ત્રીજું પાદ છે. એની થોડી વ્યાખ્યા તો ગ્રન્થકારે પોતે જ પોતાની મુક્તાવલિ નામક ટીકામાં આપી છે. મીમાંસકદર્શન પ્રામાણ્યને સ્વતઃ જ્ઞેય માને છે. તેનું નિરાકરણ નૈયાયિક મતથી એ પાદમાં કરેલું છે. એની દલીલ તરીકે તેનું ચોથું પાદ 'संशयानुपपत्तितः' આવે છે. આ કારિકાની વ્યાખ્યા કાન્તના પ્રશ્નના ઉત્તરમાં મેં આપી.

આ વિષયની પક્ષવાર માન્યતાઓ અને તેનું ઐતિહાસિક મૂળ એ બે બાબતો આ લેખમાં મુખ્ય જણાવવાની છે, પણ તે જણાવ્યા પહેલાં પ્રસ્તુત લેખમાં વારંવાર આવનારા કેટલાક શબ્દોની સંક્ષેપમાં માહિતી આપવી ઠીક ગણાશે.

( ૧ ) **પ્રમાત્વ** = જે જ્ઞાન યથાર્થ હોય તે પ્રમા કહેવાય છે. જ્ઞાનની યથાર્થતા ( સત્યતા ) એ પ્રમાત્વ.

( ૨ ) **પ્રામાણ્ય** = આ સ્થળે પ્રામાણ્ય અને પ્રમાત્વ એ બંને શબ્દો એકાર્થક હોઈ પ્રામાણ્ય શબ્દનો અર્થ પણ જ્ઞાનનું ખરાપણું છે.

(૩) **સ્વતઃ** = જે બુદ્ધિમાં જ્ઞાનનું ભાન થાય તેમાં જ જ્ઞાનનું સત્યત્વ પણ ભાસિત થાય છે એમ માનવું તે સ્વતઃ.

(૪) **પરતઃ** = જ્ઞાનનું સત્યત્વ એ જ્ઞાનને જાણનાર બુદ્ધિ કરતાં જુદી બુદ્ધિથી જણાય છે એમ માનવું તે પરતઃ.

(૫) **અભ્યાસદશા** = વારંવાર પરિચયમાં આવવાની સ્થિતિ.

(૬) **અનભ્યાસદશા** = આનાથી ઊલટું.

(૭) **વ્યવસાય** = કોઈ પણ વિષયનું નિશ્ચયાત્મક જ્ઞાન.

(૮) **અનુવ્યવસાય** = પ્રથમ નિશ્ચયને જાણનારું પાછળનું જ્ઞાન.

(૯) **અર્થક્રિયાજ્ઞાન** = જે વસ્તુથી જે પ્રયોજનો સાધી શકાતાં હોય, તે વસ્તુના જ્ઞાન પછી પ્રવૃત્તિ થયા બાદ તેવાં પ્રયોજનનો અનુભવ થવો તે અર્થક્રિયાજ્ઞાન.

(૧૦) **સંવાદ** = પ્રથમ જ્ઞાનથી વિરુદ્ધ ન પડવું તે સંવાદ.

(૧૧) **વિસંવાદ** = આથી ઊલટું.

(૧૨) **પ્રવર્તકજ્ઞાન** = જે જ્ઞાન પછી તે જ્ઞાનના વિષયને ગ્રહણ કરવા અથવા છોડવા પ્રવૃત્તિ થાય છે તે પ્રવર્તકજ્ઞાન.

**સ્વત કે પરતઃની ચર્ચાનું ઐતિહાસિક મૂળ**

વેદના સંહિતા (મંત્ર) ભાગ ઉપર લોકોની શ્રદ્ધા દૃઢ જામી હતી અને તેથી જ અનુક્રમે ભાગને ઉપયોગ કર્મકાંડમાં થવા લાગ્યો. જાણ્યે કે અજાણ્યે કર્મકાંડનાં વિધિવિધાનો, જેમ દરેક સંપ્રદાયમાં બને છે તેમ, જટિલ અને શુષ્ક થઈ ગયાં અને તેમાં વાસ્તવિક ધર્માનુભવનું તત્ત્વ ઘટી ગયું. હિંસા સામાન્યરૂપે અધર્મ ગણાતી; તે વેદવિહિત થતાં ધર્મનું કારણ મનાવા લાગી. આ રીતે કલ્યાણના જ્યોતિર્મય માર્ગમાં ધૂમનું આવરણ જોઈ કરુણામૂર્તિ પ્રતિભાશીલ અને સ્વાવલંબી ઘણા મહાત્માઓનું હૃદય કકળી ઊઠ્યું. તેઓએ તે કર્મકાંડની હિંસાને પણ અધર્મના કારણ તરીકે જણાવવા માંડી અને વચ્ચે વેદનો પ્રશ્ન આવતા તેઓએ જણાવ્યું કે જો વેદ સુધ્ધાં હિંસાનું પ્રતિપાદન કરતા હોય તો તેને ખરા વેદ ન માનવા. આવી સ્થિતિમાં એક વર્ગ એવો ઊભો થયો કે જે હિંસામય યજ્ઞ અને તેને ટેકો આપતી શ્રુતિઓને અપ્રમાણ ઠરાવતો હતો, જ્યારે બીજો વર્ગ એવો થયો જે જરાયે ઢીલું

મૂક્યા સિવાય દરેક પ્રકારના યજ્ઞ અને સમગ્ર વેદોનું પ્રામાણ્ય સ્થાપન કરવા લાગ્યો. છેવટે પ્રધાન ધર્મશાસ્ત્ર તરીકે લોકોમાં રૂઢ થયેલ વેદોના પ્રામાણ્યાપ્રામાણ્યનો જ પ્રશ્ન બંને વર્ગો વચ્ચે ચર્ચાનો મુખ્ય વિષય થઈ ગયો. અપ્રામાણ્ય સિદ્ધ કરનાર વર્ગ એમ કહેતો કે શાસ્ત્રને રચનાર પુરુષો હોય છે. કોઈ કોઈ પુરુષ કદાચ નિર્લોભ અને જ્ઞાની હોય, પણ દરેક કાંઈ તેવા હોતા નથી. તેથી એકાદ થોડાઘણા સ્વાર્થી કે થોડાઘણા અજ્ઞાની પુરુષ દ્વારા શાસ્ત્રમાં એવો ભાગ પણ દાખલ થઈ જાય છે કે જેને પ્રમાણ માનવા શુદ્ધ બુદ્ધિ તૈયાર ન થાય. બીજો વર્ગ એમ કહેતો કે એ વાત ખરી છે, પણ વેદની બાબતમાં તે લાગુ પડતી નથી. વેદોમાં તો પ્રામાણ્યની શંકા લઈ શકાય તેવું છે જ નહિ; કારણ એ છે કે પુરુષો વેદોના રચયિતા જ નથી. તેથી તેઓના અજ્ઞાન કે લોભને લઈને વેદોમાં અપ્રામાણ્ય આવે જ ક્યાંથી ? આવી રીતે વેદના પ્રામણ્ય અને અપ્રામાણ્યની ચર્ચામાથી વેદના પૌરુષેયત્વ અને અપૌરુષેયત્વનો વાદ જન્મ્યો અપૌરુષેયત્વવાદમાં બે ફાંટા પડચા. બંનેની માન્યતાનુ સમાનત્વ એ કે વેદો પ્રમાણ છે, તેમાં અપ્રમાણ ભાગ જરાયે નથી, પણ બંનેમા એક મતભેદ જન્મ્યો એક પક્ષ કહેવા લાગ્યો કે વેદ શબ્દરૂપ હોઈ અનિત્ય છે, તેથી તેનો કોઈ રચનાર તો હોવો જ જોઈએ. પુરુષો ( સાધારણ જીવાત્માઓ ) સર્વથા પૂર્ણ ન હોવાથી વેદોને તેઓની કૃતિ ન માની શકાય, એટલે સર્વજ્ઞ ઈશ્વરની રચનારૂપે વેદો મનાવા જોઈએ; જ્યારે બીજો પક્ષ કહેવા લાગ્યો કે વેદ ભલે શબ્દરૂપ હોય, પણ વેદ એ નિત્ય છે અને નિત્ય એટલે અનાદિસિદ્ધ. તેથી વેદને પુરુષોની કે ઈશ્વરની રચના માનવાની જરૂર નથ . આ રીતે પૌરુષેયત્વ–અપૌરુષેયત્વવાદમાં વેદના અનિત્યત્વ અને નિત્યત્વનો પ્રશ્ન પણ ચર્ચાવા લાગ્યો. વેદનું પ્રામાણ્ય મૂગા મોંએ ન સ્વીકારનાર પક્ષ તો તેને પૌરુષેય અને અનિત્ય માનતો જ, પરંતુ તેનું પ્રામાણ્ય સ્વીકારનાર પણ એક પક્ષ તેને અનિત્ય માનતો થયો. વેદને અનિત્ય માની પ્રમાણ માનનાર પક્ષ નિત્યાવાદીને કહેતો કે શાસ્ત્રનુ પ્રામાણ્ય તેના રચનારની પૂર્ણતાને લઈને છે, તેથી જો વેદ કોઈની રચના ન હોય તો તેમાં પ્રામણ્ય કેવી રીતે ઘટાવી શકાય ? આનો ઉત્તર બીજા પક્ષે આપ્યો કે પ્રામાણ્ય એ પરાધીન નથી; પરાધીન તો અપ્રામાણ્ય છે. તેથી જે શાસ્ત્રો કોઈનાં રચાયેલાં હોય તેમાં અપ્રામાણ્યનો સભવ ખરો, પણ વેદ તો કોઈની રચના જ નથી, એટલે તેમ પુરુષદોષની સંક્રાન્તિ અને તજ્જન્ય અપ્રામાણ્યનો સંભવ ન હોવાથી વેદનું પ્રામાણ્ય સ્વતઃસિદ્ધ છે. આ રીતે અનુક્રમે સ્વતઃ–પ્રામાણ્ય અને પરતઃ–પ્રામાણ્યની કલ્પના જન્મી.

**વિષય અને સાહિત્યનો ક્રમિક વિકાસ**

પહેલાં તો ઉપરની કલ્પના વેદ અને તેને લીધે મુખ્યપણે શબ્દ–પ્રમાણના પ્રદેશમાં હતી, પણ ધીરે ધીરે વેદ–નિત્યત્વવાદીએ સમગ્ર પ્રમાણમાં તે કલ્પના લંબાવી અને કહ્યું કે પ્રત્યક્ષ, અનુમિતિ કે અન્ય કોઈ પણ જાતનું જ્ઞાન હોય તે દરેક સ્વભાવથી યથાર્થ હોય છે. જો આગંતુક દોષ ન હોય તો તેમાં અપ્રામાણ્ય આવતું જ નથી. અનિત્યત્વવાદીએ પણ પોતાની કલ્પનાને લંબાવી કહ્યું કે શાબ્દિક જ્ઞાન હોય કે અન્ય જ્ઞાન, દરેકમાં પ્રામણ્ય કાંઈ સ્વાભાવિક નથી. તે તો ફક્ત કારણના ગુણથી આવે છે—જેવી રીતે કારણના દોષથી અપ્રામાણ્ય. આ રીતે શબ્દ–પ્રમાણમાં જન્મેલી સ્વત –પરતઃની કલ્પના સમગ્ર પ્રમાણના પ્રદેશમાં ફેલાઈ. તેવી જ રીતે પહેલાં સ્વત –પરત ની વાદભૂમિ મુખ્યભાગે પ્રામાણ્યની ઉત્પત્તિ હતી; તેનો ધીરે ધીરે વિકાસ થતાં પ્રામાણ્યની જ્ઞપ્તિ અને તેનાં કાર્યો સુધી તે વિસ્તરી. તેથી અત્યારે સ્વત.–પરત.ની ચર્ચા પ્રામાણ્યની ઉત્પત્તિ, જ્ઞપ્તિ અને કાર્યના વિષયમાં જોઈએ છીએ.

જેમ જેમ ચર્ચાના વિષયની સીમા વધતી ચાલી અને તેની વિશદતા પણ થતી ચાલી તેમ તેમ તેનું સાહિત્ય પણ વિકસ્યું. આપણે જોઈએ છીએ કે ઉપનિષદ્ના પ્રાચીન જમાનામાં સ્વતઃ–પરતઃની ચર્ચાના ‘ શબ્દનું નિત્યત્વ–અનિત્યત્વ ’ જેવા કેટલાક અંશો માત્ર છૂટાછવાયા નિરુક્ત જેવા ગ્રન્થોમાં અસ્પષ્ટ રૂપમાં મળે છે. ક્રમે તેનો વિકાસ થતો ચાલ્યો, પણ છેક ચોથી–પાંચમી શતાબ્દી સુધીમાં એ ચર્ચાનું સાહિત્ય બહુ નહોતું વધ્યું. સ્વતઃપક્ષમાં શબરસ્વામીનું શાબરભાષ્ય અને પરત.પક્ષમાં બૌદ્ધાચાર્ય દિઙ્નાગના, જૈનાચાર્ય સિદ્ધસેનના તથા સમંતભદ્રના ગ્રન્થો—એટલું જ સાહિત્ય ત્યારસુધીમાં આ વિષયને લગતું મુખ્યપણે કહી શકાય, પણ કુમારિલના શ્લોકવાર્તિકમાં સ્વત–પક્ષની ખૂબ ચર્ચા થતાં જ બૌદ્ધ, જૈન અને નૈયાયિકો તેની વિરુદ્ધ ઊતરી પડ્યા. શાંતરક્ષિતકૃત તત્ત્વસંગ્રહ અને નાલંદા વિદ્યાપીઠના તન્ત્રના અધ્યાપક કમલશીલની ( આશરે ઈ. સ. ૭૫૦ ) તે ઉપરની ટીકા સિવાય આજે સંસ્કૃત બૌદ્ધ ગ્રન્થો આપણી સામે ન હોવાથી તે વિશે મૌન જ ઠીક છે. પણ જૈન વિદ્વાન વિદ્યાનંદે પોતાની અષ્ટસહસ્રી, શ્લોકવાર્તિક આદિ કૃતિઓમાં તથા પ્રભાચન્દ્રે પોતાની પ્રમેયકમલમાર્તંડ, ન્યાયકુમુદચંદ્રોદય આદિ કૃતિઓમાં તે વિશે જરાયે કંટાળ્યા સિવાય ખૂબ લખેલું આપણી સામે છે. આવી ચર્ચામાં નૈયાયિકો તો કુશળ હોય જ, એટલે તેઓનું સાહિત્ય પણ તે વિશે ઊભરાવા લાગ્યું. દશમા સૈકા દરમ્યાન અભયદેવે સન્મતિતર્ક ઉપરની પોતાની ટીકામાં સ્વત–પરતઃ પ્રામાણ્યની

જે ચર્ચા કરી છે અને તેમાં મીમાંસક, બૌદ્ધ અને નૈયાયિકાના ગ્રન્થાનો આધાર લીધા છે, તે જોતાં તે વખતે આ વિષયમાં દાર્શનિક વિદ્વાના કેટલા વધારે રસ લેતા તે જણાઈ આવે છે. દાર્શનિકશિરોમણિ વાચસ્પતિ મિશ્રની સર્વતો-ગામિની પ્રતિભામાંથી પસાર થયા બાદ ન્યાયાચાર્ય ઉદયન અને નવીનન્યાયના સૂત્રધાર ગંગેશ તથા તેના પુત્ર વર્ધમાનના હાથે આ વિષય ચર્ચાયા. તેથી તે વિષયનું સાહિત્ય ઘણું જ વધી ગયું; છતાં જે કાંઈ ઊણપ રહી હાય તે મીમાંસક પાર્થસારથિ મિશ્રની શાસ્ત્રદીપિકા અને વિદ્વાન વાદિદેવસૂરિના વિશાળકાય સ્યાદ્વાદરત્નાકરે પૂરી કરી. અત્યાર સુધીમાં સ્વતઃ–પરત.ના સાહિત્યનું એક મોટું મંદિર તૈયાર થયું હતુ. તેના ઉપર તાર્કિક ગદાધર ભટ્ટાચાર્યે પ્રામાણ્યવાદ રચી કળશ ચઢાવ્યા, અને જૈન તાર્કિક યશોવિજય ઉપાધ્યાયે શાસ્ત્રવાર્તા-સમુચ્ચય ઉપરની પોતાની ટીકામાં આ સાહિત્યમંદિરના પ્રામાણિક ઉપયોગ કર્યો. આ રીતે અઢારમા સૈકા સુધીમાં પ્રસ્તુત વિષયને લગતું જેટલું સાહિત્ય ઉપલબ્ધ છે, તેના વિચાર કરતાં જણાય છે કે મધ્યકાળમાં દાર્શનિક વિદ્વાનોની આ વિષયમાં રસવૃત્તિ ખૂબ વિકસી હતી એની પુષ્ટિમાં વિદ્યારણ્યવિરચિત શંકરદિગ્વિજયમાંથી મંડનમિશ્રનું ઘર પૂછતાં એક બાઈએ શંકરસ્વામીને આપેલા ઉત્તર ટાંકવા બસ થશે ·

> स्वतः प्रमाण परतः प्रमाण कीराङ्गना यत्र गिरं गिरन्ति ।
> द्वारस्थनीडान्तरसंनिरुद्धा जानीहि तन्मण्डनपण्डितौकः ॥
>
> स. ८, श्लो. ६

**સ્વતઃ–પરતઃના દાર્શનિક પક્ષોનું વર્ગીકરણ**

સ્વતઃ પ્રામાણ્ય માનનાર વર્ગોમાં ફક્ત બે જ દર્શનો આવે છે: પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા પરતઃ પ્રામાણ્ય માનનાર વર્ગમાં જૈન અને બૌદ્ધ દર્શન ઉપરાંત ચાર વૈદિક દર્શનો આવી જાય છે: ન્યાય, વૈશેષિક, સાંખ્ય અને યોગ.

## ઉપપત્તિ

વેદ ઉપર થતા આક્ષેપનું સમાધાન અને શ્રુતિઓની પૂર્વાપર સંગતિ કરવાનું બુદ્ધિસાધ્ય કામ જૈમિનીયદર્શને લીધું, તેથી તેણે સ્વતઃ પ્રમાણની ટૂંકી ને ટચ સરસ ઉપપત્તિ ઉપસ્થિત કરી. વેદાન્તદર્શનનું કાર્ય વ્યવસ્થિત થયેલ વેદમાંથી બ્રહ્મનું તાત્પર્ય બતાવવાનું હતું, તેથી તે જૈમિનીયદર્શનની સ્વતઃ પ્રમાણની કલ્પનાને ચર્ચા કર્યા સિવાય માની લે તે સ્વાભાવિક જ છે.

વેદના પ્રામાણ્યમાં વાંધો લેનાર જૈન અને બૌદ્ધ દર્શનને પરતઃ પ્રામાણ્યની બુદ્ધિગમ્ય કલ્પના રજૂ કર્યા સિવાય ન ચાલે તેથી તેઓના તે પક્ષ પણ સહજ

જ થયો. ન્યાય અને વૈશેષિક દર્શનો તર્કપ્રધાન હોઈ બુદ્ધિગમ્ય તર્કનો વિરોધ ન જ કરી શકે, તેથી તેઓએ પરતઃ પ્રામાણ્યનો પક્ષ સ્વીકાર્યો, પણ તેમ છતાંયે ઈશ્વરને વચ્ચે લાવી વેદનું પ્રામાણ્ય સાચવ્યું. સાંખ્ય અને યોગ, એ આખા વિષયમાં બહુધા ન્યાય અને વૈશેષિકને અનુસરતા હોવાથી તેઓને તેથી જુદા પાડી શકાતા નથી. આ રીતે દરેક દર્શનનો પક્ષ–ભેદ, પોતપોતાના સાધ્ય-પ્રમાણે, સ્વતઃ–પરતઃની ચર્ચામાં યોગ્ય જ છે.

### બંને પક્ષકારોની મુખ્ય દલીલો અને તેનું તાત્પર્ય

**ઉત્પત્તિ :** ઉત્પત્તિના વિષયમાં સ્વતઃવાદીનુ મુખ્ય મંતવ્ય એ છે કે જ્ઞાન જે સામગ્રી ( કારણસમૂહ ) થી ઉત્પન્ન થાય છે, તે જ સામગ્રીથી જ્ઞાનમાં સત્યતા પણ આવે છે, અર્થાત્ જ્ઞાનની સત્યતા માટે જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત અન્ય કોઈ પણ કારણની અપેક્ષા નથી. આથી ઊલટું, જ્ઞાનની અસત્યતા માટે જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત અન્ય કારણની અપેક્ષા રહે છે. તે અન્ય કારણ દોષરૂપ સમજવું. જેમ અપ્રામાણ્ય એ પોતાની ઉત્પત્તિમાં જ્ઞાનોત્પાદક સામગ્રી ઉપરાંત દોષની અપેક્ષા રાખે છે, તેમ પ્રામાણ્ય કોઈ અધિક કારણની અપેક્ષા નથી રાખતું. તેથી જ જ્યારે જ્ઞાનોત્પાદક સામગ્રીમાં દોષો ન હોય ત્યારે જ્ઞાન ઉત્પન્ન થવા સાથે જ પ્રામાણ્ય ઉત્પન્ન થાય છે અને તેથી તે સ્વતઃ ઉત્પન્ન કહેવાવું જોઈએ.

ઉત્પત્તિમાં પરતઃવાદીનું કહેવું એમ છે કે જેવી રીતે અપ્રામાણ્ય એ પોતાની ઉત્પત્તિમાં દોષરૂપ અધિક કારણની અપેક્ષા રાખે છે, તેવી રીતે પ્રામાણ્ય પણ અધિક કારણની અપેક્ષા રાખે જ છે; આ કારણ તે ગુણરૂપ છે. જેમ જ્ઞાનોત્પાદક સામગ્રીમાં દોષ ન હોય તો તજ્જન્ય જ્ઞાનમાં અપ્રામાણ્ય ન આવી શકે, તેમ તેની સામગ્રીમાં ગુણ ન હોય તો તજ્જન્ય જ્ઞાનમાં પ્રામાણ્ય પણ ન આવી શકે. દોષ, જે અપ્રામાણ્યનું ખાસ કારણ છે, તે જો ભાવરૂપ પદાર્થ હોઈ કારણકોટિમાં ગણી શકાય તો ગુણ પણ કારણકોટિમાં ગણાવા યોગ્ય છે. ગુણને માત્ર દોષનો અભાવ કહીને તેનું નિરાકરણ કરવું યોગ્ય નથી; કારણ કે, તેમ કરીએ તો તેથી ઊલટું એમ પણ કહી શકાય કે દોષ, જે અપ્રામાણ્યનું ખાસ કારણ છે, તે પણ અભાવરૂપ કેમ ન હોય ? તેથી એમ જ માનવું યોગ્ય છે કે ગુણ અને દોષ બંને સ્વતંત્ર છે, અને તેથી જ જો સામગ્રી સાથે ગુણ હોય તો પ્રામાણ્ય અને દોષ હોય તો અપ્રામાણ્ય આવે છે. માટે જેમ અપ્રામાણ્ય ઉત્પત્તિમાં પરતઃ તેમ પ્રામાણ્ય પણ ઉત્પત્તિમાં પરતઃ મનાવું જોઈએ

મીમાંસકો દોષને ભાવરૂપ માની તાત્ત્વિક માને છે અને તેથી તેની કારણ-કોટિમાં ગણના કરે છે, પણ ગુણને તેઓ તાત્ત્વિક કે ભાવરૂપ ન માનતા માત્ર દોષાભાવરૂપ માને છે અને સાથે જ અભાવને તુચ્છરૂપ માની તેની કારણકોટિમાં ગણના કરતા નથી; જ્યારે નૈયાયિક વગેરે પરતઃવાદીઓ ગુણને પણ દોષની પેઠે જ તાત્ત્વિક માની કારણકોટિમાં લે છે. તેઓ કહે છે કે જેમ સુખ–દુઃખ એ બંને એકબીજાથી સ્વતંત્ર છે, નહિ કે એકબીજાના અભાવ-રૂપે—જોકે એકના સદ્ભાવમાં બીજાનો અભાવ હોય છે, પણ તેથી તે બંને કાંઈ માત્ર અભાવરૂપ જ નથી—તેવી રીતે દોષ અને ગુણના સંબંધમાં પણ સમજવું જોઈએ. મીમાંસક મતનું તાત્પર્ય એ છે કે દોષ એ માત્ર આગન્તુક છે, જો તે ન હોય તો સામગ્રીથી ઉત્પન્ન થતું જ્ઞાન સહજ રીતે જ શુદ્ધ જન્મે. જ્યારે નૈયાયિક વગેરેના મતનું તાત્પર્ય એ છે કે દોષની પેઠે ગુણ પણ આગંતુક છે અને તેથી તે સામગ્રીમાં હોય તો જ પ્રામાણ્ય જન્મે. જ્ઞાન ઉત્પન્ન થતી વખતે પ્રામાણ્ય અને અપ્રામાણ્ય એ બન્ને રૂપથી શૂન્ય હોતું નથી; કાં તો તે અપ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય છે અને કાં તો તે પ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય છે હવે જો અપ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય ત્યારે અપ્રામાણ્યને દોષાધીન માની પરતઃ માનીએ તો પ્રામાણ્યયુક્ત ઉત્પન્ન થાય ત્યારે પ્રામાણ્ય ગુણાધીન માની શા માટે પરતઃ ન માનવું ? મીમાંસકો માત્ર એટલું જ કહે છે કે પ્રામાણ્ય એ જ્ઞાનનું સાહજિક રૂપ છે. જ્યારે જ્ઞાન જન્મે છે ત્યારે તેમાં પ્રામાણ્ય સ્વતઃસિદ્ધ હોય છે. માત્ર અપ્રામાણ્ય એ જ્ઞાનનું સાહજિક રૂપ નથી; તેથી જ્ઞાન ઉત્પન્ન થયા પછી દોષને લઈ તેમાં અપ્રામાણ્ય દાખલ થાય છે.

**જ્ઞપ્તિ :** જ્ઞપ્તિમાં સ્વતઃવાદીઓનું કહેવું છે કે જ્યારે જ્ઞાન ભાસિત થાય છે ત્યારે તેનું પ્રામાણ્ય પણ સાથે જ ભાસિત થઈ જાય છે. જ્ઞાન અને તેના પ્રામાણ્યનો ભાસ ભિન્ન ભિન્ન બુદ્ધિમાં થતો નથી, તેમ માનવું જોઈએ. જો ભિન્ન ભિન્ન બુદ્ધિથી ભાસ માનવામાં આવે તો અનવસ્થા થાય. તે એવી રીતે કે કોઈ પણ વિષયનું જ્ઞાન ઉત્પન્ન થયું અને તે વિદિત પણ થયું; છતાં તેનું પ્રામાણ્ય તો બીજા સંવાદક જ્ઞાનથી કે અર્થક્રિયાજ્ઞાનથી માનવું પડે. હવે જે જ્ઞાનને પ્રામાણ્યગ્રાહક માનીએ તે પણ જો સત્યરૂપે નિશ્ચિત ન થયું હોય તો પૂર્વજ્ઞાનનું પ્રામાણ્ય શી રીતે નિશ્ચિત કરી શકે ? જે પોતે જ અનિશ્ચિત હોય તે બીજાનો નિશ્ચય ન કરી શકે. આથી પ્રામાણ્યગ્રાહકરૂપે માની લીધેલ બીજા જ્ઞાનનું પ્રામાણ્ય નિશ્ચિત કરવા ત્રીજું જ્ઞાન અને તેનું પ્રામાણ્ય નિશ્ચિત

કરવા ચોથું જ્ઞાન એમ અનુક્રમે કલ્પના વધતાં અનવસ્થામાં જ પરિણામ પામે. તેથી એમ જ માનવું યોગ્ય છે કે કોઈ પણ વિષયનું જ્ઞાન ઉત્પન્ન થયા પછી જ્યારે પ્રકાશિત થાય છે ત્યારે તેની સાથે જ તેનું પ્રામાણ્ય પણ પ્રકાશિત થઈ જાય છે.

આ વિષયમાં પરતઃવાદીનુ કહેવુ છે કે જેમ અપ્રામાણ્ય પરતોગ્રાહ્ય છે, તેમ પ્રામાણ્ય પણ પરતોગ્રાહ્ય માનવું જોઈએ કોઈ જ્ઞાન ઉત્પન્ન થયું અને તે મિથ્યા હોય તે તેનું અયથાર્થત્વ કાંઈ તે જ વખતે જણાતુ નથી, પણ કાં તો વિસંવાદ થવાથી કે પ્રવૃત્તિ નિષ્ફળ જવાથી કાલાન્તરે તેનુ અયથાર્થત્વ માલૂમ પડે છે. તેવી રીતે યથાર્થત્વના સંબંધમા પણ માનવુ જોઈએ. જ્ઞાન ઉત્પન્ન થયું અને તે ભાસિત પણ થયું, છતાં તેનું યથાર્થત્વ સંવાદ અગર પ્રવૃત્તિસાફલ્યથી જણાવાનું. આમ માનતાં અનવસ્થા થવાનો ભય રાખવાનું કારણ નથી, કારણ કે મનુષ્યની જિજ્ઞાસા પરિમિત હોવાથી બેત્રણ ઉપરાઉપર થતાં જ્ઞાનના પ્રામાણ્ય સુધી તે લંબાય ખરી, પણ એમ ને એમ તે જિજ્ઞાસા પ્રામાણ્ય ન વિષયમાં જ બની રહે એમ બનતું નથી. બીજી વાત એ છે કે જો પ્રામાણ્યને જ્ઞાનના નિર્ણય સાથે જ નિર્ણીત માની લેવામાં આવે તો જે વિષયને વારંવાર જોવાનો અભ્યાસ ન હોય તે વિષયનું જ્ઞાન થતાં તેના પ્રામાણ્ય માટે જે સંદેહ થાય છે તે સંભવી ન શકે, કારણ કે જ્ઞાન થયું કે તેનું પ્રામાણ્ય નિર્ણીત થઈ જ ગયુ, પછી મારું આ જ્ઞાન સત્ય છે કે અસત્ય એવા સંદેહને અવકાશ જ ન રહે તેથી પ્રામાણ્યને અપ્રામાણ્યની પેઠે પરતોજ્ઞેય માનવું યોગ્ય છે.

સ્વતઃવાદીનું વલણ પ્રત્યેક જ્ઞાનમાં એક સામાન્ય નિયમ માની લેવા તરફ છે. તેથી તે કહે છે કે પરતઃ—પક્ષમાં આવી પડતી અનવસ્થા દૂર કરવા જો પરતઃવાદીને કોઈ પણ જ્ઞાન સ્વનિર્ણીત માનવું પડે તો પછી તે જ રીતે પ્રથમનાં બધાં જ્ઞાનોનું પ્રામાણ્ય સ્વતોજ્ઞેય શા માટે ન માનવું ? સ્વતઃવાદીનો પક્ષ અભ્યાસદશાના અનુભવને આશરીને છે; તેથી તે કહે છે કે જે વિષય જોવા જાણવાનો બહુ પરિચય હોય તે વિષયનું જ્ઞાન થતા તેના પ્રમાણ્ય માટે કોઈને કદી સંદેહ થતો નથી. તેથી સમજાય છે કે પરિચિત વિષયના જ્ઞાનનુ પ્રામાણ્ય જ્ઞાન સાથે જ નિર્ણીત થઈ જાય છે. હવે જ્ઞાનનું સ્વરૂપ તો એક જ પ્રકારનું હોય તો તેથી અભ્યાસ કે અનભ્યાસવાળા દરેક સ્થળોનાં જ્ઞાનના પ્રામાણ્યના સંબંધમાં એક જ નિયમ માની લેવો ઘટે છે. આથી ઊલટું, પરતઃવાદીનો

પક્ષ ચિત્તવ્યાપારના અનુભવ ઉપર અવલંબેલો છે. તે કહે છે કે દરેક જ્ઞાનના પ્રામાણ્યમાં કંઈ સંદેહ થતો નથી. જ્યાં સંદેહ ન થાય ત્યાં સ્વતોગ્રાહ્ય છે જ, તેથી અનવસ્થાને અવકાશ નથી; પણ એક જગ્યાએ સંદેહ ન થવાથી સ્વતોગ્રાહ્ય માનીએ એટલે તે પ્રમાણે જ્યાં સંદેહ થતો હોય ત્યાં પણ સ્વતોગ્રાહ્ય માની લેવું એ અનુભવવિરુદ્ધ છે. જે વિષય જાણવાનો બહુ પરિચય નથી હોતો તેનું જ્ઞાન થતાં વેંત તેના પ્રામાણ્યની બાબતમાં જરૂર સંદેહ થાય છે. તેથી માનવું જોઈએ કે તેવા સ્થળમાં પ્રામાણ્ય સ્વતોગ્રાહ્ય નથી.

**જ્ઞાન :** આ વિષયની ચર્ચાનો વિકાસ થતાં સ્વતઃ–પરતઃની ચર્ચા પ્રામાણ્યમાંથી આગળ વધી કેવલજ્ઞાનમાં ઊતરી. સ્વત.વાદીઓમાં ત્રણ પક્ષ પડ્યા. એક એમ માનતો કે જ્ઞાન સ્વપ્રકાશ હોઈ પોતે જ પોતાને જાણે છે. આ પક્ષ ગુરુ ( પ્રભાકર ) નો છે. બીજો પક્ષ ભટ્ટ ( કુમારિલ ) નો છે. તે એમ માનતો કે જ્ઞાન સ્વપ્રકાશ તો નથી, પણ પરપ્રકાશ્ય એટલે અન્ય જ્ઞાન દ્વારા પ્રત્યક્ષ કરવાયોગ્ય પણ નથી, માત્ર પરોક્ષ હોઈ અનુમિતિ દ્વારા જાણી શકાય છે. ત્રીજો પક્ષ મુરારિ મિશ્રનો છે. તે નૈયાયિકોની પેઠે એમ માનતો કે જ્ઞાનનું પ્રત્યક્ષ થાય છે, પણ તે સ્વપ્રકાશ નથી. પશ્ચાદ્‌ભાવી અનુવ્યવસાયજ્ઞાન દ્વારા પૂર્વ જ્ઞાનનું પ્રત્યક્ષ થાય છે,

આ ત્રણે પક્ષો જોકે જ્ઞાનના સ્વરૂપમાં એકમત નથી, છતાં તેઓ મીમાંસક હોઈ સ્વત.પ્રામાણ્ય પક્ષને વળગી રહી પોતપોતાની જ્ઞાનસ્વરૂપની કલ્પનામાં પણ સ્વત.પ્રામાણ્યને ઘટાવી લે છે; અને તેથી એમ કહેવું જોઈએ કે આ ત્રણ પક્ષ પ્રમાણે જ્ઞાન યા તો સ્વદ્વારા ગૃહીત થાય યા અનુમિતિદ્વારા યા અનુવ્યવસાય દ્વારા, પણ જ્યારે તે જ્ઞાન ગૃહીત થાય ત્યારે તેનું પ્રામાણ્ય પણ તેની સાથે જ ગૃહીત થઈ જાય છે.

**કાર્ય :** કાર્યના વિષયમાં બન્ને પક્ષનો આશય જણાવ્યા પહેલાં પ્રામાણ્ય અને તેનું કાર્ય એ બે વચ્ચે શું અન્તર છે તે જાણવું જોઈએ. પ્રામાણ્ય એટલે વિષયને વાસ્તવિક રૂપમાં ગ્રહણ કરવાની જ્ઞાનની શક્તિ, અને કાર્ય એટલે એ શક્તિ દ્વારા પ્રકટતો વિષયનો યથાર્થ ભાસ. આ કાર્યને ઘણીવાર પ્રમાણનુ કાર્ય પણ કહેવામા આવે છે. કાર્યના વિષયમાં સ્વતઃવાદી કહે છે કે પોતાની સામગ્રી ઉપરથી પ્રમાણ ઉત્પન્ન થયું કે લાગલું જ કોઈની અપેક્ષા રાખ્યા સિવાય તે પોતાનુ પૂર્વોક્ત કાર્ય કરે છે. આમ માનવામાં તેઓ એવી દલીલ આપે છે કે જો પોતાનું કાર્ય કરવામાં પ્રમાણને કારણગુણોનું જ્ઞાન અગર સંવાદની અપેક્ષા રાખવી પડે તો જરૂર અનવસ્થા થઈ જાય. ત્યારે

પરતઃવાદી કહે છે કે પ્રમાણ પોતાનું કાર્ય કરવામાં સંવાદની અપેક્ષા રાખે જ છે, અને તેમ છતાં અનવસ્થાનો જરાયે ભય નથી. કારણ એ છે કે સંવાદ એટલે અર્થક્રિયાજ્ઞાન. આ જ્ઞાન ફલરૂપ હોઈ તે બીજાની અપેક્ષા સિવાય જ સ્વતઃ નિર્ણીત અને સ્વતઃ કાર્યકારી છે. પ્રવર્તક જ્ઞાન પોતાનું કાર્ય કરવામાં અર્થક્રિયાજ્ઞાનની અપેક્ષા રાખે, તેથી અર્થક્રિયાજ્ઞાનને પણ પોતાના કાર્યમાં અન્ય તેવા જ્ઞાનની અપેક્ષા રાખવી જોઈએ એવો એકાંત નથી. ખાસ મુદ્દો તો એ છે કે જ્ઞાનનું કાર્ય માત્ર અર્થનું ભાન પ્રકટાવવું એટલું જ છે. હવે જ્યારે પ્રમાણના કાર્યમાં જ્ઞાનસામાન્યના કાર્ય કરતાં વાસ્તવિકતાનો ઉમેરો થાય છે ત્યારે એટલું માનવું જોઈએ કે પ્રમાણના કાર્યમાં દેખાતી આ વિશેષતા કોઈ કારણને લીધે આવેલી હોવી જોઈએ. તે કારણ એ જ સંવાદ. તેથી પ્રમાણનું કાર્ય પણ પરતઃ માનવું ઘટે.

આ બન્ને પક્ષની માન્યતાનો આધાર જ્ઞપ્તિની પેઠે છે; એટલે કે સ્વતઃ-પક્ષની મનોવૃત્તિ એક કોઈ સાર્વત્રિક નિયમ જોવા તરફ છે. તેથી તે દરેક જ્ઞાનને સ્વતઃ કાર્યકારી માની લે છે, જ્યારે પરતઃપક્ષની મનોવૃત્તિ અનુભવને સામે રાખી ચાલવા તરફ છે. તેથી તે કોઈ એક નિયમમાં ન બંધાતા જ્યાં જેવો અનુભવ થાય ત્યાં તેવું માની લે છે.

—કાન્તમાલા, ૧૯૨૪.

# ગુજરાતી ભાષામાં દાર્શનિક તત્ત્વજ્ઞાન

## [ ૪ ]

ભારતની જ્ઞાનસમૃદ્ધિ બહુ જૂના વખતથી જાણીતી છે અને અપાર છે. તે અનેક જાતની છે. એ જ્ઞાનસમૃદ્ધિની અનેક શાખાઓમાં એક જ શાખા આ વિદ્યાના અભ્યુત્થાનકાળમાં હજુ પણ એવી રહી છે કે જેની બાબતમાં પશ્ચિમીય વિચારકોની દૃષ્ટિ પણ ભારત તરફ રહે છે. એ શાખા તે દાર્શનિક વિદ્યાની શાખા

ભારતીય દર્શનવિદ્યાની ત્રણ પ્રધાન શાખાઓમાં વૈદિક શાખા લઈએ, અને તેના પહેલેથી ઠેઠ સુધીના સાહિત્યની રચનાના પ્રદેશો તરફ નજર ફેંકીએ તો આપણને જણાશે કે વૈદિક દર્શનસાહિત્યની રચનામાં ગુજરાતનો ફાળો પહેલેથી આજ સુધી નથી જ, વેદો, ઉપનિષદો, સૂત્રો, ભાષ્યો, ટીકાઓ અને પ્રકરણ ગ્રંથો કે ક્રોડપત્રો—એ બધાંની રચનામાં પંજાબ, બ્રહ્માવર્ત, કાશી, મિથિલા, દક્ષિણ, બંગાળ અને કાશ્મીર જનપદ વગેરેનો હિસ્સો છે, પણ એકાદ સંદિગ્ધ અપવાદને બાદ કરીએ તો એ રચનાઓમાં ગુજરાતનો ફાળો નજરે નથી જ પડતો

બૌદ્ધ પિટકોનો ઉદ્દગમ તો મગધમાં થયો. એનુ સંસ્કૃત સંસ્કરણ અને પછીનુ દાર્શનિક સાહિત્ય હિન્દુસ્તાનના બધા ભાગોમાં જન્મ્યું. ગુજરાતમાં જન્મેલું બૌદ્ધ સાહિત્ય કયુ અને કેટલું છે એનો સ્પષ્ટ નિર્ણય કરવો અત્યારે કઠણ છે, છતાં એમા જરાયે શંકા નથી કે સાતમા સૈકા પહેલા અને ત્યાં સુધીના જે મોટા મોટા બૌદ્ધ મઠોમાં ગુણમતિ, સ્થિરમતિ જેવા અસાધારણ વિદ્વાન ભિક્ષુકો રહેતા હતા અને ભણાવતા ત્યાં બૌદ્ધ સાહિત્ય અવશ્ય રચાયું હતુ. બોધિચર્યાવતાર જેવા વિશિષ્ટ ગ્રંથની રચના કાઠિયાવાડમાં (સૌરાષ્ટ્રમાં) જ થયાનું કલ્પાય છે.

આવી સ્થિતિ છતાં ગુજરાતને શરમાવા કે સંકોચાવા જેવું કશું જ નથી તેનુ કારણ એ છે કે તેણે જૈન દાર્શનિક સાહિત્યની રચનામાં મોટામાં મોટો ફાળો આપ્યો છે આપણે જાણીએ છીએ કે મૂળમાં તો જૈન દર્શનનું સાહિત્ય બૌદ્ધ દર્શનના સાહિત્યની પેઠે મગધમા જ જન્મ પામેલું, પણ પછીના

કાળમાં તેની રચના દક્ષિણ અને ઉત્તર હિન્દુસ્થાનમાં થતી ગઈ અને છેલ્લાં પંદરસો વર્ષનો ઇતિહાસ સ્પષ્ટ કહે છે કે જૈન દર્શનના પ્રધાનતમ સાહિત્યની રચના, તેની પુરવણી અને તેનો વિકાસ એ બધું ગુજરાતમા જ થયુ છે. ગુજરાતે માત્ર જૈન દર્શનના સાહિત્યને જન્માવી કે વિકસાવીને જ સંતોષ નથી માન્યો, પણ એણે તો પોતાની ખોળીમાં જુદા જુદા પ્રાંતોમાં જન્મેલા અને ઊછરેલા કીમતી સાહિત્યને બહુ કાળજીથી સંભાળી રાખ્યુ છે અને તેથી જ કેટલાયે અપૂર્વ અને દુર્લભ ગ્રંથો તો એકમાત્ર ગુજરાતના ખૂણેખાંચરેથી જ અત્યારે પણ જડી આવે છે

દર્શન સાહિત્યને ઉત્પન્ન કરવાની, રક્ષવાની અને સાચવવાની ગૌરવ ગાથા ટૂંકમાં આટલી જ છે, પણ એ સાહિત્ય એટલે પ્રાકૃત, પાલિ અને સંસ્કૃત ભાષામા લખાયેલુ સાહિત્ય એટલું જ. જ્યારથી ઉક્ત ભાષાઓ બોલચાલમાંથી લોપ પામી અને વિદ્વાનોના પઠન-પાઠનની જ ભાષા રહી, માત્ર શાસ્ત્રીય ભાષા તરીકે જ એનો ઉપયોગ રહ્યો અને એ ભાષાઓમાં વસ્તુ • વિચારવાનો પ્રઘાત ઓછો થઈ ગયો અને તેની જગ્યાએ તેની બીજી લોકભાષારૂપ પુત્રીઓ આવી, એટલે કે ભાષાયુગ શરૂ થયો, ત્યારથી એ લોકભાષાઓમા દર્શન-સાહિત્ય કેટલુ ગુજરાતમાં રચાયું છે અગર તો સંસ્કૃત આદિમા પ્રથમ રચાયેલ દર્શન-સાહિત્યને ગુજરાતે પોતાની ચાલુ ભાષામાં કેટલું ઉતાર્યું છે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. બૌદ્ધ સંપ્રદાય તો ક્યારનોય લોપ પામેલો હોવાથી માત્ર ગુજરાતમાં જ નહિ પણ અન્ય પ્રાંતોમાં સુધ્ધા તેના સાહિત્યની લોકભાષાઓમાં રચના થાય એની શક્યતા જ રહી ન હતી પણ જાગતા અને ચોમેર પથરાયેલા વૈદિક સંપ્રદાયના દાર્શનિક સાહિત્ય વિશે પણ ગુજરાતનો લોકભાષામા ફાળો તદ્દન સાધારણ જ ગણાય. નરસિંહ મહેતા, મીરાંબાઈ, દાદુ, અખો કે સ્વામીનારાયણ સંપ્રદાયના કેટલાક સાધુઓ વગેરે, જેઓ મુખ્યપણે ભક્ત જ હતા. તેમણે પોતાની ભક્તિની અજબ ધૂનમા પ્રસંગવશ જે તાત્ત્વિક વિચારો લોકભાષામાં મૂક્યા છે તેને બાદ કરીએ તો ગુજરાતમા લખાયેલો સંગીન અને વ્યવસ્થિત વૈદિક તત્ત્વજ્ઞાનનો ગ્રન્થ આપણે ભાગ્યે જ મેળવી શકીશું. જૈનોની જાહોજલાલી ગુજરાતમાં ઘણા લાંબા કાળથી ચાલી આવે છે. તે સંપ્રદાયના ત્યાગીઓ પણ સેંકડોની સંખ્યામા ગુજરાતમા પહેલેથી જ થતા આવ્યા [illegible] છે. તેમણે નવા નવા કૃતિઓથી જ્ઞાનભંડારો ભરી [illegible] તે તે સમયની ચાલુ ગુજરાતી ભાષામા તેમણે તત્ત્વજ્ઞાન[illegible] અને થોડા ગ્રંથો સંસ્કૃત-પ્રાકૃત ભાષાની પેઠે લોકભાષામાં જ [illegible]

ભાગ્યે જ કહી શકાય. એ ચાર અપવાદભૂત કર્તાઓને બાદ કરીએ તો બધા લેખકોની મુખ્ય પ્રવૃત્તિ ભાષાયુગમાં પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષા તરફ જ રહી છે. લોકો ઉપર શાસ્ત્રીય ભાષાઓનો પ્રભાવ અને પ્રતિષ્ઠા એટલાં બધાં પડેલાં અને જામી ગયેલાં કે તે જ ભાષાઓમાં લખનાર તેઓની દૃષ્ટિમાં વિદ્વાન ગણાતા અને તેથી જ લેખકો જાણે–અજાણે પ્રચલિત લોકભાષા છોડી શાસ્ત્રીય ભાષાઓમાં લખવા પ્રેરાતા. આનાં ઇષ્ટ કરતાં અનિષ્ટ પરિણામો વધારે આવ્યાં છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષાની સાચવણી અને ખીલવણી ઇષ્ટ પરિણામમાં ગણીએ તોપણ અનિષ્ટનું પલ્લું ભારે જ રહે છે, એ વાત નીચેના મુદ્દાઓ સમજનાર કબૂલ્યા વિના નહિ રહે.

(क) માતૃભાષા અને બોલચાલની ભાષામા જ કરાતો વિચાર ઊંડો, વ્યાપક અને સ્ફુટ હોઈ શકે એ સિદ્ધાંત પ્રમાણે વિચાર એક ભાષામાં અને લખવાનુ બીજી ભાષામાં હોવાથી વિચાર અને લેખન વચ્ચે અસામંજસ્ય.

(ख) શાસ્ત્રીય ભાષાઓમાં વિચારો લખવાથી સાધારણ લોકોમા તેની બહુ જ ઓછી પહોંચ અને જે થોડોઘણો પ્રવેશ થાય તે પણ સંદિગ્ધ અને પાંગળો. જે લોકો શાસ્ત્રીય ભાષા ન જાણવા છતાં પ્રતિભાશીલ અને જિજ્ઞાસુ હોય તેવા વિચારકો તરફથી તત્ત્વજ્ઞાનના વિકાસમાં ઓછામાં ઓછો ફાળો અને તેટલા જ પ્રમાણમાં લોકભાષાની ઓછામાં ઓછી ખીલવણી. પરિણામે તત્ત્વજ્ઞાન અને ચાલુ ભાષામાં જીવંતપણું ઓછું, નવનવાપણું ઓછું અને જૂના વારસા ઉપર નભવાપણું ઘણું.

વર્તમાન સમયનો વિચાર કરીએ તો તો પહેલાં તે વિચારની પોષક ભૂમિકા ટૂંકામાં વિચારી જઈએ. અને તે માટે માત્ર કેટલાક મુદ્દાઓ પ્રશ્ન રૂપમાં જ પહેલાં મૂકી દઈએ :

(क) જીવનમાં તત્ત્વજ્ઞાનને લગતા વિચારોનું સ્થાન છે કે નહિ ? મનુષ્ય–વૃત્તિ સ્વાભાવિક રીતે જ તત્ત્વજ્ઞાનના પ્રદેશ તરફ ઢળે છે કે નહિ ? તત્ત્વજ્ઞાન મેળવવાની તક તે શોધે છે કે નહિ ? અને સરળ રીતે આપ્ત થઈ હોય તો તેને તે પસંદ કરે છે કે નહિ ?

(ख) માત્ર પુરુષવર્ગ અને તેમાંયે માત્ર શિક્ષિતવર્ગ જ તત્ત્વજ્ઞાનમાં રસ લે છે કે સ્ત્રીવર્ગ અને બીજા સાધારણ કોટિના દરેક જણ તત્ત્વજ્ઞાનને સમજવાના અધિકારી હોય છે અને તેઓ પણ તે બાબતમાં રસ લે છે ?

(ग) વિદેશી ભાષા, શાસ્ત્રીય ભાષા અને પરપ્રાંતની ભાષામાં ગૂંથાયેલ

વિચારો સમજવા અને તેને પચાવવા એ સહજ છે કે માતૃભાષામાં મુકાયેલા વિચારો અને તે મારફત મળતું જ્ઞાન સમજવું અને જીવનમાં ઉતારવું સહજ છે ?

(ઘ) ખાસ વિશિષ્ટ વર્ગ જ અને તેમાંયે બહુ ઉચ્ચ કેળવણી પામેલા વિવિધ ભાષાના અભ્યાસીઓ જ તત્ત્વજ્ઞાન વિશે વિચાર કરી શકે અને નવ-નવા પ્રશ્નો ઉપર પોતાના વિચારો જણાવી શકે તેમ જ તેનો વિકાસ કરી શકે કે અનેક ભાષાઓ ન જાણનાર અને માત્ર માતૃભાષામાં બોલનાર માણસોમાં પણ એની પ્રતિભા સંભવે ખરી કે જેથી વિશિષ્ટ વિદ્વાનો જેટલો જ તેઓ વિચારમાં નવો ફાળો આપી શકે ?

(ङ) ચાલુ ભાષાની ભૂમિકાના તત્ત્વજ્ઞાનમાં વિચારોનુ ખેડાણ અને ફેલાવો થવાથી ભાષાસમૃદ્ધિ અને તેનું સામર્થ્ય વધે છે કે નહિ અને જ્ઞાનની બધી શાખાઓને વિશેષ વ્યાપક બનાવવા એવી ભાષાની સમૃદ્ધિ તથા શક્તિ જરૂરનાં છે કે નહિ ?

ઉપરના બધા અસ્તિ-નાસ્તિરૂપ પ્રશ્નોનો ઉત્તર હામાં જ આવતો હોય અને ઉભય પક્ષરૂપ પ્રશ્નનો ઉત્તર બીજા પક્ષના સ્વીકારમાં જ આવતો હોય, તો એમ સ્વીકાર્યા સિવાય કદી ચાલી જ નહિ શકે કે ગુજરાતી ભાષામાં બીજી જ્ઞાનશાખાઓની પેઠે તત્ત્વજ્ઞાનની શાખાને ખૂબ ખેડવી. હવે જોઈએ કે એ શાખાને ગુજરાતી ભાષામા ખેડવી એટલે શું ? અને ત્યાર પછી આપણે જોશું કે આ શાખા વર્તમાન ગુજરાતી ભાષામાં કેટલી ખેડાઈ છે, એટલે આપણું કર્તવ્ય સ્પષ્ટ થઈ જશે.

(૧) હજારો વર્ષનાં તપ અને ચિંતનને પરિણામે આપણા પૂર્વજ ઋષિઓ અને વિદ્વાનોએ જે તત્ત્વજ્ઞાનના પ્રદેશમા અનેકવિધ અને અનેક ભાષાઓમાં આપણને વારસો આપ્યો છે તે સમગ્ર વારસો સરળ અને શુદ્ધ ગુજરાતી ભાષામાં યથાર્થપણે ઉતારવો અને મૂળ પારિભાષિક શબ્દોની સ્પષ્ટ વ્યાખ્યા આપી તે શબ્દો ચાલુ ભાષામાં સુગમ અને સુબોધ રીતે મૂકવા.

(૨) પ્રાચીન તત્ત્વજ્ઞાનના મહત્ત્વપૂર્ણ ગ્રન્થોનાં પ્રામાણિક અનુવાદ અને સ્ફોટન ઉપરાંત તેના સારભૂત ટૂંકા મનનીય નિબંધો ગુજરાતીમાં લખવા, જેમાં વિવેચકદૃષ્ટિ અને તુલનાદૃષ્ટિ નિષ્પક્ષપણે કામ કરતી હોય.

(૩) સમગ્ર ભારતીય તત્ત્વજ્ઞાનની શાખાઓનો પહેલેથી ઠેઠ સુધી

ઇતિહાસ ગુજરાતીમાં તૈયાર કરવો અને તેવી જ રીતે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં થયેલા વિશિષ્ટ વિદ્વાનોનાં પ્રામાણિક જીવનો આલેખવાં.

(૪) ભારતીય તત્ત્વજ્ઞાનમા મુખ્યપણે કેટલા વિષયો સ્પર્શાયેલા છે અને એક એક વિષયને અંગે બીજા ઉપવિષયો કેટકેટલા છે તેની નોંધ કરી પ્રત્યેક વિષય પરત્વે તત્ત્વજ્ઞાનની બધી શાખાઓ શુ શુ માન્યતા ધરાવે છે તેનો તુલનાત્મક ઇતિહાસ ગુજરાતીમા ઉતારવો.

(૫) ભારત બહારના પ્રદેશોમાં પહેલેથી અત્યાર સુધી તત્ત્વજ્ઞાન વિશે જે જે ચિંતનો થયાં હોય તેમાંથી મહત્ત્વપૂર્ણ ભાગ સ્વરૂપ, તુલના અને ઇતિહાસરૂપે શુદ્ધ અને સરળ ગુજરાતીમા ઉતારવો અને એ રીતે ભારતીય તત્ત્વજ્ઞાનને ઇતર દેશના એવા વિચારો સાથે સરખાવવાનો માર્ગ સરળ કરી મૂકવો

(૬) જે વિષયો ભારતીય તત્ત્વજ્ઞાનમાં આવ્યા ન હોય અથવા ઓછા ચર્ચાયા હોય અથવા તો અસ્પષ્ટ ચર્ચાયા હોય અને પશ્ચિમી તત્ત્વજ્ઞોએ એનો વિચાર ઊંડો તેમ જ સ્પષ્ટ કર્યો હોય તો તેવા વિષયોની યાદી કરી તે દરેક વિષય પરત્વે જે જે ઇતર દેશોમાં લખાયું હોય તે યથાર્થપણે ગુજરાતીમાં ઉતારવુ, જેથી આપણો વારસો વધારે સમૃદ્ધ કરવાની સગવડ મળે.

(૭) ભિન્ન ભિન્ન કક્ષાના અભ્યાસીઓ માટે સંપૂર્ણ માહિતીવાળી પ્રસ્તુત વિષયક ચોપડીઓ તૈયાર કરવી

ઉપર જે મહાન કાર્યો બતાવવામાં આવ્યા છે તેને ટૂંકમાં તત્ત્વજ્ઞાનનું ખેડાણ કહી શકાય હવે જો આ ખેડાણ આવશ્યક હોય અને ભાવિ વિશાળ ખેડાણ માટે ખાસ જરૂરનુ હોય તો હવે એ જોવુ પ્રાપ્ત થાય છે કે આપણી ચાલુ ગુજરાતી ભાષામાં ખેડાણ કેટલુ થયેલુ છે

પહેલુ બૌદ્ધ તત્ત્વજ્ઞાન લઈએ. અધ્યાપક કોસાબીજીનાં નાનાં નાનાં ખેત્રણ પુસ્તકો બાદ કરીએ તો તે સંપ્રદાયનું ગુજરાતી સાહિત્ય કશુ જ નથી, જ્યારે એ સંપ્રદાયનું પ્રાચીન સાહિત્ય ઘણુ અગત્યનું અને વિશાળ છે. જૈન સંપ્રદાયના તત્ત્વજ્ઞાનવિષયક સર્વસ્પર્શી ગ્રન્થો તો ગુજરાતીમાં નથી જ. જૂની ગુજરાતીમાં એ સંપ્રદાયના મૂળ આગમો ઉપરના ગ્રંથો છે, જે આજે કાર્યસાધક નથી ચાલુ જમાનાની વિકસિત ભાષામાં થયેલા એ સંપ્રદાયના આગમાનુવાદો માત્ર ગણ્યાગાંઠ્યા છે. જૂની ગુજરાતીમાં લખાયેલા કેટલાક મહત્ત્વપૂર્ણ તત્ત્વજ્ઞાનના ગ્રંથો છે, તે પણ પદ્ધતિસર ચાલુ ગુજરાતીમાં તૈયાર થયેલા નથી.

એટલે એકંદર ગુજરાતી મારફત જૈન તત્ત્વજ્ઞાનની વિશાળ અજમાયશ કરવો ઇચ્છનારને કશી જ પૂર્ણ સગવડ નથી એમ કહી શકાય. વૈદિક સંપ્રદાયના સ્થૂળ રીતે છ અને વિસ્તારથી જોતાં તેથીયે વધારે દર્શનો છે એમાંનાં ઘણાંખરાં દર્શનો ઉપર તો અપાર અને ગંભીર સાહિત્ય લખાયેલું છે. તે જોતાં માત્ર યોગ કે સાંખ્યદર્શનના થયેલા ગુજરાતી અનુવાદો એ તદ્દન અપૂર્ણ ગણાય. વેદાંતદર્શનના ત્રણ ભાષ્યોના અનુવાદો છે, પણ વૈદિક બધાં દર્શનોના મહત્ત્વપૂર્ણ ગ્રંથો તો ગુજરાતીમાં અસ્પૃશ્ય જ રહ્યા છે નિબંધ સાહિત્યમાં આચાર્ય ધ્રુવના "આપણો ધર્મ" નામક પુસ્તકમાં જે ટૂંકા ટૂંકા લેખો છે તે સિવાય બીજા કોઈએ કશું જ લખ્યું નથી ઇતિહાસની દિશામાં રા. નર્મદાશંકર મહેતાનો પ્રયત્ન ખૂબ પ્રશંસનીય છે, પણ હજી એમાં ઘણું કરવાનુ બાકી રહી જાય છે. પાઠ્યપુસ્તકોમાં આચાર્ય ધ્રુવની ત્રણ ચોપડીઓ સિવાય કશું જ નથી. એટલે એકંદર રીતે જોતાં ગુજરાતી ભાષામા તત્ત્વજ્ઞાન-વિષયક સાહિત્ય જેટલું અને જેવું ઊતરવું જોઈએ તેનો સહસ્રાંશ પણ આજે નથી.

આવી સ્થિતિમા 'ગુજરાતી સાહિત્ય પરિષદ' અગર બીજી તેવી સંસ્થાઓનું શું કર્તવ્ય છે તે કહેવાની જુદી જરૂર નથી, પણ જ્યારે આજ કેળવણી વધતી જાય છે, તેનો વિસ્તાર અને ઊંડાણ વધારવાના ચોમેરથી પ્રયત્નો ચાલી રહ્યા છે, કેળવણી પામેલાઓ કાર્યક્ષેત્ર શોધી રહ્યા છે, ત્યારે તેવા કેળવાયેલા યુવકો અને અનુભવીઓને હવે પદ્ધતિસરનુ ઉપર નિર્દેશ્યા પ્રમાણે સાહિત્ય તૈયાર કરાવવું એ એક જ સૂચન કરવું બાકી રહે છે. આ સિવાય બીજો એક માર્ગ કાંઈક સરળ છે અને છતા કઠણ પણ છે દરેક સંપ્રદાયમાં ઓછાવત્તા સંતો, ધર્મગુરુઓ અને વિશિષ્ટ રસ ધરાવનારા અનુયાયી ગૃહસ્થો હોય છે. તેઓને આ ઉપયોગી દિશામાં વાળવામા આવે તો વધારે કામ ઓછે ખર્ચે થાય, અને એક વાર વાસ્તવિક દિશા મળતાં શક્તિનો ઉપયોગ ઝઘડાની અને કૂપમંડૂકતાની દિશામાથી થતો અટકે.

।

જૂના જમાનામાં જ્યારે ચીનને જ્ઞાનની ભૂખ જાગી ત્યારે તેણે અનેક કઠોર સહિષ્ણુ ભિક્ષુઓને મોકલી હિન્દુસ્તાનમાંથી સંસ્કૃત અને પ્રાકૃત હજારો ગ્રન્થોના અનુવાદો ચીની ભાષામા કરાવરાવ્યા અને કેટલીક વાર તો એક એક બ્રાહ્મણ વિદ્વાન પાસે સેંકડો સંસ્કૃત ગ્રન્થોના ચીની ભાષામાં અનુવાદ કરાવ્યા. મુસલમાન બાદશાહો અને અમીરોએ પણ પોતાના દેશમાં જ્ઞાનસમૃદ્ધિ વધારવા પોતાના અનેક વિદ્વાનો પાસે અને અનેક પરજાતિના હિન્દુસ્તાની

વિદ્વાનો પાસે આર્યસાહિત્યના તરજુમાઓ અરબી, ફારસી અને ઉર્દુ ભાષામાં કરાવ્યા. તિબેટવાસીઓએ પણ એ જ કર્યું અને છેલ્લે જોઈએ તો જર્મન, ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષાના વિશિષ્ટ વિદ્વાનોએ પોતપોતાના દેશની જ્ઞાનસમૃદ્ધિ વધારવા તેમ જ લોકોના માનસ અને અભ્યાસને ઊંચા ધોરણ ઉપર મૂકવા દુનિયાના બધા ભાગમાંથી બને તેટલું વધારેમાં વધારે સાહિત્ય અનેકરૂપે પોતપોતાની ભાષામાં ઉતાર્યું. સંસ્કૃત, પ્રાકૃત અને પાલિ ભાષાનો જ પારંપરિક વારસો ભોગવનાર આપણે અંગ્રેજી, ફ્રેન્ચ કે જર્મન ભાષા તરફ જોવું પડે છે. એક વાર બાળક માને ધાવવું છોડે અને તેના ખોળામાં ખેલવાનો નિર્વ્યાજ આનંદ જતો કરે ત્યારે તેની પરમાતાના હાથે એના ખોળામાં જે વલે સંભવે તે વલે સાહિત્યની બાબતમાં આપણી છે. તેથી જેઓ તત્ત્વજ્ઞાનના વિચારોને ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ જવા ઇચ્છતા હોય, તેનો ફેલાવો ઇચ્છતા હોય, તેમની ફરજ છે કે તેમણે એ બધું જ્ઞાન વ્યવસ્થિત રીતે માતૃભાષામાં આવે એવો પ્રયત્ન કરવો.

દક્ષિણી, બંગાળી અને હિંદી ભાષામાં આ માટે પ્રયત્નો થઈ રહેલા છે, અને કેટલેક અંશે તો તેઓ આપણા કરતાં આગળ વધ્યા છે. ગુજરાતી ભાષાની ક્ષમતા બીજી એકે ભાષા કરતાં ઓછી નથી; ઊલટું, તેની વિચાર કરવાની અને તેને વ્યક્ત કરવાની શક્તિ પ્રમાણમાં વધારે છે. સંસ્કૃત અને પ્રાકૃતનો તેને સાથ છે, ફારસી, ઉર્દૂ, અંગ્રેજી આદિનો પણ તેને સહયોગ છે. એવી સ્થિતિમાં તે ભાષાના સાહિત્યને તત્ત્વજ્ઞાનના ગુલાબી ફૂલની સૌરભથી સુવાસિત કરી મૂકવું એ એક જ ઋષિઋણ, દેશઋણ કે સમયઋણ આપણા ઉપર બાકી રહે છે. એને ન ફેડનાર કે ફેડવામાં મંદ ઉત્સાહ રાખનાર પોતાને સાહિત્ય-સેવી કહે તો એ સાહિત્યનો દ્રોહ જ કરે છે, એમ સત્ય કહેવરાવે છે.*

—પ્રસ્થાન, મહા ૧૯૮૫.

* નવમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં આપેલો નિબંધ.

# જૈન તત્ત્વજ્ઞાન

## [ ૫ ]

વિશ્વના બાહ્ય અને આંતરિક સ્વરૂપમાં તથા તેના સામાન્ય તેમ જ વ્યાપક નિયમોના સંબંધમાં જે તાત્ત્વિક દૃષ્ટિએ વિચારણા એ તત્ત્વજ્ઞાન. આવી વિચારણા કોઈ એક જ દેશ, એક જ જાતિ કે એક જ પ્રજામાં ઉદ્ભવે છે અને ક્રમશ. વિકાસ પામે છે, એમ નથી હોતું; પણ આ જાતની વિચારણા એ મનુષ્યત્વનું વિશિષ્ટ સ્વરૂપ હોવાથી તે વહેલી કે મોડી દરેક દેશમાં વસનાર દરેક જાતની માનવપ્રજામાં ઓછે કે વત્તે અંશે ઉદ્ભવે છે, અને તેવી વિચારણા જુદી જુદી પ્રજાઓનાં પરસ્પર સંસર્ગને લીધે, અને કોઈ વાર તદ્દન સ્વતંત્રપણે પણ વિશેષ વિકાસ પામે છે, તેમ જ સામાન્ય ભૂમિકામાંથી પસાર થઈ તે અનેકરૂપે ફંટાય છે.

પહેલેથી આજ સુધીમાં ભૂખંડ ઉપર મનુષ્યજાતિએ જે તાત્ત્વિક વિચારણાઓ કરી છે તે બધી આજે હયાત નથી, તેમ જ તે બધી વિચારણાઓનો ક્રમિક ઇતિહાસ પણ પૂર્ણપણે આપણી સામે નથી, છતાં અત્યારે એ વિશે જે કાંઈ સામગ્રી આપણી સામે છે અને એ વિશે જે કાંઈ થોડુંઘણું આપણે જાણીએ છીએ તે ઉપરથી એટલું તો નિર્વિવાદપણે કહી શકાય કે તત્ત્વચિંતનની જુદી જુદી અને પરસ્પર વિરોધી દેખાતી ગમે તેટલી ધારાઓ હોય, છતાં એ બધી વિચારધારાઓનુ સામાન્ય સ્વરૂપ એક છે, અને તે એ કે વિશ્વના બાહ્ય તેમ જ આંતરિક સ્વરૂપના સામાન્ય અને વ્યાપક નિયમોનું રહસ્ય શોધી કાઢવુ

### તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિનું મૂળ

જેમ કોઈ એક મનુષ્યવ્યક્તિ પ્રથમથી જ પૂર્ણ નથી હોતી, પણ તે બાલ્ય આદિ જુદી જુદી અવસ્થાઓમાંથી પસાર થવા સાથે જ પોતાના અનુભવો વધારી અનુક્રમે પૂર્ણતાની દિશામાં આગળ વધે છે, તેમ મનુષ્યજાતિ વિશે પણ છે. મનુષ્યજાતિને પણ બાલ્ય આદિ ક્રમિક અવસ્થાઓ અપેક્ષા વિશેષે હોય જ છે. તેનું જીવન વ્યક્તિના જીવન કરતાં ઘણું જ લાંબું અને વિશાળ હોઈ તેની બાલ્ય વગેરે અવસ્થાઓનો સમય પણ તેટલો જ લાંબો હોય તે સ્વાભાવિક છે.

મનુષ્યજાતિ જ્યારે કુદરતને ખોળે આવી અને તેણે પ્રથમ બાહ્ય વિશ્વ તરફ આંખ ખોલી ત્યારે તેની સામે અદ્દ્ભુત અને ચમત્કારી વસ્તુઓ તેમ જ બનાવો ઉપસ્થિત થયા. એક બાજુ સૂર્ય, ચંદ્ર અને અગણિત તારામંડળ અને બીજી બાજુ સમુદ્ર, પર્વત અને વિશાળ નદીપ્રવાહો તેમ જ મેઘગર્જનાઓ અને વિદ્યુત્ચમત્કારોએ તેનું ધ્યાન ખેંચ્યું. મનુષ્યનું માનસ આ બધા સ્થૂલ પદાર્થોના સૂક્ષ્મ ચિંતનમા પ્રવૃત્ત થયુ અને તેને એ વિશે અનેક પ્રશ્નો ઉદ્દ્ભવ્યા. જેમ મનુષ્યમાનસને બાહ્ય વિશ્વના ગૂઢ તેમ જ અતિસૂક્ષ્મ સ્વરૂપ વિશે અને તેના સામાન્ય નિયમો વિશે વિવિધ પ્રશ્નો ઉદ્દ્ભવ્યા, તેમ તેને આંતરિક વિશ્વના ગૂઢ અને અતિસૂક્ષ્મ સ્વરૂપ વિશે પણ વિવિધ પ્રશ્નો ઉદ્દ્ભવ્યા આ પ્રશ્નોની ઉત્પત્તિ તે જ તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિનું પ્રથમ પગથિયું. એ પ્રશ્નો ગમે તેટલા હોય અને કાળક્રમે તેમાંથી બીજા મુખ્ય અને ઉપપ્રશ્નો પણ ગમે તેટલા જન્મ્યા હોય, છતા એકંદર આ બધા પ્રશ્નોને ટૂંકમાં નીચે પ્રમાણે દર્શાવી શકાય.

**તાત્ત્વિક પ્રશ્નો**

દેખીતી રીતે સતત પરિવર્તન પામતું આ બાહ્ય વિશ્વ ક્યારે ઉત્પન્ન થયુ હશે? શેમાંથી ઉત્પન્ન થયુ હશે? પોતાની મેળે જ ઉત્પન્ન થયું હશે કે કોઈએ ઉત્પન્ન કર્યું હશે? અને ઉત્પન્ન થયુ ન હોય તો શુ આ વિશ્વ એમ જ હતું અને છે? જો તેના કારણો હોય તો તે પોતે પરિવર્તન વિનાનાં શાશ્વત જ હોવાં જોઈએ કે પરિવર્તનશીલ હોવાં જોઈએ? વળી એ કારણો કોઈ જુદી જુદી જાતનાં જ હશે કે આખા બાહ્ય વિશ્વનું કારણ માત્ર એકરૂપ જ હશે? આ વિશ્વની વ્યવસ્થિત અને નિયમબદ્ધ જે સંચાલના અને રચના દેખાય છે તે બુદ્ધિપૂર્વક હોવી જોઈએ કે યંત્રવત્ અનાદિસિદ્ધ હોવી જોઈએ? જો બુદ્ધિપૂર્વક વિશ્વવ્યવસ્થા હોય તો તે કોની બુદ્ધિને આભારી છે? શું એ બુદ્ધિમાન તત્ત્વ પોતે તટસ્થ રહી વિશ્વનું નિયમન કરે છે કે એ પોતે જ વિશ્વરૂપે પરિણમે છે અથવા દેખાય છે?

ઉપરની રીતે આંતરિક વિશ્વના સંબંધમાં પણ પ્રશ્નો થયા કે જે આ બાહ્ય વિશ્વનો ઉપભોગ કરે છે યા જે બાહ્ય વિશ્વ વિશે અને પોતા વિશે વિચાર કરે છે તે તત્ત્વ શું છે? શું એ અહંરૂપે ભાસતુ તત્ત્વ બાહ્ય વિશ્વના જેની જ પ્રકૃતિનુ છે કે કોઈ જુદા સ્વભાવનું છે? આ આતરિક તત્ત્વ અનાદિ છે કે તે પણ ક્યારેક કોઈ અન્ય કારણમાંથી ઉત્પન્ન થયું છે? વળી અહંરૂપે ભાસતા અનેક તત્ત્વો વસ્તુત. જુદા જ છે કે કોઈ એક મૂળ તત્ત્વની નિર્મિતિઓ છે? આ બધાં સજીવ તત્ત્વો ખરી રીતે જુદાં જ હોય તો તે

પરિવર્તનશીલ છે કે માત્ર કૂટસ્થ છે? એ તત્ત્વોનો કદી અંત આવવાનો કે કાળની દૃષ્ટિએ અંતરહિત જ છે? એ જ રીતે આ બધાં દેહમર્યાદિત તત્ત્વો ખરી રીતે દેશની દૃષ્ટિએ વ્યાપક છે કે પરિમિત છે?

આ અને આના જેવા બીજા ઘણા પ્રશ્નો તત્ત્વચિંતનના પ્રદેશમાં ઉપસ્થિત થયા. આ બધા પ્રશ્નોનો કે તેમાંના કેટલાકનો ઉત્તર આપણે જુદી જુદી પ્રજાઓના તાત્ત્વિક ચિંતનના ઇતિહાસમાં અનેક રીતે જોઈએ છીએ. ગ્રીક વિચારકોએ બહુ જૂના વખતથી આ પ્રશ્નોને છણવા માંડેલા. એમનું ચિંતન અનેક રીતે વિકાસ પામ્યું, જે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં ખાસ મહત્ત્વનો ભાગ રોકે છે. આર્યાવર્તના વિચારકોએ તો ગ્રીક ચિંતકો પહેલાં હજારો વર્ષ અગાઉથી આ પ્રશ્નોના ઉત્તર મેળવવા વિવિધ પ્રયત્નો કરેલા, જેનો ઇતિહાસ આપણી સામે સ્પષ્ટ છે.

### ઉત્તરોનું સંક્ષિપ્ત વર્ગીકરણ

આર્ય વિચારકોએ એક એક પ્રશ્ન પરત્વે આપેલા જુદા જુદા ઉત્તરો અને તે વિશે પણ મતભેદની શાખાઓ અપાર છે, પણ સામાન્ય રીતે આપણે ટૂંકમાં એ ઉત્તરોનું વર્ગીકરણ કરીએ તો આ પ્રમાણે કરી શકાય :—

એક વિચારપ્રવાહ એવો શરૂ થયો કે તે બાહ્ય વિશ્વને જન્ય માનતો, પણ તે વિશ્વ કોઈ કારણમાંથી તદ્દન નવું જ—પહેલાં ન હોય તેવું થયાની ના પાડતો અને એમ કહેતો કે જેમ દૂધમાં માખણ છૂપું રહેલું હોય છે અને ક્યારેક માત્ર આવિર્ભાવ પામે છે, તેમ આ બધું સ્થૂળ વિશ્વ કોઈ સૂક્ષ્મ કારણમાંથી માત્ર આવિર્ભાવ પામ્યે જાય છે અને એ મૂળ કારણ તો સ્વતઃસિદ્ધ અનાદિ છે.

બીજો વિચારપ્રવાહ એમ માનતો કે આ બાહ્ય વિશ્વ કોઈ એક કારણથી જન્મતું નથી. તેનાં સ્વભાવથી ભિન્ન ભિન્ન એવા અનેક કારણો છે અને એ કારણોમાં પણ વિશ્વ દૂધમાં માખણની પેઠે છૂપું રહેલું ન હતું. પરંતુ જેમ જુદા જુદા લાકડાના ટુકડા મળવાથી એક નવી જ ગાડી તૈયાર થાય છે તેમ તે ભિન્ન ભિન્ન જાતનાં મૂળ કારણોનાં સંયોગ-વિયોગમાંથી આ બાહ્ય વિશ્વ તદ્દન નવું જ ઉત્પન્ન થાય છે. પહેલો પરિણામવાદ અને બીજો કાર્યવાદ. એ બન્ને વિચારપ્રવાહો આ વિશ્વના આવિર્ભાવ [illegible] બાબતમાં મતભેદ ધરાવતા છતાં આંતરિક વિશ્વના [illegible] [illegible]ને એકમત હતા. બન્ને એમ માનતા કે [illegible] નામનું [illegible]

છે. નથી તે કોઈનું પરિણામ કે નથી તે કોઈ કારણમાંથી ઉત્પન્ન થયેલું. જેમ તે આત્મતત્ત્વ અનાદિ છે તેમ દેશ અને કાળ એ બન્ને દૃષ્ટિએ તે અનંત પણ છે; અને તે આત્મતત્ત્વ દેહભેદે ભિન્ન ભિન્ન છે, વાસ્તવિક રીતે તે એક નથી.

ત્રીજો વિચારપ્રવાહ એવો પણ હતો કે જે બાહ્ય વિશ્વ અને આંતરિક જીવજગત બન્નેને કોઈ એક અખંડ સતત્ત્વનું પરિણામ માનતો અને મૂળમાં બાહ્ય કે આંતરિક જગતની પ્રકૃતિ કે કારણમાં કશો જ ભેદ માનવા ના પાડતો.

**જૈન વિચારપ્રવાહનું સ્વરૂપ**

ઉપરના ત્રણ વિચારપ્રવાહને અનુક્રમે આપણે અહીં પ્રકૃતિવાદી, પરમાણુવાદી અને બ્રહ્મવાદી નામથી ઓળખીશું. આમાંથી પ્રથમના બે વિચારપ્રવાહોને વિશેષ મળતો અને છતાં તેનાથો જુદો એવો એક ચોથો વિચારપ્રવાહ પણ સાથે સાથે પ્રવર્તતો હતો. એ વિચારપ્રવાહ હતો તો પરમાણુવાદી પણ તે બીજા વિચારપ્રવાહની પેઠે બાહ્ય વિશ્વનાં કારણભૂત પરમાણુઓને મૂળમાંથી જુદી જુદી જાતના માનવાની તરફેણ કરતો ન હતો, પણ મૂળમાં બધા જ પરમાણુઓ એક સમાન પ્રકૃતિના છે એમ માનતો. અને પરમાણુવાદ સ્વીકારવા છતાં તેમાંથી માત્ર વિશ્વ ઉત્પન્ન થાય છે એમ પણ ન માનતા, તે પ્રકૃતિવાદીની પેઠે પરિણામ અને આવિર્ભાવ માનતો હોવાથી, એમ કહેતો કે પરમાણુપુંજમાંથી બાહ્ય વિશ્વ આપોઆપ પરિણમે છે. આ રીતે આ ચોથા વિચારપ્રવાહનુ વલણ પરમાણુવાદની ભૂમિકા ઉપર પ્રકૃતિવાદના પરિણામની માન્યતા તરફ હતું.

તેની એક વિશેષતા એ પણ હતી કે તે સમગ્ર બાહ્ય વિશ્વને આવિર્ભાવવાળું ન માનતાં તેમાથી કેટલાંક કાર્યોને ઉત્પત્તિશીલ પણ માનતો. તે એમ કહેતો કે બાહ્ય વિશ્વમાં કેટલીય વસ્તુઓ એવી છે કે જે કોઈ પુરુષના પ્રયત્ન સિવાય જ પોતાનાં પરમાણુરૂપ કારણોમાંથી જન્મે છે. તેવી વસ્તુઓ તલમાંથી તેલની પેઠે પોતાના કારણમાંથી માત્ર આવિર્ભાવ પામે છે, પણ તદ્દન નવી ઉત્પન્ન નથી થતી, જ્યારે બાહ્ય વિશ્વમા ઘણી વસ્તુઓ એવી પણ છે કે જે પોતાના જડ કારણોમાંથી ઉત્પન્ન થાય છે, પણ પોતાની ઉત્પત્તિમાં કોઈ પુરુષના પ્રયત્નની અપેક્ષા રાખે છે. જે વસ્તુઓ પુરુષના પ્રયત્નની મદદથી જન્મ લે છે તે વસ્તુઓ પોતાનાં જડ કારણોમાં તલમાં તેલની પેઠે છૂપેલી નથી હોતી, પણ તે તો તદ્દન નવી જ ઉત્પન્ન થાય છે. જેમ કોઈ સુતાર જુદા જુદા લાકડાઓના કટકા એકઠા કરી તે ઉપરથી એક ઘોડો બનાવે ત્યારે

તે ઘોડો લાકડાના કટકાઓમાં છૂપો નથી હોતો, જેમ કે તલમાં તેલ હોય છે, પણ ઘોડો બનાવનાર સુતારની બુદ્ધિમાં કલ્પનારૂપે હોય છે અને તે લાકડાના કટકા દ્વારા મૂર્તરૂપ ધારણ કરે છે. જો સુતાર ધારત તો એ જ લાકડાના કટકામાંથી ઘોડો ન બનાવતાં ગાય, ગાડી કે બીજી તેવી વસ્તુ બનાવી શકત. તલમાંથી તેલ કાઢવાની બાબત આથી તદ્દન જુદી છે. કોઈ ગમે તેટલો વિચાર કરે કે ઇચ્છે છતાં તે તલમાંથી ઘી કે માખણ તો ન જ કાઢી શકે. આ રીતે પ્રસ્તુત ચોથો વિચારપ્રવાહ પરમાણુવાદી છતાં એક બાજુ પરિણામ અને આવિર્ભાવ માનવાની બાબતમાં પ્રકૃતિવાદી વિચારપ્રવાહની સાથે મળતો હતો, અને બીજી બાજુ કાર્ય તેમજ ઉત્પત્તિની બાબતમાં પરમાણુવાદી બીજા વિચારપ્રવાહને મળતો હતો.

આ તો બાહ્ય વિશ્વની બાબતમા ચોથા વિચારપ્રવાહની માન્યતા થઈ, પણ આત્મતત્ત્વની બાબતમાં તો એની માન્યતા ઉપરના ત્રણે વિચારપ્રવાહો કરતા જુદી જ હતી. તે માનતો કે દેહભેદે આત્મા ભિન્ન છે, પરંતુ એ બધા જ આત્માઓ દેશદૃષ્ટિએ વ્યાપક નથી તેમ જ માત્ર ફૂટસ્થ પણ નથી. એ એમ માનતો કે જેમ બાહ્ય વિશ્વ પરિવર્તનશીલ છે તેમ આત્માઓ પણ પરિણામી હોઈ સતત પરિવર્તનશીલ છે. આત્મતત્ત્વ સંકોચ–વિસ્તારશીલ પણ છે અને તેથી તે દેહપ્રમાણ છે.

આ ચોથો વિચારપ્રવાહ તે જ જૈન તત્ત્વજ્ઞાનનુ પ્રાચીન મૂળ છે. ભગવાન મહાવીરથી પહેલાં ઘણા સમય અગાઉથી એ વિચારપ્રવાહ ચાલ્યો આવતો અને તે પોતાની ઢબે વિકાસ સાધતો તેમ જ સ્થિર થતો જતો હતો. આજે આ ચોથા વિચારપ્રવાહનું જે સ્પષ્ટ, વિકસિત અને સ્થિર રૂપ આપણને પ્રાચીન કે અર્વાચીન ઉપલબ્ધ જૈન શાસ્ત્રોમાં નજરે પડે છે, તે મોટે ભાગે ભગવાન મહાવીરના ચિંતનને આભારી છે. જૈન મતની મુખ્ય શ્વેતામ્બર અને દિગમ્બર બે શાખાઓ છે. બન્નેનુ સાહિત્ય જુદું જુદું છે, પરંતુ જૈન તત્ત્વજ્ઞાનનું જે સ્વરૂપ સ્થિર થયેલું છે તે બન્ને શાખાઓમાં જરા પણ ફેરફાર સિવાય એક જ જેવું છે. અહીં એક વાત ખાસ નોંધવા જેવી છે અને તે એ કે વૈદિક તેમ જ બૌદ્ધ મતના નાનામોટા ઘણા ફાટાઓ પડ્યા છે. તેમાથી કેટલાક તો એકબીજાથી તદ્દન વિરોધી મંતવ્ય ધરાવનાર પણ છે. એ બધા ફાટાઓ વચ્ચે વિશેષતા એ છે કે જ્યારે વૈદિક અને બૌદ્ધ મતના બધા જ ફાંટાઓ આચારવિષયક મતભેદ ઉપરાંત તત્ત્વચિંતનની બાબતમાંયે કેટલોક મતભેદ ધરાવે છે, ત્યારે જૈન મતના તમામ ફાંટાઓ માત્ર આચારભેદ ઉપર સર્જાયેલા

છે. તેમનામાં તત્ત્વચિંતનની બાબતમાં કોઈ મૌલિક ભેદ હજી સુધી નોંધાયેલો નથી. માત્ર આર્ય તત્ત્વચિંતનના ઇતિહાસમાં જ નહિ, પણ માનવીય તત્ત્વ-ચિંતનના સમગ્ર ઇતિહાસમાં આ એક જ દાખલો એવો છે કે આટલા બધા લાંબા વખતનો વિશિષ્ટ ઇતિહાસ ધરાવવા છતાં જેના તત્ત્વચિંતનનો પ્રવાહ મૌલિક રૂપે અખંડિત જ રહ્યો હોય

**પૂર્વીય અને પશ્ચિમીય તત્ત્વજ્ઞાનની પ્રકૃતિનું તોલન**

તત્ત્વજ્ઞાન પૂર્વીય હો કે પશ્ચિમીય હો, પણ બધા જ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમા આપણે જોઈએ છીએ કે તત્ત્વજ્ઞાન એ માત્ર જગત, જીવ અને ઈશ્વરના સ્વરૂપચિતનમા જ પૂર્ણ નથી થતુ, પણ એ પોતાના પ્રદેશમાં ચારિત્રનો પ્રશ્ન પણ હાથ ધરે છે ઓછે કે વત્તે અંશે, એક કે બીજી રીતે, દરેક તત્ત્વ-જ્ઞાન પોતામા જીવનશોધનની મીમાસા સમાવે છે. અલબત, પૂર્વીય અને પશ્ચિમીય તત્ત્વજ્ઞાનના વિકાસમા આ વિશે આપણે થોડો તફાવત પણ જોઈએ છીએ. ગ્રીક તત્ત્વચિતનની શરૂઆત માત્ર વિશ્વના સ્વરૂપ વિશેના પ્રશ્નોમાંથી થાય છે આગળ જતા ક્રિશ્ચિયાનિટી સાથે એનો સંબંધ જોડાતાં એમાં જીવન-શોધનનો પણ પ્રશ્ન ઉમેરાય છે, અને પછી એ પશ્ચિમીય તત્ત્વચિંતનની એક શાખામા જીવનશોધનની મીમાંસા ખાસ ભાગ ભજવે છે. ઠેઠ અર્વાચીન સમય સુધી પણ રોમન કેથોલિક સંપ્રદાયમાં આપણે તત્ત્વચિંતનને જીવનશોધનના વિચાર સાથે સંકળાયેલુ જોઈએ છીએ, પરંતુ આર્ય તત્ત્વજ્ઞાનના ઇતિહાસ-માં આપણે એક ખાસ વિશેષતા જોઈએ છીએ અને તે એ કે આર્ય તત્ત્વ-જ્ઞાનની શરૂઆત જ જાણે જીવનશોધનના પ્રશ્નમાથી થઈ હોય તેમ લાગે છે, કારણ કે આર્ય તત્ત્વજ્ઞાનની વૈદિક, બૌદ્ધિક અને જૈન એ ત્રણે મુખ્ય શાખા-ઓમાં એકસરખી રીતે વિશ્વચિંતન સાથે જ જીવનશોધનનું ચિંતન સંકળાયેલું છે આર્યાવર્તનું કોઈ પણ દર્શન એવુ નથી કે જે માત્ર વિશ્વચિંતન કરી સતોષ ધારણ કરતુ હોય, પણ તેથી ઊલટું આપણે એમ જોઈએ છીએ કે દરેક મુખ્ય કે તેનુ શાખારૂપ દર્શન જગત, જીવ અને ઈશ્વર પરત્વે પોતાના વિશિષ્ટ વિચારો દર્શાવી છેવટે જીવનશોધનના પ્રશ્નને જ છણે છે અને જીવન-શોધનની પ્રક્રિયા દર્શાવી વિરામ પામે છે. તેથી આપણે દરેક આર્ય દર્શનના મૂળ ગ્રંથમાં શરૂઆતમાં મોક્ષનો ઉદ્દેશ અને અંતમાં તેનો જ ઉપસંહાર જોઈએ છીએ. આ જ કારણને લીધે સાંખ્યદર્શન જેમ પોતાનો વિશિષ્ટ યોગ ધરાવે છે અને તે યોગદર્શનથી અભિન્ન છે, તેમ ન્યાય, વૈશેષિક અને વેદાંત દર્શનમા પણ યોગના મૂળ સિદ્ધાંતો છે. બૌદ્ધ દર્શનમાં પણ એની વિશિષ્ટ

[illegible] જૈન દર્શન પણ યોગપ્રક્રિયા
[illegible]

જીવનશોધનના મૌલિક પ્રશ્નોની એકતા

[illegible] દર્શનોમાં મુખ્ય બે ભાગ છે: એક [illegible] અહીં એક વાત ખાસ નોંધવા [illegible] વૈદિક દર્શનોની [illegible] પણ પરંપરા [illegible] કે બૌદ્ધ [illegible] જૈન દર્શનની પરંપરા [illegible] પરંપરાઓમાં જે ભેદ છે તે એ [illegible] આત્મચિંતન પરત્વે અને [illegible] જ આચાર. વિધિવિધાનો અને સ્થૂળ [illegible] પરંપરામાં જીવનશોધનને લગતા મૌલિક પ્રશ્નો [illegible] નથી કોઈ [illegible] માને કે નહિ. કોઈ [illegible] કોઈ પરમાણુવાદી, કોઈ આત્મભેદ સ્વીકારે કે આત્માનું [illegible] કોઈ આત્માને વ્યાપક અને નિત્ય માને કે કોઈ તેથી ઊલટું માને, [illegible] કોઈ [illegible] દ્વારા ભક્તિ ઉપર ભાર મૂકે કે કોઈ વધારે [illegible] ત્યાગ ઉપર ભાર મૂકે, પણ દરેક પરંપરામા આટલા પ્રશ્નો એકસરખા છે: દુ:ખ છે કે નહિ? હોય તો તેનું કારણ શું? તે કારણનો નાશ શક્ય છે? અને શક્ય હોય તો કઈ રીતે? છેવટનું સાધ્ય શું હોવું જોઈએ? આ પ્રશ્નોના ઉત્તરો પણ દરેક પરંપરામાં એક જ છે. ભલે શબ્દભેદ હોય, સંક્ષેપ કે વિસ્તાર હોય. છતાં દરેકનો ઉત્તર એ જ છે કે અવિદ્યા અને તૃષ્ણા એ દુ:ખના કારણો છે. તેનો નાશ સંભવિત છે. વિદ્યાથી અને તૃષ્ણાછેદ દ્વારા દુ:ખનાં કારણોનો નાશ થતાં જ દુ:ખ આપોઆપ નાશ પામે છે, અને એ જ જીવનનું મુખ્ય સાધ્ય છે. આર્ય દર્શનોની દરેક પરંપરા જીવનશોધનના મૌલિક વિચાર વિશે અને તેના નિયમો વિશે તદ્દન એકમત છે. તેથી અહીં જૈન દર્શન વિશે કાંઈ પણ કહેતાં મુખ્યપણે તેની જીવનશોધનની મીમાંસાનું જ સંક્ષેપમાં કથન કરવું વધારે પ્રાસંગિક છે

જીવનશોધનની જૈન પ્રક્રિયા

જૈન દર્શન કહે છે કે આત્મા સ્વાભાવિક રીતે શુદ્ધ અને સચ્ચિદાનંદરૂપ છે. એનામાં જે અશુદ્ધિ, વિકાર યા દુ:ખરૂપતા દેખાય છે તે અજ્ઞાન અને મોહના અનાદિ પ્રવાહને આભારી છે. અજ્ઞાનને ઘટાડવા અને તદ્દન નષ્ટ કરવા તેમ

મોહનો વિલય કરવા જૈન દર્શન એક બાજુ વિવેકશક્તિ વિકસાવવા કહે છે અને બીજી બાજુ તે રાગદ્વેષના સંસ્કારો નષ્ટ કરવા કહે છે. જૈન દર્શન આત્માને ત્રણ ભૂમિકાઓમાં વહેંચી નાખે છે. જ્યારે અજ્ઞાન અને મોહનું પૂર્ણ પ્રાબલ્ય હોય અને તેને લીધે આત્મા વાસ્તવિક તત્ત્વ વિચારી ન શકે તેમ જ સત્ય ને સ્થાયી સુખની દિશામા એક પણ પગલુ ભરવાની ઇચ્છા સુધ્ધાં ન કરી શકે, ત્યારે એ બહિરાત્મા કહેવાય છે. જીવની આ પ્રથમ ભૂમિકા થઈ. આ ભૂમિકા હોય ત્યાં સુધી પુનર્જન્મનુ ચક્ર બંધ પડવાનો કદી સંભવ જ નથી અને લૌકિક દૃષ્ટિએ ગમે તેટલો વિકાસ દેખાય છતાં ખરી રીતે એ આત્મા અવિકસિત જ હોય છે.

વિવેકશક્તિનો પ્રાદુર્ભાવ જ્યારે થાય અને રાગદ્વેષના સંસ્કારોનુ બળ ઘટવા માંડે ત્યારે બીજી ભૂમિકા શરૂ થાય છે. એને જૈન દર્શન અંતરાત્મા કહે છે. આ ભૂમિકા વખતે જોકે દેહધારણને ઉપયોગી એવી બધી દુન્યવી પ્રવૃત્તિ ઓછી-વત્તી ચાલતી હોય છે, છતાં વિવેકશક્તિના વિકાસના પ્રમાણમાં અને રાગદ્વેષની મંદતાના પ્રમાણમાં એ પ્રવૃત્તિ અનાસક્તિવાળી હોય છે. આ બીજી ભૂમિકામા પ્રવૃત્તિ હોવા છતા તેમા અંતરથી નિવૃત્તિનુ તત્ત્વ હોય છે. બીજી ભૂમિકાનાં સંખ્યાબંધ ચડતાં પગથિયાં જ્યારે વટાવી દેવાય ત્યારે આત્મા પરમાત્માની દશાને પ્રાપ્ત થયો કહેવાય છે. આ જીવનશોધનની છેલ્લી ભૂમિકા અને પૂર્ણ ભૂમિકા છે. જૈન દર્શન કહે છે કે આ ભૂમિકાએ પહોંચ્યા પછી પુનર્જન્મનું ચક્ર હંમેશને માટે તદ્દન થંભી જાય છે.

આપણે ઉપરના સંક્ષિપ્ત વર્ણન ઉપરથી જોઈ શકીએ છીએ કે અવિવેક (મિથ્યાદૃષ્ટિ) અને મોહ (તૃષ્ણા) એ એ જ સંસાર છે અથવા સંસારનાં કારણો છે તેથી ઊલટું, વિવેક અને વીતરાગત્વ એ જ મોક્ષ છે અથવા મોક્ષનો માર્ગ છે. આ જ જીવનશોધનની સંક્ષિપ્ત જૈનમીમાંસા અનેક જૈન ગ્રંથોમાં અનેક રીતે, સંક્ષિપ્ત કે વિસ્તારથી, તેમ જુદી જુદી પરિભાષાઓમાં વર્ણવેલી મળે છે, અને આ જ જીવનમીમાંસા અક્ષરશઃ વૈદિક તેમ જ બૌદ્ધ દર્શનોમાં પણ પદે પદે નજરે પડે છે.

### કાંઈક વિશેષ સરખામણી

ઉપર તત્ત્વજ્ઞાનની મૌલિક જૈન વિચારસરણી અને આધ્યાત્મિક વિકાસ-ક્રમની જૈન વિચારસરણીનો બહુ જ ટૂંકમાં નિર્દેશ કર્યો છે. આ ચાલુ વ્યાખ્યાનમાં

તેના ખુદ વિચારને સ્થાન નથી, જ્યાં એ જ વિચારને વધારે સ્પષ્ટ કરવા અહીં ભારતીય બીજાં દર્શનોના વિચારો સાથે કાંઈક સરખામણી કરવી યોગ્ય છે.

(ક) જૈન દર્શન જગતને માયાવાદીની પેઠે માત્ર આભાસ કે માત્ર કાલ્પનિક નથી માનતું, પણ એ જગતને સત્ માને છે તેમ છતાં જૈન દર્શન સંમત સત્-તત્ત્વ એ ચાર્વાકની પેઠે કેવળ જડ અર્થાત્ સહજ ચૈતન્યરહિત નથી. એ જ રીતે જૈન દર્શન સંમત સત્-તત્ત્વ એ શાંકર વેદાન્ત પ્રમાણે કેવળ ચૈતન્યમાત્ર પણ નથી. પરંતુ જેમ સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા અને બૌદ્ધ દર્શન સત્-તત્ત્વને તદ્દન સ્વતંત્ર તેમ જ પરસ્પર ભિન્ન એવા જડ તેમ જ ચેતન બે ભાગોમાં વહેંચી નાખે છે, તેમ જૈન દર્શન પણ સત્-તત્ત્વની અનાદિસિદ્ધ જડ તથા ચેતન એવી બે પ્રકૃતિ સ્વીકારે છે. જે દેશ અને કાળના પ્રવાહમાં સાથે રહેવા છતાં મૂળમાં તદ્દન સ્વતંત્ર છે. જેમ ન્યાય, વૈશેષિક અને યોગદર્શન આદિ એમ સ્વીકારે છે કે આ જગતનું વિશિષ્ટ કાર્યસ્વરૂપ ભલે જડ અને ચેતન બે પદાર્થો ઉપરથી ઘડાતું હોય, છતાં એ કાર્યની પાછળ કોઈ અનાદિસિદ્ધ સમર્થ ચેતનશક્તિનો હાથ છે. એ ઈશ્વરીય હાથ સિવાય આવું અદ્ભુત કાર્ય સંભવી શકે નહિ, તેમ જૈન દર્શન નથી માનતુ. એ પ્રાચીન સાંખ્ય, પૂર્વમીમાંસક અને બૌદ્ધ આદિની પેઠે માને છે કે જડ અને ચેતન એ બે સત્-પ્રવાહો આપોઆપ, કોઈ ત્રીજી વિશિષ્ટ શક્તિના હાથ સિવાય જ, ચાલ્યા કરે છે, અને તેથી આ જગતની ઉત્પત્તિ કે વ્યવસ્થા માટે ઈશ્વર જેવી સ્વતંત્ર અનાદિસિદ્ધ વ્યક્તિ સ્વીકારવાની એ ના પાડે છે. જોકે જૈન દર્શન ન્યાય, વૈશેષિક, બૌદ્ધ આદિની પેઠે જડ સત્-તત્ત્વને અનાદિસિદ્ધ અનંત વ્યક્તિરૂપ સ્વીકારે છે અને સાંખ્યની પેઠે એક વ્યક્તિરૂપ નથી સ્વીકારતું, છતાં તે સાંખ્યના પ્રકૃતિગામી સહજ પરિણામવાદને અનંત પરમાણુ નામક જડ સત્-તત્ત્વોમા સ્થાન આપે છે.

આ રીતે જૈન માન્યતા પ્રમાણે જગતનો પરિવર્તન-પ્રવાહ આપમેળે જ ચાલે છે, તેમ છતાં જૈન દર્શન એટલું તો સ્પષ્ટ કહે છે કે વિશ્વમાંની જે જે ઘટનાઓ કોઈની બુદ્ધિ અને પ્રયત્નને આભારી દેખાય છે તે ઘટનાઓની પાછળ ઈશ્વરનો નહિ પણ તે ઘટનાઓના પરિણામમાં ભાગીદાર થનાર સંસારી જીવનો હાથ છે, એટલે કે તેવી ઘટનાઓ જાણે-અજાણે કોઈ ને કોઈ સંસારી જીવના બુદ્ધિ અને પ્રયત્નને આભારી હોય છે. આ બાબતમા પ્રાચીન સાંખ્ય અને બૌદ્ધ દર્શન જૈન દર્શન જેવા જ વિચારો ધરાવે છે.

વેદાન્ત દર્શન પ્રમાણે જૈન દર્શન સચેતન તત્ત્વને એક કે અખંડ નથી

માનતું, પણ સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક તેમ જ બૌદ્ધ આદિની પેઠે એ સચેતન તત્ત્વને અનેક વ્યક્તિરૂપ માને છે. તેમ છતાં એમની સાથે પણ જૈન દર્શનનો થોડો મતભેદ છે, અને તે એ છે કે જૈન દર્શનની માન્યતા પ્રમાણે સચેતન તત્ત્વ બૌદ્ધ માન્યતાની જેમ કેવળ પરિવર્તન–પ્રવાહ નથી, તેમ જ સાંખ્ય–ન્યાય આદિની પેઠે માત્ર કૂટસ્થ પણ નથી, કિન્તુ જૈન દર્શન કહે છે કે મૂળમાં સચેતન તત્ત્વ ધ્રુવ અર્થાત્ અનાદિ–અનંત હોવા છતા એ દેશકાળની અસર ધારણ કર્યા સિવાય રહી શકતું નથી. એટલે જૈન મત પ્રમાણે જીવ પણ જડની પેઠે પરિણામિનિત્ય છે. જૈન દર્શન ઈશ્વર જેવી કોઈ વ્યક્તિને તદ્દન સ્વતંત્રપણે નથી માનતું, છતાં એ ઈશ્વરના સમગ્ર ગુણો જીવમાત્રમાં સ્વીકારે છે, તેથી જૈન દર્શન પ્રમાણે પ્રત્યેક જીવમાં ઈશ્વરપણાની શક્તિ છે, ભલે તે આવરણથી દબાયેલી હોય, પણ જો જીવ યોગ્ય દિશામા પ્રયત્ન કરે તો એ પોતામાં રહેલી ઈશ્વરીય શક્તિને પૂર્ણપણે વિકસાવી પોતે જ ઈશ્વર બને છે. આ રીતે જૈન માન્યતા પ્રમાણે ઈશ્વરતત્ત્વને અલાયદું સ્થાન ન હોવા છતાં તે ઈશ્વરતત્ત્વની માન્યતા ધરાવે છે અને તેની ઉપાસના પણ સ્વીકારે છે. જે જે જીવાત્મા કર્મવાસનાઓથી પૂર્ણપણે મુક્ત થયા તે બધા જ સમાનભાવે ઈશ્વર છે. તેમનો આદર્શ સામે રાખી પોતામાં રહેલી તેવી જ પૂર્ણ શક્તિ પ્રકટાવવી એ જૈન ઉપાસનાનુ ધ્યેય છે જેમ શાંકર વેદાંત માને છે કે જીવ પોતે જ બ્રહ્મ છે, તેમ જૈન દર્શન કહે છે કે જીવ પોતે જ ઈશ્વર કે પરમાત્મા છે. વેદાંતદર્શન પ્રમાણે જીવનો બ્રહ્મભાવ અવિદ્યાથી આવૃત છે અને અવિદ્યા દૂર થતાં અનુભવમાં આવે છે, તેમ જૈન દર્શન પ્રમાણે જીવનો પરામાત્મભાવ આવૃત છે અને તે આવરણ દૂર થતા પૂર્ણપણે અનુભવમાં આવે છે. આ બાબતમાં ખરી રીતે જૈન અને વેદાંત વચ્ચે વ્યક્તિબહુત્વ સિવાય કશો જ ભેદ નથી.

(ख) જૈન શાસ્ત્રમા જે સાત તત્ત્વ કહેલાં છે તેમાંથી મૂળ જીવ અને અજીવ એ બે તત્ત્વ વિશે ઉપર સરખામણી કરી. હવે બાકી ખરી રીતે પાચમાંથી ચાર તત્ત્વો જ રહે છે. આ ચાર તત્ત્વો જીવનશોધનને લગતા અર્થાત્ આધ્યાત્મિક વિકાસક્રમને લગતાં છે, જેને ચારિત્રીય તત્ત્વો પણ કહી શકાય. બંધ, આશ્રવ, સંવર અને મોક્ષ એ ચાર તત્ત્વો છે. આ તત્ત્વોને બૌદ્ધ શાસ્ત્રોમા અનુક્રમે દુ.ખ, દુઃખહેતુ, નિર્વાણમાર્ગ અને નિર્વાણ એ ચાર આર્યસત્ય તરીકે વર્ણવેલાં છે. સાંખ્ય અને યોગશાસ્ત્રમાં એને જે હેય, હેયહેતુ, હાનોપાય, અને હાન કહી ચતુર્વ્યૂહ તરીકે વર્ણવેલ છે. ન્યાય અને વૈશેષિક દર્શનમાં પણ એ જ વસ્તુ સંસાર, મિથ્યાજ્ઞાન, સમ્યગ્જ્ઞાન અને

અપવર્ગનાં નામ આપી વર્ણવેલ છે. વેદાંત દર્શનમાં સંસાર, અવિદ્યા, બ્રહ્મ-સાક્ષાત્કાર અને બ્રહ્મભાવના નામથી એ જ વસ્તુ દર્શાવવામાં આવી છે.

જૈન દર્શનમાં બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્માની ત્રણ સંક્ષિપ્ત ભૂમિકાઓને જરા વિસ્તારી ચૌદ ભૂમિકારૂપે પણ વર્ણવેલી છે, જે જૈન પરંપરામાં ગુણસ્થાનના નામથી જાણીતી છે. યોગવાસિષ્ઠ જેવા વેદાન્તના ગ્રન્થોમાં પણ સાત અજ્ઞાનની અને સાત જ્ઞાનની એમ ચૌદ આત્મિક ભૂમિકાઓનું વર્ણન છે સાંખ્ય–યોગ દર્શનની ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એ પાંચ ચિત્તભૂમિકાઓ પણ એ જ ચૌદ ભૂમિકાઓનું સંક્ષિપ્ત વર્ગીકરણ માત્ર છે. બૌદ્ધ દર્શનમાં પણ એ જ આધ્યાત્મિક વિકાસક્રમને પૃથગ્જન, સોતાપન્ન આદિ તરીકે ૭ ભૂમિકાઓમાં વહેંચી વર્ણવેલો છે. આ રીતે આપણે બધાં જ ભારતીય દર્શનોમાં સંસારથી મોક્ષ સુધીની સ્થિતિ, તેનો ક્રમ અને તેનાં કારણો વિશે તદ્દન એક મત અને એક વિચાર વાંચીએ છીએ ત્યારે પ્રશ્ન થાય છે કે જ્યારે બધા જ દર્શનોના વિચારોમાં મૌલિક એકતા છે ત્યારે પંથ પંથ વચ્ચે કદી ન સંધાય એવો આટલો બધો ભેદ કેમ દેખાય છે?

આનો ઉત્તર સ્પષ્ટ છે પંથોની ભિન્નતા મુખ્ય બે વસ્તુઓને આભારી છે: તત્ત્વજ્ઞાનની જુદાઈ અને બાહ્ય આચારવિચારની જુદાઈ. કેટલાક પંથો તો એવા જ છે કે જેમના બાહ્ય આચારવિચારમાં તફાવત હોવા ઉપરાંત તત્ત્વજ્ઞાનની વિચારસરણીમાં પણ અમુક ભેદ હોય છે, જેમ કે વેદાન્ત, બૌદ્ધ અને જૈન આદિ પંથો. વળી કેટલાક પંથો કે તેના ફાંટાઓ એવા પણ હોય છે કે જેમની તત્ત્વજ્ઞાન વિષયક વિચારસરણીમાં ખાસ ભેદ હોતો જ નથી, તેમનો ભેદ મુખ્યત્વે બાહ્ય આચારને અવલંબી ઊભો થયેલો અને પોષાયેલો હોય છે; દાખલા તરીકે જૈન દર્શનની શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી એ ત્રણે શાખાઓ ગણાવી શકાય

આત્માને કોઈ એક માને કે કોઈ અનેક માને, કોઈ ઈશ્વરને માને કે કોઈ ન માને ઇત્યાદિ તાત્ત્વિક વિચારણાનો ભેદ બુદ્ધિના તરતમભાવ ઉપર નિર્ભર છે અને એ તરતમભાવ અનિવાર્ય છે. એ જ રીતે બાહ્ય આચાર અને નિયમોના ભેદો બુદ્ધિ, રુચિ તેમ જ પરિસ્થિતિના ભેદમાંથી જન્મે છે. કોઈ કાશી જઈ ગંગાસ્નાન અને વિશ્વનાથના દર્શનમાં પવિત્રતા માને, કોઈ બુદ્ધ ગયા અને સારનાથ જઈ બુદ્ધના દર્શનમા કૃતકૃત્યતા માને, કોઈ શત્રુંજયને ભેટી સફળતા માને, કોઈ મક્કા અને જેરૂસલેમ જઈ ધન્યતા માને, એ જ રીતે કોઈ અગિયારસના તપ–ઉપવાસને અતિ પવિત્ર ગણે. બીજો કોઈ અષ્ટમી

અને ચતુર્દશીના વ્રતને મહત્ત્વ આપે; કોઈ તપ ઉપર બહુ ભાર ન આપતાં જ્ઞાન ઉપર આપે તો બીજો કોઈ તપ ઉપર પણ વધારે ભાર આપે. આ રીતે પરંપરાગત ભિન્ન ભિન્ન સંસ્કારોનું પોષણ અને રુચિભેદનું માનસિક વાતાવરણ અનિવાર્ય હોવાથી બાહ્યાચાર અને પ્રવૃત્તિનો ભેદ કદી ભૂંસાવાનો નહિ. ભેદની ઉત્પાદક અને પોષક આટલી બધી વસ્તુઓ છતા સત્ય એવું છે કે તે ખરી રીતે ખંડિત થતું જ નથી તેથી જ આપણે ઉપરના આધ્યાત્મિક વિકાસક્રમને લગતી તુલનામાં જોઈએ છીએ કે ગમે તે રીતે, ગમે તે ભાષામાં અને ગમે તે રૂપમાં જીવનનું સત્ય એકસરખું જ બધા અનુભવી તત્ત્વજ્ઞોના અનુભવમાં પ્રગટ થયું છે.

પ્રસ્તુત વક્તવ્ય પૂરું કરુ તે પહેલાં જૈન દર્શનની સર્વમાન્ય બે વિશેષતાઓનો ઉલ્લેખ કરી દઉં. અનેકાંત અને અહિંસા એ બે મુદ્દાઓની ચર્ચા ઉપર જ આખા જૈન સાહિત્યનુ મંડાણ છે. જૈન આચાર અને સપ્રદાયની વિશેષતા આ બે બાબતોથી જ બતાવી શકાય સત્ય ખરી રીતે એક જ હોય છે, પણ મનુષ્યની દૃષ્ટિ તેને એક રીતે ગ્રહણ કરી શકતી જ નથી. તેથી સત્યના દર્શન માટે મનુષ્યે પોતાની દૃષ્ટિ મર્યાદાવિકસાવવી જોઈએ અને તેમાં સત્યગ્રહણની સંભવિત બધી જ રીતોને સ્થાન આપવું જોઈએ. આ ઉદાત્ત અને વિશાળ ભાવનામાંથી અનેકાતની વિચારસરણીનો જન્મ થયેલો છે. એ સરણી કાંઈ વાદવિવાદમાં જય મેળવવા માટે કે વિતંડાવાદની સાઠમારી રમવા માટે અગર તો શબ્દ–છળની આંટીઘૂંટી ખેલવા માટે નથી ગોજાયેલી, પણ એ તો જીવનશોધનના એક ભાગ તરીકે વિવેકશક્તિને વિકસાવવા અને સત્યદર્શનની દિશામાં આગળ વધવા માટે યોજાયેલી છે. તેથી અનેકાંતવિચારસરણીનો ખરો અર્થ એ છે કે સત્યદર્શનને લક્ષમાં રાખી તેના બધા અંશો અને ભાગોને એક વિશાળ માનસવર્તુળમાં યોગ્ય રીતે સ્થાન આપવું.

જેમ જેમ માણસની વિવેકશક્તિ વધે છે તેમ તેમ તેની દૃષ્ટિમર્યાદા વધવાને લીધે તેને પોતાની અંદર રહેલી સંકુચિતતાઓ અને વાસનાઓના દબાણની સામે થવું પડે છે જ્યાં સુધી માણસ સંકુચિતતાઓ અને વાસનાઓ સામે ન થાય ત્યાં સુધી તે પોતાના જીવનમા અનેકાંતના વિચારને વાસ્તવિક સ્થાન આપી જ નથી શકતો. તેથી અનેકાંતના વિચારની રક્ષા અને વૃદ્ધિના પ્રશ્નમાંથી જ અહિંસાનો પ્રશ્ન આવે છે. જૈન અહિંસા એ માત્ર ચુપચાપ બેસી રહેવામા કે ધંધોધાપો છોડી દેવામાં કે માત્ર લાકડા જેવી નિશ્ચેષ્ટ સ્થિતિ સાધવામાં નથી સમાતી, પણ એ અહિંસા ખરા આત્મિક

જાગની અપેક્ષા રાખે કે કોઈ પણ વિકાર ઊભો થયો. કોઈ વાસનાએ ડોકિયું કાઢ્યું કે કોઈ સંકુચિતતા મનમાં સરકી ત્યાં જૈન અહિંસા એમ કહે કે તું એ વિકારો, એ વાસનાઓ, એ સંકુચિતતાઓથી ન હણા, ન હાર, ન દબા. તું એની સામે ઝઝૂમ અને એ વિરોધી બળોને જીત આ આધ્યાત્મિક જય માટેનો પ્રયત્ન એ જ મુખ્ય જૈન અહિંસા છે. આને સંયમ કહો, તપ કહો, ધ્યાન કહો કે કોઈ પણ તેવું આધ્યાત્મિક નામ આપો, પણ એ વસ્તુતઃ અહિંસા જ છે; અને જૈન દર્શન એમ કહે છે કે અહિંસા એ માત્ર સ્થૂલ આચાર નથી, પણ તે શુદ્ધ વિચારના પરિપાક રૂપે અવતરેલો જીવનોત્કર્ષક આચાર છે.

ઉપર વર્ણવેલ અહિંસાના સૂક્ષ્મ અને વાસ્તવિક રૂપમાંથી કોઈ પણ બાહ્યાચાર જન્મ્યો હોય અગર એ સૂક્ષ્મ રૂપની પુષ્ટિ માટે કોઈ આચાર નિર્માયો હોય તો તેને જૈન તત્ત્વજ્ઞાનમાં અહિંસા તરીકે સ્થાન છે. તેથી ઊલટું, દેખીતી રીતે અહિંસામય ગમે તે આચાર કે વ્યવહારના મૂળમાં જો ઉપરનું અહિંસાનું આંતરિક તત્ત્વ સંબંધ ન ધરાવતું હોય તો તે આચાર અને તે વ્યવહાર જૈન દૃષ્ટિએ અહિંસા છે કે અહિંસાના પોષક છે એમ ન કહી શકાય.

અહીં જૈન તત્ત્વજ્ઞાનને લગતા વિચારમાં પ્રમેયચર્ચા જાણીને જ લંબાવી નથી. માત્ર એ વિશેની જૈન વિચારસરણીનો ઇશારો કર્યો છે. આચારની બાબતમાં પણ કોઈ બહારના નિયમો અને બંધારણ વિશે જાણીને જ ચર્ચા નથી કરી, પણ આચારના મૂળ તત્ત્વોની જીવનશોધન રૂપે સહેજ ચર્ચા કરી છે, જેને જૈન પરિભાષામા આશ્રવ, સંવર આદિ તત્ત્વો કહેવામાં આવે છે. આશા છે કે આ ટૂંક વર્ણન જૈન દર્શનની વિશેષ જિજ્ઞાસા ઉત્પન્ન કરવામાં કાંઈક મદદગાર થશે.

—પ્રબુદ્ધ જૈન, ૧૫–૬–'૪૬

# સપ્તભંગી

## [ ૬ ]

[એમ. એના પરીક્ષાર્થી એક દક્ષિણી વિદ્વાન મહાશયે 'સપ્તભગી' એટલે શું તેનુ દિગ્દર્શન આપવાની વિનતી કરતાં પંડિત સુખલાલજીએ સાર રૂપે—મુદ્દા રૂપે જે જણાવેલ તે અત્રે આપવામાં આવે છે.]

૧. ભંગ એટલે વસ્તુનુ સ્વરૂપ દર્શાવનાર વચનના પ્રકાર અર્થાત્ વાક્યરચના.

૨. એ સાત કહેવાય છે, છતા મૂળ તો ત્રણ જ છે. બાકીના ચાર એ ત્રણ મૂળ ભંગોના પારસ્પરિક વિવિધ સંયોજનથી થાય છે.

૩. કોઈ પણ એક વસ્તુ વિશે કે એક જ ધર્મ પરત્વે ભિન્ન ભિન્ન વિચારકોની માન્યતામા ભેદ દેખાય છે એ ભેદ વિરોધ રૂપ છે કે નહિ અને જો ન હોય તો દેખાતા વિરોધમા અવિરોધ કેવી રીતે ઘટાવવો? અથવા એમ કહો કે અમુક વિવક્ષિત વસ્તુ પરત્વે જ્યારે ધર્મવિષયક દૃષ્ટિભેદો દેખાતા હોય ત્યારે એવા ભેદોનો પ્રમાણપૂર્વક સમન્વય કરવો, અને તેમ કરી બધી સાચી દૃષ્ટિઓને તેના યોગ્ય સ્થાનમાં ગોઠવી ન્યાય આપવો એ ભાવનામાં સપ્તભંગીનું મૂળ છે.

દાખલા તરીકે એક આત્મદ્રવ્યની બાબતમા તેના નિત્યત્વ વિશે દૃષ્ટિભેદ છે. કોઈ આત્માને નિત્ય માને છે તો કોઈ નિત્ય માનવા ના પાડે છે. કોઈ વળી એમ કહે છે કે એ તત્ત્વ જ વચન-અગોચર છે. આ રીતે આત્મતત્ત્વની બાબતમાં ત્રણ પક્ષ પ્રસિદ્ધ છે. તેથી વિચારવું એ પ્રાપ્ત થાય છે કે શું તે નિત્ય જ છે અને અનિત્યત્વ તેમા પ્રમાણબાધિત છે? અથવા શું તે અનિત્ય જ છે અને નિત્યત્વ તેમા પ્રમાણબાધિત છે? અથવા તેને નિત્ય કે અનિત્ય રૂપે ન કહેતા અવક્તવ્ય જ કહેવું એ યોગ્ય છે? આ ત્રણ વિકલ્પોની પરીક્ષા કરતાં ત્રણે સાચા હોય તો એમનો વિરોધ દૂર કરવો જ જોઈએ. જ્યાં સુધી વિરોધ ઊભો રહે ત્યા સુધી પરસ્પર વિરુદ્ધ અનેક ધર્મો એક વસ્તુમા છે એમ કહી જ ન શકાય. તેથી વિરોધપરિહાર તરફ જ સપ્ત-

ભંગીની દૃષ્ટિ પહેલવહેલી જાય છે. તે નક્કી કરે છે કે આત્મા નિત્ય છે, પણ સર્વ દૃષ્ટિએ નહિ; માત્ર મૂળ તત્ત્વની દૃષ્ટિએ તે નિત્ય છે, કારણ કે ક્યારે પણ તે તત્ત્વ ન હતું અને પછી ઉત્પન્ન થયું એમ નથી, તેમ જ ક્યારેક એ તત્ત્વ મૂળમાંથી જ નાશ પામશે એમ પણ નથી. તેથી તત્ત્વરૂપે એ અનાદિનિધન છે અને તે જ તેનું નિત્યત્વ છે આમ છતાં તે અનિત્ય પણ છે, પરંતુ એનું અનિત્યત્વ તત્ત્વદૃષ્ટિએ ન હોતાં માત્ર અવસ્થાની દૃષ્ટિએ છે. અવસ્થાઓ તો પ્રતિસમયે નિમિત્તાનુસાર બદલાતી જ રહે છે. જેમાં કાંઈ ને કાંઈ રૂપાંતર થતું ન હોય, જેમાં આંતરિક કે બાહ્ય નિમિત્ત પ્રમાણે સૂક્ષ્મ કે સ્થૂળ અવસ્થાભેદ સતત ચાલુ ન હોય એવા તત્ત્વની કલ્પના જ નથી થઈ શકતી. તેથી અવસ્થાભેદ માનવો પડે છે અને એ જ અનિત્યત્વ છે. આ રીતે આત્મા તત્ત્વરૂપે (સામાન્યરૂપે) નિત્ય છતા, અવસ્થારૂપે (વિશેષરૂપે) અનિત્ય પણ છે. નિત્યત્વ અને અનિત્યત્વ બન્ને એક જ સ્વરૂપે એક વસ્તુમાં માનતાં વિરોધ આવે; જેમ કે, તત્ત્વરૂપે જ આત્મા નિત્ય છે એમ માનનાર તે જ રૂપે અનિત્ય પણ માને તો. એ જ પ્રમાણે આત્મા નિત્ય અનિત્ય આદિ શબ્દ દ્વારા તે તે રૂપે પ્રતિપાદ્ય છતાં સમગ્રરૂપે કોઈ પણ એક શબ્દથી કહી શકાય નહિ, માટે તે અસમગ્રરૂપે શબ્દનો વિષય થાય છે, છતાં સમગ્રરૂપે એવા કોઈ શબ્દનો વિષય નથી થઈ શકતો, માટે અવક્તવ્ય પણ છે. આ રીતે એક નિત્યત્વ ધર્મને અવલંબી આત્માના વિષયમા નિત્ય, અનિત્ય અને અવક્તવ્ય એવા ત્રણ પક્ષો—ભંગો વાજબી ઠરે છે

એ જ પ્રમાણે એકત્વ, સત્ત્વ, ભિન્નત્વ, અભિલાપ્યત્વ આદિ સર્વસાધારણ ધર્મો લઈ કોઈ પણ વસ્તુ વિશે એવા ત્રણ ભગો બને, અને તે ઉપરથી સાત બને. ચેતનત્વ, ઘટત્વ આદિ અસાધારણ ધર્મોને લઈને પણ સપ્તભંગી ઘટાવી શકાય. એક વસ્તુમાં વ્યાપક કે અવ્યાપક જેટજેટલા ધર્મો હોય તે દરેકને લઈ તેની બીજી બાજુ વિચારી સપ્તભંગ ઘટાવી શકાય.

પ્રાચીન કાળમાં આત્મા, શબ્દ આદિ પદાર્થોમાં નિત્યત્વ–અનિત્યત્વ, સત્ત્વ–અસત્ત્વ, એકત્વ–બહુત્વ, વ્યાપકત્વ–અવ્યાપકત્વ આદિની બાબતમાં પરસ્પર તદ્દન વિરોધી વાદો ચાલતા. એ વાદોનો સમન્વય કરવાની વૃત્તિમાંથી ભંગકલ્પના આવી. એ ભંગકલ્પનાએ પણ પાછું સાંપ્રદાયિકવાદનું રૂપ ધારણ કર્યું અને સપ્તભંગીમાં પરિણમન થયું.

સાતથી વધારે ભંગો સંભવતા નથી, માટે જ સાતની સંખ્યા કહી છે. મૂળ ત્રણની વિવિધ સંયોજના કરો અને સાતમાં અંતર્ભાવ ન પામે એવો ભંગ ઉપજાવી શકો તો જૈન દર્શન સપ્તભંગિત્વનો આગ્રહ કરી જ ન શકે.

આનો ટૂંકમાં સાર નીચે પ્રમાણે :—

૧. તત્કાલીન ચાલતા વિરોધી વાદોનું સમીકરણ કરવું. એ ભાવના સપ્તભંગીની પ્રેરક છે

૨. તેમ કરી વસ્તુના સ્વરૂપની ચોકસાઈ કરવી અને યથાર્થ જ્ઞાન મેળવવું, એ એનું સાધ્ય છે

૩. બુદ્ધિમા ભાસતા કોઈ પણ ધર્મ પરત્વે મૂળમાં ત્રણ જ વિકલ્પો સંભવે છે અને ગમે તેટલા શાબ્દિક પરિવર્તનથી સંખ્યા વધારીએ તોયે સાત જ થઈ શકે

૪ જેટલા ધર્મો તેટલી જ સપ્તભંગી છે. આ વાદ અનેકાંતદષ્ટિનો વિચારવિષયક એક પુરાવો છે. આના દાખલાઓ, જે શબ્દ, આત્મા વગેરે આપ્યા છે, તેનું કારણ એ છે કે પ્રાચીન આર્ય વિચારકો આત્માનો વિચાર કરતા અને બહુ તો આગમ–પ્રામાણ્યની ચર્ચામાં શબ્દને લેતા.

૫. વૈદિક આદિ દર્શનોમાં, ખાસ કરી વલ્લભદર્શનમાં, ‘સર્વધર્મ સમન્વય’ છે, તે આનું જ એક રૂપ છે. શંકર પોતે વસ્તુને વર્ણવે છે, છતાં અનિર્વચનીય કહે છે.

૬. પ્રમાણથી બાધિત ન હોય એવું બધુ જ સંઘરી લેવાનો આની પાછળ ઉદ્દેશ છે—પછી ભલે તે વિરુદ્ધ મનાતું હોય.

# નિગોદ જાતિના જીવસમૂહ વિષયક પ્રશ્નોત્તરો

[ ૭ ]

૧ પ્રશ્ન : કર્મબન્ધના હેતુ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ છે; તેમાં પણ કષાય અને યોગનું પ્રાધાન્ય છે. કષાયની તીવ્રતા જીવોના માનસિક વિકાસ પર આધારે છે; અર્થાત્ જે શ્રેણીના જીવોનું મન સંપૂર્ણ વિકસિત છે, તેઓના અધ્યવસાય જો કષાયમય થઈ જાય તો તેઓને તીવ્રતમ કષાયની સંભાવના છે. સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તના, અને ખાસ કરીને મનુષ્યના મનનો વિકાસ સંપૂર્ણ હોવાથી એકેન્દ્રિયાદિ જીવોની અપેક્ષાએ મનુષ્યમાં તીવ્રતમરૂપે કષાયનો સંભવ છે. આ કારણસર એકેન્દ્રિય જીવોમાં તીવ્રતમ કષાયની ઉત્પત્તિનો સંભવ નથી.

ઉપર્યુક્ત વિચાર જો બરાબર હોય તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે અવ્યવહાર–રાશિના જીવ અનાદિ કાળથી સૂક્ષ્મ નિગોદમાંથી નીકળ્યા નથી અને વ્યવહાર–રાશિમાં આવવા સમર્થ થયા નથી તેઓને, અનાદિ કાળથી મન ન હોવા છતાં પણ, એવા તીવ્ર કષાયનો બન્ધ કેવી રીતે થયો કે જેથી કરીને અનાદિ કાળથી આજ સુધી પણ તેમને સૂક્ષ્મ નિગોદમાં જ જન્મમરણના ચક્રમાં ભમવુ પડે છે અને એ રીતે જીવશ્રેણીના હીનતમ પર્યાયમાં રોકાઈ રહેવુ પડે છે? તેઓને એ પ્રકારના તીવ્ર કષાયોની ઉત્પત્તિ અને ચીકણા બન્ધ કરવાનો અવસર ક્યારે પ્રાપ્ત થયો?

ઉત્તર : જીવરાશિ, પુનર્જન્મ, બન્ધ અને મોક્ષ એ તત્ત્વો પ્રથમ તો આગમસિદ્ધ છે અને પછી સ્વસંવેદન (સ્વાનુભવ) સિદ્ધ પણ છે. જ્યારે બન્ધ, મોક્ષ અને જીવરાશિને માન્ય કરી ત્યારે અભવ્ય અને ભવ્યની કલ્પના તેમ જ અવ્યવહાર અને વ્યવહાર રાશિની કલ્પના પણ ઉત્પન્ન થઈ. આ જ કલ્પના સ્પષ્ટરૂપે જૈન દર્શનમાં છે. જૈનેતર દર્શનોમાં પણ આ કલ્પનાનું બીજ જણાય છે; જેમ કે, અનેકાત્મવાદી સાંખ્ય, ન્યાય આદિ દર્શનોમાં

જીવની પ્રાથમિક સ્થિતિ અને અન્તિમ સ્થિતિ અત્યંત ભિન્ન હોવા છતાં પણ તે એક રૂપે સમાન છે. પ્રાથમિક સ્થિતિ અવ્યવહાર–રાશિના

જીવોની અને અન્તિમ સ્થિતિ મુક્ત જીવોની. બન્ને સ્થિતિ વચ્ચે અંતર માત્ર આત્મિક શક્તિઓની આવૃતતા (અપ્રકટતા)નું છે, છતાં બન્ને વચ્ચે સમાનતા પણ છે. તે સમાનતા એ છે કે મુક્ત જીવો વિસદૃશ (વૈભાવિક અર્થાત્ કર્મજન્ય) પરિણામ પ્રાપ્ત કરતા નથી; તે જ પ્રકારે અવ્યવહાર–રાશિના જીવો અર્થાત્ અનાદિ અનન્ત અભવ્ય જીવો અથવા તો તેમાંથી કદી બહાર ન નીકળી શકનાર એવા જાતિભવ્ય જીવો પણ વિસદૃશ પરિણામ પ્રાપ્ત કરી શકતા નથી; એટલે કે જેમ મુક્ત જીવો મુક્તિરૂપ સદૃશ (સ્વાભાવિક) પરિણામનો નિરંતર અનુભવ કરે છે તેમ અવ્યવહાર–રાશિના પેલા જીવો પણ નિગોદ–અવસ્થાયોગ્ય ગાઢ અજ્ઞાન આદિ સદૃશ પર્યાય-પરંપરાનો જ અનુભવ કરે છે. મુક્ત જીવો મોહપૂર્વક સુખદુઃખનો અનુભવ કરતા નથી; અને અવ્યવહાર–રાશિના જીવો પણ સુખદુઃખને વ્યક્ત (પ્રકટ)પણે અનુભવી શકતા નથી. મુક્ત જીવોની તે અવસ્થા બદલાતી નથી, અને અવ્યવહાર-રાશિના કાયમી જીવોની પણ તે અવસ્થા ધ્રુવ (કાયમની) છે. આ પ્રકારે બન્ને પ્રકારના જીવોમા સમાનતા હોવા છતાં કોઈ નૈગોદિક અવસ્થાની ઉપાસના કરતુ નથી, પરન્તુ સર્વ કોઈ મુક્તિની ઉપાસના કરે છે. જગતમાં ગમે તેવી આસમાની સુલતાની થઈ જાય, તોપણ મુક્ત જીવોને શું? તે જ પ્રકારે નિગોદના જીવોને પણ શું?

મુક્ત જીવોને આર્ત, રૌદ્ર ધ્યાનના પ્રસંગો નથી, તેમ નૈગોદિક જીવોને પણ છે, તો પછી નૈગોદિક અવસ્થાની ઉપાસના કરવામાં હરકત શી છે? 'અનિર્વચનીય ...પૂર્વક દુઃખનો અભાવ છે તો બીજીમાં અજ્ઞાનપૂર્વક દુઃખનો પરન્તુ દુઃખનો અભાવ તો બન્ને સ્થિતિમાં સમાન છે; છતાં ૬. પ્રમાણથી તિ ઉપાદેય અને બીજી હેય છે, તેના કારણો શા? તેનો પાછળ ઉદ્દેશ છે—પણ જોઈએ. આ પ્રશ્નનો ઉત્તર ગર્ભિત રીતે તો મળી જ ગયો વધારે સ્પષ્ટ કરીએ.

...ાશિમાંથી નીકળવાની અવસ્થા અને અગિયારમા ગુણ-...સ્થા વચ્ચે વિવિધ પરિવર્તન (ઉત્પાત–નિપાત યા ...ર્થાત્ ચઢાવ–ઉતાર) થયા કરે છે; દુઃખ–સુખની અનેક ...છે વિકાસ અને હ્રાસ, જેને જૈન પરિભાષામાં અનુ-...ડી છે તે, આ સ્થિતિમાં સ્પષ્ટ જણાય છે.

...જીવો અને મુક્ત જીવોમાં ખાસ હ્રાસ અને વિકાસ

કર્યો છે? વિકાસ અને હ્રાસ શબ્દ સાપેક્ષ છે; જેમાં હ્રાસ હોય તેમાં વિકાસ પણ હોય છે. મુક્તિમાં હ્રાસ નથી, તેથી તેમાં વિકાસનો પણ અવસર નથી. અવ્યવહાર–રાશિમાં શું હ્રાસ હોઈ શકે છે? ના. તેથી જ તેમાં વિકાસ હોય એમ પણ કહી શકાય નહિ.

આત્માની સ્વાભાવિક શક્તિનો વિકાસ (વૃદ્ધિ) તે જ વૈભાવિક શક્તિનો હ્રાસ (હાનિ) છે, અને વૈભાવિકતાનો વિકાસ તે જ સ્વાભાવિકતાનો હ્રાસ છે. અવ્યવહાર–રાશિના જીવોમાં સ્વાભાવિક શક્તિનો વિકાસ હોત તો જરૂર કાષાયિક (વૈભાવિક) સ્થિતિનો હ્રાસ હોત, પરન્તુ અવ્યવહાર–રાશિના જીવોમાં સ્વાભાવિક શક્તિનો અંશે પણ વિકાસ હોતો નથી, તેથી તેમનામાં કષાયની માત્રા (પ્રમાણ કે માપ) સંજ્ઞી પંચેન્દ્રિય જીવોની અપેક્ષાએ ન્યૂન હોવા છતા પણ વૈભાવિક શક્તિનો હ્રાસ સમજવાનો નથી. સૂતેલા અથવા તો મૂર્ચ્છા પામેલા મનુષ્યમાં ક્રોધ, લોભ આદિ કાષાયિક પરિણામનો સ્પષ્ટ પ્રાદુર્ભાવ (આવિર્ભાવ કે પ્રકટતા) નથી, તેથી શું તે મનુષ્યને જાગ્રત મનુષ્યની અપેક્ષાએ વધારે વિકસિત કહેવો? અર્થાત્ જેમ ગાઢ નિદ્રામાં સૂતેલા અથવા તો સખ્ત મૂર્ચ્છાને પામેલા મનુષ્યને કાષાયિક પ્રવૃતિ ન કરી શકવા માત્રથી મન્દકષાયી કે વિકસિત કહી શકાય નહિ; તે જ પ્રકારે અવ્યવહાર–રાશિગત જીવો સંજ્ઞી પંચેન્દ્રિય જીવો પ્રમાણે કાષાયિક પરિણામ ન કરી શકવા માત્રથી વિકસિત કહી શકાય નહિ. મૂળમાં તેમનામાં જે કાષાયિક પરિણતિની માત્રા ઓછી છે તેનુ કારણ આત્મિક અશુદ્ધિની ન્યૂનતા નહિ, પરન્તુ સાધનની અપૂર્ણતા અથવા તો નિર્બળતા માત્ર છે.

સંજ્ઞી પંચેન્દ્રિય જીવોમા કષાયની માત્રા વધારે છે અને અવ્યવહાર-રાશિના જીવોમાં ઓછી છે, કારણ કે અવ્યવહાર–રાશિના જીવો એક કોટા-કોટી સાગરોપમની સ્થિતિ પણ બાંધી શકતા નથી અને રસબન્ધ પણ બહુ જ થોડો કરી શકે છે, જ્યારે સંજ્ઞી પંચેન્દ્રિય મનુષ્ય સિત્તેર કોટાકોટી સાગ-રોપમની સ્થિતિ અને વધારેમાં વધારે રસબન્ધ કરી શકે છે. કાષાયિક માત્રામાં આટલો ફરક હોવા છતાં પણ અવ્યવહાર–રાશિના જીવો નિકૃષ્ટ જ છે. તેનું કારણ એ છે કે તેમની આત્મિક અશુદ્ધિ અનાદિ કાળથી અત્યન્ત અધિક છે; અને સાધનના અભાવે અથવા તો શક્તિની ન્યૂનતાને કારણે અધિક માત્રામાં કષાયબન્ધ કરી શકતા નથી—સૂતેલા અને મૂર્છિત મનુષ્યની જેમ. પરન્તુ જો તેમને સાધનો અને શક્તિનો લાભ મળી જાય તો તે જ જીવો

સંજ્ઞી જીવોના પ્રમાણે જ કષાયબન્ધ જરૂર કરી શકે છે. આમ હોવાથી યોગ્યતાની અપેક્ષાએ અવ્યવહાર–રાશિગત જીવો વિકસિત નહિ, પરન્તુ નિકૃષ્ટ (હીનતમ અર્થાત્ હલકામાં હલકી શ્રેણીના) જ છે.

પરન્તુ આમાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે, જેના પર આપણું ધ્યાન હજી ગયું નથી. તે એ કે સંજ્ઞી પંચેન્દ્રિય જીવોમાં જેમ કષાયની માત્રા અધિક હોય છે, તેમ જ તેની સાથે જ્ઞાન અને વીર્યના ક્ષયોપશમની માત્રા પણ અધિક હોય છે. આ ક્ષાયોપશમિક માત્રા પર જ વિકાસનો આધાર છે, નૈગોદિક એકેન્દ્રિય જીવમાં સ્પર્શનેન્દ્રિયાવરણના અત્યંત અલ્પ અંશનો તેમ જ વીર્યાન્તરાયના પણ અતિ અલ્પાંશનો ક્ષયોપશમ હોય છે. બાકીની સર્વ ઇન્દ્રિયોના આવરણકર્મોનો સર્વઘાતી રસ ઉદયમાં હોવાથી તે એકેન્દ્રિય જીવોને બીજી ઇન્દ્રિયો દ્વારા સ્વલ્પ પણ જ્ઞાન થઈ શકતું નથી; પરિણામે તે જીવોનુ અજ્ઞાન એટલુ બધું ગાઢ હોય છે કે તેથી તે સુપ્ત કે મૂર્ચ્છિત બરાબર છે વીર્યાન્તરાય કર્મનો પણ ક્ષયોપશમ એટલો અલ્પ હોય છે કે તે પોતાના સુખદુઃખનો અનુભવ સ્પષ્ટપણે કરવામાં અસમર્થ છે. આ પ્રમાણે જ્ઞાન અને વીર્યની અત્યન્ત ન્યૂનતા તે જ તેઓની આત્મિક અશુદ્ધિ છે, તે જ અવિકસિતતા છે. કાષાયિક માત્રાની ન્યૂનતાનુ કારણ પણ તે જ તેની ન્યૂનતાઓ અર્થાત્ આત્મિક અશુદ્ધિ છે. અને નહિ કે સ્વાભાવિક શક્તિઓનો વિકાસ. જેમ એક શસ્ત્રાસ્ત્રસંપન્ન પ્રજા બીજી પ્રજાને સંપૂર્ણ રીતે પોતાના તાબામાં લઈ લે છે અને તેને ક્રોધ, માન, માયા અને લોભ આદિ વડે કચડી નાખે છે, ત્યારે તેનાથી બીજી જંગલી, બાયલી, નામર્દ, પશુપ્રાય નગ્ન પ્રજા આક્રમણ કરતી પ્રજા સામે ઝૂઝવાને બદલે તેને દેખી નાસી જાય અને છુપાઈ જાય છે, તો શું તેથી તે જંગલી પ્રજાને વિકસિત કહી શકીએ? કદી નહિ, કારણ કે જોકે હમણાં તેનામાં ક્રોધ, લોભ આદિ ઓછા દેખાય છે, પરન્તુ તેના બદલે ભય અધિક જણાય છે; અને પરિણામે ક્રોધ, લોભ આદિ અધિક માત્રામાં દેખાવાનો પૂર્ણ સંભવ છે. આ જ પ્રમાણે એકેન્દ્રિય જીવોના સંબંધી સમજવું જોઈએ.

અનાદિ કાળથી કાષાયિક માત્રા ન્યૂન હોવા છતાં પણ જે એકેન્દ્રિય જીવો અવ્યવહાર–રાશિમાંથી બહાર નીકળી શકયા નથી તેમ જ નીકળી શકવાના પણ નથી તેનુ કારણ જ્ઞાન અને વીર્યરૂપ આત્મિક શક્તિની આત્યંતિક ન્યૂનતા અર્થાત્ આત્મિક અશુદ્ધિ જ છે. એકવાર જ્ઞાન અને વીર્યની

વૃદ્ધિની સાથે કાષાયિક માત્રા વધે તોપણ તે જ જ્ઞાન અને વીર્ય દ્વારા ઉપયોગપૂર્વક તે જ કાષાયિક માત્રા ન્યૂન કરવાનો અને તેને અત્યંત નિર્મૂલ કરવાનો સંભવ સંજ્ઞી જીવોમાં છે; અને આ પ્રકારનો જે સંભવ તે જ વિકાસ છે. તેથી એકેન્દ્રિય જીવોમાં વિકાસનો પ્રશ્ન જ નથી. વિકાસનો આરંભ જ્ઞાન અને વીર્યની વૃદ્ધિની સાથે હોય છે; અને આ વૃદ્ધિ વૈભાવિક વિકાસની સહચારિણી હોય તોપણ તેની અવસ્થામાં કોઈ ને કોઈ વખત પણ સ્વાભાવિક વિકાસનો સંભવ છે.

૨. પ્રશ્ન: અવ્યવહાર–રાશિના નિગોદ જીવોને તીવ્ર કષાયનો ઉદય અનાદિ કાળથી આજ સુધી અસંભવ હોવા છતાં તેઓએ નિગોદમાં જઈ જ્ઞાન તેમ જ વીર્યની આત્યંતિક અભાવગ્રસ્ત અવસ્થા કેવી રીતે પ્રાપ્ત કરી? જો તેનો ઉત્તર એ જ હોય કે અનાદિ કાળથી તે જીવો એ જ સ્થિતિમાં છે તો તે મારી ક્ષુદ્ર બુદ્ધિને ઠીક લાગતો નથી, કારણ કે કર્મ તો સ્વકૃત જ છે જીવરાશિની હીનતમ અવસ્થામાં જવાને અને રહેવાને માટે જ્ઞાનાવરણીય અને વીર્યાન્તરાય કર્મનો જેટલો રસ અને સ્થિતિનો બંધ કરવાની જરૂર છે તેટલો બંધ કરવાનો અવસર તે જીવોને અત્યાર લગી પ્રાપ્ત થયો નથી, કેમ કે તે જીવો હજી સુધી વ્યવહાર–રાશિમાં આવ્યા જ નથી જ્યારે તે જીવોને અવ્યવહાર–રાશિનું નામ આપ્યું છે ત્યારે આટલું તો માની લીધેલું જ છે કે તે જીવોએ સંજ્ઞી જીવોના ભવને પ્રાપ્ત કર્યો નથી. તો પછી આવાં ચીકણાં કર્મ તે જીવોએ ક્યારે બાંધ્યાં? જો એમ કહેવામાં આવ્યું હોત કે નિગોદમાં જતાં પહેલા તે જીવોએ અન્યાન્ય ભવોમાં ઘોર ચીકણાં કર્મનો બંધ કરી લીધેલો, જેથી નિગોદમાં હીનતમરૂપે રહેવું પડે છે, તો તે કહેવુ ઠીક ગણાત. પરન્તુ જ્યારે આપણે કહીએ છીએ કે અનાદિ કાળથી તે જીવો નિગોદમાં જ છે તો પ્રશ્ન એ ઉદ્ભવે છે કે તેમણે એ ગાઢ ચીકણાં કર્મનો ક્યારે બંધ કર્યો? જો તેને અવ્યવહાર–રાશિની સંજ્ઞા ન હોત તો એમ પણ કહી શકાત કે તેઓએ અનાદિ કાળમા કોઈ ને કોઈ વખતે તીવ્ર કષાયના ઉદયને લઈને ચીકણાં કર્મનો બંધ કર્યો હશે; પરન્તુ જ્યારે તેમને અવ્યવહાર–રાશિ જ કહ્યા છે—અનાદિકાળથી વર્તમાન કાળ સુધી તેઓ વ્યવહાર–રાશિમાં આવ્યા જ નથી—ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે તેઓએ એવાં કર્મનો બંધ ક્યારે કર્યો? આટલી આત્મિક અશુદ્ધિ ક્યાંથી આવી?

શું કોઈ સૃષ્ટિકર્તાએ ઘોર કર્મ સહિત જીવોને ઉત્પન્ન કરી નિગોદમાં

 

ભરી દીધા? અદ્વૈતવાદીએ બ્રહ્મમાં માયા (કર્મ?) ની ઉત્પત્તિ અર્થાત્ માયાયુક્ત બ્રહ્મમાં સંસારની ઉત્પત્તિ માનેલી છે, તે મતની કાંઈ સમાનતા જૈન નિગોદવાદમાં છે?

બ્રહ્મ માયાયુક્ત થઈને અનન્ત જીવરાશિમાં પરિણામ પામ્યું, અને પછી એ જીવો નિગોદમાં આત્યન્તિક અજ્ઞાનમાં રહી સ્વાભાવિકરૂપે માયા (કર્મ, અજ્ઞાનતા?)ને ક્ષીણ કરતા કરતા કાંઈક વીર્યનો વિકાસ પ્રાપ્ત કરી, ક્રમશઃ આત્મિક શક્તિઓને વધારી ને ખીલવી, મુક્તિ પ્રાપ્ત કરી બ્રહ્મમાં મળી જાય છે. એ મત નિગોદ જીવોની સંસ્થા દ્વારા શું આડકતરી રીતે પ્રતિપાદિત નથી થતો?

આપે નિગોદના જીવોને 'જીવની પ્રાથમિક અવસ્થા'માં બતાવ્યા છે. તે 'પ્રાથમિક' શબ્દ શું આડકતરી રીતે સૃષ્ટિની રચનાની આદિ તો સૂચવતો નથી?

ઉત્તર અવ્યવહાર–રાશિના જીવો, કે જે કદી વ્યવહાર–રાશિને પામ્યા નથી, તેઓના કર્મપ્રવાહનું કારણ પ્રધાનતઃ મિથ્યાત્વ (અજ્ઞાન યા અવિદ્યા) છે, કષાય તથા યોગ અપ્રધાન (ગૌણ) કારણ છે. તેથી વ્યવહાર–રાશિમા ન આવવા છતાં અજ્ઞાનની તીવ્રતાને લઈ તેઓના કર્મબંધપ્રવાહમાં અનુપપત્તિ નથી. એ જીવોની હીનતમ અવસ્થાનું મુખ્ય કારણ અજ્ઞાનની તીવ્રતા છે.

હવે પ્રશ્ન એ રહ્યો કે તે અજ્ઞાન આવ્યું ક્યાંથી અને ક્યારે? તેનો ઉત્તર અનાદિ કહેવા સિવાય બીજો નથી વેદાન્તની પ્રક્રિયા માનવાથી પણ સમાધાન થઈ શકતું નથી, કેમ કે તે પ્રક્રિયામાં પણ એ જ પ્રશ્ન ઉપસ્થિત થાય તેમ છે કે જે જૈન પ્રક્રિયામાં ઉદ્‌ભવે છે. બ્રહ્મમાં માયા ક્યાંથી આવી અને શા માટે આવી? ઈશ્વરકૃત સૃષ્ટિ માનવાથી પણ બુદ્ધિને સંતોષ થાય તેમ નથી, કારણ કે બુદ્ધિ શબ્દચાતુર્ય માત્રથી રંજિત થતી નથી; તે તો ફરી પ્રશ્ન પૂછવા ખડી થઈ જાય છે કે ઈશ્વરે એ પ્રમાણે શા હેતુથી, ક્યારે અને કયા કર્યું? ઉત્તર ન મળવાથી તે ત્યાં થાકી જાય છે, અને ત્યારે ત્યાં પણ શ્રદ્ધા જ તેની જગ્યા લે છે. ખરી રીતે તો આવા પ્રશ્નોના વિષયમાં બુદ્ધિ કાર્ય કરી શકતી નથી. તેથી ત્યાં શ્રદ્ધાથી જિજ્ઞાસાને તૃપ્ત કરવી જોઈએ; અથવા તો કાંઈ પણ છે જ નહિ એવું માની લઈ નાસ્તિક અથવા શૂન્યવાદી બની જવું જોઈએ, અથવા જીવરાશિને ઉડાવી દઈ ચાર્વાક બની જવું જોઈએ. અને આ જ કારણને લઈને બહુ મનુષ્યોએ ચાર્વાકના પક્ષને

પરંતુ એવાં ઉ. ત. શ્રદ્ધાળી પણ બન્યા છે, જ્યાં ઘણા અશ્રદ્ધાળુ પણ રહ્યા. અને જેઓએ માત્ર તર્કવાદનો આશ્રય લીધો છે તેઓ તો અંત સુધી અસંતુષ્ટ રહીને કાં તો પાગલ બન્યા છે અને કાં તો મરણ પણ પામ્યા છે.

હું તો શ્રદ્ધાળુ છું. મારી બુદ્ધિને હું જ્યાં ખડી કરું છું ત્યાં તે આગળ ને આગળ પ્રશ્ન ઉઠાવે છે અને તેને ગમે તેટલી દૂર લઈ જાઉં તોપણ ફરી ફરીને પ્રશ્નોની વૃષ્ટિ કરી હેરાન કરે છે. આથી કરીને જ મિ. સ્પેન્સર આદિ વિદ્વાનોએ ઘણી ચર્ચાઓને અજ્ઞેય કહી છોડી દીધી છે.

આખરે હું પણ અંતમાં 'અજ્ઞેય' કહીને જ તેને છોડી દઉં છું. સર્વજ્ઞને પૂછવામાં આવે અને તે ઉત્તર દે તો હું તેમને પણ આગળ પૂછી શકું કે 'ઠીક, તેનાથી આગળ શું તે કહો.' આથી સર્વજ્ઞ પણ અનેક વિષયોમાં 'અનાદિ તેમ જ અનંત' શબ્દો જ ઉપયોગમાં લેશે. એથી બુદ્ધે તો આવા જીવનસ્પર્શ રહિત પ્રશ્નોમાં પડવાની જ સ્પષ્ટ મનાઈ કરી છે. 'જગતનો કોઈ કર્તા છે કે નહિ?' 'સંસાર આદિ છે કે અનાદિ?' 'અવિદ્યા ક્યારે અને ક્યાંથી આવી?' 'જીવ નિત્ય છે કે અનિત્ય?' 'તે વ્યાપક છે કે અવ્યાપક?' આવા તર્કો કરવા જ નહિ જોઈએ, અથવા તો શ્રદ્ધાથી કાંઈ ને કાંઈ સમાધાન કરી લેવું જોઈએ. તેનાથી જીવનના વિકાસ પર કોઈ સારી-નરસી અસર પડતી નથી.

વેદાન્ત સાથે કોઈક અંશમાં સમાનતા ભલે હોય, પરંતુ સર્વાંશમાં તો નથી. મારો 'પ્રાથમિક' શબ્દ આપેક્ષિક છે, તે સાદિત્વનો દ્યોતક નથી.

—જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૩ અંક ૨.

# સ્ત્રીજાતિને દૃષ્ટિવાદ અંગ ભણવાના નિષેધ પર એક વિચાર

[ ૮ ]

**સમાનતા :** વ્યવહાર અને શાસ્ત્ર એ બન્ને સ્ત્રીજાતિને શારીરિક અને આધ્યાત્મિક વિકાસમાં પુરુષજાતિની સમાન સિદ્ધ કરે છે. શારીરિક બળમાં પ્રો. રામમૂર્તિથી કુમારી તારાબાઈ કોઈ પણ રીતે ઊતરે તેવી નથી. તેવી જ રીતે વક્તૃત્વકલામાં અને અનેક પ્રકારના વિચારમાં વિદુષી એની બિસેન્ટ કોઈ પણ વિચારક કે વક્તા પુરુષથી ઊતરે એવાં નથી. તે જ પ્રકારે કવિત્વશક્તિમા કોઈ પણ પ્રસિદ્ધ પુરુષ કરતાં શ્રીમતી સરોજિનીદેવી પાછાં પડે તેવાં નથી. ખરી રીતે નિયમ એ છે કે સમાન સાધન અને અવસર મળે તો સ્ત્રી પણ પુરુષ જેટલુ સામર્થ્ય પ્રાપ્ત કરી શકે છે. શ્વેતાંબર આચાર્યોએ સ્ત્રીને પુરુષની બરાબર કેવલજ્ઞાન અને મોક્ષની અધિકારિણી અર્થાત્ શારીરિક અને આધ્યાત્મિક વિકાસની અધિકારિણી સિદ્ધ કરેલ છે. પ્રમાણ માટે જુઓ પ્રજ્ઞાપના સૂ. ૭, નંદી સૂ. ૨૧.

આ વિષયમાં મતભેદ ધરાવનાર દિગંબર આચાર્યો સામે તેઓએ (શ્વેતંાબરાચાર્યોએ) બહુ લખ્યું છે જુઓ નંદી–ટીકા પૃ. ૧૩૧–૧૩૩; પ્રજ્ઞાપના–ટીકા પૃ. ૨૦–૨૨; શાસ્ત્રવાર્તાસમુચ્ચય–ટીકા પૃ. ૪૨૫–૪૩૦.

આલંકારિક પંડિત રાજશેખરે મધ્યસ્થભાવપૂર્વક સ્ત્રીજાતિને પુરુષજાતિની સમાન વર્ણવી છે :

'पुरुषवत् योषितोऽपि कविर्भवेयुः। सस्कारो ह्यात्मनि समवैति, न स्त्रैणं पौरुष वा विभागमपेक्षवे। श्रूयन्ते दृश्यन्ते च राजपुत्र्यो महामात्यदुहितरो गणिकाः कौतुकिभार्याश्च शास्त्रप्रतिबुद्धाः कवयश्च।'

—કાવ્યમીમાંસા, અધ્યાય ૧૦.

અર્થાત્ સ્ત્રીઓ પણ પુરુષની જેમ કવિ થઈ શકે, કારણ કે સંસ્કાર—શિક્ષા એ આત્મામાં ઊતરે છે. તે કાંઈ સ્ત્રીજાતિ કે પુરુષજાતિના ભેદની અપેક્ષા—પરવા નથી કરતો સાંભળવામાં આવે છે અને જોવામાં પણ આવે છે કે

રાજપુત્રીઓ, મહામંત્રીની પુત્રીઓ, ગણિકાઓ અને નટભાર્યાઓ શાસ્ત્રજ્ઞ તેમ જ કવિ હતી અને છે.

**વિરોધ:** સ્ત્રીને દષ્ટિવાદ ભણવા માટે જે નિષેધ કરાયેલો છે તેમાં બે પ્રકારે વિરોધ આવે છે: (૧) તર્કદષ્ટિથી, (૨) શાસ્ત્રની મર્યાદાથી.

(૧) એક તરફ સ્ત્રીને કેવલજ્ઞાન અને મોક્ષ સુધ્ધાની અધિકારિણી માનવી અને બીજી તરફ દષ્ટિવાદની–શ્રુતજ્ઞાન-વિશેષની પણ અધિકારિણી ન માનવી –અયોગ્ય ઠરાવવી એ એવું વિરુદ્ધ જણાય છે જેમ કોઈને રત્ન સોંપીને કહેવું કે તું કોડીની રક્ષા નહિ કરી શકે.

(૨) દષ્ટિવાદના અધ્યયનનો નિષેધ કરવાથી શાસ્ત્રકથિત કાર્યકારણની મર્યાદામાં પણ બાધ આવે છે. તે આ રીતે. શુક્લધ્યાનના પહેલા બે પાદ (અંશ) પ્રાપ્ત કર્યા વિના કેવલજ્ઞાન ઉત્પન્ન નથી થતુ. પૂર્વ નામક શ્રુતના જ્ઞાનની પ્રાપ્તિ વિના શુક્લધ્યાનનાં પ્રથમના બે પાદ પ્રાપ્ત નથી થતા અને પૂર્વશ્રુત એ દષ્ટિવાદનો એક હિસ્સો છે. આ મર્યાદા શાસ્ત્રમાં નિર્વિવાદ સ્વીકારવામાં આવી છે—"शुक्ले चाद्ये पूर्वविदः।" તત્ત્વાર્થ અ. ૯, સૂ. ૨૬.

આ કારણથી સ્ત્રીને દષ્ટિવાદના અધ્યયનની અધિકારિણી ન માની કેવલજ્ઞાનની અધિકારિણી માનવી એ સ્પષ્ટ વિરુદ્ધ જણાય છે.

દષ્ટિવાદના અનધિકારનાં કારણોના વિષયમાં બે પક્ષ છે. પહેલો પક્ષ જિનભદ્રગણી ક્ષમાશ્રમણ આદિનો. એ પક્ષ સ્ત્રીમાં તુચ્છત્વ, અભિમાન, ઇંદ્રિય-ચાંચલ્ય, મતિમાંદ્ય આદિ માનસિક દોષો બતાવીને તેને દષ્ટિવાદના અધ્યયનનો નિષેધ કરે છે. તે માટે જુઓ વિશેષાવસ્યકભાષ્ય ગા. ૫૫૨.

બીજો પક્ષ હરિભદ્રસૂરિ આદિનો છે. આ પક્ષ અશુદ્ધિરૂપ શારીરિક દોષ બતાવીને તેનો નિષેધ કરે છે. જેમ કે—

"कथं द्वादशाङ्गप्रतिषेधः? तथाविधविग्रहे ततो दोषात्।"

—લલિતવિસ્તરા પૃ. ૧૧૧.

**નયદષ્ટિથી વિરોધનો પરિહાર**: દષ્ટિવાદના અનધિકારથી સ્ત્રીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરવામાં જે ઉપર પ્રમાણે તત્ત્વાર્થકથિત કાર્યકારણભાવનો વિરોધ દેખાય છે તે વસ્તુતઃ વિરોધ નથી, કારણ કે શાસ્ત્ર સ્ત્રીમા દષ્ટિવાદના અર્થની યોગ્યતા માને છે, પણ ફક્ત શાબ્દિક અધ્યયનનો તે નિષેધ કરે છે.

'श्रेणिपरिणतौ तु कालगर्भवद्भावतो भावोऽविरुद्ध एव।'

—લલિતવિસ્તરા તથા એની મુનિચંદ્રસૂરિકૃત પંજિકા પૃ. ૧૧૧.

તપ, ભાવના આદિથી જ્યારે જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ તીવ્ર થઈ જાય છે ત્યારે સ્ત્રી શાબ્દિક પાઠ સિવાય જ દૃષ્ટિવાદનું સંપૂર્ણ અર્થજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને શુક્લધ્યાનના બે પાદ પ્રાપ્ત કરીને કેવલજ્ઞાન પણ પ્રાપ્ત કરી શકે છે.

'यदि च शास्त्रयोगागम्यसामर्थ्ययोगावसेयभावेष्वति सूक्ष्मेष्वपि तेषां विशिष्ट-क्षयोपशमप्रभवप्रभावयोगात् पूर्वधरस्येव बोधातिरेकसद्भावादाद्यशुक्लध्यानद्वयप्राप्तेः केवलावाप्तिक्रमेण मुक्तिप्राप्तिरिति न दोष.। अध्ययनमन्तरेणापि भावतः पूर्ववित्त्व-संभवात्, इति विभाव्यते, तदा निर्ग्रन्थीनामप्येव द्वितयसंभवे दोषाभावात्।'
—शास्त्रवार्तासमुच्चय पृ. ४२६.

ગુરુમુખથી શાબ્દિક અધ્યયન કર્યા વિના અર્થબોધ ન થાય એવો નિયમ નથી, કારણ કે અનેક માણસો એવા દેખાય છે કે જેઓ કોઈ પણ માણસ પાસે ભણ્યા વિના જ મનન અને ચિંતન દ્વારા પોતાના ઇષ્ટ વિષયનું ઊંડું જ્ઞાન મેળવી શકે છે.

હવે રહ્યો શાબ્દિક અધ્યયનનો નિષેધ. તે નિષેધ આ પ્રશ્ન ઉપર અનેક તર્ક–વિતર્ક ઉત્પન્ન કરે છે, જેમ કે, જે મનુષ્યની અંદર અર્થ-જ્ઞાનની યોગ્યતા માની શકાય, તે મનુષ્યને શાબ્દિક અધ્યયન માટે અયોગ્ય માનવો એ કેટલું સંગત છે? શબ્દ એ તો અર્થજ્ઞાનનું સાધનમાત્ર છે. તપ, ભાવના આદિ અન્ય સાધનોથી જે માણસ અર્થજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તે માણસ તે જ્ઞાન શબ્દ દ્વારા સંપાદન કરવામાં અયોગ્ય છે એમ કહેવું તે ક્યાં સુધી વ્યાજબી છે? શાબ્દિક અધ્યયનના નિષેધ માટે જે તુચ્છપણું, અભિમાન આદિ માનસિક દોષ દેખાડવામાં આવ્યા છે તે શું પુરુષજાતિમા નથી હોતા? જો વિશિષ્ટ પુરુષોમાં તે દોષોનો અભાવ હોવાથી પુરુષસામાન્ય માટે શાબ્દિક અધ્યયનનો નિષેધ ન કર્યો તો શું પુરુષ સમાન વિશિષ્ટ સ્ત્રીઓનો સંભવ નથી? અને જો અસંભવ હોય તો સ્ત્રીમોક્ષનું વર્ણન પણ કેમ સંભવી શકે? શાબ્દિક અધ્યયન માટે જે શારીરિક દોષોની સંભાવના કરી છે તે પણ શું બધી સ્ત્રીઓને લાગુ પડે છે? જો કેટલીક સ્ત્રીઓમાં લાગુ પડતી હોય તો શું કેટલાક પુરુષોમાં પણ શારીરિક અશુદ્ધિની સંભાવના નથી? આવી દશામાં પુરુષજાતિને છોડી સ્ત્રીજાતિ માટે શાબ્દિક અધ્યયનનો નિષેધ શા માટે

ઠરાવ્યો ? આ તર્કોના સંબંધમાં સંક્ષેપમાં એટલું જ કહેવાનું છે કે માનસિક અથવા શારીરિક દોષ બતાવીને શાબ્દિક અધ્યયનનો જે નિષેધ કરાયેલો છે તે આપેક્ષિક જણાય છે. અર્થાત્ વિશિષ્ટ સ્ત્રીઓ માટે અધ્યયનનો નિષેધ નથી. આના સમર્થનમાં એમ કહી શકાય કે જો વિશિષ્ટ સ્ત્રીઓ દૃષ્ટિવાદનું અર્થજ્ઞાન, વીતરાગભાવ, કેવળજ્ઞાન અને મોક્ષને પ્રાપ્ત કરવામાં સમર્થ થાય છે. તો પછી તેનામાં માનસિક દોષની સંભાવના પણ કેમ હોઈ શકે ? તેમ જ વૃદ્ધ, અપ્રમાદી અને પરમપવિત્ર આચારવાળી સ્ત્રીઓમાં શારીરિક અશુદ્ધિ પણ કેમ બતાવી શકાય ? જેને દૃષ્ટિવાદના અધ્યયન માટે યોગ્ય માન્યા તે પુરુષો પણ—જેવા કે સ્થૂલભદ્ર, દુર્બલિક પુષ્યમિત્ર આદિ—તુચ્છત્વ, સ્મૃતિદોષ વગેરે કારણોથી દૃષ્ટિવાદની રક્ષા ન કરી શક્યા

'तेण चिंतियं भगिणीणं इड्ढि दरिसेमि त्ति सीहरूवं विउव्वइ ।'

—આવશ્યક વૃત્તિ, પૃ. ૬૯૮-૧.

'ततो आयरिएहिं दुब्बलियपुस्समित्ता तस्स वायणारिओ दिण्णो । ततो सो कइवि दिवसे वायणं दाऊण आयरियमुवट्ठि भणइ—मम वायणं देतस्स नासति, जं च सण्णायघरे नाणुप्पेहियं, अतो मम अज्झरंतस्स नवमं पुव्वं नासिहि त्ति । ताहे आयरिया चिंतेंति—जइ ताव एयस्स परममेहाविस्स एवं झरंतस्स नासइ अन्नस्स चिरनट्ठं चेव ।'

—આવશ્યકવૃત્તિ, પૃ ૩૦૮.

આવી વસ્તુસ્થિતિ હોવા છતાં પણ સ્ત્રીઓ માટે જ ભણવાનો નિષેધ કેમ કરાયો ? આ પ્રશ્નનો ઉત્તર બે રીતે આપી શકાય (૧) સમાન સામગ્રી મળવા છતાં પણ પુરુષોની સરખામણીમાં પુરુષો કરતા સ્ત્રીઓનું થોડી સંખ્યામાં તૈયાર થવું, અને (૨) બીજી ઐતિહાસિક પરિસ્થિતિ.

(૧) જે પશ્ચિમ વગેરે દેશોમાં સ્ત્રીઓને ભણવા વગેરેની સામગ્રી પુરુષો સમાન પ્રાપ્ત થાય છે ત્યાંનો ઇતિહાસ જોવાથી આ જાણી શકાય છે કે સ્ત્રીઓ પુરુષોની તુલ્ય થઈ શકે છે, પરંતુ યોગ્ય વ્યક્તિઓની સંખ્યા સ્ત્રીજાતિની અપેક્ષાએ પુરુષ જાતિમાં વધારે થાય છે.

(૨) દિગંબર આચાર્ય કુંદકુંદ સરખાએ પણ શારીરિક અને માનસિક દોષોના કારણથી સ્ત્રીજાતિને દીક્ષા માટે અયોગ્ય ઠરાવી છે

लिंगम्मि य इत्थीणं, थणंतरे णाहिकक्खदेसम्मि ।
भणिओ सुहुमो काओ, तासं कह होइ पव्वज्जा ।

—ષટ્પાહુડગત સૂત્રપાહુડ ગા. ૨૪-૨૫.

અને વૈદિક વિદ્વાનોએ શારીરિક શુદ્ધિને અગ્રસ્થાન આપીને સ્ત્રી અને શૂદ્રજાતિને વેદના અધ્યયન માટે અયોગ્ય ઠરાવી 'સ્ત્રીશુદ્રૌ નાધીયાતામ્' એમ કહ્યુ છે.

આ વિરોધી સંપ્રદાયોની એટલી બધી અસર પડી કે તેને લીધે સ્ત્રીજાતિની યોગ્યતા પુરુષ સમાન માનનાર શ્વેતાંબર આચાર્યો પણ તેને વિશેષ અધ્યયન માટે અયોગ્ય બતાવવા લાગ્યા હશે.

અગિયાર અંગ આદિ ભણાવવાનો અધિકાર માનવા છતાં પણ ફક્ત બારમા અંગના નિષેધનું કારણ એ પણ લાગે છે કે વ્યવહારમાં દૃષ્ટિવાદનું મહત્ત્વ સચવાય. તે કાળમાં વિશેષપણે શારીરિક શુદ્ધિપૂર્વક ભણવામાં વેદ આદિ ગ્રંથોની મહત્તા સમજાતી હતી. દૃષ્ટિવાદ બધાં અંગોમા પ્રધાન હતું, એટલા માટે વ્યવહારદૃષ્ટિથી તેની મહત્તા બતાવવા માટે બીજા મોટા પાડોશી સમાજનું અનુકરણ થવુ સ્વાભાવિક છે. આ કારણથી પારમાર્થિક દૃષ્ટિએ સ્ત્રીને સંપૂર્ણ રીતે યોગ્ય માનવા છતાં પણ આચાર્યોએ વ્યાવહારિક દૃષ્ટિથી શારીરિક અશુદ્ધિનો વિચાર કરી તેને ફક્ત શાબ્દિક અધ્યયન માટે અયોગ્ય બતાવી હોય એમ લાગે છે.

ભગવાન ગૌતમબુદ્ધે સ્ત્રીજાતિને ભિક્ષુપદ માટે અયોગ્ય ઠરાવી હતી, પરંતુ ભગવાન મહાવીરે તો પ્રથમથી જ તેને પુરુષની સમાન ભિક્ષુપદની અધિકારિણી ઠરાવી હતી આ કારણથી જ જૈન શાસનમાં ચતુર્વિધ સંઘ પ્રથમથી જ સ્થાપિત છે અને સાધુ તથા શ્રાવકોની અપેક્ષાએ સાધ્વીઓ તથા શ્રાવિકાઓની સંખ્યા આરંભથી જ અધિક રહેલી છે. પરંતુ પોતાના પ્રધાન શિષ્ય આનંદના આગ્રહથી ગૌતમબુદ્ધે જ્યારે સ્ત્રીઓને ભિક્ષુપદ આપ્યું ત્યારે તેની સંખ્યા ધીમે ધીમે ઘણી વધી અને કેટલીક શતાબ્દીઓ પછી અશિક્ષા, કુપ્રબંધ આદિ કેટલાક કારણોથી તેમાંથી ઘણી સ્ત્રીઓ આચારભ્રષ્ટ થઈ, જેને લીધે બૌદ્ધ સંઘ એક પ્રકારે દૂષિત મનાવા લાગ્યો. સંભવ છે કે આ પરિસ્થિતિની જૈનો ઉપર પણ કાંઈ અસર પડી હોય, જેથી દિગંબર આચાર્યોએ તો સ્ત્રીઓને ભિક્ષુપદ માટે પણ અયોગ્ય ઠરાવી અને શ્વેતાંબર આચાર્યોએ એ પ્રમાણે નહિ કરતાં સ્ત્રીજાતિનો ઉચ્ચ અધિકાર કાયમ રાખીને પણ તેમાં દુર્બળતા, ઇન્દ્રિયચંપળતા આદિ દોષો વિશેષ રૂપથી બતાવ્યા, કેમ કે સહચર સમાજોના વ્યવહારોનો એકબીજા પર પ્રભાવ પડે તે અનિવાર્ય છે.

—જૈન સાહિત્ય સંશોધક, ખંડ ૩, અંક ૩.

# જૈન ન્યાયનો ક્રમિક વિકાસ

## [ ૯ ]

**ન્યાય અને ન્યાયશાસ્ત્ર :** જે અનુમાનપ્રણાલિકાથી સંદિગ્ધ વસ્તુનો નિર્ણય કરી શકાય છે તે અનુમાનપદ્ધતિને 'ન્યાય' કહેવામાં આવે છે. જે શાસ્ત્રમાં આવી અનુમાનપદ્ધતિનો વિચાર મુખ્યપણે હોય છે, તે શાસ્ત્ર ન્યાય-સાહિત્યમાં સ્થાન લે છે. ન્યાયશાસ્ત્રમાં માત્ર ન્યાયની અનુમાનપદ્ધતિની જ ચર્ચા હોય તેમ કાંઈ નથી હોતું, તેમા સમગ્ર પ્રમાણોનુ નિરૂપણ હોય છે; એટલું જ નહિ, પણ તેમાં પ્રમેયોનું નિરૂપણ સુધ્ધા હોય છે. છતાં એટલું ખરું કે તેવી જાતના સાહિત્યમાં પ્રમાણના નિરૂપણે અને તેમાંયે અનુમાન પદ્ધતિના નિરૂપણે મોટો ભાગ રોકેલો હોય છે. તેથી જ તેવી જાતનું સાહિત્ય 'प्राधान्येन व्यदेशा भवन्ति' એ ન્યાયને અનુસરી ન્યાય-સાહિત્ય કહેવાય છે

ચેતનસૃષ્ટિમા મનુષ્યજાતિનું મહત્ત્વ તેની બુદ્ધિને લીધે છે તેની બુદ્ધિની મહત્તા વિચાર-સ્વતંત્રતાને લીધે છે. વિચાર-સ્વાતંત્ર્ય એ તર્ક અને જિજ્ઞાસા-શક્તિનું પરિણામ છે તેથી જ્યારે કોઈ બહારનું કે અંદરનું દબાણ ન હોય ત્યારે હરકોઈ મનુષ્યની બુદ્ધિ આપોઆપ શંકા અને તર્ક કર્યા કરે છે, અને તેમાંથી જ કલ્પનાશક્તિ ખીલતાં ક્રમે અનુમાનપદ્ધતિ નિષ્પન્ન થાય છે. આ કારણથી ન્યાય એ કોઈ પણ દેશની કે કોઈ પણ મનુષ્યજાતિની વિકસિત કે વિકાસ પામતી બુદ્ધિનું એક દૃશ્ય સ્વરૂપ છે. થોડામાં કહીએ તો મનુષ્યજાતિની વિચારશક્તિ એ એકમાત્ર ન્યાયશાસ્ત્રનુ ઉદ્‌ગમ સ્થાન છે.

છતાં દેશભેદ કે સંપ્રદાયભેદથી ન્યાયશાસ્ત્રના વિભાગ પડી જાય છે; જેમ કે, પશ્ચિમીય ન્યાયશાસ્ત્ર, પૂર્વીય ન્યાયશાસ્ત્ર. પૂર્વના ન્યાયશાસ્ત્રનાં પણ વૈદિક, બૌદ્ધ અને જૈન એ મુખ્ય ભાગો છે.

**ત્રણ ભેદોનું પારસ્પરિક અંતર** આવા ભાગો પડી જવાનું મુખ્ય કારણ સંપ્રદાયભેદ એ તો છે જ. પણ બીજાંયે ખાસ કારણો છે. જેમ કે ભાષાભેદ, નિરૂપણપદ્ધતિની ભિન્નતા અને ખાસ કરી સાંપ્રદાયિક પ્રમેયોની અને માન્યતાઓની ભિન્નતાને લીધે ઉપસ્થિત થયેલો પ્રમાણભેદ. વૈદિક ન્યાયનું

પ્રસ્થાન વેદને પ્રમાણ માની તેને અનુકૂળ ચાલવામાં છે. બૌદ્ધ ન્યાયનુ પ્રસ્થાન વેદ કે અન્ય આગમ પ્રમાણને આશ્રિત ન રહી પ્રધાનપણે અનુભવને આધારે ચાલવામાં છે જૈન ન્યાયનું પ્રસ્થાન વેદના પ્રામાણ્યનો સ્વીકાર ન કર્યા છતાં પણ શબ્દનુ પ્રામાણ્ય સ્વીકારી ચાલવામાં છે તે ઉપરાંત આ ત્રણે મુખ્ય સંપ્રદાયના ન્યાયની ભિન્નતાનુ એક બીજું પણ બીજ-કારણ છે, અને તે વિષયભેદ વૈદિક ન્યાય કોઈ પણ તત્ત્વને સિદ્ધ કરતો હોય ત્યારે તે સાધ્ય તત્ત્વોને અમુક એકરૂપે જ સિદ્ધ કરે છે, જેમ કે આત્મા વગેરે તત્ત્વોને વ્યાપક અથવા નિત્ય રૂપે જ અને ઘટ આદિ પદાર્થોને અનિત્ય રૂપે જ બૌદ્ધ ન્યાય આંતર કે બાહ્ય સમગ્ર તત્ત્વોને એક રૂપે જ સિદ્ધ કરે છે પણ તે એક રૂપ એટલે માત્ર ક્ષણિકત્વ તેમાં ક્ષણિકત્વના વિરુદ્ધ પક્ષ સ્થાયિત્વને કે નિત્યત્વને બિલકુલ અવકાશ નથી. જૈન ન્યાય એ વૈદિક અને બૌદ્ધ ન્યાયની વચ્ચે રહી પ્રત્યેક સાધ્ય તત્ત્વને માત્ર એક રૂપે સિદ્ધ ન કરતા અનેક રૂપે સિદ્ધ કરે છે. આ કારણથી જૈન ન્યાય બીજા ન્યાયો કરતા જુદો પડે છે. સંક્ષેપમાં એમ કહી શકાય કે જે ન્યાય જૈનાચાર્યોએ રચેલો હોય, જે કેવળ પૌરુષેય આગમનુ પ્રામાણ્ય સ્વીકારી ચાલતો હોય અને કોઈ પણ તત્ત્વનુ સાપેક્ષ દૃષ્ટિએ નિરૂપણ કરતો હોય તે જૈન ન્યાય.

**એકબીજાના પ્રભાવથી થયેલ વિચારક્રાંતિ** એક સંપ્રદાય અમુક તત્ત્વો ઉપર વધારે ભાર આપતો હોય, ત્યારે જાણે કે અજાણે તેનો પ્રભાવ બીજા પાડોશી સમ્પ્રદાયો ઉપર અનિવાર્ય રીતે પડે છે જો જૈન અને બૌદ્ધ સંપ્રદાયની અહિંસાનો પ્રભાવ વૈદિક સપ્રદાય ઉપર પડ્યાની વાત માની લેવા તૈયાર થઈએ તો સત્ય ખાતર એ પણ માની લેવુ જોઈએ કે વૈદિક વિદ્વાનોની દાર્શનિક પદ્ધતિની અસર બીજા બે સંપ્રદાયો ઉપર પડી છે જોકે સામાન્ય ન્યાય-સાહિત્યના વિકાસમાં ત્રણે સમ્પ્રદાયોના વિદ્વાનોએ અને આચાર્યોએ ફાળો આપ્યો છે, છતા પહેલેથી છેલ્લે સુધીનો ન્યાય-સાહિત્યનો તથા પઠન-પાઠનનો ઇતિહાસ જોતા એવા નિર્ણય ઉપર આપોઆપ આવી જવાય છે કે ન્યાયનાં તત્ત્વોની વ્યવસ્થા કરવામાં પ્રધાનસ્થાન વૈદિક વિદ્વાનોનું છે. એ વિષયમા તેઓનો પ્રભાવ સ્પષ્ટ છે, અને આ જ કારણથી ક્રમે ક્રમે બૌદ્ધ અને જૈન વિદ્વાનો પોતાની આગમમાન્ય પાલિ અને પ્રાકૃત ભાષા છોડી વૈદિક સમ્પ્રદાયમાન્ય સસ્કૃત ભાષામા પોતાની પદ્ધતિએ ન્યાયના ગ્રંથો રચવા મંડી ગયેલા છે

## જૈન સાહિત્યની પ્રધાન બે શાખાઓ

ભગવાન મહાવીરના સમયમાં જૈન સંઘ પ્રધાનપણે મગધ અને તેના આસપાસના પ્રદેશોમાં હતો. પછી લગભગ એક સૈકા બાદ તે સંઘ બે દિશામાં વહેંચાયો: એક ભાગ દક્ષિણમાં અને બીજો ઉત્તરમાં. ત્યાર બાદ થોડાક સૈકાઓ વ્યતીત થયા કે તે વહેંચાયેલા બે ભાગો સ્પષ્ટ રૂપે જુદા પડી ગયા. એક દિગંબર અને બીજો શ્વેતાંબર. દક્ષિણવર્તી શ્રમણસંઘ પ્રધાનપણે દિગંબર સંપ્રદાયી થયો, અને ઉત્તરવર્તી શ્રમણસંઘ પ્રધાનપણે શ્વેતાંબર સંપ્રદાયી થયો. આ રીતે વિભક્ત થયેલ શ્રમણસંઘે જે સાહિત્ય રચ્યું તે પણ બે ભાગમાં આપોઆપ વહેંચાઈ ગયું. પહેલું દિગંબરીય સાહિત્ય અને બીજું શ્વેતાંબરીય સાહિત્ય. મૂળમાં અવિભક્ત જૈન સાહિત્યના આ રીતે મુખ્ય બે ભાગલા પડી ગયા.

દિગંબરીય શ્રમણ સંઘનું પ્રાધાન્ય દક્ષિણમા હોવાથી તે સપ્રદાયનુ મૌલિક સાહિત્ય ત્યાં જ ઉત્પન્ન થયું, પોષાયું, વિકાસ પામ્યુ અને સંગ્રહાયું તે સાહિત્યના રચયિતા પ્રધાન પ્રધાન આચાર્યો જેવા કે કુંદકુંદ, સમતભદ્ર વગેરે ત્યાં જ થયા. શ્વેતાંબર શ્રમણસઘનુ પ્રાધાન્ય પહેલાં તો ઉત્તર હિન્દુસ્તાન (રાજપુતાના)-માં અને ક્રમે ક્રમે પશ્ચિમ હિન્દુસ્તાન (કાઠિયાવાડ, ગુજરાત)માં વધતું ગયું. તેથી તે સંપ્રદાયનું સાહિત્ય ઉત્તર અને પશ્ચિમમાં ઉત્પન્ન થયું અને વિકસ્યું છે. તેમ જ તે સાહિત્યના રચયિતા આચાર્યો પણ તે જ પ્રદેશમા થયેલા છે. ઉત્તર કરતાં પશ્ચિમ હિન્દુસ્થાનમા શ્વેતાંબર સંપ્રદાયની સત્તા વધેલી તેથી જ છેલ્લાં લગભગ પંદરસો વરસનું તે સંપ્રદાયનું સાહિત્ય પ્રધાનપણે કાઠિયાવાડમાં અને ગુજરાતમા લખાયું, રચાયું, પોષાયું, વિકસિત થયું અને સંગ્રહાયું છે. આ રીતે જૈન સાહિત્યની મુખ્ય બે શાખાઓ આપણી નજરે પડે છે.

## બન્ને શાખાઓના સાહિત્યમાં નવયુગ

આ બન્ને શાખાઓના શરૂઆતના ગ્રંથો જોતાં એમ સ્પષ્ટ જણાય છે કે, તેની નિરૂપણપદ્ધતિ મંત્રસિદ્ધાંત રૂપે હતી તત્ત્વજ્ઞાન હોય કે આચાર હોય, બન્નેનું નિરૂપણ ઉપનિષદ્ જેવી સરળ પ્રાચીન પદ્ધતિએ થતું, પણ પહેલા કહેવામા આવ્યું છે તેમ વૈદિક દર્શનોમાં ન્યાયદર્શને વિશિષ્ટ સ્થાન અને વિદ્વત્પ્રિયતા મેળવ્યા પછી જૈન સાહિત્યમાં પણ નવો યુગ દાખલ થયો. ન્યાય દર્શનની તર્કપદ્ધતિનો પ્રભાવ બૌદ્ધ સાહિત્ય ઉપર પ્રથમ પડયો બૌદ્ધ સાહિત્ય અને વૈદિક સાહિત્ય એમ બન્નેની મિશ્રિત અસર જૈન વાઙ્મય ઉપર પણ થઈ તેથી જૈન આચાર્યો પણ બૌદ્ધ

આચાર્યોની પેઠે પોતાની આગમસિદ્ધ ભાષા ઉપરાંત સંસ્કૃત ભાષામાં ગ્રંથો રચવા લાગ્યા. આ પહેલાં જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાને સ્થાન નહોતું એમ માનવાને કોઈ ખાસ પ્રમાણુ નથી પણુ એટલું ખરું કે આ સંસ્કૃત યુગ પહેલાં જૈન સાહિત્યમાં પ્રાકૃત ભાષાનું સામ્રાજ્ય હતું. જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાને અને તર્કપદ્ધતિને પ્રથમ પ્રતિષ્ઠિત કરનાર શ્વેતાંબર આચાર્ય કે દિગંબર આચાર્ય ?–એ કહેવું કઠણુ છે. પણુ એમ કહી શકાય છે કે, બન્ને સંપ્રદાયના આ પરિવર્તન વચ્ચે વધારે અંતર ન હોવું જોઈએ.

**જૈન ન્યાયનું કાળમાન અને વિકાસની દૃષ્ટિએ તેના ચાર ભાગો**

શાસ્ત્રપ્રદેશમાં વિચારક્રાંતિ તથા ભાષા અને શૈલીભેદ થવાને પરિણામે જૈન સાહિત્યમાં સ્વતંત્ર ન્યાયપદ્ધતિ જન્મી. તેથી પ્રથમ એ જોવું જોઈએ કે આ જૈન ન્યાયનું વય–કાળમાન કેટલું છે અને તેના વિકાસક્રમને સમજવા માટે તેને કેટલા ભાગમાં વહેંચી શકીએ.

જૈન ન્યાયના જન્મસમયની પૂર્વસીમા વધારેમાં વધારે વિક્રમના પહેલા સૈકાથી આગળ લંબાવી શકાતી નથી. અને તેના વિકાસની ઉત્તર સીમા વિક્રમના અઢારમા સૈકાથી આગળ આવતી નથી. આ રીતે વધારેમાં વધારે જૈન ન્યાયનું કાળમાન અઢારસો વરસ જેટલું આંકી શકાય. પણુ ઉત્તર સીમા નિશ્ચિત છતાં વિવાદાસ્પદ પૂર્વ સીમાને ઓછામાં ઓછી પાંચમી શતાબ્દીથી શરૂ કરીએ તોય તેનું કાળમાન તેરસો વરસ જેટલું તો છે જ.

જૈન ન્યાયના વિકાસની ક્રમિક પાયરીઓના ભેદ સમજવા ખાતર તે કાળમાનને સ્થૂળ રીતે ચાર ભાગમાં વહેંચી શકાય છે. પહેલો ભાગ વિક્રમના પાંચમા સૈકા સુધીનો, બીજો છઠ્ઠા સૈકાથી દશમા સુધીનો, ત્રીજો ભાગ અગિયાર-થી તેરમા સુધીનો અને ચોથો ચૌદમાથી અઢારમા સુધીનો આ ચાર ભાગને અનુક્રમે બીજારોપણુકાળ, પલ્લવિતકાળ, પુષ્પિતકાળ અને ફળકાળના નામે ઓળખાએ તો જૈન ન્યાયના વિકાસને વૃક્ષના રૂપકથી સમજી શકીએ.

જૈન સાહિત્યમાં સંસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા થતાં જ શરૂઆતમાં કયા વિષયો ઉપર ગ્રંથો લખાયા એ વિચાર પ્રસ્તુત નથી, પણુ જૈન સાહિત્યમાં ન્યાયનો સૂત્રપાત કોણે અને ક્યારે કર્યો એટલું જ અહીં કહેવાનું છે. દિગંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની સ્પષ્ટ પ્રતિષ્ઠા આચાર્ય સમંતભદ્રે અને શ્વેતાંબર સાહિત્યમાં તર્કપદ્ધતિની બળવતી પ્રતિષ્ઠા આચાર્ય સિદ્ધસેન દિવાકરે કરી. આ બન્ને આચાર્યમાં કોણ પૂર્વવર્તિ અને કોણ પશ્ચાત્વર્તિ એ હજી નિર્ણીત થયું નથી. પણુ એ બે વચ્ચે વિશેષ અંતર ન હોવું જોઈએ, એવી સંભાવના માટે

પ્રમાણે છે. આ બે આચાર્યોની ઉત્તર સીમા ઈ. સ. પાંચમા સૈકાથી આગળ લંબાવી શકાય તેમ નથી અને પૂર્વ સીમા લગભગ ઈ. સ. ના આરંભ પહેલાં નિર્દિષ્ટ કરી શકાય તેમ નથી.

**સિદ્ધસેન અને સમન્તભદ્ર : એ બન્નેની કૃતિઓ**

સંપ્રદાયો જુદા હોવા છતાં એ બન્નેનું એક એવું પરંપરાગત સામ્ય છે કે જે તરફ ધ્યાન ગયા વગર રહેતું નથી. દિગંબર સંપ્રદાયમાં ગંધહસ્તિના નામથી સમંતભદ્ર પ્રસિદ્ધ છે. અને તત્ત્વાર્થ ઉપરની ગંધહસ્તિમહાભાષ્ય ટીકા તેઓની કૃતિ તરીકે પ્રસિદ્ધ છે અને ઉપલબ્ધ આપ્તમીમાંસા તે જ મહાભાષ્યનું મંગલ મનાય છે. શ્વેતાંબર સંપ્રદાયમાં સિદ્ધસેન દિવાકર ગંધ-હસ્તિ કહેવાય છે અને તત્ત્વાર્થ ઉપર તેઓએ ગંધહસ્તિમહાભાષ્ય રચ્યું હતુ એમ મનાય છે બન્ને સંપ્રદાયની આ માન્યતાઓ નિરાધાર નથી, કારણ કે બન્ને સંપ્રદાયના ઘણા ગ્રંથોમાં તે બાબતના સૂચક ઉલ્લેખો મળી આવે છે.

આ બે આચાર્યોની વિશેષતા થોડામાં આ પ્રમાણે બતાવી શકાય. સમંતભદ્ર પોતાના દરેક ગ્રન્થોમાં જૈન દર્શન, તેના પ્રણેતા અર્હન્ અને તેનો સિદ્ધાંત અનેકાંત એટલાં તત્ત્વોની તર્કપદ્ધતિએ ઓજસ્વિની પ્રવાહબદ્ધ સંસ્કૃત ભાષામાં સૂક્ષ્મ ચર્ચા કરે છે; અને સાથે સાથે અન્ય દર્શનો, તેના પ્રણેતાઓ અને એકાંતનો સોપહાસ પ્રતિવાદ કરે છે. તેઓની ઉપલબ્ધ કૃતિઓ જોતાં એમ જણાય છે કે, સમંતભદ્ર તર્કસિદ્ધ દાર્શનિક મીમાંસા કરવામાં સિદ્ધહસ્ત હતા. સિદ્ધસેન દિવાકરે પણ જૈન દર્શન, તેના પ્રણેતા તીર્થંકર અને સ્યાદ્વાદ એ વિષયોની તાર્કિક પદ્ધતિએ પ્રતિષ્ઠા કરવા સાથે અન્ય દર્શનોનો સપરિહાસ નિરાસ કર્યો છે. તેઓની મધુર અને પ્રાસાદિક સ્વતઃસિદ્ધ સંસ્કૃત ભાષાનો પદ્યપ્રવાહ જોઈ આચાર્ય હેમચંદ્રે તેઓને કવિશ્રેષ્ઠ જણાવવા "अनुसिद्धसेन कव्य" એ ઉદાહરણ ટાંકયુ છે. સિદ્ધસેને જૈન ન્યાયનુ વ્યવસ્થિત સ્વરૂપ બાંધી તેનો સંક્ષેપમાં અભ્યાસ કરવા ઇચ્છનાર માટે ન્યાયાવતાર નામનો એક નાનકડો પદ્યમય ગ્રંથ રચ્યો છે, જેની મર્યાદાને આજ સુધીના સમગ્ર પ્રસિદ્ધ શ્વેતાંબર–દિગંબર વિદ્વાનો અનુસર્યા છે. તે સિવાય તત્કાલીન સમગ્ર ભારતીય દર્શનોને સંક્ષેપમાં પણ મૌલિક અભ્યાસ કરવા ઈચ્છિનાર માટે તે છે દર્શનનું યથાર્થ સ્વરૂપ બતાવનારા પદ્યમય ગ્રંથો રચ્યા છે અને એ રીતે આચાર્ય હરિભદ્રને ષડ્દર્શનસમુચ્ચય રચવાની અને માધવાચાર્યને સર્વદર્શનસંગ્રહ રચવાની કલ્પનાનો ખોરાક પૂરો પાડ્યો છે.

તત્કાલીન ભારતીય સમસ્ત દર્શનોનુ નિરૂપણ કરનાર બીજી કોઈ કૃતિ તેનાથી પ્રાચીન ન મળે ત્યાં સુધી દર્શનસંગ્રહ કરવાનુ પ્રાથમિક ગૌરવ સિદ્ધસેનને આપનુ જોઈએ સિદ્ધસેનની એક વેદવાદ દ્વાત્રિંશિકા જોતાં એમ તુરત ભાસે છે કે, તેમણે વેદ અને ઉપનિષદ્નો મૌલિક તેમ જ તલસ્પર્શી અભ્યાસ કરેલો. સિદ્ધસેન દિવાકરનો પ્રસિદ્ધ ગ્રંથ સમ્મતિ તર્ક છે, જે પદ્યમય પ્રાકૃતમા ત્રણ ભાગમાં કુંદકુદના પ્રવચનસારની પેઠે પૂરો થયેલો છે. આ ગ્રંથ ઉપર શ્વેતાબર અને દિગંબર એમ બન્ને આચાર્યોએ ટીકાઓ રચી છે. તેમાં વર્ણવેલા સિદ્ધાતો એટલાં સતર્ક અને હૃદયગ્રાહી છે કે આગળના આચાર્યો પણ તેથી વધારે મૂળ વસ્તુ કહી શક્યા નથી. સમંતભદ્રની ઉપલબ્ધ કૃતિઓમાં સિદ્ધસેનના ન્યાયાવતાર જેવી કે વૈદિક છયે દર્શન અને બૌદ્ધ દર્શનનું નિરૂપણ કરનાર બત્રીશીઓ જેવી કોઈ કૃતિ નથી. વાચકોએ સિદ્ધસેનની ઉપલબ્ધ એકવીશ બત્રીશીઓ અને સમતભદ્રની આપ્તમીમાસા, યુક્ત્યનુશાસન અને સ્વયભૂસ્તોત્ર એ એકસાથે સામે રાખી અવલોકવાં, જેથી બન્નેનું પરસ્પર સાદશ્ય અને વિશેષતા આપોઆપ ધ્યાનમાં આવશે

બીજા ભાગનુ પલ્લવિતકાળ એ નામ રાખ્યુ છે, તેનો અભિપ્રાય એટલો છે કે, સિદ્ધસેન અને સમંતભદ્ર દ્વારા બન્ને સંપ્રદાયોમા જે જૈન ન્યાયનુ બીજારોપણ થયું, તેને જ આ યુગમાં પલ્લવિત કરવામાં આવ્યું છે. આ યુગમા દિગંબર સંપ્રદાયમાં અનુક્રમે અકલંક, વિદ્યાનંદ અને પ્રભાચંદ્ર એ એ ત્રણ પ્રધાન આચાર્યોએ મુખ્યપણે જૈન ન્યાયને વિસ્તાર્યો અને વિશદ કર્યો છે. શ્વેતાંબરમાં પણ પ્રધાનપણે ત્રણ આચાર્યોએ આ યુગમાં જૈન ન્યાયને વિસ્તૃત અને વિશદ બનાવ્યો છે મલ્લવાદી, હરિભદ્ર અને રાજગચ્છીય અભયદેવ—એ ત્રણેએ અનુક્રમે કાંઈ ને કાંઈ વધારે વિશેષતા અર્પી છે. અકલંક આદિ ત્રણે દિગંબર આચાર્યોએ જૈન ન્યાયના સ્વતંત્ર ગ્રથોયે લખ્યા છે, અને સમતભદ્ર આદિ પૂર્વાચાર્યોની ન્યાયવાણીને પલ્લવિત પણ કરી છે. તેવી જ રીતે મલ્લવાદી વગેરે આ યુગના શ્વેતાંબર આચાર્યોએ જૈન ન્યાય ઉપર સ્વતંત્ર ન્યાયના ગ્રથો લખ્યા છે અને પોતપોતાની પહેલાની તર્કવાણીને પલ્લવિત પણ કરી છે તે ઉક્ત દિગબર ત્રણ આચાર્યો અને ઉક્ત શ્વેતાંબર ત્રણ આચાર્યોની કૃતિઓ બરાબર સામે રાખી જોવામાં આવે તો એક બીજા ઉપર પડેલો પ્રભાવ પરસ્પરનુ સાદશ્ય અને વિશેષત્વ ધ્યાનમા આવ્યા વિના રહે તેમ નથી.

ત્રીજા ભાગનું નામ પુષ્પિતકાળ છે. પુષ્પો કાંઈ સંખ્યામાં પલ્લવો જેટલાં નથી હોતાં, કદાચિત પુષ્પોનું પરિમાણ પલ્લવોથી નાનુ પણ હોય છે,

છતાં મુખ્ય એ પરંપરાઓની ઉત્તર અવસ્થા હોઈ તેમાં એક જાતનો વિશિષ્ટ પરિપાક હોય છે. બીજા યુગમાં જૈન ન્યાયનો જે વિસ્તાર અને સ્પષ્ટીકરણ થયાં તેને પરિણામે ત્રીજો યુગ જન્મ્યો. આ યુગમાં અને આ પછીના ચોથા યુગમાં દિગંબર આચાર્યોએ ન્યાય વિષયક કેટલાક ગ્રંથો રચ્યા છે, પણ હજુ સુધી મારી નજરે એવો એકે ગ્રંથ નથી પડ્યો કે જેને લીધે જૈન ન્યાયના વિકાસમાં તેને સ્થાન આપી શકાય. ત્રીજા યુગના શ્વેતાંબર સંપ્રદાયમા વાદી દેવસૂરિ અને હેમચન્દ્ર એ બેનું મુખ્ય સ્થાન છે. એ ખરું કે આચાર્ય હેમચંદ્રની પરિચિત કૃતિઓમાં જૈન ન્યાય વિષયક બહુ કૃતિઓ નથી, તેમ પરિમાણમાં મોટી પણ નથી. છતાં તેઓની બે બત્રીશીઓ અને પ્રમાણમીમાંસા જોનારને પોતાની વિશિષ્ટતા ધ્યાનમાં આવ્યા સિવાય નહીં રહે અને એમ આપોઆપ જણાશે કે મોટા મોટા અને લાંબા લાંબા ગ્રંથોથી કંટાળેલ અભ્યાસીઓ માટે સંક્ષેપમા છતાં વિશેષતાવાળી રચનાઓ તેઓએ કરી અને ફૂલનું સૌરભ તેમાં આણ્યું. વાદી દેવસૂરિ કાંઈ કંટાળે તેવા ન હતા તેઓએ તો રત્નાકરની સ્પર્ધા કરે એવો એક સ્યાદ્વાદરત્નાકર ગ્રંથ રચ્યો અને કોઈ અભ્યાસીને જૈન ન્યાય માટે તેમ જ દાર્શનિક ખંડનમંડન માટે બીજે ક્યાંય ન જવાની સગવડ કરી દીધી.

### ચોથો ફળકાળ

આ યુગમાં જે સાહિત્ય રચાયું તે ફળરૂપ છે ફળમાં બીજથી ફૂલ સુધીના ઉત્તરોત્તર પરિપાકનો સાર આવી જાય છે તેવી રીતે આ યુગના સાહિત્યમા પહેલા ત્રણે યુગના સાહિત્યમા થયેલો પરિપાક એકસાથે આવી જાય છે. આ યુગમાં જે જૈન સાહિત્ય રચાયુ છે, તે જ જૈન ન્યાયના વિકાસનું છેલ્લુ પગથિયુ છે, કારણ કે, ત્યાર બાદ તેમાં કોઈએ જરાયે ઉમેરો કર્યો નથી. મલ્લીષેણની સ્યાદ્વાદમંજરી બાદ કરીને આ યુગના ફલાયમાન ન્યાય વિષયક ઉચ્ચ સાહિત્ય તરફ નજર કરીએ તો જણાશે કે તે અનેક વ્યક્તિઓના હાથે લખાયું નથી. તેના લેખક ફક્ત એક જ છે અને તે સત્તરમા–અઢારમાં સૈકામાં થયેલા, લગભગ સો શરદો સુધી મુખ્યપણે શાસ્ત્રયોગ સિદ્ધ કરનાર સસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી અને મારવાડી એ ચારે ભાષાઓમાં વિવિધ વિષયોની ચર્ચા કરનાર ઉપાધ્યાય યશોવિજયજી છે. ઉપાધ્યાયજીના જૈન તત્ત્વજ્ઞાન. આચાર, અલંકાર, છંદ વગેરે અન્ય વિષયોના ગ્રંથોને બાદ કરી માત્ર જૈન ન્યાય વિષયક ગ્રંથો ઉપર નજર નાખીએ તો એમ કહેવું પડે છે કે, સિદ્ધસેન ને સમંતભદ્રથી

વાદી દેવસૂરિ અને હેમચન્દ્ર સુધીમાં જૈન ન્યાયનો આત્મા જેટલો વિકસિત થયો હતો, તે પૂરેપૂરો ઉપાધ્યાયજીના તર્કગ્રંથોમાં મૂર્તિમાન થાય છે, અને વધારામાં તે ઉપર એક કુશળ ચિત્રકારની પેઠે તેઓએ એવા સૂક્ષ્મતાના. સ્પષ્ટતાના અને સમન્વયના રંગો પૂર્યા છે કે જેનાથી મુદિતમના થઈ આપોઆપ એમ કહેવાઈ જાય છે કે પહેલા ત્રણ યુગનું બન્ને સંપ્રદાયનું જૈન ન્યાયવિષયક સાહિત્ય કદાચ ન હોય અને માત્ર ઉપાધ્યાયજીનું જૈન ન્યાય વિષયક સંપૂર્ણ સાહિત્ય ઉપલબ્ધ હોય તોયે જૈન વાઙ્મય કૃતકૃત્ય છે. ઉપાધ્યાયજીએ અધિકારી ભેદને ધ્યાનમાં રાખી, વિષયોની વહેંચણી કરી, તે ઉપર નાનામોટા અનેક જૈન ન્યાયના ગ્રંથો લખ્યા. તેઓએ જૈન તર્કપરિભાષા જેવો જૈન ન્યાયપ્રવેશ માટે લઘુ ગ્રંથ રચી જૈન સાહિત્યમાં તર્કસંગ્રહ અને તર્કભાષાની ખોટ પૂરી પાડી. રહસ્યપદાંકિત એકસો આઠ ગ્રંથો કે તેમાંના કેટલાક રચી જૈન ન્યાય–વાઙ્મયમાં નૈયાયિક પ્રવર ગદાધર ભટ્ટાચાર્યના ગ્રંથોની ગરજ સારી નયપ્રદીપ, નયરહસ્ય, નયામૃતતરંગિણી સહિત નયોપદેશ, સ્યાદ્વાદકલ્પલતા. ન્યાયાલોક, ખંડનખંડખાદ્ય, અષ્ટસહસ્રીટીકા આદિગ્રંથો રચી જૈન ન્યાય વાઙ્મયને ઉદયનાચાર્ય, ગંગેશ ઉપાધ્યાય, રઘુનાથ શિરોમણિ અને જગદીશની પ્રતિભાનું નૈવેદ્ય ધર્યું. અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્ જેવા ગ્રંથોથી જૈન ન્યાય વાઙ્મયનો ગીતા, યોગવાસિષ્ઠ આદિ વૈદિક ગ્રંથો સાથે સંબંધ જોડ્યો થોડામાં એટલું જ કહેવું બસ છે કે વૈદિક અને બૌદ્ધ સાહિત્યે દાર્શનિક પ્રદેશમાં સત્તરમા સૈકા સુધીમાં જે ઉત્કર્ષ સાધ્યો હતો, લગભગ તે બધા ઉત્કર્ષનો આસ્વાદ જૈન વાઙ્મયને આપવા ઉપાધ્યાયજીએ પ્રામાણિકપણે આખું જીવન વ્યતીત કર્યું અને તેથી તેઓના એક તેજમાં જૈન ન્યાયના બીજાં બધાં તેજો લગભગ સમાઈ જાય છે, એમ કહેવું પડે છે

ઉપસંહાર

આ લેખમાં જૈન ન્યાયના વિકાસક્રમનું માત્ર દિગ્દર્શન અને તે પણ અધૂરી રીતે કરાવવામાં આવ્યુ છે આ સ્થળે, જૈન ન્યાયના વિકાસક તરીકે જે જે આચાર્યોના નામ લેવામાં આવ્યાં છે, તેઓનાં જીવન, તેઓનો સમય, તેઓની કાર્યાવલિ વગેરેનો ઉલ્લેખ જરાયે નથી કર્યો. તેવી જ રીતે તેઓના સંબંધમાં જે કાંઈ થોડુંઘણું લખ્યુ છે, તેની સાબિતી માટે ઉતારાઓ આપવાના લોભનુ પણ નિયંત્રણ કર્યું છે. આ નિયંત્રણ કરવાનુ કારણ જોઈતા અવકાશ અને સ્વાસ્થ્યનો અભાવ એ એક જ છે. આચાર્યોનાં

જીવન આદિની વિગત એટલી બધી લાંબી છે કે, તે આપતા વિષયાંતર થઈ જાય. તેથી જેઓ તે વિષયના જિજ્ઞાસુ હોય તેઓની જાણ ખાતર છેવટે એક એવું પરિશિષ્ટ આપવામાં આવે છે કે જેની અંદર ઉપર આવેલા આચાર્યોના સંબંધમાં માહિતી આપનાર ગ્રંથો નોંધેલા છે અને તેઓનું પ્રકાશિત થયેલું કેટલુંક સાહિત્ય નોંધેલું છે. એ સાહિત્ય અને એ ગ્રંથો જોવાથી તે તે આચાર્યોના સંબંધમાં મળતી આજ સુધીની માહિતી ઘણેભાગે કોઈ પણ જાણી શકશે.

આ લેખમાં જૈન ન્યાયના પ્રણેતા અમુક જ વિદ્વાનોનો ઉલ્લેખ છે, બીજા ઘણાને છોડી દીધા છે. તેનું કારણ એ નથી કે તેઓનો જૈન ન્યાયના વિકાસમાં સ્વલ્પ પણ હિસ્સો નથી. હોય છતાં તેવા નાના મોટા દરેક ગ્રંથકારનો ઉલ્લેખ કરતાં લેખનું કલેવર કંટાળાભરેલ રીતે વધી જાય તેથી જે વિદ્વાનોનું જૈન ન્યાયના વિકાસમાં થોડું છતાં વિશિષ્ટ સ્થાન મને જણાયું છે, તેઓનો જ ઉલ્લેખ કર્યો છે. બાકીનાઓનાં નામનુ બીજું એક પરિશિષ્ટ અંતમાં આપી દેવામાં આવે છે.

આ લેખ સમાપ્ત કરતાં એક વાત તરફ વાચકોનુ ધ્યાન ખેંચું છું તે આ–હિંદુસ્તાનના કે બહારના વિદ્વાનો ગુજરાતના સાક્ષરોને એમ પૂછે છે કે ગુજરાતના વિદ્વાનોએ દાર્શનિક સાહિત્ય રચ્યું છે? અને રચ્યું હોય તો કેવુ અને કેટલું? આ પ્રશ્નનો કોઈ પણ સાક્ષર હા માં અને પ્રામાણિક ઉત્તર આપી ગુજરાતનું નાક રાખવા ઇચ્છે તો તેણે જૈન વાઙ્મય તરફ સપ્રેમ દૃષ્ટિપાત કરવો જ પડશે. એવી સ્થિતિમાં ગુજરાતના દાર્શનિક સાહિત્યનુ મુખ ઉજ્જવલ કરવા ખાતર અને દાર્શનિક સાહિત્યની સેવામાં ગુજરાતનુ વિશિષ્ટ સ્થાન જણાવવા માટે દરેક સાહિત્યપ્રેમી વિદ્વાનની એ ફરજ છે કે, તેણે કેવળ સાહિત્યોપાસનાની શુદ્ધ દૃષ્ટિથી જૈન ન્યાય સાહિત્યના ગુજરાતીમા સરલ અને વ્યવસ્થિત અનુવાદો કરી સર્વસાધારણ સુધી તેનો ઘોધ પહોંચતો કરવો. જૈનોનું આ સંબંધમાં બેવડું કર્તવ્ય છે. તેઓએ તો સામ્પ્રદાયિક મોહથી પણ પોતાના દાર્શનિક સાહિત્યને વિશિષ્ટ રૂપમાં અનુવાદિત કરી પ્રચારવાની આવશ્યકતા છે.

# परिशिष्ट नं. १

## નિબંધાંતર્ગત દાર્શનિકો

### (क) શ્વેતાંબરીય.

| નામ | ન્યાય વિષયક કૃતિઓ | તેમની માહિતીનાં સાધનો. |
|---|---|---|
| સિદ્ધસેન દિવાકર | સન્મતિતર્ક, ન્યાયાવતાર અને બત્રીશીઓ. | પ્રભાવક–ચરિત, પ્રબંધ ચિંતામણિ, ચતુર્વિંશતિ પ્રબંધ, જૈનસાહિત્ય સંશોધક વર્ષ ૧. ગુર્વાવલી, વીરવંશાવલી ( જૈન. સા૦ સં વ. ૧ અં ૩ ). |
| મલ્લવાદી. | દ્વાદશાર નયચક્ર, સન્મતિ ટીકા. | પ્ર૦ ચ૦, પ્રબં૦ ચિ , ચતુ૦ પ્ર૦ ગુર્વાવલી, વીરવંશાવલી ( જૈન. સા સ. વ. ૧ અં૦ ૩ ) |
| હરિભદ્ર | અનેકાંતજયપતાકા, ષડ્દર્શનસમુચ્ચય, લલિત વિસ્તરા, ન્યાય પ્રવેશ–પ્રકરણ ઉપર ટીકા, શાસ્ત્રવાર્તા-સમુચ્ચય, લોકતત્ત્વનિર્ણય, ધર્મસંગ્રહણી, અને ન્યાયાવતાર–વૃત્તિ, | પ્ર ચ૦, ચતુ૦ પ્ર૦, શ્રી હરિભદ્રસૂરિચરિત્ર. જૈન દર્શન (પં. બેચરદાસ કૃત)ની પ્રસ્તાવના, જૈન સા૦ સં૦ વ૦ અં. ૧ વીરવંશાવલી, ધર્મસંગ્રહણિની પ્રસ્તાવના, ઉપમિતિભવપ્રપંચાની પ્રસ્તાવના વગેરે. |
| અભયદેવ (રાજગચ્છીય) | સન્મતિટીકા. | પિટર્સન રિપોર્ટ ૪ માં લેખકોની અનુક્રમણિકા. |
| વાદી દેવસૂરિ | સ્યાદ્વાદ રત્નાકર. | પ્ર૦ ચ , પ્રબં. ચિં., વીરવંશાવલી, |
| આચાર્ય હેમચંદ્ર | પ્રમાણમીમાંસા, અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા. | પ્ર. ચ., પ્રબ. ચિં., ચતુ. પ્ર. કુમારપાળપ્રતિબોધ, કુમારપાળ પ્રબંધ, કુમારપાળ ચરિત્ર, રાસમાળા વગેરે. |

**૯. કથાપદ્ધતિ સાથે સોળ પદાર્થોના સંબંધઃ**—પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાનઃ આ ન્યાયસૂત્રના સોળ પદાર્થો છે.

પાંચ અવયવ એ જ ન્યાયવાક્ય અગર પરાર્થાનુમાન કહેવાય છે. ચારે પ્રમાણો તો ન્યાયવાકયમાં સમાઈ જાય છે. પ્રમેય વિના તો ન્યાય ચાલી શકે જ નહિ. પ્રમેય એ તો ન્યાયનું પ્રતિપાદ્ય વસ્તુ છે. સંશય, પ્રયોજન અને દૃષ્ટાંત ન્યાયના પૂર્વાંગ તરીકે મનાયાં છે, કારણ કે એ ત્રણ વિના ન્યાયનુ ઉત્થાન જ થતુ નથી. સિદ્ધાંત એ ન્યાયનો આશ્રય છે. તર્ક અને નિર્ણયને ન્યાયના ઉત્તરાંગ માનેલ છે. વાદ, જલ્પ અને વિતંડાની પ્રવૃત્તિ ન્યાયને આધારે ચાલે છે એમ કહ્યું છે. હેત્વાભાસ ન્યાયમાં જ સંભવે છે. છળ, જાતિ અને નિગ્રહસ્થાનનો સંબંધ પણ જલ્પ દ્વારા ન્યાય સાથે છે. આ રીતે કોઈ ને કોઈ દૃષ્ટિએ પંદરે પદાર્થોનો સંબંધ અવયાવાત્મક ન્યાય સાથે જોડી શકાય છે. પણ ન્યાયનો ઉપયોગ શો એ પ્રશ્નનો ઉત્તર વિચારતાં કહેવુ પડે છે કે તે કથાને અર્થે છે કોઈ જાતની કથા હોય તેમાં ન્યાય સિવાય ચાલે જ નહિ એટલે ઉક્ત ન્યાયસૂત્રોમાં પ્રતિપાદિત સોળે પદાર્થોને કથાપદ્ધતિના જ્ઞાનની સામગ્રી જ સમજવા જોઈએ. આ સોળ પદાર્થોના પરિચય માટે અને ખાસ કરી છળ, જાતિ અને નિગ્રહસ્થાનના વિશેષ ખુલાસા માટે જુઓ પરિશિષ્ટ ૧.

**૧૦. ન્યાયસૂત્ર પહેલાનું કથાપદ્ધતિવિષક સાહિત્ય**—જોકે ઉપલબ્ધ સાહિત્યમાં કથાપદ્ધતિનો સૌથી પ્રાચીન ગ્રન્થ ગૌતમની પંચાધ્યાયી જ છે, પણ તેના પહેલાં તે વિષયના ગ્રન્થ કે ગ્રન્થો રચાયા નહિ હોય એમ માનવાને કાંઈ કારણ નથી તેથી ઊલટું આ પંચાધ્યાયી પહેલાં પણ તે વિષયના ગ્રન્થો જરૂર રચાયેલા હોવા જોઈએ એમ માનવાને નીચેનાં કારણો છે—

(क) ગૌતમની પંચાધ્યાયીમાં પદાર્થોનું વર્ણન જેટલું સ્પષ્ટ, નિશ્ચિત અને વ્યવસ્થિત છે તે પૂર્વકાલીન વિદ્વાનોના તે વિષયના દીર્ઘકાલીન અભ્યાસ અને ચિંતનનો વારસો સ્વીકાર્યા વિના એકાએક સંભવી ન શકે.

(ख) ગૌતમનાં સૂત્રોમાં વાદ, જલ્પ અને વિતણ્ડાનુ સ્વરૂપ અને એમાં યોજાતાં છળ, જાતિ અને નિગ્રહસ્થાનનું સ્વરૂપ, તેની સંખ્યા અને ઉદાહરણો

જે આપ્યાં છે તે પૂર્વકાલીન દાર્શનિક વિદ્વાનોની લાંબાકાળની વિદ્યાગોષ્ઠી અને પારસ્પરિક વાદવિવાદની પ્રવૃત્તિ અને તત્સંબંધી શિક્ષાની પરંપરાનો વારસો માન્યા સિવાય એકાએક ન જ સંભવી શકે.

(ग) એ સૂત્રોમાં જે અનેક મતમતાંતરો નોંધી તેનું નિરસન વાદ-પદ્ધતિએ કરવામાં આવ્યું છે તે ભિન્ન ભિન્ન દર્શનના પૂર્વકાલીન વિદ્વાનો એકબીજાના દર્શનનું જ્ઞાન કેટલું સાવધપણે મેળવતા અને તેનું નિરસન કરવા કેટલું ચિંતન કરતા, તથા પોતાનો પક્ષ બચાવવા કેટલી ચર્ચામાં ઊતરતા એનું સૂચક છે

આ તર્કના સમર્થનમાં નીચેના પુરાવા ટાંકી શકાય એમ છે. ઋગ્વેદના અને અથર્વવેદનાં પ્રશ્નાત્મક અને કોયડા રજૂ કરતા સૂક્તો, બ્રાહ્મણોની વિવિધ વિષયો ઉપરની ચર્ચાઓ અને ઉપનિષદોના સંવાદો તત્કાલીન આર્યોની ચર્ચાપ્રવૃત્તિનો પુરાવો આપે છે. યાસ્કાચાર્યનું નિરુક્ત તો વાદપદ્ધતિથી લખાયેલો ગ્રંથ છે; એટલુ જ નહિ પણ પોતાથી પૂર્વકાલીન વ્યવસ્થિત ચર્ચાઓનો સૂચક છે.

આ ઉપરાત બૌદ્ધ ત્રિપિટક અને જૈન આગમોમાં જે અનેક પ્રતિ-પક્ષોના ઉલ્લેખો આવે છે તે પણ આ પ્રવૃત્તિનો જ પુરાવો આપે છે.[૬] જૈનોના આગમો પૈકી ઔપપાતિક નામના ઉપાંગમા દીર્ઘ તપસ્વી મહાવીરના ૪૦૦ વાદકુશળ શિષ્યો હોવાનો ઉલ્લેખ છે.[૭] કલ્પસૂત્રમાં પણ આ પરંપરા નોંધાઈ છે. તેમ જ રાયપસેણીય ઉપાંગમાં કેશી અને પ્રસેનજિત રાજાનો સંવાદ ચર્ચા-પદ્ધતિનુ ભાન કરાવે છે. બૌદ્ધોના સંયુત્ત નિકાયમાંના વંગીસસંયુત્ત નામના પ્રકરણના બારમા સુત્તની અટ્ઠકથામાં વંગીસની માતા વાદપટુ પરિવ્રાજિકા હતી, એને પાંચસો જાતના વાદો આવડતા હતા અને એ સર્વ પરિવ્રાજકોને હરાવતી એવો ઉલ્લેખ છે.[૮] બૌદ્ધસાહિત્યમાં વાદવિવાદમાં ગૂંથાયેલા રહેતા હત્થક શાક્યપુત્રનો ઉલ્લેખ છે. "બીજા પંથના પરિવ્રાજકો સાથે વાદવિવાદ કરતી વખતે, એક વખતે પોતાનો અમુક મુદ્દો છે એમ કહી બીજી જ ક્ષણે એ મુદ્દો પોતાનો નથી જ એવુ પ્રતિપાદન કરતો; અથવા એ વાત ઉડાડી દઈ બીજી જ વાત કરવા માંડતો. અમુક વખતે અમુક ઠેકાણે વાદ માટે હાજર

૬. જુઓ, પુરાતત્ત્વ, પુ. ૨, અં. ૧ અને પુ. ૩, અં. ૨.
૭. ઔપપાતિક સૂ. સૂ ૧૬
૮. બૌદ્ધ સંઘનો પરિચય, પૃ. ૨૩૮.

રહીશ એમ કહી તે વખતે હાજર થતો નહિ. ઈતર પંથના પરિવ્રાજકો તેના આ વર્તન ઉપર ટીકા કરવા લાગ્યા"[૯]

ચાણક્યના અર્થશાસ્ત્રમાં આન્વીક્ષિકી વિદ્યાનો ઉલ્લેખ છે તે પૂર્વવર્તી ઘણા લાંબા સમયથી ચાલી આવતી અને બીજી વિદ્યાઓની પેઠે સ્થિરતા પામેલી આન્વીક્ષિકીનો જ સૂચક છે.

આ પુરાવા ચર્ચાપ્રવૃત્તિના સૂચક છે. તે ઉપરાંત જેમાં ચર્ચાને લગતા પદાર્થોનું એક અથવા બીજી રીતે વર્ણન હોય તેવા પણ પુરાવાનો અભાવ નથી. જૈન આગમોમાં પણ પ્રાચીન ગણાતા અગિયાર અંગો પૈકી સ્થાનાંગ નામના ત્રીજા અંગમાં કથા, દૃષ્ટાંત, હેતુ, વિવાદ અને દોષોનું જે વર્ણન છે તે નિવૃત્તિપરાયણ જૈન નિગ્ગન્થોની કથાપદ્ધતિવિષયક અદ્‌ભુત માહિતીનો અને અક્ષપાદ ગૌતમથી વર્ણિત પદાર્થો કરતાં કથાપદ્ધતિના વિષયમાં બીજી કોઈ ભિન્ન પ્રાચીન પરંપરાનો પુરાવો છે. સ્થાનાંગ નામના મૂળ આગમમાંનું એ વર્ણન વળી જૈનપરંપરા પ્રમાણે પ્રાચીન ગણાતા ભદ્રબાહુકૃત નિજ્જુત્તિ નામના ગ્રન્થમાં પણ છે સ્થાનાંગ અને નિજ્જુત્તિના એ વર્ણનથી એમ જણાય છે કે પ્રાચીન જૈન સાહિત્યમાં કથાપદ્ધતિવિષયક કોઈ ખાસ ગ્રન્થ અથવા પ્રકરણ પહેલાં હોવું જોઈએ. સ્થાનાંગના એ પદાર્થોની વિગત માટે જુઓ પરિશિષ્ટ ૨.

બૌદ્ધ સંપ્રદાયના પ્રાચીન ગણાતા ત્રિપિટક સાહિત્યમાં કથાપદ્ધતિવિષયક કોઈ ખાસ ગ્રન્થ રચાયો હોય તેવું સ્પષ્ટ પ્રમાણ અદ્યાપિ મારી જાણમાં નથી. છતાં અશોકના સમયમાં રચાયેલ મનાતા કથાવત્થુનામક ગ્રન્થમાં આપણે જોઈ શકીએ છીએ કે તેની વર્ણનપદ્ધતિ અને તેનું નામ એ બને કથાપદ્ધતિનાં જ સૂચક છે. એટલું જ નહિ પણ તેમાં નિગ્રહસ્થાન શબ્દનો ઉલ્લેખ સુધ્ધાં છે અને તેનું વર્ણન મોટે ભાગે છળ, ખાસ કરી શબ્દછળથી ભરેલું છે. એ બધું તે સમયના અને તેના પુરોવર્તી સમયના વિદ્વાનોની માનસિક સૃષ્ટિ, વિચારદિશા અને લોકરુચિનું સૂચન કરે છે.

વૈદક સાહિત્યમાં સૌથી પ્રાચીન ગણાતા ચરકમાં કથાપદ્ધતિને લગતા પદાર્થોનું સવિસ્તર અને તે સમયનાં વૈજ્ઞાનિક ઉદાહરણોથી ભરપૂર વર્ણન છે. આ ગ્રંથનો સમય જોકે અનિશ્ચિત છે[૧૦] તોપણ તેમાંનું પ્રસ્તુત વર્ણન

૯. બૌદ્ધ સંઘનો પરિચય પૃ ૧૧૬

૧૦ જુઓ દુર્ગાશંકર શાસ્ત્રીનો લેખ. પુરાતત્ત્વ પુ. ૩, પૃ. ૧૦૭. 'ચરકસંહિતાનો દૃઢબલની અનુપૂર્તિ વગેરેનો મૂળ ભાગ ઈ. સ. પૂર્વે બીજા સૈકાથી ઈ. સ. પૂર્વે પહેલાં શતક સુધીમાં હોવો જોઈએ.'

માત્ર ગૌતમના ન્યાયસૂત્રનું જ અનુકરણ ન હોવાથી કોઈક પૂર્વવર્તી ભિન્ન પરંપરાનું સૂચક માનવું જોઈએ. આ ગ્રંથમાં વર્ણવેલી ચર્ચાનું વધારે ઉપયુક્ત વર્ણન જોવા માટે જુઓ પરિશિષ્ટ ૩.

**૧૧. કથાનું વિશેષ સ્વરૂપ** :—હવે આપણે જોઈએ કે ગૌતમ કથાના સ્વરૂપ વિશે શું લખે છે. તે કથાના ત્રણ ભેદ કરે છે: વાદ, જલ્પ અને વિતણ્ડા. અને દરેક ભેદનું સ્વરૂપ આ પ્રમાણે વર્ણવે છે: (૧) જે વચન-વ્યાપારમાં પક્ષ અને પ્રતિપક્ષનો સ્વીકાર હોય અર્થાત્ જેમાં એક જ પદાર્થના પરસ્પરવિરોધી એવા બે અંશોમાંથી એક એક અંશનો વાદીએ અને પ્રતિવાદીએ પોતપોતાના પક્ષ તરીકે નિયમપૂર્વક સ્વીકાર કર્યો હોય અને તેથી જેમાં વાદી-પ્રતિવાદી બંને પ્રમાણ અને તર્ક દ્વારા પોતાના પક્ષનું સ્થાપન અને પરપક્ષનું નિરાકરણ કરતા હોય તેમ જ આ સાધન અને નિરાકરણનો પ્રકાર પ્રતિજ્ઞા વગેરે પાંચ અવયવરૂપ ન્યાયવાક્યથી યુક્ત હોય અને જે સિદ્ધાન્તથી વિરુદ્ધ ન હોય એવો વચનવ્યાપાર તે વાદ. (૨) વાદનાં ઉક્ત બધા લક્ષણો હોવા ઉપરાત જેમાં છળ, જાતિ અને નિગ્રહસ્થાનના પ્રયોગથી સ્વપક્ષનું સાધન અને પરપક્ષનુ નિરાકરણ કરી શકાતું હોય તેવા વચનવ્યાપારને જલ્પ કહેવામાં આવે છે (૩) એ જ જલ્પ પ્રતિપક્ષની સ્થાપનાને બાદ કરીએ તો વિતણ્ડા કહેવાય છે.[૧૧]

**૧૨. પરસ્પર સામ્ય-વૈષમ્ય**:—કથાકારોની નિયમપૂર્વક ચર્ચારૂપ તો વાદ, જલ્પ, વિતણ્ડા એ ત્રણે સમાન છે. છતાં તેઓમાં મોટી અસમાનતા પણ છે. વાદાત્મક ચર્ચા, તત્ત્વનિર્ણયની ઇચ્છામાંથી જન્મ લે છે અને જલ્પ અને વિતણ્ડાત્મક ચર્ચા વિજયની ઇચ્છામાંથી જન્મ લે છે. એટલે જલ્પ અને વિતણ્ડા એ બંને વિજિગીષુકથારૂપે સમાન છે અને વાદ તેથી તત્ત્વ-નિર્ણિનીષુ કથારૂપે તે બંનેથી જુદો પડે છે. વિજિગીષુ કથારૂપે સમાન હોવા છતાં જલ્પ અને વિતણ્ડા વચ્ચે એક તફાવત છે અને તે એ કે વિતણ્ડામાં વૈતણ્ડિક વાદી સામાપક્ષનુ ખંડન જ કરતો જાય છે અને પોતાના પક્ષનું સ્થાપન કરતો જ નથી. સામાનુ ખંડન કરતાં અર્થાપત્તિથી તેનો અમુક પક્ષ ભલે માની લેવામાં આવે પણ તે વિધિરૂપે પોતાના પક્ષની સ્થાપના કરતો નથી અને તેથી તેને પોતાના પક્ષનું મંડન કરવાની ફિકર હોતી જ નથી. ગમે તે રીતે વિપક્ષનું ખંડન કરવું એ જ તેનુ ધ્યેય હોય છે. જ્યારે જલ્પમાં

---

૧૧. ન્યા.સૂ., અ. ૧, આ. ૨. સૂ. ૧, ૨, ૩.

તેમ નથી હોતું. તેમાં તો બન્ને પક્ષકારોએ પોતપોતાના પક્ષ સ્પષ્ટ રૂપે જ સ્વીકારી તેને સાધવાનું જોખમ વહોરેલું હોય છે. જલ્પ અને વિતણ્ડા બંને કથાનો ઉદ્દેશ ગમે તે રીતે વિજય મેળવવાનો જ હોવાથી તેમાં બંને પક્ષકારોને સત્યાસત્ય જોવાનું નથી હોતું. કોઈ પણ રીતે વિપક્ષીને પરાભવ આપવો એ એક જ વૃત્તિથી આ કથા ચાલતી હોવાને લીધે તેમાં બંને પક્ષકારો જાણી જોઈ ને છળ અને જાતિરૂપ અસદુત્તરનો પ્રયોગ સુધ્ધાં કરી શકે છે. અને દરેક જાતના નિગ્રહસ્થાનોનું ઉદ્ભાવન કરી સામાને પરાજયની નજીક લાવવાનો યત્ન પણ કરી શકે છે. વિજયેચ્છાથી ઉન્મત્ત થયેલ વાદીઓ કાંઈ પરાજય સ્વીકારવા તૈયાર ન હોય એટલે જલ્પ અને વિતણ્ડાત્મક કથાને પ્રસંગે અંકુશ મૂકે અને એક પક્ષને તેનો પરાજય સ્વીકારાવે તેવા પ્રભાવશાલી મધ્યસ્થ અને સભાસદોની પણ જરૂર હોય છે. પણ વાદમાં એમાંનું કશુયે હોતું નથી. વાદકથા તત્ત્વનિર્ણયની ઇચ્છાથી પ્રેરાયેલ બે અથવા વધારે સહાધ્યાયીઓ વચ્ચે અગર તો ગુરુ-શિષ્ય વચ્ચે ચાલે છે તેથી તેમાં અસત્યને જાણી જોઈને અવકાશ નથી. એટલે વાદમા છળ, તથા જાતિનો બુદ્ધિપૂર્વક પ્રયોગ અગર નિગ્રહસ્થાનનુ ઉદ્ભાવન સંભવતું જ નથી.

**૧૩. પ્રયોજન**—ઉપરના વર્ણનથી એ તો સ્પષ્ટ જ છે કે વાદકથાનુ પ્રયોજન તત્ત્વનો નિર્ણય અને જલ્પ તથા વિતણ્ડાનુ પ્રયોજન વિજયપ્રાપ્તિ એ છે. છતાં મહર્ષિ ગૌતમ, પોતાના શાસ્ત્રમાં વર્ણવેલા સોળ પદાર્થ, જેમાં છળ, જાતિ અને નિગ્રહસ્થાનનો પણ સમાવેશ થાય છે, તેના તત્ત્વજ્ઞાનને મોક્ષપ્રાપ્તિનું અગ માને છે એ એક જાતનો વિરોધ છે કયાં તે છળ, જાતિ અને નિગ્રહસ્થાનરૂપ અસત્ પ્રમાણો, અને કયાં જલ્પ અને વિતણ્ડામા વિજયેચ્છાજનિત ચિત્તમાલિન્ય અને કયાં તેના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ ! એ દેખીતો વિરોધ છે. પણ આ વિરોધ મહર્ષિ ગૌતમના ધ્યાન બહાર તો નથી જ. ન્યાયશાસ્ત્રનો સૂત્રધાર એ મહર્ષિ ઉક્ત વિરોધનો પરિહાર કરવા જલ્પ અને વિતણ્ડાકથાનો ઉપયોગ કઈ સ્થિતિમાં કરવો એ પણ જણાવે છે. તે કહે છે કે વિજય દ્વારા કોઈ ભૌતિક લાભ કે ખ્યાતિ પ્રાપ્ત કરવાના હોય તો તેવો વિજય મેળવના જલ્પ અને વિતણ્ડાનો પ્રયોગ ન કરવો વિજયનું સાધ્ય પણ તત્ત્વનો નિશ્ચય જ હોવો જોઈએ. એટલે કે પોતાને અગર પોતાના સંપ્રદાયના અનુયાયીઓને થયેલા તત્ત્વનિશ્ચય ઉપર કોઈ બીજા વાદીઓ આવી આક્રમણ કરતા હોય અને તેવી સ્થિતિમાં તત્ત્વનિશ્ચયમાં વિક્ષેપ પડતો હોય તો તે તત્ત્વનિશ્ચયની રક્ષા કરવા અનિષ્ટ છતાં પણ જલ્પ અને વિતણ્ડાનો

વિજિગીષુભાવે જરૂર પ્રયોગ કરવો. આનું સમર્થન કરતાં તે એક મજેદાર દાખલો આપે છે તે કહે છે કે કાંટાઓ જાતે અનિષ્ટ હોઈ હોય છે. છતાં વાવેલ બીજની, અને અંકુરોની રક્ષા કરવા વાડ દ્વારા કાંટાનો પણ ઉપયોગ થાય છે.[12] આ દાખલામાં બીજાંકુરની રક્ષા કરનાર કાંટાની વાડ સાથે તત્ત્વનિશ્ચયની રક્ષા કરનાર જલ્પવિતણ્ડા – કથાની સરખામણી મહર્ષિની સમર્થનકુશળતા સૂચવે છે. મહર્ષિ એમ સૂચવતા જણાય છે કે પ્રૌઢ દશાએ પહોંચેલાં અને દૃઢમૂલ થયેલાં વૃક્ષો માટે કાંઈ કાંટાની વાડની જરૂર નથી હોતી. તેવું વૃક્ષ તો પોતાનાં ઊંડાં મૂળને બળે જ કેવળ પશુઓથી નહિ પણ વાયુ અને મેઘના ભયંકર ઝપાટાથી સુધ્ધાં સુરક્ષિત છે. તેવી રીતે જેઓને દૃઢ અને ઊંડો તત્ત્વનિશ્ચય થયેલો હોય છે તેઓ કોઈ પણ વિરોધીના ગમે તેવા આક્રમણથી ડગતા જ નથી એટલે તેઓને જલ્પ કે વિતણ્ડાની મદદ લેવાની જરૂર નથી. પણ એવા તત્ત્વનિશ્ચયવાળા ગણ્યાગાંઠ્યા હોય છે. સામાન્ય જનસમુદાય તો હમેશાં અમુક સંપ્રદાય પ્રમાણે તત્ત્વનિશ્ચય સ્વીકાર્યા છતાં ડગમગતી જ સ્થિતિમાં હોય છે, અને તેથી તેઓનો તત્ત્વનિશ્ચય માત્ર અંકુર જેવો કોમળ અને અસ્થિર હોય છે. એટલે સંપ્રદાયના તેવા લોકોને સ્થિર રાખવા ખાતર જલ્પ અને વિતણ્ડાકથા આવશ્યક છે અને તે રીતે તે મોક્ષનું અંગ પણ છે

જલ્પ અને વિતણ્ડાના ઉપયોગની મહર્ષિની આ સૂચના એક બાજુ વિદ્વાનોમાં મનુષ્યસ્વભાવ પ્રમાણે ઉત્પન્ન થતી અઘટિત વિદ્યાસ્પર્ધા અને તજ્જન્ય દુષ્પરિણામો ઉપર અંકુશ મૂકે છે અને બીજી બાજુએ તત્કાલીન તથા પૂર્વકાલીન વિદ્વાનોની વિદ્યાગોષ્ઠી અને સાંપ્રદાયિક આવેશમાંથી ચડસાચડસી કેવી થતી હોવી જોઈએ એ તરફ લક્ષ ખેંચે છે. મહર્ષિ જાણે છે કે સંપત્તિ અને સંતતિની મમતા તો મનુષ્ય અને ઇતર પ્રાણી વચ્ચે એક સરખી સમાન છે જ, પણ મનુષ્યની વિશેષતા તેના વિચારની મમતામાં છે. મનુષ્ય જે વિચાર (પછી તે ગમે તેવો હોય) બાંધે અગર સ્વીકારે છે, તેમાં અહંત્વનો દૃઢ આરોપ થતા તે તેને એકાએક છોડતો નથી. અને ઘણીવાર તો સંપત્તિ, સંતતિ અને પોતાને ભોગે પણ તે પોતાના વિચારને વળગી રહે છે. મનુષ્યની આ વિશેષતાને લીધે જ સંપ્રદાયો બંધાય છે અને વિચાર-પરિવર્તન માટે મારામારી અને કાપાકાપી વિદ્વાનો સુધ્ધાંમા થાય છે આવી સ્થિતિમાં જેમ તત્ત્વનિશ્ચયનું રક્ષણ આવશ્યક છે તેમ કેવળ લોભ અને

૧૨. ન્યા સૂ. અ. ૪, આ. ૨, સૂ. ૪૭–૪૮.

ખ્યાતિથી પ્રેરાઈ વિજયની લાલસાથી બીજા ઉપર આક્રમણ કરી વૈરભાવ અને વિરોધ વધારી મૂકવો એ હાનિકારક પણ છે. તેટલા માટે જલ્પ અને વિતણ્ડાનો ઉપયોગ કરવાનું કહેવા છતાં તેની મર્યાદા મહર્ષિએ સૂચવી છે.

૧૯. જમાના સાથે વસ્તુસ્થિતિ કેવી બદલાય છે:—પૂર્વવર્તી ગ્રન્થોમાં સાહિત્યના અવલોકન ઉપરથી જણાય છે કે વિક્રમ પહેલાંના પાંચમા અને છઠ્ઠા સૈકાનો એ જમાનો કાંઈક જુદો જ હતો. એમાં તત્ત્વચિન્તા અને આત્મદર્શન, દીર્ઘ તપસ્યા અને ત્યાગ, ચિત્તશોધન અને સામાજિક પરિષ્કારની ભાવનાઓથી ભરેલું શાન્ત વાતાવરણ હતું. એ વાતાવરણને પ્રભાવે આસ્તિક મનસ્વીઓના હૃદયમાં દૈવી વૃત્તિઓને વેગ મળ્યો હતો. શ્રદ્ધા અને જિજ્ઞાસાની પ્રતિભાના તર્કવાદની ( ખાસ કરીને કુતર્કવાદની ) કિંમત ઘટી હતી. તેથી જ આપણે ઉપનિષદોના તત્ત્વચિન્તનમાં અને બ્રહ્મદર્શનમાં ક્ષત્રિયવૃત્તિ પ્રવાહણ, અશ્વપતિ અને અજાતશત્રુ આદિની પાસે આરુણિ ગૌતમ, અને દૃપ્ત બાલાકિ જેવા અનેક બ્રાહ્મણવૃત્તિ અનૂચાનમાની જનોને શિષ્યભાવે જતા જોઈએ છીએ. જૈન આગમોમાં દીર્ઘ તપસ્વી અને ત્યાગમૂર્તિ જ્ઞાતપુત્ર મહાવીર ક્ષત્રિય પાસે ઇન્દ્રભૂતિ આદિ અનેક બ્રાહ્મણોને પ્રતિસ્પર્ધા છોડી, શિષ્યત્વ સ્વીકારતા જોઈએ છીએ. તેમ જ પિટકોમાં ધ્યાનપ્રજ્ઞાના પરમ-પૂજારી અને સામાજિક સમભાવના નિર્ભય સંચારક સિદ્ધાર્થ ગૌતમ પાસે ઉજ્જયિનીના પુરોહિતના પુત્ર મહાકાત્યાયન, વાસેટ્ઠ, કૃષિ ભારદ્વાજ, વગેરેને પોતાનું માન ગાળી બુદ્ધં શરણં ગચ્છામિ, ધમ્મં શરણં ગચ્છામિ, સંઘં શરણં ગચ્છામિ બોલતા જોઈએ છીએ. આ ગુરુશિષ્યભાવનું વાતાવરણ તે વખતે કેટલું જામ્યું હતું તેની સાબિતી તે વખતની વસ્તુસ્થિતિ આલેખનારા સાહિત્યમાં મળે છે. ઉપનિષદોની, આગમોની અને પિટકોની વર્ણનશૈલી જ શ્રદ્ધા અને વિનયભાવથી પૂર્ણ છે. તેમાં જ્યાં જુઓ ત્યાં ગુરુશિષ્યભાવનાસૂચક પ્રશ્નોત્તરને ક્રમે જ વસ્તુનું વર્ણન છે

ક્યારેય પણ એક વૃત્તિની પ્રધાનતાવાળા વાતાવરણમાં વિરોધી બીજી વૃત્તિનો સમૂળગો ઉચ્છેદ તો નથી જ થતો; માત્ર તેમાં ગૌણત્વ આવે છે તેથી તેવા શ્રદ્ધા અને જિજ્ઞાસાવૃત્તિની પ્રધાનતાવાળા સમયમાં પણ તર્ક અને પરાજયેચ્છારૂપ વિરોધી વૃત્તિઓવાળા વિજિગીષુ તે જ સાહિત્યમાં ક્યાંક ક્યાંક જોઈએ છીએ. જનકની સભાના પરિચિત વિદ્વાન બ્રહ્મનિષ્ઠ યાજ્ઞ-વલ્કયને ગોદક્ષિણા લઈ જતા જોઈ અનેક પુરુષ વિદ્વાનોની જેમ વાચક્નવી વિદુષી પણ પ્રતિસ્પર્ધાથી પ્રેરાઈ તીવ્ર વાણીમાં પ્રશ્નો કરે છે. તપસ્યાકાળનો

પૂર્વસહચર ગોશાલક અને પોતાનો જમાતા તથા શિષ્ય ક્ષત્રિયપુત્ર જમાલી દીર્ઘતપસ્વી મહાવીર સામે વિરોધી ભાવે આવી ઊભા રહે છે. તેવી રીતે જે તથાગત ગૌતમ સામે તેનો પોતાનો સાળો અને શિષ્ય દેવદત્ત તથા બ્રાહ્મણ-ત્વાભિમાની અંબષ્ઠ વગેરે અનેક વિદ્વાનો પ્રતિસ્પર્ધા કરે છે. પણ એ બે સદીના ઇતિહાસવાળા સાહિત્યમાં આવા દાખલાઓ ગણ્યાગાંઠ્યા છે. મુખ્ય ભાગે તો તેમાં ટોળાબંધ માણસો આચાર્યો પાસે શિષ્યભાવે જ જાય છે અને કેટલાક પ્રતિસ્પર્ધાબુદ્ધિથી ગયેલા પણ છેવટે શિષ્યત્વ જ સ્વીકારે છે. તેથી એમ કહેવું જોઈએ કે એ બે સદીના મહાપુરુષોએ વાતાવરણને એટલું નિર્મળ કરી મૂક્યું હતુ કે જનસમાજનો સંસ્કારી વર્ગ પોતપોતાના સંસ્કાર પ્રમાણે કા તો તત્ત્વચિંતા અને આત્મદર્શનને પંથે, કાં તો ઉત્કટ તપ અને અહિંસાના પરમ ધર્મને પંથે, કાં તો ચિત્તશુદ્ધિ અને સમાજસંશોધનના પંથે આપોઆપ વિચરતો. પરંતુ એ બે સદીઓનો સુવર્ણયુગ જતાં જ પ્રાચીન અને નવીન અનેક સંપ્રદાયો નવનવે રૂપે અસ્તિત્વમાં આવ્યા. તેથી તેના વિસ્તાર અને રક્ષણનુ કામ પાછળના અનુયાયીઓ ઉપર આવી પડ્યું. આ અનુયાયીઓ ગમે તેટલા પૌરુષશાલી હોય છતાં તેઓ પોતાના પૂર્વ-પુરુષની છાયામાં જ ઊગે તેવા હતા. એટલે તેઓ સર્વથા આપબળી તો ન હતા. આ કારણથી દરેકને સંપ્રદાયના વિસ્તાર અને રક્ષણ માટે પરાશ્રય જરૂરી હતો. રાજાઓની, અમલદારોની, ધનવાનોની અને બીજા પ્રભાવશાળી પુરુષોની મદદનો લાભ લેવા કોઈ ન ચૂકતા. જેના પૂર્વ પુરુષો આત્મબળની પ્રબળ હૂંફથી જ કોઈ પણ જાતની મદદ લેવા કદી રાજસભામાં નહિ ગયેલા, તેના અનુયાયીઓ હવે પ્રતિસ્પર્ધી સંપ્રદાયને ખસેડવા અને પોતાના સંપ્ર-દાયની વધારે પ્રતિષ્ઠા મેળવવા રાજસભામાં જતા નજરે પડે છે. અને વળી ફરી એકવાર દરેક સંપ્રદાયના વિદ્વાનોમાં તથા આચાર્યોમાં ઓછાવત્તા પ્રમાણમાં વિજયતૃષ્ણાનું મોજું આવેલું દેખાય છે. ચંદ્રગુપ્તની વિશેષ સહાનુ-ભૂતિનો લાભ જૈનાચાર્યોએ લીધો છે.[૧૩] અશોકની વિરક્તિનું પ્રતિબિંબ બૌદ્ધ સંપ્રદાયમાં વ્યક્ત થાય છે; અને બૌદ્ધ ભિક્ખુઓ સંપ્રદાયના પ્રસાર માટે તેનો ઉપયોગ કરે છે. સંપ્રતિ રાજાની સેવા જૈન નિગ્ગન્ઠોની ઇચ્છાને અનુસરે છે. પુષ્યમિત્ર અને અગ્નિમિત્રની ભક્તિ બ્રાહ્મણોને ફરી તેજસ્વી બનાવે છે. એ બધું થોડેઘણે અંશે પરાપેક્ષાનું પરિણામ છે.

---

૧૩. જૈનોની શ્રુતપરંપરા પ્રમાણે. વિન્સેન્ટ સ્મીથ પણ આ પરંપરાનો અસ્વીકાર નથી કરતા. જુઓ, અર્લી હિસ્ટ્રી ઓફ ઈન્ડીઆ.

એક બાજુ ત્રણ-ચાર સૈકામાં વિજયતૃષ્ણાને લીધે અનેક રાજ્યોની ચઢતી-પડતી અને ઊથલપાથલ થાય છે અને બીજી બાજુએ તે જ સૈકાઓમાં ભિન્ન ભિન્ન સંપ્રદાયોની ચડતી પડતીની તુલા ઊંચીનીચી થાય છે. રાજકીય ક્ષેત્રમાં, સામાજિક પ્રદેશમાં અને ધાર્મિક સંપ્રદાયોમાં જ્યાં દેખો ત્યાં અંતર્મુખ વૃત્તિનું જ પ્રાધાન્ય થાય છે. અને ફરી તર્કવાદ તથા વિજયલાલસાથી વાતાવરણ ભરાઈ જાય છે. આનું પરિણામ માત્ર ગૃહસ્થ વિદ્વાનો ઉપર જ નહિ પણ ત્યાગી ગુરુઓ ઉપર સુધ્ધાં એટલું બધું ભારે આવે છે કે દરેક વિદ્વાનનુ સાધ્ય કોઈ પણ રીતે પોતાના સંપ્રદાયને પરના આક્રમણથી બચાવી લેવો અને બની શકે તો સામાને પરાભવ આપી તેને સ્થાને પ્રતિષ્ઠા મેળવવી એ થઈ જાય છે. આ સાધ્યની ચિંતાને લીધે વિદ્વાનોના માનસજગતમાં કેટલો ક્ષોભ થતો, દરેક વિદ્વાન ભણ્યા પછી પોતાની વિદ્યાનું સાધ્ય શું માનતો, તેમ જ વિવાદ તથા શાસ્ત્રાર્થના અખાડામાં ઊતરી પ્રતિવાદીને વાણીની મલ્લકુસ્તીમા હરાવવા વાદપદ્ધતિનુ જ્ઞાન કેટલું આવશ્યક સમજતો, અને તેથી વાદપદ્ધતિના દરેક નિયમ-ઉપનિયમનું અને તત્ત્વોનું જ્ઞાન કરાવી સભામાં વિજય અપાવે એવા ગ્રંથોનુ નિર્માણ કેવી રીતે થવા લાગ્યુ હતું તેમ જ અક્ષપાદ ગૌતમની લાભ અને ખ્યાતિ નિમિત્તે વિજયતૃષ્ણાથી પ્રેરાઈ વિવાદ કરવાની શિખામણ કેટલી ભૂલી જવાઈ હતી; એ બધું આપણે મધ્યવર્તી સમયના સાહિત્યમાં સ્પષ્ટ જોઈ શકીએ છીએ.

**૧૫. વિજયવિસ્તાર**.—મધ્યવર્તી સમયના સાહિત્ય તરફ વળતાં સૌથી પહેલાં જૈન સાહિત્ય અને તેમાંયે સિદ્ધસેન દિવાકરની કૃતિઓ તરફ નજર દોડાવવી પડશે દિવાકર એ જૈન પરંપરા પ્રમાણે વિક્રમની પ્રથમ સદીના વિદ્વાન છે. દિવાકર પૂર્વવર્તી આશ્રમને લીધે બ્રાહ્મણોની વિદ્યાગોષ્ઠીના અને પાછળના બદલાયેલા જીવનને લીધે જૈનશ્રમણની નિવૃત્તિવૃત્તિના—એમ બને સંસ્કારો ધરાવે છે. તેઓ ઉપાશ્રયમાં અનુયાયીઓને ધાર્મિક ઉપદેશ પણ આપે છે, અને વિક્રમની સભામાં અનેક પંડિતરત્નો વચ્ચે બહુમાનપૂર્વક આસન પણ લે છે. તેઓ સંપ્રદાયની રક્ષા અને પ્રતિષ્ઠા માટે સ્વપર અનેક દર્શનોનું જ્ઞાન મેળવવુ આવશ્યક સમજે છે, અને તે માટેની ગ્રન્થસામગ્રી પોતે જ તૈયાર કરે છે. દિવાકરનુ જે થોડુંઘણું સાહિત્ય ઉપલબ્ધ છે તેમાં બત્રીસ શ્લોકપ્રમાણ એક દ્વાત્રિંશિકા એવી એકવીસ દ્વાત્રિંશિકાઓ છે, અને એક ન્યાયાવતાર નામનો ગ્રન્થ પણ છે આમાં સાતમી, આઠમી અને બારમી એ ત્રણ દ્વાત્રિંશિકા અને ન્યાયાવતાર એ ચાર કૃતિઓ પ્રસ્તુત વિષય માટે ખાસ ધ્યાન ખેંચે છે વાદપદ્ધતિમાં કુશળતા મેળવવા ઈચ્છનારે તેનાં જે રહસ્યોનું જ્ઞાન મેળવવુ જોઈએ તે રહસ્યોનુ વર્ણન સાતમી વાદોપનિષદ નામની

દ્વાત્રિંશિકામાં છે. વાદની ચિંતા અને વિજયની તૃષ્ણાથી વિદ્વાનો અને ત્યાગીઓની સ્થિતિ કેવી શોચનીય થઈ જાય છે તેનું ચિત્ર આઠમી વાદ દ્વાત્રિંશિકામાં છે. બારમી ન્યાયદ્વાત્રિંશિકામાં ન્યાયદર્શનના પદાર્થીનું અક્ષપાદનાં ન્યાયસૂત્રોને કાંઈક મળતુ વર્ણન છે. ન્યાયાવતારમાં જૈન સંપ્રદાય પ્રમાણે ન્યાયવાક્યની પદ્ધતિ કેવી હોવી જોઈએ તેનું મુખ્યપણે વર્ણન છે. વિગત માટે જુઓ પરિશિષ્ટ. ૪.

એક બાજુએ, તે સમયના વિદ્વાનો રાજસભામાં વિજયપ્રાપ્તિ અને તદ્દ્વારા લાભ તથા ખ્યાતિ મેળવવી એને પોતાની વિદ્યાનુ ધ્યેય માનતા; અને તે માટે વિદ્યા મેળવવા જોઈતા શ્રમ ઉપરાંત વિજયસાધક વાદકથામાં કુશળતા મેળવવા વાદવિષયક શાસ્ત્રોનો ખૂબ અભ્યાસ કરતા, અને તે અભ્યાસનો પ્રયોગ પણ કરતા; આ કારણથી વાદમાં વિજય અપાવે તેવાં તેનાં રહસ્યોનું સંક્ષેપમાં વર્ણન કરે એવા ગ્રન્થોને તેઓ ચાહતા, ભણતા અને બનાવતા : બીજી બાજુ વિરક્તવૃત્તિના વિદ્વાનો આવી વિદ્વગોષ્ઠીની એવી ધૂમાયમાન સ્થિતિ જોઈ, આધ્યાત્મિક વિદ્યાઓના દુરુપયોગની ફિકરથી નિસાસો મૂકતા, અને વિજય માટે રાત દિવસ અથાગ શ્રમ કરતા તેમ જ રાજસભામાં દોડતા વિદ્વાનોને વિસ્મય અને પરિહાસની દૃષ્ટિએ જોતા. આ બંને બાજુનું પ્રતિબિંબ દિવાકરના પ્રતિભાશાલી હૃદય ઉપર પડ્યું અને તેઓએ તે પ્રતિબિંબને પોતાની પ્રખર કવિત્વશક્તિ દ્વારા મૂર્ત રૂપ આપ્યું. દિવાકરશ્રીએ જોયું કે તર્કવાદ અને વિજયની તૃષ્ણા વિદ્વાનોને લક્ષ્યભ્રષ્ટ કરે છે અને તેનુ પરિણામ સૌને માટે હાનિકારક છે. તેથી તેઓએ તે સ્થિતિને વગોવી. પણ જ્યા સુધી એ સ્થિતિ ચાલુ રહે અને બિલકુલ ન બદલાય ત્યાં સુધી વિરક્ત થઈ એકાન્તમાં બેસી રહેવાથી સંપ્રદાયનું અસ્તિત્વ જોખમમાં આવે અને તેનાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વો નામશેષ થાય એ કારણથી તેઓએ પોતાના જીવનના અનુભવમાં ઉતારેલ ઘણા વાદકથાના દાવપેચોની શિક્ષા આપવી પણ તેટલે જ અંશે યોગ્ય ધારી. તેમ જ જૈન નિગ્ગન્ઠો, જેઓ ખાસ ત્યાગ અને વિરક્તિને લીધે ન્યાયવિદ્યા અને વાદકથાની વિશેષ ગડમથલમાં નહોતા પડતા તેઓને પણ ~~પરકીય અને સ્વકીય~~ ન્યાયવિદ્યાનું જ્ઞાન મેળવવું આવશ્યક છે એમ તેઓએ જોયું. વિજયવૃત્તિપ્રધાન મધ્યવર્તી સમયના પ્રારમ્ભમાં જ વિદ્વાનોના હૃદયમાં કેવી જાતનાં બીજો રોપાયાં હતાં એ બધુ આથી સૂચવાય છે.

આ બીજોને ઉત્તરોત્તર વિકસતા આપણે જોઈએ છીએ અને તેને પરિણામે સાંપ્રદાયિક દર્શનસાહિત્યનું મધુર અને કટુક મહાન વૃક્ષ ભારતવર્ષમાં ફાલેલું અને ફળેલું જોઈએ છીએ, જેનાં ઇષ્ટ–અનિષ્ટ પરિણામો કેવળ ધર્મ-

દેશમાં જ નહિ, પણ સામાજિક અને રાજકીય પ્રદેશમાં પણ આવેલાં ઈતિહાસે નોંધ્યાં છે.

એમ જાણે દિવાકરની વાદોપનિષદના અભ્યાસથી જ વિજયકથામાં કુશળ થયા હોય તેમ બધે પાછળના જૈનાચાર્યોને રાજસભામાં વિજય મેળવતા આપણે જોઈએ છીએ.

દિગમ્બરાચાર્ય સમન્તભદ્ર વાદના સમાગમો જીતવા ક્યાં ક્યાં ફર્યા તેની નોંધ નીચેના શ્લોકમાં છે :—

**काञ्च्यां नग्नाटकोऽहं मलमलिनतनुर्लाम्बुसे पाण्डुपिण्डः**
**पुण्ड्रोण्ड्रे शाक्यभिक्षुर्दशपुरनगरे मिष्टभोजी परिव्राट् ।**
**वाराणस्यामभूवं शशधरधवलः पाण्डुराङ्गस्तपस्वी**
**राजन् यस्यास्ति शक्तिः स वदतु पुरतो जैननिर्ग्रन्थवादी ॥**

આચાર્ય પાદલિપ્તના બ્રાહ્મણ વિદ્વાનો સાથેના પાટલીપુત્રમાં થયેલા વાદો, આચાર્ય મલ્લવાદીના ભરુચ અને પાલીતાણામાં બૌદ્ધ વિદ્વાનો સાથે થયેલા વાદો,[૧૪] અકલંક અને પ્રભાચંદ્રનાં ખંડનમંડનો, તેમ જ વિદ્યાનંદીનું પાત્રકેસરીપણું એ બધું ગણાવતાં સમગ્રના સાહિત્યે નોંધ્યું છે.[૧૫]

---

૧૪. જુઓ, પ્રભાવકચરિત્ર.

૧૫. ભટ્ટારક અકલંકદેવે વાદકથાના વિષયમા ખાસ ગ્રંથ રચ્યો હોવો જોઈએ કારણ કે વાદી અને પ્રતિવાદી એ બને કયે ક્રમે એકબીજાને દૂષણ આપે અને જીતવા પ્રયત્ન કરે એ વિષયનો તેઓનો રચેલો એક શ્લોક વાદીદેવસૂરી વિરચિત "પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર'ની રત્નપ્રભકૃત રત્નાકરાવતારિકા ટીકામાં ઉદ્ધૃત છે તે આ પ્રમાણે—

**विरुद्धं हेतुमुद्भाव्य वादिनं जयतीतरः ।**
**आभासान्तरमुद्भाव्य पक्षसिद्धिमपेक्षते ॥**

રત્ના. પૃ ૧૮૪, પરિચ્છેદ ૮, સૂત્ર ૨૨.

વિદ્યાનંદ સ્વામીનું તો જીવનકાર્ય જ વાદવિવાદમાં બીજાઓને જીતવાનું અને સ્વધર્મની પ્રતિષ્ઠા કરવાનુ હતુ તેઓએ અનેક સ્થળે પ્રતિવાદીઓને જીત્યાનો ઉલ્લેખ શિલાલેખ સુધ્ધાંમા છે તેઓની ગ્રંથરચનાશૈલી પણ એ જ વાતની પોષક છે. તેમના પાત્રકેસરી નામમા ખાસ એ જ ધ્વનિ છે. વિદ્યાનંદ સ્વામીએ એક પત્રપરીક્ષા નામનો નાનકડો ગ્રંથ લખેલો છે જેમાં પત્ર એટલે ન્યાયવાક્ય કેવું હોવુ જોઈએ તેની મીમાંસા છે. તે ગ્રંથમાં તેઓએ અક્ષપાદના પંચાવયવ વાક્યને અને બૌદ્ધ સંપ્રદાયના અવયવત્રયાત્મક વાક્યને

બૌદ્ધ આચાર્યોની વાદકુશળતા અને તે વિષયની રસવૃત્તિ જેમ તેઓના પોતાના સાહિત્યમાં જોઈ શકાય છે, તેમ પ્રતિવાદી ગણાતા જૈન અને વૈદિક સાહિત્યમાં પણ તેઓ પ્રમાણપટુ તરીકે નોંધાયા છે. ચીની યાત્રી હુએન્ત્સંગ પણ પોતાના શ્રદ્ધાસ્પદ ગુરુ બૌદ્ધ ભિક્ખુઓની અનેક વાદકથાઓને અને તેમાં મળેલા વિજયોને નોંધે છે.

વૈદિક વિદ્વાનોમાં વાત્સ્યાયન પછી શબરસ્વામી, કુમારિલ ભટ્ટ અને ઉદ્યોતકર એ બધાના સાહિત્યમાં વાદકથાનું જ બળ અને ખંડનમંડનની તૈયારી જણાય છે. શ્રીમાન્ શંકરાચાર્યનો વાદકથા દ્વારા થયેલો દિગ્વિજય ચક્રવર્તીના શસ્ત્ર-દ્વારા થયેલ દિગ્વિજય જેટલો જાણીતો છે અને રસપૂર્વક ગવાય છે.[૧૬]

આ સમયના જૈન, બૌદ્ધ અને વૈદિક એ બધા સંપ્રદાયોના સાહિત્યની વર્ણનશૈલી પૂર્વવર્તી સમયના સાહિત્યની વર્ણનશૈલીથી બિલકુલ બદલાયેલી છે. આ વર્ણનશૈલીમા વાદપદ્ધતિનું તત્ત્વ મુખ્ય છે. પૂર્વની પ્રશ્નોત્તરપદ્ધતિ નામશેષ છે, તર્કનું સામ્રાજ્ય છે અને શ્રદ્ધા ગૌણપદે છે. ઘણાખરા ગ્રન્થોનાં અને તદ્દગત વિષયોનાં પ્રકરણોનાં નામ સુદ્ધાં વાદ શબ્દ સાથે જોડવામાં આવ્યાં છે. આ સમયનો કોઈ પણ દાર્શનિક ગ્રન્થ લ્યો તો તેમા મોટો અને રસ ભરેલો ભાગ તો પરમતના ખંડનથી જ રોકાયેલો હશે. આખો મધ્યવર્તી સમય સામ્રાજ્યના અને સંપ્રદાયના વિસ્તાર માટેની વિજયવૃત્તિથી જ મુખ્યપણે અંકિત થયેલો ઇતિહાસના પૃષ્ઠ ઉપર નોંધાયેલો છે.

ખાસ દૂષિત કરી જૈન સંપ્રદાયને સંમત પત્ર ( ન્યાયવાક્ય ) ની સર્વશ્રેષ્ઠતા સિદ્ધ કરી છે અને બતાવ્યુ છે કે ન્યાયવાક્યમાં બે, ત્રણ, ચાર, પાંચ, છ એ અનુક્રમે દશ સુધી અવયવો, અધિકારી શ્રોતાની અપેક્ષાએ, યોજી શકાય છે. ન્યાયવાક્યમાં અમુક એક જ અવયવની સંખ્યા માનવી તે એકાન્ત છે એમ બતાવી તેઓએ ન્યાયવાક્યમાં અવયવની સંખ્યા સુધ્ધાંમાં અનેકાન્તદૃષ્ટિ ગોઠવી છે.

તેઓએ પત્રપરીક્ષામાં કુમારનન્દી ભટ્ટારકનાં કેટલાંક પદ્યો ઉદ્ધૃત કર્યાં છે અને તે બધાં ન્યાયવાક્યની પરીક્ષાને લગતાં છે. તેથી કુમારનન્દી નામના કોઈ પ્રસિદ્ધ આચાર્ય જેઓ વિદ્યાનંદ પહેલાં થયેલા તેઓએ પણ આ વિષયમાં ગ્રંથ લખ્યાનું સ્પષ્ટ સૂચન થાય છે.

૧૬. શંકરદિગ્વિજય આદિ ગ્રંથો જોવાથી આ બાબત સ્પષ્ટ થશે.

**૧૬. છેલ્લો યુગ**:—વિજયવૃત્તિની પ્રધાનતાનું તત્ત્વ મધ્યવર્તી અને ઉત્તરવર્તી એ બંને સમયના વિદ્વાનોમાં સમાન હોવા છતાં તેનું સાહિત્ય અમુક લક્ષણોથી ખાસ જુદું પડે છે. મધ્યવર્તી સમયનું સાહિત્ય ખંડન-મંડન પદ્ધતિથી ઊભરાય છે ખરું પણ તેમાં પ્રતિવાદીનું ખંડન કરતાં ભાષામા એટલી કટુકતા નથી આવી જેટલી ઉત્તરવર્તી સમયના સાહિત્યમા આવી છે. તેમ જ તે મધ્યવર્તી સાહિત્યના લખાણમા ભાષાનો પ્રસાદ અને અર્થનું ગાંભીર્ય હોય છે, જ્યારે ઉત્તરવર્તી સમયના સાહિત્યમા શાબ્દિક ચમત્કાર વધતો ગયો છે. અને પરિણામે ઘણા ગ્રન્થોમાં અર્થહીન શાબ્દિક પાંડિત્યને લીધે શુષ્કતા આવી ગઈ છે.

ઉત્તરવર્તી સમયના સાહિત્યમાં પણ મધ્યવર્તી સમયની પેઠે વાદપદ્ધતિ વિષે સૌથી પહેલાં જૈન સાહિત્ય જ ધ્યાન ખેંચે છે. તેનું કારણ એ છે કે પ્રસ્તુત વિષયને લગતું બૌદ્ધ સાહિત્ય તો આ સમયમાં અહીં રચાયું જણાતું નથી. બ્રાહ્મણ સાહિત્ય પુષ્કળ રચાયું છે ખરું, પણ તે મોટે ભાગે અક્ષપાદ ગૌતમનાં કથાપદ્ધતિવિષયક સૂત્રોની વ્યાખ્યા અને વૃત્તિરૂપે હોઈ નવી પરિસ્થિતિ ઉપર વિશેષ પ્રકાશ પાડતું નથી; જ્યારે જૈન સાહિત્યમા વાદપદ્ધતિવિષયક કેટલીક ખાસ કૃતિઓ એવી છે કે જેનાથી એ વિષયમાં ઉત્પન્ન થયેલી પરિસ્થિતિ ઉપર થોડો પણ નવીન પ્રકાશ પડે છે.

આ સમયમાં મુખ્ય ચાર આચાર્યોએ વાદપદ્ધતિ વિષે લખ્યું છે: (૧) હરિભદ્રસૂરિ, * (૨) વાદી દેવસૂરિ, (૩) હેમચંદ્રસૂરિ અને (૪) વાચક યશોવિજય. વાચક યશોવિજયની કૃતિઓ–દ્વાત્રિંશિકાઓ–સ્વતંત્ર હોવા છતાં વસ્તુદૃષ્ટિએ તેને હરિભદ્રની કૃતિની સ્પષ્ટ અને વિસ્તૃત વ્યાખ્યા જ કહેવી જોઈએ. તેથી નવીનતાની દૃષ્ટિએ અહી પ્રથમના ત્રણ આચાર્યોની કૃતિઓનો જ વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

આચાર્ય હરિભદ્ર વિક્રમની નવમી શતાબ્દીના વિદ્વાન હતા. તેઓ પૂર્વાશ્રમમાં વૈદિક વિદ્વાન હતા. જોકે નિવૃત્તિપ્રધાન શ્રામણી દીક્ષા લેવાને લીધે તેઓની વૃત્તિ પ્રશમરસાભિમુખ હતી, છતાં પૂર્વાશ્રમમાં વૈદિક વિદ્વાન તરીકેનો વિદ્યાગોષ્ઠીનો વ્યાયામ અને વિજયવૃત્તિના આંદોલનવાળા સ્પર્ધાશીલ સંપ્રદાયોના વાતાવરણને લીધે તેઓમાં વિજયેચ્છા પણ ઉદ્ભવેલી. જોકે અનિવાર્ય પ્રસંગ આવતાં તેઓ વાદના અખાડામાં ઊતર્યા પણ છે અને

---

* સમયની દૃષ્ટિએ હરિભદ્રસૂરીને છેલ્લા યુગમાં મૂક્યા છે. પણ પ્રાસા-દિક શૈલી અને અર્થગાંભીર્યની દૃષ્ટિએ તેમને મધ્યયુગના ગણવા જોઈએ સં.

રાજસભામાં વિજય મેળવ્યો છે, તેમ જ તેવા વિજયના ઉલ્લાસમાં ખંડન-મંડનાત્મક ગ્રન્થો લખી તેમા જૈન તત્ત્વજ્ઞાનના મૂળ સિદ્ધાન્ત સ્યાદ્વાદની જયપતાકા પણ ફરકાવી છે, છતાં તેઓની સહજ પ્રશમવૃત્તિ અને સૂક્ષ્મ દૃષ્ટિએ તેઓને વસ્તુસ્થિતિનું ભાન પણ કરાવ્યું હોય તેમ પણ લાગે છે. તેઓને એવો જાતિઅનુભવ થયેલો લાગે છે કે વાદોમાં વિજયેચ્છામૂલક વાદો, જેને વિતણ્ડા કે જલ્પ કહીએ છીએ તે, ઉભય પક્ષને હાનિકારક છે, અને વાદકથા કરવાનું જેટલુ સામર્થ્ય હોય અને તે કરવી જ હોય તો તે નિર્ણયની ઇચ્છાથી જ કરવી.

વાદપ્રિય વિદ્વાનોના પરિહાસદ્વારા વાદકથાની હેયતાનું જે સૂચન પોતાના પૂર્વજ અને શ્રદ્ધાસ્પદ આચાર્યે વાદદ્વાત્રિંશિકામાં કર્યું હતું તે જ સૂચનને અત્યંત સ્પષ્ટ શબ્દોમા એક નાની કૃતિનું રૂપ આપી આચાર્ય હરિભદ્રે વાદપદ્ધતિ વિષે પોતાના વિચારો બતાવ્યા છે. આ આચાર્યે આઠ આઠ શ્લોક પ્રમાણ અષ્ટક એવાં બત્રીસ અષ્ટકોનો એક ગ્રન્થ લખ્યો છે, જેમાં અનેક પ્રકીર્ણ વિષયો ઉપર ગંભીર અને સમભાવયુક્ત વિચારો પ્રકટ કર્યા છે. એમાં ૧૨મું અષ્ટક વાદ વિષય ઉપર છે, જેની અંદર વાદના શુષ્કવાદ, વિવાદ અને ધર્મવાદ એવા ત્રણ ભેદ પાડેલા છે. જોકે આ ત્રણ નામો નવા છે પણ તે અક્ષપાદની કથાપદ્ધતિના વિતણ્ડા, જલ્પ અને વાદના અનુક્રમે સૂચક છે આ અષ્ટકમાંના નામકરણ અને વર્ણનમાં વિશેષતા એ છે કે તે ઉપરથી વિદ્વત્સમાજની પરિસ્થિતિનું ચિત્ર માનસ સામે આબેહૂબ ખડું થાય છે. ત્રણે વાદનુ સ્વરૂપ, પરિણામ અને હેયોપાદેયતા અષ્ટકમાં આ પ્રમાણે છે (क) અત્યન્ત માની, ક્રૂર ચિત્તવાળા, ધર્મદ્વેષી અને મૂઢ એવા પ્રતિવાદીની સાથે એક સાધુસ્વભાવવાળાનો જે વાદ તે શુષ્કવાદ. (ख) ભૌતિક લાભ અને ખ્યાતિની ઇચ્છા રાખનાર દરિદ્ર અને અનુદાર ચિત્તવાળા પ્રતિવાદીની સાથે જે છળજાતિપ્રધાન વાદ તે વિવાદ. (ग) પરલોકમાં માનનાર, કદાગ્રહ વિનાના અને સ્વશાસ્ત્રનાં તત્ત્વોને બરાબર જાણનાર એવા બુદ્ધિમાન પ્રતિવાદી સાથે જે વાદ તે ધર્મવાદ

પરિણામ—(क) શુષ્કવાદમાં વિજય અને પરાજય એ બંનેનુ પરિણામ અનિષ્ટ જ છે. જો પ્રતિવાદી સમર્થ હોઈ તેનાથી વાદીને પરાજય મળે તો પરાજિતને નીચું જોવું પડે અને તેને લીધે તેના આખા સંપ્રદાયની લોકો નિંદા કરે. જો પ્રતિવાદી પોતે જ હારે તો તે અલબત્ત અભિમાની અને દુષ્ટ સ્વભાવવાળો હોઈ જીતનારને કોઇ ને કોઈ ભયંકર આફતમાં નાખવાનો પ્રયત્ન કરે અગર તો પોતે જ પરાજયને લીધે થનાર નિંદાના ભયથી

પ્રાણત્યાગ જેવું કાંઈક કરી બેસે (ख) વિવાદમાં પણ વિજય અને પરાજય બંને હાનિકારક છે. કારણ કે વિવાદ રાજસભા જેવાં પ્રસિદ્ધ સ્થળોમાં લાભ કે ખ્યાતિને અર્થે થતો હોવાથી જો તેમાં પરાજય થાય તો પ્રતિષ્ઠા જાય છે અને વિજય તો સત્યવાદીને તેવા છળ અને અસત્યપ્રધાન વાદમાં સત્યને માર્ગે મળવો કઠણ છે. કદાચ સત્ય માર્ગે વિજય મળ્યો તોયે તે વિજય ધાર્મિક વ્યક્તિને ન ગમે. કારણ, પોતાના વિજયમાં સામાનો પરાજય સમાયેલો છે અને સામાનો પરાજય એટલે તેની પ્રતિષ્ઠા અથવા આજીવિકાનો ઉચ્છેદ. આ રીતે પોતાના વિજયનું સામા ઉપર થતું અનિષ્ટ પરિણામ ધાર્મિક વાદીને તો અસહ્ય થઈ જ પડે છે. (ग) ધર્મવાદમાં વિજય અને પરાજય બંને લાભદાયક હોય છે. જો વિજય થાય તો સામો પ્રતિવાદી યોગ્ય હોવાને લીધે વિજેતાનો ધર્મ સ્વીકારે છે અગર તેનો ગુણગ્રાહી બને છે. અને જો પરાજય થાય તો પરાજિત વાદી યોગ્ય હોવાને લીધે પોતાનો ભ્રમ સુધારી તત્ત્વજ્ઞાન મેળવે છે.

આ પ્રકારનુ પરિણામ હોવાથી ધર્મવાદ જ ઉપાદેય છે અને બાકીના બે વાદો હેય છતાં કવચિત્ દેશકાલની દૃષ્ટિએ ઉપાદેય પણ છે. એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે હરિભદ્રે જે ત્રણે પ્રકારના વાદોનાં પરિણામોનુ ચિત્ર આ-લેખ્યુ છે તે ધર્મશીલ અને સત્યવાદી વિદ્વાનને અનુલક્ષી આલેખેલું છે.

તેઓ વિતણ્ડાને શુષ્કવાદ એવું નામ આપી મિથ્યા બકવાદની કોટિમાં મૂકે છે. જલ્પને વિવાદ કહી તેમાં વૃથા કંઠશોષ સૂચવે છે અને વાદને ધર્મવાદ કહી તેની ઉપાદેયતા પ્રતિબોધે છે. સાથે જ આ બધો વિચાર તેઓએ તપસ્વી (ધર્મશીલ) વાદીને અનુલક્ષી કરેલો હોવાથી એમ સૂચવતા જણાય છે કે પહેલાંની લાંબા કાળથી ચાલતી અને જોશભેર વધતી વાદવિ-વાદની રુચિએ વિદ્વાનોમાં દ્વેષ અને કલહનાં બીજ રોપ્યાં હતા અને તેને લીધે ધાર્મિક વિદ્વાનોને સાંપ્રદાયિક જીવન શાંતપણે વ્યતીત કરવું બહુ જ ભારે થઈ પડ્યું હતુ. વિદ્વાન થયો એટલે કોઈ પ્રતિવાદી સાથે વાદવિવાદમાં તે ન ઊતરે તો લોકો કાં તો તેને અશક્ત અને ભીરુ ગણતા અને કાં તો સાંપ્રદાયિક પ્રેમ વિનાનો માનતા. આથી અનુયાયી લોકોની વૃત્તિ દરેક સંપ્રદાયમાં દૃઢ થઇ ગઈ હતી (અદ્યાપિ એમ જ છે). તેને બદલવા આચાર્ય હરિભદ્ર જેવા પ્રશમપ્રિય તપસ્વીએ ધર્મવાદને પ્રશંસી તેને મુખ્ય સ્થાન આપ્યું છે.

સ્પષ્ટભાષી અને વિવેકી તે આચાર્યે ધર્મવાદને કર્તવ્ય માનીને તેમાં કયા વિષયોની ચર્ચા કરવી અને કયાની ન કરવી એનું નિરૂપણ પણ [illegible]

ધર્મવાદ અષ્ટકમાં કરેલું છે. તેઓ સંયમ અને ચારિત્રને જીવનની મુખ્ય વસ્તુ માનતા હોવાથી કહે છે કે ધર્મવાદમાં પણ પ્રમાણ વગેરે અનુપયોગી વિષયો ઉપર વાદ ન કરવો. માત્ર સંયમનાં તત્ત્વો ઉપર ધર્મવાદ કરવો.

હરિભદ્ર પછી દેવસૂરિનું નામ આવે છે. તેઓ વાદીના વિશેષણથી પ્રસિદ્ધ છે. તેઓએ પણ રાજસભામાં શાસ્ત્રાર્થ કર્યો છે અને જયલાભ કર્યો છે. સિદ્ધરાજની સભામાં લઘુવયસ્ક હેમચંદ્રાચાર્યને મદદમાં રાખી તેઓએ કુમુદચંદ્ર નામના દિગમ્બરાચાર્ય સાથે વાદ કર્યાનુ અને તેમાં વિજય મેળવ્યાનું વર્ણન શ્વેતામ્બર સાહિત્યમાં છે. આ વિજયલાભ પછી તેઓએ એક મહાન ગ્રંથ લખ્યો છે. પરિમાણમાં તેની બરાબરી કરનાર સંસ્કૃત દર્શન–સાહિત્યમાં બીજો કોઈ ગ્રન્થ રચાયો હોય તેવું મારી જાણમાં નથી. વાદી દેવસૂરિનો એ, સ્યાદ્વાદરત્નાકર નામની વ્યાખ્યા સહિત પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર નામનો ગ્રન્થ આઠ પરિચ્છેદોમાં વહેંચાયેલો છે. તેમાં આઠમો પરિચ્છેદ કેવળ વાદને લગતો છે અને તેમાં વાદને લગતા વિષયોનુ અત્યન્ત સ્પષ્ટ અને મનોરંજક વર્ણન છે. તે વાદકથાનો ઇતિહાસ જાણવા ઇચ્છનારનુ ખાસ ધ્યાન ખેંચે તેવો છે. તેમા વાદી, પ્રતિવાદી, સભ્યો અને સભાપતિ એ ચાર અંગોનુ સાંગોપાંગ વર્ણન છે. વાદી અને પ્રતિવાદીના ભેદ–પ્રભેદ કરી તેમાં સોળ પ્રકાર બતાવવામાં આવ્યા છે. અને તેમાં કઈ કઈ જાતના વાદીનો કઈ કઈ જાતના પ્રતિવાદી સાથે વાદ સંભવી શકે અને કઈ જાતના સાથે ન જ સંભવી શકે એ બતાવવામા આવ્યુ છે. તેમાં બતાવેલા વાદી અને પ્રતિવાદીના કુલ સોળ પ્રકારોમાં ફક્ત બાર પ્રકારોમાં જ અરસપરસ વાદકથા સંભવી શકે તેમ જણાવ્યું છે. વાદી અને પ્રતિવાદી એ બંને વાદકથાના પ્રાણ હોઈ તેઓનું શુ શુ કર્તવ્ય છે તે જણાવ્યું છે. સાથે જ સભ્યો વિના વાદકથા ન ચાલતી હોવાથી તેઓ કેવા પ્રકારની યોગ્યતાવાળા હોવા જોઈએ અને તેઓનું સભ્ય તરીકે શુ કર્તવ્ય છે તે બતાવ્યું છે. કોઈ પણ વાદકથા સભામાં જ ચાલે અને સભા તો નાયક વિના ન જ હોય, તેથી તેમાં શક્તિવાળો સભાપતિ હોવો જોઈએ અને તેનું સભાપતિ તરીકે શું કર્તવ્ય છે એ પણ તેઓએ વર્ણવ્યું છે. આ રીતે વાદકથાનાં ચાર અંગો, તેઓનું સ્વરૂપ અને કર્તવ્ય એ બધું ખુલાસાવાર બતાવ્યા બાદ છેવટે વાદકથાની મર્યાદા પણ બતાવવામાં આવી છે. વાદો વિજય અને નિર્ણય બંનેની ઇચ્છાથી થાય છે અને એ બધાની કાલમર્યાદા સમાન ન જ હોઈ શકે તેટલા માટે વિવેકપૂર્વક દરેક જાતના વાદની જુદી જુદી કાલમર્યાદા નોંધી છે. આ રીતે જેમ આજકાલ સામાજિક અને રાજકીય વિષયોની નિયમબદ્ધ ચર્ચા થવા

માટે સભાના નિયમ–ઉપનિગમનું વર્ણન કરનારા પશ્ચિમીય પુસ્તકો હોય છે તેમ ધાર્મિક પ્રદેશમાંથી સૂક્ષ્મરૂપમાં જન્મ પામેલી ચર્ચાપદ્ધતિનો વિકાસ થતાં થતાં તેનું વિકસિત રૂપ ભારતવર્ષમાં ક્યાં સુધી પહોંચ્યું હતું તેનો કાંઈક ખ્યાલ વાદી દેવસૂરિના ચતુરંગ વાદના વિસ્તૃત વર્ણનથી આવી શકે છે. વધારે વિગત માટે જુઓ પરિશિષ્ટ ૫, વિભાગ ૧.

વાદી દેવસૂરિ પછી આચાર્ય હેમચંદ્ર આવે છે. આ આચાર્ય સાહિત્યની તત્કાલીન બધી શાખાઓમાં નિર્ભયપણે સંચાર કરનારા હતા. તેથી જ તેઓએ એકલે હાથે ભારતીય સરસ્વતી મંદિરની અનેક શાખાઓને પોતાની કૃતિઓથી અજબ રીતે દીપાવી છે. તેઓની કૃતિઓ ન હોય તો ગૂજરાતનું સંસ્કૃતવાઙ્મય પોતાનું વિશિષ્ટ તેજસ્વીપણું ન જ બતાવી શકે અને જૈનોના ભંડાર તો એક રીતે સૂના જ દેખાય. રાજગુરુ, ધર્મપ્રસારક અને સાહિત્ય-પોષક એ બહુશ્રુત લેખકનો એક ન્યાયવિષયક ગ્રંથ પણ ઉપલબ્ધ છે, જેનું નામ પ્રમાણમીમાંસા છે.

અક્ષપાદ ગૌતમની પંચાધ્યાયી( ન્યાયસૂત્ર )નાં જે બે અનુકરણો જોવામાં આવ્યાં છે તેમાંની એક દિગંબરાચાર્ય અમૃતચંદ્રની અને બીજી શ્વેતાંબરાચાર્ય હેમચંદ્રની પંચાધ્યાયી છે. આ બંને પંચાધ્યાયીઓ પૂર્ણ ઉપલબ્ધ નથી. અમૃતચંદ્રની પંચાધ્યાયી પદ્યમય છે અને તેમાં માત્ર સાંપ્રદાયિક તત્ત્વો છે; જ્યારે હેમચંદ્રની પંચાધ્યાયીમા સૂત્ર અને વ્યાખ્યાનો ક્રમ છે અને તેમાં પ્રમાણ, પ્રમેય આદિ દાર્શનિક તત્ત્વો છે. તેથી તેનું નામ પ્રમાણમીમાંસા રાખેલું છે. આ પ્રમાણમીમાંસાનો દોઢ અધ્યાય એટલે ત્રણ આહ્નિક પણ પૂરાં ઉપલબ્ધ નથી. છતાં સદ્ભાગ્ય એટલુ કે ધર્માન્ધોની ક્રૂરતા અને અજ્ઞાનના સર્વનાશક પંજામાંથી જેટલો ભાગ બચી ગયેલો રહ્યો છે તેમાં પ્રસ્તુત વિષય વાદને લગતું કેટલુંક વર્ણન સચવાઈ રહ્યું છે. હેમચંદ્રનું એ વર્ણન માત્ર ગ્રંથપાઠનુ પરિણામ નથી, પણ તેની પાછળ જાગરૂક અનુભવ અને વહેતી પ્રતિભા છે. વિક્રમ સંવત ૧૧૮૧ માં અણહિલપુર પાટણ મુકામે થયેલા કુમુદચંદ્ર સાથેના દેવસૂરિના પ્રસિદ્ધ વાદ વખતે તરુણ હેમચંદ્ર હાજર હતા, એ ઉપર જણાવ્યું છે. ત્યાર બાદ રાજસભા અને ચર્ચાના અખાડામાં તે વિદ્વાને પચાસથી વધારે વર્ષ સફળતાપૂર્વક કુસ્તી કરેલી. એનુ અને તેઓના અદ્ભુત શાસ્ત્રવ્યાસંગનું ભાન આ બચેલા પ્રમાણમીમાંસાના ટુકડાના વાક્યે-વાક્યમાં થાય છે. પ્રમાણમીમાંસા લખતી વખતે હેમચંદ્રના મગજમાં દાર્શનિક વૈદિક ગ્રંથો અને બૌદ્ધગ્રંથો અને પૂર્વવર્તી જૈન ગ્રંથો રમી રહ્યા હોય તેમ લાગે છે. જેમ બીજી કૃતિઓમા તેમ પ્રમાણમીમાંસામાં પણ હેમચદ્રે સ્વતંત્ર વ્યક્તિત્વ દાખવ્યું છે.

હેમચંદ્ર જેમ પૂર્વવર્તી અલંકારશાસ્ત્રીઓએ માનેલા અલંકારોનું કાવ્યાનુશાસનમાં ટૂંકું વર્ગીકરણ કરે છે તેમ તે અક્ષપાદે અને ચરકે વર્ણવેલી કથાઓની સામે પ્રમાણમીમાંસામાં વાંધો લઈ માત્ર એક વાદકથાને જ સ્વીકારે છે, અને અસદુત્તર એટલે જાતિના પ્રયોગવાળા જલ્પને જુદું સ્થાન આપતા નથી. પરાજય અધિકરણની સમીક્ષા કરતાં હેમચંદ્રે અક્ષપાદ અને તેના અનુગામી વાત્સ્યાયન તથા ઉદ્યોતકરે સ્વીકારેલા નિગ્રહસ્થાનના સામાન્ય અને વિશેષ સ્વરૂપને અધૂરું બતાવ્યું છે, તેમ જ ધર્મકીર્તિ આદિ બૌદ્ધ વિદ્વાનોએ માન્ય કરેલ નિગ્રહસ્થાનના સ્વરૂપને પણ તેમણે એકદેશીય સાબિત કર્યું છે; અને અકલંક તથા વિદ્યાનંદી આદિ જૈનાચાર્યોએ વર્ણવેલ નિગ્રહસ્થાનના સ્વરૂપને તેમણે માન્ય રાખેલું છે. વિદ્યાનંદીની પત્રપરીક્ષાનું સ્મરણ કરાવે તેવું પત્રપરીક્ષણ હેમચંદ્રે આરંભ્યું છે પણ એ આરંભમાત્રમાં જ ગ્રંથ ખંડિત થઈ જાય છે. વધુ વિગત માટે જુઓ પરિશિષ્ટ ૫, વિભાગ ૨.

ઉત્તરવર્તી બ્રાહ્મણ સાહિત્યમાં પણ એક એવો ગ્રન્થ છે કે જે સ્વતંત્ર કૃતિ નથી કિન્તુ પ્રાચીન ગ્રન્થની વ્યાખ્યા છે. છતાં તેમાં ભારતીય વિદ્વાનોની કથાપદ્ધતિના નિયમ–ઉપનિયમોનું અને દરેક અંગોનું પ્રગતિ પામેલું વર્ણન છે. આ ગ્રન્થ તે બંગાલી વિદ્વાન વિશ્વનાથ તર્કપંચાનનની અક્ષપાદ ગૌતમના સૂત્રો ઉપરની વૃત્તિ એ વૃત્તિમાં પણ સભાપતિ કેવો હોવો જોઈએ, તેનું કર્તવ્ય શું, સભ્યો કેવા, અને શા કામ માટે હોવા જોઈએ, દરેક કથા કયે ક્રમે ચાલવી જોઈએ એ બધું વર્ણન વાદી દેવસૂરિના વર્ણન જેવું વિગતવાર છે.[૧૭] વિગત માટે જુઓ પરિશિષ્ટ ૬. આ રીતે કથાપદ્ધતિના સ્વરૂપનો અને તેના સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ અક્ષપાદનાં મૂળ સૂત્રોથી શરૂ થઈ તેની જ વૃત્તિમાં વિરમે છે.

## પરિશિષ્ટ ૧

### ન્યાયના સોળ પદાર્થો

### છલ, જાતિ અને નિગ્રહસ્થાનોની સ્પષ્ટ માહિતી સાથે

૧ **પ્રમાણ**:-યથાર્થ જ્ઞાનનું સાધનઃ તે ચાર છે–પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ.

૨ **પ્રમેય**:–યથાર્થ જ્ઞાનનો વિષય બની શકે તે. તે બાર છે. આત્મા,

૧૭ જુઓ ન્યા. સૂ. અ. ૧, આ. ૨, સૂ ૧–૨. વિશ્વનાથની વૃત્તિ.

શરીર, ઇન્દ્રિય, અર્થ, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, પ્રેત્યભાવ, દોષ, ફલ, દુઃખ અને અપવર્ગ.

૩ **સંશય** :–એક જ વસ્તુઓમાં પરસ્પર વિરોધી એવા બે અંશોને સ્પર્શ કરતું જ્ઞાન.

૪ **પ્રયોજન** :–જે ( હેય અગર ઉપાદેય ) વસ્તુના ઉદ્દેશથી પ્રવૃત્તિ થાય છે તે વસ્તુ પ્રયોજન.

૫ **દૃષ્ટાંત** :–જે વિષે શાસ્ત્રજ્ઞ અને વ્યવહારજ્ઞનો મતભેદ ન હોય તે દૃષ્ટાન્ત.

૬ **સિદ્ધાંત** –અમુક વસ્તુ અમુક રૂપે છે એ રીતે જે સ્વીકારાય છે તે સિદ્ધાંત. તે ચાર છે, સર્વતન્ત્ર, પ્રતિતન્ત્ર, અધિકરણ અને અભ્યુપગમ

૭ **અવયવ** :–અનુમાનવાક્યના અવયવો. તે પાંચ છે : પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન.

૮ **તર્ક** :–જ્યારે કોઈ વસ્તુનું સ્વરૂપ જ્ઞાત ન હોય ત્યારે તેનું સ્વરૂપ જાણવા માટે એક વસ્તુનું આપાદન કરી તેના ઉપરથી બીજી અનિષ્ટ વસ્તુનું આપાદન કરવું તે તર્ક.

૯ **નિર્ણય** :–સંદેહ થયા પછી પક્ષ અને પ્રતિપક્ષ દ્વારા એમાંથી એક અંશનું નિર્ધારણ તે નિર્ણય.

૧૦ **વાદ**, ૧૧ જલ્પ, ૧૨ વિતણ્ડા :–જુઓ પૃ. ૨૯૧.

૧૩ **હેત્વાભાસ** :–જે સાચો હેતુ ન હોવા છતાં હેતુ જેવો જણાય તે હેત્વાભાસ. તે પાંચ છે : સવ્યભિચાર, વિરુદ્ધ, પ્રકરણસમ, સાધ્યસમ, અને કાલાતીત.

૧૪ **છલ** :–વક્તાના વિવક્ષિત અર્થથી જુદા અર્થની કલ્પના કરી તેના વાક્યને દૂષિત કરવું તે છલ તે ત્રણ જાતના છે, વાક્છલ, સામાન્ય-છલ, ઉપચારછલ.

વાક્છલ—જેમ કે " દેવદત્ત નવકમ્બલ*વાળો છે " એવું કોઈનું વાક્ય સાંભળી છલવાદી વક્તાના વિવક્ષિત અર્થ ( નવીન કમ્બલવાળો ) ની ઉપેક્ષા કરી એમ સામું કહે કે " દેવદત્તની પાસે એક જ કમ્બલ છે –નવ ક્યાં છે ? " આ વાક્છલ. આમાં બોલનારે " નવકમ્બલવાળો " એ સામાન્ય પ્રયોગ કરેલો છે જેમાં બે અર્થો ( નવીન અને નવ )

* ચરકમા ' નવકમ્બલ 'ને બદલે નવતન્ત્ર એવું વાક્છલનું ઉદાહરણ છે.

નીકળે છે. તેમાંથી વક્તાના અભિપ્રાયથી અન્ય અર્થની કલ્પના કરેલી છે.

સામાન્ય છલ :– "આ બ્રાહ્મણ વિદ્યા અને આચરણથી સંપન્ન છે" એમ કહેતાં છલવાદી કહે "બ્રાહ્મણમાં વિદ્યાચરણ સંભવે છે, ત્યારે વ્રાત્ય (વિદ્યાચરણહીન માત્ર જન્મથી બ્રાહ્મણ) પણ વિદ્યાચરણસંપન્ન હોવો જોઈએ, કારણ કે તે બ્રાહ્મણ છે. અહીં બ્રાહ્મણત્વનું વિદ્યા અને આચરણ સાથે સાહચર્ય માત્ર વિવક્ષિત હતું એને છલવાદીએ વધારે ખેંચી વિદ્યાચરણની સાથે તેની વ્યાપ્તિ કલ્પી તેને દૂષિત કરેલ છે.

ઉપચારછલ :–જેમ કે "માંચાઓ બૂમ પાડે છે" એમ કહેતાં છલવાદી કહે કે "માંચા ઉપર બેસનારા બૂમો પાડે છે. માંચાઓ ક્યાં બૂમ પાડે છે?" એમ કહી વક્તાને ઉતારી પાડે તે ઉપચારછલ. આમાં લક્ષણાથી થયેલા પ્રયોગમા વાચ્યાર્થ કલ્પી દોષ આપ્યો છે માટે ઉપચારછલ.

૧૫ જાતિ :–સાધર્મ્ય અને વૈધર્મ્ય દ્વારા (સાદૃશ્ય અને વૈસદૃશ્ય દ્વારા) અનિષ્ટ પ્રસંગ આપવો તે જાતિ. તે ચોવીસ પ્રકારની છે. સાધર્મ્યસમ, વૈધર્મ્યસમ, ઉત્કર્ષસમ, અપકર્ષસમ, વર્ણ્યસમ, વિકલ્પસમ, સાધ્યસમ, પ્રાપ્તિસમ, અપ્રાપ્તિસમ, પ્રસંગસમ, પ્રતિદૃષ્ટાસમ, અનુત્પત્તિસમ, સંશયસમ, પ્રકરણસમ, હેતુસમ, અર્થાપત્તિસમ, અવિશેષસમ, ઉપપત્તિસમ, ઉપલબ્ધિસમ, અનુપલબ્ધિસમ, નિત્યસમ, અનિત્યસમ, કાર્યસમ.

(૧) કોઈ વાદી ઘટને દૃષ્ટાંત કરી કૃતકત્વ હેતુથી શબ્દને અનિત્ય સિદ્ધ કરે ત્યારે એમ દૂષણ આપવું કે જો અનિત્ય ઘટના કૃતકત્વ સાધર્મ્ય (સમાનધર્મ) થી શબ્દને અનિત્ય સિદ્ધ કરવામાં આવે તો નિત્ય આકાશના અમૂર્તત્વ સાધર્મ્યથી શબ્દ નિત્ય પણ કેમ ન સિદ્ધ થાય? આ રીતે સાધર્મ્ય દ્વારા દૂષણ આપવું તે સાધર્મ્યસમ.

(૨) કોઈ વાદી કૃતકત્વ હેતુથી શબ્દને અનિત્ય સિદ્ધ કરતાં આકાશને વૈધર્મ્યદૃષ્ટાંત તરીકે મૂકી કહે કે જે અનિત્ય ન હોય તે કૃતક પણ ન હોય; જેમ કે આકાશ. ત્યારે વૈધર્મ્યદ્વારા દૂષણ આપવું કે જો નિત્યઆકાશના કૃતકત્વ વૈધર્મ્યથી અનિત્યત્વ સિદ્ધ થાય તો અનિત્યઘટના અમૂર્તત્વ વૈધર્મ્યથી શબ્દ નિત્ય પણ સિદ્ધ થાય એ દૂષણ વૈધર્મ્યસમ.

(૩) કોઈ વાદી ઘટને દૃષ્ટાંત કરી તેના કૃતકત્વ સાધર્મ્યથી શબ્દને અનિત્ય સિદ્ધ કરતો હોય ત્યારે કહેવું કે જો કૃતકત્વ સાધર્મ્યથી ઘટની જેમ શબ્દ અનિત્ય સિદ્ધ થતો હોય તો ઘટની પેઠે જ તે મૂર્ત પણ સિદ્ધ થાય અને જો શબ્દને મૂર્ત ન માનો તો અનિત્ય પણ ન માનો. આ રીતે ઉત્કર્ષદ્વારા દૂષણ આપવું તે ઉત્કર્ષસમ.

(૪) પૂર્વોક્ત જ પ્રયોગમાં કહેવું કે જો કૃતકત્વ સાધર્મ્યથી ઘટની જેમ શબ્દને અનિત્ય સિદ્ધ કરો તો તે જ સાધર્મ્યથી શબ્દ ઘટની જેમ અશ્રાવણ (શ્રવણેંદ્રિયથી અગ્રાહ્ય) પણ સિદ્ધ થાય. અને જો શબ્દને અશ્રાવણ ન માનો તો પછી ઘટદૃષ્ટાંતથી તેને અનિત્ય પણ ન માનો; આ રીતે અપકર્ષદ્વારા દૂષણ આપવું તે અપકર્ષસમ.

(૫–૬) વર્ણ્ય એટલે વર્ણન કરવા યોગ્ય સાધ્ય ધર્મ અને અવર્ણ્ય એટલે વર્ણન કરવાને અયોગ્ય દૃષ્ટાંતધર્મ આ બંને વર્ણ્ય અને અવર્ણ્ય એવા સાધ્ય તથા દૃષ્ટાંતધર્મોનો વિપર્યાસ કરવાથી જે દૂષણ પ્રાપ્ત થાય છે તે વર્ણ્યસમ અને અવર્ણ્યસમ જાતિ. આ બંનેનું ઉદાહરણ :–જેમકે કોઈ ઘટદૃષ્ટાતથી કૃતકત્વ હેતુદ્વારા શબ્દને અનિત્ય સિદ્ધ કરતો હોય ત્યારે કહેવું કે શબ્દમાં જેવુ કૃતકત્વ છે તેવું કૃતકત્વ ઘટમાં નથી. અને ઘટમાં જેવું છે તેવું શબ્દમાં નથી. પક્ષ અને દૃષ્ટાંતના ધર્મો તો સમાન જોઈએ. અહીં તો શબ્દ કરતાં ઘટનું કૃતકત્વ જુદું છે. કારણ કે ઘટ કુંભકાર વગેરે કારણોથી બને છે અને શબ્દ કંઠ, તાળુ આદિના વ્યાપારથી બને છે આ રીતે દૂષણ આપતાં વર્ણ્યસમ અને અવર્ણ્યસમ બંને જાતિ સાથે આવી જાય છે

(૭) કોઈ રૂ વગેરે કૃતક વસ્તુ મૃદુ હોય છે તો કોઈ પથ્થર વગેરે કૃતક વસ્તુ કઠિન હોય છે. આ રીતે જો કૃતક વસ્તુ બે પ્રકારની મળે છે તો પછી કોઈ ઘટાદિ કૃતક વસ્તુ અનિત્ય અને શબ્દાદિ કૃતક વસ્તુ નિત્ય એમ પણ હોય. આ રીતે વિકલ્પ દ્વારા દૂષણ આપવું તે વિકલ્પસમ.

(૮) જેવો ઘટ તેવો શબ્દ છે એમ કહેતા હો તો જેવો શબ્દ તેવો ઘટ એમ પણ પ્રાપ્ત થાય. અને તેમ થાય તો શબ્દ સાધ્ય હોઈ ઘટ પણ સાધ્ય જ ગણાય. હવે સાધ્યનું દૃષ્ટાંત સાધ્ય હોઈ શકે નહિ. દૃષ્ટાંત તો સિદ્ધ જ હોવું જોઈએ જો દૃષ્ટાંતને સિદ્ધ માનો તો [illegible] અને ઘટ વચ્ચે અસમાનતા આવવાથી તે નિરર્થક જ દૃષ્ટાંત [illegible].

આ રીતે દૃષ્ટાંતમાં સાધ્યના (પક્ષના) સામ્યનું આપાદન કરવું તે સાધ્યસમ.

(૯)–(૧૦) કૃતકત્વ હેતુ પોતાના સાધ્ય અનિત્યત્વને પ્રાપ્ત થઈને સિદ્ધ કરે છે કે અપ્રાપ્ત થઈને? જો પ્રાપ્ત થઈને સિદ્ધ કરે છે એમ કહો તો બંને વિદ્યમાનની જ પ્રાપ્તિ ઘટતી હોવાથી કોણ સાધન અને કોણ સાધ્ય એ નક્કી નહિ કરી શકાય જો અપ્રાપ્ત થઈને સાધ્ય સિદ્ધ કરે છે એમ કહો તો અપ્રાપ્તહેતુ કદી જ સાધક ન હોઈ શકે. આ રીતે પ્રાપ્તિ અને અપ્રાપ્તિનો વિકલ્પ કરી દૂષણ આપવાં તે અનુક્રમે પ્રાપ્તિસમ અને અપ્રાપ્તિસમ.

(૧૧) અનિત્યત્વ સિદ્ધ કરવા માટે કૃતકત્વને હેતુ કરવામાં આવે તો કૃતકત્વને સિદ્ધ કરવામાં હેતુ કયો? અને વળી તે કૃતકત્વસાધક હેતુને સિદ્ધ કરનાર બીજો હેતુ કયો? એ રીતે અનવસ્થાપ્રસંગનું આપાદન કરવું તે પ્રસંગસમ.

(૧૨) જો પ્રયત્ન પછી જ ઉપલભ્ય (પ્રયત્નાનન્તરીયક) હોવાને લીધે ઘટની જેમ શબ્દ અનિત્ય હોય તો કૂપખનન આદિ પ્રસંગે પ્રયત્ન પછી જ ઉપલભ્ય એવા આકાશની જેમ તે શબ્દ નિત્ય કેમ ન સિદ્ધ થાય? આ રીતે પ્રતિદૃષ્ટાન્તથી (વિરોધી દૃષ્ટાંતથી)દૂષણ આપવું તે પ્રતિદૃષ્ટાન્તસમ.

(૧૩) કૃતકત્વ હેતુથી શબ્દને અનિત્ય સિદ્ધ કરો છો પણ તે હેતુ શબ્દ ઉત્પન્ન થયા પહેલા ક્યાં રહે? અને જો હેતુને રહેવાનો આશ્રય ન હોય તો હેતુના (કૃતકત્વના) અભાવને લીધે સાધ્ય જ સિદ્ધ ન થઈ શકે. એ રીતે અનુત્પત્તિ દ્વારા દૂષણ આપવુ તે અનુત્પત્તિસમ.

(૧૪) ઘટના સાધર્મ્ય કૃતકત્વથી શબ્દને અનિત્ય માનવો કે ઘટના વૈધર્મ્ય પણ આકાશના સાધર્મ્ય અમૂર્તત્વથી શબ્દને નિત્ય માનવો? આ રીતે સંશયનું આપાદન કરવું તે સંશયસમ.

(૧૫) જો કૃતકત્વ હેતુથી ઘટની જેમ શબ્દને અનિત્ય સિદ્ધ કરો તો શ્રાવણત્વ હેતુથી શબ્દત્વની પેઠે શબ્દને નિત્ય શા માટે સિદ્ધ ન કરાય? આ રીતે સામે બીજા પક્ષનુ ઉત્થાપન કરી દૂષણ આપવું તે પ્રકરણસમ

(૧૬) હેતુ એ સાધ્યનો પૂર્વકાલીન છે, ઉત્તરકાલીન છે કે સમકાલીન? જો પૂર્વકાલીન હોય તો હેતુ વખતે સાધ્ય ન હોવાથી તે કોનું સાધન થશે? જો હેતુ સાધ્યનો ઉત્તરવર્તી હોય તો સાધ્ય પ્રથમથી જ સિદ્ધ છે એમ માનવું પડે અને જો તેમ માનો તો સાધ્ય સિદ્ધ હોવાથી તેના સાધન માટે હેતુ નકામો છે. જો સાધ્ય અને હેતુ બંને સમકાલીન હોય તો

કાળા અને જમણા બંને સમકાલીન શીંગડાઓની પેઠે કોઈ કોઈનું સાધ્ય ન હોઈ શકે. સમકાલીન તો બંને સમાન જ હોવા જોઈએ. તેમાં એક સાધક અને બીજું સાધ્ય એવી કલ્પના જ અઘટિત છે. આ રીતે ત્રણે કાળની અનુપપત્તિ ધારી હેતુને દૂષિત કરવો તે હેતુસમ.

(૧૭) જો ઘટ આદિ અનિત્ય વસ્તુના કૃતકત્વરૂપ સમાનધર્મથી શબ્દને અનિત્ય સિદ્ધ કરવામાં આવે તો અર્થાપત્તિથી એમ પ્રાપ્ત થાય છે કે નિત્ય વસ્તુના સાધર્મ્યથી શબ્દ નિત્ય પણ સિદ્ધ થઈ શકે. આકાશ આદિ નિત્ય વસ્તુનું અમૂર્તત્વરૂપ સાધર્મ્ય શબ્દમાં છે જ એટલે શબ્દ નિત્ય કાં સિદ્ધ ન થાય? એ રીતે અર્થાપત્તિદ્વારા દૂષણ આપવું તે અર્થાપત્તિસમ.

(૧૮) જો કૃતકત્વ એ ધર્મ શબ્દ અને ઘટનો સમાન (એક) માનવામાં આવે તો તે ધર્મદ્વારા શબ્દ અને ઘટ એ બંનેની જેમ અવિશેષતા પ્રાપ્ત થાય છે તેમ કોઈ પણ સમાનધર્મ દ્વારા સમગ્ર પદાર્થોમાં અવિ-શેષતા પ્રાપ્ત થાય. આ રીતે અવિશેષતાનું આપાદન કરી દૂષણ આપવું તે અવિશેષસમ.

(૧૯) જો કૃતકત્વને લીધે શબ્દને અનિત્ય માનવામાં આવે તો અમૂર્તત્વને લીધે નિત્ય શા માટે ન માનવામાં આવે? આ રીતે બંને ધર્મની ઉપપત્તિ હોવાથી છેવટે શબ્દ અમુક જ પ્રકારનો છે એવો નિશ્ચય નહિ થઈ શકે એમ દૂષણ આપવું તે ઉપપત્તિસમ.

(૨૦) કોઈ એમ કહે કે શબ્દ અનિત્ય છે, કારણ કે તે પ્રયત્નાનન્તરીયક (એટલે પ્રયત્નની પછી જ થનાર) છે તો તેને એમ કહેવું કે સાધન તો તેને જ કહી શકાય કે જેના વિના સાધ્ય ઉપલબ્ધ ન થાય. પરંતુ વિદ્યુત વગેરે વસ્તુઓ અનિત્ય છતાં પ્રયત્ન વિના જ ઉપલબ્ધ થાય છે; અગર સહજ રીતે ભાગતાં લાકડાં વગેરેનો શબ્દ પણ અનિત્ય છતાં પ્રયત્ન વિના જ ઉત્પન્ન થતો દેખાય છે. એટલે પ્રયત્નાનન્તરીયકપણું એ અનિત્યત્વનું સાધન કેવી રીતે થઈ શકે? આ પ્રમાણે ઉપલબ્ધિ દ્વારા દૂષણ આપવું તે ઉપલબ્ધિસમ.

(૨૧) પૂર્વોક્ત જ પ્રયોગમાં એમ કહેવું કે શબ્દ પ્રયત્નાનન્તરીયક હોવા છતાં અનિત્ય (જન્ય) તો નથી જ કારણ કે તે શબ્દ ઉચ્ચારણવિષયક પ્રયત્નના પહેલાં પણ છે જ. માત્ર આવરણ હોવાથી ઉચ્ચારણ પહેલાં તેની ઉપલબ્ધિ થતી નથી. એટલે પ્રયત્નથી માત્ર આવરણનો જ ભંગ થાય છે તેનાથી કંઈ શબ્દ ઉત્પન્ન થતો નથી. શબ્દ તો પ્રથમથી જ છે. આ રીતે અનુપલબ્ધિ દ્વારા દૂષણ આપવું તે અનુપલબ્ધિસમ.

(૨૨) શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરનારને કહેવું કે અનિત્યતા પોતે અનિત્ય છે કે નિત્ય છે? જો અનિત્ય હોય તો અનિત્યતા પોતે જ નષ્ટ થવાની એટલે અનિત્યતાનો નાશ એ જ નિત્યતા. આ રીતે શબ્દની અનિત્યતાનો નાશ થવાથી શબ્દ નિત્ય થયો અને જો અનિત્યતા પોતે નિત્ય હોય તો તે નિત્ય અનિત્યતાને રહેવા માટે તેનો આશ્રયભૂત શબ્દ પણ નિત્ય હોવો જ જોઈએ. જ્યાં સુધી આશ્રય નિત્ય માનવામાં ન આવે ત્યાં સુધી તેના ધર્મને નિત્ય માનવાનો કંઈ જ અર્થ જ નથી, એટલે અનિત્યતાને નિત્ય માનવા જતાં પણ શબ્દ નિત્ય જ સિદ્ધ થયો. એ પ્રમાણે સાધ્યને નિત્ય અને અનિત્ય માનવાનો વિકલ્પ કરી બંને રીતે નિત્યત્વ જ સિદ્ધ કરવુ તે નિત્યસમ.

(૨૩) જો અનિત્યત્વ ધર્મ દ્વારા ઘટ અને શબ્દ વચ્ચે સાધર્મ્ય હોવાથી શબ્દને અનિત્ય માનવામાં આવે તો દરેક પદાર્થનું ઘટ સાથે કાંઈક તો સાધર્મ્ય છે જ. એટલે દરેક પદાર્થ ઘટની જેમ અનિત્ય સિદ્ધ કાં ન થાય? અને જો તેમ ન થાય તો પછી શબ્દને પણ અનિત્ય કાં માનવામાં આવે? આ રીતે અનિત્યત્વ દ્વારા દૂષણ આપવું તે અનિત્યસમ.

(૨૪) પ્રયત્નાનન્તરીયક (પ્રયત્ન પછી થતો) હોવાથી શબ્દને અનિત્ય સિદ્ધ કરનાર પ્રત્યે કહેવું કે પ્રયત્નનાં કાર્ય અનેક પ્રકારનાં છે. કોઈ અસત્ (અવિદ્યમાન) વસ્તુ જ પ્રયત્નથી થાય છે જેમ કે ઘટ વગેરે. જ્યારે કેટલીક વસ્તુઓ સત્ (વિદ્યમાન) છતાં પ્રયત્નથી માત્ર વ્યક્ત થાય છે. આ રીતે પ્રયત્નનું કાર્ય ઉત્પત્તિ અને વ્યક્તિ, એ બે પ્રકારનું દેખાય છે. તો પછી અહીં શબ્દને પ્રયત્નજન્ય માનવો કે પ્રયત્નવ્યંગ્ય માનવો? આ રીતે કાર્યનું નાનાત્વ બતાવી દૂષણ આપવું તે કાર્યસમ.

૧૬ **નિગ્રહસ્થાન**:—નિગ્રહ (પરાજય) ની પ્રાપ્તિનું સ્થાન (પ્રસંગ) તે નિગ્રહસ્થાન. નિગ્રહસ્થાનના મુખ્ય બે પ્રકાર છે: (૧) વિપ્રતિપત્તિ (૨) અપ્રતિપત્તિ. જો વાદી પોતાના કર્તવ્યને વિપરીત (ઊલટી રીતે) સમજે તોય તે પરાજય પામે છે. અને જો પોતાના કર્તવ્યને બિલકુલ સમજે નહિ તોય પરાજયને પામે છે. આ રીતે વિપરીત સમજ અને અણસમજ એ બે જ પરાજયની પ્રાપ્તિના પ્રસંગો હોવાથી મુખ્ય રીતે નિગ્રહસ્થાન બે (વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિ) કહેવામાં આવે છે. પરંતુ વિપરીત પ્રતિપત્તિ અનેક જાતની સંભવે છે અને અપ્રતિપત્તિ પણ અનેક જાતની છે. તેથી તે બંને મુખ્ય નિગ્રહસ્થાનના વિસ્તાર રૂપે ૨૨ નિગ્રહસ્થાનો

ગણાવવામાં આવ્યાં છે. જેમાં ૭ નિગ્રહસ્થાન અપ્રતિપત્તિ પક્ષમાં અને બાકીનાં સોળ વિપ્રતિપત્તિ પક્ષમાં આવે છે. તે બાવીસ આ પ્રમાણે : (૧) પ્રતિજ્ઞાહાનિ (૨) પ્રતિજ્ઞાન્તર (૩) પ્રતિજ્ઞાવિરોધ (૪) પ્રતિજ્ઞા-સંન્યાસ (૫) હેત્વંતર (૬) અર્થાન્તર (૭) નિરર્થક (૮) અવિજ્ઞાતાર્થ (૯) અપાર્થક (૧૦) અપ્રાપ્તકાલ (૧૧) ન્યૂન (૧૨) અધિક (૧૩) પુનરુક્ત (૧૪) અનનુભાષણ (૧૫) અજ્ઞાન (૧૬) અપ્રતિભા (૧૭) વિક્ષેપ (૧૮) મતાનુજ્ઞા (૧૯) પર્યનુયોજ્યોપેક્ષણ (૨૦) નિરનુયોજ્યાનુયોગ (૨૧) અપસિદ્ધાંત (૨૨) હેત્વાભાસો. આમાં નંબર ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮ અને ૧૯ એ ૭ અપ્રતિપત્તિપક્ષીય છે.[1] આ દરેકનું સોદાહરણ સ્વરૂપ નીચે મુજબ :—

(૧) ઘટને દૃષ્ટાંત અને ઐન્દ્રિયકત્વ (ઇંદ્રિયગ્રાહ્યત્વ) ને હેતુ રાખી શબ્દને અનિત્ય સિદ્ધ કરવાની વાદીએ પ્રતિજ્ઞા કરી હોય તેટલામાં પ્રતિવાદી કહે જે ઐન્દ્રિયકત્વ હેતુ તો સામાન્ય (જાતિ) માં છે જે કે નિત્ય છે. આ રીતે ઐન્દ્રિયકત્વ હેતુ વ્યભિચારી થાય છે. આ દૂષણ સાંભળતાં જ વાદી તો તેનો ઉદ્ધાર કરવાને બદલે (નિકાલ આણવાને બદલે) એમ કહે "ત્યારે ભલે, સામાન્યની પેઠે શબ્દ નિત્ય સિદ્ધ થાય." આમ કહેતાં તેણે નિત્યત્વ સ્વીકાર્યો એટલે પ્રથમ કરેલ અનિત્યત્વની પ્રતિજ્ઞા ગઈ. આ રીતે પ્રતિજ્ઞાહાનિ થવાથી તે પરાજય પામે છે. માટે તે પ્રતિજ્ઞાહાનિ નિગ્રહસ્થાન

(૨) પૂર્વોક્ત જ પ્રયોગ કરનાર વાદીને પ્રતિવાદી કહે જે ઐન્દ્રિયકત્વ સામાન્યમાં છે છતાં તે નિત્ય છે એટલે હેતુ વ્યભિચારી છે. આ પ્રમાણે પ્રતિવાદી દ્વારા અપાયેલ વ્યભિચાર દોષનો ઉદ્ધાર કરવાને બદલે વાદી એમ કહે જે સામાન્ય નિત્ય અને ઐન્દ્રિયક છે પરંતુ તે તો સર્વગત (સર્વવ્યાપી) છે અને શબ્દ તો અસર્વગત છે. આ પ્રકારે કહેવામાં પ્રથમની અનિત્યત્વ સિદ્ધ કરવાની પ્રતિજ્ઞાથી ભિન્ન એવી શબ્દને અસર્વગત સિદ્ધ કરવાની અન્ય પ્રતિજ્ઞા પ્રાપ્ત થાય છે. તેથી તે પરાજય પામે છે. માટે આ પ્રતિજ્ઞાન્તર નિગ્રહસ્થાન

(૩) દ્રવ્ય ગુણોથી ભિન્ન છે, કારણ કે રૂપ આદિ ગુણોથી ભિન્ન એવી કોઈ

---

૧ આચાર્ય હેમચંદ્ર અને ગુણરત્નસૂરિ મતાનુજ્ઞા સિવાયનાં પાંચને જ અપ્રતિપત્તિમાં ગણે છે. જુઓ પ્રમાણમીમાંસા પત્ર ૨૯ પૃષ્ઠ ૨. તથા ષડ્દર્શનસમુચ્ચય ટીકા પત્ર ૩૬-૧ જાતિ અને નિગ્રહસ્થાનનું વર્ણન સરળતા ખાતર ષ. સ. ની ગુણરત્નની ટીકામાંથી લીધુ છે.

વસ્તુની ઉપલબ્ધિ થતી નથી. આ રીતે કહેનાર વાદીની પ્રતિજ્ઞા અને હેતુ એ બંને વચ્ચે દેખીતો વિરોધ છે. જો દ્રવ્ય ગુણોથી ભિન્ન જ હોય તો રૂપાદિથી ભિન્ન વસ્તુની ઉપલબ્ધિ થતી નથી એવો હેતુ સંભવે જ નહિ. કારણ કે દ્રવ્ય પોતે જ ભિન્ન છે. અને જો ભિન્ન વસ્તુની ઉપલબ્ધિ નથી થતી એ હેતુ જ સત્ય હોય તો ગુણોથી દ્રવ્ય ભિન્ન છે એ પ્રતિજ્ઞા મિથ્યા છે. એ પ્રમાણે પ્રતિજ્ઞા (સાધ્ય) અને હેતુના પારસ્પરિક વિરોધવાળું કથન કરવાથી વાદી પરાજય પામે છે. માટે તે પ્રતિજ્ઞાવિરોધ નિગ્રહસ્થાન.

(૪) ઐન્દ્રિયકત્વ હેતુથી શબ્દમાં અનિત્યત્વ સિદ્ધ કરનાર વાદીને પ્રતિવાદી પ્રથમની જેમ નિત્ય સામાન્યદ્વારા વ્યભિચારનુ દૂષણ આપે ત્યારે વાદી તે દૂષણ દૂર કરવાને બદલે એમ કહે જે કોણ શબ્દને અનિત્ય કહે છે ? આ રીતે કહેવામાં પોતાની પ્રથમની પ્રતિજ્ઞાનો અપલાપ (પરિત્યાગ) થતો હોવાથી તે પરાજય પામે છે. માટે તે પ્રતિજ્ઞાસંન્યાસ નિગ્રહસ્થાન છે.

(૫) પૂર્વોક્ત જ ઉદાહરણમાં સામાન્યદ્વારા ઐન્દ્રિયકત્વ હેતુને વ્યભિચાર-દૂષણ આપતાં વાદી તે દૂષણનો ઉદ્ધાર કરવા માટે પ્રથમના હેતુમાં એક નવું વિશેષણ લગાડી કહે જે માત્ર ઐન્દ્રિયકત્વ એ અનિત્યત્વ-સાધક હેતુ નથી પણ જાતિવિશિષ્ટ ઐન્દ્રિયત્વ અનિત્યત્વનો સાધક હેતુ છે. આમ કહેવામાં બીજા જ હેતુનું ઉપાદાન કરવાથી વાદી પરાજય પામે છે. માટે તે હેત્વન્તર નિગ્રહસ્થાન.

(૬) કૃતકત્વહેતુથી શબ્દને અનિત્ય સિદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી વાદી અપ્રા-સંગિક કહેવા બેસી જાય (જેમ કે) "હેતુ એ **हि** ધાતુ અને **तु** પ્રત્યય ઉપરથી બનેલુ પદ છે–પદ એ વ્યાકરણમાં નામ, આખ્યાત, ઉપસર્ગ, અને નિપાતભેદથી ચાર પ્રકારનું બતાવવામાં આવ્યું છે." વળી આગળ વધી નામ આખ્યાત વગેરે વિષે પણ પોતાનું વૈયાકર-ણપણું ઠાલવવા બેસી જાય તો અપ્રસ્તુત બોલવાથી તે પરાજય પામે છે, માટે તે અર્થાન્તર નિગ્રહસ્થાન

(૭) કોઈ વાદી એમ કહે જે શબ્દ અનિત્ય છે કારણ કે "**क**" એ "**ग**" રૂપ છે. આમ કહેવામાં "**क**" એ "**ग**" રૂપ છે એનો કાંઈ જ અર્થ નથી. એ રીતે નિરર્થક બોલવાથી તે નિરર્થક નામના નિગ્રહસ્થાનને પામે છે, અને પરાજય પામેલો ગણાય છે.

(૮) વાદી પોતાના પક્ષનું સાધન કરતો હોય કે સામાના પક્ષનું દૂષણ કરતો હોય પણ તે પોતાનુ વક્તવ્ય ત્રણ વાર કહે છતાં તેને સભા કે પ્રતિવાદી કોઈ ન સમજી શકે તો એ કથન કાં તો ક્લિષ્ટ શબ્દવાળું હોવું જોઈએ અથવા તેના શબ્દો સર્વપ્રસિદ્ધ ન હોવા જોઈએ—અને કાં તો તે અત્યંત ધારેથી બોલતો હોવો જોઈએ. ગમે તેમ હોય પણ ત્રણ વાર કહ્યા છતાં કોઈથી ન સમજાય તો તેવું બોલનાર વાદી પરાજય પામે છે અને તે અવિજ્ઞાતાર્થ નિગ્રહસ્થાન કહેવાય છે.

(૯) દાડમ દસ, છ પુડલા, કુંડું, અજચર્મ અને માંસપિણ્ડ આ રીતે પરસ્પર સંબંધ વિનાનાં પદો ઉચ્ચારવાથી જ્યારે વાક્યનો અર્થ નિષ્પન્ન ન થવાથી વાદી પરાજય પામે ત્યારે અપાર્થક નિગ્રહસ્થાન.

(૧૦) પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ ક્રમે બોલવા જોઈતા અનુમાનવાક્યનો વિપર્યાસ કરી ગમે તેમ આડુ અવળું બોલનાર વાદી અપ્રાપ્તકાળ નામનુ નિગ્રહસ્થાન પામે છે, કારણ કે તે જે કાંઈ બોલે છે તે કાળ પ્રાપ્ત થયા વિના જ બોલે છે.

(૧૧) શ્રોતાને જ્ઞાન આપવામાં પાંચે અવયવો ઉપયોગી છતાં તેમાંથી એક પણ અવયવ ન બોલવામાં આવે તો તે ન્યૂન નિગ્રહસ્થાન.

(૧૨) કોઈ પણ એક હેતુ કે ઉદાહરણથી સાધ્ય સિદ્ધ થતું હોય છતાં બીજા હેતુ કે ઉદાહરણોનો પ્રયોગ કરનાર અધિક નામના નિગ્રહસ્થાનથી પરાજિત ગણાય છે.

(૧૩) અનુવાદના પ્રસંગ સિવાય પણ તે જ શબ્દને અગર તે જ અર્થને ફરી કહેવામાં પુનરુક્ત નિગ્રહસ્થાન પ્રાપ્ત થાય છે. એક વાર શબ્દ અનિત્ય છે એમ કહી ફરી તેમ જ કહેવુ તે શબ્દપુનરુક્તિ–નિગ્રહસ્થાન અને શબ્દ અનિત્ય છે એમ કહી શબ્દ વિનાશી છે એ રીતે બીજા વાક્યથી તે જ અર્થ કહેવો તે અર્થપુનરુક્ત. જ્યાં અનુવાદનો પ્રસંગ હોય ત્યાં પુનરુક્તનિગ્રહસ્થાન નથી ગણાતુ, જેમ કે નિગમન વાક્યમાં હેતુ અને પ્રતિજ્ઞાવાક્યનો અનુવાદમાત્ર કરવામા આવે છે.

(૧૪) જે વાત ત્રણ વાર વાદીએ કહી હોય અને સભા પણ જેને સમજી ગઈ હોય છતાં પ્રતિવાદી તેનું પુનઃ ઉચ્ચારણ ન કરી શકે તો તે પ્રતિવાદી અનનુભાષણ નિગ્રહસ્થાનથી પરાજય પામે છે,

(૧૫) વાદીએ કહેલ વસ્તુને સભા સમજી ગઈ હોય છતા પ્રતિવાદી તેને ન જ સમજી શકે તો તે પરાજય પામે છે અને તે અજ્ઞાન નિગ્રહસ્થાન કહેવાય છે.

(૧૬) વાદીનો પક્ષ સમજાયો પણ હોય અને તેનું પુનઃ ઉચ્ચારણ કરવામાં આવ્યું હોય છતાં ઉત્તર ન સ્ફુરે તો પ્રતિવાદી હારે છે ત્યાં અપ્રતિભા નિગ્રહસ્થાન.

(૧૭) સિદ્ધ કરવા ધારેલ વસ્તુનું સાધન અશક્ય જણાવાથી કોઈ પણ બહાનું કાઢી ચર્ચાનો ભંગ કરવામાં આવે, જેમ કે "મારું અમુક ખાસ કામ રહી ગયું છે" અગર "મારું ગળું બેસી ગયું છે" ઇત્યાદિ, તો તે વિક્ષેપ નિગ્રહસ્થાન.

(૧૮) કોઈ કહે જે તું (કોઈ નામીચા) પ્રસિદ્ધ ચોરની જેમ "પુરુષ" હોવાથી ચોર છે (કારણ પેલો ચોર પણ "પુરુષ" છે) ત્યારે તે દૂષણ દૂર કરવાને બદલે સામાને કહેવું કે "તું પણ પુરુષ" હોવાથી તે પ્રસિદ્ધ ચોરની પેઠે ચોર છે. આ કથનમાં સામાને ચોર સાબિત કરવા જતાં સામાએ પોતાની ઉપર મૂકેલો ચોરનો આરોપ સ્વીકારાઈ જાય છે. તેથી તે મતાનુજ્ઞા નિગ્રહસ્થાન કહેવાય છે.

(૧૯) પોતાની સામે બોલનાર નિગ્રહસ્થાનને પ્રાપ્ત થયો હોય છતાં વાદી તેની ઉપેક્ષા કરે એટલે કે 'તું અમુક નિગ્રહસ્થાનને પ્રાપ્ત થયો છે' તેવું ઉદ્‌ભાવન ન કરે તો તે પર્યનુયોજ્યોપેક્ષણનિગ્રહસ્થાનને પ્રાપ્ત થઈ પરાજય પામે છે. આ નિગ્રહસ્થાનનું ઉદ્‌ભાવન સભા કરે છે. કારણ કે કોઈ પોતાની મેળે તો પોતાની હાર કબૂલી પોતાની ઇજ્જતનો લંગોટ ખુલ્લો કરવા તૈયાર ન જ હોય.

(૨૦) નિગ્રહસ્થાનને નહિ પ્રાપ્ત થયેલ છતાં તેને નિગ્રહસ્થાનથી દૂષિત કરવો તે નિરનુયોજ્યાનુયોગ નામનું નિગ્રહસ્થાન.

(૨૧) જે સિદ્ધાંત સ્વીકારી ચર્ચાની શરૂઆત કરી હોય તે સિદ્ધાંતથી વિરુદ્ધ ચર્ચા કરવી તે અપસિદ્ધાંત નિગ્રહસ્થાન; જેમ કે: પૂર્વમીમાંસાનો સિદ્ધાંત સ્વીકારી કોઈ કહે કે અગ્નિહોત્ર સ્વર્ગપ્રદ છે. જ્યારે બીજો કોઈ પૂછે કે અગ્નિહોત્ર તો ક્રિયાત્મક હોવાથી તે ક્રિયા પૂરી થતાં સત્વર નાશ પામે છે. અને નષ્ટ થયેલ વસ્તુથી સ્વર્ગ કેવી રીતે સંભવે? ત્યારે તેનો ઉત્તર આપતાં એમ કહેવામાં આવે કે અગ્નિહોત્ર-દ્વારા પ્રસન્ન થયેલ મહેશ્વર સ્વર્ગ આપે છે. આ ઉત્તર મીમાંસાશાસ્ત્રથી વિરુદ્ધ છે. મીમાંસાના સિદ્ધાંતને મહેશ્વર માન્ય નથી. એટલે આવો ઉત્તર પ્રથમ સ્વીકારેલ સિદ્ધાંતથી વિરુદ્ધ જતો હોવાથી અપસિદ્ધાંત નિગ્રહસ્થાન કહેવાય છે.

(૨૨) અસિદ્ધ, વિરુદ્ધ આદિ પાંચ હેત્વાભાસો પણ નિગ્રહસ્થાન છે.

# પરિશિષ્ટ ૨.

## જૈન આગમોમાં મળી આવતું કથાપદ્ધતિને લગતું વર્ણન

જૈન આગમ સાહિત્ય પાંચ વિભાગમાં વહેંચાયેલુ છે. (૧) સુત્ત, (૨) નિજ્જુત્તિ, (૩) ભાષ્ય, (૪) ચૂર્ણી, (૫) ટીકા આ પાંચ વિભાગ મળી પંચાંગી કહેવાય છે. સૂત્રમાંથી પ્રસ્તુત વર્ણન સ્થાનાંગમાં છે તે નીચે પ્રમાણેઃ—

વિકથા અને ધર્મકથાના વર્ણનપ્રસંગે ધર્મકથાના ચાર પ્રકારો પૈકી વિક્ષેપણી કથાના—એટલે શ્રોતાને કુમાર્ગેથી સુમાર્ગે લાવે તેવો કથાના—ચાર પ્રકારો[1] આ પ્રમાણે બતાવ્યા છેઃ—

(૧) સ્વસિદ્ધાંતને કહીને એટલે તેના ગુણોનું પ્રતિપાદન કરીને પરસિદ્ધાંત કહે—એટલે તેના દોષોનુ દર્શન કરાવે.

(૨) પરસિદ્ધાંત કહીને સ્વસિદ્ધાંતનું સ્થાપન કરે

(૩) સમ્યગ્વાદ કહીને મિથ્યાવાદ કહેવો, અર્થાત્ પરસિદ્ધાતમાં રહેલું અવિરુદ્ધ તત્ત્વ બતાવી તેનું વિરુદ્ધતત્ત્વ પણ દોષદર્શનપૂર્વક બતાવવુ.

(૪) પરસિદ્ધાંતમાં દોષો બતાવી પછી તેના ગુણો પણ બતાવવા.

જ્ઞાત એટલે દૃષ્ટાંત ચાર પ્રકારનાં છેઃ (૧) આહરણ. (૨) આહરણતદ્દેશ. (૩) આહરણતદ્દોષ. (૪) ઉપન્યાસોપનય આ ચારેના ચાર ચાર પ્રકાર બતાવતાં આહરણનો ત્રીજો ભેદ સ્થાપનાકર્મ અને ચોથો પ્રત્યુત્પન્નવિનાશી એ બે ભેદ આવે છે.[2] તે એક પ્રકારના ન્યાયવાક્યનાં અંગભૂત દૃષ્ટાંતો જ છે. તે નીચે પ્રમાણે —

કોઈ આરોપેલ અનિષ્ટ પ્રસંગને જે દૃષ્ટાંતદ્વારા દૂર કરી ઇષ્ટ તત્ત્વનું સ્થાપન કરવામા આવે તે દૃષ્ટાત સ્થાપનકર્મ.

પ્રત્યુત્પન્નવિનાશી એટલે તત્કાળ જ પ્રાપ્ત થયેલ અનિષ્ટ વિષયનો નાશ જે દૃષ્ટાંતદ્વારા કરવામાં આવે તે

---

१. विक्खेवणी कहा चउव्विहा पन्नत्ता तंजहा—ससमयं [illegible] कहित्ता परसमयं कहेइ, परसमयं कहेत्ता [illegible] कहेइ, सम्मावातं कहेत्ता मिच्छावातं कहेइ, [illegible] भवति । स्था. सू. २८२ पृ. २१० [illegible]

२. आहरणे चउव्विहे [illegible] स्था. सू. ४२८ पृ. २५२.

આ બંનેનાં ઉદાહરણ નીચે પ્રમાણે :

(૧) સ્થાપનાકર્મ:–શબ્દને કૃતકત્વ હેતુથી અનિત્ય સિદ્ધ કરતા વાદીને કોઈ પ્રતિવાદી કહે કે વર્ણાત્મક શબ્દ તો નિત્ય છે, તેમાં કૃતકત્વ નથી. એ રીતે હેતુમાં વ્યભિચારનો અનિષ્ટ પ્રસંગ આવતાં જ તુરત વાદી ફરી હેતુનું સમર્થન કરી લે કે વર્ણાત્મક શબ્દ અનિત્ય છે; શાથી જે તે કારણની ભિન્નતાથી ભિન્ન દેખાય છે–ઘટની જેમ. આ રીતે કૃતકત્વરૂપ હેતુ ઉપર આવી પડેલ વ્યભિચારનો અનિષ્ટપ્રસંગ દૂર કરવા ફરી તે હેતુનું સમર્થન (સ્થાપન) ઘટ દષ્ટાંતથી થતું હોવાને લીધે તે સ્થાપનાકર્મ દષ્ટાંત કહેવાય.

(૨) પ્રત્યુત્પન્નવિનાશી:–કોઈ કહે જે અમૂર્ત હોવાથી આકાશની જેમ આત્મા અકર્તા જ છે. આ, જૈનવાદીને અનિષ્ટ છે. તેવું તત્કાળ પ્રાપ્ત થયેલું અનિષ્ટ દૂર કરવા તે કહે–આત્મા મૂર્ત હોવાથી દેવદત્તની પેઠે કથંચિત્ કર્તા છે. તો આ દેવદત્તનું દષ્ટાંત ઉક્તનું અનિષ્ટ નિવારક હોવાથી પ્રત્યુત્પન્ન વિનાશી દષ્ટાંત કહેવાય.[1]

હેતુના ચાર પ્રકાર ત્રણ રીતે બતાવવામાં આવ્યા છે.[2]

(૧) યાપક, સ્થાપક, વ્યંસક અને લૂષક.

(૨) પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ.

(૩) **अस्ति तत् अस्ति सः । अस्ति तत् नास्ति सः ।**
**नास्ति तत् अस्ति स । नास्ति तत् नास्ति सः ।**

બીજી રીત પ્રમાણે પ્રત્યક્ષાદિ ચાર હેતુઓ એટલે ચાર પ્રમાણો પ્રસિદ્ધ છે. તેથી તેમનું વર્ણન અનાવશ્યક છે. બાકીનાનું નીચે પ્રમાણે:—

(૧) યાપક: પુષ્કળ વિશેષણોને લીધે જે હેતુ સમજતાં પ્રતિવાદીને મુશ્કેલી આવે અને તેથી તે જલદી દૂષણ ન આપી શકે એટલે વાદી કાળયાપન કરી શકે. આ પ્રમાણે જેનાથી કાળયાપન કરી શકાય તે યાપક.

આની બીજી વ્યાખ્યા ટીકાકારે એવી આપી છે કે જે હેતુની વ્યાપ્તિ

---

૧. જુઓ સ્થાનાંગટીકા પૃ. ૨૫૬.

૨. हेऊ चउव्विहे पं. तं. जावते, थावते, वसते, लूसते, अथवा हेऊ चउव्विहे, प. तं पच्चक्खे, अणुमाणे, ओवम्मे, आगमे, अहवा हेऊ चउव्विहे पं. तं. अत्थित्तं अत्थि सो हेऊ, अत्थित्तं णत्थि सो हेऊ, णत्थित्तं अत्थि सो हेऊ, णत्थित्त णत्थि सो हेऊ । स्था. सू. ३३८ पृ. २५४.

પ્રસિદ્ધ ન હોવાથી વ્યાપ્તિસાધક અન્ય પ્રમાણની અપેક્ષાને લીધે સાધ્યસિદ્ધિમાં વિલંબ થાય તે હેતુ યાપક[૧]

(૨) પ્રસિદ્ધ વ્યાપ્તિને લીધે જે હેતુ જલદી સ્વસાધ્યનું સ્થાપન કરે તે સ્થાપક.

(૩) જે હેતુ પ્રતિવાદીને વ્યામોહમાં નાખે તે વ્યંસક.[૨]

(૪) વ્યંસક હેતુથી પ્રાપ્ત થયેલ અનિષ્ટને દૂર કરનાર હેતુ તે લૂપક.[૩]

આ ચારેનાં ઉદાહરણો ટીકામાં આપેલાં છે. તેમ જ તેની વિશેષ સ્પષ્ટતા કરવા ટીકાકારે નિર્યુક્તિને આધારે નાની નાની કથાઓ આપી છે, જે પ્રાચીન કાળમાં વાર્તાદ્વારા વસ્તુસ્વરૂપ સમજાવવાની પદ્ધતિની સૂચક હોઈ અહીં આપવામાં આવે છે.—

(૧) કોઈ અસતી સ્ત્રીએ પોતાના પતિને એમ કહી ઉજ્જન મોકલ્યો કે ત્યાં ઊંટના એક એક લીંડાનો એક એક રૂપિયો ઊપજે છે, તેથી વેચવા જાઓ. લોભમાં પડેલા ધણીના ઉજ્જન ગયા બાદ તેણીએ પોતાના જાર સાથે કાળયાપન કર્યું. તેવી રીતે જે વાદી પ્રતિવાદીને મોહમાં નાખે તેવો હેતુ મૂકી તેના દૂષણથી બચી કાળયાપન કરે ત્યારે તે હેતુ યાપક કહેવાય.

(૨) કોઈ ધૂર્ત પરિવ્રાજક દરેક ગામમાં એમ કહી ફર્યા કરતો કે લોકમધ્યમાં આપેલું દાન ફળ આપે છે અને તે હું જાણું છું. આમ કહી તે લોકો પાસેથી દાન મેળવતો. આ જોઈ કોઈ શ્રાવકે તેને કહ્યું કે લોકોનો મધ્યભાગ તો એક જ છે. તે અનેક ગામમાં ક્યાંથી સંભવે? આ રીતે તે શ્રાવકે સિદ્ધ કર્યું કે લોકનો મધ્યભાગ એક છે તેથી પરિવ્રાજકના કહ્યા પ્રમાણે અનેક ગામમાં ન હોઈ શકે. તેવી રીતે જલદી જ સ્વપક્ષને સિદ્ધ કરે તે હેતુ સ્થાપક.

(૩–૪) ટીપ.—આ બે હેતુઓ માટે જે કથા આપવામાં આવે છે તેમાં શબ્દછળ છે. અને તેથી તેમાં [illegible]વાળા બે શબ્દો આવે છે: (૧) શકટતિત્તિરિ અને (૨) તર્પણાલોડિકા. આ બંને શબ્દના બબ્બે અર્થ થાય છે. એટલે વક્તા જે અર્થ કહેવા માગે છે તેનો પ્રતિપક્ષી તેનો ઉલટો અર્થ લઈ તેને [illegible]

૧. જુઓ સ્થાનાંગ ટીકા પૃ. ૨૬૧.

૨. જુઓ સ્થા. ટી. પૃષ્ઠ ૨૬૧

૩. ,, ,, ,, ૨૬૨

અર્થો આ પ્રમાણેઃ (૧) શકટતિત્તિરિ એટલે (क) ગાડામાં આણેલ તેતર (ख) ગાડા સહિત તેતર. (૨) તર્પણાલોડિકા એટલે (क) સક્તુમાં (સાથવામાં) પાણી મેળવી આપવુ તે. ( એટલે કે અહીંયાં પાણીમિશ્રિત સાથવો) (ख) તેવુ મિશ્રણ કરતી સ્ત્રી

તેતરવાળી ગાડી લઈ જતા કોઈ એક માણસને એક ધૂર્તે પૂછ્યું કે આ શકટતિત્તિરિનો શો ભાવ છે? પેલાએ ઉત્તર આપ્યો કે તર્પણાલોડિકા ધૂર્તે કેટલાકને સાક્ષીઓ તરીકે રાખી કહ્યું કે મને આ શકટતિત્તિરિ (શકટ સહિત તિત્તિરિ) તર્પણાલોડિકાથી આપવાનું આ માણસ કહે છે. તે કિંમત આપવા હુ તૈયાર છું. માટે મને તે શકટ–તિત્તિરિ બન્ને મળવાં જોઈએ. આ સાંભળી શકટનિત્તિરિનો સ્વામી ગૂંચવણમાં પડ્યો પણ બીજા ધૂર્તે તેને સમજાવી દીધો અને તેના સમજાવ્યા પ્રમાણે તે માલિકે પ્રથમ ધૂર્તને કહ્યુઃ " ભલે, તર્પણાલોડિકા લાવો અને શકટતિત્તિરિ લો." પ્રથમ ધૂર્તે પોતાની સ્ત્રીને તર્પણાલોડિકા આપી શકટતિત્તિરિ લઈ કહ્યું. સ્ત્રી ધૂર્ત પતિની આજ્ઞા પ્રમાણે સક્તુમાં પાણી મેળવી હલાવી તર્પણાલોડિકા તૈયાર કરવા બેઠી કે તરત જ પેલા માલિકે સક્તુમાં પાણી મેળવતી તે સ્ત્રીને ઉપાડી અને કહ્યુ : " આ સ્ત્રી તર્પણાલોડિકા છે એટલે તેને લઈ હું શકટતિત્તિરિ આપી દઈશ." આ સાંભળતાં પ્રથમ ધૂર્ત સમજી ગયો અને ચૂપ થયો.

આ વાતમાં શબ્દચ્છળ છે. માલિકે શકટતિત્તિરિ તર્પણાલોડિકાથી મળે છે એમ કહ્યુ ત્યારે તેનો આશય તો માત્ર ગાડામાં આણેલ તેતરના મૂલ્યનો જ હતો. પણ પ્રથમ ધૂર્તે શબ્દચ્છળથી શકટતિત્તિરિનો ગાડું અને તેતર એવો અર્થ લઈ તર્પણાલોડિકાથી તે બંને મળવાં જોઈએ એમ કહી તેના માલિકને મૂંઝવ્યો. અહીં સુધીનો ભાગ વ્યસંક હેતુનું સ્વરૂપ સૂચવે છે. વ્યંસક હેતુ પ્રતિવાદીને મૂંઝવે તેવો હોય છે. બીજા ધૂર્તના શીખવવાથી પેલો માલિક પ્રથમ ધૂર્ત પાસે તર્પણાલોડિકા માગે છે. હવે પ્રથમ ધૂર્તે પોતાની સ્ત્રીને તર્પણાલોડિકા (જળમિશ્રિત સક્તુ) આપવા કહ્યું. ત્યારે પેલો માલિક બીજા અર્થ પ્રમાણે તે મિશ્રણ કરનાર સ્ત્રીને જ ઉપાડવા લાગ્યો. એટલે પ્રથમ ધૂર્તની છળબાજી ઊઘડી ગઈ. વાર્તાનો આ પાછલો ભાગ લૂષક હેતુના સ્વરૂપને સમજાવે છે. જેમ પેલા માલિકે તર્પણાલોડિકાનો બીજો અર્થ સમજી

પ્રથમ ધૂર્તની સ્ત્રી માગી એટલે તે આપોઆપ શરમાઈ ચાલ્યો ગયો તેમ લૂષક હેતુ વ્યંસક હેતુદ્વારા આપાદિત અનિષ્ટને છે.[1]

ત્રીજી રીત પ્રમાણે બતાવેલ ચાર હેતુઓની વ્યાખ્યા કરી ટીકાકાર જે ઉદાહરણો આપે છે તે બધામાં વાદીદેવસૂરિવર્ણિત હેતુના બધા પ્રકારો આવી જાય છે.[2] આ વ્યાખ્યા પ્રમાણે હેતુ એટલે અનુમાન હેતુઓની વિવિધતાથી ચાર ભાગમા વહેંચી નાખી અહીં ચાર હેતુઓ ( અનુમાનો ) કહેલ છે.

(૩) (क)·—અમુક એક પદાર્થ છે માટે અમુક બીજો પદાર્થ છે એવું અનુમાન તે अस्ति तत् अस्ति स. । જેમ કે ધૂમ્ર છે માટે અગ્નિ છે જ.

(ख) અમુક એક પદાર્થ છે માટે તેનો વિરોધી બીજો પદાર્થ નથી જ એવુ અનુમાન તે अस्ति तत् नास्ति स. । જેમ કે અગ્નિ છે માટે શીત નથી જ.

(ग) અમુક એક પદાર્થ નથી માટે તેનો વિરોધી પદાર્થ છે એવુ અનુમાન તે नास्ति तत् अस्ति स. । જેમ કે અગ્નિ નથી માટે શીત છે.

(घ) અમુક એક પદાર્થ નથી માટે બીજો અમુક પદાર્થ છે પણ નથી એવું અનુમાન તે नास्ति तत् नास्ति स । જેમ કે અહીં વૃક્ષ નથી માટે સીસમ પણ નથી

સ્થાનાંગમા છ પ્રકારના વિવાદો બતાવ્યા છે. વિવાદને ટીકાકાર જલ્પ-કથા તરીકે ઓળખાવે છે અને તદનુસાર છએ ભેદોની વ્યાખ્યા પણ આપે છે, તે જોઈએ ·

(૧) બોલવાની પૂરી તૈયારી ન હોય ત્યારે તે તૈયારી માટે જોઈતો વખત મેળવવા ખાતર ગમે તે બહાને વિલંબ કરી જે વાદ થાય તે

(૨) પૂરતો અવસર મળવાને લીધે જયેચ્છુ પોતે જ જેમાં ઉત્સુકતાપૂર્વક બોલે અગર પ્રતિવાદીને ઉત્સુક કરી જેમા બોલે તે

(૩) સામનીતિથી સભાપતિને અનુકૂળ કરીને અગર થોડી વાર પ્રતિવાદીનો પક્ષ માની તેને અનુકૂળ કરી જેમાં બોલવામા આવે તે

(૪) બોલવાનુ સામર્થ્ય હોય તો સભાપતિને ક્ષુબ્ધા અગર પ્રતિવાદીને છંછેડી જેમા બોલવામાં આવે તે.

---

૧ જુઓ, સ્થા. ટી પૃષ્ટ ૨૬૨ ની શરૂઆત

૨ જુઓ, પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર, પરિચ્છેદ ૩ સૂ. ૬૭ થી આગળ.

(૫) અધ્યક્ષોને સેવીને—અનુસરીને જે વાદ થાય તે.
(૬) પોતાના તરફદારો સાથે અધ્યક્ષોને મેળવી લઈ અગર અધ્યક્ષોને પ્રતિવાદીના વિરોધી બનાવી જે વાદ થાય તે.[1]

છેવટે સ્થાનાંગમાં જે દશ દોષો બતાવવામાં આવ્યા છે[2] તેમાં પણ ઘણા દોષો વાદકથા સાથે જ સંબંધ ધરાવે છે. તેમનો સાર નીચે પ્રમાણે :—

(૧) પ્રતિવાદી તરફથી થતા ક્ષોભને લીધે જે મોઢું બંધ થાય તે તજ્જાત દોષ.
(૨) બોલતાં વિસ્મૃતિ થાય તે સ્વમતિભંગ દોષ.
(૩) મર્યાદા સાચવનાર અધ્યક્ષ કોઈ પણ કારણથી વાદી ઉપર દ્વેષ કરી કે તેના વિષયમાં બેદરકાર રહી પ્રતિવાદીને જય આપે અગર તેને સ્મૃતિની તક આપે તે પ્રશાસ્તૃદોષ.
(૪) વાદીએ મૂકેલા દોષનો ખોટી રીતે પરિહાર કરવો તે પરિહરણ દોષ.
(૫) સાધ્યવિકલત્વ આદિ દૃષ્ટાંતદોષ તે સ્વલક્ષણદોષ.
(૬) સાધ્યના પ્રત્યે સાધનમાં જે વ્યભિચારદોષ આવે તે કારણદોષ.
(૭) અસિદ્ધ, વિરુદ્ધ આદિ હેત્વાભાસો તે હેતુદોષ
(૮) પ્રતિવાદીના મતમાં આવી જવું તે સંક્રમણ દોષ. તેને પરમતાભ્યનુજ્ઞા પણ કહે છે.
(૯) છળ આદિ દ્વારા જે પરાજયના પ્રસંગો આવે તે નિગ્રહદોષ
(૧૦) પક્ષના બાધિતત્ત્વ આદિ દોષો તે વસ્તુદોષ.

કથાપદ્ધતિ અને તદંતર્ગત ન્યાયવાક્યને લગતું જે વર્ણન સંક્ષેપમાં ઉપર સ્થાનાંગમાંથી આપવામાં આવ્યું છે તે બધું વર્ણન શ્રીમદ્ ભદ્રબાહુકૃત ગણાતી દશવૈકાલિક નિર્યુક્તિમાં આપેલું છે.[3] નિર્યુક્તિકારે એ બધું વર્ણન કરીને તેની સાથે ન્યાયવાક્યનો ઉપયોગ કેવી રીતે કરી શકાય તે પણ બતાવ્યું છે. દશવૈકાલિકના પ્રથમ અધ્યયનમાં ધર્મનું વર્ણન છે. તેથી નિર્યુક્તિકારે તે જ વસ્તુ લઈ તેમાં ન્યાયવાક્યનો ઉપયોગ સ્ફુટ રીતે કરેલો છે. તે કહે છે

---

૧ જુઓ, સ્થા. ટી. પૃષ્ઠ ૩૬૫.

૨ दसविहे दोसे पं. तं. तज्जातदोसे, मतिभंगदोसे, पसत्थारदोसे, परिहरणदोसे, सलक्खण, क्कारण, हेऊदोसे, संकामण निग्गहवत्थुदोसे ॥ स्था. सू. ७४३.

૩. कत्थइ पंचावयवं दसहा वा सव्वहा न पडिसिद्धं । न य पुण सव्वं भण्णइ हंदी सविआरमक्खायं ॥ द. वै. नि गा. ५०; જુઓ, પા. ૩૨ ગાથા ૪૯ થી ૮૮.

કે ક્યાંક પાંચ અવયવરૂપ અને ક્યાંક દશ અવયવરૂપ ન્યાયવાક્યનો પ્રયોગ કરાય છે.[1] આમાંના પાંચ અવયવો તો ગૌતમના ન્યાયસૂત્રમાં વર્ણિત પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ જ છે.[2] નિર્યુક્તિકારે એ પાંચ અવયવોનો ઉપયોગ કરી ધર્મની સૂત્રોક્ત મંગળમયતા સિદ્ધ કરી બતાવી છે.[3]

ત્યાર બાદ તેઓએ દશ અવયવથી ઘટિત ન્યાયવાક્યનો પ્રયોગ પણ કરી બતાવ્યો છે, અને તે દશ અવયવો એ રીતે ગણાવ્યા છે પ્રતિજ્ઞા, પ્રતિજ્ઞાવિશુદ્ધિ, હેતુ, હેતુવિશુદ્ધિ, દૃષ્ટાંત, દૃષ્ટાંતવિશુદ્ધિ, ઉપસંહાર, ઉપસંહારવિશુદ્ધિ નિગમન અને નિગમનવિશુદ્ધિ—એ એક પ્રકાર.

બીજા પ્રકારમાં દશ અવયવો આ પ્રમાણે છે: (ગાથા ૧૩૭) પ્રતિજ્ઞા, પ્રતિજ્ઞાવિભક્તિ, હેતુ, હેતુવિભક્તિ, વિપક્ષ, પ્રતિષેધ, દૃષ્ટાંત, આશંકા, તત્પ્રતિષેધ, અને નિગમન. આ બંને પ્રકારના ન્યાયનો પ્રયોગ ગાથા ૧૩૮ થી ૧૪૮ સુધીમાં છે. વિશેષતા એ છે કે પ્રથમ પ્રકારના દશ અવયવો કોઈ એક જ ગાથામાં સંકલિત ન કરતાં માત્ર તેનાં નામો પ્રયોગમાં જ આવી જાય છે; જ્યારે બીજા પ્રકારના દશ અવયવો એક જ ગાથામાં ગણી બતાવ્યા છે અને પછી પ્રયોગમાં તેઓને સમજાવ્યા છે ધ્યાન ખેંચે એવી એક બાબત એ પણ છે કે અક્ષપાદે નિગમનું हेत्वप्रदेशात् प्रतिज्ञायाः पुनर्वचनं निगमनं (૧-૧-૩૯) એવું જે લક્ષણ કર્યું છે એ જ નિર્યુક્તિમાં થોડાક ફેરફાર સાથે આ પ્રમાણે દેખાય છે. दसमो एस अवयवो, पइन्नहेऊ पुणोवयण। (ગાથા. ૧૪૪ પૃ. ૭૯). સારાંશ એ છે કે દશવૈકાલિક મૂળસૂત્રમાં જે धम्मो मङ्गलमुक्कट्ठं એ સૂત્રથી ધર્મની મંગળમયતા અને ઉત્કૃષ્ટતા કહેવામાં આવી છે તેને સિદ્ધ કરવા નિર્યુક્તિકારે ન્યાયવાક્યનું નિરૂપણ કર્યું છે. અને તે ન્યાયવાક્ય જેટલી રીતે સંભવી શકે તે બધી રીતે બતાવી તેના ઉપયોગ દ્વારા ધર્મની મંગળમયતા આદિ વ્યવસ્થિત રીતે સાધ્યું છે આ પ્રથમ અધ્યયનની નિર્યુક્તિ મુખ્યભાગે ન્યાયવાક્ય અને તેના ઉપયોગના નિરૂપણમાં જ રોકાયલી છે, જેના ઉપરથી

---

૧. જુઓ, ગાથા ૫૦

૨. પાંચ અવયવોના નામોના સંબંધમાં પણ બે પરંપરા દેખાય છે: એક તો ન્યાયસૂત્રની અને બીજી પ્રશસ્તપાદભાષ્યની અને માઠરવૃત્તિમાં મતાન્તર તરીકે નોંધાયેલી. તે આ પ્રમાણે–'अवयवाः पुन प्रतिज्ञापदेशनिदर्शनानुसन्धनप्रत्याम्नायः' । પ્ર પા. ભા. પૃ ૩૩૫. બના. સં. સી. ની આવૃત્તિ તથા માઠરવૃત્તિ. પૃ. ૧૨.

૩. જુઓ, ગાથા ૮૯ થી ૯૧.

જાણી શકાય છે કે જૈન સંપ્રદાયમાં પ્રાચીન કાળમાં પણ કથાપદ્ધતિ અને તેને લગતી અન્ય બાબતોનો વિચાર કેવો થતો અને પરંપરા કેવી ચાલતી.

પરંતુ આપણે જોઈએ છીએ કે દશ અવયવો નિર્યુક્તિમાં બતાવ્યા છે તેથી જુદા પણ મળે છે. ન્યાયસૂત્રના ભાષ્યકાર વાત્સ્યાયને પણ પોતાના ભાષ્યમા મતાંતરથી ચાલતા દશ અવયવો બતાવ્યા છે. તેમાના પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, ઉપનય અને નિગમન એ પાંચ તો નિર્યુક્તિમાં પણ છે. પરંતુ બાકીના પાંચ એ નિર્યુક્તિમાં નથી. તે પાચ આ છે: જિજ્ઞાસા, સંશય, શક્યપ્રાપ્તિ, પ્રયોજન, અને સંશયવ્યુદાસ. આ પાચ અવયવોને ન્યાયવાક્યના અંગ તરીકે સ્વીકારવાની વાત્સ્યાયન ના પાડે છે અને ફક્ત પંચાવયવાત્મક ન્યાયવાક્ય જે ન્યાયસૂત્રમાં કહેલ છે તેનું જ સ્થાપન કરે છે.

વાત્સ્યાયને કહેલ દશ અને નિર્યુક્તિમાં બે પ્રકારે વર્ણવેલ દશ દશ, એમ કુલ ત્રણ પ્રકારના દશ અવયવો અત્યારે આપણને મળે છે. આ ઉપરથી એટલું જણાય છે કે દશ અવયવાત્મક ન્યાયવાક્યની પરપરા પ્રાચીન હતી. ભલે તે જૈન ગ્રંથોમા અન્ય રૂપે અને વાત્સ્યાયનભાષ્યમાં અન્ય રૂપે દેખાય; પરતુ અક્ષપાદે તે પરંપરામાં સુધારો કર્યો અને પચ અવયવની જ આવશ્યકતા સ્વીકારી. જૈનગ્રથમાં તો પોતાના સ્યાદ્વાદ સિદ્ધાન પ્રમાણે અપેક્ષાવિશેષની દષ્ટિએ પચઅવયવાત્મક અને દશઅવયવાત્મક બને પ્રકારના ન્યાયવાક્યનો સ્વીકાર કરી બંને પરપરા સાચવવામા આવી છે. અને આગળ જતાં જૈન તર્કસાહિત્યમાં જોઈએ છીએ કે તેમાં તો એક અવયવવાળાં અને બે અવયવવાળાં ન્યાયવાક્ય સુધ્ધાંનું સમર્થન અપેક્ષાવિશેષથી કર્યું છે.[1] જ્યારે કેટલાક

---

૧ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર પરિચ્છેદ ૩, સૂત્ર ૨૩ पक्षहेतुवचनात्मक परार्थमनुमानमुपचारात् ।

સૂત્ર ૨૮:—पक्षहेतुवचनलक्षणमवयवद्वयमेव परप्रतिपत्तेरङ्ग, न दृष्टान्तादिवचनम् । સૂત્ર ૪૨:—मन्दमतींस्तु व्युत्पादयितु दृष्टान्तोपनयनिगमनान्यपि प्रयोज्यानि ॥ तथा अतिव्युत्पन्नमति प्रतिपाद्यापेक्षया तु धूमोत्र दृश्यते इत्यादि हेतुवचनमात्रात्मकमपि तद्भवति (પરિ. ૩. સૂ. ૨૩ રત્નાકરાવતારિકા ટીકા).

'ननु प्रयोग इति विप्रतिपद्यन्ते वादिन', तथाहि, प्रतिज्ञाहेतूदाहरणानीति त्र्यवयमनुमानमिति साङ्ख्याः [ સાખ્યકારિકા '૫'મા 'त्रिविधम्' શબ્દ છે તેની માઠરવૃત્તિમાં 'त्र्यवयवम्' એમ વ્યાખ્યા કરી છે ] सहोपनयेन चतुरवयवमिति मीमांसकाः, सह निगमनेन पञ्चावयवमिति नैयायिका, तदेव विप्रतिपत्तौ कीदृशोऽनुमानप्रयोग इत्याह । एतावान् प्रेक्षप्रयोगः ॥ २-१-९ ॥ प्रमाणमीमांसा पृ. ३ । द्वि. प. ८ ॥

બૌદ્ધ વિ[illegible] અવયવોનો જ પ્રયોગ આવશ્યક સમજી[1] અને કોઈ બૌદ્ધો[2] માત્ર હેતુનો જ પ્રયોગ આવશ્યક સમજી વધારે અવયવોના પ્રયોગને અધિક નામનું નિગ્રહસ્થાન માનતા. તેમ જ સાંખ્યો પ્રથમના ત્રણ અને મીમાંસકો ઉપનય સુધીના ચાર અવયવોનો જ પ્રયોગ માનતા, ત્યારે જૈન તાર્કિકોએ કહ્યું કે અપેક્ષાવિશેષથી એ પાંચ અને દશ અવયવ સુધ્ધાં યોજી શકાય છે, તેમાં કાંઈ દૂષણ નથી. આ વિષયના લાંબા શાસ્ત્રાર્થો એ કથાપદ્ધતિના અંતર્ગત ન્યાયવાક્ય ઉપરનો વિદ્વાનોનો બુદ્ધિવ્યાયામ સૂચવે છે

**ભાષ્ય.**—નિર્યુક્તિ પછી આપણે ભાષ્ય ઉપર આવીએ છીએ. નિર્યુક્તિમાં વર્ણવેલ વસ્તુ ભાષ્યમાં આવે તે સ્વાભાવિક છે. અને તેથી જ પ્રતિજ્ઞાવિશુદ્ધિ, હેતુવિશુદ્ધિ આદિ અવયવો કેવી રીતે ઘટાવવા એ દશવૈકાલિકનિર્યુક્તિના ભાષ્યમા બતાવ્યુ છે (પૃ ૬૩). તે ઉપરાંત કથાપદ્ધતિને લગતું વધારે વર્ણન ભાષ્યમાં હોવું જોઈએ એવું પણ સૂચન મળે છે. આચાર્ય હરિભદ્રના વાદનામક બારમા અષ્ટક ઉપરની જિનેશ્વરસૂરિની ટીકામાં એક પ્રાકૃત ગાથા છે. સભવત આ ગાથા કોઈ ભાષ્યની હશે તેમાં કોની સાથે વાદ કરવો અને કોની સાથે ન કરવો તથા ક્યારે કરવો અને ક્યારે ન કરવો એ પ્રસંગમાં જણાવેલું છે કે: "ધનવાન, રાજા, પક્ષવાન, (લાગવગવાળો), બળવાન્, ઉગ્ર, ગુરુ, નીચ અને તપસી" એટલાની સાથે વાદ ન કરવો ભાષ્યોના વધારે અવલોકનથી આ વિષયમાં વધારે પ્રકાશ પડવાનો ચોક્કસ સભવ છે.

**ચૂર્ણિ:**—ભાષ્ય પછી ચૂર્ણિ આવે છે. જે નિર્યુક્તિ અને ભાષ્યમાં હોય તે ચૂર્ણિમાં આવે જ. નિશીથચૂર્ણિમાં આ વિષયને લગતુ વધારે વર્ણન છે એમ આચાર્યશ્રી જિનવિજયજી મહારાજ તરફથી મને માહિતી મળી છે. પણ તે ચૂર્ણિ હસ્તલિખિત અને વિસ્તૃત હોઈ અત્યારે તુરત તેનો પાઠ આપવો કે પૃષ્ઠઅંક સૂચવવો શક્ય નથી.

**ટીકા.**—સૂત્ર, નિર્યુક્તિ. ભાષ્ય અને ચૂર્ણિ એ ચાર પ્રમાણોમાં [illegible]

---

૧. જુઓ દિઙ્નાગનાં ન્યાયપ્રવેશસૂત્રો. નં ૧૦. તથા પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર પરિ ૩. સૂ ૨૮, સ્યાદ્વાદરત્નાકરટીકા તથા 'ન્યાયકલિકા" પૃષ્ઠ ૮૪.

૨. બૌદ્ધ માન્યતા વિષે [illegible] —

'[illegible]' अ. २, [illegible]

થયેલું વિચારાત્મક જળ ટીકાની ગંગામાં વહે છે. તેથી જ આપણે સ્થાનાંગની ટીકામાં કથાપદ્ધતિને લગતું નિર્યુક્તિ, ભાષ્ય આદિનું વર્ણન એક અગર બીજે રૂપે જોઈ શકીએ છીએ.

## પરિશિષ્ટ ૩

### ચરકમાંથી મળતી કથાવિષયક માહિતી

અત્રે એ જણાવી દેવું જોઈએ કે ચરકમાંનુ પ્રસ્તુત વર્ણન અત્યંત સ્પષ્ટ, મનોરંજક અને કલ્પનોત્તેજક છે. તેમ જ અક્ષપાદના ન્યાયસૂત્રમાં વર્ણવેલી ચર્ચાપદ્ધતિની પરંપરા કરતાં અત્યંત ભિન્ન નહિ એવી, છતાં પ્રાચીન કાળથી ચાલી આવતી કોઈ બીજી વ્યવસ્થિત ચર્ચાની પરંપરાનું સૂચક છે. પણ તે અતિ લાંબુ હોવાથી વિસ્તારભયને લીધે અહીં તેનું બધું મૂળ અક્ષરશ આપવાનો લોભ અનિચ્છાએ રોકવો પડે છે. વિશેષાર્થી તો તે મૂળ જ જોઈ લે અહીં તેનો સારમાત્ર આપ્યો છે. આ સારમાં જ્યાં જ્યા ન્યાયદર્શન સાથે તુલના કરી છે ત્યાં ત્યાં વિશેષાર્થીએ મૂળ ન્યાયદર્શન અગર તો પરિશિષ્ટ ક્રમાંક (૧) જોઈ લેવું.

ચરક એ વૈદ્યકનો ગ્રંથ છે છતાં તેમાં કેટલીયે ન્યાયશાસ્ત્ર અને શાસ્ત્ર-સામાન્યને લગતી કીમતી માહિતી છે. આ સ્થળે વાદને લગતી માહિતી પ્રસ્તુત હોવાથી બીજી કેટલીક સામાન્ય છતાં અતિ ઉપયોગી માહિતી ઉપર વાચકોનુ માત્ર લક્ષ જ ખેંચવું યોગ્ય ગણાશે.

કોઈ પણ વિષયનો અભ્યાસ કરવો હોય ત્યારે તે વિષયનું ગમે તે પુસ્તક ન લેતા ખાસ પરીક્ષા કરીને જ તે વિષયનો ગ્રંથ પસંદ કરવો જોઈએ, જેથી અભ્યાસીના બહુમૂલ્ય શ્રમ, સમય અને શક્તિ વધારે સફળ થાય એ સૂચવવા ચરકમા શાસ્ત્રપરીક્ષાના ઉપાયો બતાવ્યા છે યોગ્ય શિક્ષકને અભાવે શ્રેષ્ઠ ગ્રંથની પસંદગી પણ નિષ્ફળ જવાની તેથી તેમાં આચાર્યની પરીક્ષા કરવાનુ પણ બતાવવામા આવ્યુ છે. યોગ્ય શિક્ષક છતા પણ જો અભ્યાસ દૃઢપણે કરવામાં ન આવે તો પરિણામ શૂન્યવત્ આવે છે. તેથી તેમાં શાસ્ત્રની દૃઢતાના ઉપાયો પણ બતાવવામા આવ્યા છે. ચરકમાં આત્રેય શાસ્ત્રાભ્યાસની દૃઢતાના ત્રણ ઉપાયો વર્ણવે છે. (૧) અધ્યયનવિધિ, (૨) અધ્યાપનવિધિ, અને (૩) તદ્વિદ્યસંભાષાવિધિ. અધ્યાપન વિધિમાં શિષ્યના લક્ષણો, અધ્યયન શરૂ કર્યા પહેલાનુ શિષ્યનુ કર્તવ્ય અને શિષ્ય પ્રત્યે શિક્ષકે કરવો જોઈતો ઉપદેશ એ ત્રણ બાબતો ખાસ આવે છે આ બધી મહત્ત્વપૂર્ણ બાબતો માટે જુઓ વિમાનસ્થાનમાંનું રોગભિષગ્જિતીય વિમાન (અધ્યાય ૮.)

ત્રીજા ઉપાય તરીકે જે તદ્વિદ્યસંભાષાવિધિ ચરકમાં વર્ણવી છે તે જ મુખ્યપણે અહીં પ્રસ્તુત છે. તદ્વિદ્યસંભાષા એટલે સમાન વિદ્યાવાળાની અંદરોઅંદર વિદ્યાગોષ્ઠી અગર ચર્ચા. એ જ અર્થમા ન્યાયસૂત્રકાર અક્ષપાદ 'તદ્વિદ્યૈશ્ચ સહ સંવાદ:' એવું વચન ઉચ્ચારે છે (જુઓ, ન્યા૦ સૂ૦ અ૦ ૪, આ૦ ૨, સૂ૦ ૪૭). ચરકકાર તદ્વિદ્યસંભાષાને બે પ્રકારની વર્ણવે છે: (૧) સંધાયસંભાષા અને (૨) વિગૃહ્યસંભાષા સંધાયસંભાષા એટલે મૈત્રીપૂર્વક ચર્ચા કરવી અને વિગૃહ્યસંભાષા એટલે વિરોધપૂર્વક ચર્ચા કરવી. અક્ષપાદ સંધાયસંભાષાને વાદ અને વિગૃહ્યસંભાષાને જલ્પ અને વિતણ્ડાને નામે ઓળખાવે છે. અક્ષપાદ અને ચરકકારનો કથાવિષયક વિભાગ કેટલેક સ્થાને માત્ર શબ્દથી જ જુદો પડે છે. અક્ષપાદનુ ત્રિવિધ કથા વિષેનું વર્ણન અને ચરકકારનું દ્વિવિધ સંભાષા વિષેનુ વર્ણન એ બંને એકબીજાની આવશ્યક પૂર્તિરૂપે હોઈ કથાપદ્ધતિના અભ્યાસીનુ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે અક્ષપાદ જેટલું છલ, જાતિ અને નિગ્રહસ્થાનનું વિસ્તૃત વર્ણન ચરકકારે નથી કર્યું; પણ કેવા કેવા પ્રતિવાદી સાથે સંધાયસંભાષા કે વિગૃહ્યસંભાષા કરવી, કયે પ્રકારે કરવી, પહેલાં કેવી તૈયારી કરવી, કઈ જાતની સભામાં કરવી વગેરે અનેક બાબતોનુ જે મનોરંજક અને અનુભવસિદ્ધ વર્ણન ચરકકારે આપ્યું છે તે અક્ષપાદના સૂત્રમાં કે તેના ભાષ્યમા નથી. બીજી ખાસ વિશેષતા એ છે કે અક્ષપાદનો અનુગામી વાત્સ્યાયન કોઈ પણ દાર્શનિક વષય લઈ અનુમાનવાક્ય યોજે છે, જે ઘણાને નીરસ પણ લાગે, જેમ કે 'આત્મા નિત્ય છે; કારણ કે તે જન્ય છે' ત્યારે ચરકકાર વૈદ્યકના વિષયમાથી અનુમાનવાક્ય ઘડે છે, જે ખાસ આકર્ષક લાગે છે. જેમ કે 'અમુક વ્યક્તિમાં બળ છે, કારણ કે તે વ્યાયામ કરી શકે છે,' તેમ જ 'અમુક વ્યક્તિમાં જઠરાગ્નિ પ્રદીપ્ત છે, કારણ કે તેને ખાધેલુ જરે છે,' ઈત્યાદિ.

ચરકકારે જે દ્વિવિધ સભાષાનુ ચિત્ર આપ્યું છે, તેનો મુદ્દાવાર ટૂંકમાં સાર નીચે મુજબ –

સંભાષા(ચર્ચા)થી થતા ફાયદા—જ્ઞાનપ્રાપ્તિનો આનંદ અને પ્રતિવાદી ઉપર આક્રમણ કરવાનો આનંદ; પ્રાણ્ડિત્ય, વાક્પટુતા, યશોલાભ, પ્રાથમિક અભ્યાસ વખતે રહી ગયેલા સદેહનુ નિરાકરણ અને જો તે વખતે સંદેહ ન રહ્યો હોય તોપણ તે વિષયનુ દઢીકરણ. પહેલાં કદી નહિ સાભળેલી એવી વાતોનું શ્રવણ, વિજયેચ્છાના રસને લીધે પ્રતિવાદી તરફથી મુકાતી ગૂઢમા ગૂઢ દલીલો, જે તેણે બહુ શ્રમે ગુરુપ્રસાદથી મેળવી હોય તેનો અનાયાસ લાભ —આ બધા સુંદર પરિણામો ચર્ચાનાં છે અને તેથી જ વિદ્વાનો તેને પ્રશંસે છે.

૧

સધાયસભાષાના અધિકારીઓનું સ્વરૂપઃ—જેને ચર્ચાસ્પદ વિષયનું જ્ઞાન અને અન્ય વિષયની માહિતી હોય, જે પોતાનો પક્ષ રજૂ કરવા તથા સામાને ઉત્તર આપવાને સમર્થ હોય, જેને ગુસ્સો ન હોય, જેની વિદ્યા અધૂરી કે વિકૃત ન હોય, જે ગુણદ્વેષી ન હોય, જે પોતે સમજી શકે તેવો હોય અને બીજાને પણ સમજાવી શકે તેવો હોય, જે સહિષ્ણુ અને પ્રિયભાષી હોય તેવાની જ સાથે સંધાયસંભાષા થાય છે.

સધાયસંભાષા કરતી વેળાની ફરજો—વિશ્વસ્ત થઈને ચર્ચા કરવી, સામાને વિશ્વસ્ત ચિત્તે પૂછવું, અને વિશ્વસ્ત ચિત્તે પૂછતાં સામા પ્રતિવાદીને પોતાનુ વક્તવ્ય સ્પષ્ટપણે કહેવુ, પરાજયના ભયથી ગભરાવું નહિ અને સામાને પરાજિત કરી ખુશ ન થવુ, સામે બોલનારાઓ વચ્ચે આત્મશ્લાઘા ન કરવી, અજાનથી એકાન્તગ્રાહી (એકતરફી જ) ન થવુ, અજ્ઞાત વસ્તુ ન કહેવી, પ્રતિવાદીના અનુનય (સમજાવટ)થી બરાબર સમજી જવુ, પ્રતિવાદીને પણ વખતે અનુનય કરવો—આ બધાં કર્તવ્યોમાં સાવધાન રહેવુ. અહીં સુધી અનુલોમ (સંધાય)સભાપા વિધિ થઈ.

૨

વિગૃહ્યસંભાષા (વિજયેચ્છામૂલક ચર્ચા)—જો પોતામાં વિદ્યાનો ઉત્કર્ષ વગેરે ગુણો જોવામાં આવે તો જ વિગૃહ્યસંભાષામાં ઊતરવું. આ ચર્ચાના અધિકારીનુ સ્વરૂપ સધાયસંભાષાના અધિકારીના ઉપર્યુક્ત સ્વરૂપથી તદ્દન વિપરીત સમજવુ એટલે કે અધૂરા જ્ઞાનવાળો, ક્રોધી અને હઠીલો હોય તે આ ચર્ચાનો અધિકારી હોય છે. વિગૃહ્યસંભાષા (જલ્પ કે વિતણ્ડા) શરૂ કર્યા પહેલા પ્રતિપક્ષીની ભાષણવિષયક વિશેષતાઓ, તે પ્રતિપક્ષી પોતાથી ચઢિયાતો છે કે ઊતરતો છે એ વિશેષતાઓ અને ખાસ સભાની વિશેષતાઓ એ બધાની પરીક્ષા કરી લેવી કારણ કે સાચી પરીક્ષા જ બુદ્ધિમાનને કોઈ પણ કાર્યમાં પ્રવૃત્ત થવા કે નિવૃત્ત થવા પ્રેરે છે.

પરીક્ષા કરવાના ગુણોઃ—શાસ્ત્રાભ્યાસ, તેનુ સૂક્ષ્મ જ્ઞાન, યાદદાસ્તી, પ્રતિભા, વાક્શક્તિ—આ ઉચ્ચ ગુણો છે.

ગુસ્સો, અનિપુણતા, બીકણપણું, વિસ્મરણશીલતા, અસાવધાનપણું,—આ હલકી જાતના ગુણો છે.

આ બંને પ્રકારના ગુણોને પારખી, સમજી તે બાબતમાં પોતાની અને પ્રતિવાદીની તુલના કરવી કે કોનામાં કયા કયા ગુણો ઓછાવત્તા છે.

પ્રતિવાદીના પ્રકારો:—પ્રતિવાદી ત્રણ પ્રકારના હોય છે: (૧) પર (પોતાનાથી શ્રેષ્ઠ) (૨) પ્રત્યવર (પોતાથી કનિષ્ઠ,) (૩) સમ (પોતાની બરાબરનો). આ ત્રણ પ્રકારો ઉપર્યુક્ત ગુણોની દૃષ્ટિએ સમજવા, નહિ કે ઉમર, વૈભવ આદિ સર્વાંશે.

પરિષદના પ્રકારો—સભાના જ્ઞાનવતી અને મૂઢ એવા બે પ્રકારો મુખ્ય છે. અને એ બેના પણ મિત્ર, શત્રુ અને ઉદાસીન એ ત્રણ પ્રકારો છે.

જલ્પને યોગ્ય અને અયોગ્ય પરિષદ:—જ્ઞાનશક્તિ સંપન્ન હોય કે મૂઢ હોય, કોઈ પણ જાતની શત્રુસભા જલ્પને અયોગ્ય છે. મિત્રસભા કે ઉદાસીનસભા જો મૂઢ હોય તો તે ગમે તેવાની સાથે અને ગમે તેવી સ્થિતિમાં જલ્પ કરવાને યોગ્ય જ છે.

વિગૃહ્યસંભાષા કરતી વખતનાં કર્તવ્યો—કઠણ અને લાંબાં લાંબાં ન સમજાય તેવાં વાક્યો બોલવાં, અત્યંત હર્ષમાં આવી પ્રતિવાદીનો ઉપહાસ કરતા જવું; આકૃતિથી સભાનુ વલણ જોતા જવુ, અને પ્રતિવાદી બોલવા લાગે તો એને અવકાશ જ ન આપવો; ક્લિષ્ટ શબ્દો બોલતાં બોલતાં સામાને એમ પણ કહેવુ કે ‘તું તો ઉત્તર જ નથી આપતો’ અથવા ‘તારી પ્રતિજ્ઞા તૂટી’; પ્રતિવાદી જો ફરી વાદ માટે આહ્વાન કરે તો તેને કહેવું કે ‘અત્યારે આટલું જ બસ છે. એક વર્ષ ફરી ગુરુસેવા કર,’ એમ કહી ચર્ચા બધ રાખવી, કારણ કે એકવાર હાર્યો તે હંમેશને માટે હાર્યો એમ વિદ્વાનો કહે છે, એ હારેલ પ્રતિવાદીનો ફરી સંબંધ પણ ન કરવો આ બતાવેલ રીતે જલ્પ પોતાનાથી શ્રેષ્ઠની સાથે પણ કરવો એમ કેટલાક વિદ્વાનો કહે છે, જ્યારે બીજા વિદ્વાનો તેથી ઊલટુ કહે છે. તેઓ કહે છે કે પોતાથી કનિષ્ઠ કે પોતાના સમાન પ્રતિવાદી સાથે મિત્ર કે ઉદાસીન પરિષદમાં જલ્પ કરવો ઘટે છે આ જલ્પ કરતી વખતે પોતાનું અને પ્રતિવાદીનુ બલાબલ જોઈ જે બાબતમા પ્રતિવાદી ચઢિયાતો હોય તે બાબતની પોતાની અયોગ્યતા પ્રકટ કર્યા સિવાય જ કોઈ પણ રીતે તે બાબતને ટાળી દઈ, તેમાં જલ્પ ન કરવો; અને જે બાબતમાં પ્રતિવાદી દુર્બલ હોય, તે જ બાબતમાં તેને જલ્પ-દ્વારા શીઘ્ર હરાવવો.

દુર્બલને જલદી પરાજિત કરવાના ઉપાયો.—જેને શાસ્ત્રપાઠ યાદ ન હોય તેને મોટા મોટા સૂત્રપાઠ ગગડાવીને, જે અર્થજ્ઞાન વિનાનો હોય તેને

ક્લિષ્ટ શબ્દવાળાં વાક્યો બોલીને, જેની ધારણાશક્તિ ઓછી હોય તેને મોટાં વાક્યો ઉચ્ચારીને, જેમાં પ્રતિભા ન હોય તેને અનેકાર્થક શબ્દવાળાં અનેક જાતનાં વચનો ઉચ્ચારીને, વાક્પટુ ન હોય તેને અર્ધવાક્ય અધ્યાહૃત જેવું રાખીને, જેણે પહેલાં સભા ન જોઈ હોય તેને કે પંડિત ન હોય તેને લજ્જાજનક વાક્ય સંભળાવીને, ક્રોધીલાને થકવીને, બીકણને ડરાવીને, અને અસાવધાનને નિયમના પાશમાં નાખીને હરાવવો.

વાદ શરૂ થયા પહેલાં કરવાની ખટપટ—ગમે તે રીતે પરિષદને મળી જઈ તેની મારફત પોતાને સરળ અને પ્રતિવાદીને અતિ કઠણ એવા વિષયમાં ચર્ચાની રજા મળે તેવી ગોઠવણ કરવી. આ પ્રમાણે પરિષદને ખાનગી રીતે મળી નક્કી કરી લીધા પછી કહેવું કે આપણાથી ન કહી શકાય માટે આ પરિષદ્ જ યથાયોગ્યવાદનો વિષય અને વાદની મર્યાદા ઠરાવશે, એમ કહી ચૂપ રહેવું, અને પોતાને અભિમત બધુ પરિષદને મોઢે જ નક્કી કરાવવું.

વાદમર્યાદાનું સ્વરૂપઃ—આ બોલવું. આ ન બોલવું, આમ થાય તો હારેલો ગણાય ઇત્યાદિ વાદમાર્ગના જ્ઞાન માટે જાણવી જોઈતી વસ્તુઓઃ—(૧) વાદ, (૨) દ્રવ્ય, (૩) ગુણો, (૪) કર્મ, (૫) સામાન્ય, (૬) વિશેષ, (૭) સમવાય, (૮) પ્રતિજ્ઞા, (૯) સ્થાપના, (૧૦) પ્રતિષ્ઠાપના, (૧૧) હેતુ, (૧૨) દૃષ્ટાંત, (૧૩) ઉપનય, (૧૪) નિગમન, (૧૫) ઉત્તર, (૧૬) સિદ્ધાંત, (૧૭) શબ્દ, (૧૮) પ્રત્યક્ષ, (૧૯) અનુમાન, (૨૦) ઐતિહ્ય, (૨૧) ઔપમ્ય, (૨૨) સંશય, (૨૩) પ્રયોજન, (૨૪) સવ્યભિચાર, (૨૫) જિજ્ઞાસા, (૨૬) વ્યવસાય, (૨૭) અર્થપ્રાપ્તિ, (૨૮) સંભવ, (૨૯) અનુયોજ્ય, (૩૦) અનનુયોજ્ય, (૩૧) અનુયોગ, (૩૨) પ્રત્યનુયોગ, (૩૩) વાક્યદોષ, (૩૪) વાક્યપ્રશંસા, (૩૫) છળ, (૩૬) અહેતુ, (૩૭) અતીતકાળ, (૩૮) ઉપાલંભ, (૩૯) પરિહાર, (૪૦) પ્રતિજ્ઞાહાનિ, (૪૧) અભ્યનુજ્ઞા, (૪૨) હેત્વંતર, (૪૩) અર્થાન્તર, (૪૪) નિગ્રહસ્થાન.

ચરકમાં (૧) વાદ (વિગૃહ્યસંભાષા)ના જલ્પ અને વિતણ્ડા એ બે ભેદ છે અને તેનાં લક્ષણો ન્યાયસૂત્રમા આપેલાં લક્ષણો જેવાં જ છે. (૨) થી (૭) સુધીના ૭ પદાર્થો કણાદવર્ણિત ૭ તત્ત્વો જ છે. ચરકમાં (૮) પ્રતિજ્ઞાનુ સ્વરૂપ ન્યાય જેવુ જ છે પ્રતિજ્ઞા ઉચ્ચાર્યા પછી તેને સિદ્ધ કરવા હેતુ, દૃષ્ટાંત, ઉપનય અને નિગમન એ ચાર અવયવો કહેવામાં આવે છે તેને ચરકકાર (૯) સ્થાપના કહે છે. એક અનુમાન સામે બીજું વિરોધી અનુમાન તે (૧૦) પ્રતિષ્ઠાપના, જેને નૈયાયિકો પ્રતિપક્ષ કહે છે. (૧૧) થી (૧૪) હેતુ,

દૃષ્ટાંત, ઉપનય અને નિગમનની વ્યાખ્યા ન્યાયસૂત્રના જેવી જ છે. ન્યાયશાસ્ત્રની 'જાતિ' એ જ ચરકનું (૧૫) 'ઉત્તર' તત્ત્વ છે. ફેર એટલો છે કે ચરકમાં ન્યાયદર્શન જેવા ચોવીસ ભેદો નથી અને ઉદાહરણો દાર્શનિક ન આપતાં ચિકિત્સાશાસ્ત્રનાં આપેલાં છે. (૧૬) સિદ્ધાંતની વ્યાખ્યા અને સર્વતન્ત્ર આદિ-ચાર ભેદો એ બધું ચરકમાં ન્યાય જેવુ જ છે (૧૭) થી (૨૩) સુધીના બધા પદાર્થો ન્યાય પ્રમાણે જ છે ચરકનુ (૨૪) સવ્યભિચાર તત્ત્વ ન્યાયના અનૈકાન્તિક હેત્વાભાસને સ્થાને છે ચરકમાં (૨૫) જિજ્ઞાસા અને (૨૬) વ્યવસાયને અનુક્રમે પરીક્ષા અને નિર્ણય કહે છે. દાર્શનિકોની અર્થાપત્તિ એ જ ચરકની (૨૭) અર્થપ્રાપ્તિ છે. ચરકનુ (૨૮) સંભવતત્ત્વ એટલે કારણ; તેમાં દાર્શનિકોના સંભવ પ્રમાણનો પણ સમાવેશ થઈ જાય છે. ચરક જે વાક્યમાં વાક્યના દોષો હોય તે વાક્યને (૨૯) અનુયોજ્ય અને જેમાં ન હોય તેને (૩૦) અનનુયોજ્ય કહે છે ચરક પ્રશ્ન અને પ્રતિપ્રશ્નને અનુક્રમે (૩૧) અનુયોગ અને (૩૨) પ્રત્યનુયોગ કહે છે ચરકમાં ન્યૂન, અધિક, અનર્થક, અપાર્થક અને વિરુદ્ધ એ પાંચ (૩૩) વાક્યદોષો બતાવ્યા છે, જેમાંના પ્રથમ ચાર તો બાવીસ નિગ્રહસ્થાનો પૈકી (૧૧) (૧૨) (૭) અને (૯) નિગ્રહસ્થાનો જ છે. અને વિરુદ્ધ એ અક્ષપાદનો બીજો હેત્વાભાસ છે. ન્યૂનાદિ ઉક્ત પાંચ દોષો ન હોય એવા વાક્યને ચરક વાક્યપ્રશંસા કહે છે. ચરકમાં વાક્છળ અને સામાન્ય છળ એ બે જ (૩૫) છળ છે. તેમા ન્યાયનુ ઉપચાર છળ નથી. ચરકમાં (૩૬) અહેતુ (હેત્વાભાસ)ના પ્રકરણસમ, સંશયસમ, અને વર્ણ્યસમ એ ત્રણ ભેદો છે, જે અનુક્રમે ન્યાયસૂત્રના પાંચ હેત્વાભાસ પૈકી પ્રકરણસમ, સવ્યભિચાર અને સાધ્યસમને સ્થાને છે. ચરકના (૩૭) અતીતકાલ અને ન્યાયના કાલાતીત (કાલાત્યયાપદિષ્ટ) વચ્ચે ખાસ સામ્ય નથી. હેત્વાભાસોનુ ઉદ્ભાવન કરવુ તે (૩૮) ઉપાલંભ અને એનું સમાધાન કરવું તે (૩૯) પરિહાર. (૪૦) થી (૪૩) સુધીના બધા ચરકકથિત તત્ત્વો ન્યાયનાં નિગ્રહસ્થાનો જ છે ફેર એટલો છે કે ન્યાયની મતાનુજ્ઞાને ચરક અભ્યનુજ્ઞા કહે છે. (૪૪) નિગ્રહસ્થાન એ ન્યાયનુ નિગ્રહસ્થાન છે. એના ન્યાયદર્શનવર્ણિત બાવીસે ભેદો ચરકમાં નથી પણ ઉપર [illegible] ન્યૂન. અધિક આદિ અને પ્રતિજ્ઞાહાનિ આદિ ચોદક જ [illegible] દેખાય છે.

ઉપર પ્રમાણે ૪૪ તત્ત્વો કહ્યા બાદ [illegible] જે ભલામણ કરે છે તે કોઈ પણ શાસ્ત્રના [illegible] કે સંબંધ વિનાનું, શાસ્ત્રવિરુદ્ધ, પરીક્ષા વિનાનુ, [illegible]

નાંખે તેવું અને કાંઈ પણ બોધ ન કરે તેવું વાક્ય વાદીએ ન જ બોલે. તે જે બોલે તે હેતુયુક્ત જ બોલે, કારણ કે હેતુયુક્ત વાદવિગ્રહો વિશદ હોઈ, બુદ્ધિને પ્રશસ્ત બનાવે છે અને એવી પ્રશસ્ત બુદ્ધિ જ દરેક કાર્યની સિદ્ધિ કરે છે. આ ઉપરાંત બીજાં કેટલાંક પ્રકરણો ચરકમાં વર્ણવ્યાં છે, જે અહીં વિસ્તારભયથી ન આપી શકાય, પણ એ બધું ચરકનું વર્ણન એટલું બધું સ્પષ્ટ, રોચક અને અનુભવસિદ્ધ છે કે તે વિશેષ જિજ્ઞાસુએ ખાસ જોવા જેવું છે જુઓ ચરક, વિમાનસ્થાન અધ્યાય ૮, રોગભિષગ્જિતીયવિમાન.

# પરિશિષ્ટ ૪

## વિભાગ ૧

### સિદ્ધસેનદિવાકરકૃત દ્વાત્રિંશિકાઓ

### વાદોપનિષદ્ દ્વાત્રિંશિકા

**धर्मार्थकीर्त्यधिकृतान्यपि शासनानि**
**न ह्यानमात्रनियमात् प्रतिभान्ति लक्ष्म्या ।**
**संपादयेन्नृपसभासु विगृह्य तानि**
**येनाध्वना तमभिधातुमविघ्नमस्तु ॥ १ ॥**

જે દ્વારા ધર્મ, અર્થ અગર કીર્તિ મેળવવી ઇષ્ટ હોય એવાં શાસનો (માનપત્ર, દાનપત્ર અને આજ્ઞાપત્ર આદિ ફરમાનો) કેવળ સ્પર્ધાને લીધે કાંઈ શોભતા નથી; તેથી જે માર્ગે રાજસભાઓમાં વિગ્રહ કરીને તેવાં શાસનો સંપાદન કરવાં ઘટે તે માર્ગનું (વાદનું) કથન કરવામાં નિર્વિઘ્નતા હો. ॥ ૧ ॥

**पूर्वं स्वपक्षरचना रभस· परस्य**
**वक्तव्यमार्गमनियम्य विजृम्भते यः ।**
**आपीड्यमानसमय कृतपौरुषोऽपि**
**नोच्चै शिरः स वदति प्रतिमानवत्सु ॥ ७ ॥**

પ્રથમ જ પોતાના પક્ષની સ્થાપનામાં તત્પર એવા પ્રતિવાદીના વક્તવ્ય-માર્ગ ઉપર અંકુશ મૂક્યા સિવાય જે વાદી વાક્ચેષ્ટા કરે છે, તે પૌરુષવાન છતાં પોતાનો અવસર ગુમાવેલો હોવાથી વિદ્વાનોની સભામાં ઊંચું મસ્તક કરી બોલી શકતો નથી. ॥ ૭ ॥

नार्थैमि किं वदसि कस्य कृतान्त एष
सिद्धान्तयुक्तमभिधत्स्व कुहैतदुक्तम् ।
ग्रन्थोऽयमर्थमवधारय नैष पन्थाः
क्षेपोऽयमित्यविशदागमतुण्डबन्धः ॥ ८ ॥

"તું શું બોલે છે હું નથી સમજતો. આ તે કોનો સિદ્ધાંત છે? સિદ્ધાંત-યુક્ત બોલ. આ ક્યાં કહ્યું છે? આ ગ્રંથ રચ્યો, અર્થ નક્કી કર. આ માર્ગ (રીત) નથી. આ પ્રક્ષેપ છે." એ રીતે અસ્પષ્ટ—આગમવાળા પ્રતિવાદીનું મુખ બંધ કરાય છે. ॥ ૮ ॥

आम्नायमार्गसुकुमारकृताभियोगा
क्रूरोत्तरैरभिहतस्य विलीयते धीः ।
नीराजितस्य तु सभाभटसंकटेषु
शुद्धप्रहारविभवा रिपवः स्वपन्ति ॥ २१ ॥

કઠોર ઉત્તરો વડે જે પુરુષ આઘાત પામી જાય છે તેની બુદ્ધિ જો આમ્નાય માર્ગને અનુસરી સુકુમાર અભિયોગ કરનારી હોય છે તો તે વિલીન થઈ જાય છે. પણ જે પુરુષ એવા કઠોર ઉત્તરો વડે ઉત્તેજિત થઈ જાય છે, તેના શત્રુઓ સભાભટોથી ભરેલા રણાંગણમાં ચોખ્ખો માર ખાઈ સૂઈ જાય છે ॥ ૨૧ ॥

किं मर्म नाम रिपुषु स्थिरसाहसस्य
मर्मस्वपि प्रहरति स्ववधाय मन्दः ।
आशीविषो हि दशनैः सहजोग्रवीर्यैं
क्रीडन्नपि स्पृशति यत्र तदेव मर्म ॥ २६ ॥

જેનું સાહસ સ્થિર છે તેને માટે શત્રુના વિષયમાં મર્મસ્થાન શું જોવાનું હોય? અને જે મંદ છે તેના માટે તો પોતે મર્મ ઉપર કરેલો પ્રહાર સ્વનાશનું કારણ થઈ જાય છે. કારણ કે સહજ અને પ્રચંડ વીર્યવાળા દાંતો વડે ક્રીડા કરતો આશીવિષ સર્પ જ્યાં સ્પર્શ કરે તે જ મર્મ થઈ જાય છે ॥ ૨૬ ॥

मन्दोऽप्यहार्यवचनः प्रशमानुयात
स्फीतागमोऽप्यनिभृतः स्मितवस्तु पुंसाम् ।
तस्मात् प्रवेष्टुमुदितेन सभामनांसि
यत्नः श्रुताच्छतगुणः शम एव कार्यः ॥ २७ ॥

મંદ, અલ્પાભ્યાસી જો શાંત ચિત્તવાળો હોય છે તો તેનું વચન અખંડ-નીય થાય છે. તેથી ઊલટું, બહુ અભ્યાસી પણ જો અશાંતચિત્ત હોય છે તો

તે પુરુષોમાં ઉપહાસપાત્ર બને છે. તેટલા માટે સભ્યોનાં મનમાં સ્થાન મેળવવા તત્પર થનારે શાસ્ત્ર કરતાં પ્રશમના વિષયમાં જ સોગણો પ્રયત્ન કરવો જોઈએ. ॥ ૨૭ ॥

आक्षिप्य यः स्वसमयं परिनिष्ठुराक्षः
पश्यत्यनाहतमनाश्च परप्रवादान् ।
आक्रम्य पार्थिवसभाः स विरोचमानः
शोकप्रजागरकृशान् द्विषतः करोति ॥ २८ ॥

જે પોતાના સિદ્ધાંતનું સ્થાપન કરી નિર્ભય મન અને નિષ્ઠુર નેત્રવાળો થઈ પ્રતિવાદીઓ સામે જુએ છે તે રાજસભા ઉપર કાબૂ મેળવી તેજસ્વી બનેલો પોતાના શત્રુઓને શોક અને જાગરણના દુઃખથી દુર્બળ કરી મૂકે છે ॥ ૨૮ ॥

किं गर्जितेन रिपुषु त्वभितोमुखेषु
किं त्वेव निर्दयविरूपितपौरुषेषु ।
वाग्दीपितं तृणकृशानुबलं हि तेजः
कल्पात्ययस्थिरविभूतिपराक्रमोत्थम् ॥ २९ ॥

સંમુખ થઈ બેઠેલા શત્રુઓમાં ગર્જન કરવાથી શું થવાનું છે? તેમ જ નિર્દયભાવે જેઓ પૌરુષ નિહાળી રહ્યા હોય તેમની વચ્ચે પણ ગર્જન કરવાથી શું થવાનું છે? કારણ કે વાણીથી પ્રકટાવેલું તેજ માત્ર ઘાસના અગ્નિ જેટલું બળ ધરાવે છે. કલ્પાંત સુધી સ્થિર રહે તેવુ તેજ પરાક્રમથી જ પ્રકટી શકે છે. ॥ ૨૯ ॥

परिचितनयः स्फीतार्थोऽपि श्रियं परिसंगतां
न नृपतिरलं भोक्तुं कृत्स्नां कृशोपनिषद्बलः ।
विदितसमयोऽप्येवं वाग्मी विनोपनिषक्रियां
न तपति यथा विज्ञातारस्तथा कृतविग्रहाः ॥ ३२ ॥

જેમ સમૃદ્ધિશાળી અને નીતિજ્ઞ હોવા છતાં પણ જો રાજા રહસ્ય-બળથી દુર્બળ હોય છે તો તે પ્રાપ્ત થયેલી સંપૂર્ણ સંપત્તિને ભોગવી શકતો નથી, તેમ શાસ્ત્રોનો જ્ઞાતા હોવા છતાં (વાદના) રહસ્યને ન જાણતો હોય તો તે (જનસમૂહમાં) દીપી ઊઠતો નથી. કારણ કે જે (વાદી અગર રાજા) જે રીતે જ્ઞાતા હોય તે રીતે તે વિગ્રહ કરી શકે. ॥ ૩૨ ॥

## વાદદ્વાત્રિંશિકા

**ग्रामान्तरोपगतयोरेकामिषसंगजातमत्सरयोः ।**
**स्यात् सौ( ? स )ख्यमपि शुनोर्भ्रात्रोरपि वादिनोर्न स्यात् ॥१॥**

જુદા જુદા ગામથી આવી ચઢેલા અને એક જ માંસના ટુકડા ઉપર તાકી રહેવાથી પરસ્પર મત્સરી બનેલાં એવાં બે શ્વાનોનું પણ કદાચિત્ સખ્ય સંભવે ખરું; પરંતુ વાદીઓ જો બે સગા ભાઈ હોય તોપણ તેઓનું પરસ્પર સખ્ય રહેવું અસંભવિત છે. ॥ ૧ ॥

**क्व च तत्त्वाभिनिवेशः क्व च संरम्भातुरेक्षणं वदनम् ।**
**क्व च सा दीक्षा विश्वसनीयरूपतानृजुर्वादः (?) ॥ १ ॥**

ક્યાં તે તત્ત્વનો આગ્રહ અને ક્યાં આવેશથી આતુર ( ચઢેલ ) આંખવાળું (વાદીનું ) મુખ ? ક્યાં તે વિશ્વાસની મૂર્તિસમી દીક્ષા અને ક્યાં એ કુટિલ વાદ ? ॥ ૨ ॥

**तावद् बकमुग्धमुखस्तिष्ठति यावन्न रंगमवतरति ।**
**रंगावतारमत्तः काकोद्धतनिष्ठुरो भवति ॥ ३ ॥**

જ્યાં સુધી રંગ( વાદસ્થલી )માં નથી ઊતરતો ત્યાં સુધી વાદી બગલા જેવો મુગ્ધ દેખાય છે. પણ રંગમા ઊતરતાં જ તે મત્ત થઈ કાગડા જેવો ઉદ્ધત અને કઠોર થઈ જાય છે. ॥ ૩ ॥

**क्रीडनकमीश्वराणां कुर्कुटलावकसमान(?)वालेभ्यः ।**
**शास्त्राण्यपि हास्यकथां लघुतां वा क्षुल्लको नयति ॥ ४ ॥**

ક્ષુલ્લક વાદી કુકડા અને તેતરની પેઠે પૈસાદારોનું રમકડું બની પોતાનાં શાસ્ત્રોને બાળકો મારફત ઉપહાસ અને લઘુતા પ્રાપ્ત કરાવે છે ॥ ૪ ॥

**अन्यैः स्वेच्छारचितानर्थविशेषान् श्रमेण विज्ञाय ।**
**कृत्स्नं वाङ्मयमित इति खादत्यंगानि दर्पेण ॥ ५ ॥**

બીજાઓએ ( અન્ય વાદીઓએ ) સ્વેચ્છાપૂર્વક રચેલા વિશિષ્ટ અર્થોને કષ્ટપૂર્વક જાણીને વાદી, જાણે અહીં જ સંપૂર્ણ શાસ્ત્રો છે એમ દર્પ વડે અંગોને કરડે છે. ॥ ૫ ॥

**अन्यत एव श्रेयांस्यन्यत एव विचरन्ति वादिवृषाः ।**
**वाक्संरम्भः क्वचिदपि न जगाद मुनिः शिवोपायम् ।**

કલ્યાણો બીજી જ તરફ છે, અને વાદીવૃષભો બીજી જ તરફ વિચરે છે; મુનિઓએ તો વાણીના યુદ્ધને ક્યાંયે કલ્યાણનો ઉપાય કહ્યો નથી. ॥ ૭ ॥

यद्यकलहाभिजातं वाक्छलरंगावतारनिर्वाच्यम् ॥
स्वस्थमनोभिस्तत्त्वं परिमीमांसेन्न दोषः स्यात् ॥ ८ ॥

વાક્છલરૂપી રંગભૂમિમાં ઊતરીને જેનું નિર્વચન કરવાનું છે, એવા તત્ત્વની જો સ્વચ્છ મન વડે, અકલહથી સુંદર બને તેમ જો વિચારણા કરવામાં આવે તો તેમાં કશો દોષ ન થાય. ॥ ૮ ॥

साधयति पक्षमेकोऽपि हि विद्वान् शास्त्रवित्प्रशमयुक्तः ।
न तु कलहकोटिकोट्याऽपि समेता (? संगता) वाक्यलालभुजः ॥९॥

શાસ્ત્ર જાણનાર વિદ્વાન જો શાંત હોય તો તે એકલો છતાં પણ પોતાનો પક્ષ સાધે છે, પરંતુ વાક્યોની લાળ ચાટનારા અનેક વિદ્વાનો એકઠા થઈને કલહ–પ્રધાન એવી કરોડો કોટિઓથી પણ પોતાનો પક્ષ સાધી શકતા નથી. ॥ ૯ ॥

आर्तध्यानोपगतो वादी प्रतिवादितस्तथा स्वस्य ।
चिन्तयति पक्षनयहेतुशास्त्रवाग्वाणसामर्थ्यम् ॥ १० ॥

વાદી દુર્ધ્યાનમાં પડી પ્રતિવાદીના અને પોતાના પક્ષવિષયક, નયવિષયક, હેતુવિષયક, શાસ્ત્રવિષયક અને વચનબાણવિષયક સામર્થ્યની જ ચિંતા કરતો રહે છે. ॥ ૧૦ ॥

हेतुविदसौ न शब्दः (?शाब्द) शाब्दोऽसौ न तु विदग्धहेतुकथ ।
उभयज्ञो भावपटु पटुरन्योऽसौ स्वमतिहीन ॥ ११ ॥

અમુક વાદી હેતુજ્ઞ (તર્કજ્ઞ) છે તો શબ્દશાસ્ત્ર નથી જાણતો. વળી અમુક બીજો વાદી શબ્દશાસ્ત્રજ્ઞ છે તો તર્કકથામાં કુશળ નથી. ત્રીજો વળી તર્ક અને શબ્દશાસ્ત્ર બને જાણતો છતાં ભાવ પ્રકટ કરવામાં પટુ નથી. તો બીજો વાદી પટુ છે પણ તેને પોતાની બુદ્ધિ નથી ॥ ૧૧ ॥

सा नः कथा भवित्री तत्रैता जातयो मया योज्याः ।
इति रागविगतनिद्रो वाग्मुखयोग्यां निशि करोति ॥ १२ ॥

'અમારા વચ્ચે તે કથા થવાની છે તેમાં મારે આ જાતિઓ (અસત્ય ઉત્તરો) યોજવાની છે.' આવા પ્રકારની ચિંતાથી નિદ્રાહીન થઈ વાદી રાત્રિને વખતે વચન અને મુખની કસરત કરે છે. ॥ ૧૨ ॥

अशुभवितर्कविधूमितहृदयः कृत्स्नां क्षपामपि न शेते ।
कुण्ठितदर्पः परिषदि वृथात्मसंभावनोपहतः ॥ १३ ॥

સભામાં તેનો ગર્વ ગળી ગયો છે એવો વાદી પોતાની મિથ્યા આત્મ-સંભાવનાથી આઘાત પામી આખી રાત અશુભ વિતર્કોથી ઘેરાયેલા હૃદયવાળો થઈ ઊંઘ લઈ શકતો નથી. ॥ ૧૩ ॥

यदि विजयते कथञ्चित्ततोऽपि परितापभग्नमर्यादः ॥
स्वगुणविकत्थनदुष्कि(?)स्तोनपि लोकान् खलीकुरुते ॥ १५ ॥
उत जीयते कथञ्चित् परिषत्परिवादिनं स कोपान्धः ॥
मल्लगर्जनाक्रामन् वैलक्ष्यविनोदनं कुरुते ॥ १६ ॥

જો વાદી કોઈ પણ રીતે જીતે તો તેથી થતી ખુશીમાં તે મર્યાદા તોડી આત્મપ્રશંસાથી ફુલાઈ જઈ બધા લોકની અવજ્ઞા કરે છે. પરંતુ જો હારે તો તે વાદી ક્રોધાંધ થઈ સભા અને પ્રતિવાદી ઉપર ઊંડી ગર્જના દ્વારા આક્રમણ કરતો પોતાની ઝાંખપને દૂર કરે છે ॥ ૧૫ ॥ ॥ ૧૬ ॥

वाक्कथां न क्षमते दीर्घं निःश्वसिति मानभंगोष्णम् ।
रम्येऽप्यरतिज्वरितः सुहृत्स्वपि वज्रीकरणवाक्यः ॥ १७ ॥

જ્યારે વાદી વાદકથા નથી સહી શકતો ત્યારે માનભંગના ભયથી ગરમ અને લાંબો નિસાસો મૂકે છે. અને તે રમ્ય સ્થાનોમાં પણ બેચેનીથી સંતપ્ત થયેલો હોઈ મિત્રોના પ્રત્યે પણ વજ્ર જેવાં તીક્ષ્ણ વચનો બોલવા લાગે છે. ॥ ૧૭ ॥

दुःखमहंकारप्रभवमित्यं सर्वतन्त्रसिद्धान्तः ।
अथ च तमेवारूढस्तत्त्वपरीक्षां किल करोति ॥ १८ ॥

સર્વ શાસ્ત્રકારોનો એ મત છે કે અહંકાર એ જ દુઃખનું મૂળ છે, છતાં તે જ અહંકારનો આશ્રય લઈ વાદી તત્ત્વની પરીક્ષા કરવા ઇચ્છે છે. ॥ ૧૮ ॥

ज्ञेयः परसिद्धान्तः स्वपक्षबलनिश्चयोपलब्ध्यर्थम् ।
परपक्षक्षोभणमभ्युपेत्य तु सतामनाचारः ॥ १९ ॥

પોતાના પક્ષબળના નિશ્ચયની ઉપલબ્ધિ ( ખાતરી ) માટે જ બીજાનો સિદ્ધાંત જાણી લેવો આવશ્યક છે; પરંતુ સામાના પક્ષને ક્ષોભ પમાડવાના ઉદ્દેશથી તેનો સિદ્ધાંત જાણવો એ તો સજ્જનો માટે અનાચાર જ છે ॥ ૧૯ ॥

स्वहितायैवोत्थेयं को नानामतिविचेतन लोकम् ॥
यः सर्वज्ञैर्न कृत शक्ष्यति तं कर्तुमेकमतम् ॥ २० ॥

પોતાના હિતની દૃષ્ટિએ જ પરાક્રમ. કરવું ઉચિત છે, કારણ કે અનેક મતભેદોથી ભ્રાન્ત થયેલું આ જગત સર્વજ્ઞોથી પણ એકમત ન થયું તો પછી તેને કયો વાદી એકમત કરી શકશે ? ॥ ૨૦ ॥

**सर्वज्ञविषयसंस्थांश्छद्मस्थो न प्रकाशयत्यर्थान् ।**
**नाश्चर्यमेतदत्यद्भुतं तु यत्किंचिदपि वेत्ति ॥ २१ ॥**

સર્વજ્ઞના જ વિષયભૂત એવા પદાર્થોને જો છદ્મસ્થ ( અલ્પજ્ઞ ) મનુષ્ય પ્રકટ કરી શકતો નથી, તો તેમાં કાંઈ આશ્ચય પામવા જેવું નથી. એવા અલ્પજ્ઞો જે કાંઈ થોડું જાણી શકે છે તે જ આશ્ચર્ય માનવું જોઈએ. ॥૨૧॥

**परुषवचनोद्यतमुखैः कापुरुषजनचित्तविभ्रमपिशाचैः ।**
**धूर्तैः कलहस्य कृतो मीमांसा नाम परिवर्तः ॥ २४ ॥**

પામર જનોનાં ચિત્તને ભરમાવવા માટે પિશાચ જેવા અને કઠોર વચન બોલવા માટે જ જેઓનાં મુખ તત્પર હોય છે એવા ધૂર્તજનોએ કલહને મીમાંસાના નામમાં બદલી નાખ્યું છે.

**परनिग्रहाध्यवसितश्चितैकाग्र्यमुपयाति तद्वादी ।**
**यदि तत्स्याद्वैराग्ये न चिरेण शिवं पदमुपयातु ॥ २५ ॥**

બીજાઓને નિગ્રહ આપવાના નિશ્ચયથી વાદી ચિત્તની જે એકાગ્રતા મેળવે છે તેવી જો વૈરાગ્યમાં મેળવે તો તે વાદી વગર વિલંબે મુક્તિ પામે. ॥ ૨૫ ॥

**एकमपि सर्वपर्ययनिर्वचनीयं यदा न वेत्त्यर्थम् ।**
**मां प्रत्यहमिति गर्वः स्वस्थस्य न युक्त इह पुंस ॥ २६ ॥**

અહીં આ લોકમાં, જ્યારે મનુષ્ય સર્વ અંશોથી નિર્વચન કરવા યોગ્ય એવી એક પણ વસ્તુને પૂરી જાણી શકતો નથી તો પછી ‘ હું ’ કે ‘મારા પ્રત્યે ! ’ એવા પ્રકારનો ગર્વ કરવો કયા સ્વસ્થ પુરુષને યોગ્ય હોઈ શકે ? ॥ ૨૬ ॥

---

## ન્યાયદ્વાત્રિંશિકા

**दैवखातं च वदनं आत्मायत्तं च वाङ्मयम् ।**
**श्रोतारः सन्ति चोक्तस्य निर्लज्ज. को न पण्डितः ॥ १ ॥**

મોઢું દેવે ખોદ્યું છે (બનાવી રાખ્યું છે) અને વાઙ્મય પોતાને આધીન

છે; જે કાંઈ પણ કહેવામાં આવે તેને સાંભળનાર પણ મળી જ આવે છે; એવી સ્થિતિમાં કયો નિર્લજ્જ પંડિત ન બની શકે? ॥ ૧ ॥

द्वितीयपक्षपतीघाः सर्व एव कथापथा· ।
अभिधानार्थविभ्रान्तैरन्योऽन्यं विप्रलप्यते ॥ ७ ॥

સર્વે કથા(વાદ)માર્ગો પરપક્ષના ઘાત માટે જ રચાયેલા હોય છે, છતાં શબ્દ અને અર્થમાં ભ્રાન્ત થયેલા વાદીઓ અંદરોઅંદર વિપ્રલાપ કર્યા જ કરે છે. ॥ ૭ ॥

एकपक्षहता बुद्धिर्जल्पवाग्यन्त्रपीडिता ।
श्रुतसंभावनावैरी वैरस्यं प्रतिपद्यते ॥ १६ ॥

જલ્પરૂપ વચનયંત્રમાં પીડિત થયેલી બુદ્ધિ એક પક્ષમા હણાઈ જાય છે; અને શાસ્ત્રસંભાવના (બહુમાન)ની શત્રુ બની નીરસપણું પ્રાપ્ત કરે છે. ॥૧૬॥

न नाम दृढमेवेति दुर्बलं चोपपत्तित· ।
वक्तृशक्तिविशेषात्तु तत्तद्भवति वा न वा ॥ २८ ॥

ઉપપત્તિ (યુક્તિ)થી કાંઈ બળવાન્ કે દુર્બળ છે જ નહિ; વક્તાની વિશિષ્ટ શક્તિને લીધે જ તે તેમ બને અથવા ન બને. ॥ ૨૮ ॥

तुल्यसामाद्युपायासु शक्त्या युक्तो विशेष्यते ।
विजिगीषुर्यथा वाग्मी तथाभूयं (?) श्रुतादपि ॥ २९ ॥

સામ આદિ ઉપાયો સમાન હોવા છતાં જેવી રીતે શક્તિશાલી વિજયેચ્છુ ચઢી જાય છે તેવી રીતે વક્તા પણ શાસ્ત્ર કરતા શક્તિના યોગે ચઢી જાય છે. ॥ ૨૯ ॥

प्राश्निकेश्वरसौमुख्यं धारणाक्षेपकौशलम् ।
सहिष्णुता परं धार्ष्ट्यमिति वादच्छलानि षट् ॥ ३१ ॥

સભ્ય અને સભાપતિનો સદ્ભાવ, ધારણાશક્તિ અને આક્ષેપશક્તિનું કૌશલ, સહનશીલતા અને પરમ ધૃષ્ટતા—આ છ વાદચ્છલ કહેવાય છે. ॥૩૧॥

---

## વિભાગ ૨

### હરિભદ્રસૂરિનાં વાદ અને યમ અષ્ટકો

આગળ પૃ. ૧૨૧૪ થી ૧૨૧૮ માં જે અષ્ટકોનો સારાંશ આપવામાં આવ્યો છે તે અષ્ટકો સંક્ષિપ્ત તેમ જ પાઠ્ય હોવાથી નીચે તેનું મૂળ માત્ર આપવામાં આવે છે—

शुष्कवादो विवादश्च धर्मवादस्तथापरः ।
इत्येष त्रिविधो वादः कीर्तितः परमर्षिभिः ॥ १ ॥

अत्यन्तमानिना सार्धं क्रूरचित्तेन च दृढम् ।
धर्मद्विष्टेन मूढेन शुष्कवादस्तपस्विनः ॥ २ ॥

विजयेऽस्यातिपातादि लाघवं तत्पराजयात् ।
धर्मस्येति द्विधाप्येष तत्त्वतोऽनर्थवर्धनः ॥ ३ ॥

लब्धिख्यात्यर्थिना तु स्याद्दुःस्थितेनामहात्मना ।
छलजातिप्रधानो यः स विवाद इति स्मृतः ॥ ४ ॥

विजयो ह्यत्र सन्नीत्या दुर्लभस्तत्त्ववादिनः ।
तद्भावेऽप्यन्तरायादिदोषो दृष्टविघातकृत् ॥ ५ ॥

परलोकप्रधानेन मध्यस्थेन तु धीमता ।
स्वशास्त्रज्ञाततत्त्वेन धर्मवाद उदाहृतः ॥ ६ ॥

विजयेऽस्य फलं धर्मप्रतिपत्त्याद्यनिन्दितम् ।
आत्मनो मोहनाशश्च नियमात्तत्पराजयात् ॥ ७ ॥

देशाद्यपेक्षया चेह विज्ञाय गुरुलाघवम् ।
तीर्थकृज्ज्ञातमालोच्य वादः कार्यो विपश्चिता ॥ ८ ॥

---

विषयो धर्मवादस्य तत्तत्तंत्रव्यपेक्षया ।
प्रस्तुतार्थोपयोग्येव धर्मसाधनलक्षणः ॥ १ ॥

पंचैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसा सत्यमस्तेयं त्यागो मैथुनवर्जनम् ॥ २ ॥

क्व खल्वेतानि युज्यन्ते मुख्यवृत्त्या क्व वा न हि ।
तंत्रे तत्तंत्रनीत्यैव विचार्यं तत्त्वतो ह्यदः ॥ ३ ॥

धर्मार्थिभिः प्रमाणादेर्लक्षणं न तु युक्तिमत् ।
प्रयोजनाद्यभावेन तथा चाह महामतिः ॥ ४ ॥

"प्रसिद्धानि प्रमाणानि व्यवहारश्च तत्कृतः ।
प्रमाणलक्षणस्योक्तौ ज्ञायते न प्रयोजनम्" ॥ ५ ॥

प्रमाणेन विनिश्चित्य तदुच्येत न वा ननु ।
अलक्षितात् कथं युक्ता न्यायतोऽस्य विनिश्चितिः ॥ ६ ॥

सत्यां चास्यां तदुक्त्या किं तद्वद्विपयनिश्चितेः ।
तत एवाविनिश्चित्य तस्योक्तिर्ध्यान्ध्यमेव हि ॥ ७ ॥
तस्माद्यथोदितं वस्तु विचार्यं रागवर्जितैः ।
धर्मार्थिभिः प्रयत्नेन तत इष्टार्थसिद्धित ॥ ८ ॥

## પરિશિષ્ટ ૫

### વાદી દેવસૂરિનો તથા આચાર્ય હેમચંદ્રનો વાદવિચાર

### વિભાગ ૧.

વાદસ્વરૂપ[1]—પરસ્પર વિરુદ્ધ એવા બે અંશોમાંથી એક અનિષ્ટ અંશનું નિરાકરણ કરી બાકીના બીજા ઇષ્ટ અંશનુ સ્થાપન કરવા માટે વાદી અને પ્રતિવાદી જે પોતપોતાના પક્ષનુ સાધન અને સામેના પક્ષનું નિરસન કરે કરે છે તે વાદ. આ લક્ષણમાં અક્ષપાદના વાદ અને જલ્પનો સમાવેશ થાય છે; વિતણ્ડાનો નહિ.

હેમચંદ્ર કહે છે કે પ્રાશ્નિક (સભ્ય), સભાપતિ અને પ્રતિવાદીની સમક્ષ તત્ત્વનિશ્ચયની રક્ષા માટે પોતાના પક્ષનુ સાધન અને પરપક્ષનું દૂષણ કહેવું તે વાદ[2] હેમચંદ્ર પણ પોતાના એ વાદના લક્ષણમાં અક્ષપાદકથિત વાદ અને જલ્પ એ બંને કથાનો સમાવેશ કરે છે અને લાંબી ચર્ચા પછી કહે છે કે વાદથી જલ્પની કાંઈ ભિન્નતા[3] નથી. વિતણ્ડા માટે તો તે કહે છે કે પ્રતિપક્ષસ્થાપના વિનાની વિતણ્ડા એ તો કથા જ નથી; કારણ કે વૈતણ્ડિક પોતાનો પક્ષ લઈ તેને સ્થાપન ન કરતાં જો કાંઈ પણ બોલી પરપક્ષને જ દૂષિત કરે તો તેનું કથન કોણ સાંભળે? તેથી વૈતણ્ડિકે પોતાના પક્ષનું સ્થાપન તો કરવું જ રહ્યુ, અને એમ કરે એટલે તેની કથામા વિતણ્ડાપણું રહેતું જ નથી, કાં તો તે કથા વાદ અને કા તો જલ્પ બની જાય છે માટે જ વિતણ્ડા એ કથાકોટિમાં આવી શકતી નથી.[4]

---

૧. विरुद्धयोर्धर्मयोरेकधर्मव्यवच्छेदेन स्वीकृततदन्यधर्मव्यवस्थापनार्थं साधन-दूषणवचनं वादः । प्रमाणनयतत्त्वा परि. ८, सू १.

२ तत्त्वसंरक्षणार्थं प्राश्निकादिसमक्षं साधनदूषणवदनं वादः । प्रमाणमीमांसा ॥ २-१-३० ॥

३ तन्न वादात् जल्पस्य कश्चिद्विशेषोऽस्ति । प्रमाणमीमांसा.

४ प्रतिपक्षस्थापनाहीनाया वितण्डाया कथात्वायोगात् । वैतण्डिको हि स्वपक्षमभ्युपगम्यास्थापयन्यत्किञ्चिद्वादेन परपक्षमेव दूषयन् कथमवधेयवचनः । प्रमाणमीमांसा.

વાદી (પ્રારંભક) પ્રતિવાદી (પ્રત્યારંભક)—વાદી બે પ્રકારના હોય છે. એક વિજયેચ્છુ અને બીજો તત્ત્વનિર્ણયેચ્છુ. તત્ત્વનિર્ણયેચ્છુના વળી બે પ્રકારો છે. કોઈ પોતે જ તત્ત્વનિર્ણય મેળવવા ઇચ્છે છે. તે સ્વાત્મનિ તત્ત્વનિર્ણયેચ્છુ કહેવાય; જ્યારે બીજો સ્વયં નિર્ણયવાન્ હોઈ બીજાને તત્ત્વનિર્ણય કરાવી આપવા ઇચ્છે છે તે પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ કહેવાય. આ બેમાંથી પરત્રતત્ત્વનિર્ણયેચ્છુના પણ બે પ્રકાર સંભવે છે. એક અસર્વજ્ઞ અને બીજો સર્વજ્ઞ. આ રીતે (૧) વિજયેચ્છુ (૨) સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ (૩) અસર્વજ્ઞપરત્રતત્ત્વનિર્ણયેચ્છુ (૪) સર્વજ્ઞપરત્રતત્ત્વનિર્ણયેચ્છુ, એમ ચાર પ્રકારના વાદી થયા.

પ્રતિવાદી પણ ઉપરની રીતે જ ચાર સંભવી શકે. તેમાંથી કઈ કઈ જાતના વાદીનો કઈ કઈ જાતના પ્રતિવાદી સાથે વાદ સંભવે અને કઈ જાતના સાથે ન સંભવે એનો વિસ્તાર નીચે પ્રમાણે છે :

(૧) વિજયેચ્છુ વાદીનો સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદી સાથે; (૨) સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ વાદીનો વિજયેચ્છુપ્રતિવાદી સાથે; (૩) સ્વાત્મનિતત્ત્વ-નિર્ણયેચ્છુ વાદીનો સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદી સાથે અને (૪) પરત્ર-તત્ત્વનિર્ણયેચ્છુ સર્વજ્ઞ વાદીનો પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ સર્વજ્ઞ પ્રતિવાદી સાથે—આ પ્રમાણે ચાર વાદ ન સંભવે.

જે (વાદ) સંભવે તે આ પ્રમાણે :—

(૧) વાદી અને પ્રતિવાદી બંને વિજયેચ્છુ; (૨) વાદી વિજયેચ્છુ અને પ્રતિવાદી અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ; (૩) વાદી વિજયેચ્છુ અને પ્રતિવાદી સર્વજ્ઞપરત્રતત્ત્વનિર્ણયેચ્છુ, (૪) વાદી સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી અસર્વજ્ઞ-પરત્ર-તત્ત્વનિર્ણયેચ્છુ; (૫) વાદી સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી સર્વજ્ઞ-પરત્ર-તત્ત્વનિર્ણયેચ્છુ; (૬) વાદી અસર્વજ્ઞ-પરત્ર-તત્ત્વનિર્ણ-યેચ્છુ અને પ્રતિવાદી વિજયેચ્છુ; (૭) વાદી અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ; (૮) વાદી અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી અસર્વજ્ઞ-પરત્ર-તત્ત્વનિર્ણયેચ્છુ, (૯) વાદી અસર્વજ્ઞ પરત્રત-ત્ત્વનિર્ણયેચ્છુ, (૧૦) વાદી સર્વજ્ઞ-પરત્ર-તત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી વિજયેચ્છુ; (૧૧) વાદી સર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી સ્વાત્મનિ-તત્ત્વનિર્ણયેચ્છુ; (૧૨) વાદી સર્વજ્ઞપરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અને પ્રતિવાદી અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ

**અંગનિયમ**—વાદકથાનાં ચાર અંગો માનવામાં આવ્યાં છે · (૧) વાદી, (૨) પ્રતિવાદી, (૩) સભ્ય, (૪) સભાપતિ. વધારેમાં વધારે આ ચાર જ અંગો વાદ માટે આવશ્યક છે. પણ વાદી પ્રતિવાદીની વિશેષતાને લઈને કેટલાક વાદો ઓછાં અંગોથી પણ ચાલે છે. તેથી વાદને લગતો અંગનો નિયમ પણ બતાવવામાં આવ્યો છે; જેમ કે વાદી અને પ્રતિવાદી વચ્ચે વાદના જે ઉપર્યુક્ત બાર પ્રકાર બતાવવામાં આવ્યા છે તેમાંથી વિજયેચ્છુ વાદી સાથે (૧) વિજયેચ્છુ પ્રતિવાદીનો (૨) અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ–પ્રતિવાદીનો તથા (૩) સર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદીનો–એ પ્રમાણે ત્રણ વાદો બને છે. તે વાદો પૂર્વોક્ત ચારે અંગ હોય તો જ ચાલી શકે. કારણ કે જ્યાં વાદી કે પ્રતિવાદી–એમાંથી એક પણ વિજયેચ્છુ હોય ત્યાં સભ્ય અને સભાપતિ સિવાય વ્યવસ્થા રહી શકે જ નહિ. જ્યારે સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ વાદીનો અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદી સાથે વાદ ચાલે છે ત્યારે તેમાં બે અથવા ત્રણ અંગ હોય છે. જો વાદી અને પ્રતિવાદી બંને અંદરોઅંદર સમજી શકે તો તે પોતે જ બે અંગ અને જો પ્રયત્ન કર્યા છતા પણ પ્રતિવાદી વાદીને ન સમજાવી શકે તો સભ્યની આવશ્યકતા પડે એટલે ત્રણ અંગ થયાં. એમાં વાદી–પ્રતિવાદી બંને નિર્ણયેચ્છુ હોવાથી કલહ આદિનો સંભવ ન હોવાને લીધે સભાપતિ રૂપ અંગ આવશ્યક જ નથી.

પરંતુ જો સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ વાદીનો સર્વજ્ઞ–પરત્ર–તત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદી સાથે વાદ હોય તો તેમાં સભ્યની આવશ્યકતાનો પ્રસંગ ન પડવાથી વાદી અને પ્રતિવાદી બે જ અંગો હોય છે

અસર્વજ્ઞ પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ વાદિનો વિજયેચ્છુ–પ્રતિવાદી સાથે વાદ હોય તો તેમાં ચારે અંગ જોઈએ પણ જો તે અસર્વજ્ઞપરત્રતત્ત્વનિર્ણયેચ્છુ વાદીનો સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદી સાથે અથવા પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ પ્રતિવાદી સાથે વાદ હોય તો તેમાં બે (વાદી–પ્રતિવાદી) અગર ત્રણ જ અંગ જોઈએ (સભાપતિ નહિ). પણ જો એ અસર્વજ્ઞ–પરત્રતત્ત્વનિર્ણયેચ્છુ વાદીનો સર્વજ્ઞ પ્રતિવાદી સાથે વાદ હોય તો તેમાં બે જ અંગ હોય

સર્વજ્ઞ વાદીનો વિજયેચ્છુ પ્રતિવાદી સાથે વાદ ચાર અંગવાળો જ હોય. પણ તે સર્વજ્ઞ વાદીનો સ્વાત્મનિતત્ત્વનિર્ણયેચ્છુ પ્રતિવાદી સાથે અથવા પરત્ર –તત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ પ્રતિવાદી સાથે વાદ હોય તો બે જ અંગ આવશ્યક છે. વાદમાં વાદી કે પ્રતિવાદી કોઈ પણ રૂપે વિજયેચ્છુ દાખલ થયો એટલે

કલહ આદિ દૂર કરવા, વ્યવસ્થા રાખવા, સભ્ય અને સભાપતિ આવશ્યક હોય જ એ ઉપર કહેવામાં આવ્યું છે.

**અંગોનું સ્વરૂપ અને કર્તવ્ય :**—(૧) વાદ કથામાં બે પક્ષકારો હોય છે. તેમાં એક વાદી અને બીજો તેની સામે થનાર તેની અપેક્ષાએ પ્રતિવાદી, તેવી રીતે બીજાની અપેક્ષાએ તેની સામે પડનાર પહેલો પ્રતિવાદી કહેવાય છે. વાદી અને પ્રતિવાદી બંનેનુ કામ પ્રમાણપૂર્વક પોતપોતાના પક્ષનું સ્થાપન અને પરપક્ષનું ખંડન એ છે.

(૨) વાદી અને પ્રતિવાદી બંનેના સિદ્ધાન્તોના રહસ્યનું જ્ઞાન, ધારણાશક્તિ બહુશ્રુતપણું, ક્ષમા, મધ્યસ્થપણું—એ ગુણોને લીધે જેઓ વાદી અને પ્રતિવાદી બંનેને માન્ય થઈ શકે તે સભ્ય[1] તેઓનુ કામ નીચે પ્રમાણે :—

વાદી અને પ્રતિવાદીને ચોક્કસ પક્ષનો સ્વીકાર કરાવી તેઓને જે પદ્ધતિએ ચર્ચા કરવાની હોય તે પદ્ધતિનો પણ સ્વીકાર કરાવવો, પહેલો કોણ બોલશે તે ઠરાવવું, વાદી અને પ્રતિવાદીએ પોતપોતાના પક્ષના સાધનમાં અને વિરુદ્ધ પક્ષના નિરાકરણમા જે કહ્યું હોય તેના ગુણ અને દોષોનો નિશ્ચય કરવો; વખત આવ્યે સત્ય (તત્ત્વ) પ્રકાશન કરી ચર્ચાને બંધ કરવી અને યથાર્થપણે સભામાં ચર્ચાનું ફળ ( જય અગર પરાજય ) નિવેદન કરવું.

**સભાપતિનું સ્વરૂપ અને તેનું કાર્ય :**—પ્રજ્ઞા (વિવેકશક્તિ) આજ્ઞા, ઐશ્વર્ય ( પ્રભાવ ), ક્ષમા, અને મધ્યસ્થતા (નિષ્પક્ષપણું) એટલા ગુણોથી યુક્ત હોય તે સભાપતિ થઈ શકે.

તેનું કાર્ય બન્ને વાદીઓ અને સભ્યોએ જે કહ્યુ હોય તે સમજી લેવું અને તકરારનો નીવેડો લાવવો વગેરે હોય છે.

**કાળમર્યાદા.**—જો જયેચ્છુ વાદીઓની ચર્ચા હોય તો તેનો સમય સભ્યોની ઇચ્છા અને બોલનારની સ્ફૂર્તિ (કથનસામર્થ્ય) ઉપર આધાર રાખે

---

[1] वादिप्रतिवादिसिद्धान्ततत्त्वनदीष्णत्वधारणावाहुश्रुत्यप्रतिभाक्षान्तिमाध्यस्थ्यैरुभयाभिमेताः सभ्याः । प्रमाणनयतत्त्वा. परि. ८, सू १८ ।

સભ્યના સ્વરૂપ વિષે હેમચંદ્રે આપેલું નીચે એક સુંદર પદ્ય છે :

स्वसमयपरसमयज्ञाः कुलजाः पक्षद्वयेप्सिताः क्षमिणः ।

वादपथेष्वभियुक्तास्तुलासमाः प्राश्निकाः प्रोक्ताः ॥ प्रमाणमीमासा पृ. ३८, प्र. प. १

છે; અને જો તત્ત્વનિર્ણયેચ્છુઓની ચર્ચા હોય તો તેનો સમય તત્ત્વનિર્ણયના અવસાન અને બોલનારની સ્ફૂર્તિ ઉપર અવલંબે છે.

જોકે દેવસૂરિના ઉપરોક્ત વર્ણન જેટલું વિસ્તૃત વર્ણન બીજા કોઈ ગ્રંથમાં અદ્યાપિ જોવામાં નથી આવ્યું, છતાં અક્ષપાદના ન્યાયસૂત્ર ઉપરની વિશ્વનાથ તર્કપંચાનનકૃત વૃત્તિમાં થોડુંક આને લગતું જાણવા જેવું વર્ણન છે. દેવસૂરિ અને તર્કપંચાનન બંનેનું વર્ણન ઘણે અંશે એકબીજાની પૂર્તિ રૂપ હોઈ તેને અહીં જ આપી દેવું યોગ્ય છે. વૃત્તિમાંથી ચાર મુખ્ય બાબતો અહીં નોંધવા જેવી છે.

(૧) ચર્ચા સામાન્યના અધિકારીઓ કેવા હોવા જોઈએ તે.
(૨) વાદકથાના ( વિશિષ્ટ ચર્ચાના ) અધિકારીઓ કેવા હોવા જોઈએ.
(૩) સભા કેવી હોવી જોઇએ તે.
(૪) ચર્ચાનો ક્રમ કેવો હોવો જોઇએ.

**કથાધિકારી( વાદી પ્રતિવાદી )નું સ્વરૂપ :—**

તત્ત્વનિર્ણય અગર વિજય એ બેમાંથી કોઈ પણ એકની ઇચ્છા રાખનાર, સર્વજન સિદ્ધ અનુભવની અવગણના ન કરનાર, સાંભળવા વગેરે કામમાં પટુ; તકરાર નહિ કરનાર અને ચર્ચામાં ઉપયોગી થાય તેવું પ્રવર્તન કરવામાં સમર્થ વાદી પ્રતિવાદી હોવા જોઈએ.

**વાદાધિકારી:—**

તત્ત્વજ્ઞાનને ઇચ્છનાર, પ્રસ્તુત વિષય સાથે સંબદ્ધ જ બોલનાર, નહિ ઠગનાર, યથાસમયસ્ફૂર્તિવાળા, અપેક્ષા ( લાભેચ્છા ) વિનાના, અને યુક્તિયુક્ત વાતનો સ્વીકાર કરનાર—વાદકથાના અધિકારી હોય.

**સભા:—**

સ્થેયાન્ ( મધ્યસ્થ ) એવા અનુવિધેય ( રાજાદિ સભાપતિ ) તથા સભ્યથી યુક્ત સભા હોય પણ વીતરાગકથા (વાદ)માં તે આવશ્યક નથી. તે માત્ર વાદી અને પ્રતિવાદીથી પણ ચાલી શકે છે.

**ક્રમ:—**

વાદી સ્વપક્ષનો સાધકહેતુ મૂકી, આ મારો હેતુ હેત્વાભાસ નથી એમ સામાન્ય રીતે અને આ અસિદ્ધ વગેરે હેત્વાભાસ નથી એમ વિશેષ રીતે દૂષણનો ઉદ્ધાર કરે એટલે પ્રતિવાદી વાદીના કથનનો અનુવાદ કરી યથાસંભવ હેત્વાભાસ વડે વાદીના કથનને દૂષિત કરી

સ્વપક્ષનો ઉપન્યાસ કરે; ત્યાર પછી ત્રીજી કક્ષામાં વાદી, પ્રતિવાદીના કથનનો અનુવાદ કરી પ્રતિવાદીએ આપેલ દૂષણ ઉદ્ધરી યથાસંભવ હેત્વાભાસ દ્વારા પ્રતિવાદીનો પક્ષ દૂષિત કરે. આ સાધન અને દૂષણનો જે ક્રમ આપ્યો છે તે પ્રમાણે ચર્ચાની વ્યવસ્થા ફક્ત ત્યારે જ રહી શકે છે, જ્યારે વાદી અગર પ્રતિવાદીને કોઈ નિગ્રહ-સ્થાન ન મળે અને તે દ્વારા વિપક્ષને પરાભવ આપવાની તક ન મળે. જો વાદી અગર પ્રતિવાદીને એવું નિગ્રહસ્થાન મળી આવે કે જેના દ્વારા વિપક્ષને પરાજિત કરી શકાય તો તે પોતાના પક્ષનું સાધન અને સામાના પક્ષનું દૂષણ અગર સામા પક્ષકારે આપેલ દૂષણ ઉદ્ધરવાની બીજી કોઈ ભાંજગડમાં ન પડતાં તે નિગ્રહસ્થાન-દ્વારા જ સામાને પરાજિત કરી દે છે. આ સ્થિતિ જલ્પ અગર વિતણ્ડાની હોય છે—નહિ કે વાદની. (ન્યા. સૂ. ૧. ૨. ૧. બીજી વિગતો માટે જુઓ પરિશિષ્ટ ૬)

આ પ્રમાણેનો ક્રમ વૃત્તિમાં આપેલો છે. પણ ક્રમનું વિશેષ સ્વરૂપ વાદી દેવસૂરિએ પોતાના ગ્રંથમાં વર્ણવ્યું છે તે પણ જિજ્ઞાસુએ જોવા જેવું છે. તેમાં વાદી અને પ્રતિવાદીઓએ કેવી રીતે દાવપેચ ખેલવા અને જય પ્રાપ્ત કરવો એનું સ્પષ્ટ વર્ણન છે. (જુઓ: પરિચ્છેદ ૮, સૂ. ૨૨, રત્નાકરાવ-તારિકા ટીકા)

## વિભાગ ૨

### ચર્ચામાં છળ અને જાતિનો પ્રયોગ કરવા વિષે મતભેદ

વાદ અને જલ્પકથા વચ્ચેનું અંતર બતાવતા અક્ષપાદનો અનુગામી કોઈ કહે છે[1] કે વાદમાં તો છલ અને જાતિ અસત્ય ઉત્તરરૂપ હોવાથી નથી યોજાતી, પણ જલ્પમાં તે યોજાય છે; કેમ કે દુઃશિક્ષિત, કુતર્કથી વાચાળ, અને વિતણ્ડાકુશળ પંડિતો છલ આદિ સિવાય બીજી રીતે કેમ જીતી

---

૧. ननु छलजातिप्रयोगोऽसदुत्तरत्वाद्वादे न भवति जल्पे तु तस्यानुज्ञानादस्ति वादजल्पयोर्विशेषः, यदाह. "दुःशिक्षितकुतर्कांशलेशवाचालिताननाः। शक्याः किमन्यथा जेतुं वितण्डाटोपपण्डिताः ॥१॥ गतानुगतिको लोकः कुमार्गं तत्प्रतारितः। मा गादिति छलादीनि प्राह कारुणिको मुनिः ॥२॥ प्रमाणमीमांसा पृ. ३८ द्वि. प. २

શકાય ? તેટલા માટે અને ગતાનુગતિક સાધારણ જનતા તેવા વિતણ્ડાકુશળ પંડિતોથી ઠગાઈ કુમાર્ગે ન જાય એમ વિચારી કારુણિક મુનિએ છળ, જાતિ વગેરેનો ઉપદેશ કર્યો છે.

આના ઉત્તરમાં હેમચંદ્ર[1] કહે છે કે અસત્ય ઉત્તરથી પ્રતિવાદીનું ખંડન કરવું એ યોગ્ય નથી. કારણ કે મહાત્માઓ અન્યાય વડે જય કે યશ મેળવવા ઇચ્છતા નથી માટે છલાદિનો પ્રયોગ કરવો અનુચિત હોવાથી જલ્પ એ વાદથી જુદી કથા સિદ્ધ થતી નથી. આ જ વાત તેણે છલ, જાતિ આદિના ઉપદેશક અક્ષપાદનો પરિહાસ કરતાં अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका માં રૂપાન્તરથી કહી[2] છે :

'પ્રાકૃત લોકો સ્વભાવથી જ વિવાદઘેલા હોય છે તેમાં વળી તેઓને છલ, જાતિ અને નિગ્રહસ્થાન જેવાં માયિક તત્ત્વોનો ઉપદેશ કરવો અને તે વડે પ્રતિવાદીના મર્મોને ભેદવાનું સાધન પૂરું પાડવું એ અક્ષપાદમુનિની ખરેખર વિરક્તિ છે !'

હેમચંદ્રના આ ઉત્તર ઉપર અક્ષપાદનો અનુગામી આગળ વધી દલીલ[3] કરે છે કે કોઈ પ્રબળ પ્રતિવાદીને જોવાથી અગર તેના જયને લીધે થતા ધર્મ-નાશની સંભાવનાથી પ્રતિભા કામ ન કરે ત્યારે ધૂળની પેઠે અસત્ય ઉત્તરો ફેંકવામાં આવે, તે એવી બુદ્ધિથી કે તદ્દન હાર કરતાં સંદેહદશામાં રહેવું એ ઠીક છે તો એમાં શો દોષ? આ દલીલનો ઉત્તર હેમચંદ્ર આપે[4] છે કે

---

૧. नैवम् , असदुत्तरैः परप्रतिक्षेपस्य कर्तुमयुक्तत्वात् न ह्यन्यायेन जय यशो-धन वा महात्मनः समीहन्ते । प्रमाणमीमांसा पृ. ३८, द्वि प. ५

२. स्वयं विवादग्रहिले वितण्डापाण्डित्यकण्डूलमुखे जनेऽस्मिन् । मायोपदेशात्परमर्म भिन्दन्नहो विरक्तो मुनिरन्यदीयः ।

३ अथ प्रबलप्रतिवादिदर्शनात् तज्जये धर्मध्वससभावनात प्रतिभाक्षयेण सम्यगुत्तरस्याप्रतिभासादसदुत्तरैरपि पांशुभिरिवावकिरन्नेकान्तपराजयाद्वर सन्देह इति धिया न दोषमावहतीति । प्रमाणमीमांसा पृ. ३८, द्वि प ६

४. न, अस्यापवादिकस्य जात्युत्तरप्रयोगस्य कथान्तरसमर्थनसामर्थ्याभावात् वाद एव द्रव्यक्षेत्रकालभावानुसारेण यद्यसदुत्तर कथञ्चन प्रयुञ्जीत किमेतावता कथान्तर प्रसज्येत तस्माज्जल्पवितण्डानिराकरणेन वाद एवैकः कथाप्रथां लभत इति स्थितम् । प्रमाणमीमांसा पृ ३८, द्वि प. ७.

આવી રીતે અસત્ય ઉત્તરનો પ્રયોગ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જોઈ અપવાદરૂપે વાદમાં પણ વિરુદ્ધ નથી. આ ઉત્તર આપતાં જોકે હેમચંદ્ર જલ્પને વાદથી જુદી કથારૂપે નથી સ્વીકારતા, છતાં છલ, જાતિના પ્રયોગ કરવા વિષેના અક્ષપાદના મતને તો તે કોઈ ને કોઈ રીતે સ્વીકારી જ લે છે.

**નિગ્રહનું સ્વરૂપઃ**—ન્યાયદર્શન વિપ્રતિપત્તિ અને અપ્રતિપત્તિને નિગ્રહ કહે[1] અને બૌદ્ધ વિદ્વાનો સાધનાંગના અકથન અને દોષના અપ્રદર્શનને નિગ્રહ કહે[2] છે ત્યારે જૈન તાર્કિકો પરાજયને જ નિગ્રહ માને[3] છે અને પરાજયનું સ્વરૂપ પતાવતાં કહે છે કે પોતાના પક્ષની સિદ્ધિ ન થવી એ જ પરાજય છે.

## પરિશિષ્ટ ૬

### વિભાગ ૧

### ન્યાયસૂત્રવૃત્તિમાંનું કથાપદ્ધતિવિષયક કેટલુંક વર્ણન

ગૌતમના ન્યાયસૂત્ર ઉપર બે વૃત્તિનામક ગ્રંથો મળે છે. તેમાં પહેલો ગ્રંથ જયંતની ન્યાયમંજરી અને બીજો વિશ્વનાથની ન્યાયસૂત્રવૃત્તિ. આ બેમાં ન્યાયમંજરી પ્રાચીન છે. પહેલાં તેનો પઠનપાઠનમાં વધારે પ્રચાર હતો એમ લાગે છે કે કારણ, સ્યાદ્વાદરત્નાકર, રત્નાકરાવતારિકા, સ્યાદ્વાદમંજરી આદિ જૈન ગ્રંથોમાં ન્યાયમંજરીનો અનેક વાર ઉલ્લેખ આવે છે. પણ હમણાં તે પ્રચારમાં નથી. આજકાલના અભ્યાસક્રમમાં વિશ્વનાથની ન્યાયસૂત્રવૃત્તિ નિયત

---

૧. विप्रतिपत्तिरप्रतिपत्तिश्च निग्रहस्थानम् । न्यायद. अ. १, आ. २, सू. १९.

૨. આ વિષયની ચર્ચા અકલંકે અષ્ટશતીમાં અને વિદ્યાનંદીએ અષ્ટસહસ્રીમા સવિસ્તર કરી છે. જુઓ अष्टसहस्री પૃ. ૮૧. અકલંક અને વિદ્યાનંદીના એ શાસ્ત્રાર્થને હેમચંદ્રે સૂત્રબદ્ધ કરી તેની વિસ્તૃત ટીકા પણ લખી છે.

नाप्यसाधनाङ्गवचनादोषोद्भावने ॥ २-१-३५ ॥ स्वपक्षस्यासिद्धिरेव पराजयो नासाधनाङ्गवचनमदोषोद्भावनं च, यथाह धर्मकीर्ति.–' असाधनाङ्गवचनमदोषोद्भावनं द्वयोः । निग्रहस्थानमन्यत्तु न युक्तमिति नेष्यते ।।" प्रमाणमीमांसा पृ. ४२, द्वि. प. १५ વિશેષાર્થીએ આ ત્રણે ગ્રંથો સરખાવવા. અહીં વિસ્તારભયથી બધા પૂર્ણ ઉલ્લેખો ન આપી શકાય.

૩. असिद्धिः पराजयः ॥ प्रमाणमीमांसा २-१-३२; स निग्रहो वादिप्रतिवादिनो ॥ प्रमाणमीमांसा २-१-३३.

હોવાથી તેનો જ પઠનપાઠનમાં પ્રચાર છે. આ સ્થળે એમાંથી જ કથાપદ્ધતિને લગતા કેટલાક મુદ્દા ઉપરનું વર્ણન ટૂંકમાં આપવા ધાર્યું છે.

**કથાનું લક્ષણઃ**—તત્ત્વનિર્ણય અગર વિજયને લાયક એવી જે ન્યાયવાક્યયુક્ત વચનરચના તે કથા

**કથાના અધિકારીઓ**—જેઓ તત્ત્વનિર્ણય અગર વિજયને ઇચ્છતા હોય, સર્વજનસિદ્ધ અનુભવની અવગણના કરનાર ન હોય, સાંભળવા આદિ (સમજવા, બોલવા)ની ક્રિયામાં પટુ હોય, કલહકારી ન હોય, અને ચર્ચામા ઉપયોગી થાય તેવી પ્રવૃત્તિ કરવામા સમર્થ હોય તે કથાના અધિકારી થઈ શકે.

**વાદ, જલ્પ અને વિતણ્ડા એ ત્રિવિધ કથામાંથી ફક્ત વાદના અધિકારીઓ**—જેઓ તત્ત્વ (સત્ય)ના જિજ્ઞાસુ હોય, ચાલુ વિષયને લગતુ જ બોલનાર હોય, ઠગનાર ન હોય, વખતસર વિચારવાની સ્ફુરણાવાળા, ખ્યાતિ કે લાભની ઇચ્છા વિનાના અને યુક્તિયુક્ત વાતો સ્વીકારનાર હોય, તેઓ વાદ કરી શકે.

**સભાનું સ્વરૂપ અને તેની આવશ્યકતા**—જેમાં રાજા આદિ પ્રભાવશાલી વ્યક્તિ અનુવિધેય (શાસનકારી) હોય અને નિષ્પક્ષ સભ્યો હોય તે જ સભા ચર્ચાને યોગ્ય સમજવી. આવી સભા પણ વાદકથામા આવશ્યક નથી. કારણ એ કથા નિર્મત્સર વાદીઓ વચ્ચે ચાલે છે પણ મત્સરી વાદીઓ વચ્ચે ચાલતી જલ્પકથામાં તો તે આવશ્યક છે જ.

**ચર્ચાના ક્રમનું સ્વરૂપ**—સૌથી પહેલાં વાદી પોતાના પક્ષનો સાધક હેતુ મૂકે. બાદ આ હેત્વાભાસ નથી એમ કહી સામાન્ય રૂપે તેને જ અસિદ્ધ, વિરુદ્ધિ આદિ હેત્વાભાસ નથી એમ કહી વિશેષ રૂપે પોતાના પક્ષના દૂષણનો ઉદ્ધાર કરે. અહી સુધી પહેલી કક્ષા થઈ. ત્યાર બાદ વાદીએ કહેલું બધું પોતે સમજી ગયો છે એમ જણાવવા પ્રતિવાદી સભા વચ્ચે વાદીના બધા કથનનો અનુવાદ કરી જાય. અને વાદીને પરાજિત કરવાનુ કોઈ નિગ્રહસ્થાન ન જુએ તો છેવટે હેત્વાભાસ વડે વાદીના સાધનને દૂષિત કરી પોતાનો પક્ષ રજૂ કરે, અહીં સુધી બીજી કક્ષા થઈ. ત્યાર પછી ત્રીજી કક્ષામા આવી વાદી પ્રતિવાદીના બધા કથનનો અનુવાદ કરી જાય અને પોતાના પક્ષ ઉપર પ્રતિવાદીદ્વારા મુકાયેલ દૂષણનો ઉદ્ધાર કરે, તેમ જ બીજું કોઈ નિગ્રહસ્થાન ન જુએ તો છેવટે હેત્વાભાસ વડે પણ પ્રતિવાદીની સ્થાપનાનો દૂષિત કરે.

આ રીતે ત્રીજી કક્ષા પૂરી થાય. ત્યાર પછી સભામાં ચર્ચાનું હારજીત રૂપ પરિણામ પ્રકાશિત થાય.

**નિગ્રહ સ્થાનનો પ્રકાર**—અજ્ઞાન, અનનુભાષણ અને અપ્રતિભા, એ ત્રણ નિગ્રહસ્થાન અનુક્તગ્રાહ્ય એટલે ન બોલવાથી પ્રાપ્ત થાય તેવાં છે. અપ્રાપ્તકાળ, અર્થાન્તર, નિરર્થક, અપાર્થક એ ચાર નિગ્રહ–સ્થાન ઉચ્યમાન–ગ્રાહ્ય એટલે બોલતાં જ પકડાય તેવા છે. પ્રતિજ્ઞાહાનિ, પ્રતિજ્ઞાન્તર, પ્રતિજ્ઞાવિરોધ, પ્રતિજ્ઞાસંન્યાસ, હેત્વન્તર, અવિજ્ઞાતાર્થ, વિક્ષેપ, મતાનુજ્ઞા, ન્યૂન, અધિક, પુનરુક્ત, નિરનુયોજ્યાનુયોગ, અપસિદ્ધાન્ત એ તેર નિગ્રહસ્થાન ઉક્તગ્રાહ્ય એટલે બોલ્યામાંથી પકડાય તેવાં છે.

ઉપર કહેલ અનુક્તગ્રાહ્ય, ઉચ્યમાનગ્રાહ્ય અને ઉક્તગ્રાહ્ય એ વીસ નિગ્રહ-સ્થાનોનું વાદી ઉદ્ભાવન કરી વાદી પ્રતિવાદીને અગર પ્રતિવાદી વાદીને પરાજિત કરી શકે. જ્યારે આ વીસમાંથી એક પણ નિગ્રહસ્થાનના ઉદ્ભાવનનો સંભવ ન હોય ત્યારે વાદી કે પ્રતિવાદી સામેના પક્ષને હેત્વાભાસનું ઉદ્ભાવન કરે. પર્યનુયોજ્યોપેક્ષણ નિગ્રહસ્થાન તો વાદી કે પ્રતિવાદીદ્વારા ઉદ્ભાવિત થતું નથી, કારણ કે મધ્યસ્થ એવા સભ્યો વડે જ ઉદ્ભાવિત થઈ શકે છે.

---

# વિભાગ ૨

## નીલકણ્ઠદીક્ષિતનું કલિવિડમ્બન.

અપ્પદીક્ષિતના ભત્રીજા અને નારાયણ દીક્ષિતના પુત્ર નીલકણ્ઠદીક્ષિતે હૃદયહારી અનેક શતકો લખ્યાં છે. જેમાં એક કલિવિડમ્બન શતક પણ છે. આ શતકમાં જ્યોતિષી, નૈમિત્તિક, વૈદ્ય, માંત્રિક, પણ્ડિત, ધનિક આદિનો ખૂબ મનોરમ પરિહાસ કર્યો છે. તેમાં વાદીને પણ છોડ્યો નથી. એ વાદીનો પરિહાસ જાણવા યોગ્ય હોવાથી નીચે આપ્યો છે :

**न भेतव्यं न बोद्धव्यं न श्राव्यं वादिनो वचः ।**
**झटिति प्रतिवक्तव्यं सभासु विजिगीषुभिः ॥ १ ॥**

વિજયેચ્છુએ ડરવું નહિ, સમજવું નહિ, વાદીનું વચન સાંભળવું નહિ, અને જલદી જ સભામાં ઉત્તર આપી દેવો.

असंभ्रमा विलज्जत्वमवज्ञा प्रतिवादिनी (!)
हासो राज्ञः स्तवश्चेति पञ्चैते जयहेतवः ॥ २ ॥

સ્વસ્થતા, લજ્જાનો ત્યાગ, પ્રતિવાદીની અવજ્ઞા, હાસ્ય અને રાજસ્તુતિ એ પાંચ જયપ્રાપ્તિનાં નિમિત્તો છે.

उच्चैरुद्घोष्य जेतव्यं मध्यस्थश्चेदपण्डितः ।
पण्डितो यदि तत्रैव पक्षपातोऽधिरोप्यताम् ॥ ३ ॥

જો મધ્યસ્થ પંડિત ન હોય તો ઊંચે સ્વરે ઘોષણા કરીને અર્થાત્ ગુમરાણ કરી મૂકીને જય મેળવવો; અને જો મધ્યસ્થ પંડિત હોય તો તેના ઉપર પક્ષપાતનો આરોપ મૂકવો.

लाभो हेतुर्धनं साध्यं दृष्टान्तस्तु पुरोहितः ।
आत्मोत्कर्षो निगमनमनुमानेष्वयं विधिः ॥ ४ ॥

લાભ એ હેતુ, ધન એ સાધ્ય, પુરોહિત એ દૃષ્ટાન્ત; અને આત્મોત્કર્ષ એ નિગમન—(બસ) અનુમાનોમાં આ વિધિ છે.

+अलभ्यं शास्यमानेन तत्त्वं जिज्ञासुना चिरम् ।
जिगीषुणां ह्रियं त्यक्त्वा कार्यः कोलाहलो महान् ॥ ५ ॥

જયની ઇચ્છાવાળા વાદીએ શરમ છોડી મોટો કોલાહલ કરવો.

—પુરાતત્ત્વ, પુસ્તક ૩

+ 'अलास्यमानेन' इति 'अलभ्यं लज्जमानेन' इति च पाठः

# કરુણા અને પ્રજ્ઞામૂર્તિનું મહાપ્રસ્થાન"

## [૧]

બાપુજીના આખા જીવનની નાનીમોટી સમગ્ર પ્રવૃત્તિઓના પ્રેરક બે જ તત્ત્વો હતાં, એમ વિચાર કરનારને જણાયા સિવાય નહિ રહે. એ બેમાંનું પ્રથમ તત્ત્વ કરુણા અને બીજું પ્રજ્ઞા. પ્રાણીમાત્રમાં અને ખાસ કરીને મનુષ્યવર્ગમાં ઓછેવત્તે અંશે કરુણા હોય જ છે અને ગણ્યાગાંઠ્યા માણસોમાં પ્રજ્ઞા પણ હોય છે. પરંતુ બાપુજીની કરુણા અને તેમની પ્રજ્ઞા વિશ્વની વર્તમાન વિભૂતિઓ તેમ જ ભૂતકાળની વિભૂતિઓ કરતાં પણ સાવ નોખી તરી આવે છે. સાધારણ માણસો પોતાના સ્વલ્પ પણ દુ:ખને પચાવી નથી શકતા તેથી તેઓ પોતાનું દુ:ખ સમજવા અને તેને નિવારવા બનતું બધું જ કરી છૂટે છે. જ્યારે તેઓ બીજાના દુ:ખને પચાવી શકે છે. એટલે બીજાઓ દુ:ખી છે એમ જોવા છતાં તે દુ:ખ નિવારવા તેમની બુદ્ધિ જાગ-રિત થતી નથી. કેટલાક અસાધારણ કોટિમા આવે એવા સંતો બીજાના દુ:ખને, પોતાના દુ:ખની જ જેમ, પચાવી નથી શકતા, તેથી તેઓ પોતાનુ દુ:ખ નિવારવા માટે પ્રયત્ન કરે તેવી રીતે બીજાઓનુ દુ:ખ નિવારવા માટે પણ પ્રયત્ન કરે છે. પરંતુ એમ તો એ પ્રયત્ન અને એ તાલાવેલી મર્યાદિત હોય છે. કેમકે એ પ્રયત્ન અને એ તાલાવેલી પોતાના જીવનને ભોગે અગર પોતાના જીવનને હોડમા મૂકીને નથી સેવાતાં, જ્યારે બાપુજીનું માનસિક બંધારણ સાવ જુદા પ્રકારનુ હતુ તેઓ બીજા હરકોઈના દુ:ખને પોતાના અંગત દુ:ખની જેમ જ પચાવી શકતા નહિ તેથી તેઓ હરકોઈ દુ:ખીનું દુ:ખ જોતાં તેનુ કારણ શોધતા, તેને નિવારવાના ઇલાજો શોધતા અને તે ઇલાજોને અમલી રૂપ આપવા તથા અપાવવા એટલો બધો ઉગ્ર પ્રયત્ન અને ઉગ્ર તાલાવેલી સેવતા કે એને લીધે તેમનુ સમગ્ર જીવન અનેક વાર હોડમા મુકાતુ હોય એમ લાગતું.

બીજી એક રીતે વિચારીએ તોપણ બાપુજીની કરુણા બીજા કોઈની કરુણા કરતા જુદી કોટિની હતી એમ લાગે છે. ઘણા જણ એવા છે કે જેઓ બીજાનુ શારીરિક–આધિભૌતિક દુ:ખ જોઈ તેને સહી નહિ શકે અને તે દુ:ખને નિવારવા બનતું બધું કરી પણ છૂટે. વળી બીજા કેટલાક એવા

પણ કરુણાવંત હોય છે કે જેઓ બીજાના માનસિક–આધિદૈવિક દુઃખને આધિભૌતિક દુઃખ કરતાં વધારે અગત્ય આપી તેને નિવારવા ઉપર જ વધારે ભાર મૂકે છે. ત્રીજા વળી એવા પણ કરુણાવંત સંતો હોય છે કે જેઓ તૃષ્ણા જેવી વાસનાઓ કે જે સકળ દુઃખનુ મૂળ છે તેને જ ખરું–આધ્યાત્મિક દુખ લેખી તેના નિવારણ માટે પુરુષાર્થ કરે છે. પરંતુ બાપુજીની કરુણાને આવી કોઈ મર્યાદા ન હતી એમ તેમની આખી જીવનકથા કહે છે. બાપુજી હરકોઈનાં આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક દુઃખને નિવારવા માટે જ જાણે જન્મ્યા અને મૃત્યુને ભેટ્યા ન હોય. તેથી જ તેમની કરુણા મહાકરુણા કોટિની હતી એમ માનવું રહ્યું.

એમ તો કોઈ ને કોઈ જાતની પ્રજ્ઞા સાચા કવિઓ, લેખકો, કલાકારો અને સંશોધકોમાં હોય જ છે; પણ જેને યોગશાસ્ત્રમાં ઋતમ્ભરા તરીકે ઓળખાવવામાં આવી છે તેવી પ્રજ્ઞા પ્રજ્ઞાશાળી ગણાતા વર્ગમાં પણ મોટે ભાગે નથી જ હોતી. ઋતંભરા પ્રજ્ઞાની મુખ્ય ખાસિયત એ છે કે તે સત્ય સિવાય બીજા કશાને સંગ્રહી કે પચાવી નથી શકતી. અસત્યનો છાંટો કે અસત્યની છાયા પણ તે સહી કે જીરવી નથી શકતી. જ્યાં અસત્ય, અપ્રામાણિકતા કે અન્યાય જોવામાં આવે ત્યા તે પ્રજ્ઞા પૂર્ણ રૂપે ભભૂકી ઊઠે છે અને અન્યાયને મિટાવી દેવાના દૃઢ સંકલ્પમાં જ પરિણમે છે. બાપુજીની દરેક પ્રવૃત્તિ એમની ઋતંભરા પ્રજ્ઞાની સાબિતી છે, તેથી જ તેમની પ્રજ્ઞાને પણ મહાપ્રજ્ઞા કહેવી પડે છે.

પ્રશ્ન એ છે કે બાપુજી આપણા જ જેવું માટીનુ પૂતળુ હતા તેમનો શરીર–જન્મ પણ બીજાની પેઠે અમુક દેશ અને અમુક કુળમાં થયેલો. તેમ છતા બીજા કોઈમાં નહિ અનુભવાયેલ એવી મહાકરુણા અને મહાપ્રજ્ઞા તેમને સહજ રીતે ક્યાથી વરી? આનો ઉત્તર શરીર–જન્મમાંથી મેળવી નથી શકાતો. સંસ્કાર–જન્મ, ચિત્ત–જન્મ કે આત્મ–જન્મની વિચારણામા જ એ પ્રશ્નનો સહજ ઉત્તર મળી રહે છે. જન્મ–જન્માન્તરની સાધનાનુ સંચિત પરિણામ ન હોય તો બાલ્યકાળથી આવી કરુણા અને પ્રજ્ઞાનાં બીજો લાધવાં અસંભવ છે.

છેક નાની ઉમરનું બાપુજીનુ જીવન કહે છે કે તેમનામાં કરુણા અને પ્રજ્ઞાના સૂક્ષ્મ બીજો વિદ્યમાન હતાં. જેમ જેમ ઉમર, અભ્યાસ, અવલોકન અને જવાબદારીઓ વધતી ગઈ તેમ તેમ એ સૂક્ષ્મ બીજો ત્વરિત ગતિએ વિકસતાં અને ફાલતાં–ફૂલતા ગયા બીજાનુ દુખ નિવાર્યાં સિવાય અજંપો

વળવાની અને અન્યાયનો સામનો કર્યો વિના ચેન નહિ પડવાની એમની વૃત્તિએ એમને માટે એટલાં બધાં વિવિધ અને એટલાં બધાં મોટાં કાર્યક્ષેત્રો સર્જ્યાં કે કોઈ પણ એક માનવીના જીવનમાં ઇતિહાસે એવી ઘટના નોંધી નથી. કરુણા અને પ્રજ્ઞાનાં જન્મસિદ્ધ સૂક્ષ્મ બીજોએ માત્ર કબીરવડનું જ રૂપ ધારણ કર્યું ન હતું, પણ તેણે વિશ્વવટનુ રૂપ ધારણ કર્યું હતુ એમ તેમના છેલ્લા ઉપવાસો અને દિલ્હીમાં પ્રાર્થના વખતે થતાં પ્રવચનો જોતાં કહેવું જોઈએ.

કરુણા અને પ્રજ્ઞા એ આધ્યાત્મિક તત્ત્વો છે, શાશ્વત છે. એનો વિકાસ અને એની દૃશ્યમાન પ્રવૃત્તિ જો કે મર્યાદિત શરીરવાટે જ થાય છે, પણ તે તેટલા મર્યાદિત શરીરમાં સમાઈ નથી રહેતી. એનાં આંદોલનો અને એની પ્રતિક્રિયાઓ ચોમેર પ્રસરે છે. બાપુજીની કરુણા અને પ્રજ્ઞાનાં આંદોલનો માત્ર અમુક કોમ કે અમુક દેશ પૂરતાં જ રહ્યાં નથી, દુનિયાના દરેક ભાગમાં વસતી દરેક કોમમાં એના પડઘા પડ્યા છે અને તેથી જ આખી દુનિયા આજે આંસુ સારી રહી છે.

જો કે બાપુજીનુ શરીર વિલય પામ્યુ છે, પણ તેમની મહાકરુણા અને મહાપ્રજ્ઞા ઊલટાં વધારે વિકાસ પામી વિશ્વવ્યાપી બન્યાં છે. સઘળા માનવમાં વસતા જીવનતત્ત્વની અંદર જે બ્રહ્મ અથવા જે સચ્ચિદાનંદનો અંશ શુદ્ધ રૂપે વાસ કરે છે તે જ સકળ જીવધારીનો અંતરાત્મા છે. બાપુજી વિદેહ થયા એટલે બ્રહ્મભાવ પામ્યા. આનો અર્થ એ છે કે એમની કરુણા અને પ્રજ્ઞાના વિકસિત ફણગાઓ અનેકના અંતરાત્માના ઊંડાણમા રોપાઈ ગયા અને એકરસ થઈ ગયા.

બાપુજીની કૃશ કાય ક્યાં? તેમની પળેપળની વિવિધ પ્રવૃત્તિઓ, મતિ મૂંઝવી નાખે એવી જવાબદારીઓ અને જટિલ સમસ્યાઓ ક્યાં? છતાં એ બધો ભાર સૂતા અને જાગતાં બાપુજી પ્રસન્ન વદને હોંસભેર ઊંચકતા તે કોને બળે? આ પ્રશ્નનો ઉત્તર એમની કરુણા અને પ્રજ્ઞાના વિકાસમા રહેલો છે. તેમણે કરુણા અને પ્રજ્ઞાની જે એકધારી ઉપાસના કરી, જે આધ્યાત્મિક જીવન ખીલવ્યું, જે બ્રહ્મતત્ત્વ અનુભવ્યું, જે અન્ય જીવાત્માઓ સાથે તાદાત્મ્ય સાધ્યુ, તેણે જ એમને પ્રવૃત્તિઓ અને જવાબદારીઓનો ગોવર્ધન ઉઠાવવાની તાકાત અર્પી. ગાંધીજીની સદા જીવતી જીવનગાથા જ ઇશ્વર અને આધ્યાત્મિક તત્ત્વના બળનો જાજ્વલ્યમાન પુરાવો છે. પણ આધ્યાત્મિક તેજ સૂર્યના તેજની પેઠે ગમે તેટલું પ્રકાશમાન અને જાજ્વલ્યમાન હોય છતાં

દૃષ્ટિવિહીન અંધને માટે તે કશા કામનું નથી. ઊલટું એવા તેજથી અંધ દૃષ્ટિ વધારે ગૂંગળાય છે. આથી જ તો બાપુજીની દુઃખોદ્ધારની અને અન્યાય-પ્રતીકારની વૃત્તિ જેમ જેમ ઉગ્ર બની તેમ તેમ આધ્યાત્મિક દૃષ્ટિવિહોણા અંધ વધારે મૂંઝાયા અને રોષે ભરાયા. પણ એ રોષ બહુ તો દેહને હણી શકે. કરુણા અને પ્રજ્ઞાને તો તે સ્પર્શી પણ ન શકે. જે મહાકરુણા અને જે ઋતંભરા પ્રજ્ઞા થોડો વખત પહેલાં એક મર્યાદિત દેહની વાટે કામ કરી રહી હતી, તે કરુણા અને પ્રજ્ઞા પોતાને અવલંબન આપનાર કૃશ કાયનો અંત થતાં માનવતાના મહાદેહમાં સમાઈ ગઈ,—તેમાં વસતા અંતરાત્માનાં શુદ્ધ તત્ત્વોને સ્પર્શી તે પોતાનું કામ સદા અનંતમુખે જારી રાખશે એમાં શંકા નથી સૂર્ય અસ્ત થાય ત્યારે તેનો નાશ નથી થતો, માત્ર તે અન્યત્ર પ્રકાશે છે; તેમ બાપુજીની કરુણા અને પ્રજ્ઞા હવે એ કૃશકાય દ્વારા ન પ્રકાશતાં માનવતાની વિરાટ કાયા દ્વારા પ્રકાશવાની જ. માનવતાનો વિરાટ દેહ જ એમની કરુણા—પ્રજ્ઞાનું તેજ વહન કરવા જાણે સમર્થ ન હોય અને તે માટે જ જાણે તે એમાં એકરસ થઈ ગઈ ન હોય—એમ ઘટનાક્રમ અને બાપુજીની નિર્ભયતા જોતાં લાગે છે. હવે આપણે અંતરાત્મામાં એમની કરુણા અને પ્રજ્ઞાના અંશો ઝીલીને જ ખરી શ્રદ્ધાંજલિ અર્પી શકીએ.

—સંસ્કૃતિ

---

* મેં તા ૧૨-૨-'૪૮ને દિવસે ગુજરાત વિદ્યાપીઠમાં બાપુજીના શ્રાદ્ધપ્રસંગે મળેલ પ્રાર્થનાસભામાં આપેલ ભાષણ.

# અંતે આશ્વાસન કોનાથી મળે છે?

[૨]

બાપુજી બ્રહ્મભાવ પામ્યાને આટલા દિવસ વીત્યા પણ આપણાં આંસુ બંધ પડતાં નથી, રુદન અટકતુ નથી રેડિયો ઉપર કોઈની આપેલી અંજલિ સાંભળીએ અગર કોઈ પણ પ્રકારનુ છાપુ સાંભળીએ,–પછી ભલે દૈનિક, સાપ્તાહિક, માસિક કે અન્ય પ્રકારનું હોય, કોઈ પણ ભાષાનુ હોય, કોઈ પણ કોમ, પંથ કે રાષ્ટ્રનુ હોય,–તો તેમાંથી બાપુજીના નિધનથી વ્યાપેલ શોકને જ વાંચીએ છીએ અને વાંચતાંવેત જ આપણું હૃદય ભરાઈ આવે છે. કોઈ બીજાને દિલાસો આપનાર બાકી રહેતુ જ નથી. આવું રુદન અદ્વૈત જગતે એના ઇતિહાસમાં કદી પણ જોયું હોય તેમ જાણમાં નથી.

આવું મહારુદન શા માટે? ઉતર મળે છે કે મહાકરુણાનો વિયોગ પડ્યો છે. બાપુજીની કરુણા કોઈ પણ સંત કે મહંતની કરુણા કરતાં નોખા જ પ્રકારની હતી. ત્રિવિધ દુઃખના તાપથી તપી રહેલ માનવતાને શાન્તિ આપવા માટેની તેમની ધગશ અને તેમના પ્રયત્નો એ પણ જગતે આજ સુધી નહિ જોયેલ એવી જ વસ્તુ છે. એનું વર્ણન કરવા માટે બુદ્ધિ અને વાણીનાં સાધનો सर्वमिदमत्यल्प भवति–એ ન્યાયે અલ્પમાત્ર બની જાય છે, અધૂરાં પડે છે.

જ્યારે હિજરતીઓને કોઈ આશ્વાસન કે દિલાસો આપવા અશક્ત હોય, જ્યારે અપહૃત સ્ત્રીઓને કોઈ પણ ખૂણામાંથી ઉદ્ધારની આશાનું કિરણ ન દેખાતું હોય, જ્યારે કોઈ પણ એક વર્ગ ઉપર તેના વિરોધી વર્ગ દ્વારા અકથ્ય સતામણી ચાલી રહી હોય, અને જ્યાં સરકારો કે બીજા શુભેચ્છકોના કોઈ પણ પ્રયત્નો કારગત ન થતા હોય ત્યાં તે દરેક દુ.ખીને પોતાના અંગત ચરિત્રબળ કે તપસ્યાબળથી રાહતનો દમ કોણ ખેંચાવતું? એ તો બાપુજીની જીવતી અને અવિશ્રાન્ત કામ કરતી કરુણા જ હતી બાપુજી અમારા માટે કાંઈક કરશે જ એવી ખાતરી દરેક દુઃખીને દિલાસો આપતી.

અને બાપુજીનો દુઃખની મહાહોળી ઠારવાનો પ્રયત્ન પણ કેવો અદ્‌ભુત? નોઆખલીમાં વર્તેલ કાળા કેરના અગ્નિને તેઓની કરુણા એક રીતે ઠારે તો કલકત્તામાં વર્તેલ હત્યાકાંડને બીજી રીતે. બિહારમા સળગેલી હોળીને એક

રીતે શમાવે તો દિલ્હીના મહાદાવાનળને બીજી રીતે. આગમાં રહીને આગ બૂઝવવાના પ્રયત્નો ચાલુ હોય ત્યારે પણ પાકિસ્તાનના દૂર દૂરના ભાગોમાં સળગી રહેલ જ્વાળાને કેવી રીતે શમાવવી, એની સક્રિય વિચારણાઓ પણ એકસરખી ચાલતી હોય. આવું મહાકરુણાનું વિરાટ દૃશ્ય શું જગતે કદી જોયું હતું? તેથી જ તો આજ બધા રડી રહ્યા છે, સહુને અનાથતા લાગે છે,—પછી ભલે તે ગમે તેવો સમૃદ્ધ કે શૂર હોય, અગર નમ્ર સેવક કે મહાન અધિકારી હોય,—એમ લાગે છે કે જે કામ આપણા ગજાની બહારનું હતું અને છે, તે કામને એક જ માણસ પોતાની સૂઝથી પહોંચી વળતો આ લાગણી જ સૌને રડાવી રહી છે.

હિંદુસ્તાનની બહારના સમજદાર લોકો પણ એમ માનતા કે આપણા વિશ્વશાંતિના પ્રયત્નો રેતી ઉપરના મહેલ જેવા છે. એ પ્રયત્નો પાછળ કોઈ નક્કર ભૂમિ નથી. વિશ્વશાન્તિ માટે જે નક્કર ભૂમિ જોઈએ તે કોઈને સમજાતી નથી અને સમજાય તો તે અવ્યવહારુ લાગતી, એવે વખતે આવી નક્કર ભૂમિકા સુઝાડનાર અને તેને એકલે હાથે વ્યવહારુ સિદ્ધ કરી બતાવનાર પુરુષને હિંદે જન્મ આપ્યો છે, એ જ કયારેક ક્લેશકલહથી ટેવાયેલ માનવતાને સ્થાયી શાન્તિના સંસ્કારો પૂરા પાડશે. આવો આશાસ્તંભ પડે ત્યારે તેઓ કેમ ન રડે? અને આપણે જોઈએ છીએ કે હજી રુદન કરતાં કોઈ થાકતુ નથી.

જો બાપુજી મહાન કરુણાની વિરાટ મૂર્તિ હોય તો તેમના વિયોગનું દુઃખ તેથીયે પણ વિરાટ હોય જ. આ ઉપરાંત બીજા કારણે પણ આપણા દુઃખમાં વૃદ્ધિ થાય છે

આપણે જાણતા હતા કે સૉક્રેટિસની હત્યા ગ્રીકોને હાથે થાય, ક્રાઇસ્ટની હત્યા જ્યૂ લોકોને હાથે થાય, પણ હિંદુ માનસ તો એમના જેવા મહાસંત કે ઋષિ કે તપસ્વીના ખૂનનો વિચાર સુદ્ધાં કરી શકે નહિ. હિંદુ માનસના આવા ગૌરવથી આપણુ મન ઉન્નત હતું. રાજલોભના કારણે અને બીજાં કારણોએ હિંદુ જાતિમાં પણ અનેક ખૂનો થયાં છે પણ કોઈ સાચા તપસ્વી કે સાચા સંતનું ખૂન તેના કટ્ટરમાં કટ્ટર વિરોધી હોય એવા હિંદુને હાથે કદી પણ થયું નથી. હિંદુ માનસમાં આવો જે ભવ્યતાનો અને ધર્મનો ઊંડો સંસ્કાર હતો તે સંસ્કારના લોપથી—તેને લાગેલ કલંકથી આખું હિંદુ માનસ જાણે શરમાઈ ગયું છે અને એ જ ઊંડી શરમ પણ તેનાં આંસુની વાટે જાણે વહી રહી છે.

હિંદુ કલ્પના પ્રમાણે માનવતારૂપ પુરુષનુ મુખ બ્રાહ્મણ. બ્રાહ્મણ મુખ બન્યો તે એના ગુણોને કારણે કયા ગુણો? શું ઘાતકતાના? નહિ, નહિ, કદી નહિ નરમેધ–પશુમેધ–ની પ્રાકૃત ભૂમિકામાંથી બ્રાહ્મણ ક્યારનો ય ઊંચે ચઢ્યો હતો અને તેણે તો યજ્ઞમાં પિષ્ટમય પશુને સ્થાન આપી અહિંસાની ઉચ્ચ ભૂમિકા પણ સિદ્ધ કરી હતી. એણે सर्वभूतहिते रत:નો પાઠ પણ સૌને શીખવવા માંડ્યો હતો. એ બ્રાહ્મણ સર્વ ભૂતોના હિતમાં દરેક રીતે રત થયો હતો. એનું જીવન તન્મય થયુ હતું. આવા બ્રાહ્મણત્વને કલંકિત કરનાર કોઈ એક પણ બ્રાહ્મણ વ્યક્તિમાં કે નાનામોટા તેવા વર્ગમાં કેમ સંચર્યો હશે? શુ હિંદુત્વ અને બ્રાહ્મણત્વનો હવે શતમુખ વિનિપાત શરૂ થયો હશે કે જેથી તે सर्वभूतहिते રતની જ હત્યાનો સંકલ્પ કરે? મહાકરુણાનુ અવસાન કરવાનો સંકલ્પ પણ મહાન એ ખરું, પણ એ સંકલ્પ ક્રૂર અને કઠોર હોઈ અનાર્ય જ હોવાનો. અને જો પુરુષના મુખસ્થાને વિરાજવા લાયક ગણાયેલ બ્રાહ્મણમાં અને તે પણ ચિત્તને પાવન કરવાની ખ્યાતિ પામેલ બ્રાહ્મણ-વંશમાં તેવો અનાર્ય સંસ્કાર ઉદ્ભવે તો પછી હિંદુજાતિ અને બ્રાહ્મણશ્રેષ્ઠ માટે કયુ સારુ તત્ત્વ બચવા પામ્યુ ગણાય? આ વિચારથી પણ સમજદારો કકળી ઊઠે છે અને આંસુ ખાળી શકતા નથી.

હવે દિલાસો કોણ આપશે?—એ જ એકમાત્ર આપણી ઝંખના છે. જે દિલાસો આપવા આવે તે જ દિલગીરી, ગમગીની અને શોકનો ભોગ બને છે. પ્રસન્ન વદને અને હિમ્મતભરેલ હૃદયે આવીને કોઈ આશ્વાસન આપે એવુ નજરે નથી પડતુ. ત્યારે પણ છેવટે બાપુજી જ પોતાના વિયોગથી કકળી ઊઠેલ દુનિયાને આશ્વાસન આપતા દેખાય છે જાણે બાપુજી અદૃશ્ય રહી સહુને એકસરખી રીતે કહેતા ન હોય કે તમે શુ મને નથી ઓળખ્યો? અને ઓળખ્યો હોય તો રડો છો કેમ? શુ હુ ક્યારેય રડ્યો હતો? શુ મેં તમને પ્રસન્ન વદને કર્તવ્ય કરવા અને મરી ફીટવા નથી કહ્યું? મેં જે તમને કહ્યું હતુ તે જ જો મેં આચર્યું છે એમ તમને લાગતુ હોય અને તમે મારા ઉપર એવો જ વિશ્વાસ ધરાવતા હો તો પછી રડો છો શાને? ગળગળા થાઓ છો શાને? રડવુ, દીન બનવુ, અનાથતા અનુભવવી એ ગીતામાં કે કોઈ પણ ધર્મશાસ્ત્રમાં વર્જ્ય જ મનાયું છે; તો તમે મને શ્રદ્ધાંજલિ આપનાર બધા બહાદુર બનો અને સત્ય તેમ જ કરુણાનુ આચરણ કરવાના મૃત્યુજયી યુદ્ધમાં ખપી જાઓ.

# ગાંધીજીનો જીવનધર્મ

## [૩]

**જેમ** ગાંધીજી એક પણ હિંદીની આર્થિક, સામાજિક કે રાજકીય બાબતમાં ગુલામી સહી શકતા નથી અને તેથી જ તેઓ જેમ સમગ્ર હિંદની સ્વાતંત્ર્યસિદ્ધિ અર્થે જીવનમાં એક એક શ્વાસ લે છે, તેવી જ દેશની ગુલામી પ્રત્યે વૃત્તિ ધરાવનાર અને દેશની એકમાત્ર પૂર્ણ સ્વતંત્રતા માટે જ દીક્ષા લીધી હોય એવા બીજા પણ અનેક દેશનાયકો અત્યારે આ હિંદમાં જેલની બહાર અને જેલમાં છે. હિંદ બહારના મુલકો તરફ દષ્ટિપાત કરીને વિચારીએ તોપણ ગાંધીજીની જેમ પોતપોતાના રાષ્ટ્રની સ્વતંત્રતા જતી ન કરવા, તેને સાચવવા તેમ જ વિકસાવવાની આ નખશિખ લગનીવાળા સ્ટેલિન, હિટલર, ચર્ચિલ કે ચાંગ કાઈ શૈક જેવા અનેક રાજપુરુષો, આપણી સન્મુખ ઉપસ્થિત થાય છે. તેમ છતા હિંદ કે હિંદ બહારના બીજા કોઈ પણ નેતાનુ જીવન આપણને તેના જીવનમાં કયો ધર્મ ભાગ ભજવે છે, એવો વિચાર કરવા પ્રેરતુ નથી; જ્યારે ગાંધીજીની બાબતમાં તેથી સાવ ઊલટું છે. ગાધીજીની પ્રવૃત્તિ ગ્રામ્ય ઉદ્યોગોને પગભર કરવાની હોય કે પશુ-પાલન, ખેતીવાડી, ગ્રામ સુધરાઈ, સામાજિક સુધાર, કોમી એકતા કે રાજકીય સ્વતંત્રતા વિષેની હોય; તેઓ લખતા હોય કે બોલતા હોય, ચાલતા હોય કે બીજુ કાંઈ પણ કામ કરતા હોય ત્યારે આપણે તેમની બધી જ પ્રવૃત્તિમાં લૌકિક લાભાલાભની દષ્ટિએ તોલ બાંધવા ઉપરાંત એક બીજા પણ રહસ્ય વિષે વિચાર કરવા પ્રેરાઈએ છીએ. અને તે રહસ્ય એટલે ધર્મનું-

**કયો ધર્મ શક્તિ સીંચે છે**

વિચારક પોતે ખરો ધાર્મિક હોય કે નહિ તેમ છતાં ગાંધીજીની જીવનકથા વાંચીને કે તેમનુ જીવન પ્રત્યક્ષ નિહાળીને તેના મનમાં તેમના જીવનગત ધર્મ વિષે અનેક પ્રશ્નો ઉદ્દભવે છે. તે એમ વિચારે છે કે ચોવીસે કલાક પ્રવૃત્તિમા સંપૂર્ણપણે ડૂબેલ આ માણસનુ જીવન ધાર્મિક હોઈ શકે કે નહિ? અને જો ધાર્મિક હોય તો એના જીવનમાં કયા ધર્મને સ્થાન છે? ભૂખંડ ઉપરના બધા જ પ્રસિદ્ધ ધર્મોમાંથી કયો ધર્મ એ પુરુષના જીવનમાં સંજીવની શક્તિ અર્પી, પ્રવૃત્તિમાં નિવૃત્તિ સધાવી નિવૃત્તિમાં પ્રવૃત્તિનુ રસાયન ઘોળી રહ્યો છે?

બહાર અન્ય ધર્મોને અવલંબી ખાસ ચર્ચા કરી ન શકું. હું પોતે સ્વતંત્ર દૃષ્ટિથી એમ મક્કમપણે માનું છું કે ગાંધીજીના જીવનમાં ઊગેલો, વિકસેલો અને વ્યાપેલો ધર્મ એ કોઈ આ કે તે સંપ્રદાયનો ધર્મ નથી. પણ તે બધા સંપ્રદાયોથી પર અને છતાં બધા જ તાત્ત્વિક ધર્મોના સારરૂપ છે કે જે તેમના પોતાના વિવેકી સાદા પ્રયત્નથી સધાયેલ છે.

ગાંધીજીનો ધર્મ કોઈ એક સંપ્રદાયમાં સમાતો નથી, પણ એમના ધર્મમાં બધા સંપ્રદાયો સમાઈ જાય છે, આ વિધાનને મધુકર દૃષ્ટાંતથી વધારે સારી રીતે સમજાવી શકાય. આંબલી અને આંબા, બાવળ અને લીંબડો, ગુલાબ અને ચંપો જેવા એક બીજાથી વિરુદ્ધ રસ અને ગંધવાળાં પુષ્પો અને પત્રો ઉત્પન્ન કરનાર વૃક્ષો જ્યાં હોય ત્યાં ભ્રમર એ બધાંમાંથી જુદો જુદો રસ ખેંચી એક મધપૂડો તૈયાર કરે છે. મધુપટલની સ્થૂળ રચના અને તેમાં સંચિત થતા મધુરસમાં તે દરેક જાતનાં વૃક્ષોના રસનો ભાગ છે પણ તે મધ નથી હોતું આંબલીની પેઠે ખાટું કે આંબાની પેઠે ખાટું તૂરું. તે નથી હોતુ લીબડા જેવુ કડવુ કે નથી હોતું બાવળના રસ જેવું. તે નથી હોતું ગુલાબના રંગ કે સ્વાદવાળું અગર તો ચંપાના રંગ કે સ્વાદવાળુ. મધ એ ત્યા રહેલી વૃક્ષ–વનસ્પતિની સામગ્રીમાંથી નિષ્પન્ન ભલે થયુ હોય પણ તેમાં મધુકરની ક્રિયાશીલતા અને પાચનશક્તિનો ખાસ હાથ હોય છે. મધુકર ન હોય અને બીજા કોઈ યંત્રથી કે બીજી રીતે તેમાંથી રસ ખેંચે તો તે બીજું ગમે તે હશે, છતાં તે મધુર તો નહિ જ હોય. જો કે એ મધ વિવિધ વૃક્ષ–વનસ્પતિઓના રસમાંથી તૈયાર થયેલું છે છતાં મધની મીઠાશ કે તેનુ પથ્યપોષક તત્ત્વ એ એકે વનસ્પતિમાં નથી. વિવિધ વનસ્પતિ–રસો ઉપર મધુકરની પાચક–શક્તિએ અને ક્રિયાશીલતાએ જે અસર ઉપજાવી તે જ મધુરૂપે એક અખંડ સ્વતંત્ર વસ્તુ બની છે. તે જ રીતે ગાધીજીના જીવનવહેણમા જુદા જુદા ધર્મસ્રોતો ભલે આવીને મળ્યા હોય, પણ તે બધા સ્રોતો પોતાનુ નામરૂપ છોડી તેમના જીવન-પટલમાં મધુરતમ રૂપે એક નવીન અને અપૂર્વ ધર્મસ્વરૂપમા ફેરવાઈ ગયા છે. કારણ કે ગાધીજીએ તે તે ધર્મના તત્ત્વો પોતાના જીવનમાં ઉધાર લીધેલાં નથી કે આગંતુક તરીકે ગોઠવ્યાં નથી. પણ એમણે એ તત્ત્વોને પોતાના વિવેક અને ક્રિયાશીલતાથી જીવનમાં પચાવી તેમાંથી પરસ્પર કલ્યાણકારી એક નવું જ ધાર્મિક દૃષ્ટિબિંદુ નિપજાવ્યું છે. ગાંધીજી વેદોને માનશે પણ વેદાનુસારી યજ્ઞો નહિ કરે. તેઓ ગીતાનો સાથ નહિ છોડે

[illegible] દૂર દૂરગામાં નહિ માને. તેઓ કુરાન ને આદર [illegible] નહિ માને તેઓ બાઈબલનો પ્રેમધર્મ સ્વીકારશે [illegible]. તેઓ સાંખ્ય, જૈન અને બૌદ્ધોના [illegible] જગતરૂપ મિથિલા કે માનવરૂપ મિથિલા દુઃખા-[illegible] ત્યારે મહાભારત અને બૌદ્ધજાતકના [illegible] જૈનોના નમિરાજર્ષિની પેઠે 'મારું કશું જ [illegible]' એમ કહી એ બળતી મિથિલાને છોડી એકાન્ત અરણ્યવાસમાં નહિ જાય.

## જૈન વલણથી જુદી અહિંસા

કેટલાક એમ માને છે કે ગાંધીજીનો નિરામિષ ભોજનનો આગ્રહ એ તેમની જૈન સાધુ પાસેથી લીધેલ પ્રતિજ્ઞાનું પરિણામ છે અને તેમનો અહિંસા વિષેનો ખ્યાલ શ્રીમદ રાજચંદ્રની સોબતનું પરિણામ છે. તેથી ગાંધીજીનાં દૃષ્ટિબિંદુ મુખ્યપણે જૈન ધર્મપ્રધાન છે. હું એ પ્રતિજ્ઞા અને સંસર્ગની અસર કબૂલ રાખું છું, પણ તેમ છતાં એમ માનુ છુ કે ગાંધીજીનું અહિંસાપ્રધાન વલણ એ અહિંસાના જૈન વલણથી જુદું જ છે. ગાંધીજીને પ્રતિજ્ઞા આપનાર કે લેવડાવનાર આજે જીવિત હોય તો તેઓ ગાંધીજીના નિરામિષ ભોજનના આગ્રહથી પ્રસન્ન જરૂર થાય પણ સાથે જ ગાંધીજીને એમ માનતા જુએ કે ગાય અને ભેંસ વગેરે પશુઓનું દૂધ તેમનાં વાછરડાં કે પાડાના મોઢેથી છીનવી પી જવું એ સ્પષ્ટ હિંસા જ છે, તો તેઓ જરૂર એમ કહે કે આવી તે કાંઈ અહિંસા હોય! શ્રીમદ રાજચંદ્ર જીવિત હોય અને ગાંધીજીને અશસ્ત્રપ્રતિકાર કરતા જુએ તો સાચે જ તેઓ પ્રસન્ન થાય, પણ જો તેઓ ગાંધીજીને એવું આચરણ કરતા, માનતા કે મનાવતા જુએ કે જ્યારે કોઈ પશુ મરવાના અસહ્ય સંકટમાં હોય, બચાવ્યું બચે તેમ ન હોય ત્યારે તેને ઈંજેકશન વગેરેથી પ્રાણમુક્ત કરવામાં પણ પ્રેમધર્મ અને અહિંસા સમાયેલ છે તો તેઓ ગાંધીજીની માન્યતા અને આચરણને કદી જૈન–અહિંસા તો નહિ જ કહે. તે જ રીતે શ્રીમદ રાજચંદ્ર હડકાયા કૂતરાને મારવાના વલણનું અગર ખેતીવાડીનો નાશ કરનાર વાંદરાઓના વિનાશના વલણનું સામાજિક અહિંસાની દૃષ્ટિએ સમર્થન કરતા ગાંધીજીને ભાગ્યે જ જૈન–અહિંસાના પોષક માને. ગાંધીજીના જીવનમાં સંયમ અને તપનું બહુ ઊંચું સ્થાન છે. જે જૈન ધર્મના ખાસ અંગ ગણાય છે. અનેકવિધ કડક નિયમોને પચાવી

ગયેલ અને લાંબા ઉપવાસોની હારમાળામાં નામ કાઢનાર ગાંધીજીના સંયમ અને તપને જૈન સંયમ કે તપરૂપે ભાગ્યે જ કોઈ માનશે. કોઈ પણ જૈન–ત્યાગી સાધુ કરતાં બ્રહ્મચર્યનું સર્વદેશીય મૂલ્યાંકન વધારે કરવા છતાં જ્યારે ગાંધીજી કોઈનાં લગ્ન જાતે જ કરાવી નવદંપતીને આશીર્વાદ આપતા હશે, અગર તો કોઈ વિધવાને સૌભાગ્યનું તિલક કરાવતા હશે કે કોઈના છૂટા-છેડામાં સંમતિ આપતા હશે, ત્યારે હું ધારું છુ કે ભાગ્યે જ કોઈ એવો જૈન હશે જે ગાંધીજીના બ્રહ્મચર્યને પૂર્ણ બ્રહ્મચર્ય માનવા તૈયાર હોય. ગાધીજી ગમે તેટલા લાબા ઉપવાસો કરે પણ તેઓ લીંબુનું પાણી લે અગર તો તે ઉપવાસો આત્મશુદ્ધિ ઉપરાંત સામાજિક શુદ્ધિ અને રાજકીય પ્રગતિનું પણ અગ છે એમ સાચા દિલથી માને–મનાવે ત્યારે એમના એ કિંમતી ઉપવાસોને પણ જૈનો ભાગ્યે જ જૈનતપ કહેશે.

### અહિંસા અને સયમ તત્ત્વો

પરંપરાગત જૈન ધર્મનો ઉદાર દૃષ્ટિએ અભ્યાસ કરનાર પણ કોઈ વિચારક જ્યારે ગાંધીજીના જીવનધર્મ વિષે મુક્ત મને વિચાર કરે છે ત્યારે તે એટલું સત્ય સ્વીકારી લે છે કે ગાંધીજીનો જીવનવ્યવહાર અહિંસા અને સંયમના તત્ત્વો ઉપર પ્રતિષ્ઠિત છે અને પ્રામાણિકપણે જૈન ધર્મને આચરનાર ભૂતકાલીન કે વર્તમાનકાલીન પુરુષોનો આચાર–વ્યવહાર પણ અહિંસા સયમમૂલક છે આ રીતે તો તે વિચારક એમ માની જ લે છે કે જૈન ધર્મનાં પ્રાણભૂત અહિસા, સંયમ અને તપ ગાંધીજીના જીવનમાં કામ કરી રહ્યાં છે પણ આથી આગળ વધી જ્યારે તે વિચારક વિગતોનો વિચાર કરે છે ત્યારે તેને ખરેખરી મૂંઝવણ ઊભી થાય છે ગાંધીજીની અનેકમુખી પ્રવૃત્તિઓમાં તે જે રીતે અહિસાનો અમલ થતો જુએ છે, અને ઘણીવાર પરસ્પર વિરુદ્ધ દેખાય એવાં વિધાનો તેમ જ આચરણો અહિંસાને નામે થતાં તે ગાંધીજીના જીવનમા નિહાળી જૈન પરંપરામાં પ્રથમ માન્ય થયેલી અને અત્યારે પણ મનાતી આચરણાઓ સાથે સરખાવે છે ત્યારે તેનું ઉદાર ચિત્ત પણ પ્રામાણિકપણે એવી શંકા કર્યા વિના રહી શકતુ નથી કે જો સિદ્ધાંતરૂપે અહિંસા અને સંયમનુ તત્ત્વ એક જ હોય તો તે યથાર્થ ત્યાગી હોય એવા જૈનના જીવનમા અને ગાંધીજીના જીવનમાં તદ્દન વિરોધી-પણે કામ કેવી રીતે કરી શકે? વિચારકનો આ પ્રશ્ન નિરાધાર નથી. પણ જો એનો સાચો ઉત્તર મેળવવો હોય તો આપણે કાંઇક વિશેષ ઊંડાણમાં ઊતરવું પડશે.

## દૃષ્ટિબિંદુનું સામ્ય

જૈનધર્મનું દૃષ્ટિબિંદુ આધ્યાત્મિક છે, અને ગાંધીજીનું દૃષ્ટિબિંદુ પણ આધ્યાત્મિક છે. આધ્યાત્મિકતા એટલે પોતામાં રહેલ વાસનાઓની મલીનતા દૂર કરવી તે. બહુ પ્રાચીનકાળના તપસ્વી સંતોએ જોયું કે કામ, ક્રોધ, ભય આદિ વૃત્તિઓ જ મલીનતાનુ મૂળ છે અને તે જ આત્માની શુદ્ધતાને હણે છે, તેમ જ શુદ્ધતા મેળવવામાં વિઘ્નો નાખે છે. તેથી તેમણે એ વૃત્તિઓના ઉન્મૂલનનો માર્ગ લીધો. એવી વૃત્તિઓનું ઉન્મૂલન કરવું એટલે કે પોતામાં રહેલ દોષોને દૂર કરવા. એવા દોષો તે હિંસા અને તેને પોતામાં સ્થાન લેતા રોકવા તે અહિંસા. એ જ રીતે એવા દોષોમાંથી ઉદ્ભવનારી પ્રવૃત્તિઓ તે હિંસા અને એવી પ્રવૃત્તિઓનો ત્યાગ તે અહિંસા. આમ અહિંસાનો મૂળમાં દોષત્યાગરૂપ અર્થ હોવા છતાં તેની સાથે તન્મૂલક પ્રવૃત્તિઓનો ત્યાગ એ બીજો અર્થ પણ સંકળાઈ ગયો. જેઓ પોતાની વાસનાઓ નિર્મૂળ કરવા ઇચ્છતા હોય તેઓ એવી વાસનાઓનો જેમાં જેમાં સંભવ હોય એવી પ્રવૃત્તિઓનો પણ ત્યાગ કરતા. આ સાધના કંઈ સહેલી ન હતી. તેવી લાંબી સાધના માટે અમુક દુન્યવી પ્રપંચોથી મુક્ત થવુ અનિવાર્ય હતુ; એટલે દુન્યવી પ્રવૃત્તિઓથી અલગ થઈ આધ્યાત્મિક સાધના કરવાની પ્રથા પડી દેખીતી રીતે જ આ સાધનાનો હેતુ મૂળમા દોષોથી નિવૃત્ત થવાનો અને ગમે તેવે પ્રસંગે પણ દોષોથી અલિપ્ત રહી શકાય એટલુ બળ કેળવવાનો હતો. અહિંસાની પ્રાથમિક અને મુખ્ય નિવૃત્તિ સિદ્ધ કરવા જે જે સયમના અને તપના બીજા અનેક પ્રકારો અસ્તિત્વમા આવ્યા તે બધા મોટે ભાગે નિવૃત્તિલક્ષી જ યોજાયા અને તેથી અહિંસા, સંયમ કે તપની બધી વ્યાખ્યાઓ મોટે ભાગે નિવૃત્તિલક્ષી ઘડાઈ. બીજી બાજુ આધ્યાત્મિક શુદ્ધિની સાધના માત્ર વ્યક્તિગત ન રહેતાં તેણે સંઘ અને સમાજમા પણ સ્થાન લેવા માંડ્યું જેમ જેમ તે સંઘ અને સમાજના જીવનમાં પ્રવેશતી ગઈ તેમ તેમ તે વિસ્તરતી ગઈ, પણ ઊંડાણ ઓછુ થતુ ગયુ. સંઘ અને સમાજમા એ સાધનાનો પ્રવેશ કરવા અને ટકાવવા માટે અહિંસા, સંયમ અને તપના અર્થો નવેસર વિચારાયા અને તેમાં જે મૂળગત શકયતા હતી તે પ્રમાણે વિકાસ પણ થયો.

## જૈન પરંપરા અને બૌદ્ધ ધર્મ

દીર્ઘ તપસ્વી મહાવીરનું જીવન જેટલુ વધારે નિવૃત્તિલક્ષી હતુ તેટલુ જ તેમના સમકાલીન તથાગત બુદ્ધનુ ન હતુ. જો કે બન્ને પોતાની અહિંસાને

સમાજગત કરવા યત્નશીલ હતા. બુદ્ધે પોતાના જીવનમાં અહિંસા અને સંયમ પૂરેપૂરાં વણ્યાં હતાં અને છતાંય તેમણે અહિંસા અને સંયમનો અર્થ લંબાવી પ્રવૃત્તિ દ્વારા વ્યાવહારિક લોકસેવાનાં બીજ પણ નાખ્યાં. આ બાબતમાં જૈન પરંપરા બૌદ્ધ પરંપરા કરતાં કાંઈક પછાત રહી, અને તેમાં સંજોગબળે પ્રવૃત્તિનુ પરિમિત તત્ત્વ દાખલ થયા છતાં નિવૃત્તિનું જ રાજ્ય મુખ્યપણે રહ્યુ. બુદ્ધે પોતાના જીવન અને ઉપદેશ દ્વારા જે લોકસંગ્રહનાં બીજો નાખ્યાં હતાં તે આગળ જતાં મહાયાનરૂપે વિકાસ પામ્યાં. મહાયાન એટલે બીજાંઓના લૌકિક અને લોકોત્તર કલ્યાણ માટે પોતાની જાતને ગાળી નાખવાની વૃત્તિ–બીજી બાજુ આ મહાયાની ભાવનાનાં પ્રબળ મોજાંને લીધે કે સ્વતંત્રપણે પણ કોઈ સાંખ્યાનુયાયી દીર્ઘદર્શી વિચારકે વાસુદેવ ધર્મ, જે તે વખતે ઠીક ઠીક પ્રતિષ્ઠા પામ્યો હતો અને વિસ્તરતો જતો હતો તેને કેન્દ્રસ્થ બનાવી અત્યાર લગી ચાલ્યા આવતા પ્રવૃત્તિ અને નિવૃત્તિના સંઘર્ષનું સમાધાન કરી એમ સ્થાપ્યુ કે કોઈ પણ સમાજગામી ધર્મ દુન્યવી નિવૃત્તિ બાહ્યનિષ્ક્રિયતા ઉપર ટકી ન શકે ધર્મ–જીવન વાસ્તે પણ પ્રવૃત્તિ અનિવાર્ય છે અને સાથે સાથે એણે એમ પણ સ્થાપ્યું કે કોઈ પણ પ્રવૃત્તિ સમાજને ત્યારે જ હિતાવહ નીવડે જો તે વૈયક્તિક વાસનામૂલક ન હોઈ સ્વાર્થથી પર હોય.

**નિવૃત્તિલક્ષી આચાર**

અહિંસા અને બીજા તન્મૂલક બધા આચારોની પહેલી ભૂમિકા નિવૃત્તિલક્ષી હોવાથી તેની વ્યાખ્યાઓ પણ નિવૃત્તિલક્ષી જ હતી. જે કાળક્રમે બૌદ્ધ પરંપરા અને વાસુદેવ પરંપરાને પ્રભાવે પ્રવૃત્તિલક્ષી તેમ જ લોકસંગ્રહપરાયણ બની. અહિંસાનો અર્થ માત્ર અભાવાત્મક ન રહેતાં તેમાં વિધાયક પ્રવૃત્તિ બાજુ પણ ઉમેરાઈ. ચિત્તમાંથી રાગદ્વેષ દૂર કર્યાં પછી પણ જો તેમાં પ્રેમ જેવા ભાવાત્મક તત્ત્વને સ્થાન ન મળે તો તે ખાલી પડેલુ ચિત્ત પાછુ રાગદ્વેષનાં વાદળોથી ઘેરાઈ જવાનુ, એમ સિદ્ધ થયું. તે જ રીતે માત્ર મૈથુનવિરમણમાં બ્રહ્મચર્યનો પૂર્ણ અર્થ ન મનાતાં તેનો અર્થ વિસ્તર્યો અને એમ સિદ્ધ થયું કે બ્રહ્મમાં એટલે કે સર્વ ભૂતોમા પોતાને અને પોતામાં સર્વ ભૂતોને માની આત્મૌપમ્યમૂલક પ્રવૃત્તિ કરવામાં રચ્યાપચ્યા રહેવુ તે જ ખરું બ્રહ્મચર્ય. આ અર્થમાંથી મૈત્રી, કરુણા વગેરે ભાવનાઓનો અર્થ પણ શ્રી. સપૂર્ણાનંદજી તેમના છેલ્લા પુસ્તક 'ચિદ્વિલાસ'માં કરે છે તેમ વિસ્તર્યો અને તે બ્રહ્મવિહાર ગણાઈ. મૈથુનવિરમણ એ તો આવા ભાવાત્મક બ્રહ્મચર્યનુ અંગ બની રહ્યું.

જ્યારે નિવૃત્તિમાર્ગી વ્યાખ્યાઓ પ્રવૃત્તિ પર પણ થવા લાગી ત્યારે એ સમાજમાં જૈન પરંપરા કે જે નિવૃત્તિ તો ભૂલી શકી નહિ, પણ તેમાં સાધુ સંસ્થાના પ્રભાવે અને બીજાં અનેક બળોએ એવો ભાગ ભજવ્યો કે જૈન પરંપરાનો વ્યવહાર મુખ્યપણે નિવૃત્તિગામી જ રહ્યો, અને શાસ્ત્રની વ્યાખ્યાઓ પણ મુખ્યપણે નિવૃત્તિપોષક જ રહી. જો કે ઇતિહાસ સમાજને [illegible] અને તે જૈન પરંપરાના વ્યવહારમાં તેમ જ શાસ્ત્રીય વ્યાખ્યાઓમાં ફેરફાર માગતો રહ્યો, જેના એ કામ આજલગી ચાલુ જ રહ્યું છે.

સંસ્કારની અસર

જ્યારે કોઈ વિચારક જૈનપરંપરાના આચાર-વિચારનું અનુસરણ કરે છે અને જૈન શાસ્ત્રોનો અભ્યાસ કરે છે ત્યારે તેના મન ઉપર હજારો વર્ષ જૂનાં પ્રચલિત એવા નિવૃત્તિપ્રેરક માર્ગનું અને વ્યાખ્યાઓના સંસ્કારો એટલા બધા સવાર થાય છે કે તે તેને જુદી ભાગ્યે જ વિચાર કરી શકે છે. સિદ્ધાંત એક જ હોય પણ તે સંયોગો પ્રમાણે કેવી રીતે અનેક મુખે કામ કરે છે, એ તત્ત્વ સમજવું તે [illegible] અઘરું થઈ પડે છે

ગાંધીજીને આધ્યાત્મિકતા સિદ્ધ કરવી છે. તેની ભૂમિકારૂપે તેમણે પોતાના જીવનમાં અહિંસા વગેરે તત્ત્વોને સ્થાન આપ્યું છે. પણ તેમનું દૃષ્ટિબિંદુ મહાયાનમાર્ગી હોઈ તેઓ બીજાને સુખી જોયા સિવાય પોતાને સુખી માની શકતા નથી. ગાંધીજીનું દૃષ્ટિબિંદુ મહાયાની અને તેમાં અહિંસાનું તત્ત્વ ઉમેરાયું. એટલે સ્વાભાવિક રીતે જ તેમનું જીવન લોકકલ્યાણ તરફ વળ્યું અને તેમની આધ્યાત્મિક શુદ્ધિની દૃષ્ટિએ તેમને અનાસક્ત કર્મયોગ સુઝાડ્યો તેમનામાં મૂળથી જ અહિંસાના સંસ્કાર ઓતપ્રોત હતા એટલે તેમણે પોતાની અહિંસાને પ્રવૃત્તિનાં બધાં જ ક્ષેત્રોમાં વહેતી મૂકી. ગીતાના અનાસક્ત કર્મયોગ પ્રમાણે જીવન ઘડવા મંથન શરૂ કર્યું અને છતાંય તેમણે ગીતાના સશસ્ત્ર પ્રતિકારને ટાળવા ભગીરથ પ્રયત્ન પણ કર્યો.

ઉપરની ચર્ચા એટલું જાણવા માટે બસ થશે કે જૈન પરંપરા સામાજિક બની છતાં તેના ધર્મોનું વલણ અહિંસાની પ્રાથમિક ભૂમિકારૂપ નિવૃત્તિલક્ષી જ રહ્યું છે. જ્યારે ગાંધીજીનો અહિંસાધર્મ આત્મલક્ષી અને સમાજલક્ષી હોઈ તેમાં દુન્યવી નિવૃત્તિનો આગ્રહ સંભવી જ શકતો નથી. સમાજના પ્રેય અને શ્રેય અર્થે અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવવી—એ વિશાળ ભાવના જ તેમને અનેક પ્રકારના પરસ્પર વિરોધી તેવા વિધાનો કરવા

પ્રેરે છે, જો કે વસ્તુતઃ તે અવિરોધી જ ગણી શકાય. ગાંધીજીએ જૈન પરંપરાને માન્ય એવી નિવૃત્તિપક્ષી દેખાતી અહિંસા અપનાવી છે ખરી, પણ તેમણે પોતાના સર્વ કલ્યાણકારી સામાજિક ધ્યેયની સિદ્ધિ અર્થે તે અહિંસાના અર્થનો એટલો બધો વિસ્તાર કર્યો છે કે આજની સ્થિતિમાં ગાંધીજીનો અહિંસા ધર્મ એ એક પોતાનો જ અહિંસા ધર્મ બની ગયો છે. એ જ રીતે આ દેશ અને પરદેશની અનેક અહિંસાવિષયક માન્યતાઓને તેમણે પોતાના લક્ષની સિદ્ધિને અનુકૂળ થાય એવી રીતે જીવનમાં વણી છે અને તે જ તેમનો સ્વતંત્ર ધર્મ બની તેમની અનેકમુખી પ્રવૃત્તિઓનાં દ્વાર ખુલ્લાં કરે છે આ દૃષ્ટિએ વિચારતા એમ કહેવું જ પડે કે ગાધીજીના જીવનમાં જૈન ધર્મ એના મૂળ અર્થ કે પારિભાષિક અર્થમાં નથી જ. એ રીતે એમ પણ કહી શકાય કે તેમના જીવનમાં બૌદ્ધ કે બીજા કોઈ ધર્મો તેના સાંપ્રદાયિક અર્થમાં નથી જ અને છતાં તેમના જીવનમાં જે જાતનો ધર્મ સક્રિયપણે કામ કરી રહ્યા છે તેમાં બધા જ સાંપ્રદાયિક ધર્મોનો યોગ્ય રીતે સમન્વય છે.

મહાન આત્મા

ગાધીજી આપણા જેવા જ એક માણસ છે. પણ તેમનો આત્મા મહાન કહેવાય છે અને વસ્તુત મહાન સિદ્ધ થયો છે, અહિંસા ધર્મના લોકાભ્યુદયકારી વિકાસને લીધે જ.

ગાધીજીને એક વાટકી ઉટકવાના કામથી માંડી મોટામાં મોટી સલ્તનત સામે ઝૂંબેશ ઉઠાવવાની પ્રવૃત્તિ કરવી પડી ન હોત અથવા તો એ પ્રવૃત્તિમાં અહિંસા, સયમ અને તપનો વિનિયોગ કરવાની સૂઝ પ્રકટી ન હોત તો તેમનો અહિંસાધર્મ કદાચ પેલી નિર્માંસ ભોજનની પ્રતિજ્ઞા જેવી મર્યાદાઓના અક્ષરસઃ પાલનની બહાર ભાગ્યે જ આવ્યો હોત. એ જ રીતે ધારો કે કોઈ સમર્થતમ જૈન ત્યાગી હોય અને તેના હાથમાં સમાજની સુવ્યવસ્થા સાચવવા અને વધારવાના સૂત્રો સોંપાય, તેથી આગળ વધીને કહીએ તો તેને ધર્મપ્રધાન રાજતંત્ર ચલાવવાની સત્તાનાં સૂત્રો સોંપવામાં આવે તો તે પ્રામાણિક જૈન ત્યાગી શું કરે? જો ખરેખર એ વારસામાં મળેલ જૈન અહિંસાનો વિકાસ કર્યા સિવાય કાંઈ જવાબદારીઓ લેવા ઇચ્છે તો તે નિષ્ફળ જ નીવડે કાં તો તેણે એમ કહેવુ રહ્યુ કે મારાથી સમાજ અને રાજ્યની તંત્રસુધારણામાં ભાગ લઈ ન શકાય; અને જો તે પ્રતિભાશાળી તેમ જ ક્રિયાશીલ હોય તો તે બધાં સોંપાયેલાં સૂત્રો હાથમાં લઈ તેને અમલમાં મૂકવા પ્રયત્ન કરે. આ પ્રયત્નનું પરિણામ એક જ આવી શકે

અને તે એ કે જૈનપરંપરાના એક માત્ર નિવૃત્તિ પ્રધાન સંસ્કારોને બદલી તે અહિંસાની એવી વ્યાખ્યા કરે, અર્થ વિકસાવે કે જેથી તેમાં ગમે તેટલું સમાજલક્ષી અને વ્યાવહારિક પરિવર્તન છતાં અહિંસાનો મૂળ આત્મા જે વાસનાઓનો ત્યાગ અને સદ્ગુણોનો વિકાસ તે સુરક્ષિત રહી શકે.

### ગાંધીજીનો ધર્મ નવીન છે

જો કોઈ પણ સાધક માનવજીવનનાં વિધવિધ ક્ષેત્રોમાં નિત્યનવા ઊભા થતા કોયડાઓનો ઉકેલ ધાર્મિક દૃષ્ટિથી કરવા ઇચ્છે તો તે સહેલાઈથી ગાંધીજીના જીવનધર્મની દિશા જાણી શકે. તેથી જ હુ માનુ છુ, કે ગાંધીજીનો જીવનધર્મ જીવંત અને નવીન છે. નવીન એટલે તે જૂના ઉપર અભૂતપૂર્વ મહેલ છે. એ જ કાગળ, એ જ પીંછી અને એ જ રંગ છતાં તે અદૃષ્ટ-પૂર્વ ચિત્ર છે. સારેગમના એ જ સ્વરોનુ અભૂતપૂર્વ સંગીત છે. અંગો કે અવયવો એ જ છતાં એ અપૂર્વ તાંડવ અને અલૌકિક નૃત્ય છે, કારણ કે ગાંધીજીની દૃષ્ટિમાં આ લોક અને પરલોક વચ્ચેની ભેદરેખા ભૂંસાઈ ગઈ છે. તેમને મનુષ્ય જીવનરૂપ કે બળતી મિથિલાની અંદર જ રહી તેની આગ શમાવવાના પ્રયત્નમાં જ પારલૌકિક નરકયંત્રણા નિવારવાનો સંતોષ છે, અને માનવજીવનમા જ સ્વર્ગ કે મોક્ષની શક્યતા સિદ્ધ કરવાની તાલાવેલી છે.

# બન્ને કલ્યાણકારી : જીવન અને મૃત્યુ

## [૪]

ગાંધીજી 'મહાત્મા' લેખાયા. કારણ તેમનું જીવન મહત્ હતું. જેનું જીવન જ મહત્ હોય તેનું મૃત્યુ પણ મહત્ જ હોવાનું. ગાંધીજીનું જીવન મહત શા માટે? એ પ્રશ્નનો ઉત્તર એક જ છે અને તે એ કે બાલ્યકાળથી ઠેઠ મૃત્યુની ઘડી સુધી એકમાત્ર પ્રેમવૃત્તિ, સત્ય અને બીજાનું ભલું કરવાની વૃત્તિ તેમ જ પ્રવૃત્તિ જ અખંડપણે તેમ જ ઉત્તરોત્તર વિકસિત રૂપમાં અને વધારે ને વધારે વ્યાપક રૂપમાં સેવી છે. બુદ્ધના મૃત્યુ વખતે લોકોમાં શોક વ્યાપેલો, પણ એ શોક મોટે ભાગે તેમના અનુગામી ભિક્ષુગણ તેમ જ ગૃહસ્થવર્ગ પૂરતો હતો એમ કહી શકાય. મહાવીરના નિર્વાણ વખતે વ્યાપેલ શોક પણ એ જ કોટિનો હતો. અલબત્ત, તે વખતે અત્યારના જેવા સમાચાર ફેલાવવાનાં સાધનો ન હતાં. ગાંધીજીના મૃત્યુસમાચાર અત્યારનાં સાધનોને લીધે વિશ્વવ્યાપી બન્યા છે એ એક જ કારણ વિશ્વવ્યાપી શોકનુ નથી પણ એમનું આંતર અને બાહ્યજીવન એવું વિશ્વવ્યાપી બની ગયેલુ કે તે સ્થૂળ દેહે ગમે ત્યાં રહેતા હોય છતાં દુનિયાના દરેક ભાગમાં તેમનો સંદેશ એકધારો પહોચ્યો જતો અને ભણેલ કે અભણ, આ ધર્મના કે તે ધર્મના, આ કોમના કે તે કોમના, આ દેશના કે તે દેશના, દરેક માનવી ગાંધીજી વિષે એટલું તો માની જ લેતા કે તેઓ જે કહે છે, જે સંદેશ આપે છે તે તેમના આચરણનું પરિણામ છે. સૌનો એકસરખો વિશ્વાસ એ જ કે ગાધીજી વિચારે કાંઈ, બોલે કાંઈ અને કરે કાંઈ એવા નથી અને નથી જ. વિશ્વહૃદયમાં ગાધીજીની પ્રતિષ્ઠા કેવળ ઉપરના કારણે જ હતી. તેઓ સૌના હૃદયના રામ બની ગયા તે માત્ર સત્યનિષ્ઠા અને :કરુણાવૃત્તિને કારણે. તેથી જ આપણે ગાધીજીના જીવનને મહત્ કહીએ છીએ.

યોગશાસ્ત્રમાં કહ્યું છે કે ચિત્ત રૂપ નદીનો પ્રવાહ બન્ને બાજુએ વહે છે. તે કલ્યાણ તરફ વહે અને અકલ્યાણ તરફ પણ વહે. યોગશાસ્ત્રના આ કથનનો પુરાવો આપણા દરેકનો રોજિંદો અનુભવ છે. ગાંધીજી આપણા જ જેવા અને આપણા માહેલા સાધારણ માનવી, પણ એમના ચિત્તનો પ્રવાહ

કેવળ એક જ બાજુએ વળ્યો છે એ વિશ્વવિદિત બીના છે અને તે એક બાજુ પણ માત્ર કલ્યાણની જ. ગાંધીજીએ પોતાની સમગ્રશક્તિનો પ્રવાહ લોકકલ્યાણને માર્ગે જ વાળ્યો છે. આ માટેની તૈયારી કરવા ગાંધીજી નથી ગયા કોઈ મઠમાં કે નથી ગયા કોઈ જંગલમાં કે પર્વતની ગુફામાં. મનના સહજ અધોગામી વલણ તેમ જ અકલ્યાણગામી સંસ્કારોના વહેણને ઊર્ધ્વ-ગામી વલણમાં અને એક માત્ર કલ્યાણગામી પ્રવૃત્તિના વહેણમાં ફેરવી નાખવા એ કામ નથી શૂરાને માટે સહેલું કે નથી સત્તાધારીને માટે સહેલુ. એ કામ ભલભલા સાધકોની પણ કસોટી કરાવે તેવું અઘરું છે. પરંતુ ગાંધીજીની સત્ય તેમ જ પ્રેમની અનન્ય નિષ્ઠા અને સત્યપ્રેમમય ઇશ્વર ઉપરની અચળ શ્રદ્ધાએ તેમને માટે એ કામ તદ્દન સહેલા જેવુ કરી નાખ્યુ હતુ. તેથી જ ગાંધીજી સૌને એકસરખી રીતે ભારપૂર્વક કહેતા કે હુ તમારામાંનો જ છુ અને હું જે કરું છુ કે કરી શકયો છુ તે સ્ત્રી-પુરુષ, યુવા વૃદ્ધ સૌને માટે (તેઓ ધારે તો) સુકર છે. ગાંધીજી માત્ર વિવેક અને સત્પુરુષાર્થ ઉપર જ ભાર આપતા. એમનો ઈશ્વર એમાં જ સમાઈ જતો. દરેક માનવમાં વિવેક અને પુરુષાર્થનાં બીજ હોય જ તેથી દરેક માનવ ઈશ્વર અને બ્રહ્મરૂપ છે ગાંધીજી દરેકના આત્મામાં વસતા એવા જ સચ્ચિદાનંદમય અંતર્યામીને પોતાના વર્તન અને વિચારથી જાગૃત કરવા રાતદિવસ મથતા અને તેમાં જ અખંડ આનંદ અનુભવતા.

માણસ સુમાર્ગને અનુસરે કે નહિ પણ તેના મનમા એક અથવા બીજી રીતે સુમાર્ગની પ્રતિષ્ઠા તો હોય જ છે તેથી ગાધીજીના સન્માર્ગ-દર્શનને ન અનુસરનાર પણ-અને ઘણીવાર તેથી સાવ ઊંધુ ચાલનાર પણ-તેમના આ વલણ તરફ આકર્ષાતો અને એક અથવા બીજી રીતે ગાધીજીનો પ્રશંસક બની જતો. તેથી કરીને આપણે કહી શકીએ કે બીજી કોઈ પણ વિભૂતિના જીવને માનવોના હૃદયમાં સ્થાન મેળવ્યુ હોય તે કરતાં વધારેમા વધારે માણસોના હૃદયમાં ગાંધીજીના જીવને સ્થાન મેળવ્યું હતુ. આવા સ્થાનને લીધે જ લોકોએ તેમને મહાન આત્મા કહ્યા અને તેમનુ જીવન મહત્ લેખાયું.

ભૂતકાળના ઇતિહાસમાં કે આ નવયુગના ઇતિહાસમા એવો કોઈ દાખલો છે કે જેમાં તેના મૃત્યુ વખતે જ ગાંધીજીના મૃત્યુથી કકળી [illegible] વિશ્વ-જનતાનો દશમો ભાગ પણ હૃદયથી કકળી ઊઠ્યો હોય? કેટલાક પ્રતાપી રાજા, રાષ્ટ્રનેતા અને લોકપ્રિય સંતો આવ્યા ગયા ત્યારે તેમના [illegible] [illegible]

અમુક ભાગ પૂરતો જ હતો; અને કેટલીક વખતે તો તે ઔપચારિક પણ હોય. પરંતુ ગાંધીજીની મૃત્યુકથા જ સાવ નિરાળી છે. દુનિયામાં એકેએક ભાગમાં વસતી જનતાના સાચા પ્રતિનિધિઓએ ગાંધીજીના મૃત્યુ ઉપર આંસુ સાર્યાં છે અને અત્યારે પણ ગાંધીજીની જીવનગાથા મનમાં આવતાં જ કે કાને પડતાં જ કરોડો માણસો આંસુ ખાળી શકતા નથી. તેથી જ ગાંધીજીનું મૃત્યુ જીવનના જેટલું જ મહાન છે એમ કહી શકાય.

ગીતા એ દુનિયાના ધર્મગ્રંથોમાં એક અદ્ભુત અને અપૂર્વ ગ્રંથ છે. તેને રચનાર વ્યક્તિ પણ તેવી જ અદ્ભુત અને આર્ષદૃષ્ટિવાળી હોવી જોઈએ. જેના મુખમાંથી ગીતાનો ઉપદેશ આપવામાં આવ્યો છે તે કલ્પનામૂર્તિ કે ઐતિહાસિક કૃષ્ણ પણ અદ્ભુત વ્યક્તિ છે એમાં શંકા નથી. ગાંધીજીને સાચી રીતે ઓળખનાર કોઈ પણ એટલું તો સમજી શકે તેમ છે કે ગીતાને તેના આધ્યાત્મિક અને વ્યાવહારિક અર્થમાં જેટલે અંશે ગાંધીજીએ જીવનમાં પચાવી હતી તેટલે અંશે ગીતાને પચાવનાર વ્યક્તિને શોધી કાઢવાનુ કામ બહુ અઘરુ છે. ગીતામાં કર્મયોગનું જ પ્રતિપાદન છે. આ મુદ્દાનું સમર્થન લોકમાન્ય તિળક કરતાં વધારે સચોટ રીતે બીજા કોઈએ કર્યું હોય તો તે હુ જાણતો નથી; પણ એ અનાસક્ત કર્મયોગનુ પચાસથી વધારે વર્ષો લગી સતત અને અખંડ પરિપાલન ગાંધીજીએ જ કરી બતાવ્યું છે. તેમણે ગીતાના કર્મયોગનુ સમર્થન જેટલે અંશે જીવન જીવીને કર્યું છે તેટલે અંશે ગ્રંથ લખીને નથી કર્યું. ગીતાના અનાસક્ત કર્મયોગમાં બે બાજુઓ સમાય છે. લોકજીવનની સામાન્ય સપાટી ઉપર રહીને તેને ઉન્નત કરવાની લોકસંગ્રહકારી વ્યવહાર બાજુ, અને ત્રણે કાળમાં એકસરખાં ટકી શકે એવાં શાશ્વત મૂલ્ય ધરાવનાર સત્ય, અહિંસા, અને ઈશ્વરનિષ્ઠા જેવાં તત્ત્વોને સ્પર્શીને જ જીવન જીવવાની પારમાર્થિક બાજુ. ગાંધીજીનુ જીવન શરૂ થયું તે, એ પારમાર્થિક સત્યને આધારે, અને તે ઉત્તરોત્તર વધારે ને વધારે વિકસતું, ફેલાતું અને નવપલ્લવિત થતું ગયું તે વ્યાવહારિક બાજુ કે વ્યાવહારિક સત્યને અવલંબીને. ગાંધીજીના કોઈ પણ જીવન-કૃત્યને લઈને આપણે વિચાર કરીએ તો એ તરત જ દીવા જેવું દેખાઈ આવે છે કે તેઓના એકેએક કૃત્યમાં પારમાર્થિક અને વ્યાવહારિક સત્ય બન્નેનો સહજ અને અવિભાજ્ય સમન્વય હતો તેઓ કોઈ પણ ક્ષેત્રમા, કોઈ પણ બાબત લઈને કામ કરતા હોય ત્યારે તેમા પારમાર્થિક સત્ય હોવાનુ જ, અને તે પારમાર્થિક સત્યને તેઓ એવી રીતે વ્યવહારની સપાટીમાં મૂકતા કે સત્ય માત્ર શ્રદ્ધાનો વિષય અગર પૂજાનો વિષય ન રહેતાં બુદ્ધિનો અને આચરણનો

ગિરા પણ બની જતું. જેમ જેમ ગાંધીજી પારમાર્થિક સત્યને આધારે વ્યાવહારિક ક્ષેત્રો વધારે ને વધારે ખેડતા ગયા, જેમ જેમ તેમની સામે કઠણ અને કઠણતર વ્યાવહારિક સમસ્યાઓ આવતી ગઈ, ધર્મ, કોમ, સમાજ, અર્થશાસ્ત્ર, રાજકારણ-આવા અનેક વિષયોની જમાનાજૂની જટિલ સમસ્યાઓ ઉકેલવાનો ભાર તેમના ઉપર આવતો ગયો તેમ તેમ તેમણે પોતાના જીવનના ચિંતનમાંથી પારમાર્થિક સત્યની મંગળમય અને કલ્યાણકારી બાજુએ વધારે ને વધારે બળ આપ્યું. એ બળ જ ગાંધીજીનું અમોઘ બળ હતું. ગાંધીજી ગમે તેવા દૂબળા હોય કે તપસ્યાથી કૃશ હોય ત્યારે પણ તેમના જીવનમાંથી જે આશ્ચર્યકારી તેજ અને બળ સ્ફુરતું તેને સમજવાનું કામ કોઈને માટે પણ સહેલું નહોતું તે બળ અને તેજ તેમના પારમાર્થિક સત્ય સાથેના તાદાત્મ્યનું જ પરિણામ હતું. એમની વાણી કે એમની લેખિનીમાં, એમની પ્રવૃત્તિ કે એમની દેહાકૃતિમાં એ જ પારમાર્થિક સત્ય પ્રકાશતું

ગાંધીજીના અનુયાયી ગણાતા માણસો પણ ગાંધીજીના જેવી જ દુન્યવી અને વ્યાવહારિક પ્રવૃત્તિ કરતા, પણ તેમને બધાનેય એમ લાગ્યા જ કરતું કે તેમના જીવનમાં ગાંધીજીનું તેજ નથી. આમ શા માટે ? એનો ઉત્તર ગાંધીજીની પારમાર્થિક સત્ય સાથેની પોતાના જીવનની વધારે ઊંડી એકરૂપતામાંથી મળી જાય છે. આવી એકરૂપતાએ દુન્યવી લોકજીવનનાં ઘણાં પાસાંને સુધાર્યાં છે, ઉન્નત કર્યાં છે. આ બીના આપણને જેટલી વિદિત છે તે કરતાં વધારે પ્રમાણમા હવે પછીની પેઢીઓને વિદિત થશે. પ્રકૃતિનુ તત્ત્વ જ એવું છે કે તેનુ લોલક માત્ર એક જ દિશામાં નથી થોભતુ. જ્યારે તે કોઈ એક છેડા તરફ ઝૂકે છે ત્યારે તેની તદ્દન સામેની વિરુદ્ધ બાજુએ તેનાં આંદોલનો શરૂ થાય છે. ગાંધીજીએ દુનિયાને મૂંઝવતા પ્રશ્નોનો ઉકેલ સરળ માર્ગે આણવાનો કાર્યક્રમ યોજ્યો જે દુનિયા આજલગી ઝેરનું ઔષધ ઝેર જ છે, એવા સૂત્રમાં તથા કુટિલતાનો જવાબ કુટિલતાથી જ અપાય એવા સૂત્રમા માનતી, તેમ જ એવા સૂત્ર પ્રમાણે જીવન જીવતી અને છતાં કોઈ સારો કાયમી ઉકેલ આણી ન શકતી તે દુનિયાને ગાંધીજીએ નવો માર્ગ બતાવ્યો કે ઝેરનુ ખરું અને કાયમી ઓસડ અમૃત જ છે, તથા કુટિલતા નિવારવાનો સરળ અને સાચો ઇલાજ સરળ જીવન જીવવુ એ જ છે. ગાધીજીનુ આ કથન નવું તો ન હતુ, પણ એનુ સર્વાંગીણ વ્યાપક આચરણ સાવ નવુ હતુ તેમનુ એ નવજીવન ગમે તેટલુ પારમાર્થિક સત્યને સ્પર્શતુ હોય, તે દ્વારા બધા જ જટિલ પ્રશ્નોનો ગમે તેટલો સરળ ઉકેલ

શક્ય હોય, છતાં તેને સમજવા અને પચાવવા જેટલી માનવ–સમાજની ભૂમિકા તૈયાર ન હતી. ગાંધીજીએ સમાજના ખૂણેખૂણામાં પહોંચી લોકોની સદ્‌બુદ્ધિ જાગૃત કરવા ભગીરથ પ્રયત્ન કર્યો. તેને પરિણામે લાખો માણસો એમનુ કથન સમજવા તરફ અને એમનું જીવન ઓછેવત્તે અંશે જીવવા તરફ વળ્યા. પણ સમાજનો એક મોટો ભાગ એવો ને એવો જ રહ્યો, અને ગાંધીજીના નવજીવનમય સદેશની તીવ્રતા અને વિશેપ પ્રચારની સાથે સાથે તે વધારે ને વધારે વધતો ગયો કે જે ગાંધીજીના સંદેશને ઝીલી ન શક્યો, એટલુ જ નહિ પણ તેને એ સંદેશ સાવ ઘાતક તેમજ અવ્યવહારુ લાગ્યો. જેઓ ગાંધીજીના નવજીવનસદેશને શ્રદ્ધાપૂર્વક સાંભળતા અને યથાશક્તિ તે પ્રમાણે વર્તવા ઇચ્છતા તેઓના મનમાં પણ કેટલીકવાર ગાંધીજીના પારમાર્થિક સિદ્ધાંતો વિશે શંકા ઊઠતી, અને પૂરતું સમાધાન ન થતુ. એવો પણ વર્ગ વધતો ગયો કે જે ગાંધીજીને સાભળવાનુ જતું કરી શકે જ નહિ પણ મનનાં એક જ વાત પોષ્યા કરે કે એ તો સંત રહ્યા, વ્યવહારમાં એમની વાત ન ચાલે. પણ આથી યે વધારે મોટો વર્ગ તો એવો નિર્માણ થતો ગયો કે જે ગાંધીજીના પારમાર્થિક સત્યના સિદ્ધાંતને તત્ત્વતઃ માનવા છતાં વ્યવહારમાં તેની તદ્દન અવગણનાપૂર્વક અવ્યવહારિતામાં જ માનતો. આ છેલ્લો વર્ગ એ જ ગાંધીજીના નવજીવનસંદેશ માટે ભયાનક હતો. ગાંધીજી પોતાને હિંદુ કહેતા અને હિંદુ ધર્મ આચરવાનો દાવો કરતા, પણ તેમનો હિંદુ ધર્મ ઋતંભરા પ્રજ્ઞામાંથી ઉદ્‌ભવેલ અને પોષાયેલ હોવાથી એટલો બધો વિશાળ બન્યો હતો કે તે એક બાજુથી દુનિયાના સમગ્ર સાચા ધર્માનુયાયીઓને ‘ગાંધીજી અમારા જ ધર્મનો મર્મ સર્વત્ર સાચી રીતે પ્રગટ કરી રહ્યા છે’ એમ માનવા લલચાવતો, જ્યારે બીજી બાજુથી તે સાંકડા મનના રુઢિચુસ્ત અને સ્વાર્થી ધાર્મિકોના મનમાં તે જરા પણ સ્થાન ન પામતો અને તેમને અનેક રીતે અકળાવી મૂકતો જગત કઈ દિશામાં ધસડાઈ રહ્યુ છે અને મૃત્યુના મહાગર્તમાં ખૂંચતુ જાય છે એ સ્થિતિનુ ભાન હોવાથી અને તે માટેનો નિર્દોષ તેમ જ સર્વ આચારી શકે તેવો ત્રાણોપાય લોકો સામે મૂકેલો હોવાથી દિવસે દિવસે ગાધીજીને અનુસરનારા વધ્યે જતા હતા. અને ઓછામાં ઓછુ તેમની અસરકારક વાણી વાંચવા કે સાંભળવા માટે તો તલપાપડ થનારની સંખ્યા વધ્યે જ જતી હતી. જૂની પેઢીના અને ઘડપણને કિનારે જઈ બેઠેલા લોકો પણ આ વર્ગમા આવતા જ જતા હતા. એટલે રુઢિચુસ્ત અને વિરોધી માનસવાળા, જેમને પોતાનો ધર્મ કે કોમના વાડા માટે પણ કશું સક્રિય કામ કરવાનું

ન હતું તેઓ મનમાં સમસમતા અને ગાધીજી પ્રત્યે જાહેરમાં નહિ તો ખાનગીમાં રોષ સેવતા અને ફેલાવતા. આવા લોકોમાં કેટલાક બુદ્ધિપટુ છતાં માત્ર સત્તાલોલુપ અને અસહિષ્ણુ લોકોનો એક વર્ગ પહેલેથી જ હતો. ગાંધીજીની વધતી જતી વિશ્વપ્રિય પ્રવૃત્તિ અને દેશોધ્ધારક પ્રવૃત્તિના તેજ સામે તેવા વર્ગનું બહુ ઓછા લોકો સાંભળતા. પણ ગાંધીજીનો હિંદુત્વશોધક કાર્યક્રમ જેમ જેમ ઉગ્ર અને વિશાળ બનતો ગયો તેમ તેમ તે અસહિષ્ણુ વર્ગને ભોળા, અજ્ઞાની અને સ્વાર્થી લોકોને પોતાના તરફ આકર્ષવાની વધારે તક સાંપડતી ગઈ. મુસલમાનોની માગણીઓ વધતી ચાલી. ગાંધીજી તેમને કોરો ચેક આપવાની દીર્ઘદષ્ટિ ભરેલી વાત કરે તો પેલો અસહિષ્ણુ વર્ગ હિંદુ લોકોને ઉશ્કેરે કે જુઓ, ગાંધીજી પોતાને હિંદુ કહેવડાવે છે, હિંદુ ધર્મના અનુયાયી હોવાની વાત કરે છે, ગીતાને અક્ષરસ. આચરવાની વાત કરે છે, અને છતાંય આતતાયી મુસલમાનો સામે ભીરુ થઈ નમી પડે છે. સામાન્ય લોકો જેઓ લેવડદેવડમાં પાઈએ પાઈનો હિસાબ ગણતા હોય અને જેઓનાં મન ઉપર આતતાયીને પ્રહાર કરીને જ ઠેકાણે લાવવાનો સંસ્કાર હોય તેઓ ગાધીજીની દીર્ઘદષ્ટિ ભરેલી ઉદારતાનો અવળો અર્થ લે તો એ સ્વાભાવિક જ હતુ. ગાંધીજીની દીર્ઘદષ્ટિ એ હતી કે પહેલા મારા ઘરનુ શોધન થાય તો બીજાને શોધન માટે કહેવાનુ કામ સરળ થાય, અને દુનિયામાં પણ પોતાની પ્રતિષ્ઠા વધે જ્યા લગી મુસ્લિમ લીગ અને હિંદુ મહાસભા વચ્ચે રસાકસી ચાલી ત્યાં લગી પેલા અસહિષ્ણુ વર્ગે દેશના ભોળા લોકોમાં એક જ જાતનુ વિષ ફેલાવ્યુ કે હિદુ જાતિ અને હિંદુ ધર્મ ગાધીજીના હાથે જોખમાય છે દુર્ભાગ્યે દેશના ભાગલા પડ્યા અને એમાથી અરસપરસ કાપાકાપીનો દાવાનળ પ્રગટ્યો મુસ્લિમ લીગે તો ગાધીજીને ઇસ્લામ અને મુસલમાનના શત્રુ તરીકે ગણાવ્યા જ હતા; પણ કટ્ટર હિંદુમહાસભાવાદીઓએ પણ તેમને હિન્દુ ધર્મના શત્રુ તરીકે ગણાવ્યા. જે લોકોના મનમા ગાધીજી વિષે કુસંસ્કાર પોષાયો હતો તેમણે જ્યારે હિંદુ અને શીખોની કત્લેઆમ જોઈ, સ્ત્રીઓના અપહરણો જોયા, ત્યારે તો તેમને દૃઢ પ્રતીતિ થઈ ગઈ કે હિંદુ ધર્મ કે હિંદુજાતિનુ રક્ષણ ગાધીજીને હાથે થવાની વાત આકાશપુષ્પ જેવી છે આ કામ તો હિંદુ મહાસભા જ કરી શકે અને તે જ બમણા બળથી જેવાની પ્રત્યે તેવા થઈ સામાની સાન ઠેકાણે લાવી શકે. કટ્ટર હિંદુ મહાસભાવાદીઓનો આ મુદ્દો એટલો સબળ હતો કે તેને સમજવા કે સમજાવવામાં બહુ ચાતુર્યની જરૂર પડે તેમ હતું જ નહિ કારણ કે લોકમાનસ પ્રથમથી જ [illegible] પક્ષોને પોષતું,

જ્યારે ગાંધીજીને તો આવા લાંબા કાળના રૂઢ માનસને સમજાવટ અને વિવેકથી સુધારવું હતું. ડૂબતો અને આપદગ્રસ્ત માણસ તૂટી જાય એવા તત્કાળસુલભ તણખલાનું અવલંબન લેતો હોય ત્યારે એને કાંઈક ખમી ખાઈ, સંકટ સહી વધારે સ્થિર ઉપાયનું અવલંબન કરવા કહેવામાં આવે તો બહુ ઓછી સફળતા મળે છે. એટલે દેશના ભાગલા પડતાં જે જે કોમી દાવાનળ ભભૂકી ઉઠ્યો તેમાં હિંદુ તેમ જ શીખોને એક જ બચવાનો ઉપાય જણાયો. ગાંધીજી એ ઉપાયનું અવલંબન કરવામાં લાંબે ગાળે બહુ જ અહિત જોઈ શક્યા. તેથી તેમણે હિન્દુ અને શીખોને એ બદલાની વૃત્તિ અજમાવતા પ્રથમ રોક્યા આને લીધે જેમ જેમ મુસલમાનો ગાંધીજીને પ્રશંસવા લાગ્યા તેમ તેમ હિન્દુઓ અને શીખો વધારે છેડાયા અને ખુલ્લંખુલ્લા પ્રચાર કરવા લાગ્યા કે જુઓ ! મુસલમાનો જ ગાંધીજીને પોતાના હિતૈષી ગણે છે. જે મુસલમાનનો હિતૈષી હોય તે તો હિન્દુદ્રોહી હોય જ.

ઉશ્કેરણીજનક બન્યે જતા નવનવા બનાવોમાં બધે જ એકસરખી રીતે સાંત્વન આપવાનું અને સમજાવટ કરવાનું કામ ગાધીજી માટે ઘણું અઘરું હતુ છતાં તેમણે અનશન જેવા જલદ ઉપાયો અને રેડિયો ઉપરનાં સર્વગમ્ય પ્રવચનો દ્વારા પોતાનું કામ જારી રાખ્યુ અને બદલા લેવાની વૃત્તિ જે ભયંકર રૂપમાં હિદુ તેમ જ શીખ ભાઈઓમાં ફાટી નીકળી હતી તે કાંઈક અંશે કાબૂમાં લીધી. પણ આવે વખતે પેલો અસહિષ્ણુ અને સત્તાલોલુપ વર્ગ લોકોને આડે રસ્તે જ દોર્યે જતો અને ખુલ્લંખુલ્લા કહેતો કે ગાંધીજી તો અહિંસાદ્વારા છેવટે હિંદુઓ અને શીખોની જ કતલ કરાવી રહ્યા છે. જ્યારે ગાંધીજી વિરુદ્ધ લોકમાનસ ઠીક ઠીક પ્રમાણમાં કેળવાયુ ત્યારે જે રુઢિચુસ્તો અને નામધારી ધાર્મિકો પહેલેથી જ ગાંધીજીની વિરુદ્ધ હતા અને અત્યારલગી પોતપોતાના આંગણામાં જ રહી તેમને ભાંડતા તે બધા પેલા બુદ્ધિપટુ સત્તાલોલુપ વર્ગના ટેકેદાર થઈ ગયા. એ અસહિષ્ણુ વર્ગ હિંદુ જાગીરદારો અને રાજાઓને તેમની સત્તા જવાનો ભય બતાવી અને પોતાદ્વારા તેમની સત્તા ચાલુ રહેવા આશા આપી હિંદુ ધર્મ અને જાતિના ઉદ્ધારને બહાને પોતાની તરફ વાળવા લાગ્યા, હિંદુત્વાભિમાની આચાર્યો અને મહંતોને તેમના પરપરાગત ધર્મની રક્ષાની બાંહેધરી આપી પોતાનામાં મેળવવા લાગ્યો, ચુસ્ત મૂઢિવાદીઓને ભાવિ ભયમાંથી મુક્તિ આપવાની આશા દ્વારા પોતાનામાં મેળવવામા સફળ થયો પરિણામે એ ગાંધીજી વિરુદ્ધના ખૂની માનસમાં અનેક વર્ગોનો સમાસ થતો ગયો, અને તેવો વર્ગ હિંદુપદ પાદશાહીનાં સ્વપ્ન પણ સેવવા લાગ્યો.

આ સ્થિતિએ જ કોંગ્રેસવિરોધી ષડ્યંત્ર રચાવ્યું અને કોંગ્રેસને તેમ જ દેશને વર્તમાન સ્થિતિએ પહોંચાડનાર મહાન જીવનને ખતમ કરવાનો સંકલ્પ પોષ્યો, જેનું ગોડસે તો એક પ્રતીક માત્ર છે.

ગાંધીજી ગોડસેને હાથે વીંધાયા એમ કહેવા કરતાં એમ કહેવુ વધારે સાચું છે કે ગાંધીજીની ઉત્તરોત્તર વિકસતી અને શુદ્ધ થતી જતી અહિંસાને ન પચાવી શકનાર માનસે જ ગાંધીજીની હિંસા કરાવવામાં ભાગ ભજવ્યો. પણ ગાંધીજી જો સાચે જ અહિંસક હતા અને તેમની પ્રજ્ઞા એક માત્ર સત્યને જ ધારણ કરતી હતી અને જીરવતી હતી તો તેમની હિંસા શક્ય જ નથી ઊલટું એમણે આચરેલી અહિંસા અને સેવેલી સત્યપ્રજ્ઞા એ બંને જે નાનકડાશા સ્થૂળદેહ પૂરતી મર્યાદિત હતી તે અનેક મુખે વિસ્તરી છે. જે લોકો ગાંધીજીની અહિંસા અને સત્યંભરા પ્રજ્ઞાને પૂરી રીતે નહોતા સમજતા તેઓ પણ હવે વધારે તાલાવેલી સાથે તેને સમજવા મથી રહ્યા લાગે છે આથી જ તો અનેક માણસો જે કોઈના ભરમાવ્યા આડે રસ્તે દોરાયા હતા તે ટપોટપ પાછા સીધે રસ્તે આવવા લાગ્યા છે અને ગોડસેના પ્રેરક માનસને હૃદયથી નિંદી રહ્યા છે. પુનર્જન્મ વ્યક્તિગત હો કે સામાજિક હો, બન્ને રીતે તેનો અર્થ એક તો છે જ કે કોઈ પણ સંકલ્પ વૃથા જતો નથી જ. ગાંધીજીનો વજ્રસંકલ્પ તો વ્યર્થ જઈ જ ન શકે. સોક્રેટિસ અને ક્રાઇસ્ટના સંકલ્પો તેમના જીવન પછી વધારે વેગવાન અને વધારે દૃઢમૂળ થયા છે એ જાણીતુ છે ગાંધીજીનુ મૃત્યુ એ પામર જંતુનુ મૃત્યુ નથી. એ મૃત્યુએ માણસજાતને શોકાતુર કરી છે. તેનો અર્થ એ છે, કે તેને પોતાનું અંતર નિરખવા અંતર્મુખ કરી છે. અને છેવટે ગાંધીજી ઇચ્છતા હતા પણ શું? તે તો હમેશા એક જ વાત કહેતા કે તમે પોતાનુ અંતર તપાસો અને પોતાની જાતને પ્રથમ સુધારો. જીવનમાં તેમણે પોતાનો સંદેશ જેટલા પ્રમાણમાં ફેલાવ્યો તે કરતાં તેમણે પોતાના મૃત્યુથી પોતાનો સંદેશો વધારે ફેલાવ્યો છે અને તે આગળ વધારે ને વધારે ફેલાશે એમાં લેશ પણ શંકા નથી. એમ તો આ દેશના તખ્તા ઉપર આવ્યા પછી ગાંધીજીએ બહુ મોટો સેવકવર્ગ ઊભો કર્યો છે. કોઈ પણ પ્રાંત, કોઈ પણ જિલ્લો કે કોઈ પણ તાલુકો લો તો ત્યાં ગાંધીજીની દોરવણી પ્રમાણે કામ કરનાર ઓછાવત્તા મળી જ આવવાના આવા કાર્યકરોમાં અનેક જણ તો વિભૂતિ જેવા પણ છે તેમના મૃત્યુથી આવા વર્ગમાં મોટો ઉમેરો થશે એટલું જ નહિ પણ તે વર્ગ વધારે શુદ્ધ થઈ કાર્યબળ મેળવશે, કારણ કે હવે તે [illegible]

પોતાને જ ખભે આવેલ જવાબદારીનું પૂર્ણ ભાન થતું જાય છે. જે મુસલમાન ભાઈઓને ગાંધીજી પોતાનું ઘર સુધાર્યા બાદ દૂર એટલે કે પાકીસ્તાનમાં જઈ સમજાવવાના હતા તે મુસલમાનોમાં પણ એ ભાન બળવત્તર થતું જાય છે કે ગાંધીજી જે કહેતા તે જ સાચું છે અને મુસ્લિમ લીગ જે ધર્માંધતાને નામે ઉશ્કેરતી હતી તેમાં કશું જ તથ્ય નથી. આ રીતે જોવા જઈએ તો ગાધીજીનુ જીવન જેટલું મહત્ અને કલ્યાણકારી હતું તેટલુ જ તેમનુ મૃત્યુ પણ મહત્ અને કલ્યાણકારી છે એ વિષે શંકા નથી.

ગાંધીજી ગુરુત્વાકર્ષણના નિયમ જેવા હતા. તેમણે આખું જીવન પરસ્પર વિરોધી એવાં વિવિધ બળોને એક જ ઉદ્દેશની સિદ્ધિ માટે સાંકળી રાખવામા અસાધારણ સફળતા મેળવી છે. રાજાઓ, મહધારીઓ, મૂડીવાદીઓ અને ઉચ્ચત્વાભિમાની વર્ગ ઉપર સામ્યવાદનું જે સંહારકારી મોજુ વેગપૂર્વક આવી રહ્યું હતુ તેને અહિંસાના પૂરદ્વારા નિવારવા અને એ મોજાનુ પ્રાણદાયક તત્ત્વ માત્ર પ્રતિષ્ઠિત કરવા ગાંધીજીએ પોતાની કાર્યસાધનાદ્વારા છેલ્લી ઘડી સુધી પ્રયત્ન કર્યો. તેઓ સૌને નિર્ભય બનાવવા જ મથતા અને જે જે ભયના કારણો જે જે વર્ગ સેવતો હોય તે તે વર્ગને તે ભયનાં કારણો જ ફેંકી દેવા સમજાવતા રાજાઓને ટ્રસ્ટી થઈ રાજ્ય કરવા કહેતા, તો મૂડીવાદી તથા ઉદ્યોગપતિઓને પણ ટ્રસ્ટી થઈ લોકહિત અર્થે ઉદ્યોગધંધો વિકસાવવા કહેતા. દરેક ધર્મપથના દીવામાં તેજ ન હતું, કારણ કે તેમા તેલ અને બત્તી જ ખૂટી ગયા હતાં. ગાંધીજીએ પોતાનાં આચરણ દ્વારા દરેક ધર્મપંથના દીવામાં તેલ-બત્તી પૂરવાનું કામ કર્યું અને સમજદાર દરેક ધાર્મિક એમ માનતો થયો કે અમારો પંથ પણ સજીવ છે અને તેમા પણ કાંઈક રહસ્ય છે સવર્ણો જાતિગત ઉચ્ચતાના અભિમાનને લીધે અંદરોઅંદર ન સાંધી શકાય એવા ખંડોમાં વહેંચાઈ ગયા હતા, અને દલિતવર્ગ તો માનવતાની કોટિમાં રહ્યો જ ન હતો. ગાધીજીએ વર્ણ-ધર્મ એવો આચર્યો કે જેથી એક બાજુ સવર્ણાભિમાનીઓનુ ઉચ્ચત્વાભિમાન સ્વયમેવ ગળવા લાગ્યુ અને બીજી બાજુ દલિતવર્ગની લોહી સાથે એકરસ થઈ ગયેલ દૈન્ય-વૃત્તિ નિર્મૂળ થતી ચાલી. એક તરફથી ઊર્ધ્વારોહણ અને બીજી તરફથી નિમ્નાવરોહણ એ બન્ને ક્રિયાએ દેશમાં વર્ણધર્મને નવું સ્વરૂપ આપ્યુ. જે જાતિગત ઉચ્ચનીચભાવનુ હજારો વર્ષ થયા જડ ઘાલી બેઠેલ વિષવૃક્ષ બુદ્ધ, મહાવીર કબીર, નાનક કે દયાનન્દ આદિ દ્વારા નિર્મૂળ થઈ

[illegible] ગાંધીજીએ [illegible] મુક્યા અને તેના પરિપાક-
રૂપે [illegible] સ્વાતંત્ર્ય [illegible] છેલ્લા શ્વાસ જ લઈ
રહ્યો છે. હિન્દુ ધર્મ અને હિન્દુ સંસ્કૃતિ જેટલા જૂના તેટલાં જ તે ભવ્ય
અદ્ભુત છે. પણ તેનું અસ્પૃશ્યતાકલંક પણ તેટલું જ જૂનું અને તેટલું જ
ભયંકર છે. આ કલંક હોય ત્યાં સુધી હિન્દુ ધર્મને ધર્મ કહેવો અગર
હિન્દુ સંસ્કૃતિને સંસ્કૃતિ કહેવી એ માત્ર વાગ્વિલાસ છે એમ સમજી ગાંધી-
જીએ હિંદુ ધર્મ અને હિંદુ સંસ્કૃતિને નિષ્કલંક બનાવવા ભગીરથ પ્રયત્ન
કર્યો, અને તે પણ પોતાની અહિંસાશક્તિથી. તેમનું આ કામ એવું છે કે
દુનિયાના બધા ધર્મોમાં તે હિંદુ ધર્મ અને સંસ્કૃતિને ભવ્યતા અપાવી શકે,
અને હિંદુ [illegible] જે તીવ્ર [illegible] હતું તે દૂર કરી
એક સાથે [illegible] રહેવાની હિંમત આપી શકે. આજે જેઓ પોતાના
[illegible] સ્વરાજ્યના-નિર્માણમાં આડે આવી રહ્યા છે તેઓ પોતાની
નવી પેઢી અને દુનિયાના ટીકાકારોને હિંદુ ધર્મના અસ્પૃશ્યતાના લાંછન
વિષે કંઈ કાંઈ પણ સાચો જવાબ આપવા તૈયાર થશે તો તેમને ગાંધીજીનું
શરણું લીધે જ છૂટકો છે. તેઓને કહેવું પડશે કે ના, ના, અમારો હિંદુ
ધર્મ અને અમારી હિંદુ સંસ્કૃતિ એવા છે કે જેણે ગાંધીજીને જન્મ આપ્યો
અને ગાંધીજી-દ્વારા આત્મશોધન કર્યું. ગોડસેના હાથને લોહિયાળ કરાવ-
નાર વક્રમતિ વર્ગને પણ પોતાની નવી પેઢીમા પ્રતિષ્ઠા મેળવવી હશે તો તે
ગાંધીજીની અહિંસાને આગળ ધરીને જ મેળવી શકશે ગાંધીજીએ કોઈનું
કદીય અહિત ચિંતવ્યું જ નથી. આવી કલ્યાણ-ગુણ-ધામ-વિભૂતિ પોતાના
સ્થૂળ મૃત્યુ દ્વારા પણ કલ્યાણવૃત્તિ પ્રસારવાનું જ કામ કરવાની. ઈશ્વર આ કે
તે રસ્તે સૌને સદ્બુદ્ધિનો જ પાઠ શીખવે છે. વક્રમતિ અને દુર્બુદ્ધિ લોકોને
એક રીતે તો બીજાઓને બીજી રીતે સુધારવાની જ તક પૂરી પાડે છે.
એટલે આપણે દૃઢ વિશ્વાસ સેવવો જોઈએ કે ગાંધીજીની મૃત્યુઘટનામા પણ
કોઈ ગૂઢ ઈશ્વરીય કલ્યાણસંકેત છે, જેના ચિહ્નો અત્યારથી જ દેખાવા
લાગ્યાં છે.

ગાંધીજીએ ગીતાનો અર્થ પોતાના આચરણદ્વારા દર્શાવ્યો છે અને
વિકસાવ્યો પણ છે ગાંધીજીની દૃષ્ટિ ધ્યાનમા રાખી ગીતાને સમજવા પ્રયત્ન
કરીએ તો એના ચાલુ શબ્દાર્થની પેલીપાર એક લોકોત્તર ભવ્ય અર્થની
ઝાંખી થાય છે. આ મુદ્દાનો વિસ્તાર કરવાનું આ સ્થાન નથી પણ ગાંધી-
જીને શ્રદ્ધાંજલિ આપતી વખતે તેમની દૃષ્ટિની અલ્પ ઝાખી કરવા કરાવવા
પૂરતું એક ઉદાહરણ ટાકવું અપ્રસ્તુત નથી

પ્રાચીન કાળથી આજલગી યુદ્ધપ્રિય લોકોને ઉત્તેજવા અને પાનો ચડાવવા માટે એક ચમત્કારી ઉક્તિ ગીતામાં છે. તે કહે છે કે: 'અરે બહાદુર, તુ કમર કસ! તૈયાર થા! રણમાં જા! અને પછી પીઠ ન ફેરવ. દુશ્મનોથી ન ડર! જો દુશ્મનોને હાથે મરણ પામીશ તો કશું નુકસાન નથી. ઊલટું એ રીતે મરીને તુ અહીંના રાજ્ય કરતાં મોટુ સ્વર્ગનું રાજ્ય પામીશ, અને જો દુશ્મનોને જીતીશ તો અહીંનું રાજ્ય છે જ. જીવીને કે મરીને તુ રાજ્ય જ ભોગવવાનો છે. શરત એટલી કે લડતાં પાછી પાની ન કરવી.' આ ઉત્તેજનાએ આજ લગી હિંસક યુદ્ધો પોષ્યાં છે. કેમકે તે ઉત્તેજના કોઈ એક પક્ષ પૂરતી હોતી નથી. બન્ને પક્ષો તેવી ઉત્તેજનાથી બળ મેળવી પ્રાણાન્ત યુદ્ધ ખેલે છે અને પરિણામે નાશની પ્રક્રિયા અટકતી નથી. ગાંધીજીએ આ ઉત્તેજનાને મિટાવી નહિ. તેનું બળ કાયમ રાખ્યું એટલું જ નહિ પણ તેને ઘણે અંશે વધાર્યું પણ છે. માત્ર તેને અહિંસાનો નવો ઝોક અને નવો પુટ આપ્યો અને તે ઉત્તેજનાને અમર રસાયણ બનાવ્યુ હજારો વર્ષ થયાં ચાલી આવતી પાશવી હિંસક ઉત્તેજનાને તેમણે માનવીય કે દિવ્ય ઉત્તેજનામાં ફેરવી નાખી, અને તે કેવી રીતે? ગાંધીજીએ ઉપરની ઉત્તેજનાને નવો અર્થ આપતાં કહ્યું કે 'શાશ્વત સિદ્ધાન્ત તો એવો છે કે કોઈ પણ કલ્યાણ કરનાર દુર્ગતિ પામતો નથી. તેથી હે બહાદુર! તું કલ્યાણ માર્ગે નિર્ભયપણે વિચર! આગળ અને આગળ વધ્યે જા! પાછો ન હઠ! કોઈનું અકલ્યાણ ચિંતવવામાં કે કોઈનું બગાડવામાં ન પડ! એમ કલ્યાણમાર્ગે ચાલતા અને ઝૂઝતાં મરી જઈશ, ખવાઈ જઈશ તો યે શું? તેથી તો તને અહીં કરતાં વધારે સારી ઉચ્ચ ભૂમિકા જ મળવાની છે, કેમકે કલ્યાણકારી સદ્ગતિ જ પામે છે. તે દુર્ગતિ કદીયે પામતો નથી અને જો કલ્યાણમય વિશ્વસેવા કરતાં કરતાં આ જન્મે જ સફળતા મળી તો તુ અહીં જ સેવારાજ્યનાં સુફળ ભોગવીશ." આજ લગી न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति એ શ્લોકાર્ધની સાથે સંગતિ બેસાડ્યા વિના જ માત્ર પરાપૂર્વના લડાઈના સંસ્કારોથી પોષાયલું વિદ્વાન ગણાતાઓનુ પણ માનસ हतो वा प्राप्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम् એનો અર્થ જૂની ઘરેડ પ્રમાણે જ કરતું અને માનવ-જાતિ કૌરવપાંડવની પેઠે ભાઈભાઈઓમાં ઉત્તેજનાનું મદ્યપાન કરી લડી મરતી. તેને બદલે ગાંધીજીએ ભાઈભાઈઓને અંદરોઅંદર લડવાની ના પાડવા માટે અને તેમનું લડાયક બળ સૌના સામુહિક હિતમાં વપરાય તે માટે ગીતાના એ વાક્યનો જીવન જીવીને નવો જ અર્થ અર્પ્યો, જે અત્યાર

## વિભૂતિ વિનોબા

### [૫]

પરિવ્રાજક, જૈન અને બૌદ્ધ એ ત્રણ પ્રવિત મુખ્ય પરંપરાઓમાં ભારતની બધી જ આગલ્ફી પરંપરાઓનો સમાવેશ થઈ જાય છે. તૃષ્ણા, પરિગ્રહ કે સંચયવૃત્તિના ત્યાગને એ બધી પરંપરાઓએ જુદી જુદી શૈલીમાં પણ એકસરખી રીતે મહત્ત્વ આપ્યુ છે.

પરિવ્રાજકપણું સ્વીકારી વનમાં જવા ઇચ્છતા ઋષિ યાજ્ઞવલ્ક્યની એક પત્ની મૈત્રેયીના જે ઉદ્‌ગારો બૃહદારણ્યક ઉપનિષદમાં નોંધાયેલા છે તે સમગ્ર પરિવ્રાજક–પરંપરાના વિચારનો એક પડઘો માત્ર છે. યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીને કહ્યું કે 'તને અને કાત્યાયનીને સમ્પત્તિ વહેંચી આપી હું એનો નિકાલ કરવા ઇચ્છું છું.' મૈત્રેયીએ પતિને જવાબમાં કહ્યું કે 'સુવર્ણથી પરિપૂર્ણ પૃથ્વી મળે તો શું હું તેથી અમર થાઉ ખરી?' યાજ્ઞવલ્ક્યે જવાબમાં જણાવ્યું છે કે 'એથી તો તારું જીવન એવું જ રહેવાનું જેવું કે સાધનસામગ્રીમાં રચ્યાપચ્યા રહેનાર ઇતર લોકોનુ જીવન છે. સંપત્તિથી અમૃતત્વની આશા નકામી છે,' ઇત્યાદિ.

તથાગત બુદ્ધે છ વર્ષની કઠોર સાધના અને ઊંડા મનન પછી પોતાના તેમ જ જગતના કલ્યાણનો માર્ગ શોધ્યો તે ચાર આર્ય–સત્યનો. તેમાં બીજું આર્યસત્ય એટલે વૈયક્તિક કે સામૂહિક દુઃખમાત્રનું કારણ તૃષ્ણા કે મમતા છે તે, અને ચોથું આર્યસત્ય એટલે તૃષ્ણાનુ–આસક્તિનુ નિર્વાણ તે. દીર્ઘતપસ્વી મહાવીરે આત્મૌપમ્ય પૂરેપૂરુ જીવનમાં ઊતરે એ માટે બાર વર્ષ સાધના કરી અને છેવટે એના ઉપાય લેખે એમને અહિંસા લાધી. પણ જ્યાં લગી પરિગ્રહ કે સંચયવૃત્તિ હોય કે તે જેટલા પ્રમાણમા હોય, ત્યાં લગી અને તેટલા પ્રમાણમાં અહિંસા એના ખરા અર્થમાં કદી સિદ્ધ થઈ ન જ શકે. આમ આપણે ત્રણે ય પરંપરાના સારરૂપે એક જ વસ્તુ નિહાળીએ છીએ, અને તે તૃષ્ણા, પરિગ્રહ યા સંચયવૃત્તિનો ત્યાગ.

ઉપનિષદોમાં અમરજીવનની સિદ્ધિ ધનવૈભવ વડે નથી થતી એમ કહેવામાં આવ્યું ત્યારે એનો અર્થ એ હરગિજ નથી કે પાર્થિવ સમ્પત્તિનું

જીવનમાં કોઈ મૂલ્ય જ નથી, અથવા એ માત્ર સ્વાપ્નિક છાયા છે. પણ એનો અર્થ, જે આખા ઇતિહાસકાળમાં સિદ્ધ થયો તે તો, એ છે કે પાર્થિવ સંપત્તિ એ માત્ર સાધન છે. એને જ જીવનસર્વસ્વ માની જે પોતાની જાતને ભૂલી જાય છે તે સ્વત.સિદ્ધ અમરપણાને વીસરી વિનાશી અને મર્ત્ય વસ્તુને અમર માની પોતે દુ:ખી થાય છે ને બીજાને દુ:ખ ઉપજાવવામાં નિમિત્ત પણ બને છે. બુદ્ધે તૃષ્ણાત્યાગની વાત કહી, અગાર (ઘર) છોડી અનગાર બનવાની હાકલ કરી ત્યારે એ ઘર, બાહ્ય વસ્તુ, કુટુંબ અને સમાજ એ બધાનું મૂલ્ય નથી જ આંકતા એમ માનવુ તે બુદ્ધને પોતાને અને તેમના ધર્મને અન્યાય કરવા બરાબર છે. બુદ્ધનુ તાત્પર્ય એટલું જ છે કે અંગત સુખની લાલસામાં ઇતરના સુખદુ:ખની પરવા જ ન કરવી અને અંગત મમતા પોષવી એ વ્યક્તિ તેમ જ સમાજ માટે બંધનરૂપ છે. મહાવીરે પરિગ્રહત્યાગની વાત કહી ત્યારે પણ તેઓ એટલુ તો જાણે જ છે કે વૈયક્તિક અને સામૂહિક જીવનમાં ધનધાન્ય જેવી બાહ્ય વસ્તુઓનું પણ સ્થાન છે જ. તેમ છતાં જ્યારે તેઓ સુદ્ધાં અનગારપદની વાત કરે છે ત્યારે કોઈ પણ જાતના અંગત પરિગ્રહમાં બંધાવાનો જ નિષેધ કરે છે સાચો ત્યાગી અને સાચો વિચારક હોય તે એટલું તો જાણે જ કે કોઈ પણ વ્યક્તિનું જીવન ભોજન, આશ્રય અને બીજી એવી જરૂરી વસ્તુઓ વિના કદી ચાલી શકે જ નહિ. એટલુ જ નહિ પણ સ્થૂળ અને જડ કહેવાતી બાહ્ય સામગ્રીની ઉચિત મદદ વિના જીવનનું ઊર્ધ્વીકરણ પણ શકચ નથી. આ રીતે જોતાં બધી જ પરંપરાના મુખ્ય પ્રવર્તકોનો સૂર મમતાત્યાગનો છે; એટલે કે અગત અને વૈયક્તિક મર્યાદિત મમતાને વિસ્તારી એ મમતાને સાર્વજનિક કરવાનો છે. સાર્વજનિક મમતા એટલે બીજા સાથે અભેદ સાધવો કે આત્મૌપમ્ય સાધવું તે. એનું જ બીજું નામ સમતા છે. મમતા સંકુચિત મટી વ્યાપક બને ત્યારે જ તે સમતારૂપે ઓળખાય છે. બન્નેના મૂળમા પ્રેમતત્ત્વ છે. એ પ્રેમ સંકીર્ણ અને સંકીર્ણતર હોય ત્યારે તે મમતા અને એ નિર્બંધન વિકસે ત્યારે તે સમતા. આ જ સમતા ધર્મમાત્રનું અંતિમ સાધ્ય છે.

મમતાનો ત્યાગ એ શ્રેય માટે આવશ્યક હોવા છતાં જો તે સમાજનાં વિવિધ અંગોમાં સમતાને મૂર્ત કરવામાં પરિણામ ન પામે તો અંતે એવો ત્યાગ પણ વિકૃત બની જાય છે. પરિગ્રહત્યાગની ભૂમિકા ઉપર જ-સંન્યાસી-સંઘ અને અનગારસંઘો અસ્તિત્વમા આવ્યા. એના ત્યાગને લીધે જ અશોક જેવા ધર્મરાજે સાર્વજનિક હિતના કામો કર્યા એના ત્યાગમાથી જ દાન-દક્ષિણા જેવા અનેક ધર્મો વિકસ્યા. કવિ કાલિદાસે જેમાં સર્વસ્વ દક્ષિણારૂપે

અપાય છે એવો યજ્ઞ રઘુને હાથે કરાવ્યો અને માત્ર માટીનું પાત્ર જ હાથમાં બાકી રહ્યું હોય એવા રઘુને રઘુવંશમાં વર્ણવી ગુપ્તકાલીન દાન-દક્ષિણા ધર્મનું મહત્ત્વ સૂચવ્યું. હર્ષવર્ધને તો એકત્ર થયેલ ખજાનાને દર ત્રણ વર્ષે દાનમાં ખાલી કરી કર્ણનું દાનેશ્વરીપણું દર્શાવી આપ્યું. દરેક ધર્મ-પંથના મઠો, વિહારો, મંદિરો અને વિદ્યાધામો જ નહિ પણ સેંકડો, હજારો અને લાખોની સંખ્યામાં અગાર છોડી અનગાર થયેલ ભિક્ષુ કે પરિવ્રાજકોની સંપૂર્ણ જીવનયાત્રા એ બધું પરિગ્રહત્યાગ અને દાનધર્મને જ આભારી રહ્યું છે. તેની સાક્ષીરૂપે અનેક દાનપત્રો, અનેક પ્રશસ્તિઓ આપણી સામે છે.

જે મઠો, વિહારો, મંદિરો અને ધર્મસંઘો પરિગ્રહત્યાગની ભાવનામાંથી જ અસ્તિત્વમાં આવ્યાં હતાં અને જે દાનદક્ષિણાને લીધે જ પોષાયે જતાં હતાં તેઓ દાનદક્ષિણા દ્વારા મેળવેલ અને બીજી અનેક રીતે વધારેલ પૂંજી અને પરિગ્રહની માલિકી ધરાવવા છતાં સમાજમાં ત્યાગીની પ્રતિષ્ઠા પામતાં રહ્યાં અને સાથે સાથે ઉત્પાદક શ્રમનું સાર્વજનિક મૂલ્ય સમજવાની બુદ્ધિ ગુમાવવાને લીધે એક રીતે અકર્મણ્ય જેવાં બનતાં ચાલ્યાં. બીજી બાજુ સાચી-ખોટી ગમે તે રીતે ધનસંપત્તિ કે ભૂમિસંપત્તિ મેળવનાર વ્યક્તિઓ પણ, દાનદક્ષિણા દ્વારા પોતાના પાપનું પ્રક્ષાલન થાય છે એમ માની દાનદક્ષિણા આપતા રહ્યા અને સમાજમા વિશેષ અને વિશેષ પ્રતિષ્ઠા પામતા પણ રહ્યા આમ સમાજમાં પ્રતિષ્ઠા પામનાર મુખ્યપણે બે વર્ગ અસ્તિત્વમાં આવ્યા · એક ગમે તેટલું અને ગમે તે રીતે અપાયેલું દાન લેનાર, એનો સંગ્રહ અને વધારો કરનાર છતા ત્યાગી મનાતો બ્રાહ્મણ-શ્રમણવર્ગ અને બીજો ન્યાયઅન્યાય ગમે તે રીતે મેળવેલ સંપત્તિનું દાન કરનાર ભોગી વર્ગ. આ બે વર્ગ વચ્ચે એક ત્રીજો વર્ગ પણ રહ્યો કે જેના આધારે ઉપરના બન્ને વર્ગોનું અસ્તિત્વ હોવા છતાં સમાજમાં જેનું આવશ્યક ગૌરવ લેખાતુ નહિ. તે વર્ગ એટલે નહિ કોઈના દાન ઉપર નભનાર કે નહિ કોઈ દાન-દક્ષિણા દ્વારા નામના મેળવનાર, પણ માત્ર કાંડાબળે જાત-શ્રમ ઉપર નભનાર વર્ગ.

અહિંસા અને મમતાત્યાગનો જે ધર્મ મૂળે સમાજમાં સર્વક્ષેત્રે સમતા આણવા અસ્તિત્વમાં આવ્યો હતો તે જ ધર્મ અવિવેકને લીધે સામાજિક વિષમતામાં અનેક રીતે પરિણમ્યો. એવી વિષમતા નિવારવા અને કર્મયોગનું મહત્ત્વ સ્થાપવા કેટલાક દ્રષ્ટાઓએ અનાસક્ત કર્મયોગ તેમ જ સમત્વયોગની

સ્થાપના માટે સબળ વિચારો રજૂ કર્યો. દક્ષિણ અને ઉત્તર હિન્દુસ્તાનમાં થયેલ અનેક સંતોએ એ વિચારનું પોષણ પણ કર્યું. જ્યા ત્યાં એની સારી અસર પણ થઈ. પરન્તુ એ અસર છેવટે ન તો સ્થાયી બની અને ન તો સર્વદેશીય. તેથી કરીને સમાજમાં છેવટે રાજસત્તા અને ધનસંપત્તિનો મહિમા, દાન અને ત્યાગનો મહિમા એ જેવા ને તેવા ચાલુ જ રહ્યા અને સાથે સાથે ગરીબી તેમ જ જાતમહેનત પ્રત્યેની સૂગ પણ ચાલુ રહી.

ઊંચ-નીચના ભેદની, સંપત્તિ અને ગરીબીની, નિરક્ષરતા અને સાક્ષરતાની, તેમ જ શાસક અને શાસિતની, એમ અનેકવિધ વધતી જતી વિષમતાને લીધે દેશનું સામૂહિક બળ ક્ષીણ જેવું થયું અને અંતે વિદેશી રાજ્ય પણ આવ્યું. એણે પહેલાંની વિષમતામાં અનેક નવી વિષમતાઓ અને સમસ્યાઓ ઊભી કરી ચોમેરથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારવા લાગી. કવિઓ ઈશ્વરનું આહ્વાહન કરવા લાગ્યા. જ્યારે આ વિષમતા નિવારવાનું કામ શસ્ત્રબળ અને શાસ્ત્રબળ બન્ને માટે અસાધ્ય જેવું દેખાતું હતુ ત્યારે પાછો એ જ જૂનો અપરિગ્રહ અને અહિંસાનો માર્ગ એક વિશિષ્ટ વ્યક્તિને સૂઝયો.

અહિંસા અને અપરિગ્રહની અધૂરી તેમ જ અવિવેકી સમજણથી જે અનિષ્ટ પરિણામો માનવજાતે અનુભવ્યાં છે; તેમ જ રંગભેદ, આર્થિક અસમાનતા અને જાતિ કે રાષ્ટ્રના મિથ્યા અભિમાનને લીધે પેદા થયેલાં જે દુઃસહ અનિષ્ટો માનવજાત ભોગવી રહી છે તે બધાનો સામટો વિચાર કરી તે વિચારના પ્રકાશમાં બધા જ અનિષ્ટોના ઉપાય લેખે એ વિશિષ્ટ વ્યક્તિએ અહિંસા અને અપરિગ્રહનું મૂલ્ય આંક્યું ને તેમાંથી જ માનવજાતના ઉદ્ધારનો કે સર્વાંગીણ સમતા સ્થાપવાનો માર્ગ શોધી કાઢ્યો. સઘળા અનિષ્ટો નિવારવાનો આ નવો માર્ગ હતો તો રામબાણ જેવો, પણ શરૂઆતમાં એના ઉપર ભાગ્યે જ કોઈની શ્રદ્ધા સમજણપૂર્વક બેઠી. તેમ છતાં એ અહિંસા અને અપરિગ્રહના નવા પેગંબરે પોતાનું દર્શન આફ્રિકામાં જ સફળ કરી બતાવ્યું. લોકો ચમક્યા અને ક્રમે ક્રમે એ ઋષિની આસપાસ એક નવું શિષ્યમંડળ એકત્ર થયું.

જે સત્તા સામે પડકાર ફેંકવાની દુનિયામાં લગભગ કોઈની પ્રગટ હિંમત ન હતી તે જ સત્તા સામે એ ઋષિએ પોતાનું અહિંસક શસ્ત્ર ઉગામ્યું અને અહિંસામા માનનાર કે નહિ માનનાર બધા જ એકાએક ડઘાઈ ગયા. જે અહિંસા અને અપરિગ્રહ માત્ર વ્યક્તિગત ધર્મ બની ગયો

હતો અને જે માત્ર નિવૃત્તિની એક જ બુઠ્ઠી બાજુને રજૂ કરતો હતો તે ધર્મે અસહકારની નિવૃત્તિ બાજુ અને સત્યાગ્રહની પ્રવૃત્તિ બાજુ–બન્ને બાજુ સ્પષ્ટ સમજાય તે રીતે અને સર્વક્ષેત્રે લાગુ કરી શકાય એ રીતે રજૂ કરી. પ્રજાને, દરેક બાબતમાં દબાયેલી અને લાચાર પ્રજાને, શસ્ત્ર અને શાસ્ત્ર વિના પણ પોતાની જ પાસે રહેલું પણ આજ સુધી અજ્ઞાત એવું એક સહજ અમોઘ બળ લાધ્યું. પ્રજા જાગી અને કલ્પનામાં ન આવે એ રીતે એ નવા અમોઘ બળે સ્વરાજ્ય મેળવી આપ્યું. જે શસ્ત્ર રાજકીય વિજય અને રાજકારણમાં સફળતા આણનાર સિદ્ધ થાય છે તે શસ્ત્ર ઇતિહાસકાળથી સર્વોપરી મનાતું આવ્યું છે. અત્યાર અગાઉ શસ્ત્રબળ અને કાવાદાવાના શસ્ત્રબળને એવી પ્રતિષ્ઠા મળેલી જ્યારે આ નવા ઋષિએ એ પ્રતિષ્ઠા અહિંસા અને અપરિગ્રહના નવા શાસ્ત્રને આપી અને એક રીતે એ પ્રતિષ્ઠા માત્ર ભારતમાં નહિ પણ દેશદેશાન્તરમાં વિસ્તરવા લાગી.

ગાંધીજીએ રાજકારણ ઉપરાંત જીવનનાં લગભગ તમામ ક્ષેત્રોમાં પોતાના એ આધ્યાત્મિક બળનો પ્રયોગ કર્યો અને એનાં મધુર ફળો સમજદાર લોકોની સામે જોતજોતામાં આવ્યાં. સામાજિક જીવનના ખૂણેખૂણામાં સમતા સ્થાપી વિષમતા નિવારવાનો કાયાકલ્પ પૂરજોશમાં ચાલતો જ હતો અને લોકો પણ એને સાથ આપતા હતા, ત્યાં તો ગાંધીજીએ વિદાય લીધી. જેઓ પાછળ રહ્યા અને જેઓ તેમના સાથી હતા અને છે તેમને એ આધ્યાત્મિક બળ વિષે શ્રદ્ધા નથી એમ તો ન કહી શકાય, પણ તે શ્રદ્ધા કંઈક બહારથી આવેલી અને કંઈક અંદરથી ઊગેલી. એટલે એને સંપૂર્ણ જીવતી એમ તો ભાગ્યે જ કહી શકાય. તેમ છતાં સ્વરાજ્ય મળ્યા પછી રાજ્યતંત્ર તો એ શ્રદ્ધાના પાયા ઉપર જ ચાલતુ આવ્યુ છે.

પરકીય સત્તા ગઈ; દેશમાં જે એકહથ્થુ સત્તા જેવાં નાનાં–મોટાં રાજ્યો હતાં તે પણ વિલય પામ્યાં બીજા પણ કેટલાક સુધારાઓ આકાર અને આવકાર પામતા ગયા, પણ સામાજિક વિષમતાનો મૂળ પાયો જે આર્થિક વિષમતા તે તો જૂનાં અને નવાં અનેક સ્વરૂપે કાયમ જ છે. એ વિષમતાની નાબૂદી થયા સિવાય બીજી રાજકીય કે સામાજિક ક્ષેત્રે લીધેલી સિદ્ધિઓ પણ બેકાર જેવી છે. એ દરેકે દરેકને વધારે ને વધારે સમજાવા લાગ્યું, અને સૌનુ ધ્યાન આર્થિક સમતાની ભૂમિકા ભણી વળ્યું. આવી સમાનતા સ્થાપવાના પ્રયત્નો ભારત બહાર પણ થયા છે, પરન્તુ તે અહિંસાના પાયા ઉપર નહિ જ્યારે ભારતીય પ્રજાનો અન્તરાત્મા એવી કોઈ વ્યક્તિને ઝંખી

રહ્યો હતો કે જે તેના અહિંસક સંસ્કારને અનુરૂપ અને ગાંધીજીએ તૈયાર કરેલ ભૂમિકાને જ અનુસરી આર્થિક સમાનતાનો પ્રશ્ન ઉકેલે એ ઝંખનાનો જવાબ ગાંધીજીના જ અનુગામી વર્તુળમાંથી એવી વ્યક્તિએ વાળ્યો કે જેણે આખી જિંદગી ધર્મ તેમ જ કર્મનો સુમેળ સાધવામાં અને શાસ્ત્રીય જ્ઞાનરાશિને પ્રજ્ઞાનરૂપે પરિણમાવવામાં ગાળી છે. તે વ્યક્તિ બીજી કોઈ નહિ પણ જેના ઉપર આખા દેશની અને કેટલેક અંશે દેશાન્તરની પણ નજર ચોંટી છે તે વિભૂતિ વિનોબા.

વિનોબાએ જોયું કે પરંપરાગત સામંતો અને રાજાઓ ગયા પણ મૂડીવાદને પરિણામે દેશમાં અનેક નવા રાજાઓ અસ્તિત્વમાં આવ્યા છે અને આવ્યે જાય છે. વિનોબાએ એ પણ જોયું કે લોકતંત્ર સ્થપાયા છતાં એમાં જૂની જ અધિકારશાહી અને અમલદારશાહી કામ કરી રહી છે. તેમાં સેવાનુ સ્થાન સત્તાની હરીફાઈએ લીધું છે. એમણે એ પણ જોયું કે ભિન્નભિન્ન રાજકારણી પક્ષોમાં પુરાઈ રહેલો, બુદ્ધિમાન વર્ગ પણ પોતપોતાના પક્ષની નબળાઈ અને અકર્મણ્યતા જોવા કરતાં સામા પક્ષની ત્રૂટિઓ તરફ જ વધારે ધ્યાન આપે છે. અને પરિણામે એ પક્ષોની સાઠમારીમા જનતાનું હિત બહુ ઓછુ સધાય છે તેમ જ કાંઈક સારું કરવાની વૃત્તિવાળા એવા બુદ્ધિમાન લોકોની શક્તિનો પ્રજાના ઉત્કર્ષમાં બહુ ઓછો ઉપયોગ થાય છે. વિનોબાની પ્રજ્ઞાએ અર્થોપાર્જન અને અર્થરક્ષણના જુદા જુદા માર્ગોમાં પ્રવર્તતી અન્યાયપૂર્ણ તેમ જ અસામાજિક ગેર–રીતિઓનુ પણ આકલન કર્યું. એમણે એ જોઈ લીધુ કે તત્કાળ વિધાયક અહિંસાને રસ્તે લોકોની બુદ્ધિ વાળવામાં નહિ આવે તો અત્યારલગી થયેલું બધુ કામ ધૂળધાણી થઈ જશે અને લોકો હિંસા ભણી વળશે. આ મથામણમાંથી તેમને ભૂમિ-દાનનો માર્ગ લાધ્યો. જોતજોતામાં એને કેટલી સફળતા મળી અને કેટલી મળી રહી છે તે ઉપરથી જ આપણે તે માર્ગનુ મૂલ્ય આંકી શકીએ છીએ. રાષ્ટ્રપતિ હોય કે મહામાત્ય હોય, ઉપરાષ્ટ્રપતિ હોય કે રાજાજી હોય, દરેક આ ભૂદાન–પ્રવૃત્તિને જીવનનાં નવા મૂલ્યો સ્થાપનાર પ્રવૃત્તિ લેખે આવકારી રહ્યા છે એ નાનીસૂની બાબત નથી. વિનોબાજીની પ્રવૃત્તિ માત્ર ભૂમિના દાનમાં જ નથી સમાતી; એ તો સામાજિક, આર્થિક અને રાજકીય એમ બધાં ક્ષેત્રે માનવીય સમતા સ્થાપવાના પ્રયત્નનું પહેલુ પગથિયું છે. એ પ્રવૃત્તિનો આત્મા વિનોબાજી જેટલો જ વિશાળ છે. એમાં સંપત્તિનુ દાન, બુદ્ધિનુ દાન, શ્રમનુ દાન અને જીવનનુ દાન સુદ્ધાં સમાઈ જાય છે કે જેની જીવંત મૂર્તિ પોતે વિનોબા જ છે.

ગાંધીજીએ અહિંસાની સર્વાંગીણતાનું જે દર્શન અને આચરણ કર્યું હતું તેનો જ વિકાસ અને વિસ્તાર વિનોબાજીના યજ્ઞમાર્ગ દ્વારા થઈ રહ્યો છે, એવી મારી દૃઢ પ્રતીતિ છે. તેથી જ તો વિનોબા કોઈ આ કે તે પક્ષના વાડામાં પુરાઈ શકતા નથી, સમાતા નથી. ઊલટું, એમની પ્રવૃત્તિ બધા જ પક્ષોના અવરોધનો દૃઢ પાયો નાખી રહી છે. ભૂમિદાન પ્રવૃત્તિ પક્ષાતીત પણ સર્વપક્ષસંગ્રાહી હોઈ, સાચી સમજણ ધરાવનાર સેવાકાંક્ષી વર્ગ તેમને સાથ આપવા ચોમેરથી એકત્ર થઈ રહ્યો છે.

જ્યાં તથાગત બુદ્ધે બોધિ પ્રાપ્ત કરેલ ત્યાં જ જીવનદાનના પીંપળાનું બીજ રોપાયું છે. એની શાખા–પ્રશાખાઓ બોધિવૃક્ષની શાખા–પ્રશાખાઓની પેઠે જ જગ્યાએ જગ્યાએ વિસ્તરવાની એમાં લેશ પણ સંદેહ નથી. જે ઉત્તર બિહારમાં અહિંસામૂર્તિ મહાવીરે જન્મ લીધેલો અને જ્યાં તથાગત બુદ્ધનાં પગલાં પડેલાં ત્યાંનો વિનોબાજીનો વિહાર એ અત્યારના જલસંકટ પ્રસંગે એક આશીર્વાદરૂપ છે. ગાંધીજીએ વિચારેલ અને શરૂ કરેલ અનેક પ્રવૃત્તિઓમાંથી કોઈ એક યા બીજી પ્રવૃત્તિને વરેલા પણ માત્ર તેને જ સર્વસ્વ માની બેઠેલા હરકોઈ સેવકને માટે વિનોબાજીનું જીવન બોધપ્રદ નીવડે તેવું છે. તેથી તેમની જન્મજયંતી પ્રસંગે આપણે સૌ તેમનાં વિવિધ લખાણો, વિવિધ પ્રવૃત્તિઓ,—એ બધાનું આકલન કરીએ અને તેઓ શતાયુ થાઓ એવી હાર્દિક પ્રાર્થના કરીએ।

—ભૂમિપુત્ર, ૧૫ સપ્ટેંબર ૧૯૫૪

# આજનો યથાર્થ માર્ગ : ભૂદાન

## [ ૬ ]

એક વાત મારે સ્પષ્ટ કહેવી જોઈએ કે સામુદાયિક પદયાત્રાના મૂળમાં વિનોબાજી છે. હું તેમને કઈ રીતે જોઉં છુ તે તમને કહું.

મારો વ્યવસાય અભ્યાસ, ચિંતન અને પરિશીલન છે. તમે જેમ પ્રત્યક્ષ કાર્ય કરો છો તેમ હું નથી કરી શકતો, છતાં અભ્યાસ મારફતે હું વિનોબાજીને જાણું છુ તેમના પ્રત્યે મારી જે શ્રદ્ધા છે તે જાગરૂક શ્રદ્ધા છે. હું ઘણીવાર જોઉં છુ કે ગાધીજી પછી એવી કઈ વ્યક્તિ છે કે જેને દેશની આટલી બધી પડી હોય? જવાહરલાલજી ઘણા ઉજાગરા કરે છે, એરોપ્લેનમાં દોડાદોડ કરે છે, ખૂબ મહેનત કરે છે તે વાત સાચી છે. પણ ગાંધીજીની કાર્ય-પદ્ધતિનો જો કોઈએ યોગ્ય વિકાસ કર્યો હોય તો તે વિનોબાજીએ–અને તે પણ કોઈ મોટી સંસ્થાની કે મોટા માણસની મદદ વગર. ગાંધીજીની પ્રણાલી એવી હતી કે તેઓ નાનામા નાની બાબત તરફ બહુ ધ્યાન આપતા. અલબત્ત, મોટામાં મોટી યોજનાઓ પણ થતી, પરંતુ ઝીણામાં ઝીણી બાબતોનેય તેઓ ખૂબ ઊંડાણથી જોતા. આથી તેમની આસપાસ મોટું મંડળ એકઠું થતું.

### સાધનામૂર્તિ

ગાંધીજી પહેલાં ઘણા સુધારકો થઈ ગયા પણ કોઈએ ગાંધીજી જેવું મૂળભૂત કામ નહોતું કર્યું. ગાંધીજીની આશ્રમપ્રથાને કારણે તેમાં જે સમાયા તે સૌને ગાંધીજીનો અનહદ પ્રેમ મળ્યો. તેઓ હસીને વાતો કરે ત્યારે અનેકને તેમાથી પ્રેરણા મળતી. તેમનામા ચોકસાઈ, સ્નેહ અને મનની વૃત્તિ હતી. તેનો ત્યાગ અને વિચારના બળે જો કોઈએ ઉપયોગ કર્યો હોય તો તે વિનોબાજીએ. આ દેશમાં ઘણા સંતો અને વિદ્વાનો છે. તેમાં સાચા પણ છે. પરંતુ જ્યાં સુધી હુ લોકોના સંપર્કમાં છુ ત્યાં સુધી, હું વિનોબાજીની કોટિનો બીજો કોઈ માણસ જોતો નથી. વિનોબાજીમાં ત્યાગવૃત્તિ, અને અનાસક્તિ ન હોય તો આ જ રાજપુરુષો તેમને પી જાય! જે લોકોને દેશવિદેશના ઝઘડામાં રસ છે, તેના સમાધાનમાં રસ છે, તે લોકોને પણ

વિનોબાજીની વાત આજ સાંભળવી પડે છે. વિનોબાજીને એક વ્યક્તિ તરીકે નહીં પણ એક સાધનામૂર્તિ તરીકે જોતાં તેમની પ્રવૃત્તિ તરફ માત્ર શ્રદ્ધા જ નહીં પણ 'જાગરૂક શ્રદ્ધા' પેદા થાય છે. એ દૃષ્ટિએ માત્ર શાસ્ત્ર-પરિશીલન પૂરતું નથી જ્ઞાન જ્યાં સુધી કાર્યમાં પર્યવસાન પામે નહીં ત્યાં સુધી તે ઉપયોગી નહીં થાય.

### ભૂદાનનો વિચાર

હું જ્યારે વિચારું છું, ત્યારે મને લાગે છે કે, કામ તો આ દેશમાં ઘણાં ચાલે છે, પરંતુ તે બધાંમાં કંઈક ને કંઈક ખામી હોય છે. જેને જનતાનું કામ કરવું છે, ગરીબોનાં દુઃખો નિવારવાં છે, તેને માટે આજે પક્ષો ઊભા કરવામાં આવે છે. પક્ષો ઊભા થાય તેનો પણ વાંધો નથી, પરંતુ જે ભૂમિકા પર પક્ષો છે તેમાં એક બીજા માટે આદર નથી. તમે જુદી જુદી ટુકડીઓમાં (પદયાત્રામાં) જાઓ છો તેથી કાંઈ જુદા પડતા નથી. એક બીજા પ્રત્યે આદર, સદ્ભાવ ને પ્રેમ રહે છે. પક્ષોમાં એવું નથી બનતું. બધા નામ તો દેશહિતનું, ગાંધીજીનું લે છે, પણ તે બધામાં અંદર અંદર એક સ્પર્ધા ચાલી રહી છે. 'કયા મુદ્દા પર ચૂંટણી લડવી' તે કરતાં 'સામા પક્ષને કેમ ઉતારી પાડવો, ચક્રવર્તી વ્યાજ સાથે દોષો કેમ જણાવવા,' એવુ જોવાય છે. અમદાવાદમાં કે દેશના કોઈ પણ ભાગમાં, બીજાનાં દોષદર્શન, નિંદા અને પોતાની ત્રુટિઓ નહીં જોવાની વૃત્તિ–આટલું બધે દેખાય છે. વિનોબાજી આની વચ્ચે એક નવું માર્ગદર્શન આજે આપી રહ્યા છે. દેશના વિકાસ માટે રસ્તાઓ બાંધવા જોઈએ તે કબૂલ, ગામની સ્વચ્છતા રાખવી જોઈએ તે કબૂલ, કચરો સાફ કરવો જોઈએ તે કબૂલ, પણ દેશમાં જેઓ કામ કરે છે તેમનામાં જે કચરો છે તે કોણ સાફ કરે? બધાનાં મનનો મેલ કોણ કાઢે? અશોક મહેતા ગમે તેવું સારું ભાષણ આપે પણ તે બોલે તેથી બીજાના મનનો મેલ નહીં નીકળે; કૃપાલાનીજી જેવા મોટા વિચારક પણ બોલે તેથી કોઈના મનનો મેલ નહીં નીકળી શકે. પણ જેના મનમાં કોઈને માટે મેલ નથી, જેને સૌ સરખા છે, જેને કોઈ માટે પણ પૂર્વગ્રહ નથી, એવી વ્યક્તિ વિનોબાજી છે. તેઓ જ સૌના મનનો મેલ કાઢી શકશે. એને કોઈની પડી નથી: કોંગ્રેસની, સમાજવાદની કે સામ્યવાદની. એને બધાયની પડી છે; છતાં કોઈની નથી પડી! આવો માણસ જ્યારે કામ કરે ત્યારે તેને જેટલું સૂઝયું તેટલું આપણને ન સૂઝયું. જેના ચિત્તમાં મળ, રાગદ્વેષ ઓછા, અને મનન તથા શાસ્ત્રાભ્યાસની

વૃત્તિ વધુ છે તે પ્રજ્ઞાવાન છે. દેશમાં જેટલા સંતો થયા તેમનાં જીવન વિનોબાજીએ વાંચ્યાં, વિચાર્યાં અને અનુભવ્યાં. એ જ તેમની પ્રજ્ઞા છે. અને એ પ્રજ્ઞામાંથી ભૂદાનનો વિચાર આવ્યો છે.

અહીં જે બહેનોએ પોતાના અનુભવોની વાતો કરી તે બહુ સહજ, સુસ્થિત અને હૃદયસ્પર્શી હતી. યુનિવર્સિટીઓની વક્તૃત્વ-સ્પર્ધાઓમાં જેઓ ભાગ લે છે તેમાં પણ આવી સહજતા નથી આવતી. એ ક્યાંથી આવે છે? માણસ કામ કરવા જાય છે, બુદ્ધિ અને મન જાગૃત રાખે છે, તો આપોઆપ જ એ ઝરો પ્રગટે છે. ગાંધીજીએ સ્ત્રીશક્તિ જાગૃત કરી તે પછી બહેનોમાં ધારાસભા વગેરેમાં જવાની પ્રવૃત્તિ વધી. વિનોબાજીએ પાછો જુદો રસ્તો લીધો. તેમાં બહેનો આજે આગળ આવી રહી છે.

ભૂદાન શું છે?

તમને આ કામ કરવાની જે તક મળી છે, તેથી ગાંધીજીના રસ્તે ચાલવાનો અવસર પ્રાપ્ત થયો છે. આથી ચડિયાતો આનંદ કદાચ બીજો ન હોઈ શકે. વિનોબાજી કહે છે કે, 'હુ બુદ્ધને ખભે ચઢ્યો છુ' તેમાં કેટલી નમ્રતા છે! જૂના વખતમાં છોકરાઓ ભવાઈ અને રામલીલા જોવા જતા ત્યારે તેઓ તે જોઈ ન શકે માટે વડીલો તેમને પોતાના ખભા પર બેસાડતા. ખભે ચડવાથી બાળક બાપ કરતાં ઊંચે જાય છે અને તે બાપના આધારે. તેમ જૂનાના આધારે વિનોબાજી ભૂતકાળમાં જે કાંઈ થયું છે તેના કરતાં ઊંચી ભૂમિકાએ કામ કરી રહ્યા છે—પણ તે પોતાની દૃષ્ટિએ.

ભૂદાન શું છે? પૈસાથી જે થતુ નથી તે ભૂમિથી થાય છે. પૈસો ગજવામાં હોય તો તેની ચિંતા રહે છે. રાત દિ' સંભાળ રાખવી પડે છે. ભૂમિમાં આવુ છે? ના. ભૂમિ તો એક એવી નક્કર વસ્તુ છે કે કપડાં, અનાજ, પૈસા વગેરે બધુ પેદા કરે, છતા તે તેવી ને તેવી કુંવારીની કુંવારી રહે ..પરણેલી ને કુંવારી! માણસને ભૂમિ પર મમત્વ શા માટે રહે છે? આ જ કારણે કે એ સ્થિર છે. જૂના વખતમાં બાપ-દાદાઓ ભૂમિ પર વધુ ભાર મૂકતા અને પોતાનાં સંતાનો માટે જે કંઈ બચાવે તે ભૂમિ રૂપ બચાવતા, જેથી તેઓ શ્રમ કરીને સાચી મૂડી સાચવી રાખી શકે. આપણે ત્યાં સાધુ-સંન્યાસીને દાન દેવાની પ્રથા ચાલી આવી છે. તેને ખાવાનું દઈએ તે આરોગી લે છે અને કપડું પહેરી લે છે. પણ જો તેને દાનમાં અન્ન કે કપડાંને બદલે ભૂમિ આપો તો તેને મહેનત કરવી પડશે, કાં તો બીજા પાસે કરાવવી પડશે, નહીંતર કશું જ નહીં પાકે.

મહેનત કરે તો પાકે. ભૂમિ જેના હાથમાં હશે તેને તે ભારરૂપ થશે, સિવાય કે તેનો તે ઉપયોગ કરે! ભૂમિ એ નક્કર વસ્તુ છે. તેની સાથે સંપત્તિનો, બુદ્ધિનો ઉપયોગ હોય. બુદ્ધિ એટલે શું? બુદ્ધિ એટલે સમજણ. તેનો ઉપયોગ કરો તો જ કંઈક નિર્માણ થાય. દાનનો અર્થ વિનોબાજીએ સ્પષ્ટ કર્યો છે. 'દાન એટલે એક આપે અને બીજો લે એમ નહીં પણ સમાનપણે જીવવાનો અધિકાર મેળવવો તે.'

દુનિયાના કોઈ દેશમાં કોઈને આ વિચાર સૂઝયો છે? ત્યાં તો હુસાતુસી ચાલે છે. સુએઝનો પ્રશ્ન આવ્યો અને તરત જ યુદ્ધની તૈયારી થઈ અને ખંજર ખખડવા માંડયાં!

### દેશમાં જાગૃતિ

હિંદુસ્તાનમાં હવે ગરીબી અને અમીરી સાથે સાથે નહીં ચાલી શકે. જેમ જેમ ગરીબો, આદિવાસીઓ, ભીલો વગેરે જાગતા જશે તેમ તેમ ક્રાંતિ ઝડપી બનશે. જ્યાં જ્યાં ગરીબી વધારે છે ત્યાં ત્યાં જાગૃતિ વધુ આવશે. તે જાગૃતિને યોગ્ય રસ્તે વાળવાનો ભૂદાન એક માર્ગ છે. તેમાં ગરીબીની વહેંચણી નથી થતી, પણ બીજાના દુ:ખના ભાગીદાર થવાનો અવસર પ્રાપ્ત થાય છે. ગરીબ માણસમાં ઘણી વાર સાત્વિક મન હોય છે. તેના પર ભાર પડે છે, એ રીતે નહીં પણ સહજ રીતે ભૂદાનની આ વાત તેમને સમજાવવી જોઈએ. તેઓ બીજા ગરીબોની સ્થિતિ જાણે છે એટલે તેઓ સાચી રીતનું દાન આપે છે. ગાંધીજી કહેતા કે, 'કરોડપતિના દાન કરતા મારે મન ગરીબની કોડીનું દાન મોટું છે.' રવિશંકર મહારાજ ઘણી વાર કહે છે, 'જ્યારે ગરીબોના દાનની નદીઓ વહેશે ત્યારે પૈસાદાર-રૂપી ભેખડો તો આપોઆપ ફાંસાઈ પડશે.'

લોકોનાં મનમાં વિચાર થઈ રહ્યો છે કે, આપણે દાન ક્યાં કરવું? આપણે કહીશું કે માણસો જીવતા રહે ત્યાં! પાંજરાપોળ તો ઘણી છે પણ માણસપોળો ક્યાં? આનો અર્થ એમ નથી કે પશુપક્ષીઓ પર દયા ન રાખવી. આજે પ્રથમ માણસનો પ્રશ્ન સામે છે. પહેલાં યજ્ઞોમાં ઘી હોમાતાં, આર્યસમાજીઓએ યજ્ઞોને બદલે હવનમાં ઘી હોમાવાં શરૂ કર્યાં. આથી સ્વામી રામતીર્થે એક વાર કહેલું કે 'યજ્ઞમાં ને હવનમાં ઘી હોમાય છે તેને બદલે માણસના જઠરમાં ઘી જાય તેમ કરવુ જોઈએ.' ભૂમિદાન એ આજના પ્રશ્નોને લઈને ચાલતો દાનનો યથાર્થ માર્ગ છે.

સામુદાયિક પદયાત્રાના કારણે તમારામાં ઘણી નિર્ભયતા આવશે. અનુભવો થશે, લોકોનો સંપર્ક થશે. લોકોને ઉપયોગી થવા માટે ભૂદાનના કાર્યકર્તાઓને ખેતી, આરોગ્ય, અર્થકારણ વગરે બીજા ઘણા વિષયોનો અભ્યાસ હોવો જરૂરી છે. તેથી કામ સારી રીતે થશે.

**અનુભવોથી વધુ જ્ઞાન મળે છે**

આજે તમે પદયાત્રાનાં ભાઈ–બહેનોએ પોતપોતાના જે અનુભવો કહ્યા તે જોતાં એમ લાગે છે કે, કંઈક અદ્ભુત થઈ રહ્યું છે. જૂના વખતમાં પરિવ્રાજકો હતા તે વખતોવખત વિચારની આપ–લે કરતા. બૌદ્ધ, જૈન, સાંખ્ય વગેરેમાં આવા પરિવ્રાજકોની પરંપરા હતી. એક આચાર્યની નીચે થોડા ભિક્ષુકો રહેતા હતા પણ જ્યારે આચાર્યમાં શિથિલતા આવતી ત્યારે એ સંઘો તેજહીન થતા. આ પણ એક નવો સંઘ છે. આમાં વિશેષતા એ છે કે દરેક યાત્રી–ટુકડી પદયાત્રા કરીને પાછી આવે છે, પોતાના અનુભવો કહે છે અને વિચારોની આપ–લે કરે છે. મને લાગે છે કે સેંકડો પુસ્તકો વાંચવા કરતાં આવા અનુભવો તમે કહો છો તેમ વધુ જ્ઞાન આપે છે. પુસ્તકોમાં તો ઘણા ભાગે કલ્પનાઓ હોય છે.

જે ધર્મવિચાર આજે ચાલી રહ્યો છે તેની અથડામણ જૂના વિચારો સાથે થશે. કોઈ દિવસ એવુ નથી થયુ કે જૂના વિચારોએ લડાઈ ન કરી હોય ! તેમ તમારે પણ લડાઈ કરવી પડશે. વખત આવ્યે સરકારનો પણ વિરોધ કરવો પડશે.

તમે બધા પવિત્ર સંકલ્પ માટે ભેગા થયા છો તે માટે હું મારા મનમાં જ આભાર માનું છુ, એને સંઘરીને જ જાઉં છુ

વિનોબાજીએ જે પવિત્ર સંકલ્પ કર્યો છે તેમાં સમયનો સંકેત છે, તે પૂરેપૂરો સમજવો જોઈએ. માનવતાનું કલ્યાણ થાય એની એમાં દૃષ્ટિ રહી છે. તેમને ૧૯૫૭ સુધીમા જમીન મળે કે ન મળે એ પ્રશ્ન નથી. ગાંધીજીએ ૧૯૨૨માં કહેલું કે, 'સૂતરના તાંતણે સ્વરાજ લેશુ.' લોકોએ પૂછ્યુ કે, 'ક્યાં છે તમારું સ્વરાજ ?' તો તેમણે ૧૯૩૮માં હરિપુરા કોંગ્રેસમાં જવાબ આપ્યો કે, 'સૂતરના તાંતણે સ્વરાજ સાચું, પણ તમે સૂતરનો તાંતણો કાઢ્યો છે ?' જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી' વાળી પેલી કડીની જેમ તમે જ્યાં લગી સૂતરના તાંતણાનો આત્મા સમજો નહીં, એ મુજબ કામ કરો નહીં, એની

ભાવના પ્રમાણે વર્તો નહીં, તો સ્વરાજ ક્યાંથી થાય?' વિનોબાજીએ ૧૯૫૭ સુધીનું કહ્યું તેની પાછળ આવી ભાવના છે. વિનોબાજીએ બી વાવેલ છે તે નક્કર છે. આપણે (આપણા કાર્યરૂપી ક્ષેત્રમાં) ભૂમિ બરોબર છે, બીજ બરોબર છે—એ બધું જોવું રહ્યું. આ પાક તો પૂરો થતો નથી. પાંચ વર્ષ પછી પણ નવા પ્રશ્નો હશે. અત્યારનું કરેલું ત્યારે ઓછું લાગશે. બધે ચાલી રહેલી ખેંચતાણમાંથી આવો કોઈ નવો માર્ગ કાઢ્યા વગર ગતિ જ નથી. નહીંતર તો નેતાઓ બુદ્ધિનો યોગ્ય ઉપયોગ ભૂલશે. બુદ્ધિ આજે ગમે એમ વેડફાઈ રહી છે. વિનોબાજીએ તો બુદ્ધિ, શક્તિ વગેરે બધા માટે એક ચાવી શોધી છે. તેને આ રીતે જેટલા અંશે કોઈ કામમાં લેશે તેટલે અંશે સાર્થક થશે.

—પ્રસ્થાન, કારતક ૨૦૧૩.

# ક્રાન્તપ્રજ્ઞ શ્રી કિશોરલાલભાઈ

## [૭]

કિશોરલાલભાઈએ પોતે જ પ્રસંગે પ્રસંગે પોતા વિશે થોડુંક લખેલું છે. તેમના પરિચય માટે જો કે એ પૂરતુ નથી, તોપણ તે તેમની વિશિષ્ટ ઝાંખી કરાવે છે. 'કેળવણીના પાયા'ની પ્રસ્તાવનામાં શિક્ષણ અને કેળવણીનો ભેદ દર્શાવતાં તેમણે પોતાની ધર્મ્યજીવનાભિમુખ દૃષ્ટિની ઝાંખી કરાવી છે. 'સ્વામી સહજાનંદ'માં તેમની અસાંપ્રદાયિક ધર્મવૃત્તિની ઝાંખી થાય છે. 'સ્ત્રી–પુરુષ–મર્યાદા'માં તેમના સહજસિદ્ધ સંસ્કારોનો પરિચય થાય છે. શ્રી ચંદ્રશંકર શુક્લે 'પ્યારા બાપુ'માં તેમનો પરિચય આપવા થોડો પ્રયત્ન કર્યો છે. પણ થોડા શબ્દોમાં છતા સમર્થ રીતે તેમનો વ્યાપક પરિચય તો બાપુજીએ જ આપ્યો છે. ૧૯૪૦ના માર્ચની ૩જી તારીખના 'હરિજનબંધુ'માં 'સાચું પગલું' એ મથાળા નીચે બાપુજીએ જે લખ્યુ છે તે અહીં તેમના જ શબ્દોમાં આપણે સાંભળીએ

'કિશોરલાલ મશરૂવાળા આપણા વિરલ કાર્યકરોમાંના એક છે. એ અવિશ્રાંત પરિશ્રમ કરનારા છે. એમની ધર્મબુદ્ધિ કોઈ વધુ પડતી કહે એટલી હદ સુધીની છે. ઝીણામાં ઝીણી વિગત પણ એમની નજર બહાર જતી નથી. તેઓ તત્ત્વદર્શી ફિલસૂફ અને ગુજરાતીમાં લોકપ્રિય લેખક અને ગ્રંથકાર છે. ગુજરાતીના જેટલા જ મરાઠીના વિદ્વાન છે ન્યાતજાતનાં, પ્રાંતીયતાનાં કે કોમી અભિમાનોથી કે વહેમોથી સર્વથા મુક્ત છે. એઓ સ્વતંત્ર વિચારક છે. એઓ રાજદ્વારી પુરુષ નથી. એઓ જન્મસિદ્ધ સુધારક છે. સર્વ ધર્મોના અભ્યાસી છે. ધર્મઝનૂનનો વા પણ એમને વાયો નથી એઓ જવાબદારી અને જાહેરાતથી હમેશાં દૂર રહેવા માગે છે. અને છતાં જો એક વાર જવાબદારી લીધી તો પછી એમના કરતાં વિશેષ સૂક્ષ્મતાપૂર્વક એને પાર પાડનાર બીજો મેં જાણ્યો નથી ગાંધી સેવા સંઘનુ પ્રમુખપદ લેવાનુ મહાપ્રયાસે મેં એમની પાસે કબૂલ કરાવેલુ. જે ઉદ્યમ અને અનન્ય એકાગ્રતાથી એમણે પોતાની જવાબદારી અદા કરી તેને જ પરિણામે સંઘની ઉપયોગિતા સિદ્ધ થઈ હતી અને એથી જ એને આજનું મહત્ત્વ મળ્યું છે. પોતાની ક્ષીણ તબિયતની બિલકુલ પરવા ન કરતાં (જાહેર પ્રજાસેવકને

સારુ આને હું ગુણરૂપ નથી લેખતો ) તેઓ તમામ સાધકો અને શોધકોના હમેશાં ને હરપ્રસંગે ભેરુ થઈ પડ્યા. અથાગ પરિશ્રમ અને કાળજી લઈને તેમણે સંઘનું જે બંધારણ તૈયાર કર્યું છે તે આવી હર કોઈ સંસ્થાને સારુ નમૂનારૂપ થઈ પડે એવું છે.

આ બધી વિગતો કિશોરલાલનો મહિમા વધારવા હું નથી લખતો. એમને મહિમાની કે ગૌરવગાનની મુદ્દલ જરૂર નથી. મારા આત્મસંતોષને ખાતર હું તે લખી રહ્યો છું.'

પણ ઉપર જે કાંઈ કહ્યું તે એક રીતે બીજાનો અનુવાદ જ કહેવાય. અનુવાદનું પ્રામાણ્ય ઓછું નથી, પણ શ્રોતાઓ, ખાસ કરી શિક્ષિત શ્રોતાઓ મુખ્યપણે કંઈક વિધિની અપેક્ષા રાખે. વિધિનો અર્થ છે કે, અપૂર્વ અર્થનુ પ્રતિપાદન—અજ્ઞાતનું જ્ઞાપન. કિશોરલાલભાઈના પરિચયની બાબતમાં વિધિવચન તરીકે કાંઈ પણ કહેવું હોય તો તે સ્વાનુભવમાંથી જ કહી શકાય. આ દૃષ્ટિથી હુ તેમના પરિચયમાં ક્યારે અને કેમ આવ્યો, ને પરિચય કેવી રીતે વધતો ગયો, એ વિષે થોડું પણ કહું તો તે યોગ્ય કહેવાય.

૧૯૨૧ની સ્વરાજ્યની હિલચાલના જુવાળ વખતે એક સાંજે હું આશ્રમમાં સાંજની પ્રાર્થનામાં જઈ ચડેલો. પ્રાર્થનાને અંતે બાપુજીને એમ કહેતાં સાંભળ્યા કે, 'મારે મન સ્વરાજ્ય કરતાં આધ્યાત્મિક રાજ્યની કિંમત વધારે છે, તેથી કિશોરલાલે આધ્યાત્મિક સાધના માટે જે એકાંત જીવન સ્વીકાર્યું છે, તેની ઉપયોગિતા મારી દૃષ્ટિએ બહુ વધારે છે. આપણે આશ્રમવાસીઓ એમની સાધનામાં દૂર રહ્યા રહ્યા પણ ઉપયોગી થઈએ. અને તે દૂર પણ ક્યાં છે? આશ્રમથી થોડેક દૂર એમની ઝૂંપડી છે. ગોમતીએ તો વિશેષ પ્રસન્ન થવાનુ છે,' ઇત્યાદિ. આ ભાવના બાપુના શબ્દો સાંભળી મારી જિજ્ઞાસા સતેજ થઈ. હુ કિશોરલાલભાઈનુ નામ પણ ન જાણતો. કિશોરલાલ કોણ? સાધના શી? ઝૂંપડું શું? ગોમતી કોણ? વગેરે પ્રશ્નો મનમાં ઊઠ્યા. તરત જ મિત્રો પાસેથી ખુલાસો મેળવ્યો, પણ કિશોરલાલભાઈ વિશેની જિજ્ઞાસા ઉત્તરોત્તર વધતી ચાલી. એકાંતવાસમાંથી પાછા તેઓ ઘેર આવ્યા ત્યારે પણ હું આશ્રમમાં તો જતો જ અને મોટે ભાગે તેમના મકાનની નજીકમાં જ મિત્રને ત્યાં જતો, પણ ઉત્કટ જિજ્ઞાસા છતાં કિશોરલાલભાઈ પાસે જવામાં સંકોચ અનુભવતો. સંકોચ એટલા કારણસર કે માત્ર શાસ્ત્રવ્યાસંગી અને શાસ્ત્રવ્યસની એક આધ્યાત્મિક અનુભવી પાસે જઈ કાંઈ ચર્ચા કરે તો એનું મૂલ્ય શું? આ સંકોચ ઠીકઠીક વખત ચાલ્યો પણ

યોગ એવો આવી મળ્યો કે પરિચયનાં દ્વાર ખુલ્લાં થયાં. કિશોરલાલભાઈ પાછા વિદ્યાપીઠના મહામાત્રપદે આવ્યા. તેઓ રોજ (મને યાદ છે ત્યાં સુધી) આશ્રમથી ચાલી એલિસબ્રિજ નજીકના મકાનમા આવેલ વિદ્યાપીઠની ઑફિસમાં આવતા. હુ પણ ત્યાં પુરાતત્ત્વમંદિર પુસ્તકાલય અને કાર્યાલયમાં રહેતો અને કામ કરતો. શાસ્ત્રીય વાચન અને સ્વયચિંતનથી કેટલાક પ્રશ્નો વિશે વિચારો તો બાંધી રાખેલા, તેમાં વજૂદ છે કે નહીં અને સુધારવા જેવુ હોય તો તે કઈ રીતે અને શુ સુધારવું, એવી જિજ્ઞાસા મને હમેશાં રહેતી. જ્યાં લગી બાધેલા વિચારો સમવાદની કસોટીએ ન કસાય ત્યાં લગી મુક્તપણે લોક સમક્ષ ન મૂકવા, એવી ઊંડે ઊંડે મનોવૃત્તિ હતી. હવે ઉત્કટ જિજ્ઞાસા અને તેમના પ્રત્યે બંધાયેલી પરોક્ષ શ્રદ્ધા પણ પરિપક્વ થઈ હતી. એટલે સહેજે જ મેં અવારનવાર મારા પ્રશ્નો તેમની સમક્ષ મૂકવાનુ શરૂ કર્યું. એના સ્પષ્ટ અને સુશ્લિષ્ટ ઉત્તરોથી હું તેમના પ્રત્યે વધારે આકર્ષાયો, અને પછી તો આશ્રમમા જાઉં ત્યારે તેમને મળવાનું ભાગ્યે જ ટાળતો.

હવે તેમનો પ્રત્યક્ષ પરિચય વધતો ગયો અને સાથે સાથે તેમનાં પ્રસિદ્ધ થતાં નાનાં મોટાં લખાણો પણ સાંભળતો ગયો. પ્રથમ પ્રથમ 'જીવન શોધન'ની હસ્તલિખિત નકલ જોઈ જવાનું યાદ છે. એ વાચને તેમના પ્રત્યે મને ઓર આકર્ષ્યો. આ આકર્ષણ આજ લગી વધતુ જ રહ્યું છે.

કિશોરલાલભાઈમાં વિદ્વત્તા કરતાં પ્રતિભાનું તત્ત્વ વધારે છે, એમ મને લાગે છે. કાવ્યની મીમાંસામાં—प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता । એવું પ્રતિભાનું લક્ષણ આપ્યું છે, તે કાવ્યતત્ત્વ માટે પૂરતુ છે, પણ હુ કિશોર-લાલભાઈની પ્રજ્ઞાની વાત કહુ છું તે પ્રજ્ઞા તેથી જુદી જ છે. તથાગત બુદ્ધે જે પ્રજ્ઞા ઉપર વારંવાર ભાર આપ્યો છે અને 'પ્રજ્ઞાપારમિતા'મા જે પ્રજ્ઞા વિવક્ષિત છે તે પ્રજ્ઞાની હું વાત કરું છુ.

વિશુદ્ધિ માર્ગમાં પ્રજ્ઞાનુ સ્થાન શીલ અને સમાધિ પછી છે. શીલ અને સમાધિ સિદ્ધ થયાં ન હોય તો એ પ્રજ્ઞા ઉદ્ભવી ન શકે. પ્રજ્ઞાસ્રોતના ઉદ્ઘાટન માટે શીલ અને સમાધિ એ બે આવશ્યક અને અનિવાર્ય અંગ છે. આપણે પણ જાણીએ છીએ કે કિશોરલાલભાઈના જીવનમાં શીલ અને સમાધિનુ કેટલુ સ્થાન છે. તેમનાં પુસ્તકો અને બીજાં લખાણોના વાચનથી તેમ જ તેમના અલ્પસ્વલ્પ પરિચયથી મારા ઉપર એવી છાપ પડી છે કે શીલ અને સમાધિની યોગ્ય સાધના દ્વારા જ તેમનામાં પ્રજ્ઞાનું બીજ વિકસ્યું

છે. યોગશાસ્ત્રમાં શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, સમાધિ અને પ્રજ્ઞા એ પાંચને યોગનાં અંગ લેખ્યાં છે. આમાં પહેલાંનાં ચાર એ પ્રજ્ઞાની આવશ્યક ભૂમિકા છે. હું કિશોરલાલભાઈનાં લખાણો અને જીવન, બન્ને વિશે જ્યારે જ્યારે વિચાર કરું છું ત્યારે ત્યારે એમની પ્રજ્ઞાનો ખુલાસો મને બુદ્ધ અને યોગશાસ્ત્રના કથનમાંથી જ મળી જાય છે.

કિશોરલાલભાઈની પ્રજ્ઞા નાનામુખી છે. તેમણે 'ઊધઈનું જીવન,' 'વિદાયવેળાએ', 'તિમિરમાં પ્રભા', 'માનવી-ખંડિયેરો' જેવા કૌશલપૂર્ણ અનુવાદો કર્યાં છે. 'ગીતાધ્વનિ' અને બીજાં છૂટક પદ્યો પણ રચ્યાં છે. સ્વતંત્ર લખાણો તો એમનાં ઢગલાબંધ છે; અને એમનાં લખાણોના વિષયો કોઈ એક નથી. ધર્મ, સમાજ, રાજકારણ, અર્થકારણ, સાહિત્ય, કલા, શિક્ષણ આદિ અનેક વિષયોને લગતા અનેક મુદ્દાઓ ઉપર તેમણે વિચારપૂત લખ્યું છે. એમનુ લખાણ એટલું મનનપૂર્વકનું અને મૌલિક છે કે આટલા બધા વિષયો અને મુદ્દાઓ ઉપર આવું સૂક્ષ્મ પૃથક્કરણપૂર્વક ભાગ્યે જ કોઈ લખી શકે. જો અંત પ્રજ્ઞાનો સ્રોત ઊઘડ્યો ન હોય તો તેમના જેવા જીર્ણશીર્ણ, કૃશકાય, પથારીવશ પુરુષને હાથે આવો વિશદ વિચારરાશિ ભાગ્યે જ લખાય.

કિશોરલાલભાઈ જેવું માતૃભાષા ગુજરાતીમાં લખે છે તેવુ જ હિંદીમાં અને તે જ રીતે મરાઠી તેમ જ અંગ્રેજીમાં લખે છે. આજે તો 'હરિજન,' 'હરિજનબંધુ', 'હરિજનસેવક' એ બધાંમાં એમનો જ પ્રાણ ધબકે છે. દેશ-વિદેશમાં ગાધીજીના વિચારને જાણવા અને સમજવા ઇચ્છનાર તેમની કાર્યપદ્ધતિ વિશે ઊભા થતા નવા નવા પ્રશ્નોનો ખુલાસો મેળવવા ઇચ્છનાર બધા જ કિશોરલાલભાઈની લેખિનીની પ્રતીક્ષા કરે છે. એમનો સૌથી મોટો અને વિરલ ગુણ એ તટસ્થતાનો છે. જેટલી એમનામાં તટસ્થતા છે તેટલી જ નિર્ભયતા અને સાથે તેટલી જ મધુરતા. આ વિશિષ્ટ ગુણોને લીધે તેઓ અલ્પાંગે પણ ગાંધીજીનુ પ્રતિનિધિત્વ ધરાવવાના અધિકારી છે. તેમની એક કૃતિ 'સમૂળી ક્રાંતિ' બદલ તેમને પુરસ્કારવા અને સત્કારવાનો જે નિર્ણય ગુજરાત વિદ્યાસભાએ કર્યો છે એમાં ખરી રીતે એ સભાના ધ્યેયનો જ પુરસ્કાર, સત્કાર અને એનું જ ગૌરવ છે.

હવે કંઈક 'સમૂળી ક્રાંતિ' વિશે. 'સમૂળી ક્રાંતિ' ૧૯૪૮ના માર્ચમાં પ્રસિદ્ધ થઈ, ત્યારબાદ અત્યાર લગીમાં એના ઉપર આવેલી ચાર સમાલોચનાઓ મારા જોવામાં આવી છે, 'બુદ્ધિપ્રકાશ'માં ચુનીભાઈની, 'ઊર્મિ'માં

પ્રો. અનંતરાયની. 'માનસી'માં અંબાલાલ પુરાણીની, અને 'પ્રસ્થાન'માં રસિકલાલ વકીલની.

પહેલી બે 'સમૂળી ક્રાંતિ'ને યથાર્થ રીતે 'સમૂળી ક્રાંતિ' તરીકે વર્ણવે છે. અને સચોટપણે એનું મૌલિકત્વ દર્શાવે છે. અમુક વિધાનોમાં થોડો મતભેદ કે સંદેહ હોય તો એ સમાલોચનાઓ 'સમૂળી ક્રાંતિ'ને એક વિરલ કૃતિ તરીકે સ્થાપે છે, જ્યારે શ્રી પુરાણીની સમાલોચના સાવ જુદી બાજુ રજૂ કરે છે, એ એને સમૂળી તો શું પણ ક્રાંતિ સુદ્ધાં માનવા તૈયાર નથી. આવો છેક સામા પાટલાનો વિરોધ જોઈ હું શ્રી પુરાણીની સમાલોચના બે વાર સાંભળી ગયો. સંભવ છે કે એને સમજવા પૂરતો મારો અધિકાર ન લેખાય, પણ મને લાગે છે કે એ સમાલોચના નથી સમ્યક્ આલોચના કે નથી સંગત આલોચના. પણ એ આલોચના પરથી હું અનુમાન ઉપર આવ્યો છું કે એ 'સમૂળી ક્રાંતિ'નું યથાર્થપણું સાબિત કરે છે. 'સમૂળી ક્રાંતિ'માં જે અનેક વિધાનો છે તેને લીધે કોઈ એક જ જાતના વર્ગ ઉપર અસર નથી થતી. શિક્ષિત ગણાતા, સાધક મનાતા એવા વર્ગની માન્યતાઓને પણ આઘાત પહોંચાડે છે. એટલે એવા જ કોઈ આઘાતનું પરિણામ એ સમાલોચના હોય તો નવાઈ નહીં. અને એમ હોય તો એ ક્રાંતિ જ છે.

ચોથી સમાલોચના તે વિશેષ વિશ્લેષણ અને ઊહાપોહપ્રધાન છે. તે 'સમૂળી ક્રાંતિ'ના મુખ્ય બધા જ ભાગોને સ્પર્શે છે, અને છૂટથી લેખકનાં અવતરણો ટાંકી તેના ગુણદોષના બળાબળની સમીક્ષા કરે છે. સમાલોચક શ્રી વકીલ માર્ક્સના સામ્યવાદનું દૃષ્ટિબિંદુ ધરાવે છે, એટલે સ્વાભાવિક રીતે જ સમાલોચનામાં દૃષ્ટિબિંદુની પ્રધાનતા આવે અને જ્યાં સામ્યવાદના મૂળ પાયારૂપ આર્થિક વ્યવસ્થા કિશોરલાલભાઈના ચારિત્ર્યપ્રધાન પ્રતિપાદનો સામે ગૌણ થતી દેખાય ત્યાં તેઓ પોતાની દૃષ્ટિની સયુક્તિક રજૂઆત કરે છે, એટલે એ સમાલોચના વાચકને રસપ્રેરનારી બને છે.

કિશોરલાલભાઈના પરમેશ્વર, માનવતા, અને ચરિત્રપ્રધાન દૃષ્ટિકોણથી જુદા પડવા છતાં શ્રી વકીલ તેમની સ્વતંત્ર, પાકટ અને મર્મજ્ઞ વિચારક તરીકે કદર કરે છે. વકીલ 'સમૂળી ક્રાંતિ'ને મરામતી ક્રાંતિરૂપે વર્ણવે છે અને પોતાના પક્ષમાં ઠીક ઠીક દલીલો પણ આપે છે.

કિશોરલાલભાઈએ ઇતિહાસના અભ્યાસ વિશે જે ટીકા કરી છે તે અધ્યાપક રાવળ અને શ્રી વકીલની પેઠે મને પણ સંગત લાગતી નથી. કિશોરલાલભાઈની કસોટી સર્વત્ર એકમાત્ર વિવેકની રહી છે. જો એ જ

કસોટીએ ઇતિહાસના અધ્યયનનું મૂલ્ય પણ આંકવામાં આવે તો એમ કહી ન શકાય કે ઇતિહાસનું જ્ઞાન અનર્થકારી છે. એનું અજ્ઞાન, એનો વિપર્યાસ કે એના જ્ઞાન સાથે ભળેલી બીજી સ્વાર્થી વૃત્તિઓ ભલે અનર્થકારી નીવડે, પણ તેથી ઇતિહાસનું જ્ઞાન નકામું છે એમ હું પણ માનતો નથી.

‘સમૂળી ક્રાંતિ’ સમજવાનો પૂરો અધિકાર સામાન્ય વાચકોનો નથી. પણ જે જે સમજદાર અધિકારીએ એને ધ્યાનપૂર્વક વાંચી વિચારી હશે, તેના કેટલાય રૂઢ સંસ્કારો અને જન્મસિદ્ધ ગ્રંથિઓ મૂળમાંથી હચમચ્યા વિના ભાગ્યે જ રહ્યાં હશે. એ જુદી વાત છે કે સંસ્કારોનાં મૂળ હચમચ્યા છતાં માણસ ફરી પાછો એ ને એ ચરેડમાં ચાલ્યા કરે. આમ થવાનાં અનેક કારણો છે. ગ્રંથિઓ શિથિલ થયા પછી પણ પડખું બદલવાનો સવાલ બીજા કેટલાક વિશિષ્ટ ગુણોની અપેક્ષા રાખે છે. જો તે વાચકમાં હોય તો તે ક્રાંતિ કરી શકે, ન હોય તો નહીં. પણ ‘સમૂળી ક્રાંતિ’નું કામ તો વાચકને તેના રૂઢ સંસ્કારો વિશે મૂળથી વિચાર કરતા કરી મૂકવાનું છે. એ દૃષ્ટિએ આ પુસ્તક કોઈને પણ વિચાર પ્રેર્યા વિના રહે એમ હું નથી ધારતો. એ જ એનું મૌલિક ક્રાંતિકારક તત્ત્વ છે.

ઉપનિષદના ઋષિ અને બુદ્ધ, મહાવીર, કપિલ આદિ સંતમુનિઓએ જુદા જુદા શબ્દોમાં અને કાંઈક જુદી જુદી રીતે પણ એક જ વાત તરફ સંકેત કર્યો છે, કે ત્રિવિધ તાપનું મૂળ અવિદ્યા, અજ્ઞાન, મોહ કે દર્શનમોહ છે. જ્યાં લગી આ અવિદ્યા કે અવિવેક હશે ત્યાં લગી આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક એકે દુઃખ દૂર થવાનો સંભવ નથી. બધા જ ઋષિમુનિઓએ અવિદ્યા કે અવિવેકને નિવારવા ઉપર જ ભાર મૂક્યો છે. અને એનાથી જ ઉત્પન્ન થનાર દુઃખોનું ત્રણ ભાગમાં વર્ગીકરણ કરી દુઃખ નિરોધનું નિરૂપણ ટૂંકાવ્યું છે.

કિશોરલાલભાઈ એ જ ઋષિમુનિઓની પદ્ધતિને કાંઈક જુદી રીતે ‘સમૂળી ક્રાંતિ’માં રજૂ કરે છે. આજની દુનિયામાં વિશેષે કરીને ભારતના જે મુખ્ય પ્રશ્નો છે અને જે ઘટનાઓ ક્લેશકર અને દુઃખદાયક બની રહી છે અને બનતી આવી છે, તે પ્રશ્નો અને તે ઘટનાઓ એકેએક લઈને તેઓ તપાસે છે. તેમાં ક્લેશ અને દુઃખનું તત્ત્વ હોય તો તે શા કારણે અને કેવી રીતે ઉદ્ભવે છે એનો વિશ્લેષણ-પ્રધાન બુદ્ધિની તાર્કિક સરણિને એના વિકસિત અને વિશદ રૂપમાં અવલંબીને સ્ફોટ કરે છે, અને છેવટે સૂચવે છે કે અજ્ઞાન, અવિવેક તેમ જ જડતા એ બધા રોગનું કારણ છે.

પછી તે કારણ નિવારવા માટે તેમને જે વિધાનો સૂઝયાં છે અને જે ઉપર તેમણે ઠીક ઠીક ઊંડો વિચાર કર્યો છે તે વિધાનો રજૂ કરે છે.

આમ ‘સમૂળી ક્રાંતિ’ ઘટનાઓમાં અનુભવાતાં દુઃખના વિશ્લેષણ દ્વારા એના મૂળ કારણ સુધી પહોંચે છે. તેથી પ્રાચીન ધર્મગ્રંથોમાં જે ત્રિવિધ તાપના કારણ તરીકે અવિવેકનો નિર્દેશ છે તે જ ‘સમૂળી ક્રાંતિ’માં છે, એમ મને લાગે છે. ફેર હોય તો એટલો જ છે કે બધા જ ધર્મગ્રંથો દુઃખોનો સંક્ષેપમાં નિર્દેશ કરે છે, જ્યારે ‘સમૂળી ક્રાંતિ’ વર્તમાન જમાનાના સળગતા પ્રશ્નોની વિગતવાર ઊંડી મીમાંસા કરે છે અને પછી તેના કારણ, અજ્ઞાન કે અવિવેક ઉપર માણસનું ધ્યાન એકાગ્ર કરી તે ઉપર કુઠારાઘાત કરવા કહે છે.

દાક્ષિણાત્ય તર્કતીર્થ લક્ષ્મણ શાસ્ત્રીએ ‘હિંદુધર્માંચી સમીક્ષા’ નામનુ પુસ્તક લખ્યું છે. તેઓ વાઈની પાઠશાળાના મુખ્ય અધ્યાપક તો છે જ, અને ક્રાંતિકારી વિચાર પણ ધરાવે છે. તેઓ પોતે બ્રાહ્મણપ્રધાન સંસ્કૃત પાઠશાળાના મુખ્ય કર્તાહર્તા અને તર્કશાસ્ત્રના વિદ્વાન છે. તેમનુ જીવન હિંદુત્વના સંસ્કારથી રંગાયેલું અને મુખ્યપણે બ્રાહ્મણવર્ગ વચ્ચે જ વ્યતીત થતુ આવ્યું છે. તેમ છતાં તેમણે પોતાના પુસ્તકમાં હિંદુધર્મની એવી સૂક્ષ્મ, ઉગ્ર અને તલસ્પર્શી સમીક્ષા કરી છે કે હું જાણુ છુ ત્યાં લગી બ્રાહ્મણ પરંપરામાં થયેલ, બ્રાહ્મણધર્મમાં જ રહીને, બ્રાહ્મણધર્મ ઉપર આટલી બધી ઉગ્ર, સૂક્ષ્મ અને શાસ્ત્રીય ટીકા બીજા કોઈએ અત્યાર સુધીમાં કરી નથી.

લક્ષ્મણ શાસ્ત્રીની આ ટીકા સાચી છે છતાં તેમાં મોટે ભાગે ખંડનાત્મક શૈલી જ છે. એના સ્થાનમાં નવવસ્તુનુ નિર્માણ સૂચવવામાં નથી આવ્યુ. હિંદુ ધર્મની ભ્રમણાઓના જૂના મહેલને ભોંયભેગો કરવાની એમાં પુષ્કળ સામગ્રી છે, પણ એના સ્થાનમાં નવો મહેલ રચવાની કોઈ વિશિષ્ટ સામગ્રી નથી. જ્યારે ‘સમૂળી ક્રાંતિ’માં એ ખામી નથી. જૂનું ત્યાજ્ય હોય ત્યાં તજવાનું બતાવ્યું છે, પણ સાથે સાથે દરેક પ્રસંગે વિધાયક માર્ગો રજૂ કર્યા છે. એટલે આ ક્રાંતિ જેમ અવિવેકના મૂળ ઉપર પ્રહાર કરે છે તેમ તે વિવેકમૂલક નવરચના પણ સૂચવે છે. એટલે તે માત્ર વિધ્વંસક છે એમ રખે કોઈ સમજે.

‘સમૂળી ક્રાંતિ’માં કિશોરલાલભાઈનુ સંતમહંતને શોભે એવુ હૃદયમંથન દેખાય છે. સમગ્ર નિરૂપણમાં તેમની દૃષ્ટિનો આધાર પરમાત્મનિષ્ઠા

અને માનવતાનિષ્ઠા છે. ખરી રીતે પરમાત્મામાં માનવતા અને માનવતામાં પરમાત્મા જોવાની તેમની એક નવદૃષ્ટિ છે. જ્યારે તેઓ એમ કહે છે કે 'જે મોટામાં મોટી ક્રાંતિ કરવાની છે તે આપણે જડ જાહોજલાલી કરતાં માણસાઈને સૌથી વધારે મહત્ત્વ અને જીવ માટે સૌથી વધારે આદર આપતાં શીખવવાની છે. એને અભાવે કોઈ પણ પ્રકારનુ રાજતંત્ર કે અર્થવાદ કે ધર્મ મનુષ્યને સુખશાંતિ આપશે નહીં,' ત્યારે તેમની માનવતાના ઉત્કર્ષની ઝંખના વ્યક્ત થાય છે. તેમને નિરાશા તો સ્પર્શી જ નથી. આખું નિરૂપણ દુઃખોનુ વિશ્લેષણ કરે છે. સાધારણ માણસ દુઃખના વિચાર અને વિશ્લેષણ દ્વારા નિરાશ થઈ જાય, જ્યારે એમને વિશે એથી ઊલટુ છે. તેમનો આશાવાદ ઓર તેજસ્વી બને છે. જો પરમાત્મા પ્રત્યેની અનન્ય નિષ્ઠા અને માનવતાના ઉત્કર્ષમાં અનન્ય શ્રદ્ધા ન હોય તો આમ કદી ન બને.

કિશોરલાલભાઈ માત્ર રુક્ષ અને કંટાળો આપે એવુ વિશ્લેષણ જ નથી કરતા; પણ વચ્ચે વચ્ચે એમની પ્રસન્ન પ્રકૃતિમાંથી કેટલાક વિનોદો એવી રીતે સરી પડે છે કે વાંચનારમાં સ્મિત પ્રેર્યા વિના નથી રહેતા. એથી ઘણી વાર એમની શૈલી એવી હલફ્રીફૂલ બને છે કે ચોપડીને પૂરી વાંચ્યા વિના છોડવાનુ મન જ નથી થતુ. જેમ વિનોદો તેમ તેમાં કટાક્ષો પણ આવે છે. પણ એ કટાક્ષો કોઈ અણગમા, દ્વેષ કે અપમાનવૃત્તિમાંથી આવેલા નથી હોતા એમ વાંચતાં તરત જ સમજાઈ જાય છે.

'સમૂળી ક્રાંતિ'મા મત, વાદ કે અભિપ્રાયને ધર્મ લેખી તેને પૂર્ણ માની લેવા જતાં કેવી અનર્થપરંપરા જન્મે છે એનું દરેક પંથને સ્પર્શ કરે તેવુ તટસ્થ અને નિર્મળ નિરૂપણ છે. તટસ્થતા એટલે સુધી કે કિશોરલાલભાઈએ ગાંધીજીને નામે ઊભા થયેલા વાદોની પણ સ્પષ્ટ સમીક્ષા કરી છે. જ્યારે કિશોરલાલભાઈ વાદોને સત્યનો એક અને તે પણ બહુ નાનો અંશ સમજી તે વિષે વિવેચન કરે છે, ત્યારે વાંચતાં વાંચતા આપણી દૃઢ પ્રતીતિ થાય છે કે ખરેખર વાદો એ તો ચોકા છે, નાના નાના બંધો છે. એમાં જીવનની સતત વહેતી ગંગા કદી સમાઈ કે બંધાઈ રહી શકે નહીં. એ ગંગા તો એ ચોકા અને બંધોને તોડે ત્યારે જ નિર્મળ રહી અને વહી શકે બીજે સ્થળે તેમણે ગાંધીજીની પ્રાર્થનાની પણ સમીક્ષા કરી છે. જેમને તેઓ અસાધારણ રીતે માને છે તેમને વિષે પણ તેઓને પોતાનુ મંતવ્ય દર્શાવતાં જરાય સંકોચ નથી થતો. એ એમનાં પાંચ પ્રતિપાદનો પૈકી બીજા પ્રતિપાદનની યથાર્થતા સૂચવે છે. બીજુ પ્રતિપાદન આ પ્રમાણે છે.

' न को विवेकना क्षेत्रथी पर.' બીજા પ્રતિપાદનનું તેમણે જે નિખાલસ અને નિર્ભયપણે સાહજિક વિવેચન કર્યું છે તે વાંચતાં સિદ્ધસેન દિવાકરની એક સૂક્તિ યાદ આવી જાય છે.

> ' मनुष्यवृत्तानि मनुष्यलक्षणै.
> मनुष्यहेतोर्नियतानि तैः स्वयम् ।
> अलब्धपाराण्यलसेषु कर्णवान्
> अगाधपाराणि कथं ग्रहीष्यति ॥ "

આનો સાર એ છે કે મનુષ્ય દેહધારીઓએ પોતે જ મનુષ્યોનાં ચરિતો–વ્યવહારો મનુષ્ય જાતિને માટે જ કર્યાં છે, વ્યવસ્થિત કર્યાં છે, પણ આળસુ, જડ અને અવિવેકી વર્ગમાંથી જ્યારે માણસો પોતે જ વ્યવહારો અને વ્યવસ્થાનુ તત્ત્વ ન પામ્યા, એનો સાર ન સમજ્યા, ત્યારે તેમણે પોતે જ તે માનવકૃત વ્યવસ્થાઓને પાર પામી ન શકાય એવી અગાધ માની લીધી, ચંચુપાત ન થઈ શકે તેવી અફર માની લીધી. પરંતુ જે વિચારક અને વિદ્વાન છે તે એ વ્યવસ્થાપ્રતિપાદક શાસ્ત્રોને ચંચુપાત ન થઈ શકે તેવાં કે અફર શી રીતે સમજશે? કિશોરલાલભાઈ પણ બીજા પ્રતિપાદનદ્વારા એ જ ભાવ સ્પષ્ટ કરે છે, એમ લાગે છે. સત્યની કેવી બલિહારી છે કે તે હજારો વર્ષને અંતરે થયેલ બે જુદી જુદી વ્યક્તિઓની વિચારભૂમિકાઓમાંથી એકસરખી રીતે આવિર્ભાવ પામે છે?

સાધુ શાંતિનાથ જે બંગાળી હતા અને હમણાં જ ગુજરી ગયા, તેમણે લાંબો વખત યોગાભ્યાસ કરી છેવટે તેને ભ્રાંતિજનક સમજી છોડી દીધો. તત્ત્વજ્ઞાનના અનેક વિચારપ્રવાહોમાં ઊંડી ડૂબકી માર્યા પછી પણ તેમને તેમાં બહુ વજન આપવા જેવુ ન લાગ્યુ અને છેવટે તે માનવીય ઉત્કર્ષ માટેની સમુચિત સેવામાં જ જીવનનું સાર્થક્ય છે એવા નિર્ણય પર આવ્યા. જ્યારે કિશોરલાલભાઈ યોગ અને તત્ત્વજ્ઞાનને માર્ગે ઠીક ઠીક પ્રવાસ ખેડ્યા છતાં યોગ અને તત્ત્વજ્ઞાનની જીવનપ્રદ બાજુને જ સ્પર્શ્યા અને એનો માનવીય ઉત્કર્ષની દૃષ્ટિએ આવશ્યક સેવાકાર્યમા કેમ વિનિયોગ થઈ શકે એ તત્ત્વ પણ પામ્યા. 'સમૂળી ક્રાંતિ'માં એમણે એ જ તત્ત્વ રજૂ કર્યું છે.

'સમૂળી ક્રાંતિ' ઉચ્ચ અભ્યાસક્રમમા સ્થાન પામવાને દરેક રીતે પાત્ર છે. અધ્યાપકો પોતે પણ એમાંથી ઘણાં નવા દૃષ્ટિબિંદુ મેળવી શકે તેમ છે, અને ઉચ્ચ કક્ષાના ઊગતા તરુણોને તો પોતાના સંસ્કારશોધનમા તે ભારે મદદ કરી શકે તેમ છે. જો એક વાર વિદ્યા–જગતમાં આવું પુસ્તક વંચાતું–

વિચારાતું થાય તો તે દ્વારા શરૂઆતમાં શિક્ષિત ગણાતા વર્ગની ઘણી જ પરંપરાગત, રૂઢ અને અવિવેકમૂલક ગાનસગ્રંથિઓ શિથિલ થવા પામે અને એનો ચેપ સાધારણ–શિક્ષિત અને અશિક્ષિત સુદ્ધાંને પણ લાગ્યા વિના ન રહે. જ્ઞાન એક એવું અખંડ અને ગ્રંથિભેદક ઝરણું છે કે તે એક વાર ગમે તે સ્થાને ઉદ્‌ભવ્યા પછી ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રસરતું જાય છે અને વચ્ચે આવતા અંતરાયોને ભેદી તે લોકમાનસને વિવેકના ઊંચા સ્તર ઉપર મૂકે છે. તેથી હુ એવી વિનંતિ કરું છું કે દરેક સમજદાર 'સમૂળી ક્રાંતિ' એક વાર તો વાંચે જ.

એક વાર મારા મિત્ર એક આઈ. સી. એસ. મહાશયે મને કહ્યું કે તમે આર્યસંસ્કૃતિ વિશે કાંઈક લખો તો ઠીક. મેં કહ્યું, 'હું આર્યસંસ્કૃતિનો એવો વિશિષ્ટ અભ્યાસી તો નથી, અલબત્ત, એના એકાદ અંશને સ્પર્શવાનો થોડો ઘણો પ્રયત્ન કર્યો છે. ક્યારેક એ વિશે લખવાના પણ વિચારો આવે છે, પણ પાછો સંકોચાઉ છુ.' તેમણે પૂછ્યું, 'સંકોચ શા માટે?' આનો ઉત્તર આપતાં મેં મારા વિચારો દર્શાવ્યા તે અહીં ટૂંકમાં નોધવાની તક લઉ છુ.

'સંસ્કૃતિ વિશે લખવુ એટલે શું? અત્યારે જેઓ પોતાને આર્યકુલોદ્‌ભવ સમજે છે અને જે જે વસ્તુઓને તેઓ મહત્ત્વની માને છે માત્ર તેની જ ગાથા ગાવી એટલું જ, કે સાથે સાથે તેમણે જે વિકૃતિઓ નિર્માણ કરી છે, પોષી છે અને જેના ઉપર સંસ્કૃતિનો ઢોળ ચડાવ્યો છે તેને પણ ખુલ્લી કરવી તે? જો માત્ર સંસ્કૃતિ–વર્ણનને નામે પ્રિય જ કહેવાતું હોય અને સત્યનો બીજો અપ્રિય અંશ કહેવાનો ન હોય તો એ સંસ્કૃતિનો ઇતિહાસ નહીં પણ વિકૃતિઓને છુપાવવાનો એક પ્રયત્ન થશે એમ મને લાગે છે.

જો સંસ્કૃતિ સાથે વિકૃતિઓ પણ કહેવી એમ તમે કહેશો તો મારી દૃષ્ટિએ વધારે પ્રમાણ વિકૃતિઓનું જ હોવાથી તે વિકૃતિઓનો ઇતિહાસ થશે, જે કોઈ કાળમાં અને કોઈ દેશમાં સંસ્કૃતિરૂપે હતું તે જ કાળાન્તરે, સ્થળાન્તરે અને સમયાન્તરે વિકૃતિમાં પરિણામ પામ્યું છે અને જે જે બાબતો સંસ્કૃતિરૂપે એકસરખી જીવતી રહી છે તેની ભૂમિકા વિકૃતિઓથી જ પોષાતી રહી છે. આ રીતે જ્યારે સંસ્કૃતિ વિશે લખવાનું મન થાય છે, ત્યારે એની બીજી બાજુ પૂર્ણપણે સ્પર્શવામાં ન આવે તો તે લખાણ સંસ્કૃત નહીં પણ વિકૃત બને છે, એવો વિચાર આવવાથી લખવાનો ઉત્સાહ મોળો પડે છે. સંસ્કૃતિની યશોગાથા ગાવાનો નાદ સૌને એટલો બધો લાગ્યો છે કે પછી તો સાંભળનાર,

વાંચનાર બધાના કાન પોતપોતાની માની લીધેલી સંસ્કૃતિની કીર્તનકથા સાંભળવા એકાંતથી ટેવાઈ જાય છે; અને તેની વિરુદ્ધ સોળે સોળ આની સાચું કહેવામાં આવે તો તે સંસ્કૃતિપ્રિય લોકો મરવા કે મારવા તૈયાર થઈ જાય છે.'

મારા આ કથનથી તે ભાઈ મૌન રહ્યા. પણ મારી અંગત વાતચીત અહીં નોંધુ છુ. તે તો એ દર્શાવવા કે હુ જે આર્યવર્ગની વિકૃતિઓ અને ત્રુટિઓને અંશથી પણ વર્ણવતાં કે લખતાં સંકોચ સેવતો હતો તે ત્રુટિઓ અને તે વિકૃતિઓ કિશોરલાલભાઈએ ખૂબ મોકળા મનથી 'સમૂળી ક્રાંતિ'માં રજૂ કરી છે. જ્યાં સુધી હુ સમજવા પામ્યો છુ ત્યા સુધી એમ કહી શકાય કે તેમણે 'સમૂળી ક્રાંતિ'માં બધા વર્ગોની ધર્મ, સમાજ, અર્થકારણ, રાજકારણ અને શિક્ષણ વિશેના પ્રશ્નો વિશેની ગેરસમજૂતી અને ખોડ-ખામીઓ રૂપે વિકૃતિઓ જ વર્ણવી છે.

તેમણે જોઈ લીધુ હોવુ જોઈએ કે જે સદ્‌ગુણો જીવનમાં સંસ્કૃતિરૂપે પચી ગયા છે તે તો છે જ. એને કહી, મોટા રૂપમાં બતાવી, લોકોને ફોસ-લાવવાની, ફુલાવવાની કે મોટાભા બનાવવાની શી જરૂર છે?

જરૂર હોય તો તેમની ખોડખામીઓ અને ભૂલો બતાવવાની જ છે. આ દષ્ટિથી 'સમૂળી ક્રાંતિ'એ પ્રજાજીવનનુ નબળું પાસું રજૂ કરે છે ને તેને નિવારવા સંકેત કરે છે.

—બુદ્ધિપ્રકાશ

# સર્વ-મિત્ર ગૃહસ્થ-સંત

## [ ૮ ]

પંખી આકાશમાં ઊડે ત્યારે એની છાયા નીચે દેખાય છે. ઊડવાનું બંધ પડ્યું કે છાયા અદૃશ્ય થઈ. કાળપટમાં આવતા માણસો વિશે પણ એમ જ છે. તેઓ મૃત્યુવશ થયા ને તેમની છાયા ગઈ. આ સામાન્ય નિયમનો પણ અપવાદ છે. કેટલાક પુરુષો કાળપટમાં આવી અદૃશ્ય થાય છે, ત્યારબાદ પણ તેમની છાયા લોપાતી નથી. એટલું જ નહીં પણ ઉત્તરોત્તર તેમની છાયા વધારે ગાઢ અને સ્થિર પણ બનતી જાય છે. બુદ્ધ, મહાવીર, ઈસુ આદિ પ્રાચીન પુરુષો આ કોટિના છે. આપણે હમણાં જ ગાંધીજીને પણ જોયા કે તેઓ એ જ કોટિના છે. શ્રી કિશોરલાલભાઈ નથી અવતારી કે નથી કોઈ આચાર્ય, છતાં તેમની કોટિ પણ એ જ છે. તેમનુ સૂક્ષ્મ પૃથક્કરણપ્રધાન તેમ જ દલીલવાળું વિવેકી લખાણ જેમ જેમ વધારે વંચાતું અને સમજાતુ જશે, તેમ જ તેઓ કેવી અનોખી રીતે જીવન જીવી ગયા એની જાણ વધતી જશે તેમ તેમ તેમની છાયા વાચકોના હૃદયમાં વધારે ને વધારે પડવાની અને સ્થિર થવાની.

આપણા દેશમાં પહેલેથી બે પરંપરાઓ ચાલી આવે છે, જે પરસ્પર-વિરોધી દેખાય છે. પહેલી પરંપરામાં એવું વિધાન છે કે ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા પછી તેમાં જ રહી સંતતિ, પરિવાર, શિષ્ય આદિને ધાર્મિક બનાવવા અને આત્મસંયત તેમ જ અહિંસક રહી આખી જીવનયાત્રા પૂરી કરવી. બીજી પરંપરા એવી છે કે, જે દિવસે વૈરાગ્ય આવે તે જ દિવસે પ્રવ્રજ્યા સ્વીકારી ચાલી નીકળવું—ભલે તે વખતે ઉંમર સાવ નાની હોય. આવી બે પરંપરાઓ હોવા છતાં જૈન, બૌદ્ધ આદિ ભિક્ષુઓના વધતા જતા પ્રભાવને કારણે, બ્રાહ્મણપરંપરામાં પણ સંન્યાસમાર્ગનું પ્રાધાન્ય દિવસે દિવસે વધતું ગયું છે. તેથી સામાન્ય રીતે આખી પ્રજામાં એવું માનસ ઘડાયું છે કે, ગૃહસ્થાશ્રમ અને સંન્યાસનો મેળ નથી. આવા સંસ્કારને લીધે સમાજ તેમ જ ધર્મમાં અનેક ગોટાળાઓ દાખલ થયા છે, સંન્યાસનો વાસ્તવિક અર્થ ભુલાયો છે અને તે વેશબદલામાં મનાયો છે. એ જ રીતે ગૃહસ્થાશ્રમનો ખરો અર્થ પણ વીસરાયો છે ને તે કેવળ અર્થ અને કામમાં

જ સમાતો હોય એમ મનાયું છે. આવી અધૂરી સમજને લીધે લાંબા વખતથી પ્રજાજીવન અત્યંત વિસંવાદી બની ગયું છે, એમ છતાં સમયે સમયે આપણા દેશમાં એવા સમજદાર અને વ્યાપકદષ્ટિ ધરાવનાર પુરુષાર્થી પાકતા રહ્યા છે કે જેઓએ પોતાની જીવનકળાથી લોકોને સાચું માર્ગદર્શન આપ્યું હોય. ગાંધીજી એવા અંતિમ મહાપુરુષ થઈ ગયા તેમણે જે ગૃહસ્થ-સંન્યાસી કે ગૃહસ્થ-સંતનો પદાર્થપાઠ પોતાના જીવનથી આપ્યો તેને પચાવનાર એક નાનકડું પણ સમર્થ મંડળ દેશમાં તૈયાર થયુ. એ મંડળમાં શ્રી. કિશોરલાલ મશરૂવાળાનું સ્થાન મુખ્ય અને ઊંચું છે. તેઓ આખુ જીવન રહ્યા તો ગૃહસ્થ, પણ સાથે સાથે એ જીવન સંન્યાસનુ જ વિતાવ્યુ. તેમણે ગૃહસ્થનાં યોગ્ય કર્તવ્યો પ્રત્યે ક્યારે પણ ઉપેક્ષા ન સેવી અને સન્યાસના ખરા અર્થને જીવનમાં મૂર્ત કર્યો

ગીતાના તાત્પર્ય વિષે અનેક પક્ષો પ્રવર્તે છે. કોઈ જ્ઞાનમાં, તો કોઈ ભક્તિમાં, તો કોઈ કર્મમાં ને કોઈ ધ્યાનમાં—એમ એનું તાત્પર્ય વર્ણવે છે. શ્રી કિશોરલાલભાઈના જીવનમાં આપણે એ બધાં તાત્પર્યોનો સુમેળ પૂર્ણપણે જોયો છે. તેઓ એક ક્ષણ પણ આવશ્યક અને યોગ્ય કર્મ વિના રહ્યા હોય એવુ કોઈએ જોયું, જાણ્યુ નથી. એમના પ્રત્યેક કર્મમાં જ્ઞાનયોગ કેટલો હતો એ તો એમનાં લખાણો જ કહી દે છે. વિચાર અને તદનુસારી આચાર પ્રત્યે તેમની જે નિષ્ઠા હતી અને જે એકાગ્રતા હતી તેનો જોટો ભાગ્યે જ જોવામાં આવે છે. 'ગીતામંથન'માં તો તેમણે ગીતાનો અર્થ રજૂ કર્યો છે, પણ તેમનુ પોતાનુ સ્વતંત્ર જીવન-દર્શન તો 'ગીતામંથન'ના ઉપોદ્ઘાતમા જોવા મળે છે. તેમણે જે જે લખ્યું છે તે માત્ર લખવા ખાતર કે બીજાને ઉપદેશવા ખાતર નહી, પણ જે પોતે જીવનમાં ઉતાર્યું. પચાવ્યુ તે રજૂ કરવા ખાતર. આ બાબતમા તેઓ ગાંધીજીના જીવનપથને પૂર્ણપણે અનુસર્યા છે તેમણે એ રીતે અનાસક્ત કર્મયોગ જીવી બતાવ્યો છે.

કિશોરલાલભાઈએ કયા વિષય ઉપર નથી લખ્યું એ જ શોધવુ પડે. સામાજિક, ધાર્મિક, આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક, તાત્ત્વિક, આધ્યાત્મિક આદિ અનેક વિષયો ઉપર તેમણે છૂટથી લખ્યુ છે અને તેથી જ તેમના પુસ્તકોની સંખ્યા પણ ઠીક ઠીક કહી શકાય એવડી મોટી છે. તેઓ ગુજરાતી, હિંદી, મરાઠી અને અંગ્રેજી એ ચારે ભાષામાં છૂટથી લખતા અને ગાંધીજીના વરદ હસ્તે શરૂ થયેલ અને અનેક ભાષામા પ્રસિદ્ધ થતા

'હરિજન' પત્રોનું તંત્રીપદ સંભાળતા. તેમની સામે પરસ્પરવિરોધી એવા અનેક વાદોના પ્રશ્નો આવે, અનેક પક્ષોના પ્રશ્નો ઉપસ્થિત થાય, દેશપરદેશને લગતા સવાલો ચર્ચવાના આવે, આર્થિક અને ઔદ્યોગિક પ્રશ્નો બાબત પણ માર્ગદર્શન આપવાનુ પ્રાપ્ત થાય—આ બધાં કામને તેઓ પથારીવશ જેવા છતાં પૂર્ણપણે છેવટ સુધી ન્યાય આપી શકતા તેનું મુખ્ય કારણ તેમની સત્ય અને અહિંસાની સતત ઉપાસના હતી. ગમે તેવા મોટા મનાતા રાજપુરુષ કે સંન્યાસીને સુદ્ધાં સ્પષ્ટ સત્ય કહેવામાં તેઓ લેશ પણ સંકોચાતા નહીં, અને નિર્ભય કથન કરવા છતાં કોઈ દુભાય એવું વચન પણ ઉચ્ચારતા નહીં. જેમને જેમને એમનું કથન રુચતું નહીં તેઓ પણ એકસ્વરે તેમની તટસ્થતા અને માયાળુતાની મુક્તકંઠે પ્રશંસા જ કરતા.

બુદ્ધનુ વિશ્લેષણ વિશ્વવિદિત છે. મહાવીરની અહિંસા પણ અજાણી નથી. શંકરાચાર્યનો અદ્વૈત–પેગામ અપૂર્વ છે. વાચસ્પતિની સર્વ વૈદિક દર્શનોને સ્પર્શતી બુદ્ધિ ગવાય છે. એમ દરેક યુગે થયેલા તે તે પુરુષોનું ગૌરવ જેવુ તેવું નથી. તેમ છતાં તે પુરુષોના વિચારો અને સિદ્ધાંતો તેમના પોતાના સંપ્રદાયના કોચલામાં જ ગૂંગળાઈ કાંઈક અંશે વિકૃત પણ બન્યા છે. અને બીજા સંપ્રદાયના લોકોમા તેની સારવત્તા જોવાની દૃષ્ટિ ભાગ્યે જ દેખાય છે. એ વિચારો અને સિદ્ધાંતો સમયે સમયે બદલાતા માનવજીવનની સાથે મેળ બેસે અને તેને ઉપયોગી થઈ પડે, એ રીતે પુનઃસંસ્કરણ ન પામે તો એ માત્ર ભૂતકાળની યશોગાથા જેવા જ બની જાય છે. પ્રત્યેક સંપ્રદાયના અનુયાયીની પોતાના માન્ય પુરુષના વિચાર અને સિદ્ધાંતો પ્રત્યે એવી કાંઈક ગૂઢ શ્રદ્ધા હોય છે કે, તે એ શ્રદ્ધા–ગ્રંથિને લીધે તેનુ પરીક્ષણ કે પુનસસ્કરણ કરી નથી શકતો. કિશોરલાલભાઈમાં પણ ક્યારેક એવી જ સંપ્રદાય–ગ્રથિ હતી. તેઓ પોતે જ એવી મતલબનુ કહે છે કે, સ્વામિનારાયણ પરંપરાની પ્રણાલિ જ અને સહજાનંદસ્વામીના વિચારો જ તેમને મન સર્વ કાંઈ હતું. પણ કોઈ ધન્ય ક્ષણે એમને ગ્રથિ–ભેદ થયો, અને જન્મસિદ્ધ અન્તપ્રજ્ઞાની સેર વહેવા લાગી તેને પરિણામે અત્યાર સુધીના બધા જ ધાર્મિક અને તત્ત્વજ્ઞાનીય વિચારો ને વ્યવહારોને તેમણે ફરી તપાસ્યા, ચાળ્યા અને સત્ય તેમ જ અહિંસાની કસોટીએ કસ્યા. તેને લીધે તેમની સામે એક એવુ આચાર–વિચારનુ વિશ્વ ખડું થયું, જે તેમણે અનેક લખાણોમાં અનેક રીતે વિશદ કર્યું છે. કોઈ પણ પંથ, ધર્મ, પરંપરા, તત્ત્વજ્ઞાનને જરાય અન્યાય ન થાય એટલી અહિંસક સૂક્ષ્મ કાળજી રાખવા છતાં પણ તેમણે પોતાને અનુભવાતું સત્ય કહેવામાં જરાય આંચકો ખાધો નથી. એક ભાઈએ

તેમને પૂછ્યું કે, 'તમે આટઆટલા બીમાર અને કોઈ બીજો ઉકેલી ન શકે એટલા બધા ભિન્ન ભિન્ન વિષયોના, ભિન્ન ભિન્ન પ્રશ્નો કયા અભ્યાસ, કયા વાચન અને કયા બળને લીધે ઉકેલો છો?' આવી મતલબના પ્રશ્નનો ઉત્તર તેમણે નમ્ર વાણીમાં એટલો જ આપ્યાનું યાદ છે કે, 'મારું વાચન અતિ અલ્પ છે. પણ મારી પાસે એકમાત્ર કસોટી સત્ય અને અહિંસાની છે. એ કસોટીએ જ હું વિચારું છું ને મને જે કાંઈ સૂઝે તે લખું છું.' એમના આખા જ્ઞાનની ચાવી જ આ છે. ગાંધીજીએ નવજીવન ઘડવાના વિચારો અને સિદ્ધાંતો પૂણી રૂપે મૂક્યા. કિશોરલાલભાઈએ પોતાનાં અનેક લખાણોમાં એ પૂણીઓને કાંતી માપી ન શકાય એટલા સૂતરની ફાળકીઓ ભરી. કિશોરલાલભાઈ ગુરુ-શિષ્ય ભાવમાં ન માનતા. એટલે તેઓ જેમ બીજાને પોતાના વિચારોમાં મૂંડવાનો જરાય આગ્રહ ન સેવતા, તેમ બીજાના વિચારોમાં માત્ર શ્રદ્ધાથી મૂંડાવાની વૃત્તિ પણ ન સેવતા. તેથી જ, આપણે જોઈએ છીએ કે, તેમણે પોતાનાં ધાર્મિક, આધ્યાત્મિક વિવેચન-વાળાં લખાણોમાં પોતાને માન્ય હોય એવા મોટા મોટા પુરુષની પણ સાદર સમીક્ષા કરી છે. તેઓ સાંપ્રદાયિક ગ્રંથિથી પર થયા ને તેમની સામે માનવજાતિના ભૂષણરૂપ બધા જ ધર્મપુરુષો સમાન ભાવે ઉપસ્થિત થયા. એ જ વિરલ લાગે તેમણે રામ-કૃષ્ણ, બુદ્ધ-મહાવીર, ઇસુ ખ્રિસ્ત, સહજાનંદ જેવા સાંપ્રદાયિક લેખાતા મહાન પુરુષોની જીવનકથા વિવેચક ભક્તને શોભે એવી પ્રતીતિકર રીતે લખી છે.

કિશોરલાલભાઈના પરિચયથી મને જે થોડો પણ દૃષ્ટિલાભ થયેલો તેને યાદ કરી મેં ૧૯૩૮ના મારા જીવલેણ ઑપરેશન વખતે કોઈ દ્વારા વર્ધા એવા સમાચાર કહેવડાવ્યાનું યાદ છે કે, હુ આ ઑપરેશનમાંથી બહાર નહિ આવું તોપણ તમારા દ્વારા થયેલ દૃષ્ટિ-લાભનો મને ઊંડો સંતોષ છે. ત્યારબાદ તેમનુ એક કાર્ડ તરત જ આવ્યુ, જેમાં લખેલુ કે અત્યારે મારી તબિયત કાંઈક ઠીક છે. હું શુશ્રૂષામાં થોડી પણ મદદ કરી શકતો હોઉં તો મને તરત સૂચવો. મેં આ મારી અંગત વાત એ સૂચવવા લખી છે કે, એમની કર્મપરાયણ શુશ્રૂષાવૃત્તિ એ સહજ કરુણામાંથી પ્રગટેલી. જેના ચિત્તમાં યોગમાર્ગે કાંઈ પણ અસર કરી હોય છે તેના ચિતમાં મૈત્રી, કરુણા આદિ ભાવો સહેજે ફૂટી નીકળે છે તેથી જ કિશોરલાલભાઈ સાચા અર્થમાં સર્વ-મિત્ર અને અજાતશત્રુ હતા.

—બુદ્ધિપ્રકાશ

# બ્રાહ્મણ—શ્રમણ ધ્રુવજી

## [૯]

**ગુજરાતમાં** ધ્રુવ ઘણા છે અને હતા, પણ ધ્રુવજી તો એક જ. જેમ ગાંધી ઘણા પણ ગાંધીજી એક. માલવીય ઘણા પણ માલવિયજી એક મદનમોહન. તેમ ધ્રુવજી કહેતાં જ આનંદશંકરભાઈનો બોધ સૌને થઈ જાય. આ 'જી' પદનુ મહત્ત્વ ધ્રુવસાહેબના જીવનમાં જે જોવા મળે છે, તે અહીં બતાવવાનો ઉદ્દેશ છે.

ધ્રુવજી જન્મે બ્રાહ્મણ અને તેમાંય મુત્સદ્દી નાગર એટલે વિદ્યાવૃત્તિ, ડહાપણ અને ભાષાસૌષ્ઠવ પરંપરાગત હોય એ તો સામાન્ય તત્ત્વ થયું. પણ એમણે એ તત્ત્વનો બીજાઓએ નહિ સાધેલ એવો અસાધારણ વિકાસ સાધ્યો હતો. શ્રમણદીક્ષા લે તેનામાં કર્મકાંડી અહિંસાવૃત્તિ ઊતરવા મંડે છે અને પરંપરાગત તપોવ્રતો પણ સહેજે હોય છે. પણ ધ્રુવજીની અહિંસાવૃત્તિ અને તપોવૃત્તિ જુદા પ્રકારની હતી: તે અંદરથી ઊગેલી અને બ્રાહ્મણદર્શનથી પરિમાર્જિત થયેલી હતી, જેને લીધે તેમનું વ્યક્તિત્વ ઘડાયું.

લગભગ ત્રીસ વર્ષ પહેલાં અધ્યયન કરી પહેલવહેલો હું કાશીથી ગુજરાતમાં ગયો ત્યારે 'વસંત'માંના થોડાંક ધ્રુવજીનાં લખાણો જોયાં અને એમના તરફ ખેંચાયો. ક્રમે ક્રમે એમનાં 'નીતિશિક્ષણ', 'હિન્દુ ધર્મની બાળપોથી,' 'ધર્મવર્ણન,' 'આપણો ધર્મ,' 'હિન્દુ વેદધર્મ' આદિ પુસ્તકો જોયાં, અને તેમની મારા ઉપર એવી ઊંડી અસર થઈ, જે અદ્યાપિ કાયમ છે, કે પછી તો મને કોઈ પણ ધાર્મિક પાઠ્યક્રમ બાબત પૂછે ત્યારે હું ધ્રુવજીનાં એ પુસ્તકો સર્વપ્રથમ સૂચવું છુ, જો કે ઘણા સાંપ્રદાયિક જૈનો મારી સંપ્રદાય બહારનાં પુસ્તકોની આવી સૂચનાથી નવાઈ પામતા. પણ મારો તો જાણે એ વ્યવસાય જ થઈ પડેલો. તે એટલે લગી કે ગુજરાત બહારના પ્રાંતોમાં પણ હું ધ્રુવજીનાં પુસ્તકોની સૂચના કરવાનુ ચૂકતો નહિ. બીજી બાજુ તે વખતે કોઈ છાપામાં ધ્રુવજી વિશે એમ લખાયેલું વાંચ્યાનું યાદ છે કે 'ધ્રુવજી બેશક અઠંગ અભ્યાસી અને ઢગલાબંધ વિવિધ વિષયોનાં પુસ્તકોનું સતત અવલોકન કરનાર છે તેમ જ સુયોગ્ય અધ્યાપક છે, પણ તે એટલા બધા મિલનસાર નથી. એમનામાં નાગરસુલભ અતડાપણું અને

વૈયક્તિક મુલાકાતમાં કાંઈક રૂખાપણુ છે.' ઇત્યાદિ. આવી મતલબના એ લખાણે હું એમ માનતો થયો કે ત્યારે તો ધ્રુવજીને મળવા ઘેર ન જવું. આ માન્યતાથી પ્રેરાઈ હુ તે વખતે અમદાવાદમાં જતો આવતો અને રહેતો છતાં ધ્રુવજીને મળેલો નહિ. એમને વિશે એવો પૂર્વગ્રહ બંધાયા છતાં એમની વિદ્વત્તા પ્રત્યે તો ઉત્તરોત્તર મારો આદર વધ્યે જ જતો હતો, અને સાથે સાથે તેમનાં લખાણોના વાચનનો પ્રચાર પણ કર્યે જતો હતો.

દરમિયાન ૧૯૨૦-૨૧ આસપાસ ફરી હુ કાશીમાં આવ્યો, અને મારા ઉતારા પાસે જ આવેલ દિગંબર જૈન વિદ્યાલયમાં પ્રમુખસ્થાનેથી ધ્રુવજીનું ભાષણ થઈ રહ્યું છે એ જાણતાં જ તે સાંભળવા ગયો ધ્રુવજી અહિંસા અને તપના મહત્ત્વ વિશે તેમની વિકસિત વિચારસરણીમાં પણ ગુજરાતી ટોન-લય-વાળી હિન્દીમાં બોલ્યે જતા હતા, અને પ્રસંગે 'ઉત્તરાધ્યયન' તેમ જ 'આચારાગસૂત્ર'નો આધાર લેતા. તેમની મધુર વાણી અને સ્પષ્ટ વિચારસરણીથી હુ વધારે આકર્ષાયો. સભા પૂરી થતાં જ તેમને હુ મળ્યો. અને સાદર નમસ્કાર કરી મે કહ્યું કે 'હુ આજ લગી આપનો પરોક્ષ શિષ્ય હતો. હવે પ્રત્યક્ષ શિષ્ય બનીશ.' તેમણે સ્મિત સાથે કહ્યુ, 'તમે ગુજરાતી છો? અને બંગલે જરૂર આવજો' એ 'જરૂર' શબ્દે મારામાં બંધાયેલ તેમના વિશેના પૂર્વગ્રહને બહુ શિથિલ કરી નાખ્યો. જ્યારે હુ તેમને બંગલે ગયો ત્યારે તેઓ એટલી સહૃદયતાથી મળ્યા અને વાત કરી કે પેલા પૂર્વગ્રહનો રહ્યોસહ્યો અંશ પણ મારા મનમાંથી તદ્દન વિલીન થઈ ગયો. તેમણે અહિંસા વિશેની ચર્ચામા તે વખતે મને કહ્યું કે 'ગાંધીજી દેશમાં અહિંસાના પાયા ઉપર સરકાર સાથે બાથ ભીડવાનો વિચાર કરે છે, પણ શું દેશમાં પ્રજાની અહિસાવૃત્તિ એટલા બધા પ્રમાણમા કેળવાઈ છે કે જેથી તે ગાધીજીને પૂરો સાથ આપે?' તેમણે જ એ પ્રશ્નના જવાબમાં કહ્યું કે 'હજી તો દેશને વધારે તાલીમ આપવાની જરૂર છે, હજી શિક્ષણ નજીવુ છે.' ઇત્યાદિ.

હુ જ્ઞાનયોગી ધ્રુવજીના કથનનો ધ્વનિ એમ સમજ્યો હતો કે દેશવ્યાપી સક્રિય હિલચાલ કર્યા પહેલાં આધારભૂત સિદ્ધાતની બાબતમાં સમગ્ર દેશને તરેહતરેહથી શિક્ષણ આપવું જોઈએ. અને દેશને એ સિદ્ધાંત વિશે પ્રતીતિ થઈ છે એમ ખાતરી થાય ત્યારબાદ જ તેની હિલચાલ પાયાદાર નીવડે. જ્યારે કર્મયોગી ગાંધીજીની નેમ તે વખતે અને આજ પણ એ રીતે સમજુ છુ કે આ દેશને તો હજારો વર્ષ થયાં અહિંસાની તાલીમ એક

અથવા બીજી રીતે મળતી જ આવી છે. દેશની મનોભૂમિકા અને બીજી પરિસ્થિતિ એવી છે કે દેશવ્યાપિ સક્રિય પગલું ભરવા સાથે જ એની ખરી તાલીમ શરૂ થાય છે. એટલે એક બાજુ પ્રત્યક્ષ ક્રિયા દ્વારા અને બીજી બાજુ તેની સમજૂતી દ્વારા જ આખા દેશમાં અહિંસા વિશેની જાગરિત શ્રદ્ધા અને અપેક્ષિત અહિંસા સમજૂતી ઉત્પન્ન કરી શકાય–પહેલું શાબ્દિક શિક્ષણ અને પછી ક્રિયા, એ ક્રમ આખા દેશ માટે વ્યવહારુ નથી. હું તો એમને સાદર સાંભળવા જ ગયો હતો. અમારા વિશેષ પરિચયના આ શ્રીગણેશ થયા

હુ અમદાવાદ ગુજરાત પુરાતત્ત્વમંદિરમાં 'સન્મતિતર્ક'નું સંપાદન કરતો. એનો પહેલો ભાગ ધ્રુવજીને મળ્યો ત્યારબાદ તેઓ જ્યારે અમદાવાદ આવે ત્યારે મોટા ભાગે પુરાતત્ત્વમંદિરમાં આવે અને મળે. હુ સંશોધન વિશે એમને પૂછ્યા પણ કરતો. એક વાર અનેક પ્રતો ફેલાવી હુ મારા ખંડમાં કામ કરી રહ્યો હતો અને અણધાર્યા જ ધ્રુવજી પધાર્યા અને ચટાઈ ઉપર એસી ગયા. થતુ કામ જોઈ રહ્યા હતા. દરમિયાન એક અધ્યાપક ત્યાં આવી ચઢ્યા. વાતચીત શરૂ થતાં જ એ આવનાર અધ્યાપકે નિખાલસ દિલે પણ રોષપૂર્વક ધ્રુવજીને તીખુંતમતમતું સંભળાવ્યું. હુ તો મૂંઝવણમાં પડ્યો. એક તરફ આવા દિવ્ય અતિથિ અને બીજી બાજુ સહવાસી અધ્યાપક. એ અધ્યાપક તો ચાલ્યા ગયા, પણ પાછળથી મેં જોયું કે ધ્રુવજી એ કડવો ઘૂંટડો એટલી કુનેહથી પી ગયા અને પચાવી ગયા કે તેની અસર જ તેમની પાછળની વાતચીતમાં મેં ન જોઈ. મને લાગ્યું કે ધ્રુવજીમાં અહિંસાવૃત્તિ સ્થિરપદ છે. ક્યારેક ગુજરાતના એક જાણીતા કવિએ યદ્વાતદ્વા કહેલું કે લખેલુ તેનો જવાબ આપતાં તેમણે પોતાની વ્યંગવાણીમા એવી મતલબનું લખેલું યાદ છે કે 'ધમ્મપદ'નું નિત્ય પરિશીલન કરવાથી પણ એમણે કહેલા શબ્દો ભુલાય તેવા નથી. આવા કાંઈક ઉપક્રમ સાથે જે જવાબ તેમણે લખેલો છે તે એમની માનસિક અહિંસાનો સ્પષ્ટ પુરાવો છે. ૧૯૩૫ માં કાશીમાં જ તેમની સાથે મારે અમુક મુદ્દા નિમિત્તે પત્રવ્યવહાર કરવો પડ્યો. તેમાં ક્યારેક હું તેમના ઉપર પ્રો–વાઇસ–ચેન્સેલર તરીકે લખતો અને ક્યારેક વ્યક્તિગતરૂપે. એ પત્રવ્યવહારમાં મેં બહુ જ નમ્રભાવે પણ તદ્દન સ્પષ્ટ રીતે યુનિવર્સિટીના વ્યવહાર વિશે ટીકા કરતાં તેમને લખેલું કે 'આપ જેવા પણ અમુક બાબતો નભાવ્યે જાઓ છો.' તેમણે તે જ ક્ષણે જવાબ લખી પટાવાળા સાથે મારા ઉપર મોકલાવી દીધો. એમાં એમણે લખેલું કે

'આ બાબત હવે હું ઉદાસીન છું.' પ્રસંગે અમે બન્ને જ્યારે મળ્યા ત્યારે એમણે મને કહ્યું કે 'તમારા પત્રમાં કાંઈક રોષની છાંટ મને લાગી.' મેં કહ્યું. 'જરાય નહિ. આપ એ જ પત્રમાં મારું એ લખેલ યાદ કરો કે જો આપ ગુજરાત જવાના અને ગુજરાત વાસ્તે કાંઈક કરવાના છો તો આદેશ મળતાં હું આપને શિષ્યભાવે અનુસરીશ અને કાશીનો મોહ છોડીશ' તેઓ એકદમ ખીલી ગયા. સારાંશ એ છે, કે તેઓ પોતાના તરફથી કોઈ શત્રુ બનવાનું નિમિત્ત પૂરું ન પાડવા પુરતા અજાતશત્રુ હતા એ જ રીતે એમણે અહિંસાવૃત્તિ વિકસાવી હતી.

આ કથનની પુષ્ટિ માટે એક પ્રસંગ નોંધપાત્ર છે. થોડાં વર્ષ અગાઉ દક્ષિણમાં ક્યાંક યજ્ઞ થયેલ, તેમાં બકરાંઓનો શાસ્ત્રીય વધ પણ થયેલો. આ વિશેની ચર્ચામાં એઓશ્રીએ મને સંબોધી કહ્યું, કે 'હવે તો અમારે બૌદ્ધ યા જૈન થવું કે શું?' ધ્રુવજી વૈદિક અને તેમાંય સનાતની હતા. તેમનુ વેદ–વેદાંત વિશેનુ જ્ઞાન અગાધ હતું. તેમની શ્રદ્ધા પણ વ્યાપક અર્થમાં વેદાંત-ગામિની જ હતી. પરંતુ ધ્રુવજી તેમ છતાં સ્પષ્ટપણે ઐતિહાસિક બળોને જાણતા. તેઓ સમજતા કે બૌદ્ધ, જૈન આદિ અહિંસક પ્રબલ હિલચાલોને પરિણામે જૂના હિંસાપ્રધાન વૈદિક કર્મકાંડની ભૂમિકા નામશેષ થઈ છે અને એને સ્થાને વ્યવહારમાં અહિંસક વૈદિક ધર્મનુ રૂપાન્તર થયુ છે, જે કાલ અને માનવજાતિના વિકાસને અનુરૂપ છે. હવે આવી સિદ્ધ થયેલ અહિંસાની ભૂમિકામાંથી વૈદિક કર્મકાંડીઓ પ્રાચીનતાને મોહે પાછી પાની કરી હિંસા તરફ વળે, તો જેઓ માનસિક અહિંસાની ભૂમિકાવાળા પરંપરાથી વૈદિક ધર્માવલંબીઓ છે તેમણે શું કરવું? શું બુદ્ધિગમ્ય અહિંસાની ભૂમિકાને છોડી તેમણે કાળજૂના હિંસાપ્રધાન કર્મકાડ તરફ વળવુ, કે કુલધર્મનો મોહ છોડી અહિંસાપ્રચારક સુધારક પંથોમાં ભળી જવુ? હું ધ્રુવજીના સંક્ષિપ્ત કથનનો એ પ્રમાણે અર્થ સમજેલો. જો મારી સમજ ઠીક હોય તો ધ્રુવજીની અહિંસાવૃત્તિની સમજ અને શ્રદ્ધાના વિકાસ વિશે વધારે ભાગ્યે જ કહેવાનુ રહે છે.

તેમની તપોનિષ્ઠા પણ જુદી જ હતી. મેં તેમને એકવાર પૂછ્યું કે, 'આપ કાશી છોડી જવાના છો એમ સંભળાય છે.' તેમણે કહ્યુ, 'પ્રભુઇચ્છા હશે તેમ બનશે.' મેં કહ્યું, 'આપ ગુજરાતમાં કાંઈક મહત્ત્વનું કામ તો કરવાના જ.' તેમણે કહ્યું, 'હું હજી લગી ગુજરાત માટે કાઈ કરી શક્યો નથી એનુ દુ:ખ તો છે જ, પણ કાંઈ શરૂ કરવું તે પહેલાં મારે

ગાંધીજીના આશીર્વાદ જોઈએ. હું તપસ્વીના આશીર્વાદમાં માનનાર છું.' ઇત્યાદિ. ક્યાં જન્મે નાગર બ્રાહ્મણ અને શિક્ષણે તથા કાર્યે નવા રંગથી રંગાયેલ અને ક્યાં આવી તપસ્વીના આશીર્વાદની બુદ્ધિશુદ્ધ શ્રદ્ધા ! અહિંસા અને તપની બુદ્ધિશુદ્ધ ભૂમિકામાંથી જ તેમનામાં સમન્વયવૃત્તિ કે જૈન પરિભાષામાં અનેકાંતવૃત્તિનો ઉદય થયેલો. તેમનાં ગમે તે વિષયનાં લખાણો કે ગમે તે વિષય પરત્વેનાં ભાષણો જુઓ તો તરત સમજાશે કે એમણે પોતાના વિચારમાં પોતાની જ ઢબે અનેકાંત ઘટાવેલો હતો, જેમ ગાંધીજીએ પોતાના વિચાર અને કાર્યમા પોતાની ઢબે ઘટાવેલો છે.

ધ્રુવજીએ કુલપરપરાગત વિદ્યાસંસ્કારને કેટલા વિશાળ પ્રમાણમાં અને કેટલી વિશદ રીતે વિકસાવ્યો હતો એ તેમના પરિચયમાં આવનાર અને તેમનુ સાહિત્ય વાચનાર સૌ જાણે છે પણ તેમની સંસ્કારશુદ્ધિ અને ભાષા-સૌષ્ઠવ વિશે કાંઈક લખવુ આવશ્યક છે ખાસ કરી જેઓ નવાં વહેણોમાં વગર વિચાર્યે ઘસડાઈ જાય છે, તેમને વાસ્તે તો લખવુ સવિશેષ પ્રાપ્ત થાય છે. ધ્રુવજી કૉલેજમાં ભણ્યા, કૉલેજમાં અને યુનિવર્સિટીમા ઊંચા હોદ્દાઓ ઉપર રહ્યા માત્ર અંગ્રેજ જ નહિ પણ ગવર્નર અને વાયસરોય જેવા ઊચા અધિકારીઓને પણ મળવાના એમને અનેક પ્રસંગ આવ્યા. દેશદેશના વિદ્વાનો પણ મળતા જ કોટ–પાટલૂન અને ટોપીના આ નખશીખ દેશી–પરદેશી વાતાવરણમાં તેઓ આજન્મ રહ્યા, છતાં હુ નથી ધારતો કે કોઈએ તેમને પોતાનો નક્કી કરેલ ગુજરાતી વેશ બદલી બીજા વેશમાં સજ્જ થયેલ જોયા હોય જેમ પોષાકનું તેમનું પોતાનું જ લાક્ષણિક સૌષ્ઠવ હતુ, તેમ તેમનો ખાનપાન અને પૂજાવિધિનો પણ એક ખાસ સંસ્કાર હતો. આ સંસ્કારો બીજા બ્રાહ્મણોની પેઠે એમણે અંધપણે પોષ્યા ન હતા. કેમકે પોતાનાથી જુદી રીતે વર્તનારને તેઓ કદી પતિત કે ઊતરતી કોટિના માનતા નહિ ભાષાસૌષ્ઠવ વિશે તો એટલું જ કહેવુ બસ થશે કે તેઓ જ્યારે વાતચીત કરતા હોય કે ભાષણ આપતા હોય ત્યારે અનુભવ એવો થાય કે જાણે કાનમાં અમૃતસિંચન થઈ રહ્યું છે. ગુજરાતી ભાષાસૌષ્ઠવનો સંસ્કાર તો એમનામાં એટલી હદ સુધી વિકસેલો હતો કે ક્યારેક ગાધીજીએ પણ કહેલું કે હવે ધ્રુવજીનુ મધુર–પ્રસન્ન ગુજરાતી ભાષણ તમે સાંભળો ધ્રુવજીની વાત કરવાની અને જવાબ આપવાની એક ખાસ ઢબ હતી. તે બોલે ત્યારે તેમાં બહુશ્રુતત્વ છલકાતુ હોય, કડવામાં કડવો જવાબ પણ તે એવી અન્યોક્તિ અને મધુર ભાષામાં આપે કે સાંભળનારને રોષનો પ્રસગ જ ન આવે.

જ્યારે તેમણે હિંદુ યુનિવર્સિટીમાંથી વિદાય લીધી ત્યારે પંડિતો કે પ્રોફેસરો, વિદ્યાર્થીઓ, કર્મચારીઓ એ બધાને એવો અનુભવ થયો કે હવે આવો માણસ યુનિવર્સિટીમાં મળવો સુલભ નથી. મોટા હોદ્દેદારને ત્યાં ગમે તે માણસ સરળતાથી જઈ શકતો નથી, પણ ધ્રુવજી વિશે એમ ન હતું. જ્યારે જાઓ ત્યારે એમની બેઠક મુક્તદ્વાર. કોઈ પટાવાળો રોકે જ નહિ; જનાર સાધારણ વિદ્યાર્થી હોય, પંડિત હોય કે પ્રોફેસર હોય. મારા કાશી આવ્યા પછી તેઓ લગભગ પાંચેક વર્ષ અહીં રહ્યા યુનિવર્સિટીમાં અનેક કોલેજો, અનેક નાની મોટી સંસ્થાઓ અને અનેક વિદ્યાર્થી મંડળો, જાતીય મંડળો અને સાંપ્રદાયિક મંડળો જ્યારે જુઓ ત્યારે મિટિંગોનો પ્રવાહ ચાલતો જ હોય અને હમેશાં પ્રોફેસરોની કલબમાં તો કાંઈક ને કાંઈક હોય જ પણ એક દિવસમાં થતી અનેક મિટિંગોમાં પણ ધ્રુવજી તો હોય જ અને તે મોટે ભાગે પ્રમુખસ્થાને જ હોય. તેમને અનેક વિષયોમાં પ્રસંગાનુરૂપ બોલવાનુ પણ હોય. પરંતુ મેં કદી જોયુ કે સાંભળ્યું નથી કે ધ્રુવજી કાંઈ અપ્રસ્તુત બોલ્યા હોય અગર વધારે પડતું બોલી નાખવાના આ યુગના અભખરાને વશ થયા હોય આ બ્રાહ્મણસુલભ વિદ્યાવૃત્તિ અને શ્રમણસુલભ વિકસિત સંયમવૃત્તિ એ જ ધ્રુવજીની વિશેષતા છે અને તેથી જ તેઓ 'જી' પદે પહોંચ્યા

છેલ્લે તેમની મિલનસારવૃત્તિ વિશે થોડુંક લખી દઉં, કારણ એની વિરુદ્ધ મારે મિથ્યા પૂર્વગ્રહ બંધાયો હતો જ્યારે તેઓ અમદાવાદ આવે ત્યારે પોતાના બધા જ પરિચિતોને મળે અને કોઇ ન મળ્યુ હોય તો યથાસંભવ તેમને ત્યા પહોચે તેઓ ઘણી વાર મારે ત્યાં બ્રહ્મક્ષત્રિય સોસાયટીમાં અચાનક આવી ચઢે એકવાર મેં કહ્યુ, 'આપ શા માટે પધાર્યા ? હુ આવવાનો જ હતો' તેમણે કહ્યુ, 'અહી એક મારા પરિચિત મિત્રનાં વિધવા છે. તેમને તો મળવુ જ હતુ તો પછી તમને શા માટે તકલીફ આપુ ?' મારા કાશી આવ્યા પછી તો મેં એવુ જોયેલું કે જ્યારે પણ રજામાં અમદાવાદ હોઇએ ત્યારે તેઓશ્રી ઘેર ડોકિયું કરી જ જાય હુ ૧૯૩૮ માં ઑપરેશનમાથી ઊઠી અમદાવાદ આવ્યો અને કાઇક સ્વસ્થ થયે ધ્રુવજીને બંગલે જવા નીકળ્યો. રસ્તામાં મને જોઈ કહ્યું કે 'તમે કયાં જાઓ છો ? હુ જ તમને મળવા આવવાનો હતો.' મેં કહ્યુ, 'હવે આપણે અહીં જ મળી લીધુ એટલે તકલીફ ન લેશો' તેમણે કહ્યુ, 'ના, હું તો મારા સંકલ્પ પ્રમાણે બીજી વાર તમારે ઘેર જ આવવાનો. રસ્તા ઉપર

મળ્યા એ તો તમે મળવા આવ્યા, કાંઈ હું થોડો આવ્યો છુ?' ઇત્યાદિ. છેવટે બીજે દિવસે તેઓ ઘેર આવ્યા અને યુનિવર્સિટી વિશે તથા અમદાવાદની સંસ્થાઓ વિશે મુક્ત મને ખૂબ જ વાત કરી. મેં કહ્યું, 'આપનો સમય અમદાવાદમાં સારી રીતે જતો હશે.' તેમણે કહ્યું 'બધા જ મિત્રો સહૃદય મળ્યા છે. હુ મારે કરવું જોઈએ તેટલું કરી શકતો નથી એ જ મને દુઃખ છે. પણ બૌદ્ધિક વાતાવરણ ઠીકઠીક જામેલું હોવાથી મને સંતોષ છે.' ધ્રુવજીના મિલનસારપણાનું આવું માધુર્ય અનુભવવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું.

—આચાર્ય ધ્રુવ સ્મારક ગ્રંથમાંથી ઉધ્ધૃત

## સ્વ. કૌશાંબીજીનાં પ્રેરણાદાયી સ્મરણો

### [ ૧૦ ]

અધ્યાપક કૌશાંબીજીનું નામ ન જાણતો હોય એવો વિદ્વાન અને વિચારક ભાગ્યે જ હશે. જો કે એમણે પોતાનાં કેટલાંક જીવન-સ્મરણો આપવીતીમાં આલેખ્યાં છે, પણ તે સ્મરણો આખા જીવનને લગતાં નથી. તેમણે અમુક સમય સુધીના જ પોતાના ખાસ ખાસ કેટલાક જીવન-પ્રસંગો આપવીતીમાં આલેખ્યા છે. તેમ છતાં જેણે એ ટૂંકી આપવીતી વાંચી હશે તેના ઉપર કૌશાંબીજીની બુદ્ધિ, પુરુષાર્થ અને ચારિત્ર્યની ઊંડી છાપ પડ્યા વિના રહી જ નહિ હોય. હું પોતે તો કોઈ પણ જિજ્ઞાસુ ભાઈ કે બહેનને વાંચવાલાયક પુસ્તકો સૂચવવાં હોય ત્યારે તેમાં 'આપવીતી'ની પસંદગી પ્રથમ કરું છું. 'શું કરવું? રસ્તો કોઈ સૂઝતો નથી, સહાયકો નથી.' એવા એવા માયકાંગલા વિચાર સેવનારાઓની આજે કમી નથી. તેવાઓ માટે મારી દૃષ્ટિએ કૌશાંબીજીની 'આપવીતી' એ પ્રેરણાદાયી બાઇબલ બને તેવી છે. આમ હોવા છતાં જેણે કૌશાંબીજીનો ઠીક ઠીક પ્રત્યક્ષ પરિચય સાધ્યો હશે અને જે દૃષ્ટિસંપન્ન હશે તે જ કૌશાંબીજીને ખરી રીતે ઓળખી શક્યો હશે એમ મને લાગે છે. તેમની સાથે મારો સાક્ષાત પરિચય લાંબા વખત લગી રહ્યો હતો અને છેલ્લે હમણાં કાશીમાં પણ અમે બન્ને સાવ નિકટ હતા. તેથી હું તેમનાં કેટલાંક સ્મરણો આલેખું તો તે અનુભવમૂલક છે એમ સમજી વાંચનાર વાંચે

સૌથી પહેલાં હું કૌશાંબીજીને પૂનામાં ૧૯૧૭માં તેમને મકાને મળ્યો. તે વખતે તેઓ ફર્ગ્યુસન કૉલેજમાં પાલીના અધ્યાપક હતા. મેં તેમનું 'બુદ્ધધર્મ આણિ સંઘ' એ પુસ્તક વાંચેલું એટલે તેમના પ્રત્યે મારો અનન્ય આદર તો પ્રથમથી જ ઉત્પન્ન થયેલો; પણ હું પ્રત્યક્ષ મળ્યો ત્યારથી તો તેમના પ્રત્યે મારી જુદી જ દૃષ્ટિ બંધાઈ. હું આ અગાઉ કેટલાક વખત થયાં બૌદ્ધ પાલી વાઙ્‌મય ગુરુમુખથી શીખવા ઇચ્છતો હતો. જૈન કર્મશાસ્ત્ર અને બીજા એવા વિષયો વિષે વિચારતાં તેમ જ લખતાં મને એમ થયેલું કે બૌદ્ધ વાઙ્‌મયના પૂરા અને યથાર્થ અભ્યાસ વિના મારું અભીષ્ટ કામ અધૂરું જ રહેવાનું છે હું યોગ્ય અધ્યાપકની શોધમાં હતો, અને કૌશાં-

બીજીનો અચાનક ભેટો થયો. એટલે મારી જિજ્ઞાસા સતેજ બની તેમ જ કૌશાંબીજી પ્રત્યે વિશેષ આકર્ષાયો. પણ તે વખતે મારી ઇચ્છા સિદ્ધ ન થઈ અને હું આગ્રા ચાલ્યો ગયો. બેએક વર્ષ પછી ફરી હુ પૂનામાં ગયો, પણ ઘણુ કરી તે વખતે કૌશાંબીજી ત્યાં ન હતા. તેમના એક પ્રતિભાશાળી શિષ્ય પ્રો રાજવાડે મળેલા પણ એમની મુલાકાત મારા માટે તો કૌશાંબીજી પ્રત્યેના આકર્ષણમાં જ પરિણમી. જો કે હું મળે ત્યાંથી મરાઠીમાં પ્રસિદ્ધ થયેલ બૌદ્ધ વાઙ્મય મેળવી મારી જિજ્ઞાસા અલ્પાંશે સંતોપતો હતો, છતાં તક મળે ત્યારે કૌશાંબીજી પાસે જ બૌદ્ધ વાઙ્મય શીખવાની ઉત્કટ વૃત્તિનાં બીજો રોપાયે જતા હતા.

હુ કાશી છોડી ૧૯૨૧માં અમદાવાદ આવી ગયેલો અને ગુજરાત પુરાતત્ત્વમંદિરમાં રહેતો, પણ હજી લગી હું એ સંસ્થામાં સેવક તરીકે જોડાયો ન હતો પુરાતત્ત્વમંદિરના બધા જ વિશિષ્ટ અધિકારીઓ મને એમાં જોડાવા કહેતા, પણ હજી લગી હુ એ સંસ્થામાં તટસ્થ રહીને જ કામ કર્યે જતો. ૧૯૨૨ના છેલ્લા ભાગમાં પૂના બેઠાં મને સમાચાર મળ્યા કે કૌશાંબીજી પુરાતત્ત્વમંદિરમાં નિમાયા છે. આ સમાચારે વીજળિક અસર કરી અને હું પુરાતત્ત્વમંદિરમાં જોડાવાના નિર્ણય ઉપર આવી ગયો ને જોડાયો. હવે હું કૌશાંબીજીનો સહવાસી બન્યો. મારું પુરાતત્ત્વમંદિરગાંનું કામ તો જુદું જ હતું, પણ આ સહવાસની તકે મને એમનો અંતેવાસી પણ બનાવ્યો. કૌશાંબીજી પાસે બૌદ્ધ પાલી ગ્રંથો શીખવાની શરૂઆત તો પુરાતત્ત્વમંદિર અને મહાવિદ્યાલયના કેટલાક અધ્યાપકોએ કરેલી, પણ હુ જાણુ છુ ત્યાં લગી તેમની પાસેથી સતત શીખવાનો યોગ મારા જ ભાગ્યમા લખાયો હતો. એક બાજુ હુ એમની પાસે બૌદ્ધ ગ્રથો શીખતો અને બીજી બાજુ અનેક વિષયોની એમની સાથે ચર્ચા કરતો ફરવા જતી વખતે કૌશાંબીજી પોતે જ મારો હાથ પકડી લે અને મારા પૂછેલા કે અણપૂછેલા સવાલો વિષે અનેકવિધ ચર્ચા કરે. તેઓ જે બૌદ્ધ વિષયો વિષે મરાઠીમાં લખાવે કે ગ્રંથ રચે તે મને પ્રથમ સભળાવે તેઓ મારી સૂચના ઉપર ધ્યાન આપતા. મારી શકાનુ સમાધાન પણ કરતા. મને આ નિમિત્તે ખૂબ જાણવાનુ મળતુ. આ ક્રમ ઘણુ કરી પાચેક વર્ષ ચાલ્યો હશે. ત્યારબાદ તેઓ રશિયા ગયા ને થોડા વખત માટે એ ક્રમ તૂટી ગયો.

કૌશાંબીજી સાથે મારો સહવાસ માત્ર અધ્યયન–અધ્યાપન પૂરતો જ ન હતો. પણ તે લગભગ ચોવીસે કલાકનો રહેતો. તેઓ મને જીવન–

વ્યવહારના અનેક પ્રસંગોમાં મિત્રની પેઠે મહત્ત્વની સૂચના આપતા. નાહવા કે ખાવામાં કે એવી બીજી બાબતોમાં 'કાંઈ પણ કહેવુ હોય તો તેઓ નિઃસંકોચ કહેતા. કૌશાંબીજીના સ્વભાવમાં કડકાઈનું તત્ત્વ બહુ ઉગ્ર હતું. એને લીધે કેટલીક વાર ઘણા નિકટના મિત્રો સાથે પણ તેઓ અથડામણીમાં આવતા. હુ પણ એ અથડામણીનો સાવ અપવાદ રહ્યો છુ એમ તો ન જ કહી શકાય, પણ એવે પ્રસગે હુ સાવ મૌન રહી જતો; કારણ કે મેં એમની કડક પ્રકૃતિમાં નિખાલસપણાનુ અને ક્ષણિકપણાનુ તત્ત્વ બરાબર જાણી લીધેલુ કૌશાબીજી પણ થોડી વારમાં ઠેકાણે આવી જતા, મોળા પડી જતા અને ઘણીવાર 'પંડિતજી' એવા મધુર આમંત્રણથી સંબોધી માફી પણ માગતા.

કૌશાંબીજી મૂળે ગોવાના, અને મહારાષ્ટ્રમાં વિશેષ રહેલા. તેમના જીવન–વ્યવહારમાં પણ મહારાષ્ટ્રીય ઉપરાત ભિક્ષુક ધર્મનુ તત્ત્વ હતુ. તેઓએ બૌદ્ધ ભિક્ષુ તરીકે સીલોન, બર્મા અને ભારતમા જીવન ગાળેલું. બૌદ્ધ–પરપરાના ક્ષણિકવાદની એમના જીવનમા સજીવ છાપ હતી. વિદેશમા વિશેષે કરી અમેરિકામા એમણે જીવન ગાળેલુ એટલે પાશ્ચાત્ય રહેણી–કરણીના પણ એમનામાં સસ્કારો હતા ક્ષણિકવાદના અને પશ્ચિમના સસ્કારોએ તો તેમના આખા જીવનમા કામ કર્યું છે એમ મને ઠેઠ સુધી લાગતુ હતું. કોઈ પણ સ્થાન કે કોઈ પણ કામને સનાતનની પેઠે ચોંટી રહેવાની તેમની પ્રકૃતિ જ ન હતી પ્રત્યેક ક્ષણે નવુ નવુ વાચે અને વિચારે તેમ જ લાંબા વખત લગી સેવેલા સસ્કારોને એક ક્ષણમાત્રમાં ફેંકી દેવા સુધીનો પુરુષાર્થ પણ કરે એમને જાણનાર દરેક એ સમજતો કે કૌશાંબીજી પોતાની યોજના ગમે ત્યારે અણધારી રીતે બદલી નાખશે, તેમ છતાં તેમનામાં એક અનન્ય વફાદારી હતી. જે કામ એમણે લીધુ હોય, જેનુ વચન આપ્યુ હોય તે ગમે તે ભોગે પૂરું જ કરે, અને પોતાના કામને બને તેટલુ સર્વાંગીણ તેમ જ વિચારયુક્ત કરવાની કોશિશ પણ કરે ગરીબીમા આગળ વધેલા અને ભિક્ષુકપણામાં વર્ષો ગાળેલા એટલે તેમનામા શરૂઆતમા મેં આતિથ્યવૃત્તિ કાંઈક ઓછી જોયેલી, પણ તેમણે ગુજરાતમા ઘણા વર્ષો ગાળ્યાં અને ઘણા ગુજરાતીઓનાં અસાધારણ આતિથ્યનો પગલે પગલે અનુભવ કર્યો ત્યારબાદ મેં તેમનામા એ સંસ્કાર બદલાયલો જોયો. તેઓ પોતે ગુજરાતના જૈન અને જૈનેતરોના આતિથ્ય વિષે જ્યારે પ્રશંસાના ઉદ્ગાર કાઢતા ત્યારે હું જોઈ શકતો કે તેમના ઉપર ગુજરાતના આતિથ્યની જેવી છાપ છે તેવી બીજા એકેય પ્રાન્તની નથી.

કૌશાંબીજીને નોતરવા કે તેમની પાસે બેસવું એટલે ટૂચકા, ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, રાજકારણ, સામાજિક જીવન વગેરે જ્ઞાનગંગાની અનેક ધારાઓ વચ્ચે સ્નાન કરવુ, તેથી અનેક મિત્રો તેમને નોતરતા, અનેક તેમની પાસે ચર્ચા અર્થે જતા અને તેમનાથી સાવ જુદું દૃષ્ટિબિન્દુ ધરાવનાર પણ તેમની સાથેના વાર્તાલાપ માટે લલચાતો. કૌશાંબીજી જેટલા ઉગ્રપ્રકૃતિ તેટલા જ સ્પષ્ટભાષી. એમને કાંઈ છુપાવવાનું ન હતું. ગમે તેવી વિરોધી અને સમર્થ વ્યક્તિને પણ પોતાની વાત ચોખ્ખા શબ્દોમાં સંભળાવતા. લોકમાન્ય તિલકે ગીતા–રહસ્યમાં ધમ્મપદના એક પદ્યનો અર્થ અન્યથા કરેલો. કૌશાંબીજીએ તેમને પૂરી રીતે ઠીક ઠીક પકડ્યા અને ભૂલ કબૂલ કરાવી. ત્રિપિટકાચાર્ય તરીકે પ્રસિદ્ધ શ્રી રાહૂલજીએ ધમ્મપદનો અનુવાદ કર્યો છે, જેમાં એમની મૌલિક ભૂલ રહી ગઈ છે. કૌશાંબીજીએ એમને એકવાર આડે હાથે લીધા અને રાહૂલજી તેમને નમી પડ્યા તથા પોતાની ભૂલ પણ કબૂલ કરી. લખાણ, ઉચ્ચારણ, વાચન, પ્રૂફ આદિ કોઈ પણ બાબતમા પોતે સહેજ પણ ભૂલ ચલાવી ન લે. કોઈ એવી ભૂલ કરે તો તેને જરાય ન સાંખી લેતાં ચોખ્ખે ચોખ્ખું કહી દે એટલી એમની ચોકસાઈ. મર્હૂમ ગાયકવાડ મહારાજ સયાજીરાવ કૌશાંબીજીના અનન્ય ભક્ત. પણ એવા ચકોર, સમર્થ અને સહાયક રાજવી સુદ્ધાંને કૌશાંબીજી તેમની ભૂલો કે કુટેવો વિષે ખખડાવી નાખતા. શ્રીમંત સયાજીરાવ અને તેમનાં પત્ની ચીમનાબાઈ સાથેના અનેક કટુ–મધુર સ્મરણો તેઓ મને ઠેઠ સુધી પ્રસંગે પ્રસંગે સંભળાવતા. તે ઉપરથી હુ તેમની નિર્ભયતા, સત્યવાદિતા અને નિસ્પૃહતા પારખી જતો.

કાકા કાલેલકર તેમના અંગત મિત્ર અને સજાતીય. કાકા પોતે જ કૌશાંબીજીને પુરાતત્ત્વમંદિરમાં લાવેલા અને સેવાગ્રામમાં તેમને જ હાથે કૌશાંબીજીનો અગ્નિસંસ્કાર થયો. કાકા બહારગામથી આવ્યા અને કૌશાંબીજીએ મૌનપણે જોયા કે તરત જ થોડી વારમાં પ્રાણ છોડચો. આટલી નિકટતા છતાં એક પ્રસગે કૌશાંબીજી કાકા સુદ્ધાંને નારાજ કરતાં ખંચકાયા ન હતા. કૌશાંબીજી મને કહેતા કે ‘અમેરિકામાં યંગ ઇન્ડિયા વાંચતો ત્યારે મને ઘણીવાર આંસુ આવી જતાં. ગાંધીજીના અહિંસા તેમ જ વિશ્વપ્રેમના વિચારો નવા રૂપમાં વાંચી મને થતું કે આ એક અર્હંત છે. એ જ બુદ્ધિએ મને અમેરિકા છોડાવ્યું અને અમદાવાદમાં લાવી મૂક્યો.’ કૌશાંબીજીની ગાંધીજી પ્રત્યે ઠેઠસુધી કેવી અનન્ય શ્રદ્ધા હતી તે આપણે ટૂંકમાં આગળ ઉપવાસ પ્રસંગે જોઈશું. આમ છતાં ઘણી બાબતોમાં કૌશાં-

બીજી ગાંધીજીની ટીકા કરતા. કેટલીકવાર તેઓ એ ટીકા બહુ સખતપણે પણ કરતા. ગાંધીજી ઉપવાસ અને બીજા દેહદમનો ઉપર જે ભાર મૂકે છે તેને કૌશાંબીજી બુદ્ધિની દૃષ્ટિએ નિહાળી અયોગ્ય લેખતા. અને તેથી ઘણી વાર કહેતા કે, ગાંધીજીમાં જે ત્યાગ, જે અહિંસાવૃત્તિ છે તેની સાથે આવા તપનો કોઈ મેળ નથી. કૌશાંબીજી આ ટીકા સૌની સમક્ષ પણ કરતા. જેઓ ગાંધીજીના પ્રત્યેક વ્યવહાર અને વિચારને અક્ષરશઃ માનતા અને અનુસરતા તેઓ કેટલીકવાર ગાંધીજીની ટીકાથી કૌશાંબીજી પ્રત્યે અકળાતા પણ ખરા, છતાં સૌમાં કૌશાંબીજીની નિષ્ઠા અને પ્રમાણિકતા વિષે એકસરખી શ્રદ્ધા જોઈ શકાતી. દરેક એમ સમજતો કે કૌશાંબીજી માને છે તેમ કહે છે અને કોઈની શેહમાં લેશ પણ આવે તેવા નથી. દરેક જણ એમ સમજતો કે કૌશાંબીજીને બુદ્ધિથી સમજાવી શકાય, પણ દબાણ કે લાલચથી નહિ. ગાંધીજી દ્વારા પ્રાર્થના ઉપર જે ભાર અપાતો અને ગીતાનુ જે અનન્ય મહત્ત્વ અંકાતું તેની સામે કૌશાંબીજી અનેક દલીલો સાથે મનોરંજક ટીકા કરતા. કોઈ બચાવમાં ઊતર્યા કે એતુ આવી બન્યું. તે વખતે કૌશાંબીજીની પ્રજ્ઞા અને દલીલશક્તિનો પ્રવાહ કેવો વહેતો એ તો ત્યાં હાજર હોય તે જ સમજી શકે. કૌશાંબીજી માત્ર અન્ય સંપ્રદાયો કે ધર્મોના જ ટીકાકાર ન હતા. તેઓ બૌદ્ધ હોવા છતાં બૌદ્ધ-પરંપરાની ત્રુટીઓની પૂર્ણપણે ટીકા કરતા. જેણે તેમનુ 'અહિંસા આણિ સંસ્કૃતિ' પુસ્તક વાંચ્યુ છે તે જોઈ શકશે કે કૌશાંબીજી વહેમો અને ધાર્મિક દંભોના કેટલા વિરોધી હતા. આ પુસ્તક તેમણે કાશીમાં લખેલું અને મને આખું મરાઠીમાં જ સંભળાવેલું. કાશી-વિદ્યાપીઠના પ્રાણ શ્રી શિવપ્રસાદ ગુપ્તા તેમને બહુ માનતા. ગુપ્તાજીએ કહેલું કે તમારું પુસ્તક હું હિન્દીમાં છપાવીશ, પણ કૌશાંબીજી મને હમેશ કહેતા કે કંપોઝીટર કે અનુવાદક, વિક્રેતા કે બીજા કોઈ જે હિન્દુ હશે અને વેદ-પુરાણ સંસ્કૃતિને માનતો હશે તે મારું ખૂન ન કરે તો હું પાડ માનીશ. અને બન્યું પણ તેમ જ. લગભગ ૧૨ વર્ષ વીતી ગયાં, એનો ગુપ્તાજીએ કરાવેલ હિન્દી અનુવાદ પણ તૈયાર પડ્યો છે, છતાં હજી લગી એને છાપનાર કોઈ મળ્યુ નથી જે એમાં વેદ-પુરાણ તેમ જ ગીતાની સ્પષ્ટ સમાલોચના વાંચે છે તે જ છાપવા કે પ્રકાશિત કરવાની હિંમત કરી શકતો નથી. છેલ્લે છેલ્લે ૧૯૪૬ના જુલાઈમાં તેઓ જ્યારે સરયૂતટે દોહરીઘાટ ઉપર અનશન લેવા ગયા ત્યારે મને એ હિન્દી અનુવાદ સોંપી શ્રી નાથુરામ પ્રેમીજીને મોકલવાનું કહી ગયા એમને વિશ્વાસ હતો કે પ્રેમીજી નિર્ભય અને વફાદાર છે, તેથી તેઓ અવસર આવ્યે છાપતા કે છપાવતાં પાછા નહિ પડે.

શ્રી. શિવપ્રસાદ ગુપ્તાએ કાશી વિદ્યાપીઠમાં કૌશાંબીજી માટે તેમની જ સૂચના પ્રમાણે નાનકડું પણ સગવડિયું મકાન બાંધી આપેલું. તેમાં રહી કૌશાંબીજીએ ‘અહિંસા આણિ સંસ્કૃતિ’ એ પુસ્તક લખેલું. મેં તેમને પહેલેથી જ કહેલું કે આ પુસ્તક પૂરું થાય કે સ્થાનાંતર કરવું અને જોવું કે બહુ ચાહકો પણ એને પ્રગટ કરે છે કે નહિ? તેમણે એમ જ કર્યું. શેઠ જુગલકિશોર બિરલા જેવા પૈસાદાર છે તેવા જ દાની અને ઉદાર છે. હિન્દુ સંસ્કૃતિ પ્રત્યે તેમની અનન્ય નિષ્ઠા જાણીતી છે. બિરલાજી જ એક એવા છે કે જેમણે હિન્દુ પરંપરામા બૌદ્ધોને સંમિલિત કરી લેવાનો સક્રિય પ્રયત્ન કર્યો છે બિરલાજી જેટલા ગીતાભક્ત તેટલા જ બૌદ્ધગ્રંથોના ભક્ત છે. બૌદ્ધ-ગ્રંથોના હિન્દી અનુવાદો રસપૂર્વક વાંચે અને સારનાથ જેવા વિશ્વવખ્યાત બૌદ્ધતીર્થમાં એકાન્તમાં બેસી તે ઉપર મનન પણ કરે છે, એટલું જ નહિ પણ તેમણે કલકત્તા, દિલ્હી અને હિન્દુ યુનિવર્સિટીના બૌદ્ધશાસ્ત્રોના અધ્યયન માટે તેમ જ બૌદ્ધ મંદિર અને ધર્મશાળા માટે અનેકવિધ એટલો મોટો ખર્ચ કર્યો છે અને હજી કરે છે કે તે જાણનાર જ બિરલાજીની હિન્દુસ્તાનમાં ફરી બૌદ્ધ-પરંપરા પ્રતિષ્ઠિત કરવાની ધગશ જાણી શકે આવી વૃત્તિ ધરાવનાર શ્રીયુત જુગલકિશોર બિરલાએ મુબઈ–પરેલમાં એક બૌદ્ધ–વિહાર બંધાવી આપ્યો ને તેમા કૌશાંબીજીને રહેવા તેમ જ કામ કરવાની સગવડ કરી આપી. કૌશાંબીજી ગરીબ અને દલિત જાતિઓની સેવા કરવા ઇચ્છતા, તેથી તેઓ એ વિહારમાં રહ્યા અને તેમણે તેનુ ‘બહુજન વિહાર’ એવું નામકરણ કર્યું. ‘બહુજન’ શબ્દની પસંદગી તેમણે પાલી–ગ્રંથોને આધારે કરેલી, જેનો આધુનિક ભાષામાં સાધારણ જનતા અથવા લોકસમાજ એવો અર્થ થઈ શકે. કૌશાંબીજી એ વિહારમાં રહી પરેલના લત્તામાં વસતા મજૂરો અને હરિજનોમા સંસ્કાર સિંચવાનું કામ કરતા. કૌશાંબીજીના એ કાર્યમાં અનેક જૈન ગૃહસ્થોનો આર્થિક તેમ જ બીજા પ્રકારનો સક્રિય સહયોગ હતો. આવું સેવામય વાતાવરણ જામેલું, છતાં તેમાં પેલા ‘अहिंसा आणि संस्कृति’–એ પુસ્તકે વિઘ્ન ઉપસ્થિત કર્યું. કૌશાંબીજીએ જ્યારે જાણ્યુ કે ઉક્ત પુસ્તકમાં તેમણે કરેલ ગીતા આદિ વૈદિક ગ્રન્થોની નિર્દય સમાલોચનાથી બિરલા સહેજ નારાજ થયા છે ત્યારે તેમણે એ વિહારને જ છોડી દેવાનું પસંદ કર્યું. જો કે બિરલાજીની એવી કોઈ વૃત્તિ ન હતી. અને પાછળથી કૌશાંબીજીને તેમણે કહેલું પણ ખરું કે ‘તમે બહુજન વિહાર શા માટે છોડ્યો? તમે ત્યાં રહો એમ હુ ઇચ્છુ છુ’ પણ કૌશાંબીજી મને કહેતા કે, તેઓ ગમે તેટલા ભલા અને ઉદાર હોય છતાં જો મારા લખાણથી તેમની સાંપ્રદાયિક લાગણી

દુભાતી હોય તો તેમની કોઈપણ સગવડ લઈ દબાણ તળે રહેવું તે કરતાં બીજે ગમે ત્યાં રહેવુ એ જ હિતાવહ છે. ખુદ ગાંધીજીએ પણ તેમને કહેલુ કે તમે ‘બહુજન વિહાર’ શા માટે છોડો છો ? પણ તેમણે એ વિહાર છોડયો તે છોડયો જ. તેમને પોતાનાં લખાણ વિષે એટલી જાગ્રત પ્રતીતિ હતી કે, તે ખાતર તેઓ ગમે તે સહવા તૈયાર રહેતા એ જ પુસ્તકનુ ગુજરાતી ભાષાંતર પ્રસિદ્ધ થવાનુ હતુ ત્યારે તેમણે મને પ્રસ્તાવના લખવા સૂચવ્યું. મારે માટે આ પ્રસંગ ‘નદીવ્યાઘ્રન્યાય’ જેવો હતો. એક તરફ કૌશાંબીજી સાથે મારો ગાઢ સબંધ અને બીજી તરફ એમનાં પ્રતિપાદનો વિષે ક્યાંક ક્યાંક મારું જુદું પડતુ દૃષ્ટિબિંદુ હુ ગમે તેટલા મૃદુભાવે લખુ તોય કૌશાંબીજીના અમુક વિચારોનો વિરોધ થતો જ હતો. તેમ છતાં તેમના આગ્રહથી મેં આણુ ઉપર કાંઈક પ્રાસ્તાવિક લખી કાઢ્યુ જો કે મેં એમા કૌશાંબીજીની અમુક એકાંગી ઉગ્ર વૃત્તિનો પ્રતિવાદ કર્યો જ હતો, છતાં અમારા બે વચ્ચે ક્યારેય અંતર પડ્યું નહિ ઊલટું હુ મારા પ્રત્યે તેમનો ઉત્તરોત્તર પ્રેમ જ નિહાળી શકતો એક અથવા બીજા કારણે મારું એ પ્રાસ્તાવિક નથી છપાયું તે નોખી વાત છે, પણ અહીં તો પ્રશ્ન કૌશાંબીજીની મક્કમ વૃત્તિ અને નિખાલસતાનો છે

કૌશાંબીજી ‘બહુજન વિહાર’ છોડી સારનાથ આવ્યા અને ત્યાં શીલોની તેમ જ બીજા બૌદ્ધ ભિક્ષુકોના આગ્રહથી એક ઝૂપડી જેવા સ્થાનમા રહ્યા. બધા જ ભિક્ષુકો તેમને ગુરુવત્ માનતા ને તેમની પાસે ભણતા સૌ ઇચ્છતુ કે તેઓ આજન્મ ત્યા જ રહે ૬૦ કરોડ જેટલા બૌદ્ધોના માન્ય એ પવિત્ર તીર્થમાં રહેવાની તેમની વૃત્તિ પણ હતી, છતાં બીજાને મન નજીવા ગણાતા વિચારભેદને કારણે તેમણે અગવડનુ જોખમ વહોરી એ સ્થાન છોડી દીધુ વિચારભેદ મુખ્યપણે એટલો હતો કે કૌશાંબીજીને ત્યાના બૌદ્ધમંદિરમા એકત્ર થતો અર્થસંચય પસંદ ન હતો ભક્તો અને યાત્રીઓ જે આપી જાય કે ચડાવી જાય તે બધુ જ પરમાર્થમાં તત્કાળ વાપરી નાખવું ને મંદિર કે મૂર્તિ નિમિત્તે કાંઈ પણ કીમતી રાખી ન મૂકવુ એ કૌશાંબીજીનો સિધ્ધાંત હતો કૌશાંબીજી કહેતા કે, બુદ્ધના અનન્ય ત્યાગ સાથે આવા સંચયનો મેળ શો ? જો કે, બીજા બધા બૌદ્ધો નમ્રપણે એમની વાત માન્ય રાખતા પણ કોઈ ચાલુ પરંપરા વરુદ્ધ જઈ શકતુ નહિ, તેથી કૌશાંબીજીએ સારનાથ રહેવું જ છોડી દીધું અને ફરી કાશી વિદ્યાપીઠમાં આવ્યા. ત્યાં તેમને લાવનાર અને તેમને માટે સગવડ કરી આપનાર ડૉ.

ભગવાનદાસ. ડૉ. સાહેબ એમને એમની વિદ્વત્તા, વિચારસમૃદ્ધિ અને ત્યાગવૃત્તિને કારણે ગાંધીજીની પેઠે જ માનતા. આચાર્ય નરેન્દ્રદેવજી વગેરે બધા જ વિદ્યાપીઠના કાર્યકર્તાઓ તેમને મેળવવામાં ગૌરવ લેખતા.

કૌશાંબીજી પુરાતત્ત્વમંદિરમાં હતા ત્યારે જ તેમની સામે જૈન પરંપરાનો પુણ્યપ્રકોપ પ્રગટેલો. પ્રાચીનકાળમાં જૈન ભિક્ષુઓ પણ બૌદ્ધભિક્ષુઓની પેઠે પ્રસંગે માંસાદિ લેતા એવું તેમણે બુદ્ધ વિષેની લેખમાળામાં લખેલું. આ વિધાનને લીધે માત્ર કૌશાંબીજી જ નહિ પણ તેમને આશ્રય આપનાર ગુજરાત વિદ્યાપીઠ અને તેમના સહવાસમાં રહેનાર કે આવનાર બધા જ જૈન મિત્રો કે પંડિતો પણ જૈન પરંપરાના પુણ્યપ્રકોપના પાત્ર બન્યા હતા. આ વસ્તુ સંપૂર્ણપણે ભુલાઈ ન હતી ત્યાં ફરી નવો ધડાકો થયો. કૌશાંબીજીએ મરાઠીમાં 'બુદ્ધચરિત' લખ્યું તેમાં પણ એ વિધાન તેમણે કર્યું. પહેલાં તેમના લેખો ગુજરાતીમાં પ્રસિધ્ધ થયેલા અને ગુજરાતમાં તો મુખ્યપણે શ્વેતામ્બર જૈનો જ એટલે તેમના પુણ્યપ્રકોપે બહુ ઊંડાં મૂળ ઘાલ્યાં ન હતાં; પણ મરાઠી બુધ્ધચરિત પ્રસિદ્ધ થયા પછી તો જુદી જ સ્થિતિ આવી. મહારાષ્ટ્ર અને સી પી –બિરારમાં મરાઠીનો પ્રચાર વિશેષ, ત્યાં દિગમ્બર જૈનોની પ્રધાનતા અને તેમાંય વિશેષ કટ્ટરપણું; એટલે દિગમ્બર સમાજે કૌશાંબીજી વિરુદ્ધ હિટલરી આંદોલન શરૂ કર્યું એ આંદોલનમાં ગુજરાત પણ જોડાયું. યુ. પી અને બંગાળમાં પણ એના પડઘા પડ્યા. એક રીતે ભારતવ્યાપી આખો જૈનસમાજ કૌશાંબીજી સામે ઊકળી ઊઠ્યો. કૌશાંબીજીનો પ્રતિવાદ કરવા અનેક સ્થળે મંડળો અને પરિષદો સ્થપાયાં. તેમને કોર્ટે ઘસડવાની ધમકી પણ આપવામાં આવી. તેઓ પોતાનું વિધાન પાછું ખેંચી લે તે માટે તેમને લાલચો પણ આપવામાં આવી. અનેક પરિચિત મિત્રો તેમને અંગત રીતે મળ્યા, પણ કૌશાંબીજી એટલું જ કહેતા કે આમ તમારે ઉકળી જવાની જરૂર નથી હું કોર્ટે સુખેથી આવીશ અને મારા કથનનો ખુલાસો કરીશ જ્યારે એમણે કટ્ટર દિગમ્બર પંડિતોને એમ લખી આપ્યુ કે જે કાંઈ મેં લખ્યું છે તે તો પ્રાચીન આગમોને આધારે લખ્યું છે, દિગમ્બર ગ્રંથોને આધારે નહિ, ત્યારે દિગમ્બર સમાજનો રોષ તો એક રીતે શમ્યો. એણે વિચારી લીધું કે નથી કૌશાંબીજી ધમકીથી ડરવાના કે નથી લાલચમાં આવવાના કે નથી પૈસાદારોની શેહમાં આવવાના અને તેઓ દિગમ્બર ગ્રંથોને તો પોતાના આધારમાથી બાતલ રાખે છે તો એમની સાથે બાખડવું નકામુ છે. એટલે દિગમ્બર સમાજનું

આંદોલન શરૂ થયું; પણ શ્વેતામ્બર સમાજમાં એ આંદોલન બેવડા વેગે શરૂ થયું. ગુજરાતમાં તો પહેલાં પણ આંદોલન જાગેલું. હવે એનાં મોજાં રજપૂતાના, યુ. પી, પંજાબ અને બંગાળના શ્વેતામ્બર સમાજ સુધી ફરી વળ્યાં. આના છાંટા મને પણ સ્પર્શવા લાગ્યા. પહેલાં મહારાષ્ટ્ર અને સી. પી માંથી અનેક દિગમ્બર ભાઈઓના મારા ઉપર પત્રો આવતા કે 'તમે આનો જવાબ લખો. તમે કૌશાંબીજીના પરિચિત છો અને કદાચ તમે જ જૈનશાસ્ત્ર વિષે તેમને માહિતી આપી હશે.' મુનિશ્રી જિનવિજયજી ઉપર પણ એવી જ મતલબના પત્રો આવતા. કેટલીક વાર કેટલાક લેખકો અમને એવી પણ ધમકી આપતા કે તમે જવાબ નહિ લખો તો તમને પણ દોષપાત્ર ગણવામાં આવશે ઇત્યાદિ હવે યુ. પી, રજપૂતાના અને ગુજરાતમાંથી પણ અનેક પરિચિત-અપરિચિત જૈન ગૃહસ્થોના અને ત્યાગીઓના પત્રો મારા ઉપર આવવા લાગ્યા. એમાં કાંઈક દબાણ, કાંઈક અનુરોધ અને કાંઈક ધમકી પણ રહેતાં. એકાદ એવા પત્રને બાદ કરી મેં કોઈને યદ્યપિ ઉત્તર વાળ્યો નથી ઘણા મિત્રો આ મુદ્દા વિષે મને મોઢે પૂછતા અને ચર્ચા પણ કરતા. કૌશાંબીજી આ વખત દરમ્યાન કાશી વિદ્યાપીઠ અને સારનાથમાં રહેતા છેવટે તેઓ ૧૭૪૫માં મુંબઈ મળ્યા. તેમણે પોતાની વિરુદ્ધ જૈનોમાં ઊભા થયેલ વ્યાપક આંદોલન વિષે મને વાત કરી અને તેમને કાશીમાં કેવી રીતે લલચાવવામાં અને શરમાવવામાં આવ્યા તથા કેવી રીતે ધમકીઓ આપવામા આવી એ વિષે બધી વાત કરી હવે તેઓ મુબઈમાં જ હતા અને મુંબઈમાં તો સેંકડો જૈનો, તેમના ચાહકો તેમ જ વિરોધીઓ પણ હતા. જે તેમના ચાહકો હતા તેઓ પણ તેમના વિધાનથી વિરુદ્ધ હોવાને કારણે તેમની પાસે ખુલાસો મેળવવા ઇંતેજાર હતા. કેટલાંય સાધુ-સાધ્વીઓ તેમને ઉતારે ચર્ચા અર્થે જતાં, કેટલાય શિક્ષિત અને ધનિક જૈન મિત્રો પોતાને ત્યા નિમંત્રી તેમની સાથે પ્રસ્તુત ચર્ચા કરતા. કૌશાંબીજી આ બધી વાત મને મળતા ત્યારે કહેતા અને એમ કહેતા કે મને જો કોઈ ઐતિહાસિક આધાર અને દલીલથી મારી ભૂલ સમજાવે તો હુ આજને આજ મારું વિધાન બદલી નાખું. પણ હુ કશું વિશેષ બોલ્યા વિના બધું સાંભળી લેતો. હું જાણતો હતો કે જૈનપરંપરા બચાવમાં જે વાત કરે છે તે પોતાના અહિંસક-સિદ્ધાંતની ભૂમિકા પ્રમાણે અમુક દૃષ્ટિએ વાત કરે છે, જ્યારે કૌશાંબીજી અમુક ઐતિહાસિક ભૂમિકાના આધારે વાત કરે છે. બન્નેની પરસ્પર અથડાતી દૃષ્ટિઓનુ અંતર સાંધવા કે સમજવાનો મને એક રસ્તો સૂઝી આવ્યો અને મેં તે કૌશાંબીજીને સૂચવ્યો કૌશાંબીજી એમાં

સહમત થયા અને પોતાના સુધારા સાથે તેમણે એક નિવેદન પ્રગટ કર્યું. તેનો આશય એ હતો કે તેમનું વિધાન નિષ્પક્ષ પંચ તપાસે. એ પંચમાં હાઈ કોર્ટના સંસ્કૃતજ્ઞ ન્યાયાધીશ હોય અને તે ગુજરાતી જ હોય. પંચ જે ફેંસલો આપે તે બંને પક્ષને માન્ય રહે. કૌશાંબીજીના આ નિવેદન પછી આગળ આંદોલન ચાલ્યુ હોય તો તે હું નથી જાણતો. જ્યારે ચોમેર કૌશાંબીજીની વિરુદ્ધ આંદોલનનો દાવાગ્નિ સળગી રહ્યો હતો ત્યારે કૌશાંબીજી તેમના સ્વભાવ પ્રમાણે વિનોદમાં ક્યારેક કહેતા કે અહિંસક જૈનો મારી હિંસા તો નહિ કરે ને? આ સાથે જ કૌશાંબીજી કહેતા કે ગમે તેમ હોય છતા હું જૈનોનો મારા પ્રત્યે પ્રેમ તો એવો જ જોઉં છુ. મને આમંત્રણ-નિમંત્રણ આપનારાઓમાં મોટો ભાગ જૈનોનો જ છે. મને મદદ કરનાર પણ મોટે ભાગે જૈનો જ છે, અને મારી સામે વિરોધ કરનાર પણ જૈનો મને ખૂબ મળે છે, ચાહે છે અને સત્કારે છે. ત્યારે હું તેમને એટલું જ કહેતો કે જૈનોનુ આંદોલન પણ અહિંસક જ હોય છે. કૌશાંબીજીએ શ્રી જુગલકિશોર બિરલાના આશ્રયનો ત્યાગ કર્યા પછી ફરી તેમની કોઈ પણ જાતની મદદ સ્વીકારી નહિ જ્યારે જૈન સમાજનો ઠેઠ સુધી ઉગ્ર વિરોધ હોવા છતાં તેમણે જૈન મિત્રોની અનેકવિધ મદદ કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારી છે તેનો હું સાક્ષી છું એનું એકમાત્ર રહસ્ય એ જ છે કે કૌશાંબીજી બુદ્ધના ઉપદેશને અનુસરવા મથતા અને એમ માનતા કે બુદ્ધ એ અસાધારણ વિભૂતિ છે છતા તેમને વારસો તો જૈન તીર્થંકર પાર્શ્વનાથના ધર્મનો જ મળ્યો છે. કૌશાંબીજી ઘણીવાર કહેતા કે 'હું શ્રમણ-સંસ્કૃતિમાં માનું છું અને જીવનમાં ઉતારવા મથું છુ. એ શ્રમણ-સંસ્કૃતિનો ઐતિહાસિક મૂળ આધાર ભગવાન પાર્શ્વનાથ છે' પાર્શ્વનાથ પ્રત્યે એમની જે અનન્ય નિષ્ઠા મેં જોઈ છે તે પરંપરાગત જૈનો કરતાં જુદી જ હતી. જૈન પરંપરાના ઉગ્ર તપ આદિ કેટલાક મુદ્દાઓ વિષે તેમનુ વલણ નોખુ હતું એ ખરું, પણ જૈન પરંપરાના મૂળભૂત આચારો વિષે તેમની જીવંત શ્રદ્ધા હતી. એ શ્રદ્ધા તેઓ જૈનોની પરિભાષામાં અને જૈન રુઢિઓ દ્વારા પ્રગટ કરી ન શકતા એટલે રુઢ અને સ્થૂળ સંસ્કારવાળા જૈનો તેમને જૈનવિરોધી લેખી કાઢતા. કૌશાંબીજીને સાચી સમજવાની દૃષ્ટિ, એમનો વિકાસ કઈ ભૂમિકા ઉપર થયો છે એ જાણવામાં જ રહેલી છે, છતાં મને નોંધ લેતાં એકંદર આનંદ થાય છે કે બીજી કોઈ પણ પરંપરા કરતાં જૈનપરંપરાએ તેમને વધારે અપનાવ્યા અને સત્કાર્યા છે. આ બાબત કૌશાંબીજીના ધ્યાન બહાર ન હતી તેથી જ તેઓ હમેશાં જૈન મિત્રોની ઉદારવૃત્તિ વિષે અને પોતાને નભાવી લેવા વિષે પ્રશંસાના ઉદ્ગારો કાઢતા.

છેલ્લે છેલ્લે કૌશાંબીજીએ બે પુસ્તકો મરાઠી ભાષામાં લખી મને સોંપ્યાં ને કહ્યું કે આની ઘટે તે વ્યવસ્થા કરો. એક પુસ્તક 'પાર્શ્વનાથનો ચતુર્યામ ધર્મ' ઉપર છે. જેમાં એમની પાર્શ્વનાથ પ્રત્યે ભારોભાર શ્રદ્ધા ઉભરાય છે; અને બીજું પુસ્તક 'બોધિસત્ત્વ' વિષે છે. એ નાટક રૂપે લખેલુ છે અને બૌદ્ધ વાઙ્મયના આખી જિંદગી સુધી કરેલા પરિશીલનનુ ગંભીર દોહન છે. એમની સંમતિથી મેં એ લખાણો મુંબઈ શ્રી નાથુરામ પ્રેમીજીને ઘટતી સૂચના સાથે ગયા વર્ષમાં કાશીથી મોકલાવી આપ્યા છે

છેલ્લા બે–ત્રણ વર્ષ થયાં કૌશાંબીજી જ્યારે મળતા ત્યારે એક માત્ર જીવનાન્તની જ ચર્ચા કરતા. તેઓ કહેતા કે 'મેં મારું કામ પૂરું કર્યું છે. લખવાનુ બને તેટલું લખ્યુ છે. મળ્યા તે પાત્ર છાત્રોને શીખવવામાં પણ કચાશ રાખી નથી. છોકરા–છોકરીઓને પૂરતું શિક્ષણ આપ્યુ છે અને સ્વાવલંબી બનાવ્યાં છે તો પછી હવે વધારે જીવી મોંઘવારીમા ઉમેરો શા માટે કરવો? અને વધારે ઘડપણ ભોગવી, બિસ્તરે પડી અનેક લોકોની સેવાશક્તિનો નકામો ઉપયોગ શા માટે કરવો? તેથી હવે જીવનનો અંત કરવો એ જ મારી ચિંતાનો વિષય છે' ઇત્યાદિ તેમના આ વિચારો સાંભળી અમે બધા પરિચિતો અકળાતા અને કહેતા કે 'તમારા જીવનનો, તમારી વિચારણાઓનો રાષ્ટ્રને બહુ ખપ છે. અને ભલે તમને સિત્તેર જેટલા વર્ષ થયા હોય છતા તમે અમારા કરતા બહુ સશક્ત છો.' કેટલાક મિત્રોએ, ખાસ કરી જૈન મિત્રોએ તેમને જ્યા રહે ત્યાં ખર્ચ આપવાનું શ્રદ્ધાપૂર્વક આશ્વાસન આપેલુ કૌશાબીજીના એકના એક પુત્ર પ્રો૦ દામોદર કૌશાંબી પણ પિતૃભક્ત છે. તેઓ પણ પોતાના પિતા માટે બનતુ બધું કરી છૂટવા તૈયાર જ હતા. એમની જ્યેષ્ઠ પુત્રી માણેકબહેન અને જમાઈ ડૉ. પ્રસાદ પણ કૌશાબીજી માટે બધુ જ કરી છૂટે તેવા હતા કૌશાબીજીનાં વૃદ્ધપત્ની પણ સેવામૂર્તિ છે એમના અંગત કુટુંબ ઉપરાત દરેક પ્રાતમાં એમને જાણનાર અનેક વિદ્વાનો અને ધનિકો એમના જીવનની સક્રિય કાળજી સેવતા તેનો પણ હુ સાક્ષી છુ અને છતાય કૌશાંબીજીની જીવનાન્ત કરવાની વૃત્તિ કેમે કરી શમી નહિ તેમનામાં આવી વૃત્તિ કેમ જન્મી તે તો પૂર્ણપણે કહી ન શકું છતાં તેઓ પોતાની વૃત્તિના સમર્થનમાં જે કેટલાક આધુનિક અને પુરાતન દાખલા ટાંકતા તે ઉપરથી હુ એટલી જ કલ્પના કરી શકતો કે કૌશાંબીજી ઘડપણનો ભાર કોઈ પણ ઉપર નાખવા માગતા નથી અને પગ ઘસીને પરાણે જીવન પૂરું કરવા ઇચ્છતા નથી તેઓ જેવી

રીતે હસતે મોઢે જન્મ્યા, હસતે મોઢે આખી જિંદગી ગાળી, તેવી જ રીતે પ્રસન્ન ચિત્તે કોઈના ઉપર ભાર નાખ્યા સિવાય મૃત્યુને ભેટવા માગે છે. તેઓ મને કહેતા, કે 'જુઓને શિવપ્રસાદ ગુપ્તા કેવી રીતે બેભાન દશામાં બિસ્તરે વર્ષો થયાં પડ્યા છે અને તેમની શારીરિક હાજતો માટે પણ અનેક નોકરોને કેવું રોકાવું પડે છે! તેઓ એમ પણ કહેતા કે, 'પંડિત માલવિયજી જેવા પણ અતિ લાંબા જીવનથી કેટલું દુઃખ અનુભવે છે?' બૌદ્ધગ્રંથો અને બીજાં શાસ્ત્રોમાંથી તેઓ અનેક ઉદાહરણો ટાંકી મને કહેતા કે, 'જુઓ! પાકું પાન ખરી પડે તે રીતે પ્રાચીન સંતો અને તપસ્વીઓ વૃદ્ધાવસ્થામાં ખરી પડતા. જીવનનો અંત બહાદુરીથી કરતા, મૃત્યુથી ન ડરતા અને કર્તવ્ય કર્યાનો સંતોષ મેળવ્યા પછી તેઓ જીવવા માટે તડફડિયાં ન મારતા. તેથી હું પણ વીરતા, સ્મૃતિ અને જાગૃતિપૂર્વક મૃત્યુને ભેટવા ઇચ્છું છું.' હુ બધુ સાંભળી ચૂપ રહેતો; અને બચાવની દલીલોમાં ન ઊતરતો. ક્યારેક ક્યારેક મારાં ધર્મભગિની મોતીબહેન જીવરાજ જેમના ઉપર કૌશાંબીજીની બહુ શ્રદ્ધા હતી તે–પોતાની દલીલો કૌશાંબીજી સામે આદરપૂર્વક પણ ભારપૂર્વક વહેતી મૂકતાં છતા હુ જોઈ શકતો કે કૌશાંબીજીના વલણમાં કાંઈ ફેર ન પડતો.

જીવનનો અંત કરવાની ઉગ્ર વૃત્તિએ તેમને જૈનોના ચિરપ્રચલિત સંથારાવ્રત પ્રત્યે વાળ્યા. કૌશાંબીજી કાયરતાપૂર્વક મૃત્યુને ભેટવા ઇચ્છતા નહિ તેથી તેમને તત્કાળ મરણને શરણ થવાનો સહેલો રસ્તો પસંદ ન હતો. તેમની નસેનસમાં પૈતૃક વીરતાના સંસ્કારો હતા. એ જ વીરતાને લીધે તેઓ ૧૯૩૦ની સત્યાગ્રહની લડાઈના અનુસંધાનમાં જેલવાસ પણ કરી આવેલા, એ જ વીરતાને લીધે તેમણે સારનાથની અસહ્ય લૂના દિવસોમાં એક કપડાની ઓથે બેસી ધ્યાનનો અભ્યાસ કરેલો. એ જ વીરતાને લીધે તેઓ બ્રહ્મદેશનાં જંગલોમાં ભયાનક ઝેરી જંતુઓ વચ્ચે એકલા રહી સમાધિમાર્ગનો અભ્યાસ કરવા ગયેલા. એમના પ્રત્યેક જીવનકાર્યમા વીરતા ભારોભાર દેખાતી. ગમે તેવા મોભાદાર વિદ્વાન કે શ્રીમંતો હોય અને તેઓ કાંઈ બોલવામાં ભૂલે તો કૌશાંબીજી નાની કે મોટી કોઈ પણ પરિષદમાં તેની ખબર લીધા વિના રહી જ ન શકતા. મેં એવા અનેક પ્રસંગો જોયા છે.

એમની વીરતાએ એમને સુઝાડ્યું કે તું મૃત્યુને ભેટ પણ મરણાન્તિક સંલેખના જેવી તપશ્ચર્યાના માર્ગે જ મૃત્યુને ભેટ. કૌશાંબીજીએ આવી સંલેખનાનો વિચાર તો મને બે એક વર્ષ પહેલાં જ કહેલો, પણ તેઓ તે માટે યોગ્ય સ્થાન શોધતા. અને મને પણ તેવા સ્થાન માટે પૂછતા. એવા

સ્થાનની પસંદગીમાં તેમની મુખ્ય શરત એ હતી કે જ્યાં તેઓ સંલેખના શરૂ કરે ત્યાં દર્શનાર્થીઓની ધમાલ ન રહે, કોઈ જાણે નહિ, અને એમની એવી પણ ઇચ્છા હતી કે મરણ પછી કોઈપણ જાતનો આડંબર કરી ધનશક્તિ કે જનશક્તિ ન વેડફવી મને તો ત્યાં લગી કહેલું કે મૃતશરીર બાળવા માટે કરવો જોઈતો લાકડાંનો ખર્ચ ન કરતાં તમે બધા એને જમીનમાં જ દાટજો અગર જળપ્રવાહમાં વહેવડાવી દેજો. આ વિચારો પાછળ એમને હૈયે ગરીબો પ્રત્યેની લાગણી વસેલી હતી. તેઓ ઇચ્છતા કે તેટલો ખર્ચ ગરીબોને મદદ કરવામાં થાય. એમ લાગે છે કે બુદ્ધ પ્રત્યેની તેમની અનન્ય ભક્તિએ તેમને બુદ્ધના જીવનમાંથી જાતે દુઃખ વેઠી બીજાનુ ભલું કરવાની કરુણાવૃત્તિનો સંસ્કાર અર્પ્યો હોય. ગમે તેમ હો છતાં તેમણે જીવન-વિલોપનનો નિશ્ચય તો કરી જ લીધો હતો અને તે પણ મારણાન્તિક સંલેખના દ્વારા.

વ્યક્તિગત દૃષ્ટિએ જીવનશુદ્ધિ માટે પ્રયત્ન કરી સંતોષ મેળવ્યો હોય અને સામુહિક દૃષ્ટિએ સધ પ્રત્યેનાં કર્તવ્યો બજાવી કૃતાર્થતા સિદ્ધ કરી હોય એવો સાધુ અમુક પરિસ્થિતિમાં સમાધિ-મરણની દૃષ્ટિએ આજીવન અનશન કરે એવુ જે અતિ જૂનું જૈન વિધાન છે અને જે આજે પણ જૈનપરંપરામાં ક્યારેક ક્યારેક જીવતુ જોવામાં આવે છે તે વિધાન કૌશાંબીજીને બહુ ગમી ગયું અને પોતાના નિશ્ચય માટે ઉપયોગી લાગ્યું, તેથી તેઓ જ્યારે જીવનાન્તના નિર્ણય વિષે વાત કરતા ત્યારે જૈનપરંપરાના મરણાન્તિક 'સંથારા'નું હૃદયથી સમર્થન કરતા મેં અનેક વર્ષો લગી તેમને મોઢેથી જૈન ઉગ્ર તપસ્યાનો સખત વિરોધ સાંભળેલો અને હવે જ્યારે તેઓ મરણાન્તિક સથારા જેવી જૈન ઉગ્ર તપસ્યાનું સમર્થન કરતા ત્યારે પ્રથમ કરતા તેમના વલણમાં પડેલો ફેરફાર હુ સ્પષ્ટ જોઈ શકતો, છતાં હું એ વિષે કાંઈ બોલતો નહિ અને તેઓ કહે તે મૂગે મોઢે સાંભળ્યા કરતો. મને કૌશાબીજીએ છેલ્લાં વર્ષોમાં અનેકવાર કહ્યું, કે 'મહાવીરસ્વામીની તપસ્યા પણ ઘણીવાર ઉપયોગી છે.' તેઓ અનશન કરવા તો ઇચ્છતા પણ સાથે જ કેટલાક સુધારા તેમાં દાખલ કરવા વિશે પણ કહેતા. સ્થાનકવાસી સાધ્વી રંભાકુમારીએ અનશનપૂર્વક દેહોત્સર્ગ કર્યાનો દાખલો તેમની સામે હતો. એવુ અનશન કૌશાંબીજીને પસંદ હતુ; પણ એવા અનશન-પ્રસંગે જે ધમાલ થાય છે, જે દર્શનાર્થીઓની ભીડ જામે છે, જે દૂર-દૂરના યાત્રીઓથી લદાયેલી ટ્રેનો આવ-જા કરે છે અને જે આગળપાછળ બેસુમાર પૈસા અવિવેકથી વેડફવામાં આવે છે તે કૌશાબીજીને જરાય પસંદ

ન હતું, તેથી તેઓ અનશનદ્વારા સમાધિ–મરણ સાધવાના નિશ્ચય ઉપર આવ્યા હતા પણ તેઓ એવા સ્થાન અને એવી પરિસ્થિતિની શોધમાં હતા કે જ્યાં અનશન લેવાથી સમાધિ–મરણ સધાય અને સાથે જ આડંબર કે વ્યર્થ વ્યયથી મુક્ત રહી શકાય. આવા સ્થાનની શોધ ચાલતી જ હતી ત્યાં અનુકૂળ સંયોગ લાધ્યો

ગયા જુલાઈ માસના અંતમાં જ્યારે મેં કૌશાંબીજીને દોહરીઘાટ વિષે વાત કરી અને કહ્યું કે હું ત્યાં જવાનો છું ત્યારે તેમણે પણ જો હું જાઉં તો એકવાર આવવાની ઇચ્છા દર્શાવી. દોહરીઘાટ એ કાશીથી ૫૦–૬૦ માઈલ દૂર આવેલ એક સરયૂનદીનો પ્રસિદ્ધ ઘાટ છે અને ત્યાં જવાનું મારું આકર્ષણ મુખ્યપણે સ્વામી સત્યાનંદજીને લીધે હતું. સ્વામીજી મૂળે એ પ્રદેશના બ્રાહ્મણ અને આર્યસમાજી, પણ પાછળથી લાલા લજપતરાયદ્વારા સ્થાપિત લોક-સેવક–સમાજના આજીવન સભ્ય થયેલા. તેઓ ગ્રેજ્યુએટ છે અને સ્વભાવથી જ સેવાની જીવિત મૂર્તિ છે. તેમણે તે ઘાટ ઉપર સ્થાપેલ 'હરિજન–ગુરુકુળ' એક પ્રાણવાન સંસ્થા છે, જેમાં યુ પી. જેવા કટ્ટર જાતિભેદવાળા પ્રદેશના કેટલાક બ્રાહ્મણો કોઈ પણ જાતના ભેદભાવ સિવાય હરિજનો સાથે રહે છે સ્વામીજીની અનેકવિધ પ્રવૃત્તિમાં એક મુખ્ય પ્રવૃત્તિ ગામડાંઓમા ચરખા ચલાવવાની અને સ્વાવલંબી ખાદી–ઉત્પાદનની છે. હું સ્વામીજીને પહેલેથી જ જાણતો હમણાં તેઓ જેલમાંથી છૂટી ૧૯૪૨ માં પોલીસોએ બાળી તેમ જ નષ્ટભ્રષ્ટ કરી નાખેલ ગુરુકુળના પુનરોદ્ધાર–કાર્યમાં પરોવાયા હતા. મને એ વિષે રસ હોઈ ત્યાં એકવાર જવુ પસંદ હતું. સ્વામીજી પણ કાશી મારે ઉતારે આવેલ હતા એમ તો કૌશાંબીજી પણ સ્વામીજી વિષે થોડુંક જાણતા, પણ જ્યારે મેં બન્ને વચ્ચે વિશેષ પરિચય કરાવ્યો ત્યારે કૌશાંબીજી તેમની સાથે જવા લલચાયા હું કેટલાંક બીજાં કારણસર તે વખતે સાથે જવા અશક્ત હતો, તોપણ સ્વામીજીના આશ્વાસનથી કૌશાંબીજી તો તેમની સાથે દોહરીઘાટ ગયા જ. ત્યાં જઈ જોયા પછી ઠીક લાગે તો તેઓ અનશન લેશે એમ તો તેમની વાતચીત ઉપરથી હું જાણતો જ હતો. એવે પ્રસગે પરિચર્યા અને સેવાનો પૂરતો પ્રબંધ કરવાની ચિંતા મને હતી જ. સ્વામીજીને તેમના સહકાર્યકર્તા અને ત્યાં રહેતા હરિજન વિદ્યાર્થીઓ ઉપર ભરોસો તો હતો જ, પણ કોઈ જાણીતો અંગત સેવાભાવી માણસ સાથે જાય અને રહે એ અમને બધાને ઇષ્ટ હતું. દૈવયોગે એ પણ સુયોગ સાંપડ્યો

૧૯૪૬ના એપ્રિલની ૨૦મી તારીખે કલકત્તાથી પાછા ફરતાં કાશી ઊતરેલો ને ત્યાં જ રોકાયેલો. દરમ્યાન ચૈતન્યજી જે ક્યારેક ચુનીલાલજી નામે સ્થાનકવાસી મુનિ હતા અને જે લગભગ ૧૩–૧૪ વર્ષ થયાં મુનિવેષ છોડી સંતબાલની પેઠે રાતદિવસ સમાજ–સેવાનું કઠણ તપ આચરે છે તે હાપુરથી મારા બોલાવ્યા કાશી આવ્યા હતા તેમની સેવાવૃત્તિ અને સરળતાથી હું તદ્દન પરિચિત હતો. તેઓ પ્રાકૃતિક ચિકિત્સાના અભ્યાસી અને તે વિષે ઊંડો રસ ધરાવનાર છે. ઉપવાસ, અનશન આદિ પ્રસંગે કેમ વર્તવુ એ બધુ તેઓ સહેજે જાણે છે. અને વધારામાં કૌશાંબીજીના પરિચિત પણ ખરા. મેં તેમને જ કૌશાંબીજી સાથે જવાનુ કહ્યુ અને તેઓ ગયા પણ ખરા. લોહરીઘાટ જતાંવેંત કૌશાંબીજીએ પ્રથમ તો એકાશન શરૂ કર્યાં. પછી ધીરે ધીરે માત્ર દૂધ ઉપર આવ્યા. ક્રમે ક્રમે દૂધનું પ્રમાણ પણ ઘટાડતા ગયા અને છેવટે એનો પણ ત્યાગ કર્યો. માત્ર પાણી લેતા; અને પાછળથી ચૈતન્યજીએ તેમને પાણીમાં લીંબુનો રસ પણ આપવા માંડેલો. એકાશનની શરૂઆતથી અનશનના પ્રારંભ અને તેના ત્યાગ સુધીના રોજેરોજના પૂરા સમાચાર ચૈતન્યજી અમને પોસ્ટથી પાઠવતા અને કાંઇક સૂચના પણ માગતા. સાથે સાથે તેઓ કૌશાંબીજીના શારીરિક અને માનસિક બધા ફેરફારોની નોંધ રાખતા જેની ડાયરી હજી તેમની પાસે છે. ચૈતન્યજીએ પરિચર્યાનો એવો સુંદર અને સર્વાંગીણ પ્રબંધ કર્યો હતો કે કૌશાંબીજીની ઉગ્ર પ્રકૃતિ પણ તેથી પૂર્ણપણે સંતોષાઈ હતી. ચૈતન્યજી ડૉ. સુશીલા નાયર અને ગાંધીજી પાસેથી કેટલીક સૂચનાઓ મંગાવતા. કૌશાંબીજી ગમે તેટલું ગોપવવા ઇચ્છે છતાં એમના જેવો વિશ્વવિખ્યાત માણસ અનશન ઊપર ઊતરે અને એ વાત સાવ અછતી રહે એ અસંભવ હતુ. સ્વામીજીને પોતાના કામે અલ્લાહાબાદ, દેહલી, લખનૌ વગેરે સ્થળે જવાનુ બન્યા કરતુ. પુરુષોત્તમદાસ ટંડને સ્વામીજીને કહ્યું કે ગમે તે ભોગે કૌશાંબીજીનો પ્રાણ બચાવો. એવો માણસ ફરી નહિ મળે. ગાંધીજી દિલ્હીમાં હતા. તેમણે ચૈતન્યજીને તાર કર્યો કે, કૌશાંબીજી ઉપવાસ છોડી દે. કૌશાંબીજીએ જવાબ અપાવ્યો કે, 'બાપુજી અહીં આવી મારા મનનુ સમાધાન કરે તો જ હુ ઉપવાસ છોડવાનો વિચાર કરું.' એક બાજુ કૌશાંબીજીનો અટલ નિર્ણય હતો અને બીજી બાજુ ચોમેરથી ઉપવાસ છોડાવવાના પ્રબળ પ્રયત્નો પણ થતા. સૌથી વધારે ધ્યાન ગાંધીજીના કથન ઉપર અપાતું. કૌશાંબીજી સાવ ક્ષીણ થઈ ગયેલા. પડખું પણ ફેરવી ન શકતા. બોલી પણ ન શકતા. બધી શારીરિક હાજતો સૂતા સૂતાં જ ચૈતન્યજીના યોગકૌશલ્યથી પતાવવામાં આવતી. કૌશાંબીજીની સ્મૃતિ,

જાગૃતિ અને પ્રસન્નતામાં કાંઈ ફેર પડ્યો ન હતો. છેવટે લાંબા ઉપવાસો પછી કૌશાંબીજી ગાંધીજીના દબાણને વશ થયા ને પારણું કર્યું. પારણા પછી ઉત્તરોત્તર માંદગી વધી. ચૈતન્યજી પણ મૂંઝાયા. છેવટે એમને કાશી લાવવામાં આવ્યા. મને કૌશાંબીજી કહે, 'પંડિતજી! હું ઘરનો કે ઘાટનો રહ્યો નથી. ઉપવાસ તો છોડ્યા પણ માંદગી વધી અને બીજા પાસેથી સેવા ન લેવાની જે વૃત્તિએ મને અનશન તરફ ધકેલ્યો હતો તે જ વૃત્તિને દબાવી આજે અનેક પાસેથી વિવિધ સેવા લેવી પડે છે.' અમે એમને લેશ પણ ઓછું ન આવે તે જ રીતે બધો વ્યવહાર કરતા. એમના સદાના યજમાન પ્રો. પવાર અને બીજા અનેક ડૉક્ટર–વૈદ્ય આદિ મિત્રો એમને માટે શ્રદ્ધાપૂર્વક ખડે પગે રહેતા. એમના પુત્ર અને પુત્રી તરફથી અમારા ઉપર ઉપરાઉપર અનેક પત્રો આવતા કે અમારા પિતાની કીમતી જિંદગી ગમે તે રીતે બચાવો અને જોઈ તો બધો ખર્ચ છૂટથી કરો. એમના પુત્ર ચેક મોકલ્યે જ જતા. અમે પાસેના મિત્રો પણ કશી ગણતરી કર્યા વિના જ તેમને આરામ આપવા બધું કરતા. છેવટે ત્રણેક માસ પછી તેઓ કાંઈક બેસતા–ઊઠતા થયા, ખોટાં પડેલ અંગો કાંઈક ક્રિયાશીલ થયાં. મેં તેમને કહ્યું કે, એકવાર મુંબઈ જાઓ ને કુટુંબને મળો. એમનું મન પણ એવું હતું કે ગાંધીજીને મળવું અને શક્ય હોય તો સેવાગ્રામમાં જ જઈ વસવું. તેઓ મુંબઈ ગયા, ને પાછા વર્ધા આવ્યા. વર્ધા ક્યારે આવ્યા તે હું નથી જાણતો પણ તેમની માંદગીના ઊડતા સમાચાર મળેલા. જૂનની ૧૦મી તારીખે કાકા કાલેલકર અણધારી રીતે મને કલકત્તામાં સિંધીપાર્કમાં મળ્યા ત્યારે તેમણે કૌશાંબીજીના અનશન વિષે વાત કરતાં કહ્યું કે તેઓ ૨૭ દિવસ લગી માત્ર જળ ઉપર રહ્યા અને છેલ્લા ત્રણ દિવસોમાં તો જળનો પણ ત્યાગ કરેલો. કૌશાંબીજી કાકાને મળવા ઇંતેજાર હતા, ને જેવા કાકા બહારગામથી આવ્યા ને મૌનપણે એકબીજાએ આંખ મેળવી કે થોડી જ વારમાં તેમનું પ્રાણપંખેરું ઊડી ગયું. કાકાએ કહ્યું કે, છેલ્લી ક્ષણ લગી કૌશાંબીજીની સ્મૃતિ, જાગૃતિ અને પ્રસન્નતા અખંડ જ હતાં. મને આ સાંભળી આનંદ થયો અને એમ થયું કે દોહરીઘાટવાળું અનશન એ છેલ્લા અને પૂર્ણ અનશનની તૈયારીરૂપ જ નીવડ્યું. એ અભ્યાસે તેમને છેલ્લા માસિક અનશન દ્વારા સમાધિ–મૃત્યુ સાધવામાં ભારે મદદ આપી.

કૌશાંબીજી આ લોક છોડી ગયા એમ હરકોઈને લાગે, પણ જ્યારે એમની જીવતી વિવિધ કૃતિઓ અને અખંડ પુરુષાર્થના સમાજપ્રાણમાં

સંક્રાંત થએલા સંસ્કારોનો વિચાર કરું છું ત્યારે મને તેઓ અનેક રીતે જીવતા જ દેખાય છે. પુનર્જન્મનો વ્યવહારુ અને સૌની બુદ્ધિમાં સહેલાઈથી ઊતરે એવો આ એક જ ખુલાસો છે. એમનું આટઆટલું લખાણ, એમના આટઆટલા સંસ્કારગ્રાહી શિષ્યો, એમની આટઆટલી સેવા અને ત્યાગવૃત્તિ, એમનો સંસ્કારી વિશાળ પુત્ર–પુત્રી–પરિવાર–આ બધું હોવા છતાં જો સ્થૂળ દેહનો અભાવ જ પૂર્ણ-મૃત્યુ ગણાતું હોય તો એવું મૃત્યુ અનિવાર્ય હોઈ તે લેશ પણ ચિંતાનો વિષય હોવો ન જોઈએ.

હું અને બીજા મિત્રો મુંબઈ પર્યુષણ વ્યાખ્યાનમાળામાં કૌશાંબીજીને આમંત્રણ આપતા ત્યારે તેઓ તેમાં વ્યાખ્યાન આપવા આવતા. જ્યારે જ્યારે મેં એમની પાસેથી કાંઈપણ વિદ્યાકૃત્ય સાધવા ઇચ્છેલું ત્યારે તેઓએ પ્રસન્નતાપૂર્વક મને મદદ આપેલી છે. તેમની સાથેના મારાં નાનામોટાં અનેકવિધ સ્મરણો અને તેમણે કહેલા પોતાના જીવન–પ્રસંગો જેમ તત્કાળ સ્મૃતિપથમાં નથી આવતાં તેમ તે આ મર્યાદિત લેખમાં સમાવેશ પણ પામી નથી શકતાં. કૌશાંબીજીના બધા જ પરિચિત મિત્રોએ પોતપોતાના સ્મરણો અને તેમની સાથેના પ્રસંગો લખી તે ઉપરથી પુનરુક્તિ વિનાની એક કૌશાંબીજી–સ્મૃતિપોથી તૈયાર કરી હોય તો જ તેમનુ સમગ્ર ચિત્ર કાંઈક અંશે આલેખી શકાય.

–પ્રબુદ્ધ જૈન, ૧૫ જુલાઈ ૧૯૪૭

# શાંતિદેવાચાર્ય અને અધ્યાપક કૌશાંબીજી

[ ૧૧ ]

બૌદ્ધ વિદ્વાન શાંતિદેવાચાર્ય, તિબેટના ઇતિહાસકાર તારાનાથના કહેવા પ્રમાણે, સૌરાષ્ટ્રના નિવાસી હતા. એમની જીવનવિષયક અન્ય માહિતી કેટલી યથાર્થ છે અને કેટલી અધૂરી છે તેની ચોકસાઈ કરવાનું કામ સરળ નથી. પણ એટલું ખરું કે, તે લગભગ સાતમા સૈકામાં થયેલા. મને એમનો સીધો પરિચય એમના બે ગ્રંથો દ્વારા થયેલો છે. એમના ત્રણ ગ્રંથો પૈકી 'સૂત્રસમુચ્ચય' મેં જોયો નથી. કદાચ સંસ્કૃતમાં અદ્યાપિ સુલભ પણ નથી. પરંતુ 'શિક્ષાસમુચ્ચય' અને 'બોધિચર્યાવતાર' એ બે ગ્રથો એકાધિક વાર સાંભળ્યા છે.

'શિક્ષાસમુચ્ચય' તો અનેક મહાયાની સંસ્કૃત ગ્રંથોનાં અવતરણો અને નામોલ્લેખોથી ભરપૂર છે. એ જોતાં મારા મન ઉપર ન ભૂંસાય એવી છાપ એ પડી કે, શાંતિદેવ બહુશ્રુત અને મહાયાન પરંપરાના અસાધારણ વિદ્વાન હતા.

અહીં શાંતિદેવના 'શિક્ષાસમુચ્ચય'માંના ભિક્ષુ માટે માંસ કલ્પ્ય છે કે નહીં એ વિષેના વિચારનો નિર્દેશ કરવો ઉચિત ધારું છું. તે ઉપરથી તેમની સમન્વયલક્ષી દૃષ્ટિનો પણ ખ્યાલ આવશે. બૌદ્ધ પરંપરામાં ચર્ચા હતી કે, બુદ્ધે માંસભક્ષણ કર્યું હતું કે નહીં. સ્થવિરવાદી પક્ષ એનું સમર્થન કરતો. કેટલાક મહાયાની ભિક્ષુઓ તેનો અર્થ જુદી રીતે ઘટાવી માંસભક્ષણનો વિરોધ કરતા. 'લંકાવતાર' જેવાં સૂત્રોમાં માંસનો નિષેધ છે, છતાં બીજા મહાયાનીઓ એ નિષેધ ન માનતા. એવી વિવાદ–ભૂમિ વખતે શાંતિદેવે 'શિક્ષાસમુચ્ચય'માં એ પ્રશ્નને યોગ્ય ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે. તેઓ કહે છે કે, 'કોઈ અસાધારણ સમાધિમાર્ગપ્રચારક ભિક્ષુ માંસસેવન વડે બચી જતો હોય, તો અપવાદ તરીકે ઔષધની જેમ એનો ઉપયોગ કરી શકાય; પણ સામાન્ય નિયમ પ્રમાણે તો માંસ વર્જ્ય ગણાવું જોઈએ.'

આ નિર્ણય આપતી વખતે શાંતિદેવે અનેક બૌદ્ધ ગ્રંથોનો આધાર લીધો છે. મેં શાંતિદેવના આ વિચારની તુલના જૈનપરંપરામાં એવા જ

વિષયને લગતા વિવાદના નિર્ણય વખતે મારા એક નિબંધમાં કરી છે; જે નિબંધ હિંદીમાં 'શ્રી જૈન સંસ્કૃતિ સંશોધન મંડળ' કાશી તરફથી પ્રકાશિત થયેલી પત્રિકા નં. ૧૪–૧૫ રૂપે પ્રસિદ્ધ થયો છે.

શાંતિદેવનો બીજો ગ્રંથ છે 'બોધિચર્યાવતાર'. તે છે પદ્યબંધ એના ઉપરની અનેક ટીકાઓ પૈકી માત્ર પ્રજ્ઞાકરમતિની પંજિકા મુદ્રિત છે તે જોઈ છે. 'બોધિચર્યાવતાર'ના દશ પરિચ્છેદો છે, ને તે પ્રવાહબદ્ધ સંસ્કૃત પદ્યરચના છે. પ્રજ્ઞાકરમતિએ પંજિકામાં જે શાસ્ત્રદોહન અને સૂક્ષ્મ ચર્ચાઓ ગોઠવી છે, તે 'બોધિચર્યાવતાર'ની મહત્તામાં ખરેખર વધારો કરે છે.

'બોધિચર્યાવતાર'નો પરિચ્છેદ તત્ત્વજ્ઞાનથી પરિપૂર્ણ છે. અને એ શૂન્યવાદીનુ માયાવાદીને મળતું તત્ત્વજ્ઞાન તત્ત્વજ્ઞોને અનેક વિચારબિંદુઓ પૂરાં પાડે છે. પરંતુ શાંતિદેવની વેગભરી કવિતાશક્તિ તો પારમિતાઓના વર્ણનમાં મુક્ત વિચરે છે. તે ઉત્તમ કાવ્યનો આસ્વાદ પૂરો પાડવા ઉપરાંત ઉત્ક્રાંતિશીલ જીવન જીવવાની વ્યવહારુ પ્રેરણા આપે છે. આધ્યામિક સાધકે કયા કયા ગુણોનો કઈ કઈ રીતે વિકાસ કરવો, એ બધુ કાવ્યમાં તાદૃશ રજૂ થાય છે. જો કે, શાંતિદેવ બૌદ્ધ ભિક્ષુ હોઈ તેમની પ્રસ્તુત કવિતા બુદ્ધ અને બોધિસત્ત્વ જેવાં સાંપ્રદાયિક નામો સાથે સંકળાયેલી છે. પરંતુ એનો ભાવ તદ્દન અસાપ્રદાયિક છે એટલે કોઈ પણ સાધક પોતાને ઈષ્ટ એવા ઉપાસ્યને નજર સામે રાખી તે ક્રમનો જીવનમાં ઉપયોગ કરી શકે. આ રીતે જોતાં શાતિદેવે વર્ણવેલી પારમિતાઓ એ માનવમાત્રે સાધવા જેવી સિદ્ધિઓ છે.

શાંતિદેવે પોતાની કવિતામા મહાયાન ભાવના રજૂ કરી છે. મહાયાન ભાવના એટલે માત્ર પોતાના મોક્ષમાં કે પોતાની દુ ખ–મુક્તિમાં સંતોષ ન માનતાં સમગ્ર જગતની મુક્તિ માટે ભાવના સેવવી અને પ્રયત્ન કરવો તે. એ કારણે જ શાંતિદેવ કહે છે કે, જો જગતમાં પ્રાણીઓ દુ ખમા ગરક હોય અને નરકવાસીઓ વેદના અનુભવતા હોય, તો નીરસ મોક્ષની મારે કશી જરૂર નથી[1] તેથી જ શાતિદેવ સમત્વની ભાવનાની ખિલવણી કરવા માટે કહે છે કે, પ્રારંભમા બીજા અને પોતા વચ્ચે આદરપૂર્વક સમતાની ભાવના પોષવી; તે એવી રીતે કે, મારે પોતાને સુખદુ ખ બધાંનાં સરખાં છે એમ સમજી બધાંને પોતાની પેઠે જ ગણવાં.[2]

---

૧. સરખાવો :–'બોધિચર્યાવતાર' આઠમો પરિચ્છેદ શ્લોક ૧૦૭–૧૦૮.
૨. 'બોધિચર્યાવતાર' આઠમો પરિચ્છેદ. શ્લોક ૯૦ અને ૯૪.

ખરી રીતે તથાગત બુદ્ધે બ્રહ્મવિહારરૂપે મૈત્રી આદિ ચાર ભાવનાઓનો ભારપૂર્વક વારંવાર ઉપદેશ કર્યો. ત્યારે તેમણે સમગ્ર વિશ્વમાં મૈત્રીયુક્ત ચિત્તને ભરી દેવાનુ કહ્યું અને એવી મૈત્રીને પરિણામે જગતવ્યાપી કરુણા આચરવાનુ પણ કહ્યું. શાંતિદેવ એ જ બ્રહ્મવિહારના તંતુને મહાયાન ભાવના રૂપે પોતાની કવિતામાં ગૂંથે છે.

જેમ ગાંધીજીની દૈનિક પ્રાર્થનામા

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणिनाम् आर्तिनाशनम् ॥

એ મૈત્રી અને કરુણાપૂર્ણ ભાવના આવે છે, તેમ જ શાંતિદેવે 'બોધિચર્યાવતાર'માં એવી ભાવના ગ્વી છે. 'બોધિચર્યાવતાર' વાંચતાં એ છાપ નથી પડતી કે શાંતિદેવ શૂન્યવાદી છે; પણ છાપ એ ઊઠે છે કે, તેમની ધગશ આખા વિશ્વનુ કલ્યાણ કરવાની છે અને તે માટે જોઈતા સદ્ગુણો કેળવવાની છે.

અધ્યાપક કૌશાંબીજી આમ તો સ્થવિરમાર્ગી બૌદ્ધ પરંપરાના અનન્ય અભ્યાસી અને પાલિ વાઙ્મયના પારદર્શી વિદ્વાન હતા. પણ તેમનામાં મેં જે મૈત્રી અને કરુણાવૃત્તિનો ઉદ્રેક જાતે અનુભવ્યો છે, તેની શાંતિદેવના તેવા ઉદ્રેક સાથે તુલના કરું છું તો કહ્યા સિવાય રહી નથી શકાતું કે, કૌશાંબીજી ખરા અર્થમાં મહાયાની હતા અને જાણે કે શાંતિદેવનું નવું સ્વરૂપ ન હોય! આવી કોઈ અકળ સમાનતાને લીધે જ કૌશાંબીજીનુ ધ્યાન 'બોધિચર્યાવતાર' તરફ ગયેલું. અને તેમણે તેનો મરાઠી ભાષામાં અનુવાદ ઈ. સ. ૧૯૦૯ના અરસામા કરેલો ત્યારબાદ ઈ. સ. ૧૯૨૪ના અરસામાં કૌશાંબીજીએ 'બોધિચર્યાવતાર'ના કેટલાક શ્લોકો ગુજરાતી અનુવાદ સાથે 'પુરાતત્ત્વ'માં પ્રસિદ્ધ કર્યા હતા. તે શ્લોકો અનુવાદ સાથે આ પુસ્તિકામાં નવું સસ્કરણ પામે છે.

'પુરાતત્ત્વ' એ ત્રૈમાસિક હતું. વળી તે હાલ સૌને સુલભ પણ ન હોય. એટલે એ શ્લોકો ગુજરાતી અનુવાદ સાથે લઘુ પુસ્તિકા રૂપે સૌને સુલભ થાય છે એ બહુ અગત્યનુ છે. તે દૃષ્ટિએ ગુજરાત વિદ્યાપીઠની સૂચનાથી શ્રી. મુકુલભાઈએ આ સંસ્કરણ તૈયાર કર્યું છે. અને તે શ્રીમદ રાજચંદ્ર ગ્રંથમાળાના બીજા મણકા રૂપે પ્રસિદ્ધ થાય છે તે પણ યોગ્ય છે. શ્રીમદ પોતે આધ્યાત્મિક સાધક હતા. તેમને મન સદ્ગુણોની જ કિંમત

હતી, અને તેમનું મન સંપ્રદાયથી પર હતું. એટલે તેમના નામ સાથે આવું એક લઘુ પણ નિત્યપાઠ્ય પુસ્તક ગુજરાત વિદ્યાપીઠ પ્રસિધ્ધ કરે તે આવકારદાયક છે. હું એમ માનુ છુ કે, ધર્મની ઉત્તરોત્તર વધતી જતી વ્યાપક ભાવના સાથે આ પારમિતાઓનો પૂરેપૂરો સુમેળ છે.

પ્રો૦ વિન્ટર્નિત્ઝે શાંતિદેવ વિષે લખ્યું છે.[1] તેમણે 'બોધિચર્યાવતાર'ને લક્ષીને જે વર્ણન કર્યું છે, તે તેમના મન ઉપર શાંતિદેવ વિષે કેવી અસર થયેલી એનો પુરાવો છે. આવા એક ગ્રંથનુ સળંગ ભાષાંતર ગુજરાતીમાં હોય તો તે ઇચ્છવા જેવુ છે, પણ એવો સમય આવે તે પહેલાં પ્રસ્તુત લઘુ પુસ્તિકા ગુજરાતી વાચકોને શાંતિદેવ તરફ આકર્ષિત કરશે એ નિઃશંક છે

મહાયાની ભાવનાની આપણા દેશના અનેક સંપ્રદાયો ઉપર ભારે અસર થઈ છે. ભગવદ્ગીતા ખરી રીતે ભાગવત પરંપરાને આશરી અનાસક્ત કર્મયોગનો ઉપદેશ કરે છે, ત્યારે તે પોતાની રીતે આવી ભાવના જ ઉપસ્થિત કરે છે.

એ જ રીતે શાંતિદેવ પછી લગભગ સો વર્ષ બાદ થયેલ સુપ્રસિદ્ધ જૈન આચાર્ય હરિભદ્ર પણ મહાયાની ભાવનાથી રંગાયેલા છે. આમ તો જૈન પરંપરા વૈયક્તિક મોક્ષવાદી જ રહી છે તેમ છતાં શાંતિદેવ જેવાના ગ્રંથોમાંની મહાયાની ભાવનાએ હરિભદ્રનું મન જીત્યુ લાગે છે, આનો પુરાવો એમના 'યોગબિંદુ' ગ્રંથમાં છે. હરિભદ્ર જૈન પરંપરાસંમત ભિન્નગ્રંથી અર્થાત્ જેણે મોહગ્રંથી તોડી હોય એવા સમ્યક્-દૃષ્ટિ સાધકની બૌદ્ધસંમત બોધિસત્ત્વ સાથે તુલના કરે છે; અને કહે છે કે, જો ભિન્નગ્રંથી સાધક જગદુદ્ધારનો સંકલ્પ કરે, તો તે તીર્થંકર—સર્વોદ્ધારક—થાય છે; અને જો સ્વજન આદિનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કરે તો તે ગણધર—તીર્થંકરનો અનુગામી થાય છે; અને જો પોતાના જ ઉદ્ધારનો સંકલ્પ કરે તો તે મુણ્ડકેવલી—માત્ર આત્મ-કલ્યાણ કરનાર થાય છે.[2]

હરિભદ્રનું આ કથન સ્પષ્ટ સૂચવે છે કે, આત્મોદ્ધારની ભાવના કરતાં સર્વોદ્ધારની ભાવના એ જ ચડિયાતી અને સ્પૃહણીય છે. આ ભાવનાનુ બીજું નામ એ જ મહાયાન ભાવના. એક રીતે હરિભદ્રે તુલના કરી, પણ બીજી

---

૧. જુઓ A History of Indian Literature Vol II

૨. જુઓ 'યોગબિંદુ', શ્લોક ૨૮૩ થી ૨૯૦.

રીતે મહાયાન ભાવનાનું પ્રાધાન્ય દર્શાવ્યું; જે જૈન પરંપરાએ પણ ધડો લેવા જેવું છે.

હવે રાજકારણ, સમાજકારણ કે અર્થકારણ એકેએક ક્ષેત્રમાં સંકુચિત થયે પોસાય તેમ નથી. એવી સ્થિતિમાં જો ધર્મ પણ પંથ અને સંપ્રદાયની સંકુચિત સીમાઓમાં પુરાઈ તદનુસારી જ વિચાર–આચાર કરે તો તે પણ હવે ટકી ન શકે. ગાંધીજીએ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં મહાયાની માનસ જીવી બતાવ્યુ છે, અને આજે આપણે જોઈએ છીએ કે આચાર્ય વિનોબા એ ભાવનાને કેવી રીતે વિકસાવી રહ્યા છે તેમ જ કેવી રીતે જીવી બતાવે છે. આવી અનુકૂળ પરિસ્થિતિમાં પ્રસ્તુત લઘુ પુસ્તિકાનું મૂલ્ય વધારે અંકાશે એ નિઃશંક છે. અને તે રીતે 'આત્મસિદ્ધિ' પછી આ પુસ્તકની પસંદગી સવેળાની છે.

એમ તો શ્રી. મુકુલભાઈએ કૌશાંબીજીનું જીવનચરિત્ર સંક્ષેપમાં જુદું આપ્યુ છે. એમની 'આપવીતી' અને બીજી સામગ્રીને આધારે એ ચરિત ટૂંકમાં પણ કૌશાંબીજી વિષે બધી જરૂરી માહિતી પૂરી પાડે છે. કૌશાંબીજીનું જીવન જે વાંચે તેને નિરાશા તો સ્પર્શી જ ન શકે. નિરાશા અને અંધકારના ઊંડા ખાડામાંથી સતત સ્વપ્રયત્ને કૌશાંબીજી કેવી રીતે પ્રકાશના માર્ગ ઉપર આવ્યા અને અનેકોના ગુરુ બન્યા એનું ચિત્ર એમના સંક્ષિપ્ત જીવનચરિત્રમાથી પણ અવગત થાય છે. એટલે તે વિષે અહીં મારે કાંઈ લંબાવવું નથી.

તેમ છતાં, તેમની સાથે મારો જે અનેક વર્ષો લગી સતત પરિચય રહ્યો, તેમની પાસે મેં જે કાંઈ બૌદ્ધ શાસ્ત્રો વિષે મેળવ્યુ, અને છેલ્લે ૧૯૪૬માં તેમના અનશનના સાક્ષી થવાનો પ્રસંગ આવ્યો, તે બાબત કાંઈક લખું તો તે વાચકોને ઉપયોગી પણ થશે, અને એમના જીવન અંગે કેટલીક હજી લગી કદાચ અજ્ઞાત રહેલી બાબતો પ્રકાશમાં આવશે.

ઈ. સ ૧૯૧૭માં એમને ઘેર જ હું પૂનામાં કૌશાંબીજીને પ્રથમ વાર મળ્યો, જ્યારે કૃપલાનીજી પણ હતા. ચર્ચા અહિંસાથી શરૂ થઈ; અને મારો ઘણા વખત પહેલાંથી બૌદ્ધ પિટકો ગુરુમુખથી શીખવાનો સંસ્કાર જાગ્યો. પણ એ વાત તે વખતે ત્યાં જ રહી.

૧૯૨૨માં કૌશાંબીજી ગુજરાત વિદ્યાપીઠમાં પુરાતત્ત્વ મંદિર ખાતે જોડાયા. મને આ તક મળી. મેં પણ ગુજરાત વિદ્યાપીઠમાં રીતસર જોડાવાનું

નક્કી કર્યું. હાથમાં લીધેલ કામ ઉપરાંત કૌશાંબીજી પાસે બૌદ્ધ ગ્રંથોનું અધ્યયન શરૂ કર્યું. સાથે રહેવાનું, જમવાનું અને ફરવાનું હોવાથી કૌશાંબીજીની અનેક વિષયસ્પર્શી વિનોદી પ્રતિભાનો પણ લાભ મળતો ગયો. કૌશાંબીજી તે વખતે વિદ્યાપીઠ માટે અમુક પુસ્તકો તૈયાર કરતા હતા. મરાઠીમા લખે અને તેનો ગુજરાતી અનુવાદ પણ સાંભળે. હું તો લગભગ બધામાં સાક્ષી બનતો અને એમની પાસે શીખેલ ‘અભિધર્મ’ જેવા ગ્રંથનો વર્ગ પણ લેતો. ૧૯૨૫ સુધી આમ ચાલ્યુ.

ફરી ૧૯૨૭થી ૨૯ સુધીમાં તેઓ ગુજરાત વિદ્યાપીઠમાં આવ્યા ત્યારે પણ આવો જ ક્રમ ચાલ્યો. કૌશાંબીજી શાસ્ત્રાભ્યાસી તો હતા જ, પણ તેમની ઇતિહાસ અને સંશોધનની દૃષ્ટિ બહુ સ્પષ્ટ હતી. વિશેષતા એમની એ હતી કે, તેઓ પોતાને સત્ય લાગે અને સમજાય એ વાત અપ્રિય હોય તોય મિત્રો કે બીજા મળનારને કહેતાં કદી ખમચાતા નહીં. તેથી કેટલીક વાર અનેકોનો વિરોધ પણ વહોરતા. પણ દરેક જણ સમજી જતો કે કૌશાંબીજી છે ચોખ્ખા દિલના, એટલે પાછું અનુસંધાન થતાં વાર ન લાગતી કૌશાંબીજીને જે મળે તે તેમના પ્રત્યે આકર્ષાય.

ગુજરાતમાં રહ્યા પછી કૌશાંબીજીને મહારાષ્ટ્ર કરતાં જુદો જ અનુભવ થયો. તેઓ કહેતા કે, મહારાષ્ટ્ર હઠી અને દુરાગ્રહી છે, જ્યારે ગુજરાતમાં એવુ તત્ત્વ ઘણું ઓછુ છે તેથી તેમણે ગુજરાતમાં અનેક વર્ગના અનેક મિત્રો મેળવ્યા.

ફરી કૌશાંબીજીનો અને મારો મેળાપ કાશીમાં થયો. તેઓ ૭ માસ માટે હિંદુ યુનિવર્સિટીમાં આવી રહ્યા. પંડિત માલવિયાજી તેમને આગ્રહ કરી લાવેલ, પણ કૌશાંબીજીએ ત્યા કોઈ વ્યવસ્થા ન જોઈ. તેમની પાસે કોઈ શીખનાર જ નહીં. એક વાર તેમણે માલવિયાજી અને ધ્રુવજી એ બનેની ખબર પણ લીધી છેવટે મે તો નક્કી કર્યું કે, મારે એમનો ઉપયોગ કરવો. ત્યાંના પુસ્તકાલયના એક ખડમાં સીલોની, બરમી, સિયામી અને રોમન લિપિમા મુદ્રિત બધા જ બૌદ્ધ પિટકગ્રંથો તેમની ટીકા સાથે સામે રાખ્યા. મેં એવો ક્રમ રાખ્યો કે કોઈ એક ગ્રંથ ન ભણતાં હુ પૂછુ તે ઉપર કૌશાંબીજી બૌદ્ધ મંતવ્ય કહે મેં ઉમાસ્વાતિના તત્ત્વાર્થને આધારે નિત્ય નવા શાસ્ત્રીય પ્રશ્નો પૂછવા માંડ્યા, અને કૌશાંબીજી તે પ્રશ્ન પરત્વે બૌદ્ધ પાલિ વાઙ્મયમાં કાંઈ છે કે નહીં, તથા હોય તો તે શું છે એ શોધી ઉત્તર આપવા લાગ્યા. આ વખતે કૌશાંબીજીની અસાધારણ સ્મૃતિ અને

પ્રજ્ઞાનો મને પરિચય થયો. હું પૂછું કે, 'જૈન નય અને નિક્ષેપના સ્થાનમાં બૌદ્ધ ગ્રંથોમાં શું છે?' તો કૌશાંબીજી થોડીવારમાં જ પ્રથમ મોઢેથી કહી દે કે આનો ઉત્તર આવો છે અને અમુક ગ્રંથમાંથી મળશે. પછી તરત જ એ બૌદ્ધ ગ્રંથોના અંબારમાંથી કોઈ ને કોઈ ગ્રંથમાંથી મને પોતે કહેલ વાતનો પુરાવો કાઢી આપે. મારા સહચારી ભાઈ ખુશાલદાસ તે પુરાવાનું સ્થાન લખી લે. આમ રોજ સવારે બે કલાક વિદ્યાવ્યાસંગ ચાલે. મારી ધારણા એ હતી કે કૌશાંબીજીના બૌદ્ધ જ્ઞાન–ખજાનામાંથી મળે તેટલી વસ્તુ મેળવી, નોંધી લઈ, ક્યારેક જૈન અને બૌદ્ધ મંતવ્યોનો તુલનાત્મક અભ્યાસ રજૂ કરવો; અને સાથે સાથે વૈદિક દર્શનોની પણ યથાસંભવ તુલના કરવી. કૌશાંબીજીએ સામગ્રી એટલી બધી આપી હતી કે જો એ ગુમ થએલ નોટ હજી પણ મળી આવે, તો તુલનાનો મનોરથ સિદ્ધ થાય.

આમ છ માસના સહવાસ પછી કૌશાંબીજી જરાક દૂર ગયા, દૂર એટલે કાશી વિદ્યાપીઠ. ત્યાં તેમણે 'હિંદી સંસ્કૃતિ આણિ અહિંસા' એ પુસ્તક લખ્યું. જ્યારે તેઓ એ પુસ્તક લખતા હતા, ત્યારે પણ અમે બંને તો અવારનવાર મળતા જ. તેઓ પોતાનુ લખવાનું અને લખેલુ મને મોઢે કહી જાય અને સંમતિ માગે વળી કયારેક કહે કે, મારું આ પુસ્તક કોઈ પ્રગટ નહીં કરે, એટલું જ નહી પણ કોઈ કંપોઝ સુધ્ધાં નહીં કરે. કારણમાં તેઓ કહેતા કે, વૈદિક, બૌધ્ધ અને જૈન એ બધાની તીવ્ર સમાલોચના એમાં કરી છે. અને જે કંપોઝીટર કે પ્રકાશક હશે તે પણ કોઈ ને કોઈ ઉક્ત પરંપરામાનો હોઈ મારી વિરુધ્ધ જ જશે. પણ હું હમેશાં કહેતો કે, એવુ કાંઈ નથી દરમ્યાન તેમના મિત્ર બાબુ શિવપ્રસાદ ગુપ્તા જેઓ પથારીવશ જ હતા, તેમણે કહેલું કે, એ પુસ્તક હુ હિંદીમા કરાવી પ્રસિધ્ધ કરીશ. તેમણે હિંદી અનુવાદનું કામ તેમના ઓળખીતાને આપ્યું પણ ખરું. પરંતુ મને લાગે છે કે આ બાબતમાં કૌશાંબીજી જ સાચા હતા. એ પુસ્તક એમ ને એમ પડી રહ્યું. અને છેવટે એનો ગુજરાતી અનુવાદ ગુજરાતમાં જ પ્રથમ પ્રસિદ્ધ થયો; અને હિંદી અનુવાદ તો કૌશાંબીજીના સ્વર્ગવાસ પછી જ.

કાશી વિદ્યાપીઠ છોડી કૌશાંબીજી મુંબઈના એક વિભાગ પરેલમાં 'બહુજન વિહાર'માં પછાત જાતિને સંસ્કાર આપવા રહ્યા જ્યારે તેમને એમ લાગ્યું કે, તેમની ગીતાની સમાલોચનાથી અમુક દાતાઓને માઠું લાગ્યું છે, ત્યારે તેમણે આપમેળે પરેલ છોડયું.

પાછા અમદાવાદ અને સારનાથ આદિમાં રહી તેઓ મુંબઈ આવ્યા.

પણ એમને એવો સંકલ્પ ઊઠ્યો કે, હવે મારું જીવનકાર્ય મેં પૂરું કર્યું છે, ઉંમર થઈ છે, વધારે કરવાનું રહ્યુ નથી; તો પછી જીવન નકામુ ગાળવું અને ઘડપણમાં બીજાઓની સેવા લેવી, એ આ મોંઘવારી અને ગરીબીના સમયમાં યોગ્ય નથી માટે આમરણાંત અનશન કરવુ.

અમે મિત્રો મુબઈમાં એમને સમજાવવા મથતા કે, તમે હજી શક્ત છો; તમારી પાસે હજી ઘણું દેવા જેવું છે; અને તમારો સમગ્ર જીવનભાર અમે સહર્ષ વહીશું. તેમને અમારા બધા ઉપર વિશ્વાસ તો હતો, પણ પોતાના સંકલ્પથી ચ્યુત થવા તેઓ તૈયાર ન હતા. તેઓ સંકલ્પના બચાવમાં જૈન પરંપરામાં જાણીતી મારણાંતિક સલ્લેખનાની વાત કરતા; અને તથાગત બુદ્ધનાં કથનમાંથી પણ ટેકો આપતા પ્રથમ પ્રથમ કૌશાંબીજી જૈનોની ઉગ્ર તપસ્યાના સખત વિરોધી હતા. છતાં આ વખતે તેઓ એટલું કહેતા કે, એવી મારણાંતિક તપસ્યાનુ પણ જીવનમાં ક્યારેક સ્થાન છે જ. એમણે આવા વિચારથી પોતાનો સંકલ્પ અડગ બનાવ્યો.

૧૯૪૬માં તેઓ અને હું ફરી કાશીમાં મળ્યા. હવે એ સંકલ્પ પાર પાડવાની ઘડી તેમને મન આવી લાગી હતી. દેશમાં રમખાણો અને જ્યાં ત્યાં મારકાપ ચાલતાં હતાં. એમનાથી આ દુ:ખ સાંભળ્યું પણ જતું નહીં. છેવટે અમે મિત્રો તેમના અડગ સકલ્પને જોઈ મોળા પડ્યા અને અમે વિચાર્યું કે, હવે આમને રસ્તો કરી આપવો. અનશન ક્યાં રહી કરવું, પરિચર્યામાં કોણ રહે, તે વખતે લોકો ભીડ ન કરે અને કોઈ પણ સ્થળે પ્રચાર ન થાય—આ બધા મુખ્ય પ્રશ્નો હતા. મને અને પં. શ્રી. દલસુખ માલવણિયાને એનો ઉત્તર મળી ગયો અને અમે કૌશાંબીજીને કહ્યો.

સરયૂ નદીને તટે દોહરીઘાટ પાસે સ્વામી સત્યાનંદનો આશ્રમ છે. એ સ્વામી પ્રથમથી જ દલિતોદ્ધારક અને અસ્પૃશ્યતા-નિવારણના મક્કમ કાર્યકર્તા, વિદ્વાન અને વિચારક, ત્યાગી અને તપસ્વી, ગાંધીજીને પણ એવા જ પ્રિય. એમની સાથેનો અમારો પરિચય અમને કહેતો કે, એમના આશ્રમમાં કૌશાંબીજી રહીને અનશન કરે, તો એમની બધી શરતો સચવાય. સ્વામીજી કબૂલ થયા. પણ પ્રશ્ન હતો શ્રદ્ધાળુ અને વિવેકી પરિચારકનો. એવા એક પરિચારક પણ મળી ગયા. પ્રથમ સ્થાનકવાસી જૈન સાધુ પણ હવે નિષ્ઠાવાન લોકસેવક તરીકે જાણીતા સ્વામી ચૈતન્ય—અપરનામ ચૂનીલાલજી—તેમણે પરિચર્યાનું બીડું ઝડપ્યુ અને અમને બધાને નિરાત વળી. દોહરીઘાટવાળા આશ્રમમાં

ઉપવાસો શરૂ થયા. દિવસની નોંધ ચૂનીલાલ અમને કાશીમાં મોકલે અને જરૂરી સાધન કાશીથી પૂરાં પડાય.

કૌશાંબીજીએ વચન લીધેલું કે, આ અનશનના સમાચાર તેમનાં પુત્ર-પુત્રીઓ વગેરેને ન આપવા અને અન્યત્ર પ્રચાર પણ ન કરવો. પરંતુ એ વાત થોડી જ છાની રહે ? છેવટે દિલ્હી સુધી વાત પહોંચી. શ્રી. પુરુષોત્તમ ટંડનજી વગેરેની વિનવણીઓ વ્યર્થ ગઈ. ગાંધીજી તરફથી ઉપવાસ બંધ કરવા માટે આવતા તારો પણ વ્યર્થ ગયા. ગાંધીજીએ સૂચના આપી કે, કૌશાંબીજી તેમને દિલ્હીમાં મળે. જવાબમાં કૌશાંબીજીએ જણાવ્યું કે, જો તમે મને અહીં આવીને અનશનની અયોગ્યતા સમજાવશો, તો હુ છોડી દઈશ. પણ તે વખતે એક ક્ષણ માટે પણ ગાંધીજી દિલ્હી છોડી શકે તેમ ન હતુ. આ રીતે ઉપવાસો લંબાતા ગયા. કૌશાંબીજીને કેટલાક દિવસો પછી વેદના પણ થવા લાગી. છેવટે ગાંધીજીની વિનતિને માન આપી, ઘણું કરી ઓગણીસમા દિવસે તેમણે અનશનથી દેહત્યાગનો વિચાર પડતો મૂકયો. તેમને પારણું કરાવ્યુ અને મિત્રો તેમને કાશીમાં લઈ આવ્યા.

કાશીમાં તેમની પરિચર્યા કરનાર અનેક હતા. અધ્યાપક પવારને ત્યાં તેઓ રહેતા. તેઓ કહેતા કે, જવા લાયક સ્વાસ્થ્ય આવે તો મુબઈ જઈશ અને ત્યાંથી વર્ધા. એ પ્રમાણે તેમણે છેવટે વર્ધા પાસે સેવાગ્રામમાં જ જીવન પૂર્ણ કર્યું. છેવટના દિવસોમાં કાકાસાહેબની યોજના પ્રમાણે આશ્રમવાસીઓએ તેમની સંપૂર્ણ પરિચર્યા કરી.

તેમણે 'પાર્શ્વનાથાચા ચાતુર્યામ ધર્મ' અને 'બૌધિસત્ત્વ' નાટક એ બે લખેલ પુસ્તકો સોપી મને કહ્યું હતુ કે, આ છપાય નહીં તોયે એની નકલો સુરક્ષિત રહે છેવટે આ બંને મરાઠી પુસ્તકો કાકાસાહેબની પ્રસ્તાવના સાથે ધર્માનંદજીની સ્મારક-માળામાં પ્રસિદ્ધ થયાં છે અને તે હિંદી તેમ જ ગુજરાતીમાં પ્રસિદ્ધ થવા યોગ્ય છે.

કૌશાંબીજીને એક પુત્ર અને ત્રણ પુત્રીઓ. તેમના પુત્ર કૌશાંબીજી જેવા જ પ્રતિભાશાળી છે અને પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં ગણિતના પ્રાધ્યાપક છે. તેમની પુત્રીઓ પણ વિદ્યામાં એક એકથી ચડિયાતી. એમની સંતતિ એમના માટે બધુ કરી છૂટવા તૈયાર. તે ઉપરાંત બધી જ કોમના, બધા જ પંથના અને બધી જ કક્ષાના અનેક સામાન્ય જન, વિદ્વાન અને શ્રીમાન તેમના ચાહક; અને તે પણ કાંઈક કરી છૂટવુ એવી વૃત્તિવાળા ચાહક, છતાં કૌશાંબીજી પોતાના બુદ્ધિપૂર્વક સંકલ્પથી જરા પણ ચલિત ન થયા. તેમણે

બ્રહ્મદેશ, સારનાથ અને કુશિનારા આદિમાં બૌદ્ધ પરંપરાને અનુસરી સમાધિ ભાવનાઓ પણ કરેલી. તેમણે ચિત્તનિરીક્ષણનો અભ્યાસ તો એટલો બધો વધારેલો કે હું જ્યારે જ્યારે યોગશાસ્ત્ર અને જૈન તથા બૌદ્ધ પરંપરાના ધ્યાનમાર્ગની શાસ્ત્રીય વાતો કાઢું ત્યારે તેઓ એ વિષેનુ જાણે સ્વાનુભૂત ચિત્ર જ ન હોય તેમ નિરૂપણ કરે.

આવા એક વિદ્યા, પ્રજ્ઞા અને સમાધિના આરાધકનું ટૂંકું પણ પ્રેરક એવું જે જીવનચરિત આ પુસ્તિકા સાથે સંકળાયેલું છે, તેનું મૂલ્ય 'બોધિચર્યાવતાર'માં નિરૂપેલી પારમિતાઓ અંગેના શ્લોકોથી જરાય ઓછું નથી. વાચકો એને માણે*

---

* 'બોધિચર્યાવતાર' (નવજીવન પ્રકાશન)નું પુરોવચન.

# આચાર્ય શ્રી આત્મારામજી

## [૧૨]

આજે જે હુ કહેવા ઇચ્છુ છું તેની જવાબદારી બીજા કોઈ ઉપર નથી. શ્રદ્ધેય આચાર્યશ્રી વિષે બોલવાનો મારો અધિકાર જો કાંઈ હોય તો તે ફક્ત એટલો જ છે કે લગભગ ૨૫૦ વર્ષથી બંધ પડ્યા જેવા શ્રુત અભ્યાસનો જે વિશાળમાર્ગ ન્યાયાંભોનિધિ શ્રી આત્મારામજી મહારાજે શરૂ કર્યો અને જેમાં સમયને છાજે એવુ તેજ મૂક્યું તે માર્ગનો હું સાધારણ પથિક છુ. મહારાજશ્રીના જીવન વિષે ફક્ત બે બાબત ઉપર મુખ્ય દૃષ્ટિ અત્યારે મેં રાખી છે. ૧. જૈન ઇતિહાસમાં મહારાજજીનો દરજ્જો અને તેના કારણો. ૨. તેમની જગ્યા કોણ લઈ શકે?

### ૧ મહારાજજીનો દરજ્જો અને તેનાં કારણો

૨૫૦૦ વર્ષના જૈન ઇતિહાસમાં શ્વેતાંબર-દિગંબર બન્ને સંપ્રદાયે કેટલીક વિભૂતિઓ એવી જન્માવી છે કે ઇતિહાસના લેખક અને અભ્યાસીનું ધ્યાન તેની તરફ ગયા વિના રહે જ નહિ. એવી વિભૂતિઓમાં કેટલીક વિરલ વિભૂતિઓ છેલ્લા હજાર વર્ષમાં શ્વેતાંબર સંપ્રદાયે અર્પી છે તેમાં મહારાજશ્રીનુ સ્થાન આવે છે. વાચક યશોવિજયજી પછી તો બસો વર્ષે બહુશ્રુતપણાનુ સ્થાન મહારાજજીએ જ વાસ્તવિક રીતે સંભાળી લીધુ છે. તેથી છેલ્લા અઢીસો વર્ષના ઇતિહાસમાં તો શ્વેતાંબર કે દિગંબર બન્ને પંથમાં એક મહા। વિભૂતિ તરીકે મહારાજજી જ નજરે આવે છે. તેમને આ દરજ્જો પ્રાપ્ત થયાનાં ખાસ વિશેષ કારણો છે, તેની ટૂંકમાં નોંધ લઈએ.

### (૧) શ્રદ્ધા અને બુદ્ધિ

મહારાજજીમાં ગમે તેટલી અડગ શ્રદ્ધા હોત અને ગમે તેટલો શાસન અનુરાગ હોત છતાં જો તેમણે બુદ્ધિદ્વાર ખુલ્લું ન મૂક્યું હોત અને મેળવી શકાય તેટલા સમગ્ર જ્ઞાનને મેળવવા અખંડ પુરુષાર્થ કર્યો ન હોત તો તેઓ આચાર્ય પરંપરામાં માત્ર નામના જ દાખલ થયા હોત. તેમણે પોતાની બુદ્ધિને શાસ્ત્રવ્યાયામની કસોટીએ જિંદગીભર કસી. અને જે વખતે છાપેલાં પુસ્તકો બહુ જ ઓછાં હતાં તે વખતે અત્યારના જમાનાનો માણસ ન કલ્પી

શકે તેટલાં જૈન જૈનેતર દર્શનોનાં અનેક વિષયોનાં સંખ્યાબંધ પુસ્તકો વાંચી કાઢ્યાં. જે વખતે જૈન પરંપરામાં ઐતિહાસિક દૃષ્ટિ આવી ન હતી અને જૈન પુસ્તકો ઉપરાંત શિલાલેખો, તામ્રપત્રો, ભૂગોળ, ભૂસ્તર આદિ વિદ્યાઓને પણ બહુશ્રુતપણામાં સ્થાન છે એ કલ્પના જ જાગી ન હતી તે વખતે મળેલાં બધાં સાધનો જાણી ઐતિહાસિક દૃષ્ટિએ જૈનદર્શનની પ્રાચીનતા અને મહત્તા સ્થાપિત કરવાનો પ્રયત્ન એમણે જ પહેલવહેલાં કર્યો હતો. એમનુ આશ્ચર્ય પમાડે એવું વિશાળ વાચન, અદ્‌ભુત સ્મરણશક્તિ અને ઉત્તર આપવાની સચોટતા એમના સ્મરણીય પુસ્તકોમાં પદે પદે દેખાય છે. એ જ બુદ્ધિયોગે તેમને વિશિષ્ટ દરજ્જો આપ્યો છે.

(૨) ક્રાંતિકારિતા

તેમનામાં બુદ્ધિયોગ ઉપરાંત એક બીજુ તત્ત્વ હતુ, કે જે તત્ત્વે એમને મહત્તા અર્પી છે. તે તત્ત્વપરીક્ષક શક્તિનુ અગર તો ક્રાંતિકારિતાનું. ઘણાં વર્ષ અપાર પૂજાના ભાર નીચે એક સંપ્રદાયમા બદ્ધ થયા પછી તેને કાંચળીની પેઠે ફેંકી દેવાનુ સાહસ એ તેમની ક્રાંતિકારિણી શક્તિ સૂચવે છે. એમના આત્મામાં કોઈ એવી સત્યશોધક શક્તિ હોવી જોઈએ કે જેણે તેમને રૂઢિના ચીલા ઉપર સંતુષ્ટ રહેવા ન દીધા એમનુ જીવન બીજા ત્રીસેક વર્ષ લંબાયુ હોત તો તેમની ક્ષત્રિયોચિત ક્રાંતિકારિણી પ્રકૃતિએ તેમને કઇ ભૂમિકાએ પહોંચાડ્યા હોત એની કલ્પના કરવી એ કઠણ છે પણ એટલું તો એમના તરવરતા જીવનમાંથી ચોખ્ખું દેખાય છે કે તેઓ એકવાર પોતાને જે સાચું લાગે તેને કહેવા અને આચરવામાં કોઈ મોટા ખાનખાનાની પરવા કરે કે પ્રતિષ્ઠાથી લલચાઈ જાય તેવા ન હતા

(૩) વારસામાં ઉમેરો

જૈનશ્રુતનો જે વારસો મળ્યો તે જ વારસો સંભાળી બેસી રહ્યા હોત અને બહુશ્રુત કહેવાયા હોત તો પણ તેમનુ આ સ્થાન ન હોત એમણે દેશકાળની વિદ્યાસમૃદ્ધિ જોઈ, નવા સાધનો જોયાં અને ભાવિની જોખમદારી જોઈ, અને આત્મા તનમની ઊઠયો. તે સાથે જ તે માટે જેટલું પોતાથી થઈ શકે તે કરવા મંડ્યા. એમણે વેદો વાંચ્યા, ઉપનિષદો જોયા, શ્રૌતસૂત્રો સ્મૃતિઓ અને પુરાણોનુ પારાયણ કર્યું. નવુ ઉદ્‌ભવતુ સામયિક સાહિત્ય જોયુ. મૃત અને જીવતી બધી જૈન શાખાઓનું સાહિત્ય, તેમનો ઇતિહાસ અને તેમની પરંપરાઓ જાણી, અને ત્યારબાદ પોતાને જે કહેવુ હતુ તે કહ્યુ. એમના કથનમા શાસ્ત્રનો પ્રચંડ સંગ્રહ છે. વ્યવસ્થાની પ્રતિભા છે

અને અભ્યાસની જાગૃતિ છે. એમણે મળેલ વારસામાં આટલો ઉમેરો કરી હવે પછી આચાર્યપદે આવનાર વ્યક્તિઓને ગમથી આપ્યું કે જૈન-શાસનની ખરી સેવા દત્તક લીધેલ ગ્રંથોથી અગર ખરીદેલ પદવીઓથી નહિ થાય.

(૨) એમની જગ્યા કોણ લઈ શકે?

એ પ્રશ્નનો ઉત્તર એ જ આજની સમસ્યાનો ઉકેલ છે. જેનામાં સ્વતંત્ર બુદ્ધિ વિનાની શ્રદ્ધા એટલે આજકાલ ચાલતી વ્યાખ્યા પ્રમાણે આસ્તિકતા માત્ર હશે અને ચિકિત્સા કરવાની, દેશકાળ પ્રમાણે પૂરવણી કરવાની, નવાં બળો પચાવવાની અને ડિંગતી જૂનાં બળો સાચવવાની, એક પણ બાધક બંધન સ્વીકાર્યા સિવાય–સંકુચિતતા રાખ્યા સિવાય બધી વિદ્યાઓને અપનાવવાની અને બદલાતા સંયોગો પ્રમાણે નવા નવા યોગ્ય ફેરફારો લેવાની નાસ્તિકતા જેનામાં નહિ હોય તે જો આચાર્યપદે આવશે તો પણ ભાવિ ધર્મસમાજ ઘટનામાં તેનું સ્થાન કશું જ નહિ હોય. મહારાજશ્રીને પદે આવનારમાં લોકમાન અને ગાંભળી જેવી વિદ્યાનિષ્ઠા તથા ચિકિત્સાશક્તિ જોઈશે. આ આનંદશંકર ધ્રુવ કે ડૉ. શીલ જેવો તાત્ત્વિક અને તટસ્થ વિશાળ અભ્યાસ જોઈશે, કવિ ટાગોરની કલ્પનાશક્તિ જોઈશે અને ગાંધીજીની નિર્ભયતા તેમ જ નિખાલસતા જોઈશે. આટલા ગુણો ઉપરાંત એમનું સ્થાન લેવા ઇચ્છનાર અને જૈન સમાજને જીવિત રહેવામાં ફાળો આપવા ઇચ્છનાર વ્યક્તિમાં પંથનો નહિ પણ અંદરનો ત્યાગ જોઈશે. એનામાં ક્રાઈસ્ટની સેવાભાવનાની તપસ્યા અને એનીબિસેંટનો ‘આગળ વધો’નો ઉત્સાહ જોઈશે. પોતાની પરિસ્થિતિમાં રહી નવા નવા માર્ગો યોજવાની અને તે દ્વારા જ્ઞાન અને ત્યાગની સમૃદ્ધિ વધારવાની શક્તિ જોઈશે.

જયંતીની પુષ્પાંજલિ માત્ર ગુણાનુવાદમાં પૂરી થાય છે પણ તેથી જે જે કૃત્રિમતા–અવાસ્તવિકતાનો કચરો એકઠો થવાનો સંભવ ઊભો થાય છે તે લાભના પ્રમાણમાં બહુ જ મોટો છે. તેથી કોઈ પણ પૂજ્ય વ્યક્તિની જયંતી વખતે ગુણાનુવાદમાં ભાગ લેનાર ઉપર યથાર્થતા સાચે દૃષ્ટિ રાખવાની ભારે જવાબદારી ઊભી થાય છે. એ વાત ધ્યાનમા રાખી મારે કહેવું જોઈએ કે મહારાજશ્રીએ બહુશ્રુતપણાની ગંગા શરૂ કરી છે તે નવી પરિસ્થિતિ જોતા માત્ર ગંગોત્રી છે અને સંપ્રદાયની ભૂમિકા ઉપર ઊભા રહી તેમણે જે સંશોધનવૃત્તિ તેમ જ ઐતિહાસિકવૃત્તિ દાખવી છે તે ભાવી સંશોધકો અને ઐતિહાસિકોને ઇતિહાસનો મહેલ બાંધવા માટે પાયામાં મૂકાતા એક

પથ્થરની ગરજ પૂરી પાડે છે. સંશોધનો, ઐતિહાસિક ગવેષણાઓ અને વિદ્યાઓ ક્યાં પૂરી થાય છે તે કોઈ ન જ કહી શકે, તેથી તે દિશામાં સમગ્ર પુરુષાર્થ દાખવી પગલું ભરનારનો નાનકડો શો ફાળો પણ બહુ જ કિંમતી ગણાવો જોઈએ. આ દૃષ્ટિએ 'અજ્ઞાન તિમિર ભાસ્કર' ઉપર વિશેષ કામ કરવા ઇચ્છનાર પ્રૌઢ સંશોધક અને ઐતિહાસિકને પુષ્કળ અવકાશ છે.

[સંવત ૧૯૮૫ના જ્યેષ્ઠ સુદ ૮ શુક્રવારે શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં શ્રી વિજયવલ્લભસૂરિના અધ્યક્ષપણા નીચે ઉજવાયેલી શ્રી આત્મારામજીની જયંતી પ્રસંગે આપેલ વ્યાખ્યાન]

# આચાર્ય જિનવિજયજી

## [ ૧૩ ]

ગુજરાત પુરાતત્ત્વ મંદિરના આચાર્ય શ્રીમાન જિનવિજયજી ગઈ તા. ૧૨મી મેએ જર્મની સિધાવ્યા. તેમના આચાર્ય તરીકેના જીવનમાં સીધી રીતે પરિચયમાં આવનાર કે એમની સાહિત્ય કૃતિઓ દ્વારા પરિચયમાં આવનાર બધા મોટે ભાગે તેમને ગુજરાતી તરીકે ઓળખે છે અને જાણે છે. અને તેથી દરેક એમ માનવા લલચાય કે ગુજરાતની વ્યાપારજન્ય સાહસ વૃત્તિએ જ એમને દરિયાપાર મોકલ્યા હશે, પણ ખરી બિના જુદી જ છે. તેવી જ રીતે, તેમની સાથે સીધા પરિચય વિનાના માણસો, માત્ર તેમના નામ ઉપરથી તેમને જૈન અને તેમાં પણ જૈન સાધુ માને અને તેથી જ કદાચ તેમને વૈશ્ય તરીકે ઓળખવા પણ પ્રેરાય, પરંતુ તે બાબતમાં પણ બિના જુદી છે.

આચાર્ય જિનવિજયજીના જીવનમાં આ વિદેશ યાત્રાના પ્રસંગથી તદ્દન નવું પ્રકરણ શરૂ થાય છે અને તેથી આ પ્રસંગે તેમના અત્યાર સુધીના જીવનનો અને તેનાં મુખ્ય પ્રેરક બળોનો પરિચય આપવો ઉચિત ગણાશે.

તેમનુ જન્મસ્થાન ગુજરાત નહિ પણ મેવાડ છે. તેઓ જન્મે વૈશ્ય નહિ પણ ક્ષત્રિય રજપૂત છે. પરદેશમાં જનારા ઘણાખરાઓ પાછા આવી અહીં ઇષ્ટ કારકીર્દિ શરૂ કરવા જાય છે. આ જિનવિજયજીનું તેમ નથી. તેમણે ઇષ્ટ દિશાની એટલે પ્રાચીન સંશોધનની કારકીર્દિ અહીં ક્યારની શરૂ કરી દીધી છે. પોતાની શોધો, લેખો, નિબંધો દ્વારા આ દેશમાં અને પરદેશમાં તેઓ મશહૂર થઈ ગયા છે અને હવે, તેમને પોતાના અભ્યાસમાં જે કાંઈ વધારો કરવો આવશ્યક જણાયો તે કરવા તેઓ પરદેશ ગયા છે.

તેમનો જન્મ અજમેરથી કેટલેક દૂર રૂપેલી નામના એક નાના ગામડામાં થયેલો. તે ગામમા એકસો વરસથી વધારે ઉંમરના જૈન યતિ રહેતા. તેમના ઉપર તેમના પિતાની પ્રબળ ભક્તિ હતી, કારણ કે એ જૈન યતિશ્રી વૈદ્યકજ્યોતિષ આદિના પરિપક્વ અનુભવનો ઉપયોગ માત્ર નિષ્કામ ભાવે જનસેવામાં કરતા. જિનવિજયજીનુ મૂળ નામ કિસનસિંહ હતું. કિસનસિંહના

પગની રેખા જોઈને એ યતિએ તેમના પિતા પાસેથી તેમની માગણી કરી. ભક્ત પિતાએ વિદ્યાભ્યાસ માટે અને વૃદ્ધ ગુરુની સેવા માટે ૮–૧૦ વરસના કિસનને યતિની પરિચર્યામાં મૂકયા. જીવનના છેલ્લા દિવસોમાં યતિશ્રીને કોઈ બીજા ગામમાં જઈ રહેવુ પડ્યું. કિસન સાથે હતો. યતિજીના જીવન અવસાન પછી કિસન એક રીતે નિરાધાર સ્થિતિમાં આવી પડ્યો માબાપ દૂર, અને યતિના શિષ્ય પરિવારમાં જે સંભાળનાર તે તદ્દન મૂર્ખ અને આચારભ્રષ્ટ કિસન રાતદિવસ ખેતરમાં રહે, કામ કરે અને છતાં તેને પેટપૂરું અને પ્રેમપૂર્વક ખાવાનું ન મળે એ બાળક ઉપર આ આફતનું પહેલુ વાદળું આવ્યુ અને તેમાંથી જ વિકાસનું બીજ નંખાયું. કિસન બીજા એક મારવાડી જૈન સ્થાનકવાસી સાધુની સોબતમાં આવ્યો એની વૃત્તિ પ્રથમથી જ જિજ્ઞાસાપ્રધાન હતી. નવુ નવુ જોવુ, પૂછવુ અને જાણવુ એ તેનો સહજ સ્વભાવ હતો. એ જ સ્વભાવે તેને સ્થાનકવાસી સાધુ પાસે રહેવા પ્રેર્યો. જેમ દરેક સાધુ પાસેથી આશા રાખી શકાય તેમ તે જૈન સાધુએ પણ એ બાળક કિસનને સાધુ બનાવ્યો. હવે એ સ્થાનકવાસી સાધુ તરીકેના જીવનમાં કિસનનો અભ્યાસ શરૂ થાય છે.

એમણે કેટલાંક ખાસ જૈન ધર્મ–પુસ્તકો થોડા સમયમાં કંઠસ્થ કરી લીધાં અને જાણી લીધાં, પરંતુ જિજ્ઞાસાના વેગના પ્રમાણમાં ત્યાં અભ્યાસની સગવડ ન મળી. અને પ્રકૃતિ સ્વાતંત્ર્ય ન સહન કરી શકે એવાં નિરર્થક રૂઢિબંધન ખટકયાં. તેથી જ કેટલાંક વર્ષ બાદ ઘણા જ માનસિક મંથનને અંતે છેવટે એ સંપ્રદાય છોડી જ્યાં વધારે અભ્યાસની સગવડ હોય તેવા કોઈ પણ સ્થાનમાં જવાનો બલવાન સંકલ્પ કર્યો.

ઉજ્જયિનીનાં ખંડેરોમાં ફરતા ફરતાં સંધ્યાકાળે સિપ્રાને કિનારે તેમણે સ્થાનકવાસી સાધુવેષ છોડ્યો. અને અનેક આશંકાઓ તેમ જ ભયના સખત દાબમાં રાતોરાત જ પગપાળા ચાલી નીકળ્યા. મોઢે સતત બાંધેલ મુમતીને લીધે પડેલ સફેદ ડાઘાને કોઈ ન ઓળખે માટે ભૂંસી નાખવા તેમણે અનેક પ્રયત્નો કર્યા પાછળથી કોઈ ઓળખી પકડી ન પાડે માટે એક બે દિવસમાં ઘણા ગાઉ કાપી નાખ્યા. એ દોડમાં ગતે એકવાર પાણી ભરેલ કૂવામા તેઓ અચાનક પડી ગયેલા.

રતલામ અને તેની આજુબાજુનાં પરિચિત ગામોમાંથી પોતાની જાતને બચાવી લઈ ક્યાંક અભ્યાસયોગ્ય સ્થાન અને અગત્યઃ કોઈ સંસ્થાના

ઉદ્વેગમાં તેમણે ખાવાપીવાની પણ પરવા ન રાખી. પણ પુરુષાર્થીને બધું અચાનક જ સાંપડે છે. કોઈ ગામડામાં શ્રાવકો પજુસણમાં કલ્પસૂત્ર વંચાવવા કોઈ યતિ કે સાધુની શોધમાં હતા. દરમિયાન કિસનજી પહોંચ્યા. કોઈમાં નહિ જોયેલું એવું ત્વરિત વાચન એ ગામડિયાઓએ એમનામાં જોયું અને ત્યા જ તેમને રોકી લીધા. પજુસણ બાદ થોડી દક્ષિણા બહુ સત્કારપૂર્વક આપી કપડાં અને પૈસા વિનાના કિસનજીને મુસાફરીનું ભાતુ મળ્યું અને તેમણે અમદાવાદ જવાની ટિકિટ લીધી. એમણે સાંભળેલું કે ગુજરાતમા અમદાવાદ મોટું શહેર છે અને ત્યાં મૂર્તિપૂજક સંપ્રદાય મોટો છે. એ સંપ્રદાયમાં વિદ્વાનો બહુ છે અને વિદ્યા મેળવવાની બધી સગવડ છે. આ લાલચે ભાઈ અમદાવાદ આવ્યા, પણ પુરુષાર્થની પરીક્ષા એક જ આફતે પૂરી થતી નથી. અમદાવાદની પ્રસિદ્ધ વિદ્યાશાળા આદિમાં ક્યાંય ધડો થયો નહિ પૈસા ખૂટ્યા. એક બાજુ વ્યવહારની માહિતી નહિ અને બીજી બાજુ જાતને જાહેર ન કરવાની વૃત્તિ અને ત્રીજી બાજુ ઉત્કટ જિજ્ઞાસા, એ બધી ખેંચતાણમા એમને બહુ જ સહેવું પડ્યું. અંતે ભટકતાં ભટકતાં મારવાડમા પાલી ગામમાં એક સુંદરવિજયજી નામના સંવેગી સાધુનો ભેટો થયો, જેઓ અત્યારે પણ વૃદ્ધાવસ્થામાં વિચરે છે, અને અત્યાર સુધીનાં બધાં પરિવર્તનોમાં સરળ ભાવે એમ કહેતા રહે છે કે તે જે કરશે તે ઠીક જ હશે. એમની પાસે તેમણે સંવેગી દીક્ષા લીધી અને જિનવિજયજી થયા. એમના ગુરુ તરીકેનો આશ્રય તેમણે વિદ્વાનની દૃષ્ટિએ નહિ પણ તેમના આશ્રયથી વિદ્યા મેળવવામાં વધારે સગવડ મળશે એ દૃષ્ટિએ લીધેલો. આ બીજુ પરિવર્તન પણ અભ્યાસની ભૂમિકા ઉપર જ થયુ થોડા વખત બાદ માત્ર અભ્યાસની વિશેષ સગવડ મેળવવા માટે જિનવિજયજી એક બીજા જૈન સુપ્રસિધ્ધ સાધુના સહવાસમાં ગયા. પરંતુ વિદ્વત્તા અને ગુરુપદના મોટા પટ્ટ ઉપર બેઠેલ સાંપ્રદાયિક ગુરુઓમાથી બહુ જ ઓછાને એ ખબર હોય છે કે કયું પાત્ર કેવું છે અને તેની જિજ્ઞાસા ન પોષવાથી કે પોષવાથી શું શુ પરિણામ આવે? જો કે એ સહવાસથી તેમને જોવાજાણવાનું વિસ્તૃત ક્ષેત્ર તો મળ્યુ પણ જિજ્ઞાસાની ખરી ભૂખ ભાંગી નહિ. વળી એ ઉદ્વેગે તેમને બીજાના સહવાસ માટે લલચાવ્યા અને પ્રસિધ્ધ જૈન સાધુ પ્રવર્તક કાંતિવિજયજીના સહવાસમાં તેઓ રહ્યા. ત્યાં તેમને પ્રમાણમાં ઘણી જ સગવડ મળી અને તેમની સ્વતઃસિદ્ધિ ઐતિહાસિક દૃષ્ટિને પોષે અને તૃપ્ત કરે એવાં ઘણાં જ મહત્ત્વનાં સાધનો મળ્યાં ગમે ત્યાં અને ગમે તેવા પ્રતિકૂળ કે અનુકૂળ સહવાસમાં તેઓ રહેતા છતાં પોતાની જન્મસિધ્ધ

મિતભાષિત્વ અને એકાંતપ્રિયતાની પ્રકૃતિ પ્રમાણે, અભ્યાસ, વાચન અને લેખન ચાલુ જ રાખતા.

એક બાજુ સાધુજીવનમાં રાત્રીએ દીવા સામે વંચાય નહિ અને બીજી બાજુ વાંચવાની પ્રબળ વૃત્તિ કે લખવાની તીવ્ર પ્રેરણા રોકી શકાય પણ નહિ. સમય નિરર્થક જવાનું દુઃખ એ વધારામાં આ બધાં કારણોથી તેમને એકવાર **વીજળીની બેટરી** મેળવવાનુ મન થયુ. આજથી લગભગ ૧૩ વર્ષ પહેલાં જ્યારે હું તેઓના પરિચયમાં પહેલવહેલો આવ્યો ત્યારે તેમણે મને બેટરી લેતા આવવાનું કહ્યું હુ બેટરી અમદાવાદથી પાટણ લઈ ગયો, અને એને પ્રકાશે તેમણે તદ્દન ખાનગીમાં કોઈ સાધુ કે ગૃહસ્થ ન જાણે તેવી રીતે લખવા અને વાંચવા માંડ્યું. જો હુ ન ભૂલતો હોઉં તો તિલકમંજરીના કર્તા ધનપાળ વિશે એમણે જે લેખ લખેલો છે તે એ જ બેટરીની મદદથી. તે સિવાય બીજું પણ તેમણે તેની મદદથી ઘણુ વાંચ્યું અને લખ્યુ, પરંતુ દુર્દૈવે બેટરી બગડી અને વિઘ્ન આવ્યુ આખો દિવસ સતત વાંચ્યા–વિચાર્યા પછી પણ તેમને રાતે વાંચવાની ભૂખ રહેતી. તે ઉપરાંત અભ્યાસનાં આધુનિક ઘણાં સાધનો મેળવવાની વૃત્તિ પણ ઉત્કટ થતી હતી. છાપાં, માસિકો અને બીજુ નવીન સાહિત્ય એ બધુ તેમની નજર બહાર ભાગ્યે જ રહે. તેઓ અન્ય જૈન સાધુઓની પેઠે કોઈ પંડિત પાસે ભણતા. પણ ભણવાનો આરામ અને અંત લગભગ સાથે જ થતો. સંસ્કૃત સાહિત્ય હોય કે પ્રાકૃત એ બધુ એમણે મુખ્યપણે સ્વાશ્રિત વાચન અને સ્વાશ્રિત અભ્યાસથી જ જાણ્યું છે. જેની દૃષ્ટિ તીક્ષ્ણ હોય અને પ્રતિભા જાગરુક હોય એ ગમે તેવાં પણ સાધનોનો સરસ ઉપયોગ કરી લે છે. એ ન્યાયે તેઓ ભાવનગર, લીમડી, પાટણ આદિ જે જે જૈન સ્થળોમાં ગયા અને રહ્યા ત્યાંથી તેમણે અભ્યાસનો ખોરાક ખૂબ મેળવી લીધો પરંતુ જૂની શોધખોળોને અંગે જ્યારે તેઓ આધુનિક વિદ્વાનોનાં લખાણો વાંચતા ત્યારે વળી તેમની જિજ્ઞાસા ભભૂકી ઊઠતી અને જૈન સાધુજીવનનુ–રૂઢિબંધન ખટકતુ. તેઓ ઘણીવાર મને પત્રમાં લખતા કે તમે ભાગ્યશાળી છો. તમારી પાસે રેલવેની લબ્ધિ છે, ગમે ત્યાં જઈ શકો છો અને ગમે તે રીતે અભ્યાસ કરી શકો છો. એ લખાણ શોખીન મનોવૃત્તિનુ નહિ પણ અભ્યાસપરાયણ જીવનનુ પ્રતિબિંબ છે, એમ મને તો તે વખતે જ લાગેલું; પણ આજે એ સૌને પ્રત્યક્ષ છે. પાટણના લગભગ બધા ભંડારો, જૂનાં કલામય મંદિરો, અને બીજી જૈન સંસ્કૃતિની અનેક પ્રાચીન વસ્તુઓના અવલોકને એમની જન્મસિદ્ધ ગવેષણાવૃત્તિને ઉત્તેજી અને ઊંડો અભ્યાસ કરવા તેમ જ લખવા

પ્રેર્યા. મહેસાણા અને પાટણ પછી ત્રીજું ચોમાસું મેં વડોદરામાં તેમની સાથે ગાળેલુ. હું જોતો કે સેન્ટ્રલ લાયબ્રેરીનાં પુસ્તકોનાં પુસ્તકો અને જૈન ભંડારની પોથીઓની પોથીઓ ઉપાશ્રયમાં તેમની પાસે ખડકાયેલી રહેતી. અને જો કોઈ જાતે જઈને ન બોલાવે તો તેઓ મકાનમાં છે કે નહિ તેની ખબર માત્ર લેખણના અવાજથી જ પડતી. સદ્‌ગત ચિમનલાલ એ એમના જેવા જ વિદ્યાવ્યસની અને શોધક હતા. ચિમનલાલ અંગ્રેજીના વિદ્વાન એટલે તેમનો માર્ગ વધારે ખૂલ્યો. શ્રી જિનવિજયજી અંગ્રેજી ન જાણે એટલે તે એ બાબતમાં પરાધીન છતાં જિજ્ઞાસા માણસને સૂવા દઈ શકતી નથી. તેથી ધીરે ધીરે તેઓ અંગ્રેજી તરફ ઢળ્યા. દરમ્યાન પોતાના વિષયનુ અંગ્રેજી ભાષામાં કે જર્મન ભાષામાં પુસ્તક લખાયુ હોય તો તેને મેળવી ગમે તે રીતે તેનો અનુવાદ કરાવી મતલબ સમજી તેનો ઉપયોગ કરતા; પણ આ રીતે એક અભ્યાસનિષ્ઠ માણસ લાંબા વખત સુધી સંતુષ્ટ રહી શકે નહિ. હું જાણુ છુ ત્યાં સુધીમાં કૃપારસકોશ, વિજ્ઞપ્તિત્રિવેણી, શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ, વગેરે પુસ્તકો લખવાનો પાયો વડોદરામાં જ નંખાયો. અને તેમની સાહિત્ય વિષયક આકર્ષક કારકિર્દી ત્યાંથી શરૂ થઈ. જેમ જેમ વાચન વધ્યું અને લખવાની વૃત્તિ તીવ્ર બની તેમ તેમ વધારે ઊણપ ભાસતી ગઈ અને જૈન સાધુજીવનનાં બંધનો તેમને સાલવા લાગ્યાં. કાલક્રમે મુંબઈ પહોંચ્યા. અનેક જૈન સાધુ સાથે હતા મુંબઈમાં સમશીલ વિવિધ વિદ્વાનોના પરિચયે અને ત્યાંના સ્વતંત્ર વાતાવરણે તેમની અભ્યાસવૃત્તિને અનેક મુખે ઉદ્દીપ્ત કરી. એ એમનો મંથનકાળ હતો. હુ વાલકેશ્વરમાં તેઓને એકવાર મળ્યો ત્યારે જોયું કે તે સતત વાંચવા–વિચારવામાં મગ્ન છતાં ઊંડા અસંતોષમાં ગરક હતા. થોડા માસ પછી તેમની વૃત્તિ પૂનાના વિદ્યામય વાતાવરણે આકર્ષી. તેઓ પૂજ્ય વૃદ્ધસાધુઓનો સાથ છોડી દુખિત મને એકલા પડયા, અને પગે ચાલતા પૂના પહોંચ્યા અહીં ભંડાર અને વિદ્વાનોના ઇષ્ટતમ પરિચયથી તેમને ખૂબ ગોઠી ગયું ત્યાંની પ્રાકૃતિક રમણીયતા, સાદું જીવન અને વિદ્યાર્થી તથા વિદ્વાનોની બહુલતાએ તેમને પૂનાના સ્થાયી નિવાસ માટે લલચાવ્યા. ભારત જૈન વિદ્યાલયની ચાલુ સંસ્થાને તેમણે સ્થાયી રૂપ આપવા પ્રયત્ન કર્યો, અને બીજી બાજુ ભાંડારકર ઇન્સ્ટીટ્યૂટમાંનો લિખિત જૈન પુસ્તક સગ્રહ જોઈ કાઢ્યો. આમાંથી તેમની શોધક બુદ્ધિને પુષ્કળ સામગ્રી મળી.

અત્યાર સુધી તેઓ મને કે કમને દૃઢ જૈનત્વના આશ્રય તળે વિદ્યાવ્યાસંગ પોષી રહ્યા હતા, તે જૈનત્વ હવે પૂનાના રાષ્ટ્રીય વાતાવરણમાં, અને દેશવ્યાપી રાષ્ટ્રીય હીલચાલના વાવાઝોડામાં ઓસરવા માંડ્યું. અસહ-

કારના મંડાણના દિવસો આવ્યા, અને તેમની વધુ વિશાળ કાર્યક્ષેત્ર શોધવાની વૃત્તિને જોઈતું નવું કાર્યક્ષેત્ર મળી આવ્યું. આ એમનો ત્રીજો મંથનકાળ. અને તે સૌથી વધારે મહત્ત્વનો. કારણ, આ વખતે કાંઈ નાની ઉંમરમાં જૈન સાધુવેષ ફેંકી દીધો તેવી સ્થિતિ ન હતી. અત્યારે તેઓ જૈન અને જૈનેતર વિદ્વાનોમાં એક પ્રસિદ્ધ લેખક તરીકે જાણીતા થયા હતા. જૈન સાધુ તરીકેનું જીવન સમાપ્ત કરવુ અને નવુ જીવન શરૂ કરવુ, તે કેમ અને કેવી રીતે તથા શા માટે એ વિકટ પ્રશ્નોએ ઘણા દિવસ તેમને ઉજાગરો કરાવ્યો.

ઉજાગરાનાં આ કારણોમાં એક વિશેષ કારણ હતું જે નોંધવા યોગ્ય છે. પિતા તો પહેલાં ગુજરી ગયેલા તેની તેમને ખબર હતી. પણ માતા જીવિત તેથી તેમનું દર્શન કરવુ એ ઇચ્છા પ્રબળ થઈ હતી. એકવાર તેઓએ મને કહેલુ કે 'હુ માને કદી જોઈ શકીશ કે નહિ ! અને જાઉં તો માતાજી ઓળખશે કે નહિ ? શુ મારે માટે એ જન્મસ્થાન તદ્દન પુનર્જન્મ જેવું થઈ ગયું નથી ? સ્વપ્નની વસ્તુઓ જેવી પણ જન્મસ્થાનની વસ્તુઓ મને આજે સ્પષ્ટ નથી.' માતાને મળવા ટ્રેનમાં બેસવાનુ જે પગલુ ભરી શકયા નહિ તે પગલું રાષ્ટ્રીયતાના મોજાના વેગમાં ભર્યું. જૈન સાધુજીવનનાં બંધનો છોડી દેવાનો પોતાનો નિશ્ચય તેમણે વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કર્યો અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના સાથે પુરાતત્ત્વ મંદિરની યોજનાને અંગે તેમને અમદાવાદ બોલાવ્યા ત્યારે તેઓ રેલવે ટ્રેનથી ગયા અને ત્યારથી તેમણે રેલવે-વિહાર શરૂ કર્યો છે. મહાત્માજીએ અને વિદ્યાપીઠના કાર્યકર્તાઓએ તેમની પુરાતત્ત્વ મંદિરમાં નીમણૂક કરી અને તેમના જીવનનો નવો યુગ શરૂ થયો. જૈન સાધુ મટી તેઓ પુરાતત્ત્વ મંદિરના આચાર્ય થયા

મંદિર શરૂ કરવાના કામમા તેઓ માતાજીને મળવા તરત તો ન જઈ શકયા, પણ એકાદ વર્ષ પછી ગયા ત્યારે માતાજી વિદેહ થયેલાં. જિનવિજયજી આ આઘાતથી રડી પડ્યા જિનવિજયજીએ સંસાર પરાઙ્મુખ સંન્યાસનાં આટલાં વરસ ગાળ્યાં છે પણ તેમનામાં માનવતાના સર્વ કુમળા ભાવો છે. તેમને અનુયાયીઓ કરતા સહૃદય મિત્રો વધારે છે તેનુ આ કારણ છે

લગભગ, આઠ વર્ષના પુરાતત્ત્વ મંદિરના કાર્યકાળ દરમિયાન તેઓની ભાવના અને વિચારણામાં તેમના ક્રાન્તિકારી સ્વભાવ પ્રમાણે મોટું પરિવર્તન થયું

પુરાતત્ત્વ મંદિરનો મહત્ત્વનો પુસ્તકસંગ્રહ મુખ્યપણે તેમની પસંદગીનું પરિણામ છે. અહીં આવ્યા પછી પણ તેમનું વાચન અને અવલોકન સતત

ચાલુ જ રહ્યું. અનેક દિશાઓમાં તેમની કાર્ય કરવાની વૃત્તિ તેમના પરિચિતો જ જાણે છે. તેમનો પ્રિય વિષય પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ અને ભાષા એ છે. તેને અંગે તેમણે જે જે ગ્રંથો છપાવવા શરૂ કર્યા તેમાં તેમને જર્મન ભાષાના જ્ઞાનની ઊણપ બહુ જ સાલવા લાગી અને સંયોગ મળતા એ જ વૃત્તિએ તેમને જર્મની જવા પ્રોત્સાહિત કર્યા. તેમના ઉત્સાહને તેમના આત્મજ્ઞ વિદ્યાપ્રિય મિત્રોએ વધાવી લીધો. એક બાજુ મિત્રો તરફથી પ્રોત્સાહન મળ્યુ અને બીજી બાજુ ખુદ મહાત્માજીએ એમની વિદેશ ગમનની વૃત્તિને સપ્રેમ સીંચી. દરમિયાન જર્મન વિદ્વાનો અહીં આવી ગયા. તેમની સાથે નિકટ પરિચય થઈ ગયો. બીજી બાજુ તેમની ઐતિહાસિક ગવેષણાથી સંતુષ્ટ થયેલ પ્રો. યાકોબીએ તેમને પત્રદ્વારા જર્મની આવવા આકર્ષ્યા અને લખ્યુ કે તમે જલદી આવો તમારી સાથે મળી હુ અપભ્રંશ ભાષામાં અમુક કામ કરવા ઇચ્છુ છુ

આ રીતે આંતરિક જિજ્ઞાસા અને સાહસની ભૂમિકા ઉપર બહારનું અનુકૂળ વાતાવરણ રચાયું અને પરિણામે જૈન સાધુવેપનાં રહ્યાંસહ્યાં ચિહ્નોનું વિસર્જન કરી તેમણે અભ્યાસ માટે યુરોપયોગ્ય નવીન દીક્ષા લીધી.

વાચક જોઈ શકશે કે આ બધા પરિવર્તનોની પાછળ તેમનો ધ્રુવ સિદ્ધાન્ત વિદ્યાભ્યાસ એ જ રહ્યો છે. જૈન તત્ત્વજ્ઞાનમાં કહ્યું છે, કે પ્રત્યેક વસ્તુમાં ધ્રુવત્વ સાથે ઉત્પાદ અને નાશ સંકળાયેલ છે. આપણે આ સિદ્ધાન્ત આચાર્ય જિનવિજયજીના જીવનને અંગે બરાબર લાગુ પડેલો જોઈ શકીએ છીએ છેક નાની ઉંમરથી અત્યાર સુધીમાં તેમનાં ક્રાન્તિકારી અનેક પરિવર્તનોમાં તેમનો મુખ્ય પ્રવર્તક હેતુ એક જ રહ્યો છે, અને તે પોતાના પ્રિય વિષયના અભ્યાસનો. એ તો કોઈ પણ સમજી શકે તેમ છે કે જો તેઓ એકને એક સ્થિતિમાં રહ્યા હોત તો જે રીતે તેમનું માનસ વ્યાપકપણે. ઘડાયેલું છે તે કદી ન ઘડાત અને અભ્યાસની ઘણી બારીઓ બંધ રહી જાત, અથવા સહજ વિકાસગામી સંસ્કારો ગૂંગળાઈ જાત.

આજકાલની સામાન્ય માન્યતા છે કે ઉચ્ચ અભ્યાસ તો યુનિવર્સિટીની કોલેજોમાં અને તે પણ અગ્રેજી પ્રોફેસરોના ભાષણો સાંભળીને જ થઈ શકે, અને ઐતિહાસિક ગવેષણા તો આપણે પશ્ચિમ પાસેથી શીખીએ તો જ શીખાય. આચાર્ય જિનવિજયજી કોઈ પણ નિશાળે પાટી પર ધૂળ નાખ્યા વગર હિંદી, મારવાડી, ગુજરાતી, દક્ષિણી ભાષાઓમાં લખી-વાચી-બોલી શકે છે અને બંગાળી પણ તેમને પરિચિત છે. આટલી નાની વયમાં તેમણે

નીમેક ગ્રંથ સંપાદિત કર્યા છે. પ્રાગ્વિદ્યાપરિષદમાં 'હરિભદ્રસૂરિનો સમય-નિર્ણય' એ ઉપર એમણે એક લેખ વાંચ્યો જેથી પ્રખર વિદ્વાન યાકોબીને પણ પોતાનો અભિપ્રાય આયુષ્યમાં પહેલી જ વાર બદલાવવો પડ્યો છે. જૂના દસ્તાવેજો, શિલાલેખો, સંસ્કૃત, પ્રાકૃત કે જૂની ગુજરાતીના ગમે તે જાતના લેખો તેઓ ઉકેલી શકે છે અને વિવિધ લિપિઓનો તેમને બોધ છે. ખારવેલનો શિલાલેખ બેસાડવામાં પ્રો. જાયસ્વાલે પણ તેમની સલાહ અનેકવાર લીધી છે. તેમને શિલ્પ અને સ્થાપત્યની ઘણી માહિતી છે. પર્યટન કરીને પશ્ચિમ હિંદની ભૂગોળનું તેમણે એવું સારું નિરીક્ષણ કર્યું છે કે જાણે દર્શન તેમને જ્ઞાન હેતી હોય તેમ તેઓ ઇતિહાસના બનાવો તેમાંથી ઉકેલી શકે છે. પુરાતત્ત્વમાં પણ તેમણે એક પ્રાચીન ગુજરાતી ભાષાનો 'ગદ્યસંદર્ભ' સંપાદિત કર્યો છે. કોઈ પણ ચાલુ ભાષાના એના જેટલા જૂના ગ્રંથો હિંદમાં વિરલ જ છે. ઉપરાંત ગુજરાતના ઇતિહાસના સાધનોના ગ્રંથો બહાર પાડવા માગતા છે, જે કામ તેઓ જર્મની જઈ આવ્યા પછી વધારે વેગથી આગળ ચલાવશે.

તેમણે ચલાવેલ જૈન સાહિત્ય સંશોધક નામના ત્રૈમાસિક પત્રનું બીજું વર્ષ પૂરું થવા આવે છે. જૈન સમાજના કોઈપણ ફિરકામાં એ કોટિનુ પત્ર અદ્યાપિ નીકળ્યું નથી. એ પત્ર જૈન સાહિત્યપ્રધાન હોવા છતાં તેની પ્રતિષ્ઠા જૈનેતર વિદ્વાનોમાં પણ ઘણી છે. તેનુ કારણ તેમની તટસ્થતા અને ઐતિહાસિક નિષ્ણાતતા છે. જૈન સમાજના લોકો તેમને જાણે છે તે કરતા જૈનેતર વિદ્વાનો તેમને વધારે પ્રમાણમા અને માર્મિક રીતે પિછાને છે.

જો કે જૈન સમાજ તદ્દન રૂઢ જેવો હોવાથી બીજા બધા લોકો જાગ્યા પછી જ પાછળથી જાગે છે, છતાં સંતોષની વાત એ છે કે મોડાં મોડાં પણ તેનામાં વિદ્યાવૃત્તિના સુચિહ્નો નજરે પડવા લાગ્યાં છે. એક તરફથી, અંગ્રેજી ભાષા અને પાશ્ચાત્ય વસ્તુમાત્રનો બહિષ્કાર કરવા તત્પર એવો સંકીર્ણ વર્ગ, જે મુંબઈમા રહે છે તે જ મુંબઈમાં, બીજો વિદ્યારુચિ અને સમય-સૂચક જૈન વિદ્વાન વર્ગ પણ વસે છે. વિદાયગીરીના મિત્રોએ કરેલા છેલ્લા નાનકડા મેળાવડા પ્રસગે મેં જે દૃશ્ય અનુભવ્યુ તે જૈન સમાજની ક્રાન્તિનું સૂચક હતુ. જે લોકો આચાર્ય જિનવિજયજીને આજ સુધી બળવાખોર માની તેમનાથી દૂર ભાગતા અગર તો પાસે જવામાં પાપનો ભય રાખતા તેવા લોકો પણ તેમની વિદાયગીરીના મેળાવડા પ્રસગે ઉપસ્થિત થઈ સાક્ષી પૂરતા હતા કે હવે જૂનુ કાશ્મીર અને જૂની કાશી એ વિદેશમાં વસે છે.

આચાર્ય હરિભદ્રે બૌદ્ધ મઠમાં શિષ્યોને ભણવા મોકલેલા. આચાર્ય હેમચન્દ્રે કાશ્મીરની શારદાની ઉપાસના કરેલી. ઉપાધ્યાય યશોવિજયજીએ કાશીમાં ગંગાતટને સેવેલું. હવે પરિસ્થિતિ પ્રમાણે જો જૈન સાહિત્યે અને જૈન સંસ્કૃતિએ માનપૂર્વક સ્થાન મેળવવું હોય તો દેશનાં પ્રસિદ્ધ સ્થળો ઉપરાંત વિદેશમાં પણ જ્યાંથી મળે ત્યાંથી દરેક ઉપાયે વિદ્યા મેળવવી અને હરિભદ્ર, હેમચન્દ્ર કે યશોવિજયજીની પેઠે નવીન પરિસ્થિતિ પ્રમાણે નવી વિદ્યાઓ દેશમાં આણવી. આ વસ્તુ તદ્દન રૂઢ ગણાતા જૈન સાધુ વર્ગમાં પણ કેટલાકને સમજાઈ ગઈ હોય એમ લાગે છે. તેથી જ અભ્યાસને અંગે થતા આ વિદેશગમનને કેટલાક પ્રતિષ્ઠિત જૈન સાધુઓએ પત્રથી અને તારથી અભિનંદન મોકલ્યાં હતાં.

અત્યારસુધી આત્માના કોઈ અદમ્ય સાહસથી જ તેમણે અભ્યાસ આગળ ચલાવ્યો છે અને અત્યારે પણ અંગ્રેજીના અધૂરા અભ્યાસે અને ફ્રેંચ કે જર્મનના અભ્યાસ વિના યુરોપની મુસાફરી સ્વીકારી છે. એમનું આ સાહસ પણ અત્યાર સુધીનાં તેમનાં બધાં સાહસની પેઠે સફળ નીવડશે.

—પ્રસ્થાન જ્યેષ્ઠ, ૧૯૮૪.

# સ્મૃતિશેષ દાદા

## [૧૪]

આજે દેશનું એવું કોઈ પણ પ્રસિદ્ધ છાપું નથી જેમાં દાદાસાહેબ વિશે કાંઈ ને કાંઈ લખાયું ન હોય. 'હિન્દુસ્તાન ટાઈમ્સ'ના તા ૨૮–૨'–૫૬ના અંકમાં પં. શ્રી નેહરુએ લોકસભામાં આપેલી ભવ્ય શ્રદ્ધાંજલી છપાયેલી છે. એથી વધારે સારો ખ્યાલ દાદાસાહેબ વિશે બીજો ભાગ્યે જ આપી શકે.

હું તો અત્રે તેમના વિશે જે કાંઈ લખવા ધારું છું તે મારા ઉપર તેમની સીધા પરિચયથી ઊપજેલી અસર જ છે. તે પ્રમાણમાં મર્યાદિત અને લગભગ અંગત જેવી છતાં અનેક રીતે સૌને બોધપ્રદ થઈ પડે તેવી મને લાગી છે. ગાંધીજીએ સ્વરાજનો શંખ ફૂંક્યો અને દેશના ખૂણે ખૂણે સૈનિકો ઊભરાવા લાગ્યા. અમદાવાદ એ તો મુખ્ય છાવણી હતી ૧૯૨૧–૨૨માં હું અમદાવાદ આવી રહ્યો, અને જી. વી માવળંકરનું નામ પ્રથમવાર જ સાંભળ્યું. ભણકારા સંભળાતા કે જી. વી. માવળકર એક ઓજસ્વી તરુણ છે, વકીલ છે અને ગાંધીજીના ચુસ્ત અનુયાયી છે. એ સાથે એમ પણ સાભળ્યાનુ કાંઈક યાદ છે કે બીજા એક માવળંકર છે, તે કટ્ટર સનાતની છે અને ગાંધીજીની હિલચાલના વિરોધી પણ છે. આ બધુ સાંભળવા પૂરતુ હતુ, પણ આગળ જતાં એક સમય એવો આવ્યો જ્યારે જી વી. માવળંકરને સાંભળવાની તક મળી ઘણું કરી ગુજરાત કૉલેજના વિદ્યાર્થીઓએ હડતાળ પાડેલી એ દિવસો હતા. સાબરમતીના ખુલ્લા આકાશમાં વિદ્યાર્થીઓ અને નાગરિકોનો મોટો સમુદાય મળેલો સૌ રાહ જોતા હતા કે માવળંકર ક્યારે ઊભા થાય. તેઓ ઊભા થયા અને અંગ્રેજીમાં ભાષણ ચાલ્યું. હું અંગ્રેજી તે વખતે ન જાણતો, એટલે તેમના સ્વર અને આરોહ–અવરોહથી જ કાંઈક કલ્પના કરતો. એ સ્વરમાં જેટલી મધુરતા હતી તેટલો જ અસ્ખલિત વેગ હતો. આથી વધારે પરિચય ત્યારે તો ન સધાયો, પણ ઘણે લાંબે ગાળે એવો અવસર અણધારી રીતે લાધ્યો. ઘણું કરી ૧૯૪૫ ની વાત છે. શેઠ શ્રી ભોળાભાઈ જેશિંગભાઈ દલાલને ત્યાં ગિરિકુંજ (મુબઈ)માં મળવાનું બન્યું. ચર્ચાનો વિષય હતો શ્રી ભોળાભાઈએ ગુજરાત વિદ્યાસભામા આપવા

ધારેલ રકમનો કેવી રીતે ઉપયોગ કરવો તે. જે પાંચ-સાત જણ મળેલ તેમાં દાદા ઉપરાંત સદ્‌ગત રામનારાયણ પાઠક તથા ભાઈશ્રી રસિકલાલ માણેકલાલ દલાલ અને શ્રી રસિકલાલ છો. પરીખ પણ હતા. ચર્ચામાં દાદા સાહેબે એક અગત્યની વાત કહી જે આગળ જતાં તેમની સાથે લંબાએલ પરિચયને આધારે કહું તો એમનાં અનેક જીવનસૂત્રો પૈકી એક અફર જીવનસૂત્ર જેવી હતી. તે એ કે માત્ર વ્યાજ ઉપર જ સંસ્થાએ કામ કદી ન કરવું. જરૂર જણાતાં સંસ્થાની દૃઢતા અને વિકાસ માટે મૂળ બધી રકમ ખરચી નાખતાં કદી ખચકાવુ જોઈએ નહિ આ મંત્ર પાછળ એમની દૃષ્ટિ મુખ્યત્વે એ હતી કે પ્રાપ્ત થયેલી રકમો સંસ્થા સંભાળ્યા કરે અને માત્ર એના વ્યાજને જ કામમાં લે તો ઘણી વાર એ સંસ્થાનો વિકાસ જ રૂંધાઈ જાય, એવો પણ સમય આવે દાદાની દૃષ્ટિ મુખ્યપણે કામના પાયા પાકા કરવાની, તેનો વિકાસ અને વિસ્તાર કરવાની હોઈ તે ફંડની રકમને માત્ર સાચવવાની તરફેણ કરતી ન હતી હુ અત્યાર લગી લગભગ મૌન હતો, પણ એમની એ દૃષ્ટિ મને તરત જ ગળે ઊતરી, કારણ કે, અતિ નાના ક્ષેત્રમાં પણ મારો અનુભવ એવો જ હતો કે જો ખરેખર કામ જમાવવુ અને વિકસાવવુ હોય, કામ કરનાર પણ સાચા અને જાગતા હોય તો જમા ફંડને જેમનુ તેમ સાચવી માત્ર વ્યાજનો જ ઉપયોગ કરવાથી ધારેલી નેમ બર નથી જ આવતી. તેથી મે એમની દૃષ્ટિનું સમર્થન કર્યું કે છોડ ઉપર ફળ આવે ત્યારે જ વાવેતર સફળ છે એમ માનવુ એ સ્થૂળ દૃષ્ટિ છે, ખરી રીતે જમીન-ખેડાણ, ખાતર આદિ પ્રાથમિક ક્રિયાઓ સુયોગ્ય રીતે થાય તો એમાં પણ એ ભાવિ દૃશ્ય-ફળ સમાયેલુ જ છે, કેમકે, એવા ફળનો આધાર મુખ્યપણે પાકી પ્રાથમિક તૈયારીમાં છે. આમ સીધી રીતે પરસ્પરની વાતચીત વિના પણ અમે બંને અંદરથી એક જ દિશામાં છીએ એવુ મને ભાન થયુ છે.

વચલા દિવસો બનારસમાં વીત્યા, પણ વળી અણધારી રીતે ૧૯૪૭ના જૂન માસમા અમદાવાદ આવી રહેવાનુ બન્યુ. હવે દાદાસાહેબને મળવાના સીધા પ્રસગો આવતા ગયા તેઓ ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ. એ સભાને આશ્રયે ચાલતા ભો જે વિદ્યાભવનના પણ પ્રમુખ. એટલે વિદ્યાસભાની કોઈ સભા હોય તોય મળવાનુ બને અને ભો જે. વિદ્યાસભાની કાર્યવાહક સમિતિની બેઠક હોય તોય મળવાનું બને. ગુજરાત વિદ્યાસભાની સભા તો એ સભાના મકાનમાં મળે, પણ ભો. જે. વિદ્યાભવનની કાર્યવાહક સમિતિ દાદાના પોતાના મહારાષ્ટ્ર સોસાયટીમાંના મકાનમાં મળે. એમને મકાને

સમિતિ મળે ત્યારે જ એમનો ખાસ પરિચય સાધવાની તક સાંપડે. વર્ષમાં ભાગ્યે ચાર છ સમિતિ મળે. કે તે ઉપરાંત ૯–૨–૫૨ના રોજ પણ એમને ત્યાં જ સમિતિ મળેલી. એક સભ્યના નાતે હું અમદાવાદ હોઉં ત્યારે તબિ-યત ગમે તેવી હોય, ત્યાં એ બેઠકમાં હાજર રહેવાનો લોભ ખાળી ન શકું એવું આકર્ષણ દાદાસાહેબની કાર્યપદ્ધતિ, વિચારસરણી અને ખુલ્લા દિલથી સૌ સાથે વાત કરવાની રીતે જન્માવ્યું હતું.

કાર્યસમિતિમાં ચર્ચાનાર કામકાજને લગતી વિગતો એમણે પ્રથમથી જ સમજી લીધી હોય, એટલે ગમે તેટલાં કામો પણ ત્વરાથી પતાવે. એ કામ-કાજ એમ પતી જતાં વખત બચાય તેટલો વધારે વખત આપીને પણ અનેક બાબતો ઉપસ્થિત સભ્યો સમક્ષ એવી ખૂબીથી કરે કે સહેજે ઊઠવાનું મન જ ન થાય. એમની બધી વાતોનો સામાન્ય સૂર એક જ અને તે એ કે જે કામ અનેક જણે સાથે મળી કરવાના હોય તેમા અરસપરસ પૂરો વિશ્વાસ કેળવવો જોઈએ. કાંઈ ગૂઢ નહિ અને કાંઈ અન્યથા નહિ. મને તેમના આ સૂરમાં ગાંધીજીનો જ સૂર સંભળાતો.

સભાનું કામ પતે ત્યારે દાદા કાર્યકર્તાઓને અને સભ્યોને એક વાત અકૃત્રિમ રીતે નમ્રપણે કહેતા, કે વિદ્યાના ક્ષેત્રમાં તમે જે જે કામ કરો છો તે બધા તે તે ક્ષેત્રમા નિષ્ણાત છો હુ એ ક્ષેત્રનો માનવી નથી એટલે તમારા ક્ષેત્ર પરત્વે ઊંડાણમાં ઊતરી વિશેષ સૂચના ન કરી શકું, પણ બીજા ક્ષેત્રમાં પડ્યો છુ છતા વિદ્યા વિશેનો મારો રસ જરાય ઓછો નથી. તેથી હું મારી ફરજ એટલી જ સમજુ છુ કે વિદ્યાના ક્ષેત્રમાં કામ કરનારા-ઓને બને તેટલી વધારેમાં વધારે અનુકૂળતા કરી આપવી અને તેમને સાધન પૂરા પાડવાં મેં તેમના આ વિચારને જીવનમાં સાકાર થતો સદા અનુભવ્યો છે.

દાદાની એક વિશેષતા તેમની સ્પષ્ટ દૃષ્ટિ ઉપરાંત તેમની ઉદારતામાં પણ જોયેલી ઉદારતા પણ અનેકમુખી સપ્રદાય કે પંથનો સંકુચિત ચેપ તો હોય જ શાનો ? પણ સામાન્ય રીતે ઘણી મોટી વ્યક્તિઓમાં અનુભવાય છે તેવો સંસ્થા પ્રત્યેનો સંકુચિત દૃષ્ટિકોણ પણ કદી મેં ન જોયો. આમ તો તેઓ સીધી રીતે ગુજરાત વિદ્યાસભા ને તેને આશ્રયે ચાલતી બીજી સંસ્થાઓના જ મુખિયા હતા, પણ તેઓ અવારનવાર સાચી રીતે કહેતા કે ગુજરાત વિદ્યાસભા હોય કે ગુજરાત વિદ્યાપીઠ, ગુજરાત વિશ્વવિદ્યાલય હોય કે વલ્લભવિદ્યાનગર, વડોદરા યુનિવર્સિટી હોય કે લોકભારતી ગ્રામ-

વિદ્યાપીઠ (સણોસરા, સૌરાષ્ટ્ર)—એ બધી સંસ્થાઓ મારે મન એક જ કામને પોતપોતાની રીતે આગળ વધારનારી હોઈ તેમાં હું મૂળગત એકતા જોઉં છું અને તેથી સીધી રીતે જ્યાં જોડાયો ન હોઉં ત્યાંનું હિત પણ મારા મનમાં વસે છે.

પટાવાળાથી માંડી શિક્ષક, અધ્યાપક અને અધ્યક્ષ સુધીના બધા જ કાર્યકર્તાઓ પરસ્પર સદ્‌ભાવથી કેવી રીતે સંકળાઈ રહે અને સંસ્થા પ્રત્યે સૌ કેવી રીતે વધારે નિષ્ઠાવાન રહે એ ધ્યેય મનમાં રાખી અનેક નિર્ણયો એઓ કરતા. એવા નિર્ણયો કરતી વખતે પાઈપાઈનો હિસાબ ચોકસાઈથી તપાસનાર દાદા બહુ જ મોટું મન રાખી કામ કરતા. આને પરિણામે ભો. જે. વિદ્યાભવન અને બ્રહ્મચારીવાડીમાં કામ કરનાર શિક્ષક–અધ્યાપકનો મોટો વર્ગ નિષ્ઠાના અને સદ્‌ભાવના સળંગસૂત્રમાં સંકળાઈ આજ લગી કામ કરતો રહ્યો છે. ગાંધીજીની હયાતી વખતે તેમની દોરવણી પ્રમાણે કામ કરનારને જેમ ગાંધીજીમાં છેલ્લી હૂંફ અનુભવાતી તેમ ગુજરાત વિદ્યાસભાના આ વર્તુળમાં કામ કરનાર વિશે પણ મેં જોયું કે સૌનાં દિલમાં દાદાનુ શું સ્થાન છે આર્થિક અને બીજે કારણે જ્યારે ભો. જે. વિદ્યાભવનમાં કામ કરનાર મોટા અધ્યાપકવર્ગને સાથે રહી કામ કરવાનું મુશ્કેલ બન્યું ત્યારે જે કાર્યકર્તાવર્ગ એકત્ર થયો છે તે છૂટો પડી જ્યાં ત્યાં વીખરાઈ ન જાય, એવી દીર્ઘદૃષ્ટિથી દાદાએ રામાનંદ કૉલેજ શરૂ કરવાની સંમતિ આપી અને એમાં પોતે સક્રિય ભાગ લીધો

એમની વિદ્યાકાર્યની મૂલવણી પણ અનોખી જોઈ છે. કોઈએ ઉત્તમ સંપાદન, સંશોધન કે ભાષાન્તર આદિનુ કાર્ય કર્યું હોય અને પુરસ્કાર આપવાની વાત નીકળે તો તેમણે કદી વૈશ્યવૃત્તિથી નિર્ણય કર્યો હોય એમ મેં નથી જોયુ. એ તો કહે કે જો કામ ઉત્તમ હોય તો બદલો પૂરતો આપવો જ જોઈએ સારું કામ સમજનાર મળી રહેશે અને એ દ્વારા પૈસા આપનાર પણ મળી રહેશે, ઇત્યાદિ.

દાદા અમદાવાદમાં આવે ત્યારે હરિજન આશ્રમમાં જવાનુ ન ચૂકે. એમનાં વૃદ્ધ માતુશ્રી હતાં ત્યારે તેમને પણ ક્યારેક આશ્રમમાં લઈ જાય. ત્યાં પ્રાર્થના થાય અને આશ્રમવાસી બધાંને હૂંફ મળે, જાણે કે ગાંધીજીની સજીવ છાયા જ આવી ન હોય!

જેમ ગાંધીજી પાસે અનેક કામોનો ઢગલો અને કામ કરનારાઓનો

એમ સદા હસતા જણાય, તેમ જ એક પછી એક કામ ઉકેલાતું પણ જોવા મળતું; તે જ રીતે દાદા પાસે પણ જોવા મળતું. ગાંધીસ્મારકને લગતાં મોટાં કામ, કસ્તૂરબા ટ્રસ્ટમાંથી ચાલતી અનેક સંસ્થાઓના કાર્યકર્તાઓ આવેલ હોય, ગરીબના અને બીજા પ્રશ્નો હોય, કેટલાક જણ એમ ને એમ સલાહ લેવા આવ્યા હોય. પણ એ બધાનો ઉકેલ ધીરજ અને સમજણપૂર્વક કરે અને કોઈને અણગમતો નિર્ણય સંભળાવ્યો હોય તોય તેને હસતો કરી વિદાય કરે. આ તેમની સિદ્ધિ, એ ગાંધીજીની સિદ્ધિની જ યાદ આપતી.

—બુદ્ધિપ્રકાશ, માર્ચ ૧૯૫૬

# પરિચય થોડો પણ છાપ ઘણી ઊંડી

## [ ૧૫ ]

**૧૯૨૨ની** વર્ષાઋતુમાં હુ ભાવનગર પાસેના વાળુકડ ગામમાં હતો. જ્યાં ક્યારેક કલાપીએ વાસ કરેલો એ ઐતિહાસિક મકાનમાં હું શેઠ પ્રેમચંદભાઈના મિત્ર તરીકે રહેલો મારું મુખ્ય કામ તો તત્ત્વાર્થના લેખન અને તે અંગેના ચિંતન–મનનનુ જ હતુ. તે વખતે એ મકાનમાં કાંઈક સમારકામ પણ ચાલતું હતું. ઘણી મજૂરણો કામે આવતી, એ બધી વચ્ચે વચ્ચે સાથે મળી લોકગીતો લલકારતી જતી એમાં એક મુખ્ય બાઈ હતી નામે મોંઘી. એને એટલાં બધા લોકગીતો યાદ કે ખૂટયાં ખૂટે નહિ. નવું નવું ગાતી જાય ને બીજી બહેનોને ગવડાવતી જાય. એ પોતે પણ સુકંઠી. એનાં લોકગીતો હુ તો જ્યારે સાવ નવરો પડુ ત્યારે જ ઇચ્છાપૂર્વક સાંભળું, પણ મારી સાથે હતા ભાઈ છોટાલાલ મગનલાલ (ગુજરાતી સાહિત્ય મંદિરના માલિક) તેઓ નવરા પડે કે એ લોકગીતો ઉતારી લે. ક્યારેક ક્યારેક પ્રેમચંદભાઈ એ શ્રાવણની રાતોમાં બહેનોને ગરબા લેવા બોલાવે. મોંઘી સૌમાં મોવડી. રાત ખૂટતી જાય પણ એનાં ગીતો ન ખૂટે જેમ જેમ રાત ઠરે તેમ તેમ એનો કંઠ રાતરાણીના ફૂલની પેઠે ખીલતો અને ઊઘડતો જાય. છોટાલાલે કેટલાય દિવસોમાં કેટલીયે નોટો ભરી. એક દિવસે મેં કહ્યું: 'આટલી બધી નોટોનુ શું કરશો? કોણ વાંચશે? અને આ તો બધાં ગીતો ગામડિયાં છે' તે વખતે ભાઈ છોટાલાલે કહ્યુ કે 'ઝવેરચંદ મેઘાણી પાસે લોકગીતોનો ભારે સંગ્રહ છે ને એ એના ગવૈયા પણ છે. એમની કદર પૂરેપૂરી નથી થતી તો મારી નોટોની કદર શી થવાની છે? છતાં હશે તો કામ આવશે.'

ઝવેરચંદ મેઘાણીનુ નામ આ વખતે પહેલવહેલું જ મારે કાને પડ્યું. તે વખતે એમને વિષે વિશેષ જિજ્ઞાસા ન થઈ પણ એવી જિજ્ઞાસાનુ બીજ તો વવાયુ જ

સાલ યાદ નથી, ને પ્રસંગ પણ પૂરેપૂરો યાદ નથી આવતો, પરંતુ અમદાવાદમાં એક મેળાવડા પ્રસંગે એ જ મેઘાણીનાં ગીતો પહેલવહેલાં સાંભળ્યાં. તે વખતે મન ઉપર પહેલી છાપ એ પડી કે મેઘાણી નામ સાર્થક છે.

એમનો કંઠ મેઘ જેવો ગંભીર અને આહ્લાદક છે. શ્રોતાઓને પોતાની ગંભીર ગર્જનગિરાથી મોરોની પેઠે તેઓ નચાવતા અને રસોદ્ગારથી ટહુકારાવતા.

આ વખતે હું તેમને પ્રત્યક્ષ મળી શક્યો નહિ પણ મળવાની વૃત્તિ અંતરમાં જન્મી. મેં અત્યાર લગી તેમનું કોઈ લખાણ વાંચ્યુ ન હતું.

એમની 'રસધાર'ની ચોપડીઓ ઘરમાં હતી છતાં સાંભળેલી નહિ. ક્યારેક મનમાં આવ્યું કે નિરાંત મળે તો એ જોવી જરૂર. અનુકૂળતાએ બધી નહિ તો એમાંથી કેટલીકનો કેટલોક ભાગ સાંભળી ગયો અને બાલ્યાવસ્થામાં જે ગ્રામજીવન તેમ જ લોકગીતોના સંસ્કાર ઝીલ્યા હતા અને જે સંસ્કાર હવે ગત જન્મના સંસ્કાર જેવા થઈ ગયા હતા તે બધા એકેએક મનમાં ઊભરાવા લાગ્યા.

શ્રીમતી દમયંતીબેનના અવસાન પછી ક્યારેક મુંબઈમાં અમે બન્ને મળ્યા. જમવાનું સાથે હતું એટલે ખુલ્લે દિલે વાતચીતની તક મળી. મેં આ પ્રથમ મુલાકાતે જ એમ અનુભવ્યું કે આ માણસ માત્ર કંઠની બક્ષિસવાળો સુગાયક જ નથી પણ એ તો ચિંતન અને સંવેદનથી પણ સ્વચ્છ હૃદયનો પુરુષ છે. અમે પ્રથમ મળીએ છીએ ને કાંઈક વચ્ચે સંકોચનો પડદો છે એ ભાવ જ મારા મન ઉપર ન રહ્યો ને ફરી તેમની સાથે વધારે પરિચય કરવાની વૃત્તિ પ્રબળ થઈ. અત્યાર લગીમાં એમનુ સાહિત્ય અને એમનાં લખાણો ઘણાં પ્રસિદ્ધ થયેલાં, મારે ત્યાં પણ એમની કેટલીક ચોપડીઓ હતી છતાં એક અથવા બીજે કારણે મેં એમાંનુ ભાગ્યે જ કાંઈ વાંચ્યું કે સાંભળ્યું હશે.

ક્યારેક ક્યારેક 'ફૂલછાબ'ના અંકો બહુ જ જૂજ પ્રમાણમાં સાંભળવા પામતો. એમાં 'સાંબેલાના સૂર' વાંચવા હું બહુ લલચાતો. 'જન્મભૂમિ'માં 'કલમ અને કિતાબ'નું પાનું રહેતું, તે પણ જ્યારે મળે ત્યારે સાંભળી જવા બહુ લલચાતો. સાંબેલાના સૂર અને કલમ કિતાબનાં પાનાં જે કાંઈ બહુ થોડાં સાંભળ્યાં છે તે ઉપરથી તે જ વખતે મારું અનુમાન થયેલું કે હો ન હો પણ આનો લેખક મેઘાણી જ હોવો જોઈએ. એમા કાઠિયાવાડી ભાષાનો સૌમ્ય પણ ધોધમાર પ્રવાહ અને માહિતીપૂર્ણ, કલ્પનાપ્રધાન તેમ જ બહુશ્રુત વિચાર જોઈ એમ થતું કે ખરેખર મેઘાણી પારદર્શી અને તટસ્થ વૃત્તિના છે 'પ્રજાબંધુ'નાં 'મંથન' અને 'ચક્રવાક' વાંચનાર એને કદી છોડી ન શકે તો 'સાંબેલાના સૂર' અને 'કલમ કિતાબ' તો તેથીયે

કદાચ આગળ વધે-એવી મારા મન ઉપર છાપ પડતી. મેઘાણીનાં પુસ્તકો સાંભળવાની તૃષા તે વખતથી આજ લગી હજી નથી જ સંતોષાઈ, પણ મેઘાણીનો પરિચય થવાના પ્રસંગો મુંબઈમાં જ આવતા ગયા.

૧૯૪૧ ના ઉનાળામાં મેઘાણી મુંબઈમાં એક મિત્રને ત્યાં રાતે આવ્યા. હું પણ હતો. બધાએ એમને કાંઈક સંભળાવવા કહ્યું. મેં એમની લથડેલી તબિયત જાણી એટલે એમને પોતાને ગાવા ના પાડી અને શ્રોતાઓને પણ આગ્રહ કરવા ના પાડી. દરમ્યાન મારી સાથે એક બિહારના વનસ્પતિ શાસ્ત્રવિશારદ ડૉક્ટર હતા તેમણે એક હિન્દી ગીત લલકાર્યું. એ તો સામાન્ય હતું. આ ગીત પૂરુ થતાં જ મેઘાણી આપમેળે ગાવા મંડી ગયા મેં રોક્યા પણ આ એક, તો પૂરું કરી લઉં એમ કહી તે આગળ ચાલ્યા એક એટલે કયું એક એની પછી સીમા બાંધવી અઘરી હતી. આ ખાનગી મિજલસ પછી તેમનાં મુંબઈ યુનિવર્સિટીનાં ભાષણો સાંભળવાની તક મળી

કલાકના કલાકો લગી અખંડપણે એટલા ઊંચા સ્વરથી એટલી મોટી મેદની વચ્ચે ગાવુ અને અસાધારણ જણાતા અને વિદ્વાનો સમક્ષ વિવેચન પણ કરતા જવુ એ સિદ્ધિ તે જ વખતે જોઈ. મને મનમાં થયું કે પ્રસંગ મળે તો મેઘાણીને કહી દઉં કે 'આટલું બધુ ન લંબાવો અને લંબાવવું હોય તોપણ રાતે અને આખો દિવસ પૂરતો આરામ કરી લો.' મેં તેમને એ વાત કહી પણ ખરી. પરંતુ તેમણે તો મને એવો ઉત્તર આપ્યો કે જેથી હુ અતિ વિસ્મયમાં પડી ગયો. તેમણે કહ્યુ 'આરામની વાત ક્યાં છે? સવારથી ઊઠી ભાષણ માટે આવુ છુ ત્યાં લગી ભાષણની બધી સંકલના કરું છુ, નોટ કે નોંધો એ મારી સ્મૃતિ જ છે. રાતે પણ વખત મળે ત્યારે એ જ ગડભાંજમા રહું છું.' હું કાંઈ વિશેષ ન બોલ્યો પણ એટલું કહ્યું કે 'આ રીત સારી નથી, જીવલેણ છે' યુનિવર્સિટીનાં પાંચ ભાષણો પૂરા થયાં ત્યારબાદ ભારતીય વિદ્યાભવનમાં એક મેળાવડો યોજાયો. શ્રીયુત મુનશીજી પ્રમુખ અને મેઘાણી લોકગીત લલકારનાર પોણા ત્રણ કલાક એ મેઘગંભીર ગિરા ગાજતી ચાલી. ઉપસંહારમાં શ્રીયુત મુનશીએ ઠીક જ કહ્યું હતું કે 'આ તો વ્યાસ છે.' મને એમ જ લાગ્યું કે વ્યાસે મહાભારતમાં જે વિસ્તાર કર્યો છે અને જે વિવિધતા આણી છે તે જ તત્ત્વ મેઘાણીના ગાન અને ભાષણમાં છે. આ બધું છતા મને એક ત્રૂટી ઉભય પક્ષે લાગતી જ હતી અને તે એ કે વક્તા શક્તિ અને સમયનું

પ્રમાણ નથી આંકતા, ગાનારા [illegible] જાય છે અને શ્રોતાઓ માત્ર પોતાની મનોવૃત્તિની તૃપ્તિનો જ વિચાર કરે છે, વક્તાની શક્તિ અને સ્થિતિનો નહિ.

૧૯૪૫ના ડિસેમ્બરમાં અમદાવાદ મુકામે એક ઇતિહાસ પરિષદ ભરાયેલી. તેમાં [illegible] વિદ્વાનોની ચર્ચા ગોઠવેલી. શ્રીયુત કનૈયાલાલનું ભાષણ [illegible] હતું. એમાં બીજા પક્ષો પ્રત્યે જાગતી દૃષ્ટિ નહિ પણ [illegible] સમર્થક જાગરિત દૃષ્ટિ હતી. અધ્યાપક રામનારાયણનું ભાષણ એક અધ્યાપકને છાજે તેવું ટૂંકું અને સ્પષ્ટ હતું. જ્યોતીન્દ્રનું પ્રવચન તત્ત્વપૂર્ણ હોય તે કરતાં વધારે વિનોદી હતું પણ મેઘાણીનું પ્રવચન તદ્દન જુદી ભાત પાડતું મને લાગેલું. એમના પ્રવચને પણ મારા મન ઉપર પડેલી તેમની સમભાવ વિષેની છાપને વધારે પુષ્ટ કરી હતી એવું મારું સ્મરણ છે.

કદાચ ૧૯૪૬ના એપ્રિલની ઘણું કરી ૪થી તારીખે 'બ્લેવેટ્સ્કી લૉજ'માં એક મેળાવડો યોજાયેલો. મેઘાણી ગાનાર. ઠઠ ખૂબ જામી હતી. બીજે દિવસે હું કલકત્તા જવા માટેની તૈયારી કરતો હતો છતાં મેઘાણીને સાંભળવાનો લોભ ટાળી ન શક્યો. મને બેઠેલો જોઈ મેઘાણી આપમેળે પાસે આવ્યા, ને જાણે તદ્દન અંગત હોઈએ એ રીતે વાતો ચાલી. મારા પ્રશ્નના ઉત્તરમાં કહે કે 'મહેન્દ્રને હમણાં અમેરિકા જતો રોક્યો છે, કામ સારું કરે છે. તૈયારી કરશે ને પછી અમેરિકા જશે તો વધારે ફાયદો થશે.' મેઘાણીએ પોતાનું કામ શરૂ કર્યું. મેં ધારેલું કે કલાક દોઢ કલાકમાં પૂરું થશે પણ લગભગ ત્રણ કલાક થવા આવ્યા ને પૂરું ન થયું એટલે હું તો અતિ લંબાણની સમાલોચના ને ચિંતા કરતો ઘેર પાછો ફર્યો મારી સાથે એક મારાં બેન પણ સાંભળવા આવેલાં. અમે ઘેર પાછા ફરી થોડીક સમાલોચના કરી. મેં એ બેનને કહ્યું કે 'જો મેઘાણી આ રીતે ગાતા રહેશે, લોકોને રાજી રાખશે ને સમય–મર્યાદા નહિ બાંધે તો તે લાંબું જીવન કદી માણી શકશે નહિ. શ્રોતાઓ 'આગળ ચલાવો–આગળ ચલાવો' એમ કહે જાય છે, સારા સારા લેખકો ને વિચારકો પણ એમને રોકવાને બદલે ગાણાં સંભળાવવાની પ્રેરણા-કર્યે જ જાય છે. એ ભારેમાં ભારે અજ્ઞાન છે.'

'વીર્યપાતાદ્ ધાતુપાતો બંભીયાન્' આ સૂત્રોનું મર્મ કેળવાયેલા પણ ન જાણે તો સાધારણ શ્રોતાઓને ઠપકો કેમ આપી શકાય?'

લગભગ ૧૧ મહિના પછી જ્યારે કાશીમાં મેઘાણીના દુઃખદ અવસાનની વાત જાણી ત્યારે મને મારા દોરેલ પૂર્વ અનુમાનના કાર્યકારણભાવ વિષેની

ખાતરી થઈ. માણસ ગમે તેવો શક્તિશાળી ને કાર્યકર હોય છતાં શક્તિ અને કાર્યની સમતુલા જો રાખી ન શકાય તો એકંદર તે પોતે અને પાછળની પ્રજા નુકસાનીમાં જ રહે છે.

લોકસેવક ગોખલેના અવસાન પછી અમદાવાદમાં દિલગીરી દર્શાવવા માટે એક સભા મળેલી. પૂ. ગાંધીજીએ એક વાત કહેલી તે આજે પણ મારા મન ઉપર તેવી જ તાજી છે. તેમણે કહેલું કે, 'ગોખલેએ કામ બહુ ખેચ્યું, જીવનકાળના નિયમોને પૂરી રીતે તેઓ ન અનુસર્યા, તેમણે કામ બહુ કીમતી કર્યું છે, પણ વધારે પડતું કામ ખેંચવાથી એકંદરે તેઓ પોતાની સેવાવૃત્તિમાં નુકસાનમાં જ રહ્યા છે. અને આપણે પણ તેમની પાસેથી લાંબા વખત લગી જે સેવા મેળવી શકત તેથી વંચિત જ રહ્યા છીએ.' મને લાગે છે કે મેઘાણી વિષે પણ આમ જ બન્યું છે.

બીજા કોઈ સાધારણ માણસ કરતાં અસાધારણ વ્યક્તિનું જ જીવન લાંબુ હોવું જોઈએ. તેથી એકંદરે તે પોતાના ક્ષેત્રમાં વધારે સેવા અર્પી શકે છે. અને પ્રજાને પણ એની કીમતી સેવાનો લાભ મળે છે. સેવા લેનાર અને દેનાર જો પ્રમાણમર્યાદા ન સાચવે તો સરવાળે બન્નેને નુકસાન જ થાય છે. યુરોપના આધુનિક લેખકોમાં એચ. જી. વેલ્સ કે બર્નાર્ડ શૉ જેવા ઘણાય છે, જેઓએ આખી જિંદગી પોતપોતાની ઢબે સાહિત્ય સર્જનમાં જ આપી છે. તેમનું દીર્ઘ જીવન જોતાં જ એમ લાગે છે કે તેઓ શક્તિ અને કામની મર્યાદા આાંકી સમતુલા સાચવતા હોવા જોઈએ. અને જીવવાની કળા વધારે સારી રીતે જાણતા હોવા જોઈએ. આપણા દેશમાં ઠક્કરબાપા કે ગાંધીજી જેવા જે દીર્ઘ જીવન દ્વારા લોકસેવા કરી રહ્યા છે તેનો આધાર આ સમતુલા જ છે એમ હું માનું છું.

મેઘાણીનાં પુસ્તકોમાંથી આખેઆખાં મેં ત્રણ જ સાંભળ્યાં છે. "વેવિશાળ," "પ્રભુ પધાર્યા" અને "માણસાઈના દીવા." છેલ્લે મહીડા ચંદ્રક વખતનું પ્રવચન, રાજકોટની સાહિત્ય સભાના પ્રમુખ તરીકેનું ભાષણ અને "સંસ્કૃતિ" માંનો "લોકકવિતાનો પારસમણિ" લેખ: આટલા અતિ અલ્પ વાચન અને અતિ અલ્પ પરિચયે મારા મન ઉપર ઊંડામાં ઊંડી છાપ એક જ પાડી છે અને તે એ કે મેઘાણી બીજું બધું ગમે તે હોય કે નહિ પણ એમનામાં જે સમભાવી તત્ત્વ છે, નિર્ભય નિરૂપણશક્તિ છતાં નિષ્પક્ષતા સાચવવાની શક્તિ છે તે ભાગ્યે જ બીજા કોઈ એવા સમર્થ કવિ, ગાયક કે લેખકમાં હશે. તેઓ બીજા કેટલાક મહાન લેખકો ને સાહિત્ય સ્રષ્ટાઓની પેઠે વાડાબંધીમાં

# આવો ને આટલો આઘાત કેમ?

[૧૬]

શ્રીયુત પરમાનંદભાઈના પત્રથી ડૉ. મેઘાણીના દુઃખદ અવસાનની જાણ થતાં જ મન ઉપર આઘાત થયો. ઠીક ઠીક વખત પસાર થયા છતાંય એ આઘાત મોળો ન પડ્યો મન બીજા કામમાં પરોવ્યું તોય એની પાછળ વિષાદની ઊંડી રેખા એવી અંકિત થયેલી લાગી કે તે કેમેય કરી મોળી પડતી ન દેખાઈ. હું વિચારમાં પડ્યો કે ડૉ મેઘાણી નથી અંગત સંબંધી કે નથી તેમની સાથે કોઈ નિકટનો સ્વાર્થ–સંબંધ અને છતાં આટલો વિષાદ અને આઘાત કેમ થાય છે?

સ્વાભાવિક રીતે જ ચિંતનશીલ મન કારણની શોધ તરફ વળ્યું. પહેલાં તો એમ થયું કે આવા આઘાતનું કારણ જે રીતે ડૉક્ટરનું મૃત્યુ થયું છે તે રીત છે. ગુંડાગીરીના કૃત્ય સિવાય માંદગી કે તેવા બીજા સહજ કારણથી મૃત્યુ જેમ સહુનું આવે છે તેમ આ મૃત્યુ પણ થયું હોત તો આવો આઘાત ન થાત. લોહીની નદીઓ વહેવા છતાં બીજા કેટલાક દેશો જ્યારે હજી સ્વતંત્રતાની પ્રાપ્તિથી ઘણે દૂર છે ત્યારે ગાંધીજીના અહિંસક પુરુષાર્થને પરિણામે આ દેશમાં ઊગી રહેલ સ્વાતંત્ર્યના પ્રભાતને ગુંડાગીરી અંધકારમાં ફેરવવા મથી રહી છે—એ જ ભાવના ગુંડાગીરી પ્રત્યેના અણગમામાં સમાયેલી હતી—એમ મે જોયું, પણ તરત જ એ વિચાર આવ્યો કે, જો ગુંડાગીરી જ પ્રબળ વિષાદનું કારણ હોય તો અત્યાર લગીમાં મેઘાણીની જેમ કેટલાંય સ્ત્રીપુરુષો ગુંડાગીરીના ભોગ બનેલા છે અને બનતા જાય છે. તેના રોજ–બ–રોજના સામાન્ય સમાચારથી મન આજની પેઠે ઊંડો આઘાત કેમ નથી અનુભવતું? મનમાં એ પણ પ્રશ્ન થયો કે, કલકત્તા, નોઆખલી, બિહાર અને ગઢમુક્તેશ્વરની ગુંડાગીરીનાં નગ્ન નૃત્યો નજરે જોઈ આવનાર વિશ્વાસી સ્નેહીઓએ કરેલું વર્ણન જ્યારે સાંભળ્યું ત્યારે પણ અહિંસક પુરુષાર્થના પરિણામના વિઘાતક લેખે એ ગુંડાગીરી પ્રત્યે અણગમો તો આવેલો અને છતાં આજનો અણગમો, તે અણગમા કરતાં વધારે તીવ્ર કેમ છે? મન આ પ્રશ્નનો ઉત્તર સાધવા મથતું હતું તેમાંથી

એને જે ઉત્તર મળી રહ્યો તે જ આ સ્થળે ડૉ. મેઘાણી પ્રત્યેની શ્રદ્ધાંજલી રૂપે લખી નાખું છું.

છેવટનો ઉત્તર મનમાંથી એ મળ્યો કે ડૉ. મેઘાણીના સદ્ગુણોનો જે થોડોઘણો પરિચય થયેલો તેનું તાજું થયેલું સ્મરણ આ વિષાદને તીવ્ર બનાવી રહ્યું છે તેથી તેમની સાથેની મારી પરિચયકથા જ ટૂંકમાં અત્રે આપવી યોગ્ય ધારું છું.

૧૯૩૧ની કરાંચીની કૉંગ્રેસથી પાછો ફરી મુંબઈ આવ્યો ને અણધારી રીતે ડૉ. મેઘાણીને ત્યાં જ રહેવાનુ બન્યું તે વખતે તેઓ જકરિયા મસ્જિદની આસપાસ રહેતા. ઘેર તે પોતે ને તેમના નાનાભાઈ પ્રભુદાસ એ બે હતા. તેમના ઘરનો એકાંતવાસ મને વાચન-ચિંતનમાં અનુકૂળ હતો તેથી જ હું ત્યાં રહેલો મેં ત્યાં સૂવા-બેસવા ને ચા-પાણી પૂરતો જ વ્યવહાર રાખેલો ડૉક્ટર મેઘાણીએ મને પ્રથમ પરિચયે જ કહ્યુ હતું કે જો કે અત્યારે ઘરવાળા કોઈ નથી, છતા જે અમારા માટે ખાવાનું બને છે તેમાં તમે ખુશીથી ભાગીદાર બની શકો છો ડૉક્ટરના દિવસનો મોટો ભાગ તેમની ફરજ તેમ જ તેમને ચાહનાર પરિચિત દર્દીઓનો ઈલાજ કરવા વગેરેમાં પસાર થતો દિવસમાં બહુ થોડો વખત અમે બન્ને ક્યારેક સાથે બેસવા પામતા, પણ રાતના જરૂર બેસતા હુ તેમને તેમના અનુભવોની વાત પૂછતો ને કદી નહિ સાંભળેલ કે નહિ અનુભવેલ એવી દુઃખી દુનિયાની વાતો તેમને મોઢેથી સાંભળતો આમ તો ડૉક્ટર સાવ ઓછાબોલા પણ હું તેમને ચૂપ રહેવા દેતો નહિ. શરૂઆતમાં મે એટલું જ જાણ્યું કે ડૉક્ટર મેઘાણીનો ગરીબ, દલિત ને દુખી માનવતાનો અનુભવ જેટલો સાચો છે તેટલો જ તે ઊડો પણ છે ધીરે ધીરે મને માલૂમ પડેલું કે તેમણે તો 'જાગૃતિ' પત્ર દ્વારા આ વિષે ખૂબ લખેલું પણ છે. થોડા જ વખતમા હું એ પણ જાણવા પામ્યો કે, ડૉક્ટરનો મનોવ્યાપાર માત્ર કચડાયેલ માનવતાના થરોનો અનુભવ કરવામાં કે તેને માત્ર લખી કાઢવામાં વિરામ નથી પામતો, પણ તેઓ એ દુઃખ પ્રત્યે એટલી બધી સહાનુભૂતિ ધરાવે છે કે તેને ઓછું કરવામાં પોતાથી બનતું બધું કરી છૂટવા તેઓ મથે છે.

વેશ્યાના લત્તાઓમાં કે અતિ ગરીબ મજૂરોની ઝૂંપડીઓમાં તેઓ પોતાની ફરજને અંગે જતા, પણ તે માત્ર નોકરી બજાવવાના દેખાવ પૂરતો જ ઉપરઉપરનો રસ ન લેતાં તેની સ્થિતિનાં ઊંડા કારણો તપાસતા.

તેમણે મને વેશ્યાજીવનની આસપાસ વીંટળાયેલ અનેકવિધ ગુંગળામણો વિષે એવા અનુભવો સંભળાવેલા કે હું સાંભળીને ઠરી જતો. કેટકેટલી નાની ઉંમરની છોકરીઓ એ જાળમાં ફસાય છે, કેવડા નાના અને ગંદા મકાનમાં તે જીવન ગાળે છે, પાઉરોટી, બ્રેડ ને ચા ઉપર મોટે ભાગે તે કેવી રીતે નભે છે, કેટલી નિર્લજ્જતાથી અનિચ્છાએ પણ તેમને રહેવું પડે છે અને ત્યાર પછી આ ગંદકીમાંથી નીકળવા ઘણીખરી બહેનો કેટલી ઝંખના કરે છે અને છતાય કોઈ રસ્તો મેળવી શકતી નથી અને તેમનો હાથ પકડનાર કોઇ વિશ્વાસી મળતુ નથી–એ બધું જ્યારે ડૉકટર કહેતા ત્યારે એમની કરુણા આંસુ રૂપે ઊભરાતી

ડૉકટરને પોતાની ફરજને અંગે વ્યાપારીઓની દુકાને સીધા–સામાનમાં કાંઈ સેળભેળ છે કે નહિ તેની પરીક્ષા પણ કરવી પડતી તેમણે એક વાર એવી પરીક્ષાને પરિણામે જે સેળભેળનાં અનિષ્ટ તત્ત્વો જોયેલાં તે મને કહ્યાં ત્યારે હુ નવાઈ પામ્યો કે આવી જીવલેણ સેળભેળ ચાલવા છતાં પ્રજા જીવે છે કેવી રીતે ? વ્યાપારીઓ સજા ને દડના ભયથી લાંચ આપી છટકી જવા ઇચ્છે એ સમજી શકાય તેવુ છે, પણ મેઘાણીને લાંચ કે બીજું કોઈ પ્રલોભન લલચાવી શકે તેમ ન હતું. એ તો છેવટે પોતાના અધિકારનો ઉપયોગ વ્યાપારીની વૃત્તિને સુધારવામાં જ કરતા

સ્ત્રીઓનાં દુખ પ્રત્યેની ઊડી સંવેદનાએ તેમને વિધવાઓના ઉદ્ધારની દિશામાં પ્રેર્યા હતા હુ એમને ત્યાં હતો તે દરમ્યાન જ તેમણે બે ત્રણ અતિ સંકડામણમાં આવેલ બાળ–વિધવાઓને ઠેકાણે પાડી સંમાનભેર જીવન ગાળતી કરી હતી. એ બાળવિધવાઓ જૈન હતી ને તેમની ધન તેમ જ શીલ–સપત્તિ તેમના નિકટનાં સગાંઓએ જોખમમા મૂકી તેમને રખડતી કરી હતી એ બાળવિધવાઓને માટે મરણ સિવાય બીજો કોઈ રસ્તો રહ્યો હોય તેમ લાગતું નહિ તે વખતે ડૉ. મેઘાણીએ તેમને ઠેકાણે પાડી. આ વસ્તુ જાણી ત્યારે ડૉ. મેઘાણી પ્રત્યે હું વધારે આકર્ષાયો; ને તેમના કહેવાથી તે વખતે હીરાબાગમાં થયેલ એક પુનર્લગ્નમાં હું હાજર પણ રહેલો

સુધારણા અંગેની બધી પ્રવૃત્તિઓમાં ડૉકટરની મનોવૃત્તિ ક્રાન્તિકારિણી હતી ને તે દયામૂલક હતી. ડૉ મેઘાણી સ્થાનકવાસી જૈન પરંપરાના હતા; તેથી સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સમાં પણ કાંઈક રસ લેતા તેમણે એકવાર કહ્યું કે, 'ઑફિસનો ખર્ચ આટલો થાય છે ત્યારે કામ તો માત્ર સામયિક

પત્રપ્રકાશન પૂરતું જ છે અને તેમાં પણ મુખ્યપણે પંડિત દરબારીલાલજી લખે છે.' મેં તેમને કહ્યું કે, 'આટલો બધો માસિક ખર્ચ રાખવા છતાં કાંઈ કામ થતું ન હોય ને માત્ર સામયિક પત્ર જ અને તે પણ સામાન્ય કોટિનું ચાલુ રાખવું હોય તો બહેતર છે કે ઑફિસનો ખર્ચ બંધ કરવો ને જ્યાં ત્યાં કૉન્ફરન્સની સ્કૉલરશીપથી ભણી રહેલ યોગ્ય વિદ્યાર્થીઓ દ્વારા જ પત્રપ્રકાશન ચાલુ રાખવું.' તેમને એ વાત ગમી. એટલે મને કહ્યું કે 'ચાલો, તમે અમારા કાર્યકર્તાઓને સમજાવો.' આ વખતે મેં જોયું કે ડૉક્ટર સામાજિક ધનનો ઉપયોગ જરા પણ નિરર્થક થાય એને સાંખી શકતા નહિ. આ પછી મુંબઈમાં પર્યુષણ વ્યાખ્યાનમાળાનો યુગ આવ્યો. હું એ પ્રસંગે આવતો. ડૉક્ટર મેઘાણી વ્યાખ્યાનમાળા પ્રસંગે પોતાની અનુભવકથા કહે એવી હું માગણી કરતો, પણ તેઓ મને કહેતા કે, 'મારાથી એ વિષે બોલી શકાશે નહિ. હું મારું કામ [illegible] તેમ જ [illegible] કરીને પતાવીશ.' ડૉક્ટરની નિર્ભયતા અને [illegible] [illegible] [illegible] મને આગળ મળ્યો. ત્યારે હું તેમના [illegible] પ્રસંગથી [illegible]

તે જોઈ ત્યાં હાજર રહેનાર કોઈને પણ તેમના પ્રત્યે સન્માન થયા વગર રહે તેમ ન હતું. સાધુ કે પૂજ્યપણાનો કોઈ પણ ભય મનમાં સેવ્યા સિવાય તેમણે પૂજ્ય જવાહરલાલજીને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દીધું કે 'તમે પોતાના તરફથી માંડવાળ કરવા માટે નમતું આપવા તૈયાર ન હો તો અમે શ્રાવકો તમને બધા સાધુઓને આ જ મકાનમાં પૂરીશુ ને બારણાં બંધ કરીશુ. જ્યાં લગી તમે અંદરોઅંદર ફેસલો નહિ કરો ત્યાં લગી અમે તમને બહાર આવવા દેવાના નથી.' ડૉ મેઘાણી અને તેમના જેવા બીજાની આ ધમકીએ તત્કાળ પૂરતું કાંઈક કામ કર્યું, પણ હુ તો મેઘાણીની નિર્ભયતાની વાત કરું છુ. બહુ વિરલ ગૃહસ્થો કે શ્રાવકો એવા હોય છે કે, જેઓ અણીને પ્રસંગે કોઈ સાધુ કે પૂજ્યજીને સામોસામ આટલી નિર્ભયતાથી સંભળાવી શકે.

ડૉ મેઘાણીનાં લખાણો ખાસ કરીને વાર્તાઓ 'પ્રબુદ્ધ જૈન' માં પ્રસિદ્ધ થતી. તેમની વાર્તાલેખનની કળા કેટલી સિદ્ધહસ્ત હતી એ તો તેના વાંચનાર જાણે જ છે છેલ્લે ૧૯૪૬ના માર્ચના અંત સુધી અમે મુંબઈમાં મળ્યા અને જ્યારે મળીએ ત્યારે સામાજિક અનુભવો ને તેમનાં લખાણો વિષે જ ચર્ચા કરીએ

છેલ્લે તેમની એક અસાધારણ ઉદારતા અને નિખાલસતાની નોંધ લેવી યોગ્ય ધારું છુ. એમણે 'પ્રબુદ્ધ જૈન' માટે એક લેખ લખેલો. પરમાનંદભાઈ તો રહ્યા કઠણ પરીક્ષક, એમણે એ લેખ પસંદ તો કર્યો, પણ એના પૂર્વભાગ વિષે કહ્યુ કે, આ લખાણ સાચુ હોય તોય એની પાછળ ઐતિહાસિક ભૂમિકા ન હોય તો એ ભાગ કાઢી નાખવો જોઈએ. ડૉકટરે મહેનતપૂર્વક લખેલું એટલે સ્વાભાવિક રીતે જ એ ભાગ લેખમાં રહે તે તેમને પસંદ પડે. છેવટે એમ ઠર્યું કે મારી સમ્મતિ લેવી ડૉકટર પોતાના એક મિત્ર સાથે આવ્યા અને મને લેખ સંભળાવ્યો. મે કહ્યુ કે 'એકંદર આખો લેખ સારો છે અને તેમાં વર્તમાનકાળ ને ભવિષ્યત્ વિષેના વિચારો ને વિધાનો સાચાં હોવા ઉપરાંત ચોટદાર પણ છે. પણ ભૂતકાળને લગતો પૂર્વભાગ એવો સચોટ નથી' પણ ડૉકટરે મારી પાસેથી જાણ્યું કે એ ભાગ પણ વસ્તુદૃષ્ટિએ તો સાચો જ છે એટલે તેમને મારું સમર્થન પ્રાપ્ત થયું, પણ પરમાનંદભાઈ એમ ડૉકટરને કે મને છોડે તેમ ન હતુ. છેવટે અમે બધા ફરી મળ્યા, આ વખતે એ પૂર્વભાગ રાખવો કે કાઢવો—એની જે મધુર પણ ઉગ્ર ચર્ચા ચાલી તે આજે પણ મારા કાનમાં

ગુંજે છે. ડૉક્ટરનું કથન એટલુ જ હતું કે જો વસ્તુ સાચી હોય તો ઐતિહાસિક ભૂમિકા ન હોવા છતાં રાખવામાં શી અડચણ? પરમાનંદભાઈની દલીલ એ હતી કે, જે કાળ વિષે આપણે લખતા હોઈએ તેના પૂરતા પુરાવાઓનું અધ્યયન કર્યા સિવાય લખીએ તો એ પ્રમાણિક ન ગણાય. પણ એમની વધારે સચોટ દલીલ તો એ હતી કે કોઈ પણ લખનારે લખ્યું હોય તેટલું છપાવી કાઢવાનો ને લોકોને પીરસવાનો મોહ શા માટે જોઈએ? આ દલીલ સાંભળતાં જ ડૉક્ટરે તરત અતિ નમ્રપણે કહ્યુ કે, 'ખુશીથી એ ભાગ કાઢી નાખો. અલબત્ત, મે ઐતિહાસિક પુરાવાઓનું અધ્યયન નથી જ કર્યું. સામાન્ય વાચન ને કલ્પનાના બળે લખ્યું છે' ડૉક્ટરની આ નિખાલસતાની મારા મન ઉપર બહુ ઊંડી છાપ પડી તેઓ મને જ્યારે મળે ત્યારે કહેતા કે હું લખું છું પણ શીખાઉ છું. પરમાનંદભાઈ જેવા મારા લેખના કડક પરીક્ષક ન હોય તો ક્યારેક કાચું પણ કપાય. આ છેલ્લા પ્રસંગે મેં મારી જાતને તપાસી તો મને પણ લાગ્યુ કે હું લેખના પ્રથમ વાચને તે વિષે ચોક્કસ ને કડક અભિપ્રાય ન આપી શક્યો એ મારી પણ નબળાઈ ખરી.

—પ્રબુદ્ધ જૈન, ૧૫ ફેબ્રુઆરી ૧૯૪૭.

# સ્મૃતિપટ

## [૧૭]

આદરણીય શ્રી મોતીચંદભાઈ વિષેનાં મારાં સ્મરણો એવાં નથી કે જે વાચકને તેમના જીવન વિષેનું મારું કોઈ વિશિષ્ટ દૃષ્ટિબિંદુ જણાવી શકે. તેમ છતાં શ્રી જીવરાજભાઈના આદેશને અનુસરી મારાં જે આછાં કે પાંખાં સ્મરણો છે તે સક્ષેપમાં રજૂ કરવા યોગ્ય ધારુ છું.

ઈસ્વીસન ૧૯૦૪માં કાશી જૈન પાઠશાળા માટે અંગ્રેજી કોઠીનું મકાન ખરીદવાનુ હતું, તે અગે કાંઈક દસ્તાવેજી કામ માટે શેઠ શ્રી વીરચદ દીપચદે મોતીભાઈને બનારસ મોકલ્યા, આ વખતે જ સર્વપ્રથમ તેમનુ નામ મારી જાણમાં આવ્યું. શ્રીયુત્ કુંવરજીભાઈનુ નામ તો જાણતો જ, તેમના આ ભત્રીજા છે ને વકીલાતનો અભ્યાસ કરે છે એટલી જાણથી તેમના પ્રત્યે મન કાંઈક ઢળ્યું, પણ અમે મળ્યા ન હતા. પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ થયા પહેલાં જ પ્રો. યાકોબી ભારતની સાહિત્ય–યાત્રા સમાપ્ત કરી મુબઈનો કિનારો છોડવાના હતા. તેમના વિદાયમાન વખતે શ્રી મોતીચદભાઈનુ અંગ્રેજીમાં ભાષણ સાંભળ્યું–જો કે હું તે વખતે અગ્રેજી સમજતો નહીં. આ તેમનો પ્રથમ સ્વર–પરિચય. ડૉ. બાલાભાઈ નાણાવટીના પ્રમુખપદે મળેલ મુબઈ કૉન્ફરન્સ પછી તરત જ હું ભાવનગર ગયો હતો. શ્રીયુત્ કુવરજીભાઈ સાથે કર્મશાસ્ત્રીય તત્ત્વોની ચર્ચા–વાર્તા કરવાનો ઉદ્દેશ હતો. દાદા સાહેબની બોર્ડિંગમાં કેટલાક મિત્રોએ શ્રી મોતી-ભાઈને ચા–પાણી માટે આમત્રેલા. તે વખતે તેમનું ગુજરાતી ભાષણ પ્રથમ જ સાંભળ્યું. રાત્રે શ્રી જૈનધર્મ પ્રસારક સભામાં નિયમિત રીતે હું શ્રી કુંવરજીભાઈ સાથે બેસતો ને મોડે સુધી જુદી જુદી શાસ્ત્રીય ચર્ચાઓ ચાલતી. એક દિવસે ‘વિશેષાવશ્યકભાષ્ય’ની અમુક ચર્ચા પ્રસંગે શ્રી મોતી-ભાઈને ઉદ્દેશી શ્રી કુંવરજીભાઈએ કહ્યું કે–સાંભળો, આ દાર્શનિક ચર્ચા. તેઓ જો કે બીજા વાચનમાં મગ્ન હતા એમ મને લાગ્યું, છતાં પોતાના કાકા પ્રત્યેના બહુમાનથી કે તત્ત્વચર્ચાના રસથી તેઓ સીધી રીતે મારી સાથે થોડીક વાતચીતમાં ઊતર્યા, પણ મને હજી એમ જ લાગતું કે–અમે બન્ને એક બીજાથી બહુ દૂર છીએ.

લાલબાગના ઉપાશ્રયમાં શ્રી વિજયવલ્લભસૂરિની સમક્ષ શ્રી મોતીભાઈ એક સુપ્રસિદ્ધ આચાર્યને ઉદ્દેશી કાંઈક કહેતા હતા, તેમાં મે એક વાક્ય એ સાંભળ્યું કે 'તેઓની શૈલી ઉચ્છેદક છે.' જો કે તે આચાર્યશ્રી તેમના માનીતા હતા, કદાચ કુલગુરુ પણ કહેવાય, છતાં ઉપરના તોળેલ શબ્દ ઉપરથી મને એટલો વિચાર થયો કે, મોતીભાઈનું વલણ વિધાયક લાગે છે મારા ઉપર પડેલી આ પ્રાથમિક છાપ ત્યારબાદના પાંત્રીસ વર્ષ જેટલા ગાળાના ઉતરોત્તર વધતા જતા પરિચયથી મને સાચી લાગી છે. શ્રી મહાવીર જૈન વિદ્યાલયની સ્થાપના થયા પછી તેમની સાથેનો સીધો નહીં તો પારસ્પરિક પરિચય પણ વધતો ચાલ્યો. અલબત્ત, તે પહેલાં તેમનાં કેટલાંક લખાણો મેં સાંભળેલાં, જેમાં શ્રી આનન્દઘનનાં પદોના વિવેચનનું પ્રાસ્તાવિક, જૈન દૃષ્ટિએ યોગ, સિદ્ધર્ષિની પ્રસ્તાવના એ મુખ્ય ગણાય. વિદ્યાલયમાં તત્ત્વજ્ઞાન અને ધર્મના અધ્યાપક તરીકે પં. વ્રજલાલજી નિયુક્ત થયા હતા, જે મારા ચિરસાથી અને અંગત મિત્ર પણ હતા વિદ્યાલયના કાર્યકર્તાઓ, વિદ્યાર્થીઓ અને બીજા કેટલાક ઉપર પણ વ્રજલાલજીના અધ્યાપનનો બહુ જ સારો પ્રભાવ પડેલો ને વિદ્યાલયનું તત્ત્વજ્ઞાન–ધર્મનું શિક્ષણ રસપ્રદ પણ બનેલું.

વખત જતાં એ રસ અને શ્રદ્ધામા ઓટ આવી શ્રી. મોહનલાલ દેસાઈ જ નહીં પણ મોતીભાઈ સુદ્ધા મને મળે ત્યારે એક જ વાત કહે કે–હવે વ્રજલાલજી ઠીક કામ કરતા નથી તમે બીજો કોઈ અધ્યાપક બતાવો. મારે માટે આ સ્થિતિ ધર્મસંકટ જેવી હતી એક બાજુ ચિરકાલીન અંગત મિત્રની પ્રતિષ્ઠા અને સ્થિતિનો પ્રશ્ન, અને બીજી બાજુ વિદ્યાલયના સાર્વજનિક શૈક્ષણિક હિતાહિતનો પ્રશ્ન. મારી મૂંઝવણ દૂર થઈ નહીં, ને અવારનવાર મોતીભાઈ આદિની માગણી પણ મટી નહી. આમ લગભગ ૬–૭ વર્ષ વીત્યાં હશે. દરમ્યાન કેટલાક પ્રબળ કારણસર મેં મારું વલણ વિદ્યાલયને પક્ષે જ વાળ્યું, અને સ્પષ્ટ નિર્ણય કરી મિત્ર વ્રજલાલજીને કહી દીધું કે–હવે આ ગાડું આ રીતે લાંબો વખત નહીં ચાલે [illegible] કાં તો સૌને પ્રથમની જેમ સંતોષ આપો, નહીં તો છૂટા થાઓ। [illegible] બીજો અધ્યાપક સૂચવીશ ઘણું કરી ૧૯૩૨ કે [illegible] જ પં. દરબારીલાલને લઈ હું મોતીભાઈની ઓફિસમાં [illegible] નનુનચ કર્યાં સિવાય મોતીભાઈએ દરબારીલાલજી [illegible] કે શરતો મંજૂર કરીને કહ્યું કે–તમે પગાર છૂટથી [illegible] મારું મન [illegible]

અત્યારે જરૂર નથી. ખરી રીતે મોતીભાઈ પ્રત્યેના ઊંડા આદરનું આ પ્રથમ પગથિયું કહેવાય. પછી તો પં. દરબારીલાલજીના કામથી વિદ્યાલય, વિદ્યાર્થીગણ અને કાર્યકર્તાઓ એ બધા એટલા બધા પ્રસન્ન થયા કે તેથી મારો વિદ્યાલય સાથેનો સંબંધ અજ્ઞાત રીતે જ ગાઢ બની ગયો—ખાસ કરીને ધાર્મિક શિક્ષણના પ્રશ્ન પરત્વે.

મને યાદ છે કે, શ્રી મોતીભાઈ, શ્રી મોહનલાલ દેસાઈ અને શ્રી મોહનલાલ બી ઝવેરી—એ બધા વિદ્યાલયમાં ચાલતા ધર્મવર્ગ પરત્વે જ્યારે પણ પ્રસંગ આવે ત્યારે મારી સાથે છૂટથી ચર્ચા કરતા અને મારી વાતો ધ્યાનથી સાંભળતા. એક અથવા બીજા કારણે ધાર્મિક અધ્યાપકને બદલવાનો કે રાખવાનો પ્રશ્ન આવે ત્યારે હું જ્યાં હોઉં ત્યાં તેઓ છેવટે પત્ર લખીને પણ પૂછે અને મારા વિચાર જાણવા માગે. મારી દૃષ્ટિ પણ વિદ્યાલયના આ અંગને વધારે પુષ્ટ કરવાની પ્રથમથી જ હતી. એટલે હું પણ એમાં રસ લેતો. દરબારીલાલજી પછી લગભગ એક પછી એક છ—સાત ધાર્મિક અધ્યાપકો બદલાયા અને નિમાયા. લગભગ એ બધાની નીમણૂક વખતે મારા અભિપ્રાયનું મૂલ્ય તેઓ વિશેપ આંકતા એવી છાપ મારા ઉપર હજી પણ છે, તેથી કરીને હુ પણ એ વિષેની મારી જવાબદારી અંગે કદી બેપરવા રહ્યો નથી એમ મારો અંતરાત્મા કહે છે. આ મિલનતંતુ દ્વારા ધીરે ધીરે મોતીભાઈ સાથે હું વિશેષ પરિચયમાં આવતો ગયો—જો કે વધારે વખત સાથે બેસવાનો કે એવો બીજો કોઈ પ્રસંગ આવ્યો જ ન હતો.

મારી પ્રથમથી જ માન્યતા હતી, અને આજે પણ છે કે, મહાવીર જૈન વિદ્યાલય જેવી સંસ્થાએ માત્ર ધર્મતત્ત્વજ્ઞાનના શિક્ષણથી પોતાની ઈતિ-કર્તવ્યતા પૂરી થયેલી માનવી ન જોઈએ. હુ એ બધા મિત્રોને ભારપૂર્વક કહેતો જ આવતો રહ્યો છું કે, વિદ્યાલયનુ કાર્ય ત્રિવિધ હોય, કૉલેજના વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ આપવાનું વાતાવરણ ઊભું કરવું અને તેને રસપ્રદ બનાવવુ એ માટે તે ત્રિવિધ કાર્યક્રમ આવશ્યક છે. પહેલું તો એ કે ઓછા-માં ઓછુ એક સમર્થ પ્રોફેસર અને એક સમર્થ પંડિત એ બેને વિદ્યાલય પૈસાની ખાસ ગણતરી કર્યા વિના રોકે, જેથી મુંબઈ શહેરની કોઈ પણ કૉલેજના વિદ્યાર્થીને અગર ત્યાંના નિવાસી કોઈ પણ પ્રોફેસરને જૈન પરંપરા વિષે કાંઈ પણ જાણવું હોય તો વિદ્યાલય એક જ્ઞાનપ્રજ્ઞારૂપ બને અને વિદ્યા-જગતમાં એવી માન્યતા બંધાય કે, જૈન પરંપરાને લગતા પ્રમાણિક અને વ્યાપક અભ્યાસ માટે મહાવીર જૈન વિદ્યાલય એ મુખ્ય ધામ છે. બીજું

કામ સાહિત્ય-સંપાદનનું જે પ્રોફેસર અને પંડિત નિયુક્ત થાય તે અનુ-કૂળતા પ્રમાણે જૈન સાહિત્યનું આધુનિક દૃષ્ટિએ સંપાદન કરે અને તે તે વિષય પરત્વે અંગ્રેજી, ગુજરાતી અને હિન્દીમાં યથાસંભવ પ્રસ્તાવના આદિ પણ લખે. એ દૃષ્ટિએ કે કોઈ પણ યુનિવર્સિટી કે કોઈ પણ કોલેજના પાઠ્યક્રમમાં તે સંપાદનો ઉપયોગી થઈ શકે જેવી રીતે જર્મન અને અન્ય પાશ્ચાત્ય વિદ્વાનોએ કરેલા ભારતીય સંપાદનો પ્રતિષ્ઠા પામ્યાં છે તેથી પણ વધારે સારી રીતે આ દિશામાં વિદ્યાલય કામ કરવાની ગોઠવણ કરે ત્રીજું કામ મારી દૃષ્ટિએ એ છે કે, વિશિષ્ટ વિશિષ્ટ ગ્રંથોના પ્રમાણભૂત અને સંશોધનાત્મક ભાષાંતરો કરાવી વિદ્યાલય પ્રસિદ્ધ કરે.

હું શ્રી મોતીભાઈને ઘણીવાર આવેશમાં એમ પણ કહેતો કે-તમે તો કાંઈ કરતા નથી, માત્ર ધાર્મિક લોકોનાં મન રીઝવવા ને પૈસા મેળવવા ધર્મવર્ગ ચલાવો છો એટલું જ. છતાં તેઓ કદી મારા પ્રત્યે તપ્યા નહિ; મીઠાશથી ઘટતો જવાબ વાળતા, અને હસતાં હસતાં ક્યારેક એમ પણ કહેતા કે-તમે વિદ્યાલયમાં આવો તો બધું અમે કરીશું, ઈત્યાદિ.

૧૯૪૩ના અંતમાં મે તેમને લખેલું યાદ છે કે હવે હું કાશી છોડ-વાનો છું; મુંબઈ તો આવવાનો છું જ. કૉન્ફરન્સ કે વિદ્યાલય જેવી સંસ્થાઓ મારા વિષય પરત્વે મારો ઉપયોગ કરી શકે, ઈત્યાદિ પણ આવી મતલબનું લખ્યું તે પહેલા એક પ્રસંગ અતિ મધુર બની ગયો ને આજે પણ તેની ખુમારી તાજી છે. હું કાશીથી મુંબઈ આવેલો મારી સાથે શ્રી નથમલજી ટાંટિયા એમ. એ -કે જે હમણા જૈન તત્ત્વજ્ઞાન લઈ ડી લીટ. થયા છે તે-હતા અમે બન્ને વર્લી ઉપર આવેલ ભારતીય વિદ્યાભવનના મકાનમાં ઊત-રવાના હતા મેં પ્રથમથી જ આની સૂચના શ્રી મોતીભાઈને આપેલી અમે વર્લીમાં રાત્રે લગભગ દસેક વાગે સૂવાની તૈયારીમાં હતા ત્યા તો શ્રી મોતીભાઈ આવી ચડયા. આટલે બધે દૂર, આટલું મોડે, અત્યારે કેમ? સવારે મળત,-એમ પૂછ્યુ; ત્યારે તેમણે કહ્યું કે-હુ અત્યારે જ તમને લેવા આવ્યો છું. નીકળેલો તો બે કલાક પહેલાં, પણ વચ્ચે ક્યાય ગાડી કે વાહ-નનો યોગ મળ્યો નહીં એટલે રખડપટ્ટીમા મોડું થયું. અમે ઘણું કરી સવારે જવાની વાત કહીને તેમને વિદાય તો કર્યા. પણ મારા મન ઉપર ચિરસ્મરણીય છાપ એ રહી ગઈ કે શ્રી મોતીભાઈને જૈન સાહિત્ય, તત્ત્વજ્ઞાન અને ધર્મ વિષેની જે લગની છે તે ઉપર ઉપરની નથી. તેમના પ્રત્યે મારું વલણ વધારે આદરશીલ બન્યું.

અમે જ્યારે તેમને ઘેર ગયા ત્યારે તેમણે જે સત્કાર કર્યો એ પણ સૌરાષ્ટ્રને અનુરૂપ જ હતો. તેમના ઘેર અને તેમની સાથે રહેવાનો મારે માટે એ પહેલો જ પ્રસગ. શ્રી. નથમલજીના વાચન અને દૃષ્ટિકોણથી તો તેઓ એટલા બધા મુગ્ધ થયા કે તેમને ગમે તે રીતે વિદ્યાલયમાં લાવવા તેઓ અભિમુખ બન્યા અને જ્યારે નથમલજીએ આવવાની અશક્તિ દર્શાવી ત્યારે જ ન્યાયાચાર્ય પ મહેન્દ્રકુમારને તેમણે નીમ્યા

હું પણ નિવૃત્ત થઈ પ્રથમ મુંબઈ ભારતીય વિદ્યાભવનમા આચાર્યશ્રી જિનવિજયજી સાથે રહેતો હતો શ્રી મોતીભાઈએ ભારપૂર્વક મને કહ્યું કે વિદ્યાલય પ્રતિમાસ બારસો જેટલા રૂપિયા તો ખર્ચી જ શકશે. એટલે તમે તમારી ધારણા મુજબની એક યોજના તૈયાર કરો, જેને હું કમિટી સમક્ષ મૂકુ મેં એવી યોજના તૈયાર કરી ને તેમણે મારી હાજરીમાં જ કમિટી સમક્ષ મજૂર કરાવી. ઘણુ ખરુ આ બધા પ્રસંગોએ હુ શ્રીયુત પરમાનંદભાઈને મળતો, તેમની સલાહ લેતો. મારી પહેલેથી જ એ દૃઢ પ્રતીતિ ચાલી આવે છે કે—શ્રી પરમાનદભાઈનું દૃષ્ટિબિંદુ જેટલું ચોખ્ખું અને વિશાળ છે તેટલુ મુબઈમાંના બીજા જૈનોનુ ભાગ્યે જ હશે

એ યોજના મજૂર થઈ ત્યારે પણ શ્રી મોતીભાઈએ તો મને એ જ કહ્યુ કે—હવે તમે વિદ્યાભવનમાં નહીં પણ વિદ્યાલયમાં રહો મારો જવાબ હમેશનો એ જ રહ્યો છે કે—હુ દૂર રહ્યાં જે કરીશ તે ઠીક હશે. મને આવવા જેવું લાગશે ત્યારે વગરકહ્યે પણ હુ વિદ્યાલયમાં બેસીશ અસ્તુ. એ યોજના મજૂર તો થઈ, પણ એક અથવા બીજે કારણે એને અમલમાં લાવવાનું કામ રહી જ ગયુ છે હુ નથી જાણતો કે અત્યારે વિદ્યાલયમાં રસ ધરાવનાર અને શ્રી મોતીભાઈના દૃષ્ટિબિદુને બરાબર સમજનાર તેમ જ તેને સ્થિર કરવા ઇચ્છનાર કોઈ હવે એ યોજના અથવા એવી બીજી કોઈ યોજનાને સક્રિય કરવા વિચારતો હશે કે નહીં. પણ એટલું તો ઇચ્છું અને કહી શકુ છુ કે—શ્રી મોતીભાઈની વિદ્યાલય પ્રત્યેની નિષ્ઠા, અને ધર્મ-સાહિત્યની પ્રીતિને કાયમ કરવા તેમ જ જૈન સમાજનું ધાર્મિક દૃષ્ટિબિંદુ ઉન્નત કરવા માટે આવી સસ્થા દ્વારા એવુ કામ જરૂરી છે

શ્રી. મોતીભાઈનાં વ્યાખ્યાનો જુદે જુદે પ્રસગે થોડાંક સાંભળેલાં—ખાસ કરી પર્યુષણ વ્યાખ્યાનમાળા વખતે તો તેમનું નિયત વ્યાખ્યાન સાંભળવા મળતું તેઓનુ વ્યાખ્યાન સાવ સાદું રહેતુ, એમાં વાગ્મિત્વની છાપ ન રહેતી પણ એમનાં માહિતીપૂર્ણ કેટલાંક લખાણોને લીધે મારા મન ઉપર

તેમના પ્રત્યેના વિશિષ્ટ આદરની છાપ પડી છે. આટલા બધા વ્યવસાયો અને વિવિધ પ્રવૃત્તિઓ વચ્ચે તેઓ કેટકેટલું વાંચે અને લખે છે તે મને હમેશાં હેરત પમાડતું. એમના મકાને ક્યારેક જતો તો જાણ થતી કે તેઓ કેટકેટલાં પુસ્તકો સંઘરે અને વાંચે છે. સાંજે મરીનડ્રાઇવ ઉપર ફરવા જતો હોઉં ને કોટમાંથી પાછા ફરતાં મળે તો હસીને કાંઈને કાંઈ વાત કરે, અને કહે કે આટલું ચાલીને આવું છું તેથી વ્યાયામ પણ મળી રહે છે ને વિચારો કરવાની તક પણ મળે છે. તેમની ટીકા પણ મેં તેમની સામે કેટલીક વાર કરી હશે પણ મને યાદ છે કે મેં તેમનો રોષ જોયો નથી. એક વાર હું હોસ્પિટલમાં હતો. ઓપરેશન થયેલું. મને વ્યથામાં જોઈ એક દિવસે તેમણે કહ્યું કે—અત્યારે જ સમાધિનો સમય છે. જ્યારે તેઓ પક્ષાઘાતથી પીડાયેલા ને કાંઈક સ્વસ્થ થયા ત્યારે હું તેમને મળવા ગયો મેં વળી મારી ઢબે એ જ સમાધિની અને સમાધિમરણની વાત કાઢી કે હવે તમારો પરીક્ષાસમય છે.

આજે જ્યારે તેમના વિષેના મારા આછાં અને પાંખા સ્મરણો આલેખું છું ત્યારે તેમની મધુર હાસ્યમૂર્તિ અને મારા પ્રત્યેનો નિખાલસ વ્યવહાર તેમ જ તેમની અનેક ક્ષેત્રોમાં કામ કરવાની હોંશ અને તાલાવેલી એ બધું માનસ પટ–ઉપર અંકિત થાય છે

કૉન્ફરન્સની ઓફિસમાં કેટલાક કામસર જવું પડતું અને ત્યાં મિટિંગ હોય તો હાજર પણ રહેતો એમાં જે કામનો સંબંધ શ્રી મોતીચંદભાઈ સાથે આવતો તેમાંથી એકકે કામને તેમણે ટાળ્યું હોય કે બેદરકારી બતાવી હોય એમ મને યાદ નથી. ઘણાં વર્ષ અગાઉ તેમના વિષે જે મારો અભિપ્રાય બંધાયેલો કે **તેઓ વિધાયક પ્રકૃતિના છે તે જ તેમના જીવનમાંથી જોવા પામ્યો છું.**

—શ્રી જૈન ધર્મ પ્રકાશ, વૈશાખ.

# સૌમાં વૃદ્ધ પણ સૌથી જુવાન

## [૧૮]

શરીર ઘરડું થવા લાગે ત્યારે પણ મન નબળું ન પડે, વિચારો, નિર્ણયો અને આદર્શમાં જરાય મોળાશ ન આવે એવા વૃદ્ધ યુવકો વિરલ હોય છે. શ્રી મણિભાઈ એવા એક વિરલ વૃદ્ધયુવક હતા એની પ્રતીતિ તેમના દરેક પરિચિતને હશે એમ હું સમજું છું. જુદાં જુદાં સ્થાનોના જૈન યુવકસંઘના સભ્યોને હું જાણું છું ત્યાં લગી એમ નિઃશંક કહી શકું છું કે એ સભ્યોમાં શ્રી મણિભાઈ જેટલો વૃદ્ધ અને તેમના જેવો યુવક મે નથી જોયો. યુવકસંઘના તરુણ સભ્યોમાં પણ કટોકટીને પ્રસંગે માનસિક ઘડપણ જોયું છે, જ્યારે મણિભાઈમાં તેથી ઊલટું અનુભવ્યું છે. જેમ મુશ્કેલી વધારે તેમ તેમની જુવાની વધારે દીપી નીકળે અમદાવાદ અને બીજા સ્થાનોના જૈન યુવકસંઘો નામશેષ થયા અગર ઘરડા થયા ત્યારે પણ મુંબઈનો એ સંઘ જુવાની સેવે છે એમાં શ્રી મણિભાઈનો હાથ મુખ્ય છે એમ હું સમજું છું. એમણે પોતાની કુનેહ, આદર્શની ઉચ્ચતા અને સહજ માયાળુતા વગેરે ગુણોથી અનેક તરુણોને યુવકસંઘ પ્રત્યે આકર્ષ્યા, કેટલાકને હમેશ માટે તેની સાથે સંકળાવા લલચાવ્યા એથી જ આપણે મુંબઈ જૈન યુવકસંઘને અને તેની વિવિધપ્રવૃત્તિઓને નિત્યનૂતન રૂપમાં જોઈએ છીએ.

કાશી કે આગ્રાથી (બરાબર યાદ નથી) હું વઢવાણ કેમ્પ ગયેલો. કેટલાક મિત્રો મણિભાઈને ત્યાં જમનાર હતા. મને પણ લઈ ગયા હું મણિભાઈને જાણતો જ નહિ પ્રથમ પરિચયે એટલી છાપ પડી કે આ મળવા જેવા છે ત્યારબાદ તો દસ-પંદર વર્ષ ગયાં હશે. જ્યારે ૧૯૩૦ની હિલચાલ વખતે પજુસણ વ્યાખ્યાનમાળાએ અમદાવાદમાં જાહેર રૂપ લીધું ત્યારે તેના કાંઈક પડઘા મુંબઈમાં પડ્યા. એને ઝીલનાર જે બે વ્યક્તિઓ મુખ્ય હતી, તેમાં શ્રી મણિભાઈ પ્રધાન અને બીજા અમીચંદ ખીમચંદ.

મુંબઈમાં વ્યાખ્યાનમાળાની શરૂઆત થઈ અને મારો પરિચય શ્રી મણિભાઈ સાથે વધતો ચાલ્યો. એમ તો કદાચ તેઓ મહાવીર વિદ્યાલય આદિ સ્થળે મળ્યા હશે પણ મારું સ્પષ્ટ સ્મરણ વ્યાખ્યાનમાળાથી શરૂ

થાય છે. મેં જોયું કે શ્રી મણિભાઈની ધગશ જૈન સમાજના સંકુચિત વાડાઓને ભેદી સંવાદી એકતા સ્થાપવાની છે. એ પણ જોયું કે તેમને અયોગ્ય તેમ જ બાળદીક્ષા બહુ ખટકે છે. ઊગતી પેઢીને સંસ્કારી, શિક્ષિત અને ઉદ્યોગી બનાવવાની પણ તેમની ધગશ જોઈ. સ્ત્રીવર્ગ, ખાસ કરી વિધવા અને ઈતર પરાશ્રિત વર્ગ પ્રત્યે એમની મમતા જોઈ, ચાલુ ફિરકાવાર જૈન સંસ્થાઓમાં ઉદાર તત્ત્વ દાખલ કરવાની ભાવના જોઈ, વગેરે વગેરે કેટલાંય ઉદાત્ત તત્ત્વોનો મને સાક્ષાત્કાર થયો, અને સાથે એ પણ જોયું કે તેઓ જે વિચાર બાંધે છે તેને અમલમાં મૂકવા માટે પણ તેઓ બધું જ કરી છૂટે છે ત્યારે તેમના પ્રત્યે અનન્ય આદર બંધાયો. અને મનમાં થયું કે 'સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ'ની કલ્પના જેને કેટલાંય વર્ષો અગાઉ આવેલી, અને જેણે મૂર્ત પણ કરેલી તે શ્રી મણિભાઈ ખરેખર પહેલેથી જ ક્રાન્તિકારી તત્ત્વ ધરાવનાર છે.

શ્રી મણિભાઈ દેખીતી રીતે કામ જૈન સમાજને લક્ષી કરતા, પણ રાષ્ટ્રીયતા અને માનવતા તેમના હાડમાં હતી. તેથી કોઈ પણ શુભ પ્રવૃત્તિને બનતો ટેકો આપવો અને પોતાની જાતના શ્રીગણેશ કરવા એ તેમનો મૂળમંત્ર. 'પ્રબુદ્ધ જૈન' ચલાવવું હોય, વ્યાખ્યાનમાળા વિકસાવવી હોય, અયોગ્ય દીક્ષાવિરોધી હિલચાલ શરૂ કરવી હોય, વિદ્યાર્થીઓને કે વિદ્યાર્થિ-નીઓને ભણવામા મદદ કરવી હોય, સંસ્થામાં તેમને ગોઠવવાં હોય, નવાસવા આવેલ ધંધાર્થીને ધંધે ચડાવવો હોય કે કોઇને ચાલતા ધંધામાં ટેકો આપવો હોય, એમ અનેક ક્ષેત્રે શ્રી મણિભાઈને પહેલ કરતાં જોયા છે. તેથી જ તેમના પ્રત્યે સુધારક કે રૂઢિચુસ્ત સહુનો એકસરખો આદર જોવામાં આવે છે. 'સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ'નો તેમનો છેલ્લો મનોરથ આટલી હદે સફળ થયો તેની પાછળ આ જ ભૂમિકા રહી છે.

શ્રી મણિભાઈ રૂઢિ અને સંકુચિતતા સામે ઊકળી ઊઠતા. બોલે ત્યારે એમ લાગે કે રોષે ભરાયા છે પણ દિલમાં ડંખ મેં નથી જોયો એક રીતે તેમનામાં ગુણદર્શન મુખ્ય હતું ખાસ દોષ દેખાય તો ત્યાં તટસ્થ, પણ મનમાં ડંખવૃત્તિ ન પોષે. જેઓ તેમને જાણે છે તેમને તે કહેવાની જરૂર નથી કે તેઓ કેટલા નમ્ર હતા. વચગાળામાં તેમની આર્થિક સ્થિતિ નબળી પડેલી પણ વળી ઊજળા દિવસ આવ્યા અને તેઓએ જાતે જઈ પોતાના લેણદારોને જગાડી ચૂકતે લેણું આપી દીધુ. ઘણા લેણદારના વારસો એવા હતા કે જેઓ આ લહેણા વિષે કાંઈ જાણતા જ નહીં. પણ મણિભાઈએ જૂના ચોપડા કઢાવી પાઈએ પાઈ ચૂકવી હુ સમજું

છું કે આ પૈસાની ઉચાપતના તેમ જ થાપણ ઓળવવાના જમાનામાં શ્રી મણિભાઈનું વર્તન શાસ્ત્રમાં વર્ણિત સાચા જૈનને શોભે તેવું જ છે.

મણિભાઈ ભણેલ બહુ નહિ. ગુજરાતી અને હિંદી સારાં લખાણો ખૂબ વાંચે પણ તેમાંથી સારભાગ એવો પકડે કે જે તેમનાં કામમાં પ્રગટ થાય. પોતે પાછળ રહી બીજા સુયોગ્ય કાર્યકર્તાને આગળ આણવો અને તેના ઉપર એવો વિશ્વાસ મૂકવો કે જેથી તેને કામ કરવામાં કદી નિરાશા ન વ્યાપે અને કામમાં આવી પડતી આર્થિક કે બીજી મુશ્કેલીઓનો ભાર પોતાને માથે વહોરવો એ મણિભાઈની ખાસ વિશેષતા. તેથી જ આપણે જોઈએ છીએ કે મુંબઈ જૈન યુવક સંઘને શ્રી ચિમનલાલ ચકુભાઈ, શ્રી પરમાનંદ કાપડિયા, શ્રી દીપચંદભાઈ, શ્રી તારાચંદ કોઠારી આદિ કાર્યકર્તાઓ મળ્યા છે અને અત્યારે સૌનું ધ્યાન ખેંચે એવી વિવિધ પ્રવૃત્તિઓ સંઘ ચલાવે છે.

મને તો જ્યારે મળે ત્યારે મણિભાઈ એક જ વાત કહે કે મારે લાયક કામ બતાવજો અને મેં જોયું છે કે તેમના એ ઉદ્‌ગારો કદી ઔપચારિક ન હતા. શરીર ખૂબ લથડ્યું ત્યારે પણ કરેલ સંકલ્પને સિદ્ધ કરવા 'સંયુક્ત જૈન વિદ્યાર્થીગૃહ' માટે તેમણે અકલ્પ્ય જહેમત ઉઠાવી છે.

મેં એ પણ જોયું છે કે તેમના ચિ. રમણલાલ પિતા પ્રત્યે કેવા વફાદાર અને કેવા કહ્યાગરા. આ એક વારસાગત ગુણ છે કે જે બહુ ઓછા કુટુંબોમાં આજે દેખાય છે. શ્રી મણિભાઈને પોતાના જીવનમાં આ એક પરમ સંતોષ હશે એમ હું સમજું છું

ગયા જૂનની ૧૦મી તારીખ આસપાસ મુંબઈમાં તેઓ સાવ લથડેલી તબિયતે મોટરમાં આવી મળી ગયા અને હું શરમાઈ ગયો કે આજ જાઉં કાલ જાઉં એમ કરતાં મોડું થયું ને મણિભાઈ છેવટે આવ્યા વિના ન રહ્યા.

એક રીતે તેમણે સાચેસાચું જીવી જાણ્યું છે સમજદાર સમક્ષ જીવનનો નમૂનો રજૂ કર્યો છે કાર્યકર્તાઓ સમક્ષ પ્રવૃત્તિઓ પાથરી છે. વિદ્યાર્થીગૃહના ભાવિ વિશાળ કાર્ય અને 'પ્રબુદ્ધ જૈન'ના ભાવિ ઉત્કર્ષ માટે માર્ગ મોકળો છે આપણે સહુ પાછળના તેમના પ્રત્યે માન ધરાવનાર તે બધી પ્રવૃત્તિઓને પૂરો વેગ આપીએ અને યુવકસંઘને એવો વિકસાવીએ કે બીજા નામશેષ થયેલા યુવકસંઘો ફરી બળ પામે તેમ જ કાર્ય કરતા થાય તો શ્રી મણિભાઈનું સ્મરણ વધારે લેખે લાગ્યું ગણાશે.

—પ્રબુદ્ધ જૈન, ૧ ઑગસ્ટ ૧૯૫૨

[૧૯]

કાન્તની કૃતિ [illegible] જોડ મિત્રોએ તેઓશ્રીના કરાવેલ [illegible] પડી છે તે આ સ્થળે હું નથી [illegible] સાક્ષાત્ સમાગમો અને તેના [illegible] ઉપરની અસરો બહુ જ [illegible]

[illegible] ત્રણે વાર ભાવ-[illegible] સમાગમ માટે મેં કે કાન્તશ્રીએ પ્રયત્ન નહિ કર્યો. [illegible] સદ્ગત વિદ્યાવિલાસીઓના [illegible] પહેલાં ગ્રીષ્મ ઋતુમાં હું પહેલવહેલો [illegible] આત્માનંદ જૈન સભામાં 'કાન્ત'ની મુલાકાત માટે [illegible] થયેલું. બીજી વાર અસહયોગના જમાના–ઈ. સ. ૧૯૨૧–૨૨ માં સાંજે ફરવા જતાં રસ્તામાં મળવું થયું ત્રીજી વાર ઈ. સ. ૧૯૨૨–૨૩ માં ગાંધીજીના ૧૮મી તારીખના જેલદિવસ નિમિત્તે ભરાયેલી સાર્વજનિક સભામાં અમે બન્ને મળ્યા.

પહેલીવાર મળ્યા ત્યારે કાન્ત પરીક્ષક અથવા પ્રશ્નકર્તા તરીકે મારી સામે હતા. કદાચ તે વખતે મિત્રોએ ઉપસ્થિત કરેલા એ સમાગમનો હેતુ જ હું ન જાણું તેવી રીતે કાન્ત મારફત મારી પરીક્ષા કરવાનો હોય એવી સાચી કે ખોટી છાપ મારા મન ઉપર પાછળથી પડેલી ગમે તેમ હો, પણ તે વખતના પરીક્ષક કાન્ત સામે હું કાશીવાસી પંડિતની જેમ પરીક્ષ્ય સ્થાન લઈ આદરપૂર્વક બેઠેલો હતો. કાન્તે મળતાં વેંત જ મને 'પ્રામાણ્ય' વિષે શાસ્ત્રીય પ્રશ્નો કર્યા, જેનું કાંઈક વિસ્તૃત વર્ણન કાન્તમાલા નામના પુસ્તકમાં આપ્યું છે.

બીજી વાર અજાણપણે રસ્તે ચાલ્યા જતા કોઈ મિત્રે ધ્યાન ખેંચવાથી કાન્તે મને ઊભો રાખ્યો અને કુશલપ્રશ્ન બાદ થોડાં વાક્યોમાં ફરી મળવાની ઇચ્છા જણાવી જુદા પડ્યા ત્રીજી વાર એક સાર્વજનિક સભામાં મને વ્યાખ્યાન આપવા બોલાવ્યો. બોલાવવામાં કાન્તનો જ હાથ હતો, કારણ

તેઓ તે પ્રવૃત્તિના મંત્રી હતા એમ મને પાછળથી માલૂમ પડ્યું.

પ્રથમ સમાગમ વખતે કાન્તનો પરીક્ષક રૂપે કડક છતાં સ્નેહાળ સ્વભાવ હોય એવું મને ભાન થયું. પણ કદી નહિ સાંભળેલા અને નહિ વાંચેલા એ કાન્તના બહુશ્રુતપણા વિષે અને ઊંડા મનન વિષે મારા મનમાં આદર ઊભરાયો. મને થયું કે વ્યાપારપ્રધાન અને અંગ્રેજીપ્રધાન ગુજરાતમાં પણ શાસ્ત્રની વિવિધ શાખાઓનું ઊંડું પરિશીલન કરનાર કોઈ કોઈ મસ્ત ક્યાંક ક્યાંક ખૂણેખાંચરે પડ્યા છે ખરા. કાન્તમાં બહુશ્રુતપણું અને ગંભીર મનન ઉપરાંત જિજ્ઞાસા તેમ જ પરીક્ષક દૃષ્ટિ હતાં એ મને પ્રથમ સમાગમને પરિણામે ક્રમે ક્રમે વધારે સ્પષ્ટ થયું.

બીજા સમાગમને પરિણામે મને એમ ભાન થયું કે આ કોઈ મનનશીલ અલખબાવો છે. વાત કરતાં અને બોલતાં પણ તેમનું ચિંતનશીલત્વ સામા ઉપર અસર પાડે છે એ મને વધારે સ્પષ્ટ થયુ. ત્રીજી વાર મારે મુખ્ય વક્તારુપે ધર્મ અને વ્યવહારના સંબંધ વિષે બોલવાનુ હતું. સભાપતિ એક સુંદર સ્વભાવી વિદ્વાન મૌલવી હતા. સભાના ઉપસંહારમાં મંત્રી તરીકે કાન્ત જ્યારે બોલવા ઊભા થયા ત્યારે તેઓના પૂરી પાંચ મિનિટ પણ નહિ એવા ટૂંકામાં ટૂંકા ભાષણ વખતે હું ખરેખર સમાધિનિમગ્ન થઈ ગયો. એક પણ વાક્ય વધારે કે ઓછું નહિ. ભાષામાં કે વિચારમાં જરા યે અસંબદ્ધતા નહિ કથનનો એક પણ અંશ અપ્રસ્તુત કે અરુચિકર નહિ. ઉચ્ચાર કે ધ્વનિમાં કૃત્રિમતા નહિ, જાતિ કે સંપ્રદાયનો મિથ્યા મોહ નહિ. સત્ય કથનમાં સંકોચ કે ભય નહિ. આ તેઓની વિશેષતા મને તે વખતે અને પાછળનાં સ્મરણોથી ક્રમે ક્રમે વધારે સ્પષ્ટ થઈ. મને એમ પણ લાગે છે કે મેં જેટલા ગુજરાતી વક્તાઓને સાંભળ્યા છે તેમાં કાન્તનુ સ્થાન કાંઈક નિરાળું જ છે.

આ બધા ઉપરાંત છેલ્લા બે સમાગમોએ મારા ઉપર જે વધારે ઊંડી છાપ પાડી તે તેઓની રાષ્ટ્રીયતા વિષેની. જો કે તેઓ હતા કવિ, લેખક, મનનશીલ સાહિત્ય સેવી અને પ્રકૃતિ તથા પ્રકૃતિ પરના તત્ત્વના ગવેષક, છતાં તેઓમાં ગુણજ્ઞતા, સમયજ્ઞતા અને નમ્રતા વિલક્ષણ રીતે એકત્ર મળેલાં હતાં. તેઓ ગાંધીજીની અહિંસાગ્વેષણા અને રાષ્ટ્રસ દેશમાં વિચારપૂર્વક મુગ્ધ થયેલા એમ મને સ્પષ્ટ જણાયું. ખાદી તેઓને મન કિનખાબ, અતલસ, કે ગ્રીકથી પણ વધારે પ્રાણપ્રદ તેમ જ મહત્ત્વની વસ્તુ હતી એ એક જ વાત તેઓની સમયજ્ઞતા સમજવા માટે બસ છે.

—પ્રસ્થાન જ્યેષ્ઠ ૧૯૮૩

# કેટલાંક સંસ્મરણો

## [સ્વર્ગત સાહિત્યોપાસક શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ]

### [૨૦]

પ્રબુદ્ધ જૈનના ૧૫-૧૨-૪૫ના અંકમાં શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઈના દુઃખદ અવસાનની નોંધ લેતો અને હાર્દિક સમવેદના દર્શાવતો એક લેખ પ્રસિદ્ધ થયો છે. હું તો માત્ર મોહનભાઈ વિષેનાં મારાં કેટલાંક સ્મરણો જે તેમના સ્વભાવની વિવિધ બાજુઓનાં અને તેમની કર્મઠતાનાં નિર્દેશક છે તેને ગ્રથિત કરી તેમના પરલોકગત આત્માને શ્રદ્ધાંજલિ રૂપે અર્પિત કરું છું.

**પ્રથમ પરિચય**

સને ૧૯૧૭ના ચોમાસામાં મુંબઈના વાલકેશ્વરના ઉપાશ્રયમાં હું તેમને પહેલવહેલો મળ્યો. મોહનભાઈ પોતાના અધ્યેય મિત્ર વાડીલાલ મોતીલાલ શાહ અને શ્રીયુત નાથુરામ પ્રેમીજી સાથે ત્યાં મુનિશ્રી જિનવિજયજી પાસે આવેલા. આ પ્રાથમિક સ્વલ્પ પરિચયથી હું તેમના પ્રત્યે આકર્ષાયો અને એ આકર્ષણ ઉત્તરોત્તર વધારે પરિચયથી અને તેમના કાર્યનિરીક્ષણથી વધતું જ ગયું.

**વિવેકયુક્ત ગુણપક્ષપાત**

તેમનામાં સૌથી મોટો ગુણ ગુણપક્ષપાતનો હતો. જ્યાં જ્યાં ગુણ નજરે પડે ત્યાં ત્યાં આકર્ષાવું એ એમનો સહજ સ્વભાવ હતો. આમ છતાં પણ આ ગુણપક્ષપાત વિવેકયુક્ત રહેતો. પોતાના વિશિષ્ટ પક્ષપાતના પાત્રમાં સમયાન્તરે અસાધારણ ત્રુટિઓ માલૂમ પડે તોપણ તેની ભક્તિ-ઉપાસના ચાલુ રાખવી એ તેમના માટે કદી શક્ય નહોતું. તેમનામાં કોઈ વિષે કદી આંધળી ભક્તિ નહોતી દાખલા તરીકે: મોહનભાઈ સદ્ગત વા. મો. શાહનાં આકર્ષક લખાણો અને ઉત્તેજક વિચારોથી, તેમની પોતાની ભાષા વાપરીને કહું તો શાહના અનન્ય ભક્ત થયેલા, પણ વખત જતાં તેઓ તેમના પ્રત્યે તટસ્થ થઈ ગયા. તેથી ઊલટું શ્રીયુત નાથુરામ પ્રેમીજી સાથેની તેમની મૈત્રી છેવટની ઘડી લગી કાયમ રહી હતી; એટલું જ નહિ પણ

ઉત્તરોત્તર વધતી પણ ગઈ હતી. મોહનભાઈ હમેશાં કહેતા કે પ્રેમીજી જેટલા સરળ છે તેટલા જ અસામ્પ્રદાયિક ઐતિહાસિક દૃષ્ટિવાળા પણ છે. પ્રેમીજીની નિખાલસવૃત્તિ અને સાહિત્યિક તેમ જ ઐતિહાસિક ઉપાસનાએ જ મોહનભાઈને આકર્ષેલા. મુનિશ્રી જિનવિજયજી પૂનામાં જ્યારે સાહિત્યનું અને ઐતિહાસિક સંશોધનનું કામ કરતા ને સાધુવેષમાં હતા ત્યારે મોહનભાઈ તેમના કામથી આકર્ષાઈ ત્યાં જતા અને તેમની પાસેથી ઘણું નવું જાણી પ્રેરણા મેળવતા. સ ૧૯૨૦માં મુનિશ્રીએ સાધુવેષનો પરિત્યાગ કર્યો ત્યારે કેટલાયે તેમના પ્રથમ પરિચિત મિત્રો ચમકયા અને કાંઈક ઉદાસીન જેવા પણ થઈ ગયા. છતાં મોહનભાઈનો મુનિજી પ્રત્યેનો સદ્‌ભાવ અને સ્નેહ ઘટવાને બદલે ઉત્તરોત્તર વધતો જ ગયો. જેમ જેમ તેઓ મુનિજીના સ્વભાવ અને સાહિત્યિક, ઐતિહાસિક કાર્યોથી વધારે ને વધારે પરિચિત થતા ગયા તેમ તેમ તેમનું મુનિજી પ્રત્યેનું આકર્ષણ વધતુ જ ગયુ. તે એટલે સુધી કે તેઓ અમદાવાદ આવે તો મુનિજીના જ અતિથિ બને, અને મુબઈમાં મુનિજી આવી ચડે કે ગમે ત્યાથી મોહનભાઈ તેમને મળવા પહોંચી જ જાય. મોહનભાઈએ અનેક વાર કહેલુ કે "મુનિજી ! તમે જ્યારે કયાય પણ પ્રવાસ કરો ત્યારે મને જરૂર સૂચવશો. કોર્ટની રજા હશે તો હુ તેનો ઉપયોગ તમારી સાથે દિવસો ગાળવામાં જ કરીશ. એથી મને મારાં પ્રિય કાર્યોમાં ઉપયોગી થાય એવી ઘણી વસ્તુઓ જાણવા મળશે અને હુ એકલો તો પ્રવાસ કરી પણ ન શકું." એ જ વૃત્તિથી પ્રેરાઈ સને ૧૯૨૪માં બેલગામ કોંગ્રેસ વખતે મોહનભાઈ પ્રવાસમાં સાથે જોડાયા અને વચ્ચે જ્યાં જ્યાં ઐતિહાસિક સ્થળો જોવા ઊતરવાનુ બનતુ ત્યાં સાથે જ રહેતા. ગુજરાત પુરાતત્ત્વ મંદિરની સાહસિક પ્રવૃત્તિ, સિંઘી સિરીઝની પ્રવૃત્તિ અને છેલ્લે છેલ્લે ભારતીય વિદ્યાભવનની વિવિધ વિદ્યાપ્રવૃત્તિથી મોહનભાઈ કેટલો ઉલ્લાસ અનુભવતા અને કેટલો રસ લેતા તેનો હુ સાક્ષી છુ.

મોહનભાઈએ ઉલ્લાસ અને રસના પ્રતીકરૂપે ભારતી વિદ્યાભવન સિંઘી સિરીઝમા એક ઐતિહાસિક મહત્ત્વનો ગ્રંથ भानुचन्द्रगणिचरित સંપાદિત કરી આપ્યો છે, અને તેની વિસ્તૃત માહિતીપૂર્ણ અંગ્રેજી પ્રસ્તાવના લખી તેમણે પોતાનું કાયમી સ્મરણ રાખ્યુ છે. મોહનભાઈ સામાજિક લોકો સાથે રહી સમાજનાં કામો કરતા, કેટલીક સામાજિક રુઢિઓને અનુસરતા, પણ તેમને તેનું બંધન નહોતું. એમને બંધન હોય તો તે હતું એક માત્ર સદ્‌ગુણ-ઉપાસનાનું. તેથી જ તેઓ ગાંધીજીને એક મહાન્ પેગંબર તરીકે લેખતા અને તેમનાં સત્ય–અહિંસામૂલક લખાણો વાંચ્યા વિના કદી જંપતા નહિ.

## વિનમ્ર કર્મઠતા

શ્રી મહાવીર જૈન વિદ્યાલયના રજતોત્સવ પ્રસંગે એક સભામાં વિદ્યાર્થીઓને સંબોધી મોહનભાઈએ કહેલું કે હું તદ્દન ગરીબાઈમાં મામાની મદદથી અભ્યાસ કરી આગળ વધ્યો છુ. મને ગરીબાઈ તથા સાધારણ સ્થિતિનું ભાન છે. એ ભાન જ મને નમ્ર બનાવે છે. મારી સતત કામ કરવાની વૃત્તિ પણ એ સ્થિતિને આભારી છે. એ સભામાં તેમના મોઢેથી ઉપરની મતલબના ઉદ્ગારો મેં સાંભળ્યા અને પરિચય દરમ્યાન જાણેલ તેમના સ્વભાવ અને કાર્યપ્રવીણતા સાથે તુલના કરી તો મને તે વખતે જ તેમનું કથન તદ્દન સાચું લાગેલું. મુબઈ, અમદાવાદ તેમ જ પ્રવાસ વખતે, બીજે ઘણે સ્થળે અમે સાથે રહ્યા છીએ. તે વખતે મેં જોયું કે નાના-મોટાનું કશું જ અંતર રાખ્યા વિના પ્રસગ આવતાં સાધારણમા સાધારણ ગણાય એવાં કામો પણ જાતે કરવામાં તેમને વકીલની પ્રતિષ્ઠા કે આધુનિક સભ્યતા આડે ન આવતી. સને ૧૯૨૭ માં અમે અંબાજી અને કુંભારિયાજી તરફ ગયેલા. કુંભારિયાજીના સુપ્રસિદ્ધ વિમલ મંત્રીના મંદિરોની કારીગરી જોવાનો અને ઐતિહાસિક માહિતી મેળવવાનો ઉદ્દેશ હતો. મુનિશ્રી જિનવિજયજી ત્યાંના અસ્ત-વ્યસ્ત તેમ જ ધૂળકીચડથી દબાયેલા અને ઘવાયેલા શિલાલેખોની કોપી કરવા લાગ્યા કે તે જ વખતે મોહનભાઈએ શિલાલેખોને સાફ કરવાનુ કામ એક મજૂરની અદાથી હાથમાં લીધુ ને હસતા હસતા અમને કહે કે—'તમે બાકીનાઓ ખાવાનું તૈયાર રાખજો. હું અને મુનિજી તૈયાર થાળી ઉપર બેસીશું' એમ કહી તેઓ દટાયેલા પથ્થરોને ખુલ્લા કરતા, ધૂળ-કચરો સાફ કરતા અને નવાં નવાં લખાણો શોધી કાઢી મુનિજીને કોપી કરવામાં જેમ સાથ આપતા તેમ તેમની પાસેથી એ લખાણો ત્વરિત વાચી સમજી લેવાની તાલીમ પણ લેતા. આ વખતે મેં જોયુ કે મે કલ્પેલું તે કરતાં પણ મોહનભાઈ વધારે મહેનતુ અને કર્મરસિક છે. ચાલવુ હોય ત્યારે માઈલોના માઈલ ચાલે અને સાથીઓથી પાછા ન રહેવામાં ગૌરવ માને. પ્રવાસમા જાતે કરવાના કામ આવી પડે ત્યારે તે ઉલ્લાસપૂર્વક કરે અને કોઈને એવુ ભાન થવા ન દે કે તેમનો સાથ બોજારૂપ છે.

## વિદ્યાવૃત્તિ

મોહનભાઈનો વકીલાતનો રસ, માત્ર સ્વાધીન નિર્વાહ પૂરતો હતો. તેમની મુખ્ય રસવૃત્તિ તો કાયદાના ક્ષેત્રની બહાર બીજા વિષયોમાં જ

રમમાણ રહેતી અને તૃપ્તિ અનુભવતી. સાહિત્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ આદિ અનેક વિષયોમાં તેમને રસ હતો અને એ જ એમનુ કાર્યક્ષેત્ર હતું. ન છૂટકે સ્વતંત્ર જીવનવ્યવહાર માટે કરવી પડતી વકીલાત કરતા, પણ તેમનો બાકીનો બધો સમય અને બધી શક્તિ તો પોતાના પ્રિય વિષયોમાં જ તેઓ ખરચતા. મુંબઈ ઉપરાંત અમદાવાદ, પાટણ, ભાવનગર, પાલણપુર, બિકાનેર આદિ અનેક સ્થળોના ભંડારો તેમણે જાતે જોયેલા. અનેક ભંડારોનાં લિસ્ટો મંગાવે, અનેક સ્થળેથી–દૂર દૂરથી લિખિત પોથીઓ મંગાવે અને જે જે પોતાને ઉપયોગી દેખાય તેની અને પોતાને ઉપયોગી ન હોય છતાંય અપૂર્વ કોઈ વસ્તુ મળી આવે તો તેની પણ તેઓ જાતે નકલો કર્યા જ કરે. મિત્રો કે પરિચિતો આવે ત્યારે વચ્ચે વાતો પણ કરે, ગપ્પાં પણ મારે, છતાં તેમનું મુખ્ય લક્ષ્ય તો કોપી કરવામાં, કાંઈક લખવામાં કે પ્રૂફ જોવામાં જ હોય. દિવસે પ્રવૃત્તિને લીધે અગર બીજાઓની અવરજવરને લીધે જે વિક્ષેપ પડતો તેની પૂરવણી તેઓ રાતે જાગીને જ કરતા અને 'या निशा सर्व भूताना तस्या जागर्त्ति सयमी ।' એ ગીતા વાક્યને સાહિત્યસેવાની દૃષ્ટિએ સાચું સાબિત કરતા. એક વાર તેઓ અમદાવાદ આવ્યા અને શહેરમાં ભંડારો જોવા ગયા. ત્યાં જોતાં જોતાં તેમને એક અપૂર્વ વસ્તુ મળી તેઓ એના આનંદમાં અને ભંડારો જોવાની મળેલી તકનો ઉપયોગ કરવામાં એટલા બધા નિમગ્ન થયા કે સાંજે જમવા પાછા ન ફર્યા. મોડે સુધી રાતે ઉતારા કરી ઘેર પાછા આવ્યા ત્યારે અમે તો બધા રાહ જોઈ સૂઈ ગયેલા. તેમણે બારણું ખખડાવ્યું. 'આટલું બધુ મોડું કેમ થયુ ?' એમ જ્યારે અમારામાંના શ્રી મોતીબહેને પૂછ્યું ત્યારે તેમણે કહ્યુ કે 'હુ જમીને જ આવ્યો છું, પણ કાંઈક એવી વસ્તુ લાવ્યો છુ કે સુખલાલજી જાગે અને જાણે તો મને કદાચ ઇનામ આપે.' મને જગાડવામાં આવ્યો. મોહનભાઈ હસીને કહે–'મોડું થયું છે, પણ કાંઈક તમે શોધતા હતા એવી અલભ્ય વસ્તુ લઈ આવ્યો છું.' મેં કહ્યું કે 'એવુ તે શું લઈ આવ્યા છો ?' 'સાંભળો ત્યારે' એમ કહીને તેમણે સુજસવેલી સંભળાવી. 'સુજસવેલી' માં ઉપાધ્યાય યશોવિજયજીનું જીવનવૃત્ત તેમના જ શિષ્યે આલેખેલુ હોઈ તે ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્ત્વની વસ્તુ હતી. એનો એક ખંડિત ભાગ કેટલાંક વર્ષો અગાઉ મુનિશ્રી જિનવિજયજીને મળેલો. ત્યારથી બાકીના ભાગ માટે ભારે ઉત્કંઠા જાગી હતી. મોહનભાઈએ પૂર્ણ 'સુજસવેલી' સંભળાવેલી અને અમે બધા કોઈ એક કીમતી રત્ન લાધ્યું હોય તેટલી ખુશીથી તેમને અભિનંદન આપવા લાગ્યા. અને છેવટે ઇનામમાં મોહનથાળ ખવડાવી મોહનભાઇને સત્કાર્યા. મુંબઈમાં તેઓ

તવાવાળા બીલ્ડિંગમાં રહેતા. એકવાર તેમને ત્યાં જ સૂવાનો પ્રસંગ આવતાં મેં તેમને કહ્યું–'તમારે ત્યાં ક્યાં જગા છે? વળી તમે તો મોડે સુધી જાગવાના, ધુમાડા કાઢવાના અને કાગળ કે ચોપડીઓનો ખખડાટ કરવાના, એટલે મારે પણ ઉજાગરો કરવો રહ્યો.' તેમણે તરત જ નિખાલસ ભાવે કહ્યું–'અલબત્ત, મારી સાંકડી રૂમને પણ ચોપડીઓએ વધારે સાંકડી કરી છે; છતાં સૂવા જેટલી જગા તો કરીશ જ. મને મોડે સુધી જાગી કામ કર્યા વિના ઊંઘ આવવાની નથી અને બીડીની ગરમી વિના મારું એંજિન ચાલે પણ નહીં. છતાં તમને વિઘ્ન ન નડે એ રીતે હું રૂમ બહાર બેસીને કામ કરીશ.' હું અમદાવાદ કે કાશીથી જ્યારે જ્યારે મુબઈ આવુ ત્યારે તેઓ મને મળે જ, અને સાહિત્ય, ઇતિહાસ, તેમ જ તત્ત્વજ્ઞાનના અનેક વિષયોની ચર્ચા કરે. એમની જિજ્ઞાસા અને ચર્ચાવૃત્તિ એટલી પ્રબળ હતી કે તે મને કહેતા કે 'તમે દાદર, ઘાટકોપર, મુલુંદ કે શાંતાક્રુઝ જ્યાં ઊતરો ત્યાં તમને અડચણ ન હોય તો અમે રોજ આવવા તૈયાર છીએ કોર્ટ હશે ત્યારે પણ હું અને મારા મિત્રો સાંજે તો આવી જ શકીએ છીએ.' મેં જ્યારે જ્યારે હા પાડેલી ત્યારે કદી મોહનભાઈ ગમે તેટલે દૂર અને સાંજે ગમે તેટલું મોડું થાય છતાંય આવ્યા વિના ભાગ્યે જ રહે કોર્ટ બંધ હોય તો ઘણી વાર બબ્બે ત્રણ ત્રણ દિવસ શેઠ હરગોવિંદદાસ રામજીને ત્યાં સાથે જ રહે. મોહનભાઈ પોતાનું કામ સાથે જ લઈને આવતા. એટલે જ્યારે એકલા પડે ત્યારે પોતાનુ કામ કર્યા જ કરે. તેમને જે જે વસ્તુ નવી મળી હોય તેનું વર્ણન કરે, થયેલ અને થતા કામનો ખ્યાલ આપે અને અમે કાંઈ ટીકા કરીએ તો મૃદુ જવાબ આપીને અગર ખડખડ હસીને તેની અસર ભૂસી નાખે.

એ પ્રકારની વિદ્યાવૃત્તિ અને સાહિત્યનિષ્ઠાએ જ તેમની પાસે અનેક પ્રકારનુ સાહિત્ય તેમ જ ઇતિહાસને લગતુ કાર્ય સર્જાવ્યું. જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના કાર્યને સ્થાયી કીર્તિકળશ ચડાવનાર કાંઈ હોય તો તે મોહનભાઈની અનેક કૃતિઓ જ છે. એમની બધી કૃતિઓ એવી છે કે ભાષા, છંદ, સાહિત્ય, ભંડાર, રાજવંશ, જ્ઞાતિઓ, ગચ્છો અને પ્રાચીન નગર–નિગમો આદિ અનેક વિષયો ઉપર ઇતિહાસ લખનાર તે કૃતિઓ જોયા વિના કદી પોતાનું કામ પૂરું કરી [illegible] નહીં. એ કૃતિઓમાં કૉન્ફરન્સના પાક્ષિક અને માસિકમાના તેમના લેખો, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, જૈન ગૂર્જર કવિઓના [illegible] સમાવેશ થાય છે. તે ઉપરાંત બીજા ઘણા પ્રકાશમાં [illegible]

મોહનભાઈએ વિવિધ પ્રકારનું સાહિત્ય, પોતાનાં લખાણો, નોટો, ટિપ્પણીઓ આદિ પૂરા પાડ્યાં છે. તેમની સંશોધન અને સંપાદનની ધગશ એટલી બધી ઉત્કટ હતી કે કોઈ એ વિષે તેમની પાસેથી મદદ માગે તો બીજો ગમે તેટલો બોજો હોવા છતાં આ વધારાનો બોજો લેવાનું તેઓ સ્વીકારે અને તેમને નિભાવે પણ. એ જ વૃત્તિને લીધે તેમણે આત્માનંદ જૈન શતાબ્દી સ્મારક ગ્રંથનુ દળદાર પુસ્તક સંપાદિત કરી આપ્યું. મોહનભાઈ પાસેથી મદદ લેનારમાં એવા બહુ જ ઓછા છે કે જેમણે તેમની મદદની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લીધી હોય. તેથી ઊલટું મોહનભાઈનો સ્વભાવ એવો હતો કે કોઈની પાસેથી તેમને કાંઈ પણ મદદ મળી હોય તો તેનો ઉલ્લેખ કર્યા વિના તેઓ ન રહે.

કોઈ વિદ્વાન કે સદ્‌ગુણી વ્યક્તિને મળવાની અને તેમની પાસેથી કાંઈ ને કાંઈ જાણવાની તક મળતી હોય તો મોહનભાઈ ચૂકે નહીં. એવી વ્યક્તિ પાસે જતાં તેમને ઉમર, જાતિ કે પંથનું અંતર નડતું નહિ. વિદ્વાનોનો સત્કાર કરવામાં ગૌરવ લેતા મેં તેમને જોયા છે. એમનો વિદ્યાયોગ અર્થાપેક્ષી નહોતો. તેમણે પોતાની સાધારણ કમાણીનો પણ ઠીક ઠીક ભાગ સાહિત્યકૃતિઓ સરજવામાં અને સાહિત્યવૃત્તિ સંતોષવામાં ખર્ચ્યો છે અને જ્યા બદલો મળે તેમ હતું ત્યા પણ તેમણે બદલો લીધા વિના કેવળ સાહિત્યસેવાની દૃષ્ટિએ જ કામ કર્યું છે. એટલુ જ નહીં પણ હું એવા પ્રસંગો જાણુ છુ કે જેમાં તેમણે વિદ્યા અને સાહિત્યને ઉત્તેજન આપવા આર્થિક મદદ પણ કરેલી. એકવાર પરદેશ અભ્યાસ અર્થે જતા એક મિત્રને તેમણે સંગીન મદદ આપેલી.

બીજો પ્રસગ પં દરબારીલાલ સત્યભક્તનો છે. મોહનભાઈ દરબારીલાલનાં લખાણો અને વિચારો પ્રત્યે બહુ આદર ધરાવતા. એકવાર તેમને માલૂમ પડ્યું કે દરબારીલાલને સાહિત્ય પ્રગટ કરવામાં આર્થિક મુશ્કેલી નડે છે ત્યારે તેમણે વગર માગ્યે જ મદદ મોકલાવી દીધી. અત્રે એ ધ્યાનમાં રાખવા જેવુ છે કે મોહનભાઈના શ્રદ્ધાપાત્ર વિદ્વાનો અને લેખકો તદ્દન સુધારક અને ક્રાંતિકારી વિચાર ધરાવનાર હતા, તેથી એ નિ શંક છે કે મોહનભાઈનો વિદ્યાયોગ સમજપૂર્વક અને નિષ્કામ હતો.

**સામાજિકતા અને રાષ્ટ્રીયતા**

મોહનભાઈ જૈન શ્વેતાંબર કોન્ફરન્સના મુખપત્ર જૈન હેરલ્ડના લાંબા વખત લગી તંત્રી રહેલા. કોન્ફરન્સની એવી કોઈ પ્રવૃત્તિ નથી કે જેમાં

તેમણે છેવટ લગી સાથ આપ્યો ન હોય. કોન્ફરન્સનું વાર્ષિક અધિવેશન જ્યાં જ્યાં થાય ત્યાં ત્યાં સર્વત્ર તેમની હાજરી હોય જ. આ ઉપરાંત શ્વેતાંબર સમાજને લગતી કે સમગ્ર જૈન સમાજને લગતી કોઈ પણ બાબત હોય તો તેમાં મોહનભાઈ ભાગ લીધા વિના ન રહે. દેખીતી રીતે તેઓ સામાજિક વ્યક્તિ દેખાય, છતાં તેમના મન ઉપર રાષ્ટ્રીયતાની ઊંડી છાપ હતી. મેં સને ૧૯૧૯ ની કડકડતી ટાઢમાં મારવાડના એક સ્ટેશનથી પંજાબ–અમૃતસર જતાં તેમને પૂછ્યું કે 'કોંગ્રેસમાં તમને રસ પડે છે?' તેમણે કહ્યું– 'અવશ્ય. જો કોંગ્રેસના ધ્યેયમાં રસ ન હોત તો આટલી ટાઢમાં પંજાબ ન જાત.' તેમણે ઉમેર્યું કે, 'જ્યારથી ગાધીજીએ કોંગ્રેસનાં સૂત્રો હાથમાં લીધાં છે ત્યારથી તો કોંગ્રેસ જ તીર્થધામ બની છે. સીધી રીતે કોંગ્રેસનું કામ કરવાની મારી પરિસ્થિતિ નથી તો શુ થયુ? પણ એના અધિવેશનમાં જવાથી મને ઘણું બળ મળે છે!' સને ૧૯૩૧ની કરાચી કોંગ્રેસ ઉપર જતી વખતે હુ તેમની સાથે સ્ટીમરમાં હતો. તે વખતે જોઈ શકેલો કે મોહનભાઈને રાષ્ટ્રીયતાનો કેટલો રંગ છે.

### સુધારક વૃત્તિ

સમાજની ઘણી પ્રવૃત્તિઓમા તેઓ રૂઢિચુસ્ત અને મધ્યમસરના વિચાર ધરાવનાર સાથે બેસતા અને કામ કરતા તેથી એવો ભાસ થાય એ સ્વાભાવિક છે કે તેઓ રૂઢ પ્રથાના અનુગામી છે પરતુ જેઓ તેમને નજીકથી જાણતા હશે તેઓ કહી શકશે કે સામાજિક પ્રવૃત્તિને આગળ ધપાવવા જો કે તેઓ રૂઢિગામી મિત્રો સાથે કામ કરતા, પણ તેમનામાં તેમના બીજા મિત્રો કરતાં સુધારકપણાની વૃત્તિ પ્રબળ હતી. સને ૧૯૨૯ ના પજુસણમાં પજુસણ વ્યાખ્યાનમાળા પ્રસગે અચાનક તેમનુ આગમન અમદાવાદ થયેલું. એકાદ દિવસ એ વ્યાખ્યાનમાળામાં રજૂ કરવામાં આવતા વિચારો સાંભળવાની એમને તક મળી ત્યારે એમણે મને કહ્યું કે, 'આવી વ્યાખ્યાનમાળા મુબઈમાં પણ ચાલે એ જરૂરી છે.' તે ઉપરથી સને ૧૯૩૨માં મુબઈમાં પણ વ્યાખ્યાનમાળા ચલાવવાનો વિચાર પોષાયો. અને ત્યારથી આજસુધી મુબઈમા વ્યાખ્યાનમાળા ચાલુ છે. સને ૧૯૪૪ ના પજુસણમાં જ્યારે મોહનભાઈ છેક નંખાઈ ગયેલા ત્યારે પણ તેઓ વ્યાખ્યાનમાળામાં આવેલા. મુબઈની વ્યાખ્યાનમાળામા દર વર્ષે તેમનું એકાદ પ્રવચન તો હોય જ, અને બધાં જ વ્યાખ્યાનોમાં તેમની હાજરી પણ હોય ઉત્કટ સુધારકની પેઠે તેઓ દરેક નિરર્થક રૂઢિનો ખુલ્લેખુલ્લા વિરોધ ન કરતા, પણ તેમનું વલણ સુધા-

રક વૃત્તિનું જ હતુ. તેઓ ઘણીવાર કહેતા કે માત્ર વેષધારીને સાધુ માની પૂજવા અને નભાવ્યે જવા એ વિચારનું અપમાન છે. ક્રાંતિકારી વિચારને કારણે પં. દરબારીલાલજીને શ્રી મહાવીર જૈન વિદ્યાલયે મુક્ત કર્યાં તોપણ મોહનભાઈ ઠેઠ સુધી દરબારીલાલજીને ખૂબ સત્કારતા અને તેમના કાર્યમાં યથાશક્તિ મદદ પણ આપતા.

**વિનોદપ્રિયતા અને મિલનસારપણું**

મોહનભાઈને જેમ મિત્રો અને પરિચિતોનો વિનોદ કરવો ગમતો તેમ તેમનો બીજો કોઈ ગમે તે રીતે વિનોદ કરે તે પણ એમને ગમતું. વિનોદ કરવા કે સાંભળવામાં તેમની પ્રકૃતિનું મુખ્ય તત્ત્વ ખડખડ હાસ્ય હતું. એમનો સ્વર જેટલો ઊંચો તેટલું જ તેમનું હાસ્ય મુક્ત. વિનોદી અને આનંદી સ્વભાવનો એક દાખલો અત્રે બસ થશે. બેલગામના પ્રવાસ વખતે મોહનભાઈએ એક સ્થળે પોતાના પ્રિય મિત્ર શેઠ હરગોવિંદદાસ સાથે દોડવાની શરત મારી કે કોણ આગળ જાય છે. એ કાઠિયાવાડી ફેંટો, પ્રૌઢ ઉંમર અને સભળભભળ ધોતિયું છતાં હિંમતથી તેઓ દોડ્યા અને આગળ જવાના ઉત્સાહમાં ખ્યાલ ન રહેવાથી પડી પણ ગયા. કાંઈક વાગ્યું છતાં એટલી જ તાજગીથી પાછા પોતાના પક્ષનો બચાવ કરવા લાગ્યા.

એમના સ્વભાવનો એક ખાસ ગુણ મિલનસારપણું હતો. ગમે તેની સાથે એકરસ થઈ જતાં તેમને વાર ન લાગે. વિચારો કે ચર્ચામાં ઘણે પ્રસંગે બીજાથી જુદા પડે ત્યારે ઊંચે અવાજે પોતાનો વિરોધ પ્રગટ કરે. પણ પાછા વિરોધી સાથે મળી જવામાં તેમને કોઈ તત્ત્વ રોકે નહિ. એટલી નિખાલસતા તેમનામાં જોવામાં આવતી.

અમે ઘણીવાર કહીએ કે, 'મોહનભાઈ ! તમે બહુ મોટાં પોથાં પ્રગટ કરો છો અને ખૂબ લાંબુ લખો છો.' ત્યારે તદ્દન નિખાલસ ભાવે પણ ખડખડાટ હસીને નિશાળના માસ્તરોની પેઠે ચાવીને બોલતા હોય તેમ સામાને ઉડાવતાં તેઓ કહે કે 'તમારા જેવા કાંઈ અમે મૌલિક લેખક નથી'

મોહનભાઈને જમવુ–જમાડવુ ખૂબ ગમતું. તેઓ કહે કે 'હુ મિત્રો જેટલો સફળ સમારંભ કરી શકતો નથી, પણ મને લોભ નથી,' એ વાત સાચી હતી તેમની પાચનક્રિયા એટલી બધી સારી હતી કે ગમે તેવુ ગરિષ્ટ ભોજન તેમને પચી જતું. જમ્યા પછી પણ કાંઈક સારુ આવે તો ના ન

પાડે. અને જુદે જુદે ખાસ નિમિત્તે ગમે તેટલી વાર પ્રસાદ લેવાનો પ્રસંગ આવે તો તેનો ઇન્કાર ન કરે. હુ ઘણીવાર પરિહાસમાં કહેતો કે, 'મોહનભાઈ! તમે પાચનાન્તરાય કર્મનો ક્ષયોપશમ ઉપાર્જિત કર્યો છે' ત્યારે તેઓ કહેતા કે, 'તમારે એવો ક્ષયોપશમ નથી એ દુઃખની વાત છે.'

## છેલ્લો પ્રસંગ

સન ૧૯૪૪ના જાન્યુઆરીમાં હું કાશીથી મુબઈ આવ્યો ત્યાર બાદ એકવાર મોહનભાઈ મળવા આવ્યા. તેમણે વાતચીતમાં કહ્યું કે, 'જૈન ગૂર્જર કવિઓ–ત્રીજો ભાગ' તદ્દન તૈયાર છે. મારે એની અતિવિસ્તૃત પ્રસ્તાવના લખવી છે' ઇત્યાદિ. મેં કહ્યું, 'તમારી રુચિ, શક્તિ, અને પ્રવૃત્તિ જોતાં મને લાગે છે કે હવે તો તમારે નિવૃત્ત થઈ તમારા પ્રિય કામ પાછળ જ જીવન વ્યતીત કરવુ ઘટે.' તેમણે જવાબમાં કહ્યું કે, 'મારી ઇચ્છા પણ એવી જ છે. હુ એ જ દૃષ્ટિથી કેટલીક કૌટુંબિક ગોઠવણ એવી કરવા વિચારું છુ કે મુબઈનું ખરચાળપણુ ઓછુ થાય. કોઈ સંસ્થા પાસેથી કાંઈ લીધા સિવાય આજલગી કર્યું છે તેમ કામ કરું અને છેલ્લા જીવનનો શાન્ત ઉપયોગ કરી લઉં' આવી ભાવના સેવનાર એ કર્મયોગીની સ્થિતિ જ્યારે સન ૧૯૪૪ ના પજુસણ પ્રસંગે અમે જોઈ ત્યારે અમને બધાને એમના જીવન વિષે ઊંડી ચિંતા વ્યાપી.

## ઉપસંહાર

શ્રીયુત મોહનભાઈની પ્રવૃત્તિ વિવિધ હતી છતાં જૈન શ્વે કૉન્ફરન્સના અને મહાવીર જૈન વિદ્યાલય–એ બે સંસ્થાઓ સાથે એમનું તાદાત્મ્ય સૌથી વધારે હતુ. એના વિકાસમાં તે વધારે ને વધારે રસ લેતા કૉન્ફરન્સના સંચાલકોએ મોહનભાઈની સેવાનું ઘટતુ સન્માન કરવા તેમની યાદગાર માટે એક ફંડ ઊભું કર્યું છે, જેમાં તત્કાલ જ કેટલીક રકમ એકઠી થઈ ગઈ છે પણ એ સંચાલકોએ અને મોહનભાઈના બીજા મિત્રોએ તેમ જ પરિચિતોએ એ ફંડ વધારવા વિશેષ વ્યવસ્થિતપણે ત્વરિત પ્રયત્ન કરવો ઘટે છે. સારું સરખું ફંડ મેળવી મોહનભાઈના સ્મારક તરીકે કૉન્ફરન્સ કાંઈ પણ એક આવશ્યક અને ઉપયોગી એવી સાહિત્ય પ્રકાશન–સંપાદનની પ્રવૃત્તિ શરૂ કરે તો તે બધી રીતે વ્યાજબી ગણાય. આપણે ઇચ્છીએ કે કૉન્ફરન્સના મંત્રીઓ અને બીજા સદ્‌ભાવશીલ ગૃહસ્થો આ વસ્તુ તરત ધ્યાનમા લે.

–પ્રબુદ્ધ જૈન ૧૫, ફેબ્રુઆરી ૧૯૪૬.

# અંજલિ

## [સદ્ગત શ્રી મોહનલાલ દ દેસાઈની સાહિત્યસેવા અને નિષ્ઠાને]

### [ ૨૧ ]

સહૃદય મિત્રો,

આભારવિધિના ઔપચારિક ભારમાં દબાયા વિના જ આપણે મુખ્ય પ્રસંગ ઉપર આવીએ શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક કૉન્ફરન્સે મને પોતાનો સમજીને જ બોલાવ્યો છે હુ પણ એ ભાવથી જ આવ્યો છુ. સદ્ગત શ્રી મોહનલાલભાઈ દેસાઈનુ તૈલચિત્ર કૉન્ફરન્સ તૈયાર કરાવે અને તેના અનાવરણ વિધિ માટે મને બોલાવે ત્યારે સહેજે વિચાર આવે છે કે કૉન્ફરન્સ, મોહનભાઈ અને હુ એમ ત્રણેનો પરસ્પર શો સંબંધ હતો અને હજીયે છે. વળી, એ પણ જિજ્ઞાસા થયા વિના ન જ રહે કે હું કૉન્ફરન્સને કઈ દૃષ્ટિએ જોતો અને સમજતો રહ્યો છુ, તેમ જ મોહનભાઈનુ મારી દૃષ્ટિએ શું સ્થાન હતુ?

હું કૉન્ફરન્સનો નખશિખ ઇતિહાસ નથી જાણતો એ ખરું, પણ એના મુખ્ય સ્વરૂપ અને મુખ્ય પ્રવૃત્તિ વિશે થોડીઘણી માહિતી તો છે જ. હુ જાણુ છુ ત્યાં લગી શ્વેતામ્બર મૂર્તિપૂજક પરંપરાની બીજી કોઈ પણ સંસ્થા કરતાં કૉન્ફરન્સનુ દૃષ્ટિબિંદુ અને બંધારણ ઉદાર તેમ જ વિશાળ રહ્યાં છે. પરિસ્થિતિવશ તેનુ મુખ્ય કાર્યાલય મુબઈમાં હોવા છતા તેની બેઠકો અને વાર્ષિક અધિવેશનો માત્ર મુબઈમાં જ પૂરાઈ રહ્યાં નથી પૂર્વમાં કલકત્તા, ઉત્તરમાં પજાબ, પશ્ચિમમાં કાઠિયાવાડ, રાજસ્થાન અને ગુજરાત તેમ જ દક્ષિણમાં પૂના લગી સમયે સમયે એનાં અધિવેશનો થતા રહ્યાં છે અને તે તે પ્રાન્ત કે પ્રદેશના સદ્ગૃહસ્થો પ્રમુખપદ પણ શોભાવતા રહ્યા છે. આ સૂચવે છે કે પ્રથમથી જ કૉન્ફરન્સનુ દૃષ્ટિબિંદુ સમગ્ર મૂર્તિપૂજક સંઘને પોતાની સાથે લેવાનુ રહ્યું છે અને એ પણ કબૂલ કરવુ જોઈએ કે આ દૃષ્ટિબિન્દુને સંઘે હૃદયથી આવકાર્યું પણ છે તેથી જ તેને દરેક પ્રાન્ત અને પ્રદેશમાંથી હાર્દિક આવકાર મળેલો અને ઉદ્દામ, મધ્યમ તેમ જ જૂનવાણી વિચારસરણી ધરાવનાર ભાઈ–બહેનો પણ કૉન્ફરન્સને અપનાવતાં રહ્યા છે

જૈન સંઘના બંધારણમાં ચતુર્વિધ સંઘનું સ્થાન એકસરખું છે. ક્યારેક કોઈ વ્યક્તિ મુખ્ય ભાગ ભજવતી દેખાય યા સર્વોપરી મોવડી જેવી લાગે તોય તેના મૂળમાં ગુણ અને કાર્યશક્તિ રહેલાં હોય છે, નહિ કે પેઢીઉતાર સત્તાનો વારસો. આ જૈન સંઘનું સ્વરૂપ આજકાલની ભાષામાં કહીએ તો લોકશાહી છે; અલબત્ત, તે એક ધર્મપરંપરા પૂરતી.

કૉન્ફરન્સે પોતાનો કાર્યપ્રદેશ મુખ્યપણે ત્રણ બાબતોમાં મર્યાદિત કરેલો એમ હું સમજું છુંઃ (૧) ધાર્મિક, (૨) સાહિત્યિક, અને (૩) સામાજિક. ધાર્મિક બાબતમાં તીર્થના પ્રશ્ન ઉપરાંત ધર્માચાર અને તાત્ત્વિક શિક્ષણ વગેરેનો સમાસ થાય છે. બને ત્યાં લગી નવા જમાનાની માગણીને અનુકૂળ થાય એ રીતે કૉન્ફરન્સે સાધન ને શક્તિના પ્રમાણમાં એ બાબત કાંઈક ને કાંઈક કર્યું જ છે, અને હજીયે એ કાંઈક ને કાંઈક કરે જ છે. સાહિત્યની બાબતમા એનુ કામ વિશેષ ધ્યાન ખેંચે એવુ છે, પ્રથમથી જ એણે પ્રાચીન સાહિત્યવારસાને પ્રકાશમાં લાવવાની નેમ રાખી છે અને એ દિશામાં યથાશક્તિ પણ નક્કર કામ કર્યું છે સામાજિક બાબતમાં કૉન્ફ-રન્સે દેશમાં વિકસતા જતા ઉદાર વિચારોને ઝીલ્યા અને યથાશક્તિ પ્રચાર્યા પણ છે.

કૉન્ફરન્સની ઉપર સૂચવેલી ભૂમિકામાં સદ્ગત મોહનભાઈનો શો સંબંધ હતો અને તેમણે શો શો ફાળો આપ્યો, મુખ્યપણે એ જાણવુ તે જ આજના પ્રસંગ સાથે વિશેષ સંગત છે મુંબઈમાં સદ્ગત ડૉ. બાલાભાઈ નાણાવટીના પ્રમુખપણા નીચે અધિવેશન થયુ ત્યારે હું પહેલવહેલો કૉન્ફ-રન્સમાં આવેલો, એમ યાદ છે. ઘણું કરી તે જ વખતે મોહનભાઈનો પ્રથમ પરિચય થયો અને તેમની રુચિ, પ્રવૃત્તિ તથા પ્રકૃતિ વિશે કાંઈક જાણવા પામ્યો. તે જ વખતે મારા મન ઉપર એમને વિશે જે સામાન્ય છાપ પડેલી તે જ છેવટ સુધી વધારે ને વધારે પ્રત્યક્ષ પરિચયથી સ્પષ્ટ થતી ગઈ.

મેં જોયેલું કે તેમની પ્રકૃતિ જેમ હસમુખી તેમ આશાવાદી હતી. મેં એ પણ જોયુ કે તે કાંઈક ને કાંઈક સારું કામ કરવાની ધગશવાળા અને જાતે જ કાંઈક કરી છૂટવાની વૃત્તિવાળા હતા અને એ પણ જોયેલું કે જ્યાથી જે પ્રાપ્ત થાય અને શીખવાનુ મળે ત્યાંથી મુક્તમને તે મેળવવું અને તેનો યોગ્ય વિનિમય કરવો.

મુંબઈના પ્રથમ મિલન પછી તો તેમના છેલ્લા દિવસો સુધીમાં હું અને તેઓ એટલી બધી વાર મળ્યા છીએ કે તેનો આંક સ્મૃતિમા પણ

નથી. માત્ર મળ્યા જ છીએ એટલું જ નહિ, પણ સાથે કલાકો લગી અને કેટલીક વાર તો દિવસો લગી રહ્યા છીએ. સાથે પ્રવાસ પણ કર્યો છે. આ બધા પ્રસંગે મેં એ જોયુ કે તેઓ રાજકારણ, કોંગ્રેસ કે ગાંધીજી વગેરેની કોઈપણ ચર્ચા ઉપરથી છેવટે કોન્ફરન્સની પ્રવૃત્તિને લગતી કોઈ ને કોઈ બાબત ઉપર આવે, જાણે કે એમના મનમાં એક પ્રશ્ન ઘોળાતો ન હોય તે રીતે વાત કરે. મને લાગેલુ કે એમનો પ્રશ્ન એ છે કે કોન્ફરન્સ શિક્ષણ, સાહિત્ય અને સામાજિક સુધારાની બાબતમાં શું શુ કરી શકે અને તે કામ કેવી રીતે પાર પાડવું?

એક તો જૈનસમાજ વ્યાપારપ્રધાન, આર્થિક દૃષ્ટિએ તદ્દન સ્વાધીન હોય એવા લોકો ગણ્યાગાંઠ્યા, મધ્યમવર્ગીય બધા જૈનોને કોન્ફરન્સમાં સમ્મિલિત કરવાની દૃષ્ટિ, સાધુઓના અંદરોઅંદરના પક્ષભેદ અને તેને લીધે શ્રાવકવર્ગમા પડતી ફૂટના કોન્ફરન્સ ઉપર પડતા પ્રત્યાઘાતો; આ બધું કોન્ફરન્સની દૃષ્ટિ, શક્તિ અને પ્રવૃત્તિને મર્યાદિત કરનારું પહેલેથી જ હતું અને હજીયે છે. એક બાજુથી બધી દિશામાં વિચારસ્વાતંત્ર્યનો પવન ફૂંકાતો હોય, અનેક ઉપયોગી પ્રવૃત્તિઓ દેશમાં વિકસની જતી હોય અને બીજી બાજુથી કોન્ફરન્સ એ સાથે તાલ મેળવી ન શકતી હોય તો સાચા ધગશ-વાળા કાયકર્તાને મૂંઝવણ થાય. એવી મૂંઝવણ મેં શ્રી મોહનભાઈમાં અનેક-વાર નિખાલસપણે પ્રગટ થતી જોઈ છે.

અત્રે એક બાબત ધ્યાનમાં રાખવી ઘટે કે મોહનભાઈ વકીલ હતા, પણ તેમની વકીલાત એવી ન હતી કે તેમને તેમની ઇચ્છા પ્રમાણે કામ કરવાનો અવકાશ આપે. આવક બહુ મર્યાદિત, કૌટુમ્બિક આદિ પ્રશ્નો ઘણા, છતાં એમનુ ખમીર આશાવાદી, પ્રવૃત્તિશીલ અને કર્મઠ હતુ. વળી એમની તબિયત પણ એટલી જ સારી. થાક તો જાણે લાગે જ નહીં. કોઈકવાર જમ્યા પછી પણ જમવાનો પ્રસંગ આવે તો તેઓ પાછા ન પડે અને એમની નિદ્રા પણ એટલી પાકી. કોઈ કામ લીધુ એટલે એ પૂરું કર્યે જ છૂટકો એમાં પછી ઊંઘ કે આરામ જોવાનો જ નહીં. તેથી જ તેઓ કોન્ફરન્સની બધી પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ ભાગ લેતા અને પોતે રુચિ તેમ જ શક્તિ પ્રમાણે અમુક કામ હાથમાં લઈ તેને પૂરા ખંતથી અને મહેનતથી પાર પાડતા. જો કોઈ બીજા કાર્યકર્તા તેમને ભેટી જાય અને તેની પાસેથી કામ લેવાનું શક્ય હોય તો તેઓ તેને કોન્ફ-રન્સ સાથે સાંકળી એક યા બીજી રીતે તેની પાસેથી પણ કામ લેવાનો

માર્ગ મોકળો કરે. સદ્‌ભાગ્યે એમને સાથીઓ અને મિત્રો પણ સાગ મળેલા. સદ્‌ગત મોતીચંદભાઈ, મકનજીભાઈ અને મોહનલાલ ઝવેરી વગેરે એમના સાથીઓ. જ્યાં એમની મંડળી મળી કે ત્યાં કાંઈક સર્જક વિચાર થાય જ અને કોઈ એક બીજાને પાછો ન પાડતાં ઉત્સાહિત જ કરે. આ વસ્તુ મેં મહાવીર જૈન વિદ્યાલયની મિટિંગોમાં તથા કોન્ફરન્સ ઑફિસમાંના મિલન પ્રસંગે અનેકવાર જોઈ છે.

મોહનભાઈની અંગત પ્રવૃત્તિ મુખ્યપણે સાહિત્યિક હતી. અંગ્રેજી, હિન્દી, ગુજરાતી, પ્રાકૃત, અપભ્રંશ અને સંસ્કૃત આદિ ભાષાઓમાં જ્યાં જ્યાં તેમને જૈન સાહિત્ય, તત્ત્વજ્ઞાન કે આચાર વિશે જાણવાનું મળે તે બધામાંથી તેઓ એકલે હાથે સંગ્રહ કરે. વાંચનાર પોતે, ભાષાન્તર કરનાર પોતે, પ્રૂફ જોનાર પોતે. એમ પોતાની બધી કૃતિઓમાં અને બધાં લખાણોમાં જે કાંઈ કરવું પડ્યું છે તે બધું લગભગ તેમણે પોતાને હાથે જ કર્યું છે. કોન્ફરન્સ હેરલ્ડ અને જૈનયુગ, જે તે વખતે કોન્ફરન્સનાં મુખપત્રો હતાં, તેની ફાઈલો જોતાં તો જણાશે કે એમાં મુખ્ય આત્મા એમનો જ રમે છે. તેઓ મને ઘણી વાર વાતવાતમાં કહેતા કે 'લોકો લખાણોને જૂના ચોપડા ઉખેળનાર અને ઉકેલનાર તરીકે ગણી ટીકા કરે છે કે તમે હેરલ્ડ અને જૈનયુગના પાનાંમાં નકામું શું ભરી રહ્યા છો?' પણ હવે અત્યારે તો સૌને સમજાય છે કે મોહનભાઈનું પ્રવૃત્તિક્ષેત્ર અને કામ વિદ્વાનોને કેટલું ઉપયોગી છે અને તેનું મૂલ્ય કેટલું સ્થાયી છે!

પોતાના સાહિત્યિક કામને માટે શ્રી મોહનભાઈને અનેક ... લિખિત પ્રતો મેળવવી અને તપાસવી પડતી અને એ માટે ... પડે કે તરત જ તેઓ એ કામમાં લાગી જતા; ... વાદ કે પાટણના જ્ઞાનભંડારો જોવા માટે પ્રવાસ ... ઉપયોગ આરામ માટે કરવાનો તો વિચાર જ ... બમણા ઉત્સાહથી બમણું કામ કરે અને એમાં ... કંટાળો આવે જ નહીં અને એ કામમાં ... નો જોઈ લો આનંદ. ...

હું અને આચાર્ય જિનવિજય ... વાર શ્રી મોહનભાઈ જ્ઞાનભંડારો જોવા માટે ... તેઓ ટેક્ષાના ઉપાશ્રયનો ભંડાર જોતા ... અગિયાર સુધી પાછા ન આવ્યા. ...

આવે અને શહેરમાં જ ક્યાંક સૂઈ રહેશે. અમે તો બધા સૂઈ ગયા. ત્યાં તો લગભગ અડધી રાતે શ્રી મોહનભાઈએ બારણાં ખખડાવ્યાં, અને અમને જગાડ્યા. અમે જોયું કે આટલા પરિશ્રમ પછી પણ એમનામાં થાક કે કંટાળાનું નામ નહોતું. ઊલટું આજે તો એ એવા ખુશ હતા કે ન પૂછો વાત! ખિલખિલાટ હસીને એ કહે: 'પંડિતજી! આજે તો તમને પ્રિયમાં પ્રિય એક કૃતિ મળ્યાના સમાચાર આપું તો મને શું જમાડશો? શું ઇનામ આપશો? કહો તો ખરા કે આપને અતિપ્રિય એવી કઈ કૃતિ મળી હશે?' મેં કહ્યું: 'મોહનભાઈ! એના ઇનામમાં તમને તમારા જ નામનું મિષ્ટાન્ન જમાડીશું!' તે દિવસે મોહનથાળ બનાવ્યો હતો. પછી હું આ કૃતિ શું હોઈ શકે એના વિચારમાં પડ્યો. ચાર–પાંચ મિનિટ વિચાર કરીને પછી મેં પણ સટોડિયાની જેમ તુક્કો લગાવ્યો, અને કહ્યું કે 'એ કૃતિ તે મહોપાધ્યાય શ્રી યશોવિજયજીનુ જીવન જેમાં થોડુંઘણું પણ સંગ્રહાયેલું છે તે 'સુજસવેલી ભાસ' હોવી જોઈએ.' આ કૃતિનો થોડોક ભાગ પાટણમાંથી મળેલો; બાકીનો ભાગ મેળવવા અમે ખૂબ ઉત્સુક હતા અને મોહનભાઈએ એ જ કૃતિ શોધી કાઢી હતી. અમારા આનંદનો પાર ન રહ્યો.

આવા તો બીજા પ્રસંગો પણ આપી શકાય, પણ અહીં એને માટે એટલો વખત નથી.

લોયમેન, વેબર, યાકોબી આદિ જર્મન વિદ્વાનોએ જૈન પરંપરા ને તેના સાહિત્યને લગતો ઇતિહાસ લખવાની પહેલ કરી. ફ્રેંચ અને અંગ્રેજી ભાષામાં પણ જૈન પરંપરાને લગતા અધ્યયનનો પ્રારંભ થયો, પણ ભારતીય ભાષાઓમાં આધુનિક દૃષ્ટિએ અને સંશોધક વિદ્વાનોને ઉપયોગી થાય એ પ્રકારના સાહિત્યિક ઇતિહાસનો અતિ અલ્પ પણ મહત્ત્વનો પાયો શ્રી મોહનભાઈએ નાખ્યો હવે તો એ દિશામાં માગણી અને જિજ્ઞાસાને અનુરૂપ એવા નવીન પ્રયત્નો શ્વેતાંબર અને દિગંબર બન્ને પરંપરામાં થઈ રહ્યા છે, પણ તેમાં ય મોહનભાઈના "જૈન સાહિત્યના ઇતિહાસ"નું સ્થાન છે જ.

એમની મહતી કૃતિ, અને મારી ધારણા સાચી હોય તો, તેમની તબિયત ઉપર જીવલેણ ફટકો મારનાર કૃતિ એ તો 'જૈન ગૂર્જર કવિઓ' છે. એમણે તે ભારત જેવું કામ એકલે હાથે કેવી રીતે સંપન્ન કર્યું એ નવાઈ જેવું લાગે છે, પણ જેણે જેણે તેમને એ કામ કરતા જોયા છે તેઓ જાણે છે કે એ કામમાં તેમણે કેટલી શક્તિ, કેટલો સમય અને કેટલો

અંગત ખર્ચ અર્પિત કર્યો છે. એક રાતે મેં જોયું કે હું તો સૂઈ ગયો છુ અને તેઓ બાર વાગ્યા પછી મારી સાથેની ચર્ચા પૂરી કર્યા બાદ જાગતા બેઠા છે. તેમની ખીડી અને કલમ બન્ને સમાનગતિએ કામ કરતા હતાં. બે વાગે તેઓ સૂતા. સવારે મને કહ્યુ કે. 'મારો રોજિંદો કાર્યક્રમ આ જ છે. દિવસે વચ્ચે વિક્ષેપ આવે, પણ રાતે નિરાકુળતા.' એક વાર તેમની સાથે કોર્ટમાં ગયો, ત્યાંય જોયું કે પ્રૂફો સાથે હતાં, અને વખત મળે કે જોતા. મેં દાદર, ઘાટકોપર અને મુલુંદ એ સ્થળોમાં તેમને અનેક વાર કામ કરતા જોયા છે. રાત રહે તો કામ લેતા આવે. મેં પૂછ્યું. 'આ ભાર શો?' તો કહે 'પરિશિષ્ટોનું કામ ચાલે છે. ન કરું તો કરે કોણ? અને રહી જાય.'

અહીં સિંધી જૈન સિરીઝમાં પ્રસિદ્ધ થયેલ એમનું અંગ્રેજી પ્રસ્તાવના-વાળું વિશિષ્ટ સંપાદન 'ભાનુચંદ્ર–સિદ્ધિચંદ્ર' કોઈ પણ સ્કોલરનું ધ્યાન ખેંચ્યા વિના રહે તેમ નથી એ યાદ રાખવુ ઘટે.

શ્રી મોહનભાઈની પ્રકૃતિ સારા કામમાં કંઈક ને કંઈક ભાગ લેવો જ એવી હતી. એમ કરવામાં તેઓ પોતાની મુશ્કેલીનો વિચાર ભાગ્યે જ કરે. તેઓની આવક મર્યાદિત અને કૌટુંબિક જવાબદારીઓ વધારે હતી, એનો નિર્દેશ મેં પહેલાં કર્યો જ છે. એક વાર એક કામનો વિચાર ચાલતો હતો ત્યારે તેઓ આવીને મને કહે, 'પંડિતજી, આમાં હુ પાંચસો રૂપિયા આપીશ.' હું તો સાંભળી જ રહ્યો. મેં કહ્યું. 'મોહનભાઈ, તમારા માટે તો આ બહુ કહેવાય.' તો કહે કે 'મને આ કામ પસંદ છે. એટલે મારે એમાં ભાગ લેવો જોઈએ.' આમ શ્રી મોહનભાઈનું જીવન અર્પણનુ જીવન હતું એ જોઈ શકાશે.

ગુજરાત સાહિત્ય પરિષદના અધિવેશન પ્રસંગે તેઓ કોઈ ને કોઈ જરૂર લખી મોકલાવે. આચાર્યશ્રી જિનવિજયજીએ જૈન સાહિત્ય સંશોધક શરૂ કર્યું તો મોહનભાઈનો એમાં સક્રિય સાથ. શ્રી વાડીલાલ મોતીલાલ તેમના પ્રાથમિક મિત્ર, પણ તેમનો વિશેષ અને સ્થાયી પરિચય તો ઐતિ-હાસિક અને તટસ્થ દૃષ્ટિવાળા શ્રી નાથુરામ પ્રેમીજી તથા આચાર્યશ્રી જિનવિજયજી સાથે. મહાવીર જૈન વિદ્યાલયના તેઓ પ્રથમથી જ એક કાર્યકર્તા, પણ તેમનુ મુખ્ય પ્રવૃત્તિક્ષેત્ર પ્રાચીન સાહિત્યનો વર્તમાન યુગની દૃષ્ટિએ ઉદ્ધાર અને પરિચય કરાવવો તે. કૉન્ફરન્સના એક જાગરૂક કાર્યકર્તા તરીકેનુ તેમની સાથે સંકળાયેલું મારું સ્મરણ એ જેમ મારા માટે મધુર છે તેમ એ વિશે બીજાઓએ જાણવું એ તેથી ય વધારે રોચક અને ઉપયોગી

પણ છે. તેથી એનો ઉલ્લેખ જરા વિગતે કરું છું. આની પાછળ દૃષ્ટિ એ છે કે કોન્ફરન્સના અત્યારના નવીન કાર્યકર્તાઓ અને હવે પછી આવનાર પેઢીના કાર્યકર્તાઓ કોન્ફરન્સની પ્રવૃત્તિના એક અને મારી દૃષ્ટિએ મહત્ત્વના અંગથી પરિચિત રહે અને તે દિશામાં પ્રાપ્ત થતાં કર્તવ્યોને બરાબર સમજે. વળી કોન્ફરન્સની એ પ્રવૃત્તિનુ બીજ ગમે ત્યારે વવાયું પણ અત્યારે એનાં જે પરિણામો આવ્યાં છે અને ઉત્તરોત્તર વિકસતાં દેખાય છે તેને બધા સમજદાર સમજી લે. બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં જૈનચેર સ્થાપવાના વિચારનું બીજ તો ૧૯૧૯ની કલકત્તા કોંગ્રેસની બેઠક વખતે રોપાયેલું, પણ ફણગો ફૂટવાનો સમય ૧૯૩૦ પછી આવ્યો. શ્રી મોહનભાઈએ અમદાવાદમા એક વાર મને પૂછ્યું, કે 'તમે આ બાબત તટસ્થ કેમ છો ?' મેં કહ્યું: 'કોન્ફરન્સના મંત્રીઓ અને કાર્યકર્તાઓ બહુ ભલા છે. પં. માલવિયજી જેવાના પ્રભાવમાં તણાઈ અમુક વચન આપી દે છે, પણ કાશીની સ્થિતિ તેઓ નથી જાણતા.' મોહનભાઈના આગ્રહથી મેં કહ્યું કે ભલે પૈસા મોકલાવી દો, પણ આ શરતો સાથે સૂચવો એમણે એ શરતો નોંધી અને મુંબઈ જઈ બનારસ સાથે પત્રવ્યવહાર કર્યો શરતો લગભગ સ્વીકારાઈ. હવે જૈન અધ્યાપક નિયત કરવાનો પ્રશ્ન હતો. એક ભાઈને ત્યાં મોકલ્યા, પણ ચેરનું તંત્ર ડામાડોળ થઈ ગયું. હુ પોતે ગુજરાત વિદ્યાપીઠ છોડી અથવા કહો કે ગુજરાત છોડી બહાર જવા પ્રથમથી જ તૈયાર ન હતો, પણ કટોકટી આવતાં ૧૯૩૩ના જુલાઈમા હુ કાશી ગયો. કાશી જવા માટે હું તૈયાર થયો તેની પાછળ બળ હતુ કોન્ફરન્સનુ અને કોન્ફરન્સ એટલે મારી દૃષ્ટિએ તે વખતે સજીવ કાર્યકર્તા બે મોહનભાઈ એક દેસાઈ અને બીજા ઝવેરી. એમણે મારા માટે બધી વધારાની સગવડ કરી આપવાનુ આપમેળે બીડું ઝડપ્યુ. કાશીનું તંત્ર તો તરત ગોઠવાયુ, પણ તેનાં દૂરગામી સુપરિણામો જે આવ્યાં છે તેનું યથાવત્ મૂલ્યાંકન કરનાર અહીં કોણ છે તે હું નથી જાણતો.

આની લાંબી કથાનો અત્યારે સમય નથી, પણ સંક્ષેપમાં નોંધ લેવી અસ્થાને નથી. છેલ્લાં ૨૩ વર્ષમાં કાશીમાં જે અધ્યયન–અધ્યાપન, લેખન, સંશોધન અને પ્રકાશનની પ્રવૃત્તિ થઈ છે તે જૈન–ચેરને આભારી છે. એને લીધે ભણનાર તો કેટલાક આવ્યા અને ગયા પણ તેમાંથી કેટલાકની યોગ્યતા અને પદની ગણનાપાત્ર છે. કેટલાક જૈન દર્શનના આચાર્ય થયા તો કેટલાક સાથે સાથે એમ. એ. અને પી એચ ડી. પણ. એમાંથી પાંચેક તો પ્રોફેસરના ઉચ્ચ પદ ઉપર પ્રતિષ્ઠિત છે. કાશી જૈન–ચેરની ભાવનાએ કેટલાક

અસામ્પ્રદાયિક માનસ ધરાવનાર પણ જૈન તત્ત્વજ્ઞાન અને સાહિત્યનો ઉત્કર્ષ ઇચ્છનાર પંજાબી ભાઈઓને પ્રેર્યા અને ૧૯૩૭થી શ્રી પાર્શ્વનાથ વિદ્યાશ્રમની સ્થાપના થઈ. આગળ જતાં જૈન કલ્ચરલ રિસર્ચ સોસાયટી સ્થપાઈ. આમ જૈન-ચેર અધ્યાપનનું કામ પૂરું પાડે, પાર્શ્વનાથ વિદ્યાશ્રમ વિદ્યાર્થીઓને રહેવા–ખાવા–પીવા આદિની સગવડ પૂરી પાડે, વિશિષ્ટ પુસ્તકાલયની સગવડ આપે અને કલ્ચરલ રિસર્ચ સોસાયટી સુનિષ્ણાત વિદ્વાનોના ચિંતન–લેખનને મૂર્ત રૂપ આપે આ રીતે આ ત્રણેય અંગો એવી રીતે સંકલિત થયાં છે કે તે એકબીજાના પૂરક અને પોષક બની માત્ર જૈનપરંપરાની જ નહિ, પણ ભારતીય–અભારતીય વિદ્વાનોની નવયુગીન અપેક્ષાને અમુક અંશે સંતોષી રહ્યા છે.

હું અત્યારે ત્યાંની જે સંસ્કૃત, હિન્દી અને અંગ્રેજીમાં પુસ્તકો અને પત્રિકાઓ પ્રસિદ્ધ થયાં છે અને જે ઉચ્ચ કક્ષાના વિદ્યાવર્તુલમા આદરપૂર્વક વંચાઈ રહ્યાં છે તેની યાદી આપવા નથી બેઠો. આટલુંય સ્મરણ આપવાનો મારો ઉદ્દેશ એટલો જ છે કે શ્રી મોહનલાલ દેસાઈની અને ઝવેરીની અનિવાર્ય પ્રેરણા ન હોત અને કૉન્ફરન્સે મારી અસાંપ્રદાયિક વિદ્યાવૃત્તિનો ઉપયોગ કરવાની ઉદારતા પૂરી રીતે દાખવી ન હોત તેમ જ ચેરને અંગેની જરુરિયાતોની માગણીને સર્વાનુમતિએ વધાવી લીધી ન હોત તો હું કાશીમાં ગયો જ ન હોત, ગયો હોત તો સ્થિર થયો ન હોત અને ક્રમે ક્રમે ત્યાં જે વિકાસ થયો છે તેની શકયતા પણ ભાગ્યે જ આવી હોત.

આ ટૂંકું પણ આવશ્યક સ્મરણ એ સૂચવે છે કે કૉન્ફરન્સ સાથે અને તે દ્વારા શ્રી મોહનભાઈ સાથે મારો શો અને કેવો સંબંધ રહ્યો છે. જો આટલું પણ સ્પષ્ટ થયું હોય તો હવે એ કહેવાની જરૂર નથી રહેતી કે કૉન્ફરન્સ દ્વારા તૈયાર કરાવેલ સદ્‌ગત મોહનભાઈના તૈલચિત્રને ખુલ્લું મૂકવાના ઔપચારિક વિધિમાં મારું શું સ્થાન છે.

તૈલચિત્રના અનાવરણ પ્રસંગે તૈલચિત્રમાં સમાયેલ ગર્ભિત અર્થ જણાવવો અને એ દ્વારા કૉન્ફરન્સની પ્રવૃત્તિનું દિશાસૂચન કરવું એને હું મારી આવશ્યક ફરજ સમજું છું. એ ફરજમાંથી ચૂકું તો મારો અહીં આવવાનો ખાસ અર્થ મારી દૃષ્ટિએ રહે જ નહિ. તૈલચિત્ર એ તો પ્રતીક છે. એ પ્રતીક વિદ્યોપાસના, સાહિત્યસેવા અને નિષ્ઠાનું છે પ્રતીકની કોઈ સ્વતંત્ર અને નિરપેક્ષ પ્રતિષ્ઠા હોતી જ નથી. તેથી પ્રતીક દ્વારા આપણે મૂળ વસ્તુને સમજવા અને તે દિશામાં ઘટતુ કરવા પ્રવૃત્ત થઈએ તો જ સમારંભ

એ માત્ર સમારંભ ન રહેતાં એક કાર્યસાધક પગલું બની રહે.

સામાજિક સુધારણા અને બીજા ફેરફારો કરાવવાની બાબતમાં કૉન્ફરન્સે કરવા જેવું હોય તો મુખ્યપણે અત્યારે એ છે કે વહેમી અને ખર્ચાળ પ્રથાઓના ભારથી કચડાતા મધ્યમ વર્ગને એ જાળમાંથી મુક્તિ અપાવે એવુ વાતાવરણ તૈયાર કરવું. એ સિવાયના બીજા સુધારા ને ફેરફારની બાબતમાં આજની સામાજિકતા જે રીતે ઘડાઈ રહી છે અને દેશ–વિદેશનાં બળો એને ઘડવામાં જે રીતે કામ કરી રહ્યાં છે તે જોતાં એ નિશ્ચિત છે કે જૈનસમાજ પોતાનુ સામાજિક જીવન આપમેળે જ એ પરિવર્તન અને સુધારણાને અનુકૂળ કરી લેવાનો. એમ કર્યા વિના એની બીજી કોઈ ગતિ જ નથી. પરંતુ શિક્ષણ અને સાહિત્યનો એક એવો આગવો પ્રદેશ છે કે જે બાબતમાં કૉન્ફરન્સે ઘણુ કરવા જેવું છે. હું ધાર્મિક અને તત્ત્વજ્ઞાનના ચાલુ શિક્ષણની કે તેવુ શિક્ષણ આપે તેવા શિક્ષકો તૈયાર કરવાની વાત નથી કહેતો. એ કામ ઉપાશ્રયો અને મહેસાણા જેવી પાઠશાળાઓ મારફત ચાલી રહ્યું છે અને એમાં અનેક મુનિઓ તેમ જ ગૃહસ્થોનો સહયોગ પણ છે હું જે શિક્ષણની વાત કહેવા ઇચ્છુ છુ તે ઉચ્ચ ભૂમિકાના સર્વગ્રાહી શિક્ષણની વાત છે આજે શિક્ષણ વ્યાપક બનતુ જાય છે. એનું ઊંડાણ પણ ઉચ્ચ ભૂમિકાએ વધતું જાય છે મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયોની સંખ્યા વધતી જાય છે. ઉચ્ચ અને ઉચ્ચતર અધ્યયનની માગણી વધતી જાય છે, અને એ માગણીને સંતોષે એવા વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઠીક ઠીક વધતી જાય છે તેથી આ સમય આપણા માટે બહુ અનુકૂળ છે. જો કૉન્ફરન્સ ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉચ્ચ ભૂમિકાસ્પર્શી શિક્ષણની દૃષ્ટિએ કાંઈક કરે તો એમાં એને જશ મળે તેમ છે.

આ કામના મુખ્ય બે ભાગ છે. (૧) તૈયાર મળે એવા સુનિષ્ણાત કે નિષ્ણાત વિદ્વાનો દ્વારા વિષયવાર સાહિત્ય તૈયાર કરાવવુ અને સાથે સાથે મહાવિદ્યાલયો કે વિશ્વવિદ્યાલયોમાં પૂરી યોગ્યતાથી કામ કરી શકે એવા થોડા પણ નિષ્ણાતો તૈયાર કરવા–કરાવવામાં શક્તિ ખરચવી. (૨) અનેક વિષયનુ પ્રાચીન સાહિત્ય આપણે ત્યાં છે. તેમાંથી પસંદગી કરી વિશિષ્ટ વિદ્વાનો મારફત તેનું આધુનિક દૃષ્ટિએ સંપાદન–પ્રકાશન કરવું એ કૉન્ફરન્સની પ્રવૃત્તિનું એક અંગ હોવુ જોઈએ. પુસ્તકો અનેક પ્રસિદ્ધ થાય છે, પણ જ્ઞાનની નવી પેઢીને સંતોષે એવા બહુ વિરલ પ્રસિદ્ધ થાય છે. પ્રાચીન જૈન સાહિત્યનુ વિશ્વસાહિત્યમાં યોગ્ય મૂલ્યાંકન થાય તે માટે નવી દૃષ્ટિએ

મોટા ભાગે જૈન સમાજને બહુ અવકાશ છે, અને કૉન્ફરન્સને એમાં જશ મળે તેમ પણ છે.

એક બાબત ધ્યાનમાં રહે કે દેશ-વિદેશના કોઈ પણ ઉચ્ચ કે ઉચ્ચતર વિદ્વાનોનો, ધર્મ અને નાત-જાતના ભેદભાવ વિના આપણે ભલે ઉપયોગ કરીએ, પણ એ પાછળ દૃષ્ટિ એ રહેવી જોઈએ કે જૈન સમાજ પોતાના ગૃહસ્થ કે મુનિ વિદ્વાનોને તૈયાર કરે અને તૈયાર હોય તેને યથા-સ્થાન ગૌરવ પૂરું કામ આપે, જેથી શિક્ષણ અને સાહિત્યની બાબતમાં અને સાંપ્રદાયિક રીતે સમાજ પરાવલંબી યા શરણાગત જેવો ન રહે.

અત્યારે તો આવું કામ કરવા માટે પુષ્કળ સામગ્રી ઉપલબ્ધ છે. જૂની વસ્તુઓનાં સારાં નવેસરથી સંપાદનો થવા લાગ્યાં છે. એક અમેરિકન પ્રોફે-સર પ્રાચીન ગુજરાતી ભાષાના શાલિભદ્રરાસનું સંપાદન કરવા પ્રેરાય તે શું સૂચવે છે? હું તો જોઉં છું કે આજે હેમચંદ્ર ફરી જીવતા થાય છે. આજે સારા સાહિત્યની અને સારા વિદ્વાનોની ખોટની ઘણી વાતો થાય છે, પણ આજે હવે આ ખોટ એટલી મોટી નથી. જો જોવા ઇચ્છો તો સારું જૈન સાહિત્ય અને જૈન સાહિત્યના ઉચ્ચ કોટિના વિદ્વાનો પણ આપણે ત્યાં છે જ—પછી ભલે એ પ્રમાણમાં કદાચ ઓછા હોય, પણ આ રીતે જોવા-જાણવાની કોને પડી છે?

સદ્‌ગત શ્રી. મોતીચંદભાઈના સ્મારકનું ફંડ થયેલું છે, એનો ઉપયોગ પ્રાચીન સાહિત્યના નવા ગ્રંથોના સંશોધન-સંપાદન પાછળ થવો હજુ બાકી છે. ફંડ એકઠું કરવું એક વાત છે, એનો ઉપયોગ કરવો એ બીજી વાત છે. એ માટે તો દૃષ્ટિ અને ઉદારતા બન્ને જોઈએ

ભારતના નાક સમા મુંબઈનો જ વિચાર કરો, કે અહીં જૈન સાહિ-ત્યના કેન્દ્ર જેવું કંઈ આપણે ઊભું કર્યું છે? કોઈને જૈન તત્ત્વજ્ઞાન, સાહિત્ય કે કલાના વિષયમાં મુંબઈમાં જાણવું હોય તો એ વિષયનો નિષ્ણાત-એક્સ્પર્ટ કહી શકાય એવો એક પણ વિદ્વાન અહીં છે ખરો?

વળી આજે માનવતા, રાષ્ટ્રીયતા અને કેળવણીનો વિકાસ જે રીતે થઈ રહ્યો છે તેનો પણ આપણે વિચાર કરવો જોઈએ. આમાં વિકાસ બે માર્ગે થઈ શકે એક તો સમાજને ઉચ્ચ સંસ્કારો આપવા; અને બીજો અનૈતિકતાનો ત્યાગ કરવો. અનૈતિક ધન લઈને પુસ્તક, મંદિર કે મૂર્તિ કરવાં એ ભારતીય સંસ્કૃતિને શોભે નહીં, જૈનોને તો એ મુદ્દલ શોભે નહીં.

અનેકાંતનો વિકાસ કરવાની અને એના મર્મને જીવનમાં ઉતારીને સમભાવ, સહિષ્ણુતા અને ઉદારતા કેળવવાની જરૂર છે.

સમાજમાં આવા સંસ્કારોનું સિંચન કરવામાં, ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉચ્ચ શિક્ષણનો પ્રચાર કરવામાં અને ઉચ્ચ કોટીનું સાહિત્ય પ્રગટ કરવામાં કૉન્ફરન્સ ઘણું ઘણું કરી શકે એમ છે. સદ્ગત શ્રી મોહનલાલ દેસાઈએ આ બાબતમાં કૉન્ફરન્સ દ્વારા પહેલ કરી છે, અને આપણે માટે કર્તવ્યની દિશા સૂચવી છે હવે એ દિશાને વિકસાવવા અને સમૃદ્ધ કરવામાં જ એમનું ખરું સ્મરણ રહેલુ છે એમ સૌ કોઈ સ્વીકારશે.

આટલા પ્રાસંગિક નિવેદનને અંતે સદ્ગત શ્રી મોહનભાઈની નિષ્ઠા અને સાહિત્યસેવાને અંજલિ આપી, મને શાંતિપૂર્વક સાંભળવા બદલ આપ સૌનો આભાર માની હુ મારું વક્તવ્ય પૂરું કરું છુ.

—જૈન, ૨૧ જુલાઈ ૧૯૫૬

---

* તા ૧૫-૭-૧૯૫૬ ને રવિવારના રોજ સદ્ગત શ્રી મોહનલાલ દ દેસાઇના તૈલચિત્રની અનાવરણવિધિ પ્રસગે આપેલું વકતવ્ય.

# એક બીજા મિસ્ત્રી

## [૨૨]

ત્રીજા અંકમાં ડૉ. હરિપ્રસાદે મિસ્ત્રી સોમનાથ ભૂધર વિષે માહિતી આપી છે. આજે તેવા જ એક બીજા મિસ્ત્રીની માહિતી પ્રસ્થાનના વાચકોને ભેટ કરવામાં આવે છે. આ ઉપરથી આપણા દેશ અને જાતિનો પ્રાચીન વારસો તેમ જ એક વિષયની સતત લગની અને ઊંડાણ જે દરેકના જીવનમાં આવશ્યક છે, તે જોવામાં આવશે

છેલ્લાં બે વર્ષ થયાં આ મિસ્ત્રીનો પરિચય મને થયો અને તે અનેકવાર. વિશેષતા એ હતી કે એ મિસ્ત્રી જ્યાં અત્યારે રહે છે, અને કામ કરે છે ત્યાં જ હુ રહેતો હતો. આખા દિવસમાં ઘણીયે વાર સાથે બેસું અને તેઓની કારીગરી તથા પ્રાચીન અનુભવો વિષે પૂછુ, પણ તે વખતે આ પરિચય લખવાની કલ્પના ન હતી તેથી કેટલીક બાબત રહી ગયેલી છે. હમણાં એક મિત્ર મારફત પુછાવી જાણી લીધી તે ઉપરથી આ ટૂંક પરિચય લખું છુ.

મિસ્ત્રીનું નામ નારાયણદાસ. તેમના બાપનુ નામ ઘેલાભાઈ તે જાતે વાંઝા સુતાર અને અસલથી જામનગરના રહેવાસી છે. નારાયણદાસની ઉમર હમણાં ૭૦ વર્ષની છે પરિવારમા તેઓને ફક્ત એક પુત્રી છે. જે જૂનાગઢ તરફ રહે છે. એટલે અત્યારે તો વૃદ્ધ મિસ્ત્રી એકલા જ છે તેઓને હૂંફ હોય તો ફક્ત પોતાની કારીગરીની જ. મેં વાતચીતમાં ક્યારેય તેઓની બીજા પુત્રઘેલા લોકોની પેઠે છોકરો ન હોવાની ફરિયાદ સાભળી નથી. જ્યારે બેસો ત્યારે તેઓ પાસેથી કારીગરીની પ્રસન્ન વાતો સાંભળો.

આઠ વર્ષની ઉંમરે નારાયણદાસે પોતાના બાપ પાસે વાંસલો, કરવત અને સારડીનો પાઠ શરૂ કરેલો. ૧૩ વર્ષની ઉંમર થતા તેઓએ એક બીજા મિસ્ત્રીને ગુરુ બનાવ્યા. એ મિસ્ત્રી જાતે ગુજર સુનાર—અને નામે કેશવજી કાનજી, જામનગરના જ રહેવાસી. આ મિસ્ત્રી પાસે નારાયણદાસે નકશીનુ કામ શીખવા માંડ્યુ. આ કામ તેઓ ૨૩ વર્ષની ઉમર સુધી શીખતા રહ્યા. અને પાચ વર્ષની પૂર્વ તૈયારી તેમ જ દશ વર્ષનો સતત યોગ, કુલ પંદર વર્ષના અભ્યાસને અંતે તેઓ નકશીમા નિષ્ણાત થયા; અને ટ્રાવનકોરમાં પણ

મૂકયો. તેઓએ પોતાની પ્રથમ કૃતિ જામનગરમાં વ્રજનાથ મહારાજની હવેલીમાં બનાવી. એ કૃતિ તે રૂપાનો હિંડોળો, અને સોનાનું પારણું. આ કામ કરવામાં તેઓને માસિક ૧૫ રૂપિયા પગાર મળતો. ત્યાર બાદ રાજકોટ દરબાર માટે ૬ રૂપાની ખુરશીઓ, ૧ રૂપાનો કોચ અને એક રૂપાનો છત્ર-પલંગ માસિક રૂા. ૩૨ના પગારે બનાવ્યા. ત્યાર બાદ જામનગરમાં જ પુરુષોત્તમ જસરાજ લઠેટવાળાના મંદિરમાં રૂપાનાં કમાડો, રૂપાનાં સિંહાસન અને ઠાકુરજીના બે લાકડાના ઘોડા અને બે હાથી બનાવ્યા. ત્યાર પછી જૂનાગઢ દરબારમાં, જસા જામના દરબારમાં, કિસનગઢ દરબારમાં, સોના રૂપા અને લાકડાના નકશીવાળા અનેક નમૂના તેઓએ બનાવ્યા. હાથીદાંત ઉપર પણ તેઓએ ઘણું કામ કર્યું છે. કદાચ આજે આમાંના ઘણા નમૂનાઓ વિલાયતમા અમીરોના મહેલો શોભાવતા હશે. મિસ્ત્રીના લાકડા ઉપરના નકશીકામના નમૂના તરીકે અમદાવાદ સ્વામીનારાયણના મંદિરમાં ગણપતિની મૂર્તિ છે. જૈનમંદિરો પણ તેઓની કૃતિથી ભૂષિત છે.

આજે જિંદગીના છેવટના ભાગમાં સમગ્ર અનુભવના પરિપાક રૂપે પોતાની કારીગરી એ–મિસ્ત્રી એક જૈન મંદિરમાં દાખલ કરે છે. આ મંદિર લાકડાનુ અને તેનું ખોખું રૂપાનુ છે મંદિર કરાવનાર જામનગરના જાણીતા ગૃહસ્થ શેઠ કેશવજી માણેક છે એ શેઠ જેવા અર્થરક્ષક મેં બહુ ઓછા જોયા છે, છતાં તેઓ મને વારંવાર કહેતા કે આવા વૃદ્ધ અનુભવી મિસ્ત્રીની કારીગરી ગમે તેમ કરીને પણ સાચવી જ લેવી. અને એ જ દૃષ્ટિથી મારા સ્નેહી શેઠે આ મંદિરનું કામ કરાવવા માંડ્યું છે. માત્ર શેઠ પોતે જ એકલા ખંતીલા નથી પણ તેઓનું આખું કુટુબ આ મંદિરની રચના માટે મમત્વ ધરાવે છે. તે એટલે સુધી કે આખું કુટુંબ આ મિસ્ત્રીને વૃદ્ધ પિતારૂપે અગર વૃદ્ધ ગુરુરૂપે માની તેઓની બધી પરિચર્યા ઉઠાવે છે.

મિસ્ત્રીને માસિક રૂા. ૧૨૫ મળે છે અને ખાનપાન વગેરેની બધી પૂરી સગવડ. પણ શેઠ જેવા કુશળ તેવા મિસ્ત્રી કૃતજ્ઞ. ગયા વર્ષમાં મિસ્ત્રીને ન્યૂમોનિયા થયો, શેઠે પોતાના પિતા જેટલી જ સેવા કરી. એમાં સ્વઉપકાર અને પરોપકાર બન્ને હતાં. મંદિરનું કામ હજી ચાલે જ છે. શેઠના સમગ્ર કુટુંબની સેવાથી મિસ્ત્રી બચી ગયા. એકવાર મેં પૂછ્યું, 'દાદા ? પગાર શ્યો લો છો ?' તેઓનો ઉત્તર એક ગંભીર તપસ્વી જેવો હતો. 'માસિક રૂા. ૧૨૫ છે, પણ આ કુટુંબે હમેશાં, અને મારી જીવલેણ બીમારીમાં જે સેવા કરી છે તે જોતાં હુ કશું જ કહી શકતો નથી.' દેલ-

વાડાનાં પ્રસિદ્ધ મંદિરો બનાવનાર કારીગરોની 'અનુપમાદેવી'એ સવારે શીરો ખવડાવવાની અને તાપણી તપાવવાની સેવા ઇતિહાસમાં વાંચેલી. ઉક્ત શેઠને ત્યાં આ મિસ્ત્રીની એવી જ સેવા નજરે જોઈ છે.

મિસ્ત્રીની આટલી વૃદ્ધ ઉંમરે જે કાર્યતત્પરતા છે તે અચંબો પમાડે તેવી છે. રાતના બાર બાર વાગ્યા સુધી અને ઘણી વાર તો જ્યારે ઊંઘ ઊડે ત્યારે નકશા જ ચીતરતા હોય. આગળ કરવાના નમૂનાઓ વિચારી કાગળ ઉપર ગોઠવતા હોય. સવારે શેઠને બતાવે અને મન મળ્યે કે વળી આખો દિવસ એ ભોંયરામાં પોતાનાં જીવનસાથી કીમતી ઓજારો સાથે કારીગરીનો યોગ સાધવા મંડી જાય. મેં ઘણી વાર જોયું કે એ કામની ઝંખનામાં મિસ્ત્રી દૂધ અને ભોજન સુદ્ધાંનો વખત ભૂલી જાય.

તેઓનું મંદિર લગભગ પૂરું થવા આવ્યું છે. બધી કુશળતા એમાં જ રેડવાનો મિસ્ત્રીનો ઇરાદો મેં ઘણીવાર તેઓને મોઢેથી સાંભળ્યો છે, પણ એ વ્યવહારકુશળ શેઠ ઘણીવાર કહે છે કે બહુ જ ઊંડાણમાં ઊતરવા જતાં રખે આ છેલ્લી કૃતિ જેવું મંદિર મિસ્ત્રીના વૃદ્ધત્વને લીધે અધૂરું રહી જાય. મિસ્ત્રી મને કહેતા કે કોઈ શીખતું જ નથી, નહીં તો જે ઇચ્છે તેને શીખવાડું છું. જે આવે છે તે થોડા દિવસમાં જ ધીરજ છોડી ચાલતો થાય છે ખરેખર આવી કારીગરી શીખવા ઇચ્છનારમાં સ્થિરતા અને સેવાપરાયણતા હોવાં જ જોઈએ, નહિ તો આ યોગ સાધી શકાય નહીં.

મિસ્ત્રીની કારીગરીના ફોટાઓ લેવા જોઈએ અને પ્રસ્થાનના પાઠકોને ભેટ ધરવા જોઈએ એ કામ હજી બાકી જ છે. મિસ્ત્રીની અનેક નાની-મોટી કૃતિઓ જે જે મંદિરોમાં, રાજમહેલોમાં અને ગૃહસ્થોને ત્યાં [illegible] તે જોવાલાયક છે. જે માણસ આ કલાનો ખરો શોખી હોય તે [illegible] માથાફોડમાંથી મુક્તિ મેળવી આવા મિસ્ત્રીની ઉપાસના કરે તો [illegible] પ્રાચીન વસ્તુ સાચવી શકાય તેમ છે. અત્યારે [illegible] અને [illegible] બહુમૂલ્ય નમૂનાઓથી જ પોતાનાં ભવનો [illegible] જૂનો, કીમતી અને સસ્તો વારસો [illegible] ભક્તોને માટે દુઃખદ બીના છે.

[illegible]

# સ્વ. લાડુબહેનની જીવનરેખા

[ ૨૩ ]

પાલણપુરવાસી જૈન તો એવો ભાગ્યે જ હશે કે જે લાડુબહેનને ન જાણતો હોય. બીજા પણ ઘણાં શહેરોના અનેક જૈનો અને ખાસ કરી વિદ્યાપ્રેમી જૈનો લાડુબહેનને જાણે છે, એવો મારો અનુભવ છે. થોડા દિવસ પહેલા એ સુશીલા બહેનનું અવસાન અણધારી અને અનિષ્ટ રીતે થયું એ બીના જેઓ તેમના પરિચયમાં આવ્યા હોય તેઓને દુઃખ આપે તેવી છે. એ બહેન વિદ્યાપ્રિય, ચારિત્રશીલ અને સેવાપરાયણ હોવા છતાં તેઓએ નદીમાં ડૂબી આત્મઘાત કરવાનો વિચાર કેમ કર્યો હશે એ પ્રશ્ન એક કોયડા જેવો લાગે છે, પણ છેલ્લા સવાવર્ષ થયાં જેઓ તેમના સહજ પણ પરિચયમાં આવ્યા હતા તેઓને એ પ્રશ્નનો ઉકેલ તેટલો જ સહેલો છે. સવાવર્ષ થયાં તેઓને ચિત્તભ્રમ જેવુ થયેલું. શરીર અને મન દિવસે દિવસે ખૂબ જ નબળા પડતાં ગયાં અને ખાસ કરી માનસિક સ્થિતિ ઉપર તેમનો કાબૂ બહુ જ ઓછો થઈ ગયો. સંકલ્પબળ, નિશ્ચયશક્તિ, અને દૃઢતા જે એમનાં જીવનમા ખાસ તત્ત્વો હતા તે બહુ જ ઘટી ગયાં. તેની અસર શરીર ઉપર ખૂબ થઈ. તેમને ક્ષણે ક્ષણે એમ જ લાગતુ કે હું હવે જગત માટે ઉપયોગી નથી, બલ્કે બોજારૂપ છુ. આ આત્મગ્લાનિ દૂર કરવાના અનેક પ્રયત્નો તેમના પરિચિત ગુણાનુરાગીઓએ અને તેમનાં કુટુંબીઓએ કર્યા, પણ નિષ્ફળ. લગભગ છેલ્લા બે માસ થયા તેમની માનસિક સ્થિતિ સુધરે એવા હેતુથી શેઠ અમરચંદ તલકચંદનાં પુત્રવધૂ ગંગાસ્વ. મણિબહેન મુબઈથી અમદાવાદ આવેલાં. એક માસ થયા તો તેઓ સત્યાગ્રહ આશ્રમની નજીક, જ્યાં શ્રી ગંગાબહેન બાલાભાઈ મંછાચંદ રહેતા હતા ત્યાં જઈ રહેલા. મણિબહેનની માફક ગંગાબહેન પણ લાડુબહેનના સહૃદય ધર્મબહેન. અને વળી ત્યાં જઈ રહેવામાં આશ્રમનું પ્રસન્ન વાતાવરણ, મહાત્માજીનું પ્રસન્ન વાતાવરણ, મહાત્માજીનુ પ્રવચન અને સેવાકાર્ય એ બધાંનો લાભ મળે અને કદાચ લાડુબહેનની માનસિક સ્થિતિ સુધરે એવો ઉદાત્ત હેતુ હતો. પણ ધાર્યું કોનું થાય છે? બીજી બધી બાબતમાં સાવધાન અને શાણપણ ધરાવનાર એ બહેનને પોતાના જીવન વિષે નિરાશાનો ઊંડામાં

ઊંડો ભ્રમ હતો તે છેવટે જીવ લઈને જ ગયો. એ ભ્રમે પહેલાં પણ અનેકવાર તેમને આત્મઘાત કરવા પ્રેરેલાં, પણ ભેદ ખુલ્લો પડી જવાથી તે બધા પ્રયત્નો નિષ્ફળ ગયેલા જ્યારે કાળ આવે છે અને અવશ્ય ભાવિ હોય છે, ત્યારે સાવધાન પણ ભૂલી જાય છે. તેઓના જીવનની છેલ્લી રાતે પાસે રહેનાર અને સાવધાન થઈ સંભાળ રાખનાર દરેકને ભૂલવ્યાં. બીજાઓ ઊંઘતાં હતા ત્યારે એ બહેને નદીનુ છેવટનું શરણ લીધુ

નિરાશાના ભ્રમ સિવાયની એ બહેનની બધી મનોવૃત્તિઓ કેટલી શુદ્ધ અને સમભાવશીલ હતી તેની સાક્ષી તે બહેનનો મળી આવેલો છેલ્લો પત્ર જ છે. આ પત્ર જ્યારે બીજે દિવસે મહાત્માજીને આપ્યો ત્યારે તેઓએ વાચીને કહ્યુ કે ‘ પત્ર પૂરો સમભાવ અને ડહાપણથી ભરેલો છે આટલી જાગૃતિથી પત્ર લખનાર એ બાઈ કદાચ જીવતી પણ મળી આવે ’ પણ એ આશા વ્યર્થ હતી છેવટ તેઓનુ મૃત શરીર નદીમાંથી મળી આવ્યુ* અને તેને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અવસાનને લગતી આટલી ટૂંક હકીકત આપ્યા પછી તેઓના જીવનનો થોડો પરિચય અસ્થાને નહિ ગણાય.

લાડુબહેનને બાલ્યાવસ્થામા જ વૈધવ્ય પ્રાપ્ત થયેલુ. આજે તેઓની ઉંમર ચાળીસ વર્ષથી ઓછી ન હતી. તેઓના શ્વસુરપક્ષનુ પારેખ કુટુંબ જાણીતુ છે તેઓનો પિતૃપક્ષ પણ તેટલો જ ખાનદાન છે શ્વસુર અને પિતૃ એ બંને પક્ષની લાડુબહેન પ્રત્યે ખૂબ મમતા હતી એટલું જ નહિ, પણ એ બહેનમા કેટલીક એવી અસાધારણ વિશેષતાઓ હતી કે જેને લીધે એકવાર તેણીના પરિચયમાં આવનાર તેણીના ગુણથી મુગ્ધ જ બની જાય. એ વિશેષતાઓમાં વિનય અને સ્વાર્પણવૃત્તિ મુખ્ય હતાં. લાડુબહેનના વિચારમાં, વ્યવહારમાં અને ભાષણમાં, ઉદ્ધતપણુ કદી પણ જોયુ હોય એવી એક પણ વ્યક્તિ મળવી દુર્લભ છે. પોતાથી નાના હોય કે મોટા હોય, નોકર હોય કે મજૂર હોય, દરેક સાથે મૃદુતાથી અને હસતે ચહેરે જ

---

*લાડુબહેનનુ આ મૃત શરીર, તેમના મૃત્યુના બીજા દિવસે બપોરના વખતે ઉસમાનપુરાની નીચે નદીમા વહેતું દૃષ્ટિગોચર થયું હતુ અને તેને નદીના ભરચાર પ્રવાહમાથી કાઠે આણવાનું વીરતા અને સાહસભરેલું ભારે કામ, પુરાતત્ત્વ મંદિરના મંત્રી ભાઇશ્રી રસિકલાલ પરિખના લઘુબંધુ ભાઈશ્રી સવાઇલાલે બજાવ્યુ હતું એ ૧૭ વર્ષના શૂર બાળકે એ કાર્ય માટે જે પરાક્રમ બતાવ્યું હતું તે ખરેખર આશ્ચર્ય અને અભિમાન ઉપજાવે તેવું હતું —જિનવિજય

હમેશાં બોલવાનુ. તેઓની સ્વાર્પણવૃત્તિ તો મેં મારી જિંદગીમાં અન્યત્ર ભાગ્યે જ જોઈ હશે. તેઓની ગમે તેવી કીમતી વસ્તુ પણ લેવા આવનાર માટે માત્ર વસ્તુ જ નહિ પણ કોઈ બીમાર કે બીજી રીતે દુ:ખી હોય તો તેની તન–મન–ધનથી સેવા કરી છૂટવુ એ જ એ બાઈનો જીવનમંત્ર. ચાલુ વર્ષના મે માસમાં ખરે બપોરે એક નાનુ ગધેડું તદ્દન અશક્ત સ્થિતિમાં ખેતરમાં પડેલું. ત્યારે એ બહેને એક વિદ્યાર્થીને સાથે લઈ તેને ઉઠાવી છાંયડામાં મૂકી તેને ખોરાક–પાણીથી ખૂબ જ સંતોષવા પ્રયત્ન કરેલો, એ આ લેખકની જાણમાં છે. એકવાર પાસેના ગામ માદલપુરમાં એક બાઈ બીમાર હોવાની અને ન ઊઠી શકવાની વાત સાંભળતાં જ રાત્રિએ ત્યાં દવા લઈ જવા અને આખી રાત તેની સેવામાં રહેવા તત્પર થયેલાં. કોઈ વિદ્યાર્થી કે અન્ય બીમાર પડે ત્યારે લાડુબહેનને ઊંઘ હોય જ નહિ. કાં તો એ બીમારનુ માથું દબાવતાં હોય કે પગ. આ સેવાવૃત્તિ પણ તેઓની કાંઈ કળીયુગી નહોતી. કળીયુગમાં સ્વજનો સાથે અણબનાવ અને પરજનો સાથે સ્નેહ હોવાનો જે નિયમ કહેવાય છે તે આ બાઈમાં કદીયે કોઈએ અનુભવ્યો હશે એમ હુ નથી માનતો એ બાઈ તો સસરાનું કામ હોય કે સાસુનુ, જેઠાણીનુ હોય કે જેઠનુ, ભાઈઓ, ભોજાઈઓ કે બીજાં ગમે તેનુ ગમે તેવું કામ હોય, માત્ર કર્તવ્યબુદ્ધિથી તેને કરી જ છૂટે. ખરેખર એ બાઈએ વિનય, મૈત્રી અને અર્પણવૃત્તિની પારમિતા સાધેલી પણ એ બાઈના જીવનમાં બીજો એક અસાધારણ ગુણ એવો હતો જે બહુ જ ઓછાં સ્ત્રી–પુરુષોમાં હોય છે. તે ગુણ જીજ્ઞાસાનો–વિદ્યા મેળવવાનો.

અઢાર વર્ષ પહેલાંના મારા પ્રથમ પરિચય વખતે મેં એ બહેનને સંસ્કૃતનો અભ્યાસ કરતાં પાલણપુરમાં જોયેલાં. આજકાલના અભ્યાસનો, શારીરિક કામકાજ છોડી આરામવૃત્તિ શોધવાનો દોષ એ બાઈમાં અંશ પણ ન હતો. ઘેરે ઘરના કામમાં અને બીજા વખતે સતત અભ્યાસ કરતાં મેં જોયેલાં. તેઓની આ જીજ્ઞાસાવૃત્તિ પાલણપુરની કોડીબંધ બહેનોમાં અને લઘુ કન્યાઓમાં દાખલ થયેલી. બધી બહેનોને એ બહેન ભણાવે, ભણવા પ્રેરે અને દુ:ખી વિધવાઓને સાચો દિલાસો પણ આપે પાલણપુરની કન્યાશાળા એ તે વખતની બધી જૈન કન્યાશાળાઓમાંની આકર્ષક અને આદર્શ શાળા અનેક કન્યાઓ સંસ્કૃત ભણે, શુદ્ધ બોલે, અને લખે. આ બધું વાતાવરણ એ લાડુબહેનના અનુકરણનુ પરિણામ હતુ. લાડુબહેન તો કાવ્ય, ન્યાય, કર્મગ્રંથાદિ પ્રકરણો, હિંદી અને છેવટે થોડું અંગ્રેજી સુદ્ધાં

શીખેલાં. તેઓ મુબઈમાં જાય કે કલકત્તા, પૂના હોય કે અમદાવાદ, કોઈ સંસ્થામાં ગયાં હોય કે કુટુંબીને ત્યાં તેઓનો સ્વાધ્યાય છૂટે જ નહિ. કામ કરવું અને અભ્યાસ કરવો એ બે તેઓની ડાબી જમણી આંખ હતી. છેલ્લા વર્ષની ચિત્તભ્રમની સ્થિતિમાં પણ એ બે ગુણો સતત જાગતા આ લેખકે અનુભવ્યા છે. અનેકવાર મનાઈ કર્યા છતાં ઊંઘ ન આવે ત્યારે લગભગ આખી રાત બેસી કાંઈને કાંઈ વાચતા તેઓને જોયા છે. ચિત્તભ્રમ વખતે પણ સ્મૃતિ તો અદ્‌ભુત હતી. ઇંગ્લિશ અને સંસ્કૃત વાચન મારા માટે કરતાં હોય ત્યારે ઘણીવાર અર્થકલ્પના તેઓની જ કામ આપે પણ આ ઉપરાંત તેઓએ ઉપરનું સાહિત્ય વાંચવાની તક પણ જતી કરી ન હતી. છેલ્લા માસમાં, આશ્રમમાં ચાલતા હિંદી ક્લાસમાં તે જતા હિંદી લેખન, વાચન અને અર્થજ્ઞાન જોઈ શિક્ષક સુરેન્દ્રજીને કહેવું પડેલું કે લાડુબહેન તો સ્વયં શિક્ષિકા–પદને યોગ્ય છે. સત્યાગ્રહ આશ્રમનો એક પણ સ્ત્રી, પુરુષ કે બાળક એવો ભાગ્યે જ હશે જે લાડુબહેનને ન જાણતો હોય.

તેથી શું એ ઇલાજો પૃથ્વી ઉપરથી નિર્મૂળ કરી નાખવા? આ ઉપરથી આપણે એટલું જ કહી શકીએ કે જ્ઞાનનું ફળ મળે જ છે. પણ સાથે પૂર્વાર્જિત કર્મ જો બળવાન હોય તો તે કર્મ પણ ભોગવ્યા વિના છૂટતાં નથી. અસ્તુ. આ તો એક પ્રાસંગિક વાત થઈ. લાડુબહેનના જીવનના પરિણામે પાલણપુરની સ્ત્રી અને કન્યાવર્ગમાં કાંઈક જિજ્ઞાસા ઉદ્‌ભવી છે. નિરાલંબન વિધવા બહેનોમાં જ્ઞાનાલંબન લઈ તે માર્ગે જીવન પ્રશસ્ત બનાવવાની વૃત્તિ પેદા થઈ છે પોતાની તદ્દન દીન અવસ્થાનું ભાન પ્રકટ્યું છે, અને અલ્પાંશે પણ સ્વાશ્રયી વૃત્તિ જાગી છે. સૈકાઓ થયાં અટકી ગયેલું બુદ્ધિનું વહેણ ચાલુ થયેલું છે. જો એટલા અંશો એ બાઈના જીવનને પરિણામે થોડા થોડા પ્રમાણમાં પણ પ્રગટ્યા હોય તો એમ કોણ કહી શકે કે સ્ત્રીની કેળવણી નિષ્ફળ છે?

લાડુબહેનના સંબંધમાં ઘણું જ લખવા જેવું છે પણ આ સ્થળે આટલું લખવું પણ વધારે જ કહેવાય. આશા છે, કે આ સંક્ષિપ્ત પરિચય વાંચનાર પણ એ બાઈના પરલોકગત આત્માની શાન્તિપ્રાર્થનામાં પોતાનો માનસિક ફાળો આપશે

[ 'પાલણપુર' પત્રિકાના શ્રાવણ માસના અંકમાં પં. શ્રી સુખલાલજીએ આલેખેલ ]

# તેજોમૂર્તિ ભગિની

## [૨૪]

पञ्चत्वं न सुगोत्रता (मेना०)
...गति मा वदि ।

વીસેકથી વધારે વર્ષો થયાં હશે, મેં પ્રસિદ્ધ હિંદી પત્રિકા 'સરસ્વતી'માં શ્રીમતી હેલનનું સંક્ષિપ્ત પણ અદ્ભુત પુરુષાર્થ અને પ્રતિભાનુ સૂચક જીવનચિત્ર વાંચેલું. ત્યારે જ એ બહેન તરફ મારું આકર્ષણ સહજભાવે થયુ. એને વિષેની વધારે વિગતવાળી સ્પષ્ટ માહિતીની મારી જિજ્ઞાસા અદ્યપિ જાગરિત જ હતી પણ મારા મર્યાદિત જીવન અને કાર્યક્ષેત્રમા એને સંતોષવાની તક મને મળી ન હતી. તેટલામાં ગત મે માસમાં શ્રીયુત ગોપાળદાસભાઈએ મને એક દિવસ કહ્યું કે, વર્ધાથી મગનભાઈ પુછાવે છે કે, તેમણે શ્રીમતી હેલનની જીવનકથાનો ગુજરાતી અનુવાદ કર્યો છે તે તમને અર્પણ કરવા ઇચ્છે છે, ને જો તે સ્વીકારો તો તેના પ્રારભમા તમે સ્વીકાર-રૂપે કાંઈક લખી આપો એમ પણ ઇચ્છે છે. મે તરત જ કહ્યુ, 'હુ એ વાંચી પછી હા ના કહુ. જો એના વાચન પછી જરા પણ મને લખવાનો મારો અધિકાર જણાશે તો અવશ્ય કાંઈક લખીશ' મને તરત જ અનુવાદના ફરમા મળ્યા. મારુ ઘણાં વર્ષ પહેલાંનુ શ્રીમતી હેલન પ્રત્યેનુ આકર્ષણ અને તેના જીવન વિષેની જિજ્ઞાસા એ બને એટલાં બધાં તીવ્રપણે સજીવ થઈ ગયાં કે, તે વખતના ચાલુ લેખન અને સતત મનનકાર્યના પ્રવાહો મારા મનને બીજી દિશામા જતાં રોકી શક્યા નહી. કાંઈક અંશે સમશીલ જીવન-કથા સાંભળતાં જ અનેક વિચારો ઊભરાયા પણ અહીં તો મર્યાદાનુસાર ટૂંકમાં જ પતાવવુ યોગ્ય છે અનુકૂળતા રહી તો ક્યારેક મારા પોતાના વિદ્યાવ્યવસાય વિષેની જીવનસ્મૃતિ લખવાની ઇચ્છા મૂર્ત થશે.

મેં શ્રીમતી હેલનને 'તેજોમૂર્તિ' અને 'ભગિની' એવા બે વિશેષણો આપ્યાં છે, તે સાભિપ્રાય છે. એની જીવનકથામા પદે પદે પુરુષાર્થ અને પ્રતિભાના તેજ સિવાય બીજુ કાંઈ જ દૃષ્ટિગોચર નથી થતુ. એના પુરુષાર્થ અને પ્રતિભારૂપ તેજના અંબારમાં એની શરીરમૂર્તિ અદ્ભુત થઈ જાય છે.

અનેક રીતે જુદાઈ હોવા છતાં ઉમર અને સમાનશીલતાની દૃષ્ટિએ મેં એને આપેલું 'ભગિની' એ વિશેષણ એની સાથેનો મારો સાદશ્ય-સંબંધ ઠીક ઠીક વ્યક્ત કરી શકે.

હેલનને દર્શન, શ્રવણ અને વાચનની ત્રણે શક્તિઓ એક જ સાથે અને તે પણ છેક જ શૈશવકાળથી ગઈ, જ્યારે મારી તો માત્ર દર્શનશક્તિ ગયેલી અને તે પણ ગ્રામ્યશાળાસુલભ માતૃભાષાના પૂરા અભ્યાસ તેમ જ આજુબાજુના બધા દૃશ્ય પદાર્થોના પ્રત્યક્ષ અવલોકન તેમ જ તત્સંબંધી ભાષા અને લેખનવ્યવહાર સિદ્ધ થયા પછી—લગભગ પંદરેક વર્ષની ઉંમરે. ઇન્દ્રિયવૈકલ્ય અને તે પ્રાપ્ત થવાની ઉંમરની દૃષ્ટિએ હેલન મારા કરતાં અનેક ગણી વધારે લાચાર, વધારે બંધનવાળી ખરી. પણ દેશ, કુટુંબ અને બીજા સંયોગોની દૃષ્ટિએ તેનુ સ્થાન મારા કરતાં અનેક ગણું વધારે સાધનસંપન્ન અને વધારે સ્વતંત્ર. ક્યાં અમેરિકા કે જ્યાં જન્મથી રાષ્ટ્ર, સમાજ, અર્થ અને ધર્મનાં બંધનોને સ્પર્શ જ નહીં, અને ક્યાં હિંદુસ્તાન કે જ્યાં તેવાં બંધનો વિના બીજો સહજ અનુભવ જ નહી ? ક્યાં હેલનના કૌટુંબિક સંયોગો અને ક્યાં મારા ? એનાં માતાપિતા એને વાસ્તે દરેક જાતનો માર્ગ તૈયાર કરવા બુદ્ધિપૂર્વક બધુ સર્વસ્વ હોમે છે, જ્યારે મારા પ્રત્યે પૂર્ણ સદિચ્છાવાળા પણ મારા વડીલો સ્વયં વિદ્યાહીન હોઈ મારા વિકાસમાર્ગની કોઈ પણ દિશા સ્વયં જાણવા તેમ જ કોઈ જણાવે તો તે સમજવા છેક જ અસમર્થ ક્યાં ઇન્દ્રિયવિકલ માનવબંધુઓને વિવિધ રીતે શિક્ષિત અને સંસ્કારી બનાવવા કામ કરતા અખૂટ ધીરજવાળા તપસ્વી શિક્ષકોથી શોભતી તપોભૂમિ જેવી અમેરિકાની અપંગ શિક્ષણસંસ્થાઓ; અને ક્યાં અપંગને અનુપયોગી સમજી તેના દુ:ખ પ્રત્યેની સાચી સહાનુભૂતિથી એ નિસાસા નાખી, બહુ તો તેને કાંઈક દાન આપી સંતોષ માનનાર, પણ એ અપંગની ઉપયોગિતા અને તેના વિકાસમાર્ગની શક્યતાના વિચારથી છેક જ અજાણ અને અશ્રદ્ધાળુ, એવા પૌરુષહીન પુરુષોની જનની કહેવાતી કર્મભૂમિ આર્યાવર્ત ? એક દેશમાં જાતિથી અબળા ગણાતી અને ત્રણ ત્રણ ઇન્દ્રિયોથી વિકલ એવી અપંગ વ્યક્તિને પોતાનું સુષુપ્ત બધુ બળ પ્રગટાવવાની પૂરી તક મળે છે ને તે એ દ્વારા પોતાની જાતને આખા વિશ્વમાં માન્ય બનાવે છે; ત્યારે બીજા દેશમાં અપંગની તેમ જ અબળાઓની વાત જ શું, પૌરુષવાન ગણાતા પૂર્ણાંગ પુરુષો સુદ્ધાંને, પશુતામાંથી મુક્ત થવાની અને માનવતા પ્રગટાવવાની ઓછી અને નજીવી તક છે આત્મિક

દૃષ્ટિએ નહીં પણ દેશ અને સંયોગોની દૃષ્ટિએ અમેરિકા અને હિન્દુસ્તાન વચ્ચે જે અંતર છે, તે હેલન અને મારા જીવનની અનેક શક્તિઓના આવિર્ભાવમાં વ્યક્ત થાય છે. એટલી નાની ઉમરે ત્રણ ત્રણ ઇન્દ્રિયોથી વિકલ એ બાલિકા ૨૧ વર્ષની ઉમરે પોતાનું અભ્યાસવિષયક જે જીવનચિત્ર ખેંચે છે તેની તો મને તેથી બમણાં વર્ષે પણ બહુ ઓછી કલ્પના આવી છે.

વિશ્વના અને તેને ગ્રહનાર ઇન્દ્રિયના પણ ત્રણ વિભાગ કલ્પી શકાય. દૃશ્ય સ્થૂળ વિશ્વ, કે જેને ભૌતિક યા વ્યક્ત વિશ્વ કહી શકાય, તેને નેત્ર આદિ પાંચ બહિરિન્દ્રિયો જાણી શકે છે, દૃશ્ય સૂક્ષ્મ વિશ્વ, કે જેને અવ્યક્ત ભૌતિક વિશ્વ કહી શકાય, તેને અંતરિન્દ્રિય યા મન કલ્પી જાણી શકે છે; બધાથી પર એવા અદૃશ્ય ચૈતન્ય વિશ્વને તો માત્ર પ્રજ્ઞા–ઇન્દ્રિય અધ્યાત્મેન્દ્રિય જ સ્પર્શી શકે. પ્રત્યેક મનુષ્યમાં તરતમભાવે પણ ત્રિવિધ ઇન્દ્રિયસામર્થ્ય હોય છે. પૂર્ણપણે બહિરિન્દ્રિય સંપન્ન હોય તે બહિરિન્દ્રિયો દ્વારા ખોરાક મેળવી, પછી તેમાં અંતરિન્દ્રિય દ્વારા પ્રવેશ કરી, વિવિધ ભાવોનુ અનુસંધાન અને આકલન કરે છે. મોટે ભાગે બહિરિન્દ્રિયો સ્થૂળ વિષયોમા જ માણસને બાધી રાખતી હોઈ, તેની અંતરિન્દ્રિયશક્તિ પ્રમાણમાં ઓછી ખીલે છે. અલબત્ત, એમાં સાધક અને વિશેષ સાધકના અપવાદો તો છે જ. આથી બહિરિન્દ્રિયોની પૂરી સપત્તિ ધરાવનાર મોટા ભાગને બાહ્ય વિશ્વના બધા વ્યવહાર પૂરતી યથેષ્ટ સગવડ પ્રાપ્ત હોવા છતા, તેની અંતરિન્દ્રિયશક્તિનું જાગરણ પ્રમાણમાં ઓછુ રહે છે. તેથી ઊલટું, એક કે તેથી વધારે બહિરિન્દ્રિયોની વિકલતાવાળા માનવને, બાહ્ય વિશ્વગ્રહણ અને તેના આવશ્યક વ્યવહાર પૂરતી પૂરેપૂરી અગવડ હોવા છતાં, જો તે તીવ્ર પ્રયત્ન સેવે તો તેની અંતરિન્દ્રિયશક્તિનુ જાગરણ પ્રમાણમા વધારે થાય છે કારણ, આવી વ્યક્તિને બાહ્ય વિશ્વ સાથેનો બધો જ વ્યવહાર સાધવાની બહિરિન્દ્રિયસંપત્તિ અધૂરી હોવાથી તેને તેની ખોટ, અંતરિન્દ્રિયનો વધારે ઉપયોગ કરી પ્રાપ્ત બહિરિન્દ્રિયનો વિશેષ વિકાસ સાધવા દ્વારા, પૂરવી પડે છે. આ પ્રયત્નના બે પરિણામ આવે છે. એક તો, ખૂટતી ઇન્દ્રિયનુ બધું કાર્ય કરવાનું સામર્થ્ય પ્રાપ્ત ઇન્દ્રિય કે ઇન્દ્રિયોમાં પ્રકટે છે; અને બીજું, અંતરિન્દ્રિયનુ સામર્થ્ય પણ કાંઈક જુદી જ પણ વધારે આકર્ષક રીતે આવિર્ભાવ પામે છે શ્રીમતી હેલનની વિકાસકથા ઉક્ત સિદ્ધાંતનો પુરાવો છે. બાહ્ય વિશ્વમાં પ્રવેશવાનાં એનાં અગત્યનાં ત્રણ ઇન્દ્રિયદ્વારો બંધ, અને છતાય એમા એને પ્રવેશવાનો પ્રબળ ઉત્સાહ તેમ જ પુરુષાર્થ, તેથી એણે એ બધું કામ અંતરિન્દ્રિય ઉપર

ભાર મૂકી આપ્યું. પરિણામે, પ્રાપ્ત ઘ્રાણ અને સ્પર્શન ઇન્દ્રિય દ્વારા જ એણે ભૌતિક વિશ્વમાં પ્રવેશવાનાં એનાં ત્રણે બંધનોને વટાવી માર્ગ કર્યો. એની ઘ્રાણ અને સ્પર્શન શક્તિમાં એવું જાદુઈ બળ પ્રગટ્યું કે, તે એ બે ઇન્દ્રિયો દ્વારા જ પાંચે ઇન્દ્રિયોનું કામ લેવા લાગી. બીજી બાજુ, તેને આ બધું કાર્ય અંતરિન્દ્રિય ઉપર ભાર આપીને જ કરવાનું હોવાથી, તેની એ શક્તિ એટલી બધી તીવ્ર ખીલેલી દેખાય છે કે, જ્યારે તે કોઈ દૃશ્ય, શ્રવ્ય કે સ્પૃશ્ય પદાર્થનું વર્ણન કરે છે અગર તેના ભાવોનું વર્ણન કરે છે, ત્યારે તે વાચતાં એ ઇન્દ્રિયવિકલ છે એ ભાન ભૂલી જવાય છે આ ઉપરાંત તેની પ્રજ્ઞાઇન્દ્રિયનો એટલો બધો વિકાસ થયો છે કે, તે દેશકાલાતીત સદાસ્થાયી ભાવોનું જ્યારે ચિત્રણ કરે છે ત્યારે તે જાણે તેનાં ઉપમા અને રૂપક આદિ અલંકારો દ્વારા કવિવર ટાગોરનું અનુગમન કરતી હોય એમ લાગે છે પુરુષાર્થની મૂર્તિ હેલને છેવટે એ વિકાસ દ્વારા વાણીનું બંધન તો તોડ્યું જ

ઇંદ્રિયો પરસ્પર એકબીજાની શોક જેવી છે જે જાગતી અને બળવતી તે બાકીની ઇંદ્રિયોનું સામર્થ્ય પૂર્ણપણે ખીલવામાં આડી આવે. નેત્ર સૌમાં બળવાન. એનો સંચરણ–અને કાર્ય–પ્રદેશ અતિ વિશાળ, તેથી માણસ નેત્ર હોય તો તેનાથી જ કામ લે, અને સંભવ હોય ત્યાં પણ સ્પર્શન અને ઘ્રાણથી કામ લેવાની માથાફોડમા ન પડે. પણ દૈવયોગે નેત્રનું સામર્થ્ય જાય ત્યારે બધો બોજો સ્પર્શન ઘ્રાણ ઉપર પડતાં જ તેની ગુપ્ત શક્તિઓ બહાર આવી તે ઇંદ્રિયો જ નેત્રનું પ્રધાનત્વ મેળવી લે છે, અને નેત્રવાનની કલ્પનામા પણ આવી ન શકે એવાં ચમત્કારી કાર્યો સ્પર્શન ઇંદ્રિય પણ બતાવી દે છે હેલનની સ્પર્શન ઇંદ્રિય આ વાતનો પુરાવો છે એ રૂના દલાલો હાથમાંના ગણ્યાગાંઠ્યા સંકેતો ઓળખે એટલું જ હસ્તલેખનથી નથી જાણતી, પણ હસ્તલેખન દ્વારા એ બધું શ્રવણકાર્ય સાધે છે અને એની ત્વચા બીજા કોઈના હાથની કે મોઢાની રેખાઓ પારખી શકે છે એ સાંભળતા તો ભારેમાં ભારે વિચારક પણ થોડી વાર મૂંઝાય ખરો, બોલતા બીજા માણસોના હોઠો ઉપર આગળી રાખી તેના શબ્દોને ઉકેલવાના તેના ત્વચાસામર્થ્યનો વિચાર કરતાં તો હું આશ્ચર્યમુગ્ધ બની જાઉં છુ માત્ર સ્વરના ભેદવાળા પણ ક્રમિક વ્યંજનની સમાનતાવાળા 'પણ, પાણી, થ,ળ, થાળી, હાથી, હાથ' જેવા શબ્દો ઉચ્ચારતા મારા પોતાના જ હોઠો ઉપર ભેદ પારખવા આગળી મૂકી પ્રયત્નો કર્યા અને એ દિશામાં શૂન્યતા જ અનુભવી, ત્યારે તો હેલન એક દિવ્ય તેજરૂપે જ સામે આવી. અલબત્ત,

તેજની આ મૂર્તિના સમગ્ર આશ્ચર્યકારી વિકાસનો મૂળ આધાર—ઉપાદાન માત્ર તેનો આત્મા જ નથી. તેનો આત્મા ગમે તેવો સામર્થ્યશાળી હોત અને છતાં તેને અમેરિકાસુલભ જડચેતન સગવડ મળી ન હોત, તો એ તારો ઊગતાં જ આથમી જાત.

ઇંદ્રિયખોડની નિબિડતર અને નિબિડતમ બેડીઓ છતાં જ્યારે અભ્યાસમાર્ગમાં આગળ ધપવાની હેલનને તાલાવેલી લાગે છે, તેમ જ ખોડ વિનાના સહચારીઓ સાથે રહેવાની અને તેમનાથી પણ આગળ વધવાની ધૂન લાગે છે, ત્યારે જે મુશ્કેલીઓ અને જે નિરાશાઓ અનુભવાય છે, તે ઘણે સ્થળે મારી અને હેલનની એક જેવી છે. એ બધાની સરખામણીને તો આ સ્થળે અવકાશ નથી છતા થોડીક સરખામણીઓ આપવી યોગ્ય થશે હેલને કૉલેજ વાસ્તેની તૈયારી કરવાનો વિચાર કર્યો, તેની લાચાર સ્થિતિમાં જે મુશ્કેલીઓ સભવે તેના વિચારથી હેલનના હિતૈષીઓએ એ બાબત ભારે વિરોધ કર્યો પણ ક્યાં એ હિતૈષીનો તીવ્ર વિરોધ અને ક્યાં એનો દુર્દમ તીવ્રતર કાર્યોત્સાહ ? અતે હેલન જીતી મારામા અણધારી ક્યારેક કાશી જવાની ભાવના પ્રગટી. બધા જ હિતૈષીઓનો પ્રબળતર વિરોધ; પણ અતે એ ભાવનાના તીવ્રતમ વેગે મને કાશીમા જ જઈ પટક્યો પરીક્ષાનો પ્રસગ તો અમારા બનેનો લગભગ એક જેવો છે હેલન પરીક્ષામાં પ્રથમ બેઠી ત્યારે એને પ્રશ્નપત્ર સમજાવનાર કુશળ, ઉત્તર લખવાનો સમય પૂરતો, અને લખ્યા પછી બચત સમયમાં ભૂલ સુધારવાની નિરીક્ષકે કરી આપેલી તક, આ બધી પૂરી સગવડ પણ પછી જ્યારે તે આગલી પરીક્ષામાં બેઠી ત્યારે સગવડનુ તત્ર અગવડમાં પરિણમ્યુ અને હેલનને પરીક્ષાની ભયકરતાનો સાક્ષાત્કાર થયો મારી પણ એ જ દશા કાશી ક્વીન્સ કૉલેજમાં પહેલી વાર પરીક્ષા આપવા બેઠો ત્યારે લેખકની ખામીનુ ફળ ભોગવવાનો પ્રસગ આવતાં જ એક ભલા નિરીક્ષક બગાળી ભટ્ટાચાર્ય એ પામી ગયા અને નવેસર સગવડ થતાં હુ ઉચ્ચ ધોરણે જ પસાર થયો. પણ આગલાં વર્ષોમા વ્યવસ્થાપક અને પરીક્ષકોની બેપરવાઈ તથા અનાવડત જોઈ મને પણ પરીક્ષાનુ મૂલ્ય સમજાયુ અને પરીક્ષાનો અધૂરો રસ્તો કાપ્યા પછી પરીક્ષકના એ જ કમરામા સકલ્પ કર્યો કે, આજ પછી પરીક્ષા નિમિત્તે આ અવિચારી ખાનામા કે કતલખાનામા દાસ કે પશુ બની દાખલ ન થવુ. મને યાદ છે કે, એ નિશ્ચય પછી લગભગ ચોવીસ વર્ષે હુ ફરી એ ક્વીન્સ કૉલેજમા અભ્યાસક્રમ ઉપર વિચાર કરવાના ત્યાના રજિસ્ટ્રારના

આમંત્રણને સ્વીકારી હિંદુ યુનિવર્સિટીના એક અધ્યાપક તરીકે જ ગયો, પણ પરીક્ષ્ય વિદ્યાર્થી તરીકે નહીં.

હેલન સ્કૂલ અને કૉલેજના વિદ્યામય વાતાવરણમાંથી જ્યારે જ્ઞાનતૃષા શમાવે છે, ત્યારે એ પોતાની અપંગતાનું ભાન ભૂલી ચિત્ત-શક્તિના અલૌકિક આનંદનો અનુભવ કરે છે ને એમાંથી જીવનકથા જેવાં મધુર ફળો પીરસે છે. મારી પણ લગભગ એ જ દશા રહી છે. બાહ્ય અને આંતરિક વિક્ષેપોના મૃત્યુને નટે લાવી મૂકે એવા સંભાર વચ્ચે મને વિવિધ શાસ્ત્રોના અભ્યાસે, ચિંતને અને લેખને જ બચાવી સ્વસંવેદ્ય અલૌકિક આનંદભૂમિકા ઉપર મૂક્યો છે. હેલન કૉલેજમાં યાંત્રિક રીતે શીખવતા અધ્યાપકોની શુષ્ક દોડની પોતાની પરિસ્થિતિને કારણે ટીકા કરે છે ત્યારે પણ તેને સમુદ્રમા મીઠી વીરડી જેવા વિરલ અધ્યાપકો મળે છે, જેઓ હેલનને રસમય શિક્ષણથી તરબોળ કરી દે છે. સાંકડી અભ્યાસ-કોઠમાં સતત પુરાયેલ શાસ્ત્રગાયોના અર્થહીન શબ્દસ્તનોમાંથી દૂધને બદલે રક્ત ખેંચી તેને દૂધ માની-મનાવી પિવરાવનાર પંડિત-ગોપો વચ્ચે મને પણ સતત શુદ્ધ દુગ્ધવર્ષી કામદુધા જેવા વિરલ અધ્યાપક બહુ મોડે મોડે પણ મળેલા અને હજીયે છે. જેમ હેલનનું માનસ વિવિધ વિષયસંચારી શિક્ષણમાં રસ લે છે તેમ મારું માનસ પણ અભ્યાસ્ય ભાષાઓ જુદી છતાં અનેક એ તત્ત્વ પણ અમારા બંનેનું સમાન. પ્રમાણ અને સાધનનો ભેદ બાદ કરતાં વનવિહાર, જલવિહાર, પર્વતપર્યટન, સમુદ્રયાત્રા, પશુપક્ષીપરિચય આદિનો રસ બન્નેનો સમાન જ. અલબત્ત, એનો સાઇકલ-સવારીનો તરંગ મને કદી જ આવ્યો નથી, પણ હું ધારું છું મારો અશ્વારોહી તરંગ એને ભાગ્યે જ થયો હશે. સમઢમા અને એકલાં શેતરંજ રમવાની શોધેલી એની નવી રીતે આજે પણ મારું મન લોભાયું. પુસ્તકો અને શિક્ષકો એનાં અને મારાં સમાન મિત્રો. હેલન અંતમાં લખે છે એમ, 'મારી જીવનકથા મારા મિત્રોએ ઘડી છે' એ સૂત્ર મારા જીવન વિષે પણ પૂર્ણપણે સત્ય છે. મારા પણ મિત્રોની યાદી ભારે વિશાળ અને તે પણ અનેક આકર્ષક તેજસ્વી નામ અને ગુણના રંગોથી ભૂષિત છે. શ્રુત, પરિશીલિત અને અભ્યસ્ત વિવિધ વિષયોનાં પુસ્તકોની યાદી મારી ખંત પણ બતાવે અને કાંઈક એકાંગી જડતા પણ. હેલનને પરિચિત ધર્મગુરુઓમાં કોઈ સંકીર્ણ મનનો દેખાતો નથી. તેને જે જે બિશપ વગેરે મળ્યા છે તે બધાએ તેને અસાંપ્રદાયિક સત્યને જ માર્ગે દોરવા યત્ન કર્યો છે. સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે મારી બાબતમાં તેમ નથી બન્યું. છેક લઘુવયથી તે બહુ મોડે મોડે સુધી

[illegible] દેખાતી જડ જાળાને સહજ એવા જ અતિ સાંકડા મનના અને [illegible] માં પ્રમાદ તેમ જ કૂવામાં સમુદ્ર માની બેઠેલા અનેક ધર્મગુરુઓ [illegible] જ રહેલા. છતાં તેમનાં ગરણોમાં એવી ઝીલેલ [illegible] ઉપર ફરી વિચાર કરવાની ફરજ પડે અને આખું માનસ બદલી [illegible] ધર્મભાન કરાવનાર ધર્મપ્રાણ પુરુષોનું પણ મારા જીવનમાં [illegible] તેમાંના ઘણા તો અત્યારે મોજૂદ જ છે.

[illegible] જ્યારે એકત્રીસ વર્ષ જેટલી નાની [illegible] ત્યારે મને એમ લાગે છે કે, [illegible] અને [illegible] પણ વિશ્વમાં પ્રવર્તમાન [illegible] ભાંગી [illegible] ભાગ છે અને તેઓ યોગ્ય સમયે [illegible] — આ વાક્યમાં જે મહાવીર, બુદ્ધ, ક્રાઇસ્ટ અને [illegible] શ્રદ્ધા અને પ્રજ્ઞાદૃષ્ટિના સ્ફુરણનું ભાન થાય છે, તે [illegible] સ્વાભાવિક રીતે મારા જીવનક્રમમાં મને દેખાતું નથી. [illegible], આર્યાવર્તનાં વિવિધ દર્શનોના અનેક વિષયસ્પર્શી, કામના અને નકામા, જટિલ, કઠિન અને શિથિલ વાદવિવાદ વચ્ચે પણ મેં તેની [illegible], શાન્ત અને સર્વવ્યાપક ભાવનું વિસ્મરણ કદી કર્યું નથી. [illegible] પ્રજ્ઞાદૃષ્ટિનું જાગરણ કરવાનું તો હજી મનોગત જ છે.

પ્રસ્તુત પુસ્તક વિષે શ્રીમાન કાકાસાહેબ કાંઈક લખવાના છે એ જો મેં સાંભળ્યું ન હોત તો હું આટલા ટૂંકામાં કદાચ ન પણ પતાવત. છતાં શ્રીયુત મગનભાઈના અનુવાદવાચનથી મારા મન ઉપર પડેલ અનેક છાપોમાંની અગત્યની એકેક લખી દેવી યોગ્ય છે. અનુવાદ સ્વતંત્ર લખાણ જેવો સીધો છે. અર્થ સમજવામાં શબ્દની, વાક્યની કે તેવી બીજી આંટીઘૂંટી આડે આવતી નથી. અનુવાદકે મૂળગત ભાવો સ્પષ્ટ કરવા અને પોતાની નવશબ્દરચના સમજાવવા જે ટૂંકાં પણ મહત્ત્વનાં ટિપ્પણો કર્યાં છે તે ન હોત તો અનુવાદનો આત્મા આટલો અર્થપૂર્ણ ન બનત. અનુવાદકમાં જે ભાવપૂર્ણ નવશબ્દસર્જનનું અનુકરણીય સામર્થ્ય દેખાય છે તે ગુજરાતી ભાષાના સમૃદ્ધ અભ્યુદયનાં અનેક લક્ષણોમાંનું એક મહત્ત્વનું લક્ષણ છે. એકંદર આખો અનુવાદ અંગ્રેજીને ઉચ્ચ શિક્ષણમાં માધ્યમ રાખવાની બળવત્ તરફદારી કરનારને માતૃભાષાના માધ્યમનું સામર્થ્ય સમજાવનાર અજિહ્વ જવાબ જેવો છે. હું શ્રીયુત મગનભાઈ પાસે એટલી માગણી અવશ્ય કરું છું કે, તેઓ શ્રીમતી હેલનના પછીની વયના ઉત્તરોત્તર પક્વ અને પક્વતર વિચાર તેમ જ

અનુભવવાળાં બાકીનાં પુસ્તકો અનુવાદિત કરે વાચકો આ અનુવાદમાંથી જીવનરસદાયી ઘણુ મેળવી શકશે. તેમ છતાં બહેનોને તો આમાંથી ઘણું શીખવાનું મળશે તેઓ આ અનુવાદ વાંચી એટલું તો વિચારતાં થશે જ કે, જ્યારે ત્રણ ત્રણ બંધનોના કિલ્લા પાછળ પુરાયેલ એક લઘુ બાળા તે બધનો તોડી બહાર આવવા દૃઢ નિશ્ચય કરે છે અને તેના જ 'મારી એક ક્ષણ પણ જડ સ્થિરતામાં ન ગઈ' શબ્દોમા કહુ તો, તે અનવરત પુરુપાર્થમાં ભાન ભૂલી છેવટે અપગપણાના સહજ બધનની પેલી પાર રહેલા પોતાના આત્માને પ્રગટાવે છે, ત્યારે એવા એક બધન વિનાની તે બહેનો નિશ્ચય અને પુરુપાર્થ દ્વારા શુ શુ સાધી ન શકે? શિક્ષણની ઘણી માધ્યમિક સસ્થાઓમાં પાઠચ તરીકે નહી તો છેવટે આ પુસ્તક વાચવાની ખાસ ભલામણ કરવા જેવુ છે.

—પં॰ સુખલાલજી

## બાબુ દયાલચંદજીનાં કેટલાંક સંસ્મરણો

[ ૨૫ ]

તા. ૨૪-૧-૫૬ ને રોજ થયેલ આગરાનિવાસી બાબુ દયાલચંદજી જોહરીના સ્વર્ગવાસની નોંધ સહૃદય શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ 'જૈન'ના ગયા અંકમાં લીધી છે. તેમણે બહુ જ ટૂંકમાં બાબુજીની વિશિષ્ટતાનો સંકેત કર્યો છે. શ્રી રતિભાઈ આગરામાં રહેલા તે દરમિયાન બાબુજી સાથે તેમનો પરિચય સધાયેલો એટલે તેમનું કથન ટૂંકું છતાં અનુભવમૂલક છે. હું મારા તેમની સાથેના લાંબા પરિચયની પણ એ જ વાત કહી શકું, પણ અત્રે બાબુજીનાં કેટલાંક સંસ્મરણો જરા વિગતથી નોંધું છું તે બે દૃષ્ટિએ: એક તો તે સંસ્મરણો મધુર અને બોધક છે અને બીજું ચડતી-ઊતરતી જીવનકળામાં પુરુષાર્થી વ્યક્તિ પોતાનું કાર્યસાતત્ય કેવી રીતે જાળવી રાખે છે તે.

બાબુજીનો પરિચય લગભગ પચાસ વર્ષ ચાલ્યો. એની શરૂઆત અણધારી રીતે થઈ. સં. ૧૯૬૪ના બળબળતા ઉનાળામાં હું અને મારા મિત્ર વ્રજલાલજી કાશીથી આગરા આવી ચડ્યા. ફતેપુરસીક્રીને રસ્તે આગરા શહેરથી બે-એક માઈલ દૂર ઓસવાલોનો બગીચો છે. કહેવાય છે કે શ્રી હીરવિજયસૂરિ અકબરને મળવા ગયા ત્યારે એ જગ્યા ભેટમાં અપાયેલી. એ બગીચામાં મંદિર છે અને બીજાં મકાનો છે. સ્વર્ગવાસી સન્મિત્ર કર્પૂરવિજયજી મહારાજ ત્યાં બિરાજતા. અમે બન્ને મિત્રો મહારાજજીને મળવા ગયા અને ત્યાં જ બાબુજીનો ભેટો થયો. તેમણે પોતે હાથે રાંધેલ ખીચડીથી અમારું આતિથ્ય કર્યું અને અમારા વગર કહ્યે પણ કાંઈક અમારી મૂંઝવણ સમજી લઈ આપમેળે અમને પૂછ્યું કે તમે શું ઇચ્છો છો અને ક્યાં જવા ધારો છો ઇત્યાદિ. આ પ્રશ્નમાંથી અમારો તેમની સાથે સંબંધ બંધાયો અને અમે ચિરમિત્ર તથા ચિરસાથી બની ગયા. એ મિત્રતા કયા પાયા ઉપર બંધાઈ અને કયા કામમાં કે ઉદ્દેશમાં અમે સાથી બન્યા એ બહુ ટૂંકમાં જણાવું. તેમાં જ બાબુજીનાં સંસ્મરણો આવી જાય છે, અને તે તેમના વ્યક્તિત્વને ઓળખાવવા પૂરતાં થઈ પડશે.

મિત્રતાનો પાયો હતો વિદ્યાધ્યયન અમારે આગળ વધારવું અને તેમણે પોતાના મિત્રો સાથે મળી આર્થિક અને બીજી જવાબદારી લેવી તે. આ પાયા ઉપર અમે બે મિત્રો અને ચારેક બીજા વિદ્યાર્થીઓ એમ છ જણે કાશી ગંગાકિનારે અસ્સી–ભદૈની ઘાટ ઉપર અધ્યયનસત્ર શરૂ કર્યું. બાબુજી ઝવેરાત ઉપરાંત બીજા અનેક વ્યવસાયો કરતા. તેમની મુખ્ય પેઢી તો આગરામાં, પણ તેઓ અવારનવાર કાશી આવે. આમ છએક વર્ષ ચાલ્યું. દરમિયાન બાબુજી સાથે અમારો પરિચય ગાઢ બનતો ગયો. પરસ્પર વિશ્વાસ બંધાયો અને સાથે મળી વિચારો અને યોજનાઓ પણ કરતા રહ્યા કે અધ્યયન સમાપ્ત કરી શું શું કામો કરવાં? ક્યાં કરવાં? અને કેવી કેવી રીતે કરવાં? ઇત્યાદિ.

એ જમાનો બંગભંગની ચળવળમાંથી જન્મેલ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો હતો અને સાથે જ મદનમોહન માલવિયાજીના હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપનાના પ્રચંડ આંદોલનનો હતો. અમે વિચાર્યું કે વિદ્યા વિષયક જે જે કામ કરવાં તેનું કેન્દ્ર કાશી રાખવું અને જૈન સમાજને મધ્યવર્તી રાખી વિદ્યાને લગતાં બધાં કામો ગોઠવવા. આર્થિક પ્રશ્ન અને બીજા વહીવટી પ્રશ્નો એ બાબુજી પોતે પોતાના મિત્રો સાથે મળીને ઉકેલે આ વિચાર પ્રમાણે ઈ સ ૧૯૧૩–૧૪માં કામ કરવાનો સમય પાક્યો.

અમે વિચાર્યું કે શરૂઆત આગરામાં કરો. પછી યોગ્ય કાર્યકર્તાઓ મળે અને કામની દિશા તેમ જ પદ્ધતિ નક્કી થાય ત્યારે કાશીમાં બધું તંત્ર લઈ જવુ આ રીતે ૧૯૧૪મા હું સર્વપ્રથમ આગરા જઈ વસ્યો અને ત્યાં બેસી શું શું કરવુ, કોના સહચારથી કરવું, કેવી રીતે કરવું વગેરે વિચારી લીધુ. પણ આ બધા વિચારમાં બાબુજી સાથે જ હોય અને આર્થિક પ્રશ્ન પરત્વે કે બીજા વ્યવહારૂ પ્રશ્ન પરત્વે અમે બધું તેમના ઉપર જ છોડી દઈએ તેઓ દૃઢ સંકલ્પ અને જુસ્સાથી હમેશાં મને એક જ વાત કહે કે 'તમે ફાવે તે યોજના કરો, કામ કરો પણ કદી મૂંઝાશો નહિ' તેમના આવા ઉત્સાહથી હું પણ તે વખતની સમજણ અને પરિસ્થિતિ પ્રમાણે કામ વિચારતો, માણસો મેળવતો અને વિદ્યાર્થીઓને રાખતો.

બાબુજી તદ્દન તરુણ હતા ને પત્ની ગુજરી ગઈ. સંતતિ ન હતી. પિતા, માતા અને ભાઈઓએ બીજું સગપણ વિચાર્યું, પણ બાબુજી મરણ-પથારીએ પડેલ પત્નીને આપેલ છેલ્લા વચનને અનુસરી ફરી લગ્નમાં પડ્યા

વાનોને સગઠનપૂર્વક બગીચામાં જ રહી ચોરો કે ધાડપાડુઓ સામે ટક-વાની યોજના ઘડી અને તે પ્રમાણે બધા ભાઈઓએ સંયુક્તપણે આત્મરક્ષણ સાધ્યું કરીથી ચોરો આવતા, પણ વ્યવસ્થિત ચોકી–પહેરા અને બહાદુરી જોઈ છેવટે ભાગી જતા.

આગરામાં રહ્યાં રહ્યાં કરવાનાં પ્રાથમિક કામો નીચે પ્રમાણે હતાં

(૧) હિંદીમાં જૈન ગ્રથોના રૂપાન્તરો કરવાં, સ્વતત્ર પુસ્તકો પણ લખવા અને મહત્ત્વનાં પુસ્તકોનું સમ્પાદન પણ કરવુ.

(૨) યોગ્ય વિદ્યાર્થીઓને રાખી તેમને ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃત–પ્રાકૃત આદિનુ શિક્ષણ આપવુ અને સાથે જ યોગ્ય હોય તેને સ્કૂલ કે કોલેજમાં મોકલવા

(૩) એક સમૃદ્ધ પુસ્તકાલય એવુ ઊભું કરવું કે અધ્યયન, સપાદન અને સશોધન આદિ કાર્યોમાં અમને સ્વતંત્રતા રહે.

(૪) શહેરનાં છોકરાં કે છોકરીઓ જિજ્ઞાસાથી આવે તો એમને ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉદાર તેમ જ અસામ્પ્રદાયિક સંસ્કારો આપવા.

(૫) સમાજમાં જે જે કુપ્રથાઓ અને ખોટા ખર્ચાઓ હોય તેને નિવા-રવા પ્રયત્નો કરવા.

(૬) આ બધાં કામોને પહોંચી વળવા યોગ્ય સાથીઓને મેળવવા અને તેમને અનુકૂળ કરી સ્થિર કરવા.

(૭) ગચ્છ કે પથનો ભેદ રાખ્યા વિના જે સાધુ કે સાધ્વી આગરા આવી અધ્યયન કરવા ઇચ્છે તેમને શીખવવું વગેરે વગેરે.

આ કામોને હું એકલો પહોંચી શકું તેમ હતું જ નહિ. કાશીવાળા મારા સહચારી મિત્રો જુદા પડી ગયા હતા. બાબુજીના અદમ્ય ઉત્સાહ ને વ્યવહાર ડહાપણને લીધે હું પણ કદી નિરાશ ન થતો. આ જ અરસામાં મેં આગરા રોશન મહોલ્લામાં એક નાનકડુ મંડળ ઊભું કર્યું. એમા દશેક વિદ્યાર્થીઓ અને બે–ત્રણ કન્યાઓ ઉપરાંત એક પ્રૌઢ બહેન પણ હતાં. સેવાગ્રામમાં રહેતા શ્રી ચિમનભાઈ, જે ગાંધીજીના પૂરા વિશ્વાસપાત્ર છે તે, આ જ અરસામાં અમારી સાથે મંડળમાં આવી જોડાયા આ જ અરસામાં અમદાવાદ સત્યાગ્રહ આશ્રમમાં રહેલા શ્રી. રમણિકલાલ મોદી એમનાં પત્ની

સાથે આગ્રે મંડળમાં જોડાયા. સદ્ગત પં. ભગવાનદાસ અને પં. બેચરદાસ પણ આવી ગયેલા. એક ઉત્સાહી ક્ષમામુનિ નામના સાધુ પણ (કે જે પાછળથી સ્વર્ગવાસી થયા) મંડળમાં જોડાયા. એમ અનેક રીતે મંડળ વિકસ્યું.

અમે ભાષાન્તર અને સ્વતંત્ર લખાણોનું કામ કરતા અને ઉપર સૂચવેલી બધી પ્રવૃત્તિઓ ચલાવ્યે જતા. પણ આ બધાં જવાબદારીવાળાં અને બુદ્ધિની ઠીક ઠીક કસોટી કરે એવાં કામોની પાછળ રોશન મહોલ્લા જેવા ગંદા મહોલ્લામાં કોઈ ઉત્સાહપ્રેરક અને તાજગી બક્ષનાર બળ હોય તો તે દયાલચંદજીનું ગતિમાન વ્યક્તિત્વ હતું. એ જ વ્યક્તિત્વને લીધે ૧૯૨૧ સુધીમાં અમારા મંડળની અનેક પ્રવૃત્તિઓ વિકસી અને મૂર્ત પણ બની.

૧૯૨૧માં ગાંધીજીની હાકલ પડી. સ્વરાજ્ય મેળવવાનો જુસ્સો દેશમાં એટલે સુધી વધેલો કે હવે માત્ર શાસ્ત્રીય પ્રવૃત્તિમાં મન ચોંટતું નહિ, પણ જે કામો પ્રારંભ્યાં તેનું શું? આ નૈતિક પ્રશ્ન હતો. બાબુજી સાથે મેં વિચાર કર્યો. તેમના મનમાં પણ સ્વરાજ્યની ઝંખના ઓછી ન હતી. છેવટે અમે બન્નેએ નક્કી કર્યું કે જે જે લખાણો તૈયાર છે તે બધાં જ છપાવી દેવાં અને મારે આગરા તેમ જ કાશીનો મોહ છોડી અમદાવાદ આવી રહેવું અને આગરામાં શરૂ કરેલ સાહિત્યિક પ્રવૃત્તિઓ અમદાવાદમાં બેસીને જ ચલાવવી. જરૂર હોય એવા સાથીઓ રાખવા, ખર્ચની ચિંતા બાબુજી સેવે અને કામની ચિંતા હું સેવું. બાબુજીના આવા વલણથી હું એમની સાથે અંતરથી હમેશાં જોડાઈ રહ્યો, અને અમદાવાદ રહેવા છતાં તેમનો સંબંધ વધારે ને વધારે ગાઢ થતો ગયો. એટલે સુધી કે ગુજરાત વિદ્યાપીઠમાં જોડાઈ હું કામ કરતો ત્યારે પણ તેઓ અવારનવાર અમદાવાદ આવી જાય અને બનતું કરવા ન ચૂકે.

બાબુજી ૧૯૧૯ આસપાસથી કલકત્તામાં ધંધો કરવા ગયેલા, ત્યાં રાષ્ટ્રીય કોંગ્રેસની બેઠક થઈ ત્યારે તેમણે શ્વેતાંબર જૈન કોન્ફરન્સની બેઠકનું પણ વિચાર્યું. કલકત્તાવાસી અને મુર્શિદાબાદ–અજીમગંજવાસી અનેક શ્રીમાનો અને શિક્ષિતો બાબુજી પ્રત્યે શ્રદ્ધા સેવતા, અને બાબુજીની માગણીને સંતોષવામાં ધન્યતા પણ અનુભવતા. ઘણો પૈસાદારો એમ કહેતા કે 'દયાળચંદ, તમે કામ કરાવ્યે જાવ, પૈસાની ચિંતા ન રાખશો.' હું કલ-

કરતા જાઉં અને જોઉં તો જણાય કે અહીં દયાળચંદજી પ્રત્યે ઘણો સદ્ભાવ છે. કલકત્તાના જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક કૉન્ફરન્સના અધિવેશન પ્રસંગે જ બાબુ દયાળચંદજીની હિલચાલને લીધે હિંદુ વિશ્વવિદ્યાલયમાં જૈન ચેર અર્થે એક સારુંસરખું ફંડ થયું અને એ જ ફંડને આધારે આગળ જતાં કાશીમાં જૈન ચેર સ્થપાઈ અને ઉત્તરોત્તર એનું કામ વિકસતું ગયું. બાબુ દયાળચંદજીએ મથુરા, શૌરીપુર આદિ તીર્થોના વહીવટમાં અને પુનરુદ્ધારમાં પણ કાંઈ ને કાંઈ ભાગ લીધો છે. એમણે લગ્ન અને બીજા વરાઓ પ્રસંગે થતા અપવ્યયને બંધ કરવામાં ઘરથી જ શરૂઆત કરેલી. સામાજિક સુધારાનું કામ હોય, રાષ્ટ્રીયતાનું કામ હોય કે ધાર્મિક કામ હોય, જ્યાં જરૂર હોય ત્યાં તેઓ આવીને ઊભા જ રહે. પોતાની પાસેથી નાણાં ખર્ચવાની સ્થિતિ બદલાઈ ગઈ હતી ત્યારે પણ તેમણે પોતાના મિત્રો કે ઓળખીતાઓની મદદથી સારાં કામો છેક સુધી ચલાવ્યે રાખ્યાં હતાં.

રોશન મહોલ્લામાં જે જૈન ધર્મશાળા છે ત્યાં યાત્રીઓ માટે એટલી સારી સગવડ છે કે ઊતરવા મન લલચાઈ જાય. બાબુજી છેક સુધી ત્યાં રહેતા અને જે જૈન કે જૈનેતર યાત્રી આવે તેને જોઈતી સગવડ મળી જતી. છેલ્લા દિવસોમાં અનેક દૃષ્ટિએ તેઓ એકલવાયા જેવા થઈ ગયેલા, પણ મેં કદી એમનામાં નિરાશા ન જોઈ અને તેમને મળનાર કોઈએ તેમનામાં કૃપણતા નથી અનુભવી. આતિથ્ય માટે તૈયાર અને ભીડ છતાં મન મોટું.

તેઓ અવારનવાર કાશી આવે, યુનિવર્સિટીમાં સાથે રહે. બધી પ્રવૃત્તિઓમાં રસ લે. બધાં જ કામો હાથે કરવાનો શોખ, રસોઈ સરસ કરી જાણે એ તો ઠીક, પણ મકાન કે પાયખાનું સુદ્ધાં ચોખ્ખું રાખવાની એટલી બધી કાળજી કે જો કોઈ બીજો માણસ ન હોય તો તે જાતે કરે, અને સૌની સાથે ભળી જાય. તેઓ ભણેલા તો હતા કૉલેજના પહેલા વર્ષ લગી, પણ રોજિંદા યુરોપિયન સાથેના વ્યાપારી વ્યવહારથી અંગ્રેજી ઠીક ઠીક જાણતા. વાંચવાનો બહુ શોખ. ગુજરાત, રાજસ્થાન, પંજાબ, યુ. પી. બિહાર, બંગાળ આદિ દરેક પ્રાન્તનાં મોટા શહેરમાં વસતા પ્રસિદ્ધ પ્રસિદ્ધ જૈનો સાથે તેમનો બહુ પરિચય અને આગરામાં તો અનેક પ્રવાસીઓ તેમ જ યાત્રીઓ આવે. એટલે એમનું પરિચયવર્તુલ બહુ જ મોટું હતું. આ રીતે તેમણે સમાજ, રાષ્ટ્ર, ધર્મ, સાહિત્ય આદિ અનેક ક્ષેત્રે પોતાથી બનતું બધું જ કર્યું છે. હું અનેક વર્ષો લગી એમની સાથે એક મિત્ર અને સાથી તરીકે રહ્યો પણ છું અને જ્યારે દૂર રહ્યો ત્યારે પણ તેમની

પ્રવૃત્તિ અને વિચારોનો સાક્ષી રહ્યો છું.

બાબુ દયાળચંદજી એક જીવતી જાગતી ઉત્સાહમૂર્તિ હતા, ઊગતી પેઢીને ઉદાર અને શક્તિસંપન્ન બનાવવા માટે તેઓ પ્રયત્નશીલ હતા, પંથો અને ગચ્છોના ઝઘડા મિટાવવાના પક્ષપાતી તેમ જ દરેક રાષ્ટ્રીય કાર્યને વેગ આપવાના વલણવાળા હતા. આવી વિરલ વ્યક્તિ ૭૫ વર્ષ જેટલી પાકટ ઉંમરે વિદાય લે ત્યારે પણ તેનો વિયોગ સાલ્યા વિના રહી ન શકે. આગરા આવી વ્યક્તિની ખોટ ક્યારે પૂરશે એ અત્યારે કહેવું કઠણ છે, પણ આશા છે કે બાબુજીએ વાવેલ બીજ ક્યારેક તો ઊગી જ નીકળશે.

"જૈન" તા. ૧૧–૨–૧૯૫૬

# તેજસ્વી તારક આચાર્યશ્રી નરેન્દ્રદેવજી

## [ ૨૬ ]

'જૈન' પત્રના જે વાચક કેળવણી, રાષ્ટ્રીયતા અને વિદ્યોપાસનાના વિશાળ ક્ષેત્રથી સાવ દૂર હશે તેઓ જ આચાર્યશ્રી નરેન્દ્રદેવજીનું નામ અને કામ જાણતા ન હોય એમ કહીએ તો તે યોગ્ય જ ગણાશે. આચાર્યશ્રીનો સ્વર્ગવાસ તેમના વતનથી બહુ દૂર દક્ષિણ ભારતમાં થયો. એના સમાચાર વીજળી વેગે ક્ષણમાત્રમાં સર્વત્ર પહોંચી ગયા. જેણે જેણે એ સમાચાર સાંભળ્યા અને જે તેમને થોડે ઘણે અંશે જાણતા અને ખાસ કરીને જે તેમના કાર્ય અને વ્યક્તિત્વથી પ્રત્યક્ષ પરિચિત હતા તે બધાએ એ સમાચારથી એવો ઊંડો આચકો અનુભવ્યો છે કે જે નિકટના સ્વજનના વિયોગથી પણ ભાગ્યે જ અનુભવાય.

હુ મારી વાત કહુ તો કહી શકુ કે એમના મૃત્યુસમાચારથી હું ક્ષણભર અવાક્ અને આભો બની ગયો આજે દેશભરનાં તમામ છાપાંઓમા અને સાર્વજનિક સ્થળોમાં તેમને ભાવભીની શ્રદ્ધાંજલિ અર્પાઈ રહી છે રાષ્ટ્રપતિ, શ્રી નહેરુ વગેરે તમામ રાષ્ટ્રપુરુષો અને વિદ્વાનો ઊંડો આઘાત અનુભવી રહ્યા છે. જે જન્મે છે તે મરે છે. આચાર્યશ્રીનું મૃત્યુ એ જ નિયમને આધીન છે, તો એ સૌમાં આવો આઘાત પેદા કેમ કરે છે?—એ સવાલ છે. એનો ઉત્તર તેમની વિશાળ માનવતા અને કારકિર્દીમાંથી મળી રહે છે. આ સ્થળે એમના સીધા પરિચયમાંથી કેટલાંક સ્મરણો નોંધુ તો એમના વ્યક્તિત્વનો કાંઈક ખ્યાલ વાચકોને આવી શકશે

આચાર્યશ્રી વકીલાત કરતા. ગાંધીજીની હાકલે જેમ બીજા અનેક વિશિષ્ટ પુરુષોને સ્વાતંત્ર્યના જંગમાં આકર્ષ્યા તેમ આચાર્યશ્રીને પણ ખેંચ્યા. એમણે બધો જ ખાનગી વ્યવસાય તજી દેશ અને કેળવણી માટે ભેખ લીધો. કાશી વિદ્યાપીઠ, જે રાષ્ટ્રીય સ્વાતંત્ર્યયુદ્ધનુ એક ફળ છે તેમા એ જોડાયા. તેઓ જેમ અધ્યાપક હતા તેમ વક્તા અને લેખક પણ હું પહેલવહેલા એમના હિંદી 'સ્વાર્થ' માસિકમાં અને બીજાં પત્રોમાં પ્રસિદ્ધ થતાં લખાણોથી પરિચિત થયો. તેઓ તત્ત્વજ્ઞાન વિશે, ખાસ કરીને બૌદ્ધ પરંપરાને આશ્રયી લખતા. તેઓ શ્રી રાહુલ સાંકૃત્યાયનને દેશવિદેશની

વિદ્યાયાત્રામાં બધી રીતે પ્રોત્સાહન આપતા, પણ તેઓ શુષ્ક તત્ત્વજ્ઞ ન હતા. તેઓ અર્થશાસ્ત્રના અભ્યાસી હતા. એમ યાદ આવે છે કે આર્થિક કોઈ સમસ્યા પરત્વે એમનો હિંદી લેખ મેં સાંભળેલો ને હું વિશેષ મુગ્ધ બની ગયેલો. દરમિયાન ગૂજરાત વિદ્યાપીઠમાં એક સમેલનમા તેઓ પધાર્યા હતા. કાકાસાહેબે તેમનું ઓળખાણ આપતાં એ કહ્યાનુ યાદ છે કે આચાર્યજીની ઓળખાણ માટે એમની 'સ્વાર્થ' માસિકમાં લખેલી આર્થિક સમસ્યા ઉપરની નોંધ જ પૂરતી છે. આ વખતે હુ ગૂજરાત પુરાતત્ત્વ મંદિરમાં અને વિદ્યાપીઠમાં જ હતો. એમની સાથે પ્રત્યક્ષ સંપર્ક સધાયો. તેઓ ગુજરાતી ત્રૈમાસિક 'પુરાતત્ત્વ'માં છપાતા મારા લેખો વાંચતા હશે એ તો મારી કલ્પનામાંય ન હતુ, પણ જ્યારે એ જાણ્યું ત્યારે તેમની સંશોધક બુદ્ધિ પ્રત્યે વિશેષ આદર ઉપજ્યો. આ આદરને લીધે વધારે પ્રત્યક્ષ સંસર્ગમાં આવવાની દૃષ્ટિએ હું કલકત્તાથી પાછા ફરતાં પહેલી જ વાર કાશી વિદ્યાપીઠમાં તેમનો મહેમાન થયો, જ્યારે સાથે જમવા બેઠા ત્યારે ત્યાંનું અધ્યાપકમંડળ, વિદ્યાર્થીમંડળ અને ભોજનની સાદગી ઇત્યાદિ વાતાવરણ જોઈ મને એક ઋષિ–આશ્રમનો અનુભવ થયો રહ્યો ત્યા લગી માત્ર વિદ્યા અને સંશોધનની જ ચર્ચા. એમણે એ પણ કહ્યું કે અમે ત્રૈમાસિક ગુજરાતી 'પુરાતત્ત્વ'ની જેમ એક સંશોધનપત્ર પણ કાઢવા વિચારીએ છીએ. ઇત્યાદિ. અધ્યાપક ધર્માનન્દ કૌશાંબીજી આચાર્યજીની ઉદારતા અને નિખાલસતાને લીધે એટલા બધા આકર્ષાયેલા કે જ્યારે અમદાવાદ અને મુંબઈ છોડયું ત્યારે એમણે કાશી વિદ્યાપીઠમાં રહેવાનું પસંદ કર્યું.

૧૯૩૪ના લગભગ સપ્ટેંબર માસમાં એક પ્રસંગ આવતા મેં કાશી વિદ્યાપીઠમાં આચાર્યજીને ત્યાં રાતવાસો રહેવાનુ નક્કી કર્યું. તેમને જાણ કરી જ્યારે તેમના મકાને હું ગયો ત્યારે સાંજ હતી એમણે જમવા, પથા આદિની વ્યવસ્થા તો કરી જ, પણ ચર્ચા–વિચારણામાં એટલો બધો સમય આપ્યો કે હુ તેમના સહજ વિદ્યાપ્રેમ અને સૌજન્યથી જિતાઈ ગયો એક વાર પજૂસણનો પ્રસંગ આવ્યો. હિન્દુ યુનિવર્સિટીના જૈન વિદ્યાર્થીઓએ આપમેળે અમદાવાદ–મુંબઈની પેઠે વ્યાખ્યાનમાળા ચલાવવા ઠરાવ્યું. કોને કોને આમંત્રવા એ પ્રશ્ન મારી સામે હતો જેમ બાબુ શ્રીપ્રકાશજી (મદ્રાસના અત્યારના ગવર્નર)ને આમંત્ર્યા તેમ આચાર્યજીને પણ આચાર્યજીએ નાદુરસ્ત તબિયતે પણ આવીને હિંદીમા એક ભાષણ આપ્યું. ઘણું કરી એ વિષય હતો સમાજવાદ યા સામ્યવાદ. એમણે ઐતિહાસિક દૃષ્ટિએ

વિષયની એટલી બધી છણાવટપૂર્વક સ્પષ્ટ ચર્ચા કરી કે 'શ્રોતાઓ ધન્યતા અનુભવવા લાગ્યા. એ વખતે ડૉ. આનન્દશંકર' ધ્રુવજી પણ કાશીમાં જ હતા. આમ એમનો પરિચય વધારે ઊંડો થતો ચાલ્યો.

આચાર્યજી જ્યારે પ્રસંગ આવતો ત્યારે જેલના મહેમાન થતા. 'ભારત છોડો' ની ગર્જના થઈ અને જેલો ભરાવા લાગી. આચાર્યજી કાંઈ પાછા થોડા જ રહે? પણ જેલમાં તેઓ જતા ત્યારે એક ઉગ્ર તપ કરતા. એમનુ તપ એટલે નવું નવું અધ્યયન અને લેખન. એક વાર મુંબઈ ભારતીય વિદ્યાભવનમાં હું બેઠેલ. શ્રી એન. સી. મહેતા હતા, ત્યાં તો આચાર્યજી અચાનક આવી પહોંચ્યા. હું એમના દમના વ્યાધિ વિશે અને જેલમા કેમ રહ્યું એ વિશે પૂછું તે પહેલાં તો એમણે જેલમાં પોતે કરેલ સાધનાની વાત કાઢી. મને કહે કે વસુબન્ધુના 'અભિધર્મકોશ' નું મારે ભાષાન્તર કરવું હતું. પહેલાં તો હું જેલમાં ફ્રેન્ચ શીખ્યો. ફ્રેન્ચ ઉપરથી અંગ્રેજી અને હિંદી તરજૂમો કર્યો. ઘણું કરી સાથે લાવેલ. એ હિદી તરજૂમાની મોટી મોટી દળદાર કોપીઓ મને બતાવી. એમની આ સાધના સાંભળી હું તો છક થઈ ગયો. જ્યારે આચાર્યજી આવી દાર્શનિક અને બીજી વિદ્યાઓની ઉપાસના કરતા ત્યારે પણ એમતું વ્યવહારુ રાજકારણ ચાલતું જ હોય. પણ એમની વિશેષતા એ હતી કે તેઓ રાજકારણી જૂઠાણાથી અલિપ્ત હતા.

આચાર્યજી લખનૌ યુનિવર્સિટીમાં ઉપકુળપતિ હતા. ત્યાં ઓરિએન્ટલ કૉન્ફરન્સ ભરાઈ. લખનૌ વિશ્વવિદ્યાલયના પ્રાંગણમાં જ અમારો ઉતારો. અનેક જવાબદારીઓ અને નાદુરસ્ત તબિયત, છતાં મારા જેવા સાધારણ માણસને આમ કાંઈક જતાં-આવતાં જોઈ લે તો પકડી પાડે. એક વાર તેઓ પોતાના મકાને લઈ ગયા અને અનેક હિંદુ-મુસલમાન સાક્ષર-ગૃહસ્થો સાથે પરિચય પણ કરાવ્યો. વિદાય થતી વખતે અમને કહે કે હું તમારી બધાની ખબર લઈ શક્યો નથી. ત્યાં મહેમાનો માટે વ્યવસ્થા તો એટલી બધી સારી હતી કે અમે એવી ધારણા પણ નહિ રાખેલી. પણ હવે પરિચયનો છેલ્લો અધ્યાય આવે છે.

હું વૈશાલીથી પાછો ફરી કાશીમાં આવી રહ્યો સખત ઉનાળો હતો. આચાર્યજી તે વખતે હિંદુ યુનિવર્સિટીમાં ઉપકુળપતિ. આમ તો બધા જ ઉપકુળપતિઓ દુર્દર્શન અને દુઃસમાગમ હોય છે, પણ આચાર્યજી વિશે દરેક એમ જ માનતું કે એમને મળવું એ તો ઘરની વાત છે. એ હતા

અજાતશત્રુ અને ફકીરી વૃત્તિના વિદ્યા–તપસ્વી. એમને જાણ થઈ કે હું અમુક જગ્યાએ છું. હજી તો હું એમને ત્યાં જવાનો, ખાસ કરી પ્રથમથી સૂચના આપી જવાનો, વિચાર જ કરતો હતો ત્યાં તો તેઓશ્રી પં. શ્રી દલસુખ માલવણિયાના મકાને આવી પહોંચ્યા. મેં ખરા હૃદયથી કહ્યું કે હુ આવવાનો જ હતો, પણ એ તો વિનય અને વિદ્યામૂર્તિ. હુ રહ્યો એટલા દિવસમાં કેટલીયવાર આવી ગયા. તેમની સાથે બીજા પંડિતો અને પ્રોફેસરો હોય જ. આ બધી વખતે ચર્ચા શાસ્ત્ર અને વિદ્યાની જ થાય. એમણે શું શું લખ્યું છે, શું લખવા અને છપાવવા ધારે છે ઇત્યાદિ તો કહે જ, પણ આપણે કાંઈ નવી અને જ્ઞાતવ્ય વાત કહીએ તો ધ્યાન દઈ સાંભળે. એમને બૌદ્ધ વિષય ઉપર કાંઈક છપાવવાનુ હતુ. પોથી જૂની અને લિપિ દુષ્પઠ. જ્યારે મેં કહ્યું કે આ બધી બાબતમા તમારી પાસે જ રત્ન પડ્યું છે, ત્યારે આચાર્યજીએ જાણ્યું કે હુ શ્રી માલવણિયાજી વિશે સંકેત કરી રહ્યો હતો. ત્યારબાદ એમણે પં. શ્રી દલસુખભાઈ ઉપર અનન્ય વિશ્વાસ મૂક્યો અને તેમને અનુભવ થયો કે તેમનો વિશ્વાસ કેટલો સાચો ઠર્યો છે. આચાર્યજીએ જ અધ્યાપક પદ્મનાભ જૈનને અમદાવાદથી કાશીમાં આકર્ષ્યા હતા અને પોતાનાં છપાતાં બૌદ્ધ લખાણોની પૂર્તિ અને શુદ્ધિ કરવાનુ કામ તેમને જ ભળાવ્યું હતું, એમ મારું સ્મરણ છે.

આચાર્યજીએ ત્યાગનું જે ઉદાહરણ બતાવ્યું છે તે તો ઓર રોમાંચક છે. એમને મળતા માસિક વેતનમાંથી કુટુંબ માટે બહુ થોડો ભાગ બચતો, એમ તેમના સમીપ રહેતા એક વિશ્વાસી મિત્રે મને તે વખતે જ કહેલું.

આવો એક મહામના વિદ્યાવૃદ્ધ અજાતશત્રુ પુરુષ સ્થૂળ જીવનને સંકેલી લે ત્યારે એની ખોટ એ રાષ્ટ્રીય ખોટ છે. ગાંધીજીએ પોતાના આધ્યાત્મિક તેજથી જે ગ્રહો અને ઉપગ્રહોમાં તેજ પાથર્યું હતું એવા એક વિશિષ્ટ તેજસ્વી તારકનો અસ્ત થાય ત્યારે દેશ આઘાત અનુભવે એ સહજ છે. આપણે આચાર્યજીના ગુણોનું અને એમની નિ:સ્વાર્થ પ્રવૃત્તિનું અનુસરણ કરીને જ તેમનું ખરું સ્મરણ કરી શકીએ.

'જૈન' તા. ૨૫–૨–૧૯૫૬

## શાસ્ત્રોદ્ધારક સ્વ. મુનિશ્રી ચતુરવિજયજી

### [ ૨૭ ]

**ડિસેમ્બરની** ચોથી તારીખે અણધાર્યા જ પરમાનંદભાઈ મારી કોટડીમાં આવી ઊભા રહ્યા. હું મિત્રો સાથે કાંઈક વિદ્યાગોષ્ટિમાં જ પડેલો હતો. પ્રસંગ નીકળતાં મેં મુનિશ્રી ચતુરવિજયના સ્વર્ગવાસ વિષે આવેલ તારની તેમને વાત કહી, અને તેમણે તુરત માગણી કરી કે તમે 'પ્રબુદ્ધ જૈન' વાસ્તે તેમને વિષે કંઈક લખી આપો!

હુ ઉક્ત મુનિશ્રીના સ્થૂળ અને સૂક્ષ્મ જીવનથી પૂર્ણ તો પરિચિત નથી જ. પણ હુ અમુક લાંબા વખત લગી તેમના થોડા પરિચયમાં આવ્યો છુ. ખાસ કરી મારી અને તેમની વચ્ચે સાહિત્યિક અને શાસ્ત્રીય સબંધ વધારે હતો તેથી મારા ઉપર તેમના જીવનના જે સંસ્કારો પડેલા મને યાદ છે તેનુ ટૂંકમાં પ્રદર્શન કરાવીને જ ભાઈ પરમાનંદભાઈની ઇચ્છાને મૂર્તરૂપ આપી શકુ

પ્રવર્તક અને સર્વાધિક વયોવૃદ્ધ તરીકે પ્રસિદ્ધ પૂજ્ય મ. શ્રી કાન્તિવિજયજીના એ શિષ્ય હતા. સમભાવમાં અને જૈન સાહિત્યના ઉદ્ધારમાં પ્રસિદ્ધ મુનિ શ્રી પુણ્યવિજયજીના એ ગુરુ થાય કાળધર્મ સમયે એમની ઉમર કેટલી હતી તે ચોક્કસ નથી જાણતો. પણ આશરે સિત્તેરેક વર્ષની તો હશે. તેમની કૌટુબિક તેમ જ શિષ્યપરિવારને લગતી હકીકત તો કોઈ તજ્જ્ઞ જ લખશે હું કાશીમાંથી વિદ્યાભ્યાસ કર્યા બાદ જ્યારે ગુજરાતમાં સર્વપ્રથમ કામની દૃષ્ટિએ ગયો ત્યારે મને થયેલ અનુભવ ઉપરથી મેં નક્કી કર્યું છે કે મારે સાધુ વર્ગને ભણાવવા ક્યાંઈ તેમની પાસે ન જવુ અને ન રહેવું. ખાસ કરી અમુક બધન સ્વીકારીને તો કોઈ સાધુઓને ન જ ભણાવવા. જો તેઓ જિજ્ઞાસા દૃષ્ટિથી મારી પાસે આવે તો તેમને પૂર્ણ કાળજી અને આદરથી શીખવવુ આ વિચારને પરિણામે મેં મારું કાર્યક્ષેત્ર બદલવાનો જ નિર્ણય કર્યો દરમિયાન અમુક પ્રામાણિક વ્યક્તિઓ તરફથી મને કહેવામાં આવ્યું કે મારા એ નિર્ણયને અમલમાં મૂકવા પહેલાં મારે એક વાર પ્રવર્તકજીનો પરિચય કરવો મેં એ સલાહ સ્વીકારી અને પ્રવર્તકજીના

પત્રને લીધે હું પાટણ ગયો. ત્યાં જ તેમના શિષ્ય સ્વર્ગવાસી મુનિ ચતુરવિજયજીનો પ્રથમ પરિચય થયો.

તેમની નમ્રતા, જિજ્ઞાસા અને નિખાલસતાએ મને બાંધી લીધો. ત્યાં તે વખતે મારું કામ તેમના લઘુમત શિષ્ય મુનિશ્રી પુણ્યવિજયજીને શીખવવાનું હતું; પણ મેં જોયુ કે અહીં તો જિજ્ઞાસા અને કાર્યપદ્ધતિની વિશેષતાનું રાજ્ય છે. તિલકમંજરી શીખવતો હોઉં કે કાવ્યાનુશાસન, પણ તે વખતે શિખનારાઓનુ એક મંડળ જામે, તેમાં સાધુઓ સાથે અધિકારી શ્રાવકો પણ રહેતા એટલું જ નહિ પણ સાથે સાથે શીખવાતા ગ્રંથનું સંશોધન પણ થતું. તાડપત્ર અને કાગળની જૂની તેમ જ સારી સારી પ્રતિઓ જુદા જુદા મુનિઓ સામે રાખે અને સંશોધન સાથે પાઠ ચાલે. મારે વાસ્તે આ રીતે પુસ્તક સંશોધનનો માર્ગ પ્રથમ જ હતો, પણ મને એમાં વધારે રસ પડ્યો અને ભણવા-ભણાવવાનું સ્થિર ફળ વધારે જણાવા લાગ્યું. તે વખતે પણ મુનિશ્રી પુણ્યવિજયજી છેક નાના જોકે પાઠમાં કેન્દ્રસ્થાને એ જ હતા, છતાં સંશોધન-કાર્યમાં કેન્દ્રસ્થાન ઉક્ત સ્વર્ગવાસી મુનિનુ હતું. તેમના સહવાસમાં હુ આવ્યો તે અગાઉ તો તેમણે કેટલાંય સંસ્કૃત-પ્રાકૃત પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં, અને અનેક ભંડારોની ધરમૂળથી સુધારણા અને વ્યવસ્થા કરી હતી. હું જોતો કે તેઓ જેમ એક બાજુ એકસાથે અનેક પુસ્તકો શોધતા અને છપાવતા જાય છે તેમ બીજી બાજુ સૈકાઓ થયાં સડતા અને અવ્યવસ્થાથી નાશ પામતાં કીમતી લિખિત પુસ્તકોનું નવુ લેખન કાર્ય પણ સતત કર્યે જાય છે.

તે જમાનામાં એટલે ઈ. સ. ૧૯૧૪-૧૫ની આસપાસ સુધીમાં પુસ્તક-પ્રકાશનમાં બે પ્રથાઓ ખાસ રૂઢ હતી. એક તો પુસ્તક ગમે તે વિષયનુ હોય છતાં જૈન પરંપરા એને પત્રાકારે જ પ્રસિદ્ધ કરતી. અને બીજી પ્રથા એ હતી કે જો પ્રસ્તાવના જેવું કાંઈ લખવું હોય, તો તે સંસ્કૃતમાં જ લખવામાં મહત્તા મનાતી. એકવાર સ્વ. મુનિશ્રીએ પોતાની લખેલ સંસ્કૃત પ્રસ્તાવના મને જોઈ જવા કહ્યું. મેં તે જોઈ તો લીધી, પણ સાથે જ તેમને કહ્યું કે પ્રસ્તાવના આદિ સંસ્કૃતમાં લખો છો, તેનો શો હેતુ? તેમણે જવાબમાં બીજા અનેક પ્રસિદ્ધ મુનિઓનાં ઉદાહરણ આપી એ પ્રથાની પુષ્ટિ કરી. મેં કહ્યું. જુઓને અમુક અમુક પ્રસિદ્ધ વિદ્વાનોની સંસ્કૃત પ્રસ્તાવના: એમાં શબ્દાડંબર સિવાય શું હોય છે? વળી અમુક પ્રસ્તાવનાઓ જુઓ! એમાં કોઈ શિષ્ય કે આશ્રિત પંડિત અમુક સાધુની ભારોભાર '

પ્રશંસા કરતો દેખાય છે. પછી ભલે તે છેક જ જૂઠાણાથી ભરેલી હોય! લચ્છેદાર વિશેષણ સિવાય તેમાં બીજું શું હોય છે? જો એ જ સંસ્કૃતના લેખકોને એમ કહેવામાં આવે છે કે મહેરબાની કરી તમે એનો અનુભવ સંભળાવો તો કાં તો એમાંથી સાંભળનાર શૂન્ય જ મેળવવાનો અને સંભળાવનાર પોતે શરમાવાનો. વળી મેં વધારે સખત ટીકા કરતાં એ પણ કહ્યું કે સંસ્કૃતમાં લખવું એનો અર્થ આશ્રયદાતાઓ અને અભણ દુનિયાની દૃષ્ટિમાં મહત્ત્વ સાચવવું અને સાથે સાથે પોતાનું અજ્ઞાન પોષ્યે જવું, એ જ છે. જો લેખકને કાંઈ સાચું અને નક્કર કહેવાનું જ હોય તેમ જ અનેક વાંચનાર સમક્ષ કાંઈ મૂકવા જેવું સાચે જ હોય તો તેઓ ચાલુ લોકભાષામાં લખતાં શાને સંકોચાય છે? અલબત્ત, પાંડિત્ય પ્રકટ કરવું જ હોય તો તેઓ સાથે સાથે ભલે સસ્કૃતમાં પણ લખે. પરંતુ જેઓ માત્ર સસ્કૃતમાં પ્રસ્તાવના વગેરે લખે છે, તેઓ મોટેભાગે વાચકોને અંધારામાં રાખવા સાથે પોતાના અજ્ઞાનને છુપાવે છે. મારી આ ટીકા સાચી હતી કે નહિ તે કહેવાનું આ સ્થાન નથી. પણ અહી તો એટલું જ કહેવાનું છે કે મારા કથનનો જરા પણ અવિચારી સામનો કર્યા સિવાય સ્વ. મુનિશ્રીએ ત્યારબાદ મોટે ભાગે પ્રસ્તાવના સંસ્કૃતમાં લખવાનો શિરસ્તો બદલી નાખ્યો અને પરિણામે તેમનાં પ્રકાશનોમાં તથા તેમના શિષ્યનાં પ્રકાશનોમાં આજે અનેક મહત્ત્વની ઐતિહાસિક વસ્તુઓ ગુજરાતી ભાષા દ્વારા જાણવી સુગમ બની છે. આ એમની સત્યગ્રાહી પ્રકૃતિએ મને વિશેષ વશ કર્યો.

પત્રાકારે પુસ્તક છપાવવું એમાં જેટલી સગવડ સાધુઓની હતી તેટલી જ અગવડ વિદ્યાર્થીઓ, પ્રોફેસરો અને લાયબ્રેરીના સંચાલકોની હતી. પણ પત્રાકારે છપાવવુ એ જાણે ધર્મનું વાસ્તવિક અગ જ હોય તેમ ત્યારે કડક રીતે મનાતું. જ્યારે મેં અને બીજા સમયજ્ઞ મિત્રોએ સ્વ મુનિનું ધ્યાન આ બાબત તરફ ખેંચ્યુ ત્યારે તેઓ તરત સમજી ગયા. અને પછી એમણે એવો માર્ગ સ્વીકાર્યો કે સાધુઓની પત્રાકારની રુચિ પણ સચવાય અને દેશ–વિદેશના વિદ્વાનોની પુસ્તકાકાર પુસ્તકની માગણી પણ સંતોષાય. એક રીતે જોતાં તો આ બાબત નજીવી લાગે છે. પણ વિદ્વાનો અને પુસ્તકાલય–સંચાલકોની દૃષ્ટિએ આ બાબત કેટલી ઉપયોગી છે, તે સહેજે સમજાશે. આજે પણ સનાતન પ્રકૃતિના સંખ્યાબંધ સાધુઓ અને આચાર્યો છે, જેઓ ગમે તેવી ઉપયોગિતા છતાં પુસ્તકાકાર પ્રકાશનને ઘૃણા નહિ તો ઉપેક્ષાની દૃષ્ટિથી અવશ્ય જુએ છે. પરિણામ એ આવ્યું છે કે પત્રાકાર ગ્રંથ મોજૂદ છતાં એની પુસ્તકાકાર આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં કેટલીક સંસ્થાઓ અને વિદ્વાનોને

શ્રમ અને ખર્ચ બન્ને કરવાં પડે છે.

સ્વ. મુનિશ્રીની ખાસ ધ્યાન ખેંચે એવી એક વિશેષતા એ હતી કે તેઓ જ્યા જતા ત્યાં પ્રથમ ત્યાંના ભંડારનું કામ હાથમાં લેતા. જો સૂચિ ઠીક ન હોય તો તે બનાવતા, પોથીઓને નવાં મજબૂત બંધનોથી બાંધતા, ક્રમવાર ડાબડામાં ગોઠવતા, એટલું જ નહિ પણ જ્યાં ગ્રન્થો રાખવા માટે કબાટ કે એવી બીજી સારી સગવડ ન હોય ત્યાં તે તૈયાર કરાવતા. એ રીતે ત્યાંના ભંડારને વ્યવસ્થિત અને ટકાઉ બનાવતા પુસ્તકસૂચિ પ્રસિદ્ધ કરતા. આની સાથે સાથે તેઓશ્રીએ નવા કે જૂના ભંડારમાંથી મળી આવતા નાના મોટા બધા જ ગ્રંથોની નવી લિખિત નકલો કરાવી તેનો એક પૂર્ણ અને ઉપયોગી સંગ્રહ કર્યો છે જે આજે વડોદરામા વિદ્યમાન છે. અને ગમે તે વિદ્વાનનું મસ્તક નમાવવા માટે બસ છે.

પુસ્તકો છપાવવા અને જૂના ઉપરથી નવાં લખાવવાં તેમ જ પોતે હોય ત્યાંના ભંડારોને સુસંસ્કૃત કરવા એ કામ જેવુ તેવુ અગર ગમે તે કરી શકે તેવું સરળ નથી. વળી આ જ કામના અંગ તરીકે જે બીજા કેટલાંક કામ છે, તેમાં પણ સ્વ. મુનિશ્રી સતત રોકાયલા રહેતા કાગળ અને તાડ-પત્રની જૂનામાં જૂની લિપિઓ અને ગમે તેવી જટિલ, ઘસાયેલી કે છેક જ ભૂંસાયેલી હોય તેને વાંચવી એ કામ સાહિત્યોદ્ધારનુ પ્રથમ અગ છે. અને કોઈપણ ખરો ઐતિહાસિક એ ન જાણે તો એનુ કામ લગડુ જ રહે. એ જ રીતે નકલો કરવાનું અને સુંદરતમ અક્ષરોમાં યોગ્ય રીતે પ્રેસકોપી કરવાનું કામ પણ વિદ્વાન માટે તેટલું જ આવશ્યક છે. સ્વ. મુનિશ્રીએ એ બન્ને કળાઓ અસાધારણ રીતે સાધેલી ઈ. સ. ૧૯૨૧ થી ૧૯૩૫ સુધીમાં મને અનેક ગ્રથોનાં સશોધન પ્રસગે, તેમની આ બન્ને કળાઓની કિંમત આંકવાની તક મળી તેઓ જિજ્ઞાસુ અને ધધાર્થી શિખાઉને પણ આ વસ્તુ શીખવતા. તેમના હાથે પ્રતિવાચન અને સુંદર લેખનનુ કામ શિખેલ કેટલાયે સાધુ અને ગૃહસ્થોને હુ જાણું છુ કે જેઓ આજે કાં તો સાહિત્ય-સેવાના ક્ષેત્રમાં રોકાયેલા છે અથવા તો નિર્વાહ અર્થે એ કળાનો ઘેર બેઠે સરસ ઉપયોગ કરી રહ્યા છે. મેં બે–ચાર યોગ્ય વિદ્યાર્થીઓને એમની પાસે પ્રતિવાચન અને પ્રતિલેખનની કળા શીખવા મોકલેલ અને તેમણે ખૂબ ધૈર્યપૂર્વક એ આગતુકોને એ વસ્તુ શિખવાડેલી.

સ્વ મુનિશ્રી, પ્રવર્તક કાંતિવિજયજીની ભંડારસુધાર અને ભંડારરક્ષણ–ની ભાવનાને મૂર્તરૂપ આપનાર મૂગા સેવક હતા વિશેષમા પોતાની બધી આવડતને યોગ્ય પાત્રમાં તેઓ અમર કરી ગયા છે. એ વાત જેઓ મુનિશ્રી

પુણ્યવિજયજીને જાણે છે અને જેઓને તેમનાં જીવિતકાર્યોનો પરિચય છે તેમને કહેવાની ભાગ્યે જ જરૂર જણાય.

સ્વ. મુનિશ્રીમાં એક વિદ્વાનને છાજે અને ઐતિહાસિકને શોભે એવી અનેક બાબતો પરત્વે જીવતી જાગતી માહિતી તેમ જ ચોકસાઈ હતી. અમુક ગ્રંથકારની કૃતિઓ આજે કેટલી અને કઈ કઈ ઉપલબ્ધ છે અને તે ક્યાં ક્યાં છે, અમુક ગ્રંથકારનો સમય શો અને એક જ નામના અનેક ગ્રંથકારો હોય ત્યાં તેમની વિશેષતા શી, અગર ઓળખાણ શી, કોઈ સ્ત્રી અગર સાધ્વી જૈન પરંપરામાં ગ્રંથકાર કે ગ્રંથ-લેખિકા થઈ છે કે નહિ, અમુક રાજ્યકર્તાના સમયમાં જૈન સાધુ કે શ્રાવકની સ્થિતિ શી હતી, જૂના વખતમા તાડપત્રો ક્યાંથી આવતા, કેમ સુધારાતાં, કેમ લખાતાં, લખનારાઓની સ્થિતિ શી હતી વગેરે અનેક પ્રશ્નો વિષે ઉક્ત સ્વ. મુનિશ્રી એક પ્રમાણભૂત ગ્રંથ જેવા હતા.

એમનો સ્વર્ગવાસ ગુજરાતની અને જૈન સાહિત્યની રાજધાની પાટણ કે જ્યાં એમનુ દીર્ઘકાળ જીવન-કાર્ય ચાલી રહ્યું હતું ત્યાં ડિસેમ્બરની પહેલી તારીખે રાત્રિના થયો. પાટણના સંખ્યાબંધ ભંડારો, પ્રાચીન મંદિરો, ત્યાંનું વિવિધ શિલ્પ, પાટણની ચડતી-પડતીના પ્રસંગો, એ બધા વિષે એમનું જે વિપુલ જ્ઞાન હતુ તે તેમનાથી પરિચિત એવા કોઈથી ભાગ્યે જ અજાણ્યુ છે. તેઓશ્રી એક રીતે પોતાનું જીવનકાર્ય ઠેઠ પાકી ઉંમર સુધી કરી ગયા છે અને બીજી રીતે તે પોતાની આવડતને વ્યાજ સાથે યોગ્ય પાત્રમાં મૂકી પણ ગયા છે. ઉંમરની દૃષ્ટિએ તેમનો સ્વર્ગવાસ એટલો અકાળ ન ગણાય, પરંતુ તેમના અતિ વયોવૃદ્ધ ગુરુશ્રી પ્રવર્તકજીના વૃદ્ધતમ જીવનની દૃષ્ટિએ જોતાં એમ જરૂર મનમાં થઈ આવે કે સ્વર્ગવાસી મુનિનું સ્થૂળ જીવન થોડુંક વધારે ચાલ્યું હોત તો સારું. તેઓશ્રીના શિષ્યો સંખ્યામાં બહુ નથી, પણ જે છે તે ગુણદૃષ્ટિએ ખૂબ ઊંચું સ્થાન ધરાવે છે.

હું ધારું છું આટલાં પણ મધુર સ્મરણો તેમના પ્રત્યે આદર ઉત્પન્ન કરવા માટે અને તેમનું જીવનકાર્ય જાણવા માટે બસ છે. પુસ્તકનું સંશોધન અને સંપાદનકાર્ય કરવામાં મને જે અનેક પ્રેરક બળો પ્રાપ્ત થયાં છે, તેમા સ્વર્ગવાસી મુનિશ્રીનુ સ્થાન મહત્ત્વ ભોગવે છે, એ દૃષ્ટિએ હું હમેશ તેમનો કૃતજ્ઞ રહ્યો છું.

—'પ્રબુદ્ધ જૈન' તા. ૩૧-૧૨-૧૯૩૯

# મંગળયાત્રા

## [૧]

જીવન પોતે જ યાત્રામય છે. માણસ કે બીજું પ્રાણી જીવે છે તે સાથે એની જીવનયાત્રા સંકળાયેલી જ છે. એ એક અથવા બીજી રીતે પ્રગતિ, અને અપ્રગતિના ચક્રમાં ફેરા કર્યા જ કરે છે. એવા ફેરાઓને આપણે જાણતા પણ હોઈએ છીએ. ઘણીવાર જાણવા છતાં જાણે અજાણ્યા હોઈએ તે રીતે પણ વર્તીએ છીએ. એવા અજ્ઞાનથી ઉગરવા અને કાંઈક જાણતા હોઈએ તો તેથી વધારે ઊંડું, વધારે સ્પષ્ટ અને વધારે સ્થાયી જાણવાની દૃષ્ટિએ ધર્મજીવી પુરુષોએ મંગળયાત્રા વિષેનો પોતાનો અનુભવ આપણી સમક્ષ રજૂ કર્યો છે. તે યાત્રા કઈ અને કેવી એ જાણીએ તો પજુસણના દિવસો કાંઈક સાર્થક બને

મંગળયાત્રાનું પહેલું લક્ષણ એ છે કે જે પરિમિતમાંથી અપરિમિત ભણી લઈ જાય, જે લઘુતામાંથી મહત્તા સર્જે, જે અલ્પને ભૂમા (મોટા) બનાવે. બીજું લક્ષણ એ છે કે તે યોગ્ય રીતે જ ઉપર ઉપરના પગથિયે ચડાવે, જેથી એના યાત્રિકને પડવા વારો કે પીછેહઠ કરવા વારો ન આવે. ત્રીજું અને મહત્ત્વનું ખાસ લક્ષણ એ છે કે એ તેના યાત્રિકમાં કદી પણ વિષાદ, કંટાળો કે થાક આવવા ન દે.

મનુષ્યમાં કાંઈ પણ સૌની નજરે તરે તેવું જીવિત તત્ત્વ હોય તો તે તેની જિજ્ઞાસાવૃત્તિ છે. જાણવું, કાંઈક જાણવું, નવું નવું જાણવું, ગમે તે રીતે પણ જાણવું ને જાણવું જ, એ માણસની અદમ્ય વૃત્તિ છે. એ વૃત્તિ તેની મંગળયાત્રાનો મૂળ પાયો છે. જિજ્ઞાસાને જોરે જ માણસ જુદી જુદી ઇંદ્રિયોથી જ્ઞાન મેળવે છે. જ્યાં ઇંદ્રિયોની ગતિ ન હોય એવા વિષયોને કે એવી બાબતોને તે વિશ્વાસપાત્ર મનાતાં શાસ્ત્રોમાંથી સાંભળી જ્ઞાન મેળવે છે. આ ભૂમિકા મંગળયાત્રાની પહેલી મજલ છે. આ મજલ બહુ જ લાંબી છે. તેમાં માણસ નજીકના, દૂરના, કામના, કામવિનાના, સ્થૂળ, સૂક્ષ્મ એવા અનેક વિષયોનું જ્ઞાનભંડોળ સંચિત કરતો જાય છે. એ સંચયથી એનો આત્મા પ્રફુલ્લ થાય છે, ભર્યોભર્યો બને છે. પણ માણસનું મૌલિક જિજ્ઞાસા

તત્ત્વ એને એ મજલની કોઈક ક્ષણે ધક્કો મારે છે અને કહે છે કે તું નવું જાણ પણ માત્ર નવું જ નહિ પણ તે નવું સત્ય હોવું જોઈએ. તે પ્રેય નહિ પણ શ્રેય હોવુ જોઈએ. જિજ્ઞાસાના આ અંતર્મુખ ધક્કાથી માણસ હવે પોતાની દિશા બદલે છે. પહેલાં તે નવું જાણવાની ધૂનમાં યાત્રા કર્યે જતો, હવે એને નવુ જાણવાની સાથે સત્ય અને શ્રેય શું છે એ જાણવાની ધૂન પ્રગટે છે અને અહીંથી જ એની પહેલી મજલ પૂરી થઈ બીજી મજલ શરૂ થાય છે.

બીજી મજલમાં માણસ મુખ્યપણે ઇંદ્રિયોના બાહ્ય વ્યાપારો દ્વારા જ્ઞાન મેળવવાને બદલે આંતરિક ઇંદ્રિય મન દ્વારા પ્રથમ મેળવેલ જ્ઞાનનું અને નવા મેળવાતા જ્ઞાનનું સંશોધન શરૂ કરે છે. પહેલી મજલમાં સંચિત થયેલ જ્ઞાનભંડોળ કે તેના સંસ્કારોનું અંતર્નિરીક્ષણ દ્વારા પૃથક્કરણ કરી તેમાં સાર શું છે, અસાર શુ છે તેનો વિવેક કરે છે મંગળયાત્રાની આ બીજી મજલ છે. પહેલી મજલ એટલી બધી શ્રમસાધ્ય નથી, જેટલી બીજી છે. એટલે સ્વાભાવિક રીતે જ બીજી મજલમાં પ્રવેશ કરનાર અને તેમાં આગળ વધનાર ઓછા જ માણસો મળી આવે. પણ જેઓ બીજી મજલમાં દાખલ થયા નથી હોતા તેને પણ વહેલા કે મોડા ઇચ્છાએ કે અનિચ્છાએ એ ભણી ધકેલાવુ જ પડે છે. તે વિના કોઈને સંતોષ થતો જ નથી.

બીજી મજલ માણસને ઓછુ કે વત્તું સત્ય તારવી આપે છે. એ સત્યનુ ભાન જ પછી તેને તેની મંગળયાત્રામાં મુખ્ય પાથેય બને છે. એ પાથેયને બળે હવે તે આગળ ને આગળ કૂચ કરવા ઉજમાળ બને છે એનામા વીર્યોલ્લાસનુ એક–ખાળી ન શકાય–એવુ મોજું પ્રગટે છે, જે તેને મંગળયાત્રાની છેલ્લી મજલમાં પ્રવેશ કરાવે છે. આ છેલ્લી મજલ એટલે જે સત્ય અને શ્રેય જણાયુ તેને જીવનમાં વણી નાખવું. એવી રીતે કે જીવન અને સત્ય એ બે હવે જુદાં ન રહે. જીવન છે તો તે સત્ય જ હોવું જોઈએ નિર્દોષ અને નિષ્કલંક જ હોવું જોઈએ સત્ય છે તો તે જીવન-બાહ્ય રહી જ ન શકે. એ બેનું દ્વૈત વિરમે ત્યાં જ મંગળયાત્રાની છેલ્લી મજલનું છેલ્લું વિશ્રામસ્થાન

જીવનસાધનાના વિકાસક્રમને જ મંગળયાત્રા કહેવામા આવી છે. એની ઉપર સૂચવેલ ત્રણ મજલોને અનુક્રમે શ્રુતમયી, ચિંતામયી અને પ્રજ્ઞામયી ભાવના તરીકે બૌદ્ધ વિદ્વાનોએ ઓળખાવેલ છે, જ્યારે ઉપનિષદના ઋષિઓએ

શ્રવણ, મનન અને નિદિધ્યાસન–સાક્ષાત્કાર શબ્દથી સૂચવી છે. જૈન ચિંતકોએ પણ ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ જેવા સંકેતોથી એનું સૂચન કર્યું છે. ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામ અને પારસી વગેરે ધર્મોમાં પણ જુદા જુદા નામથી મંગળયાત્રાનું વર્ણન છે જ.

ધર્મના દિવસો માત્ર શ્રવણ માટે કે શ્રુતમયભાવના માટે નથી. એ સ્થિતિ તો રોજ-બ-રોજના જીવનમાં પણ ઓછે વત્તે અંશે ચાલુ રહે જ છે. પણ એ દિવસો આપણને મંગળયાત્રાની, બીજી મજલ ભણી વાળવા માટે નિર્માયા છે. આપણે સાંભળેલુ વિચારીએ, સત્યાસત્યનો વિવેક કરીએ એ જ વ્યક્તિગત અને સામૂહિક ધર્મપર્વનો મુખ્ય હેતુ છે સત્ય થોડા પણ અંશે બરાબર સમજાય તો અસત્ય સામે થવાની હિંમત પ્રગટ્યા વિના રહેતી જ નથી. સત્ય સેવવા માટે ગમે તેવા જોખમો ખેડવાનો ઉત્સાહ એમાથી જ પ્રગટે છે આ રીતે વ્યક્તિગત અને સામૂહિક જીવન શુદ્ધિ ભણી વળે છે.

મંગળયાત્રા પૂર્ણ કરી હોય એવા અનેક નરપુંગવો દુનિયાના જુદા જુદા ભાગમાં થઈ ગયા છે મંગળયાત્રા અસાધ્ય નથી એ વસ્તુ પણ આપણી વચ્ચે જ થઈ ગયેલા પુરુષોએ દર્શાવી આપી છે. ગાંધીજીએ પોતાની ઢબે એ જ મંગળયાત્રા સાધી છે, જેમને આપણામાના ઘણાએ નજરોનજર જોયા છે. શ્રી અરવિંદને નહિ જોનાર પણ તેમના લખાણોથી અને સર્જ-નથી તેમની મંગળયાત્રાની પ્રતીતિ કરી શકે છે. મંગળયાત્રાની સાધ્યતા વિષે સંદેહ હોય તેને દૂર કરવા જ જાણે વિનોબા ભાવેએ પ્રસ્થાન આદર્યું ન હોય એમ એમનું સમગ્ર જીવન, વચન અને વર્તન દર્શાવી આપે છે

મંગળયાત્રાની પહેલી મજલમા દેશ, જાતિ, પંથ, વેશ, ક્રિયાકાંડ આદિનો અભિનિવેશ રહે છે, જે માણસને એક કે બીજી રીતે બાંધી રાખે છે બીજી મજલ શરૂ થતા જ એ અભિનિવેશ ઢીલો થવા લાગે છે અને બીજી મજલમાં જેમ જેમ આગળ વધાય તેમ તેમ અભિનિવેશ કે મિથ્યા આગ્રહો વધારે ગળતા જાય છે એટલે જ એ મજલમા સત્ય અને શ્રેય વધારે સ્પષ્ટ સમજાય છે માનસિક ગ્રંથિઓ અને દુરાગ્રહો એ જ સત્યદર્શનના આવરણો છે. ત્રીજી મજલમાં તો સત્યદર્શનનો આલોક એટલો બધો તીવ્ર અને સ્થિર બને છે કે તેને જીવનના મૌલિક પ્રશ્ન વિષે સંદેહ જ નથી રહેતો. એના

વિચાર અને વર્તન એ ધર્મમેઘ * બની જાય છે. એનુ જીવન જોતાં જ, એનાં વચનો સાંભળતાં જ. એની કર્તવ્યદિશા નિહાળતાં જ માણસનું ચિત્ત ભક્તિથી દ્રવવા લાગે છે.

મંગળયાત્રા જીવનમાં શરૂ થઈ તો પછી તેનો યાત્રિક ગમે તે ક્ષેત્રમાં ને ગમે તે વિષયમાં વિચારતો કે કામ કરતો હશે તો તેમાં એને મનની ગૂંચો કંઈ બાધા નાખી નહિ શકે, એટલુ જ નહિ પણ તે આખા વિશ્વને આત્મવત જ લેખશે.

–"પ્રબુદ્ધજીવન" તા. ૧૫–૯–૧૯૫૩

* 'ધર્મમેઘ' એક પ્રકારની સમાધિ છે. તે અવસ્થા સમાધિમાં બહુ ઊંચી ગણાય છે. જ્યારે ચિત્તમાંથી કલ્યાણની જ વર્ષા થાય, અને શુદ્ધ અને શુભ વિચાર તેમ જ પ્રવૃત્તિનો ઝરો ફૂટે. યોગશાસ્ત્રમાં આ ખાસ શબ્દ છે.

# શાંતિનિકેતન

## [૨]

**લાંબા** વખતની શાંતિનિકેતન જવાની તીવ્ર ઇચ્છા અને પ્રત્યક્ષ પરિચિત શ્રી ક્ષિતિમોહનસેન અને પત્ર દ્વારા અને સાહિત્યકૃતિ દ્વારા પરિચિત શ્રી વિધુશેખર ભટ્ટાચાર્યનો આગ્રહપૂર્ણ પત્ર, એ બે બળો ભેગાં થયાં એટલે મારે શાંતિનિકેતન જવાનુ થયું.

હૌરાથી બરાબર ૯૯ માઇલને અંતરે બોલપુર સ્ટેશન છે. જે ગયી અને કલકત્તા વચ્ચે છે. ઈ આઈ. પી. રેલવેનું એક સ્ટેશન છે. ત્યાંથી લગભગ બે અઢી માઇલને અંતરે શાંતિનિકેતન (રવીન્દ્રનાથ ઠાકુરનું પ્રસિદ્ધ સર્જન-સ્થાન) છે રવીન્દ્રના પિતાશ્રી દેવેન્દ્રનાથે સાધના કરેલી તેથી જ તે સ્થાન કવિશ્રીએ પસંદ કરેલું કવિશ્રીની સસ્થાનુ નામ વિશ્વભારતી છે તેના મુખ્ય બે અંશો છે એક શાતિનિકેતન, બીજું શ્રીનિકેતન શાંતિનિકેતનમાં સાહિત્ય, કલા અને શાસ્ત્રનો અભ્યાસ થાય છે એટલે તેમાં બૌદ્ધિક શિક્ષણ મુખ્ય હોય અને તે દ્વારા શાંતિ મેળવવાનો સભવ હોવાથી એ ભાગનું નામ શાતિનિકેતન રાખવામા આવેલું છે. બીજા ભાગમાં ઉદ્યોગ ધંધાની ગોઠવણ છે. તેનો હેતુ આર્થિક હોઈ તેનુ શ્રીનિકેતન નામ આપવામાં આવ્યું છે. મને તો કલ્પના થઈ કે શાંતિનિકેતન કરતાં બુદ્ધિનિકેતન અથવા ધીનિકેતન નામ હોત તો ધીનિકેતન અને શ્રીનિકેતન એવો પ્રાચીન ક્રમ વધારે સચવાત. અસ્તુ.

શ્રીનિકેતન સંસ્થા, શાંતિનિકેતનથી બેએક માઇલને અંતરે છે. હું ત્યા બહુ જ થોડું રહ્યો છુ અને તેમાં મારો વધારે વખત ત્યાંના વિદ્યોપાસક ગુરુ-વર્ગશિષ્યવર્ગમાં ગયો તેથી હું જે લખું છુ તે દોડતી ટ્રેનમાં બેઠેલા મુસાફરે લીધેલા કોઈ ફોટા કરતાં પણ તદ્દન અપૂર્ણ હોવાનું, જ્યાં માત્ર બંગાળમાંની જ નહિ પણ હિંદુસ્તાનની પ્રસિદ્ધ સંસ્થાઓમાંની એ એક જ સસ્થાને અધૂરી પણ આલેખું તો તેની પૂર્તિ આગળ કોઈ કરી લે એવી આશા રાખું છું.

શાંતિનિકેતન સ્ટેશનથી ઉત્તર દિશામાં આવેલું છે. તેના દ્વારમાં દાખલ

થતાં જ એક અતિથિગૃહ છે, જે મહર્ષિનું મૂળ શાંતિનિકેતન હતું. અતિથિ ગૃહવાસે પૂર્વાભિમુખ થઈ ઊભા રહીએ તો છેક ઉત્તરને છેડે અને છેક દક્ષિણને છેડે બે મકાનો આવેલાં છે. તેમાં પહેલું કવિશ્રીનું છે અને બીજું બડાદાદાનું દિશા પ્રમાણે એ બન્ને મકાનો અનુક્રમે ઉત્તરાયણ અને દક્ષિણાયનના નામથી ત્યાં પ્રસિદ્ધ છે. માત્ર એ બે મકાનોના નામમાં જ નહિ પણ ત્યાંનાં બીજાં નાનાં મોટાં મકાનોનાં નામોમાં, ત્યાંની વૃક્ષાવલીની સંજ્ઞાઓમાં અને બીજી અનેક બાબતોમાં કવિતાની પ્રતિભા દેખા દે છે. પાંથશાલા, **ગુરુપલ્લી**, નારી-ભવન, શિશુભવન, કલાભવન, પુસ્તકાગાર, **શાલવીથી**, આમ્રરાજિ, **આમલકિકાનન**, છાતિમતલ ( સપ્તપર્ણા તલ ) એ બધાં સંસ્કારી નામો ખાસ કવિશ્રીની પ્રતિભાનાં નિદર્શક છે. આશ્રમનાં મકાનો સામાન્ય રીતે સાદાં છે. ફુસવાળાં મકાનો એ પ્રાચીન સંપત્તિ છે. હવે પાકાં મકાનો થતાં જાય છે. પાણીની પૂરી તંગાશ છતાં વિવિધ વૃક્ષઘટાઓ શહેરમાંથી કંટાળેલાને લલચાવે તેવી છે.

અભ્યાસનો સમય અને વિદ્યાવિભાગ સરકારી હાઈસ્કૂલ અને કૉલેજમાં ચલાવતા બધા બૌદ્ધિક વિષયો શાંતિનિકેતનમાં શીખવવામાં આવે છે. દરેક વિષયના એક ખાસ અને સાધારણ અભ્યાસી શિક્ષક તેમ જ અધ્યાપક ત્યાં છે. મેટ્રિક અને એમ એ. સુધીની ખાસ શાંતિનિકેતનની ઉપાધિ ( ડિગ્રી ) રાખી પરીક્ષા લેવામા આવે છે. અને જે સરકારી ડિગ્રીઓ ઇચ્છે તે સરકારી સસ્થાઓમાં જઈને પણ પરીક્ષા આપી શકે છે. એટલે શાંતિનિકેતનનું શિક્ષણ સરકારી પરીક્ષાને અનુલક્ષીને, તેમ જ સ્વપરીક્ષાને અનુલક્ષીને વિદ્યાર્થીઓની ઇચ્છા પ્રમાણે આપવામાં આવે છે. પાઠચક્રમ પણ તદનુસાર જુદો જુદો પડી જાય તે સ્વાભાવિક છે સામાન્ય રીતે બારે મહિના શિક્ષણનો સમય સવારે સાતથી દશ અને બપોરે બેથી ચાર વાગ્યા સુધીનો હોય છે. પ્રાત કાલે શિક્ષણનો આરંભ થયા પહેલાં બધાં નિયત સ્થાને એકત્ર થાય છે, અને પ્રાર્થના શરૂ કરવામાં આવે છે. ગમે ત્યાં અને ગમે ત્યારે પ્રાર્થના કે ગીતોમા, અભિનયમા કે અન્ય પ્રસગે જે કાંઈ ગાવામાં કે ભજવવામાં આવે છે તે માત્ર કવિશ્રીની કૃતિ જ જ્યાં ત્યાં લખવામાં આવેલા વાક્યો પણ કવિશ્રીની પ્રતિભાનાં જ આકર્ષક અપત્યો છે. વર્ગો બધા ઝાડો નીચે જ ચાલે છે. વરસાદમાં જ્યારે બેસવુ શક્ય ન હોય ત્યારે વર્ગ બંધ રહે છે. અગર કોઈ મકાનના ( શક્ય હોય તો ) દાલાનમાં ચલાવવામાં આવે છે. વર્ગ ચાલતો હોય ત્યારે નાના વિદ્યાર્થીઓનું મન ન લાગે તો ગુરુનો જરા

પણ ભય રાખ્યા સિવાય નિઃશંકપણે રમ્યા કરે છે. હાઈસ્કૂલ સુધીનું શિક્ષણ-વાહન માત્ર બંગાળી ભાષા જ છે, કૉલેજના વિષયો અંગ્રેજી મારફત ચલાવવામાં આવે છે. આ સિવાય ત્યાંની આકર્ષક સંસ્થા કલાભવન અને વિદ્યાભવન છે. એ બે ભવનો એક જ મકાનમાં છે. ઉપર કલાભવન અને નીચે વિદ્યાભવન છે. કલાભવનમાં પ્રસિદ્ધ ચિત્રકાર નંદલાલબસુની પીંછી વિવિધ રૂપે દર્શન દે છે પાસેના મ્યૂઝિયમમાં વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓ જુદા જુદા કમરામાં સમાહિત મને ચિત્રની તાલીમ લીધા જ કરે છે. નીચલા ભાગમાં હસન્મુખ અને વિદ્યાનિષ્ઠ ભટ્ટાચાર્ય વિધુશેખરશ્રી સતત પોથીઓ ઉથલાવતા અને વિદ્યાર્થીઓને ભણાવતા બેઠેલા રહે છે. એમાં મોટો પુસ્તકસંગ્રહ છે. એમાં (મારું સ્મરણ સાચું હોય તો) છપાયેલાં પુસ્તકો લગભગ પાંત્રીસ હજાર છે, અને હસ્તલિખિત ચાર હજાર વિશેષતા એ છે કે દુનિયાની પ્રસિદ્ધ પ્રસિદ્ધ બધી ભાષાઓમાં જે મહત્ત્વપૂર્ણ પુસ્તકો છપાયાં છે તે બધાં એ સગ્રહમાં છે અને મોટે ભાગે દરેક દેશની સરકાર તરફથી એ કિંમતી પુસ્તકો કવિશ્રીને ભેટમાં મળેલાં છે. એટલે એ પુસ્તક-સંગ્રહને તેમ જ મ્યૂઝિયમને કવિશ્રીનો ભેટસગ્રહ કહી શકાય. મહાત્માજીને આજ સુધીમાં મળેલા ગમે તેવા માનપત્રો એકઠા કરવામા આવે તો તેનો પણ એક આવો વિશાળ સગ્રહ બને. હસ્તલિખિત પોથીઓમાં મોટો ભાગ તિબેટન ગ્રંથોનો છે. એ ગ્રંથો મૂળ સંસ્કૃત કે પાલિમાં અને તેના અનુવાદો તિબેટન ભાષામા છે કલાભવનનો પ્રાણ નંદલાલબાબુ અને વિદ્યાભવનનો પ્રાણ ભટ્ટાચાર્યજી છે ભટ્ટાચાર્યજી એ એક-દેશીય અભ્યાસી નથી તેઓ વૈદિક સાહિત્ય ઉપરાંત જૈન અને બૌદ્ધ સાહિત્યના પણ અભ્યાસી છે બૌદ્ધ ગ્રંથો ઉપરની તેમની કૃતિઓ પ્રસિદ્ધ છે (પાલિપ્રકાશ, પાટિમોખસુત્ત) તેઓ માત્ર સંસ્કૃત, પ્રાકૃત, પાલિભાષાના જ શિક્ષક નથી, પણ આજકાલ તેઓ તિબેટન ભાષા ખૂબ પરિશ્રમ અને એકાગ્રતાપૂર્વક શીખવે છે. જે સંસ્કૃત ગ્રંથ મૂળ સ્વરૂપમા દુર્લભ છે અને જે મહત્ત્વના છે તેના તિબેટન અનુવાદો સુલભ હોવાથી તે ગ્રંથો મારફત વિદ્યાર્થીઓને શીખવે છે, અને તિબેટન અનુવાદ ઉપરથી પાછુ મૂળ સંસ્કૃત બનાવી નષ્ટ ગ્રંથને પુનર્જન્મ આપે છે. જૈનાચાર્ય હરિભદ્રની ટીકાવાળા બૌદ્ધાચાર્ય પ્રણીત 'ન્યાય પ્રવેશ' મૂળ ગ્રંથનુ સંપાદન આચાર્ય ધ્રુવ (ગાયકવાડ ઓરિએન્ટલ સંસ્કૃત સિરિઝ તરફથી) કરે છે જે હજી પૂરું થયું નથી. પરંતુ એ જ ગ્રંથનો તિબેટન અનુવાદ સસ્કૃત છાયા સાથે ભટ્ટાચાર્યજીએ કરી દીધો છે. વાતચીત, સહવાસ, અને પ્રવૃત્તિ દ્વારા મારા મન ઉપર છાપ પડી કે

ભટ્ટાચાર્યજી એટલે હસમુખી, સરળ સ્વભાવ સરસ્વતી દેવી. તેઓને અધ્યાપન, લેખન અને સંશોધન એટલું બધું પ્રિય છે કે તેઓ આશ્રમ બહાર ભાગ્યે જ કયાંયે જાય છે. તેઓએ સંપાદન કરવા ધારેલા વિપાક અને જ્ઞાતાસુત નામના બે જૈન આગમોની લિખિત પ્રતિઓ મેળવવા અને જૈન ભંડારો જોવાને ગુજરાત આવવાનું આમંત્રણ કર્યું. ઉત્તરમાં તેઓએ કહ્યું કે 'હું જડ છું.' મેં તરત જ કહ્યું,—'ત્યારે તો બહુ સારું. અમે ઉપાડી લઈ જઈએ તો વિરોધ નહિ કરી શકો !' પછી તો એ વિદ્યાભવન થોડીવાર હાસ્યભવન બની ગયું. એ બધા પ્રસંગો જતા કરી હું માત્ર ત્રણ જણના પરિચયનું થોડું ચિત્ર આપું.

(૧) આજકાલ બૌદ્ધ ગ્રંથો ઉપરાંત ભટ્ટાચાર્યજી જૈન ગ્રંથો ખાસ કરી આગમો શીખવે છે અને સાથે જ ત્યાંનું સંશોધન કરતા જાય છે, અને માર્મિક વિવેચનની દૃષ્ટિએ તુલના પણ કરતા જાય છે. એમને શિષ્ય પણ અનુરૂપ મળ્યા છે અમૂલ્યચરણસેન એક નવજુવાન બંગાળી છે. એ એમ એ એલએલ. બી નો અને જૈન દર્શનનો અભ્યાસ કરી રહ્યા છે. ભટ્ટાચાર્યજી પાસે તિબેટન લામા છે, જે તિબેટન અસ્પષ્ટ છાપવાળી પોથીઓ ઉપરથી ફરી સુંદર અક્ષરમાં નકલો ઉતારી લે છે.

(૨) ક્ષિતિબાબુ એ ગુજરાતને જાણીતા હસન્મુખ અને ટુચકાકાર માર્મિક વિદ્વાન છે ગમે તે પ્રસંગ હોય, વાત ગમે તે હોય તેમાં એમની વિવિધ અનુભવપોથી વિવિધ રીતે ખૂલવાની જ. એ પોતે અત્યારે માંદા છે પણ એમની બુદ્ધિ અને કલ્પના જરાયે મંદ નથી. જેમ માંદા છતાં એમનું શરીર પુષ્ટ છે, તેમ એમની કલ્પના અને અનુભવ વાતો પણ પુષ્ટ જ છે.

(૩) કવિશ્રી આવ્યા તેથી જ ક્ષિતિબાબુએ મને રોકી લીધો. એમનું પ્રેમમિલન એમને અનુરૂપ જ હતું. પાસે બેસાડી એક બાળકને જેમ પિતા વિશ્વસ્ત ચિત્તે વાતો કરે તેમ તેઓની પાસે બેઠા પછી મને લાગ્યું. તેઓના કથનનો સાર એ હતો કે મારી અપેક્ષા અહીં જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ દાખલ કરવાની ઘણા લાંબા વખત થયાં છે. હજી તેને ઝીલનાર કોઈ મળ્યો નથી. જૈનો પોતાની રહેણી પ્રમાણે રહેવા ધારે તોયે અહીં સગવડ કરી શકાય. અલબત્ત, તેઓએ અહીં રહી અતડાપણું દૂર તો કરવું જ ઘટે. હમણાં એક દિગંબર ગૃહસ્થ તરફથી જે જૈન અધ્યાપક અહીં મૂકવામા આવેલ છે તે બહુ જ સંકુચિત દૃષ્ટિએ અને સાંકડે મને રોકેલ છે.

[illegible] છે. સ્ત્રી વિભાગ, અને પુરુષ
વિભાગ. [illegible] ઉમરના અભ્યાસીઓ છે.
[illegible] તેનુ સંચાલન એક શિક્ષિત
[illegible] છે. [illegible]માં નાના બાળક રહે છે અને તેના શિક્ષણસંવર્ધન
[illegible] ઉપર છે. જે વિદ્યાર્થીઓ
[illegible] જેનો વિભાગ જુદો છે અને મોટી ઉમરના કોલેજિયન
વિદ્યાર્થીઓ [illegible]. [illegible] વિદ્યાર્થીઓ [illegible] નથી, તેમાં ગુજરાતી
[illegible] શ્રી નરસિંહભાઈ પટેલ હતા ત્યારે ) ગુજરાતી
[illegible] સુધી ગણેલી સાંભળેલી, પણ આજે તો સાત
[illegible] ગુજરાતી બેન પણ હતાં, જે અમદાવાદના જૈન કુટુંબના
[illegible] અભ્યાસ કરવા જર્મની ગયાં છે.
શાંતિનિકેતનમાં [illegible] બહારના મોટા મોટા વિદ્વાનોને બોલાવવામાં
[illegible] આવે છે. હમણાં ભાષાશાસ્ત્રી પ્રસિદ્ધ
વિદ્વાન [illegible]. [illegible] કલકત્તા વગેરે સ્થળોથી ખાસ પ્રોફે-
સરો [illegible] તેઓની પાસે તે તે વિષય ઉપર ખાસ પ્રવચન કરાવે છે.
હું હતો તે દરમ્યાન કલકત્તા યુનિવર્સિટીના ગુજરાતી ભાષાના અધ્યાપક
[illegible] વ્યાખ્યાનો ચાલતાં હતા, જેમાં કવિશ્રી પોતે પણ હતા.

ખાનપાનની બાબતઃ ગુજરાતથી જનાર સુખ-શીલીઓને કંઈક ફીકી લાગે, પણ જે ગુજરાતી વિદ્યાર્થીઓ ત્યાં રહે છે તેઓ બહુ સાદાઈથી અને સદ્‌ભાવનાથી વિદ્યાના લાભ ખાતર નભાવી લે છે. ત્યાંનો ફીનો બોજો એ સૌથી વધારે બોજો છે, માસિક અઢાર રૂપિયાની ફી એ ભોજન કરતા પણ વધારે ખર્ચાળ છે

શ્રીનિકેતન એ શાંતિનિકેતનથી દક્ષિણ પશ્ચિમમાં છે, ત્યા વિદ્યાર્થીઓ તો બહુ નથી, તેમાં પણ બે વિદ્યાર્થીઓ ગુજરાતી છે અને તે ગાયકવાડ સરકાર તરફથી શીખવા ગયેલા છે. એમાંથી એક ભાઈએ મને બહુ જ સ્નેહપૂર્વક ફરીફરીને બતાવ્યું અને વર્ણન કરી સભળાવ્યું. ત્યાંનું ખેતીવાડી ખાતું મોટું છે, પણ પાણી વિના સૂકું અને તેથી જ મારે મન તો નકામું પણ છે. એના ખર્ચનો બદલો તેમ જ ત્યાં રોકાયેલા મોટા મોટા ઉપાધિધારી અધ્યાપકોના શ્રમનો બદલો માત્ર પાણીના અભાવે ક્યારેયે મળી શકે તેમ લાગતું નથી. ઝાડો-રોપાઓના નમૂના ઘણા છે, પણ તે બધા સુકાય છે. મુરગી ઉછેરનો ધંધો ત્યાં શીખવવામાં આવે છે. એ પશ્ચિમની પ્રકૃતિમાંથી

અને બંગાળની વૃત્તિમાંથી દાખલ થયો હોય તેમ લાગે છે. એક કુકડો એવો હતો કે જેણે હમણાં જ પોતાની સુંદરતા અને વ્યક્તિત્વને લીધે સો ઉપરાંત ઇનામ મેળવેલું, એની કિંમત પણ ગાય–ભેંસ કરતાં વધારે હતી. કુકડીઓ ઈંડાં સેવવામાં રોકાય તો તે વર્ષના ત્રણ મહિના જનનક્રિયા કરતી, તેથી એના ઈંડાં સેવવાના કામનો બોજો ઉતારવા અને તેથી પ્રસૂતિ વડે અંડભક્ષકોને સંતોપવા તેમ જ વંશવૃદ્ધિ ચાલુ રાખવા પશ્ચિમીય શોધક દયાળુઓએ અનેક જાતનાં મશીનો બનાવ્યાં છે. એ મશીનોમાં ઈંડાં મૂકવાથી તે પોષાય છે, સેવાય છે ખરેખર કુકડીઓ એ રાજ્યમહિષી અથવા શેઠાણીઓ છે કે જેઓને જન્મ આપ્યા પછી સંતતિ ઉછેરની લેશ પણ ચિંતા રહેતી નથી અને એ અમેરિકન અથવા જાપાન મશીનો જડ છતાં ધાવ માતાનું પૂરેપૂરું કામ આપે છે. મનુષ્યઅપત્યો માટે જો આવાં મશીનો નીકળશે તો તે કામ ઉપર નભતી ધાવમાતાઓનુ શું થશે? એવો ભય મને એ મશીનો તપાસતાં લાગ્યો. મુરગીની બાબતમા એક વાત બહુ જ અદ્ભુત છે અને તે એ કે તેને ઇંડાં મૂકવામાં પણ મુરગાના સયોગની અપેક્ષા જ નથી. એટલું ખરું કે પુંસંયોગથી ઇંડું થયેલું હોય તો તેમાંથી બચ્ચાં થાય અને પુંસયોગ વિના ઈંડાં આપે તો તે ભક્ષ્ય જ હોઈ શકે, તેમાથી બચ્ચાં ન નીકળે. બીજી વાત એ કે જે ઈંડાં પુંજન્ય છે તેની કિંમત તેઓને દર ઈંડે બે રૂપિયા આવી શકે, જ્યારે પુંજન્ય સિવાયના ઈંડાની કિંમત દર ઈંડે બે આના આવે. આ રીતે એક મુરગીની સતત જનનક્રિયાશક્તિ છતાં તેના ઈંડાની કિંમત અને વંશવૃદ્ધિમાં પુરુષયોગનો કેટલો ફાળો છે એ તત્ત્વ મુરગાની જાતિ સિવાય બીજી કઈ કઈ જાતિમાં છે તે અવશ્ય જિજ્ઞાસાનો વિષય છે.

શ્રીનિકેતનમાં રેશમનો ઉદ્યોગ પણ છે, તે માટે ત્યાં કીડાઓ પણ પાળવામાં આવે છે અને રેશમ કેવી રીતે તૈયાર થઈ છેવટે કપડું બને છે તે બધું શીખવવામાં આવે છે કીડાઓનો ખોરાક, તેઓની કોશેટો બાંધવાની ક્રિયા તેઓનુ, સંવર્ધન એ બધું જાણવા જેવું તો ખરું જ. કોશેટો તૈયાર થયા પછી જો કીડો તેને ભેદી નીકળી જાય તો એ કોશેટો રેશમ બનાવવામાં અને કપડામાં ઉપયોગી ન થાય, કારણ કે તે એવુ કાંણું પાડી દે છે કે જેથી તાતણાઓ તૂટી જાય છે, માટે કોશેટો તૈયાર થયે કીડો તેને ભેદી ન દે એ કાળજી ખાસ રાખવી પડે છે. કીડાએ ભેદ્યા પહેલાં તેને ગરમ પાણીમા નાખી દે એટલે કીડો મરી જાય અને કોકડું અખંડ નીકળે.

આ ક્રિયા જોયા પછી મને જૈન તરીકે એમ લાગ્યું કે આ ઉદ્યોગ જૈનોને અસ્પૃશ્ય છે, પણ સાથે જ એમ પણ લાગ્યું, કે કોઈપણ રીતે રેશમનો ઉપયોગ ન જ કરી શકે, અને તે જ સાથે જૈનાચાર્ય હરિભદ્રના એક ગ્રંથનું વાક્ય ધ્યાનમાં આવ્યું કે રેશમ અને બીજાં જંતુજન્ય વસ્ત્રો એ અપવિત્ર હોઈ ત્યાજ્ય છે. આજે જ્યાં અપવિત્રતા હોય ત્યાં પવિત્રતા દાખલ કરવાની જ જાણે ન હોય! ઘણા લોકો એવી ભ્રાંતિથી રેશમી કપડું રાખે છે અને તેને પહેરી પ્રત્યેક ધાર્મિક કૃત્યમાં જોડાતાં પોતાને વધાર પવિત્ર સમજે છે.

ત્યાં સૂતરનું કામ પણ થાય છે. એ સૂતર મિલનું હોય છે અને વણવા સુધીની બધી ક્રિયા શીખવવામાં આવે છે જેમ અમદાવાદ આશ્રમમાં છે તેમ શ્રીનિકેતનના સંચાલકો શુદ્ધ સૂતર ઉપરથી કામ લે તો વણવાનો ઉદ્યોગ શીખનારને સૂતર કાંતવાની ક્રિયા પણ આવડે, અને તે રીતે સ્વાશ્રય વધે.

ત્યાં ડેરી અને ટેનેરી છે, પણ મારી સાથે ચાલનાર ગુજરાતી ભાઈએ કહ્યું કે એનુ મિથ્યા વર્ણન કરી કલ્પિત મહત્તાથી તમારુ આકર્ષણ કરવા હુ નથી ઇચ્છતો. મે પણ સલામ કરી માર્ગ લીધો શ્રીનિકેતનને અગે એક વાતની ખાસ નોંધ લઉ ત્યાં ગ્રામસુધારણાનુ કામ શીખવવામાં આવે છે. સ્વચ્છતા કેમ રાખવી, જલાશયો સ્વચ્છ કેમ રાખવાં, રસ્તાઓ કેવા હોવા જોઈએ, મકાનોની આજુબાજુ કેવુ હોવુ જોઈએ, ખેતી, તેનાં ઓજારો તથા ઢોરો વગેરેની બાબતમાં માહિતી આપવી તેમ જ બીમારોને દવા આપવી એ બધુ કામ ગ્રામસુધારણાને અગે છે અને તેમાં આપણા ગુજરાતી વિદ્યાર્થીઓ શીખે પણ છે

વિશ્વભારતીનો એકંદર વાર્ષિક ખર્ચ લાખ જેટલો છે, તેમાંથી કાયમી આવક ૮૦ હજાર જેટલી છે, જેમા ફી, કાયમી દાન, વ્યાજ વગેરેનો સમાવેશ થાય છે. ખૂટતી રકમ મેળવી લેવામાં આવે છે

વિદ્યાવિલાસી અધ્યાપકોને મળવાથી આનદ થયો તે કરતાં તો વધારે આનંદ મને ગુજરાતી વિદ્યાર્થીઓના સમાગમથી થયો. તેમાંયે અમદાવાદ ગુજરાત મહાવિદ્યાલયમાં રહી ગયેલા વિદ્યાર્થીઓનો પરિચય થયો ત્યારે તો તજ્જન્ય હર્ષ સંયમથી જ રોકવો પડ્યો. ગુજરાતનું આતિથ્ય ગુજરાતની સરહદ સુધી જ નહિ પણ ગુજરાતીપણાની સરહદ સુધી વિસ્તરેલું છે એ ભાગ્યે જ કહેવાની જરૂર હોય. એથી પણ વધારે સંતોષ મને બે કારણોથી થયો (૧) શુક્લ કરીને વઢવાણના બ્રાહ્મણ વિદ્યાર્થી છે, જે ગ્રેજ્યુએટ થયા

છે અને હવે જૈન ધર્મનો અભ્યાસ મુખ્યપણે શરૂ કર્યો છે. કયાં એ અર્થ-પ્રધાન અને નોકરીપ્રધાન ઝાલાવાડનું બ્રાહ્મણ કુટુંબ અને કયાં જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો મુખ્ય અભ્યાસ. એ સ્થિતિ જૈનોને માટે જેમ આનંદ આપનારી છે તેમ શરમાવનારી પણ છે. આજે ગ્રેજ્યુએટ કે સ્નાતક થયેલા જૈન, જૈન ધર્મના અભ્યાસ પાછળ ખાસ મંડયા હોય એમ હું નથી જાણતો. (૨) ભાઈ પ્રભુદાસ નવસારીના પરેલ જ્ઞાતિના છે. અત્યારે તિબેટન શીખે છે. જર્મન ફ્રેન્ચ એ ભણે છે અને વધારે શીખવા તત્પર છે. ચાઈનીઝ શીખશે જ, એ જ્યારે શીખી લે ત્યારે ગુજરાત પુરાતત્ત્વ મંદિરમાં આવે એ માગણી કરી છે. ગુજરાતમાં આવો તલસ્પર્શી અભ્યાસ થાય તો જ સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનું છીછરાપણું મટી ઊંડાણ આવે.

કાકા કાલેલકર અને આચાર્ય કૃપાલાનીને રહેવાના સ્થાનનો અંતિમ સાનંદ ભેટો કરી કાશી જવા ઊપડ્યો.

પ્રસ્થાન, પુ. ૫, અંક ૬ (વૈશાખ, ૧૯૮૪)

# મારો પંજાબનો પ્રવાસ

## [ ૩ ]

**ઉનાળાની** આ રજા પંજાબમાં ગાળવાનો પ્રસંગ આવ્યો તેથી મારી ઉત્સુકતા અને આનંદવૃત્તિ ખૂબ વધ્યાં પંજાબનો આ પ્રવાસ ચોથી વખતનો હતો. પહેલાં ત્રણ વાર હુ ત્યા ગયેલો પણ તે વખતે તેટલો દૃષ્ટિઉન્મેષ ન હતો. આ વખતના પ્રવાસમાં મારાં ખાસ ત્રણ દૃષ્ટિબિંદુઓ હતાં. (૧) પ્રાંતિક વિશેષતા નિહાળવાનું, (૨) આર્ય લોકોની પ્રથમ આવી વસવાટ કરવાની ભૂમિ તરીકે તેની વિશેષતા જોવાનુ અને (૩) અસહયોગ પહેલાંની અને ત્યાર પછીની તે ભૂમિની સ્થિતિ અવલોકવાનુ

મારી ઇચ્છા આખા પંજાબમાં ફરવાની ન હતી, પણ ગુજરાનવાલા, અમૃતસર વગેરે જેવાં ખાસ સ્થળો જ નિહાળવાની હતી પંજાબના હત્યાકાંડ વખતે ત્યાંની ખરી હકીકત મેળવવા નિમાયેલી તપાસસમિતિ તરફથી જે રિપોર્ટ બહાર પડ્યો છે તેના વાચકોને ગુજરાનવાલા સ્મરણોમાં હોવુ જ જોઈએ. અમૃતસર તો જગજાણીતુ છે પહેલાં હુ ગુજરાનવાલાની વાત કહી દઉં.

### ગુજરાનવાલા

અમદાવાદથી તા ૪ એપ્રિલે બપોરે ફાસ્ટમાં નીકળી દિલ્હી અને લાહોર થઈ તા. ૬ એ ગુજરાનવાલા પહોંચ્યો આ શહેરની વસ્તી લગભગ સાઠ હજારની હશે પંજાબ પોતાનાં સુંદર હવાપાણી માટે પ્રસિદ્ધ છે; અને તેની સરસ આબોહવા માટે જે કેટલાંક ખાસ સ્થળો પ્રસિદ્ધ છે તેમાં ગુજરાનવાલા પણ એક ગણાય છે.

જેમ ત્યાંનુ પાણી પોષક અને પાચક છે તેમ ત્યા પાણીની છૂટ પણ ખૂબ જ છે. લગભગ દરેક ઘરે અને દરેક સ્થળે જમીનમાથી મીઠા પંપ મૂકેલા હોય છે. ત્યાં જમીનમાં પાણી દોઢ બે હાથ ભાગ્યે જ ઊંડું હશે આથી ગમે ત્યાં બેસી પંપ ચલાવીએ કે ધોધમાર પાણી આવે જ જાય. આખા શહેરમાં આ પંપની પદ્ધતિને લીધે નળની વ્યવસ્થા દાખલ થઈ નથી. જ્યારે પીવાનુ કે નાહવાનું મન થાય ત્યારે ઓધુ જમીનમાંથી પાણી

કાઢી લેવાતું, એટલે એ જેટલું તાજું તેટલું જ ઠંડું. સ્નાન કરનારને ખાસ કરીને ગુજરાતીને—પહેલાં તો પાણી હિમ જેવું ઠંડું લાગે ને ગભરાવી–થથરાવી મૂકે, પણ એકવાર તે થોડી ડોલ પોતાના શરીર પર જીવ મોટો કરી રેડી દે કે પછી ૫૫ નીચેથી ઊઠવાનુ મન જ ન થાય; એટલી આ પાણીની બલપ્રદતા અને તાજાપણાની શક્તિ

કેટલાંક વર્ષ અગાઉ જમીનમાં પાણી આટલું ઉપર ન હતું, પણ જ્યારથી ત્યાં નહેર આવી ત્યારથી પાણી વધ્યું એ નહેર સતલજ નદીમાંથી લેવામાં આવી છે ત્યાંની નહેર ગુજરાતની એક મોટી નદી સાથે સરખાવી શકાય તે નહેરનો પુલ લગભગ ૧૧૦ કદમ જેટલો લાંબો છે. અને તેટલા પહોળા પટમા ખૂબ ઊંડુ પાણી વહ્યા કરે છે. એ નહેરથી ત્યાં લાભ થયો છે તેમ જ હાનિ પણ થઈ છે. ઘણેખરે સ્થળે પાકમાં વધારો થયો છે, પણ પાણીના અતિ વહેણને લીધે આજુબાજુનાં કેટલાંક ગામોના ખેતરોની ફળદ્રુપતા ઓછી થઈ છે અને ક્વચિત ક્વચિત નાશ પણ પામી છે જમીનનો ક્ષાર ભાગ ઉપર આવી જવાથી જ્યાં પાણી પડ્યું હોય ત્યાં તે જલદી સૂકાતુ નથી, તેથી ખેતી કરવામાં પણ ઘણી અડચણ આવે છે જમીનમાં પાણી બહુ ઉપર આવી જવાથી મકાનોની સ્થિરતાને ધક્કો લાગ્યો છે અને ખુદ ગુજરાનવાલામાં ઘણાં પાકાં અને મજબૂત મકાનો એ જ કારણથી કાં તો જમીનદોસ્ત થયાં છે કે કાં તો ફાટી ગયાં છે. નવી ઇમારતો બધાવવા ઇચ્છનાર કેટલાક દીર્ઘદર્શીઓ આ કારણથી હાલ તો વિચારમાં પડી ગયા છે.

ત્યાંની ખાસ નીપજ ઘઉ, ચણા, અડદ અને ચોખાની છે ઘાસ પણ પુષ્કળ થાય છે. પહેલી ત્રણ ચીજો તો ત્યાંના લોકો ખાસ વાપરે છે. ચોખા ખાવાનો રિવાજ ત્યાં નામ માત્રનો છે સારા શ્રીમત ગૃહસ્થને ત્યાં ચોખા વારતહેવારે જ રધાય. આ ચોખા બહુ સારા અને કિંમતી હોય છે આપણા અમદાવાદની બજારમાં મળતા બાસમતી અને વાંસીના ચોખા તે જ આ ચોખા સારામાં સારા ચોખાની કિંમત ત્યા જ આપણા મણના દશ રૂપિયા પડે છે ત્યાંના લોકોને પૂછીએ કે ‘તમે ભાત કેમ ખાતા નથી ? ત્યારે જવાબમાં હસીને કહે । ‘એ તમને ભાતખાઉ પોચા ગુજરાતીઓને સોંપ્યુ. અમારાં આ હુડ એથી કાંઈ થોડાં જ ભરાય ?’

ત્યાંના લોકોનો મુખ્ય ખોરાક ઘઉ અને અડદ છે ત્યાં અડદનો એટલો

બધો વપરાશ છે કે તુવરને લોકો ઓળખતા જ નથી એમ કહું તો ખોટું નથી. આ વાત એક રસિક હકીકતથી સ્પષ્ટ કરી દઉં.

હું જ્યારે અમદાવાદથી નીકળવાનો હતો ત્યારે ગુજરાનવાલામાં વસતા મારા એક ગુજરાતી મિત્રે બે ચીજ સાથે લાવવા તાર કર્યો આ મિત્ર ગુજરાતી હોઈ તુવરની દાળ અને કોકમને અભાવે તેમ જ અડદની દાળના હમેશના વપરાશથી ખૂબ કંટાળ્યા હતા તેમનાં શિક્ષિત પત્ની તો તુવરની દાળને સ્વપ્નમાં પણ ઝંખતાં એટલે તેઓએ મારા ઉપર તાર મુકાવ્યો. 'તુવર અને કોકમ લેતા આવશો' પણ તારમાસ્તર પંજાબી હોવાથી તુવર અને કોકમ એ શું તે તે જાણતો ન હતો તેથી તેણે તારમાં લખ્યું. 'સુવર અને કોકેન લેતા આવશો' આ તાર વાંચી હું તો સમજી ગયો કે તારમાસ્તરની ભૂલ છે—ભૂલ શાની, સમજફેર છે—કારણ, હું જાણતો હતો કે તાર કરનાર વ્યક્તિ ગુજરાતી હોઈ જરૂર અડદથી કંટાળ્યા હશે. એટલે તુવર નામ ભલેને તારમાસ્તરથી અજાણ્યુ હોય પણ સુવરથી તો તે જરાએ અપરિચિત ન જ હોય. ત્યા તો ગાળ જ 'સાલે સુવર'ની હોય છે, અને સુવરોની સખ્યા પણ ત્યાં સારી છે હિંદુ માંસભક્ષી હોય તો સુવરનુ માંસ તેણે ચાખેલુ પણ હોય. વળી પંજાબમાં ખટાશ આમચૂરની વપરાય છે, એટલે કોકમ એવું તો નામ જ નથી માસ્તર કોકેનને તો જાણે, કારણ કે એક કેફી ચીજ તરીકે પોતાના અભ્યાસમાં તે આવ્યુ જ હોય આ કારણથી તુવર અને કોકમને બદલે સુવર અને કોકેનનો તાર થયેલો અસ્તુ.

આપણે ત્યાં અડદ જેટલા ભારે ગણાય છે તેટલા જ તે પંજાબમાં હલકા ગણાય છે. આ ત્યાંના પાણીનો પ્રભાવ ત્યાં ચણા એટલા બધા પાકે છે કે તેના યથેષ્ટ ખોરાકને લીધે ત્યાંના ઘોડા ખૂબ જ મજબૂત રહે છે. હું ત્યાં હતો ત્યારે ચણાના છોડવા પાકેલ દાણાના ઘાસની માફક વેચાતા અને તે જ ખરીદી લોકો ઘોડાને નીરતા.

પશુઓ પ્રમાણમાં ઘણાં છે અને પુષ્ટ પણ છે. ગાયોની સંખ્યા ઓછી છે એટલે તેનો અવેજ વાળવો હોય તેમ ભેંસોની સંખ્યા ખૂબ જ છે. મારી મુસાફરી દરમ્યાન એવી એક પણ ભેંસ કે બીજું ઢોર માલૂમ ન પડયું કે જેનાં હાડકાં અહીંની માફક દેખાતાં હોય દૂધ પણ તેટલું જ ઘટ્ટ અને સ્વાદિષ્ટ. જો કે અહીંની જેમ મોઘુ તો છે જ છતાં ત્યા ગમે

ત્યારે અને ગમે ત્યાં ચોખ્ખું મળી શકે છે. સપરેટના ભેગની તો શંકા જ નથી. પશુઓની પુષ્ટિ બાબતમાં એક જ વાત કહેવી બસ થશે કે ત્યાંની બકરીઓ લગભગ અહીની નાનકડી ગાય જેવી હોય છે. શરૂઆતમાં જોનારને આ બકરી છે એવુ ભાન પણ ન થાય.

ખોરાકની બાબતમાં ત્યાંની રીત બહુ જુદી છે. તેઓ રોટી અને દાળ ખાય છે રોટી ખાસ કરી તંદુરની રોટી કહેવાય છે. તંદુર એ એક લંબચોરસ પેટી જેવો ચૂલો હોય છે જેમાં સખત ભાઠો સળગે ત્યારે તેની ચારે બાજુની ભીંતો ઉપર એકીસાથે પચીસ પચાસ રોટીઓ મૂકવામાં આવે છે અને તેને પાકતાં પૂરી પાંચ મિનિટ પણ નથી લાગતી. એક સાથે પચીસ જણ જમવા બેઠા હોય તો એક જ રસોયો દરેકને ગરમ રોટી પૂરી પાડી શકે છે. આ રોટીમાં જરાપણ મોણ હોતું નથી. છતાં તે ત્યાં હલકો ખોરાક જ ગણાય છે. બજારમાં અનેક દુકાનો આ રોટીઓની હોય છે. ત્યાં ગમે ત્યારે, જોઈએ તેટલી રોટી અને દાળ તાજાં મળી શકે છે. ભાવ પણ સસ્તો. આ સગવડથી ઘણાંખરાં કુટુંબો રાંધવાની ખટપટ કરતા નથી અને યૂરોપની પેઠે તેમને ઘેર દુકાનેથી ખાણાં આવે છે, અને ઘણા દુકાને જઈને જ ખાઈ આવે છે.

મેવાનો મુલક અફઘાનિસ્તાન નજીક હોવાથી ત્યાં મેવો પુષ્કળ આવે છે, પણ પ્રમાણમાં જેટલો સોઘો અને ઉત્તમ મળવો જોઈએ તેટલો મળતો નથી તેનું કારણ એ છે કે તેનુ નૈવેદ્ય પહેલું રાજકર્તાઓને ધરાય છે.

ત્યાંનો પહેરવેશ ખાસ જુદો છે. સ્ત્રીઓ પાયજામા પહેરે છે. કેટલીક સ્ત્રીઓ પાય-જામા ઉપર ખૂલતો લેઘો પહેરે છે, અને તે ઉપર અહીંના મુસલમાનોની પેઠે એક લાંબું પહેરણ અને ઉપર ચોરસા જેવુ ઓઢે છે. પુરુષો પણ મોટે ભાગે પાયજામા પહેરે છે. ગરમ કપડું-ખાસ કરી કાશ્મીરી ‌કિંમતી કપડુ-વધારે વપરાય છે. આનુ કારણ કાશ્મીરનુ નજીકપણુ અને ઠંડીની સખ્તાઈ છે ત્યાં ટાઢ એટલી બધી પડે છે કે મારા ગુજરાતી મિત્રનાં પત્ની તે જ કારણે ત્યાંના વસવાટથી કંટાળી જ ગયાં લાગતાં હતાં ગરમી પણ એટલી જ સખત પડે છે. આટલી ગરમી અને શરદી છતાં ત્યાંના લોકો ખૂબ નીરોગી અને પુષ્ટ છે ત્યાં ડૉકટરો અને વૈદ્યોની સંખ્યા પ્રમાણમાં બહુ જ થોડી છે. અમદાવાદની જેમ જ્યાં જુઓ ત્યાં દવા વેચનારા નથી દેખાતા. ઊલટું જેને મળો તે મજબૂત, હસતો અને ખુશમિજાજી દેખાય

છે. ત્યાંનાં બાગોમાં કોઈક એવું સૌંદર્ય છે જે ત્યાંનાં રહેનારાને ન જ સમજાય.

ત્યાંની બજારમાં તાંબા-પિત્તળનાં વાસણો ખાસ ગણાવવા જેવાં છે. તેની ચમક ઉજળી, આકાર સુંદર અને મજબૂતાઈ તથા નકશીને લીધે તે કિંમતી હોય છે.

પણ ત્યાંની એક પ્રથાથી મને બહુ જુગુપ્સા થઈ. ત્યાં વેશ્યાની સંખ્યા બહુ જ વિશાળ છે. દરેક ખાવાની દુકાન ઉપર અથવા પાસે એક વેશ્યાની દુકાન પણ હોય છે.

ત્યાંના લોકોની પ્રકૃતિ સરળ તો ખરી જ, પણ તેટલી જ મતાંધ અને જડ. આ કારણથી તેઓમાં ધાર્મિક ઝનુન તીવ્ર છે. હિંદુઓ અને મુસલમાન વચ્ચે જ વિખવાદ છે એમ નહિ, પણ સનાતની અને આર્યસમાજી, સનાતની અને જૈન, આર્યસમાજી અને જૈન, જૈનોમાં પણ સ્થાનકવાસી અને મૂર્તિપૂજક, શીખો અને બીજા સંપ્રદાયો એ બધા વચ્ચે ધાર્મિક વાદવિવાદો અને ઝઘડાઓ બારે માસ ચાલ્યા જ કરે છે. લગભગ ૧૭ વરસ પહેલાં સનાતન અને જૈન સંપ્રદાય વચ્ચે એક મહાન શાસ્ત્રાર્થ થયો હતો તે વખતે એક મારા ખાસ મિત્ર જૈન સમાજ તરફથી ગયેલા અને સનાતન સમાજ તરફથી તે સમાજના અતિ પ્રસિદ્ધ પંડિત ભીમસેન, જ્વાલાપ્રસાદ અને ગોકુલચંદ્ર દિવસના સો સો અને પોણોસો પોણોસોની ફીએ ગયેલા. આ શાસ્ત્રાર્થ નિમિત્તે એક માસ સુધી ઝઘડો ચાલેલો. આવા ઝઘડાઓ માટે ત્યાં બ્રહ્મ અખાડા નામનું સ્થાન છે. તે સ્થાન જોવાની મારી ઉત્કટ ઇચ્છા હતી. રાત્રે નવ વાગે ગયો ત્યારે એક સનાતની પંડિત બીજા સંપ્રદાયોનું ખંડન કરવા ભાષણ આપતા હતા. શ્રાદ્ધ પિતૃઓને મળે છે, તીર્થો ખોટાં નથી, જાતિભેદ ખરો છે વગેરે માત્ર પારલૌકિક વિષયો ઉપર જ તે બોલતા હતા. અને એ પચીસ પચાસ શ્રોતાઓને આગ્રહપૂર્વક કહેતા હતા કે મારા પછી બોલવા ઊઠનાર દરેક બ્રહ્મચારી-વિદ્યાર્થી સંસ્કૃતમાં જ બોલશે તમે તેઓને સાંભળી તેઓના સંસ્કૃત જ્ઞાન વિશે જાણો એમ હું ઇચ્છું છું. આ શ્રોતાઓમાં કોઈ સંસ્કૃત જાણતો હોય એમ મને લાગતું નહોતું. અલબત્ત, સંસ્કૃત અભ્યાસની આટલી બધી મહત્તા અને સંસ્કૃત શાસ્ત્રોના અધ્યયનનું આટલું બધું ગૌરવ જે આજકાલ પંજાબમાં દેખાય છે તેનું માન સ્વામી દયાનંદ અને આર્યસમાજને ઘટે છે, પણ સાથે સાથે જે ત્યાં વાદવિવાદની ઘેલછા જાગેલી જોવાય છે તેનું માન પણ તેઓને જ ઘટે છે.

ત્યાં બજારને મંડી કહે છે અને તેમાં અનાજની મંડીઓ ખૂબ મોટી છે. ગુજરાત અને કાઠિયાવાડના અનેક માણસો એ મંડીઓમાં દેખાય છે. તેઓ લાખોનો ધંધો કરે છે. લીંબડીના એક વેપારી જૈન ગૃહસ્થને મેં પૂછ્યું કે પંજાબમાં તમને કેવું માફક આવે છે. તેઓએ કહ્યું કે આ દેશમાં અમારે ખાસ રહેવાનું કે ખાવાપીવાનું ઠેકાણું–ઘર જેવું નથી. જંગલ જેવા સ્થાનમાં બારે માસ વા–વંટોળિયા ચાલતા હોય ત્યાં ઝૂંપડાં બાંધી ઘણી વાર તો બબ્બે ચારચાર દિવસ માત્ર ચણા ખાઈ રહીએ છીએ, છતાં આરોગ્ય ઘણું સારુ રહે છે પંજાબમાં આવ્યા પછી કાઠિયાવાડનું એકવડિયું શરીર બદલાઈ ગયું છે અને પેદાશ પણ સારી છે.

હું હતો તે દરમિયાન જૈન સમાજમાં બે ત્રણ મરણ થયેલાં. તે બાબત પૂછતાં જણાયું કે ત્યાં મરણ થયા પછી અમુક જાતનો ઉત્સવ મનાવવાની રીત છે. જો વૃદ્ધનુ મરણ હોય તો મરનારના કુટુંબની સ્ત્રીઓ ખાસ કપડાં પહેરે છે અને ગુલાલ ઉડાડે છે. રોવા–પીટવાની ત્યાં રીત નથી.

પંજાબમાં વર્ણભેદ નહિ જેવો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વચ્ચે તો ખાવાપીવાના વ્યવહારમાં ભેદ નથી જ એમ કહીએ તો ચાલે. રસોયો બ્રાહ્મણ હોય અને પીરસનાર બીજા વર્ણનો હોય તો કોઈને વાંધો ગણાતો નથી ચોખ્ખાઈ ત્યાં નથી એમ કહેવુ જોઈએ. સંયુક્ત પ્રાંત, બિહાર, બંગાળ, અને દક્ષિણ કરતાં ગુજરાતમાં અસ્વચ્છતા હોવાની ફરિયાદ સંભળાય છે પણ પંજાબ તો સૌને આંટે એવું છે. જ્યાં બેસે ત્યાં જ થૂંકે, ગમે તેવી જમીન ઉપર ખાવાનુ મૂકીને ખાય અને હેઠે પડી ગયેલુ લઈને ખાવામાં બિલકુલ સંકોચ નહિ. જે ધનવાનોને ત્યાં ચાંદીનાં વાસણો હતાં તેને ત્યાં પણ અસ્વચ્છતા પૂરી જોવામાં આવી. ભીંતો ઉપર દીવેલના લપેડા અને રેલા, વાસણો જમીને મૂકી દેવાનાં, ઊટકનાર ગમે તેવાં ઊટકે. બિહાર, સંયુક્ત પ્રાંત વગેરેમાં મચ્છીમાર જેવી હલકી વર્ણ પોતાનાં વાસણો ડાઘા વિનાનાં રાખે છે ડાઘાવાળા ઠામને એઠું સમજી ત્યાં તેઓ ખાવાનુ નહિ લે પણ અહી તો એ સંબંધી કશી સૂગ જ નથી.

છાશ–દહીંની વાપર બહુ છે હમેશાં નાહતી વખતે એટલુ બધું અને એવું સારું દહી આવે કે મારા જેવાની તો તેને સ્નાનમાં વાપરવાની હિંમત જ ન ચાલે છાશ કચ્છના જેવી જાડી, મોળી અને તાજી મળે છે. ભોજન પછી છાશ પીવાનો ત્યાં બહુ જ રિવાજ છે. છાશને તેઓ લસી કહે છે.

રસોઈ પકવવા વગેરેનું કામ ચૂલા ઉપર થાય છે. અહીંની પેઠે ત્યાં સ્ટવનો ઉપયોગ થતો નથી. ત્યાંના દૂધમાં, ત્યાંની રસોઈમાં કાંઈક ઓર જ મીઠાશ આવે છે.

## અમૃતસર

ગુજરાનવાલામાં ૧૧ દિવસ રહીને અમે અમૃતસર આવ્યા. અમૃતસરની બજારો ને શેરીઓ ગુજરાનવાલા કરતાં બહુ જ ચોખ્ખી હતી. અહીંનું પ્રથમ જોવા જેવું સ્થાન શીખોનું સુવર્ણમંદિર હતું. એ મંદિરની ભવ્યતા જાણીતી છે. મંદિર વિશાળ, સોનાથી જડેલું અને તળાવની વચ્ચે શહેરના મધ્યભાગમાં છે. આ તળાવનું પાણી અમુક દિવસ પછી કાઢી નાખી બીજું તાજું પાણી ભરવામાં આવે છે મંદિરમાં શીખોનો ગ્રંથસાહેબ એ જ પ્રધાન પૂજ્ય વસ્તુ છે. ગ્રંથસાહેબની ચોમેર ભક્ત સ્ત્રી-પુરુષોનું એક મોટું મંડળ સતત વીંટળાયેલું હોય જ અને ખૂબ જ ગાનવાદન ચાલતું હોય હારમોનિયમે તો ત્યાં પણ જૈન મંદિરોની પેઠે એટલો બધો પગપેસારો કર્યો છે કે આપણા પ્રાચીન સુંદર અને ઉસ્તાદી વાદ્યોને સ્થાન રહ્યું નથી. નવાં વાદ્યોની પેઠે ગાનો પણ એવાં ક્ષુદ્ર થઈ ગયાં છે કે પંજાબની એ પ્રાચીન કંઠકળા અને હૃદય-બળ આજે વિરલ જ છે. મંદિરના ચોકમાં હલવા (શીરા) ની પ્રસાદી ચાખી બહાર નીકળ્યા થોડા દિવસ પહેલાં શીખો અને વૈષ્ણવો વચ્ચે ધાર્મિક ખેંચતાણ થયેલી. કેટલાક વૈષ્ણવોને શીખ મંદિરમા જતા સાંભળી તેઓને વૈષ્ણવ ધર્માચાર્યોએ ઉશ્કેર્યા. પરિણામે એ સુવર્ણમંદિર જેવું બીજું વૈષ્ણવ સુવર્ણમંદિર બંધાયું આ મંદિર 'દૂરગ્યાના' સ્થાન ઉપર શહેરના બહારના ભાગમાં આવેલું છે એ મંદિર સ્પર્ધાજનિત હોઈ તેમાં સોનું વાપરવામાં આવ્યું છે મંદિરની રચના, તેનું પ્રમાણ એ બધું શીખમંદિર જેવું જ છે. તળાવ પણ તેવું જ, બલ્કે વધારે વિશાળ છે એક તરફના ભાગની લંબાઈ ૨૫૦ કદમથી વધારે છે. શીખમંદિરના આ મંદિરની વિશેષતા મને એ જણાઈ કે અહીં લંગરથી છે લંગરથી એટલે ભોજનગૃહ. તેમાં વિદ્યાર્થીઓ, પંડિતો કે સાધુ-સંતોને ખાવાપીવાની સગવડ છે. સાથે એક સંસ્કૃત પાઠશાળા પણ છે. આ મંદિરનું ઉત્થાપન મારા ગયા પહેલાં થોડા દિવસ અગાઉ જ પંડિત માલવિયાજીએ કરેલું. જો કે અમૃતસરમાં જનારને એકને બદલે બે મંદિર જોવાના થયાં એ આનંદની વાત છે, પણ આ મંદિરસૃષ્ટિ ધાર્મિક ઝનૂનમાંથી ઉત્પન્ન થયેલી હોવાને લીધે તેટલી જ દુઃખકારક છે. અમૃતસરમા મારે એક પંડિતની

મુલાકાત કરવાની હતી. અલબત્ત, એ પંડિત બહુ સારા વિદ્વાન છે પણ તે વામમાર્ગી અને પોતાના સિદ્ધાન્ત વિશે તેટલા જ પાકા અને નિશ્ચિત છે. તેઓ સ્પષ્ટ કહે છે કે માંસ અને મદ્ય વેદમાં ન હોવાનું કહેવું એ વેદ અને સનાતન ધર્મનું તદ્દન અજ્ઞાન સૂચવે છે. અલબત્ત, અમૃતસરમાં સંસ્કૃત વિદ્યાનો કંઈક સારો પ્રચાર કહેવાય. જો કે આજકાલના શિક્ષણમાં જીવનોપયોગી તત્ત્વ અને ઉપયોગીતાવાદને સ્થાન નથી. શિક્ષણ માત્ર મૌખિક અને મુખ્ય ભાગે વિવાદની દિશામાં પ્રેરનારું હોય છે, છતાં વિદ્યાર્થીઓ અને પંડિતોની સખ્યા સારી છે

શીખોની વસ્તી અહી ખૂબ હોય એ સ્વાભાવિક છે, કારણ કે એ શીખોનુ મુખ્ય ધામ છે ગમે તેવો શીખ અહીં સરદાર જ કહેવાય છે. અને 'સરદાર' સંબોધન રસ્તામાં ઘણીવાર સભળાય છે. અહીં પણ કદાવર અને બળવાન શરીર જોવા મળે છે

મારા ઉતારાની નજીકમાં એક સાધુમાર્ગીઓનો ઉપાશ્રમ હતો. તેને ચોથે માળે સાધુઓ રહેતા. ત્યાં લગભગ પોણોસો વરસના એક વૃદ્ધ તપસ્વી સાધુ હતા મે તેઓને કેટલાક પ્રશ્નો કર્યા તેઓના ઉત્તરમાં સત્ય કરતાં સાંપ્રદાયિકતા અને સમભાવ કરતાં ઝનૂન વિશેષ હતાં. એ પંજાબી પ્રકૃતિનું પ્રતિબિંબ મને ત્યાં પણ જણાયું

## બિનોલી અને બડોદ

અમૃતસરથી સહરાનપુર થઈ મેરઠ જિલ્લાના એક બિનોલી ગામમાં જવાનું હતુ. ત્યાં જતાં ખાસ વિશેષતા ફળોની અને સ્થળોની અનુભવાઈ. ફળમાં ખાસ કરીને લુકાટ હતાં આ ફળ મોટા બોર જેવું હોય છે અને ગરમીમાં થાય છે. તે ખટુમધુરું, સ્વાદિષ્ટ તથા પુષ્ટિકારક હોય છે. એ ફળો ત્યાં એટલાં બધાં પાકે છે કે આ તરફ જેમ નાગપુરી સતરાં પ્રસિદ્ધ છે તેમ ત્યાં સહરાનપુરી લુકાટ પ્રસિદ્ધ છે. શેરડી પણ તેટલી જ થાય છે. ઘણાં વર્ષ પહેલાં એકવાર મારા મિત્રે મને કહેલું કે સહરાનપુરનું બજાર કાળા રંગનું છે કારણ, ત્યા શેરડીને લીધે ચોમેર માખીઓ છવાયેલી હોય છે. આ ઉપરાંત આંબાનો પાક પણ પુષ્કળ છે. આ પ્રદેશ ગંગાયમુનાની મધ્યનો છે. ત્યાં જ્યાં જુઓ ત્યાં નહેર માલૂમ પડે છે. નહેરો હોવાને લીધે વરસાદની ખાસ જરૂર રહેતી નથી. અનેક જાતની પેદાશ છતાં ત્યાંના લોકોમાં કંગાલિયત તેટલી જ છે. અંદરોઅંદર લડવાનુ, કોર્ટે ચડવાનું,

અને દારૂ વગેરે કેફી ચીજો પીવાનું પરિણામ શિક્ષણ સાથે જ વધ્યુ છે અને વધતું જાય છે. ત્યાં જાટની પુષ્કળ વસ્તી છે, પણ તેઓ કાઠિયાવાડના ગિરાસદારોની પેઠે વ્યસનમાં અને કોર્ટમાં ખુવાર થઈ ગયા છે.

અમે બડૌત સ્ટેશને ઊતર્યા. બડૌત એ એક કસબો છે. ત્યાં પ્રમાણમાં જૈનોની વસ્તી સારી છે. ત્યાંના કંદોઈ પણ જૈનો જ છે. તેમાંયે દિગંબર સંપ્રદાય મોટો છે. એ લોકોની એક હાઈસ્કૂલ ચાલે છે. બડૌતની ભાગોળમાં ગઈ સાંજના ફરવા નીકળ્યા ત્યારે એક બાજુ એ હાઈસ્કૂલના મેદાનમાં વિદ્યાર્થીઓનું સંગીત દૂરથી સંભળાયું. એ સંગીતની ઢબ ઉપરથી જ એ દિગંબરની મોટી સંખ્યા હોવાનું મેં કલ્પેલું. જે પાછળથી સાચુ પડ્યુ. એ વખતે ત્યાં કોઈ ઉત્સવ ઊજવાતો હતો. એ હાઈસ્કૂલ ત્યાંના એક જમીનદાર દિગંબર ગૃહસ્થ ચલાવે છે. થોડીક સરકારી ગ્રાન્ટ બાદ કરતાં બાકીનો બધો ખર્ચ તે જ પૂરો પાડે છે. એને જ અંગે એક બોર્ડિંગ પણ છે, જેમાં માત્ર જૈન વિદ્યાર્થીઓ જ રહે છે.

## વિલાસ માટે વાનપ્રસ્થ

એક તરફ વિદ્યાપ્રેમી ગૃહસ્થોની સન્માર્ગે ઉદારતા અને બીજી તરફ વિલાસપ્રિય જમીનદારોનો દુર્વ્યસનોની પાછળ સર્વસ્વ ત્યાગ એ બન્ને મને એક જ સાથે આ પ્રવાસમા અનુભવાયા. એક મોટી આવકવાળો દિગંબર જમીનદાર જેને બાળબચ્ચા નથી અને ધારે તો બે ત્રણ હાઈસ્કૂલો સ્વતંત્ર ચલાવી શકે તેને પણ તે તરફ જ જોયો. એનુ કામ નવી નવી તરુણીઓ શોધવાનું અને તેને અંગે આવશ્યક વ્યસનો કે ખટપટો સેવવાનું સાંભળ્યું ત્યારે જાતિ અને ધર્મમાં દાખલ થયેલ વિષનુ ખરું ભાન થયું. લગભગ વીસ વર્ષ પહેલાં આરા શહેર (બિહાર) ગયેલો ત્યારે એક સંસ્કૃત વિદ્યાના અભ્યાસી દિગંબર વિદ્યાર્થીનો મિત્રભાવે પરિચય થયેલો એ વ્યક્તિ એક મોટા જમીનદારનો પુત્ર છે. તેણે કોઈ વાર પોતાના વતનમા આવવા મને કહેલું. અચાનક મેરઠ જિલ્લા તરફ આવવાનુ બનવાથી, એવી ધનાઢ્ય સ્થિતિમાં પણ ખાસ કરીને તેના સંસ્કૃત વિદ્યાના રસને લીધે મળવાનુ મન થયું પણ પૂછપરછ કરતાં તેની વિષમ સ્થિતિ કાને પડી. આજે તો એણે સસ્કૃત વિદ્યાનાં પોથાં ફેંકી દીધા છે, બીજા પણ સામાજિક કે ધાર્મિક કામોથી વાનપ્રસ્થ મેળવ્યું છે, અને હવે તો તેમણે વિલાસ માટે જ સંન્યાસ લીધો હોઈ બધી સપત્તિ બરબાદ કરવા માંડી છે. આ વ્યક્તિ

સાહસપુરનો એક જમીનદાર છે. આ બધી સ્થિતિ સાંભળતાં અને જોતાં દેશની દશા ઉપર અનેક વિચારો આવ્યા. દેશની ગરીબી તો એવી કે ઘણાકને બે વાર ખાવા પણ ન મળે. એટલું જ નહિ, પણ એક વાર પૂરું પેટ ન ભરી શકનાર કરોડો છે. બીજી બાજુ નોટોને પાન અને બીડીની પેઠે ફૂંકી દેનાર વર્ગ ઊભો છે. એ વર્ગ પૈસા, લાગવગ અને સત્તાને લઈ પ્રતિષ્ઠિત ગણાય છે. રાજક્ષેત્રમાં, સમાજમાં, ધાર્મિક ક્ષેત્રોમાં એની જ હાક વાગે છે. જેટલું શિક્ષણ અત્યારે મળે છે તે બધું તેને પોતાને અને તેના આશ્રિતોને માટે ઝેર રૂપે પરિણમે છે. આ રાજસત્તાના અનેક મજબૂત સ્તંભોમાં આવો આત્મભાન વિનાનો, પદવીઘેલો ધનિક વર્ગ એ એક મજબૂત સ્તંભ છે.

## આડત આડત આડત

બડોદમાં અનેક વસ્તુઓની ખાસ મંડીઓ છે. સાકર આજુબાજુથી તૈયાર થઈ પુષ્કળ આવે છે ને પરદેશ ચડે છે. પાછળથી ઓળખાણમાં આવેલા એક મારવાડી શિરોહી સ્ટેટ તરફના વતની જૈન ગૃહસ્થે મને કહ્યું કે અહીં મારી આડતની દુકાન છે ને હું બાર મહિને લાખો રૂપિયાનું સાકર, ગોળ ને અનાજ પરદેશ રવાના કરું છું. સાકર અમે ખાધી. ખૂબ મીઠી. આપણા દેશમાં શેરડી, ગોળ અને સાકરની પેદાશનાં પૂરાં સાધનો છતાં આજે પરદેશથી લાખો રૂપિયાની તેની આયાત થઈ રહી છે. તેનાં કારણો ઉપર નથી વ્યાપારીઓ વિચાર કરતા કે નથી દેશી રાજાઓનું ધ્યાન. ખરી રીતે આવા અનેક ઉદ્યોગો તુરત પગભર થઈ શકે તેવી સ્થિતિ આપણા દેશના ઘણા ભાગની છે, પણ પરદેશીઓ સાથે હરીફાઈમાં ટકવા માટે જે સંગીન વ્યવસ્થા, શિક્ષણ, ધન અને રાજરક્ષણ જોઈએ તે નથી. આ દેશમાં વ્યાપારીઓ નવીન પરિસ્થિતિમાં ટકી શકે એવું શિક્ષણ નથી અને પૈસાપાત્ર લોકોને પૈસાનો ઉપયોગ ક્યાં અને કેમ કરવો એનું જ્ઞાન, સાહસ, વિશ્વાસ કે ત્યાગ નથી, તેથી જ જ્યાં દેખો ત્યાં માત્ર આડત, આડત ને આડત જ નજરે પડે છે ક્યાંયે મૂળ ઉત્પાદક ધંધો નથી જણાતો.

પ્રવાસના વર્ણનમાં આ કથન અપ્રાસંગિક જેવું ગણવાની કોઈ ભૂલ ન કરે. મારી દૃષ્ટિ તો જેટલું જાણી શકાય તેટલું જાણવાની જ હતી. એટલે આ પ્રસંગે એ ન જણાવું તો ઊલટો સંકુચિતપણાનો દોષ જ વહોરું. અસ્તુ.

એ પ્રદેશમાં ફળોની પેદાશ વિષે એટલું જ કહેવુ બસ છે કે ખાસ મોસમોમાં દાડમ, સંતરાં વગેરે મોંઘાં ગણાતાં ફળો ત્યાં તદ્દન સસ્તાં થઈ જાય છે અને એક મારા બનારસના પરિચિત, હમણાં દિગંબર જૈન હાઈ-સ્કૂલમાં ધાર્મિક શિક્ષકનુ કામ કરતા પંડિતે મને કહ્યું, કે હું મારો દેશ બુંદેલખંડ છોડી અહીં રહ્યો છું તેનાં ખાસ કારણોમાં ફળની સુલભતા પણ એક છે, તેથી જ હું પુષ્ટ રહું છું.

## જીવનમાં યોગવાસિષ્ઠ

બડોદથી ચાલી નવ માઈલ ઉપર બિનોલી જવાનું હતું. સામાન ત્યાં જ વિશ્વસ્ત સ્થળે રાખી ચાલ્યા તડકો, ભૂખ અને ચાલવાનો શ્રમ એ બધાં એકત્ર મળ્યાં અને અમને પાણી માટે પ્રેર્યા. લગભગ ત્રણ માઈલ ચાલ્યા હઈશું ત્યાં એક વિસામો આવ્યો. એક કૂવો, ઉપર દોરડીવાળી ડોલ, પાસે બગીચો, આંબાનાં ઝાડો અને એક કુટિરમાં બાવાજી. પાણી પીધા પહેલાં સુગંધથી લલચાઈ ગભરામણ દૂર કરવા ગુલાબના ફૂલ તરફ ધ્યાન ગયું. માગું–ન માગું એ વિકલ્પમાંથી પસાર થઈ છેવટે બાવાજી પાસે એક માત્ર ફૂલ માગ્યું. કાં તો ધમકી કે ચીપિયો ઉગામવાનો ભય અને કાં તો એ બાવાની સહજ પ્રસન્નતા ! એમણે કહ્યુઃ ' આખો બગીચો તમારો જ છે ને ? પ્રભુએ આ સૃષ્ટિ સૌના સુખ માટે સરજી છે ફૂલ શું, જે જોઈએ તે લો. ખરેખર, બાવાજીના આ હાર્દિક ઉદ્‌ગારથી જે થાક દૂર થયો તે ગુલાબના ફૂલોથી કે બીજી વસ્તુઓથી કદી જ દૂર ન થાત. અર-બસ્તાનનું આતિથ્ય વખણાય છે, પણ અનુભવ્યું નથી. કાઠિયાવાડના અને બીજા ભાગોના આતિથ્યનો અનુભવ છે, પણ બાવાના એ ઔદાર્યે તો અમને જૂના ભારતના આતિથ્ય અને સહજ સરલપણાની યાદ આપી. બાવાજીની પાસે યોગવાસિષ્ઠનું પુસ્તક પડ્યું હતુ. પ્રેસના ભૂતને પ્રતાપે એવાં ધર્મપુસ્તકોની પહોંચ તો આજે ઘેરેઘેરે છે. એ પુસ્તકો ઉપર આજી-વિકા કરતા હજારો બાવા, બ્રાહ્મણ અને બીજા ધર્મ–ગુરુઓને જોયા છે, પણ જીવનમા જ યોગવાસિષ્ઠ ઊતર્યું હોય એવા બાવાઓ તો બહુ વિરલ જ જોયા છે. તેમાંના આ બાવા આ બાવાને જોઈ કાકા કાલેલકરના હિમાલયના પ્રવાસમાંના પ્રવૃત્તિમાર્ગી કર્મયોગી ખખડધજ બાવાનું સ્મરણ થઈ આવ્યું અમારે હજી છ માઈલ ચાલવાનુ હતુ ઊઠવા માંડ્યું. પણ બાવાજીએ કહ્યુઃ ' રાત પડશે, અહીં રહી જાઓ. દૂધ વગેરે અહીં [illegible] મળશે.' અમે તો કૃતજ્ઞતાપૂર્વક નમસ્કાર કરી બિનોલી તરફ ચાલવા લાગ્યા.

રાત્રે ત્યાં પહોંચ્યા બિનોલી એ એક તદ્દન નાનું ગામડું છે, જેમાં મુખ્યભાગ જૈનોનો અને તેમાંય સ્થાનકવાસી જૈનોનો છે. એ ગામની થોડે દૂર બે નદીઓ ખૂબ વહે છે. કૂવાઓ પુષ્કળ છે. આંબાના મોટા મોટા બગીચાઓ છે ઘઉં, શેરડી, વગેરે પુષ્કળ પ્રમાણમાં પાકે છે.

## વયોવૃદ્ધ કીર્તિપ્રસાદજી

મારો ઉતારો એક મોટા જમીનદારને ત્યાં હતો. એ ચાર ભાઈઓમાં બે વકીલ અને તેમાંયે એક તો અસહયોગ વખતે વકીલાત છોડી છે. વકીલાત છોડ્યા પછી તેઓનુ જીવન તદ્દન બદલાઈ ગયું છે. આજે એ વયોવૃદ્ધ કીર્તિપ્રસાદજી ગુજરાનવાલા જૈન ગુરુકુળના અવૈતનિક -અધિષ્ઠાતા છે. તેઓ અર્ધો કલાક તો રેંટિયો ફેરવે જ. તેમણે શરૂઆતમાં ડિસ્ટ્રીકટ બોર્ડ મારફત અનેક નિશાળોમાં રેંટિયા અને શાળો દાખલ કરાવેલાં. એ બાબુજી તો હજી પણ મહાત્માજીના સિદ્ધાન્તોમાં તેટલા જ પાકા છે. પાંચ અને દશ વર્ષ પહેલાંના તેમના પરિચય વખતે મારી સામાન્ય એવી કલ્પના થયેલી કે પંજાબ અને યુ. પી ના લોકોમાં બંગાળ, દક્ષિણ કે ગુજરાત જેવું બુદ્ધિસૂક્ષ્મત્વ નથી હોતુ. આ કલ્પના કદાચ ખોટી કે એકદેશીય હશે. ગમે તેમ હો પણ આ વખતના એ બાબુજીના પરિચયે મારા ઉપર જુદી જ છાપ પાડી. તેમના પરિચયથી હું એમ માનતો થયો કે શિક્ષણ અગર અભ્યાસનું પ્રમાણ જરાયે ન વધ્યું હોય, પ્રથમ જેટલુ જ હોય અને છતાં જો મનુષ્યના ચારિત્રમાં વિકાસ થાય તો એ શિક્ષણ અને અભ્યાસ બહુ દીપી ઊઠે છે, એટલું જ નહિ પણ તેમાં ઊંડાણ માલૂમ પડે છે ખરી રીતે ચારિત્ર એ શિક્ષણની સુવાસ છે.

## જૈનાચાર્ય વિજયવલ્લભસૂરિ

બિનોલીમા મારે મુખ્ય જેને મળવું હતું તે હતા જૈનાચાર્ય વિજય વલ્લભસૂરિ. એઓશ્રી જન્મે ગુંજરાત અને વડોદરાના છે. પ્રસિદ્ધ જૈનાચાર્ય આત્મારામજીના એઓ શિષ્ય છે. તેઓનુ મુખ્ય જીવન પંજાબમાં વ્યતીત થયું છે. તેઓના વિચારમાં સંકીર્ણ સાધુ સમાજની છાપ બહુ જ ઓછી છે. આજે જૈનોને શુ જોઈએ છે એ, તેઓ પ્રમાણમાં બીજાઓ કરતા ઠીક સમજે છે, તેથી જ સ્થળે સ્થળે વિદ્યા, કોઈ પણ જાતની વિદ્યાના પ્રચાર માટે જ તેઓ મહેનત કરે છે. મુંબાઈનું મહાવીર જૈન વિદ્યાલય અને ગુજરાનવાલાનું ગુરુકુળ એ તેઓની વિદ્યાપ્રિયતાના નમૂનાઓ છે. આ

અરસામાં જ આવતી ચૈત્ર સુદ ૧૩ આવી એટલે મહાવીર જયંતીનો દિવસ. જૈના-
ચાર્ય વિજયવલ્લભ અને જૈન સંપ્રદાયના પ્રધાન પુરુષ ભગવાન મહાવીરની
જયંતી એટલે સ્વાભાવિક રીતે જ તે વખતે મારે કાંઈક બોલવું એવી માગણી
થઈ. જેમના અનિવાર્ય આગ્રહને વશ થઈ તે પ્રસંગે જે થોડુંક હું બોલ્યો હતો
તેનો ટૂંક સાર સંસ્થાના અધ્યાપકોના તરફથી જ આગ્રહ હોવાથી વિષય
જરાક ફેરફાર સાથે અહીં આપ્યું છે.

## મહાવીરજયંતી પ્રવચન

'હિન્દુસ્તાનમાં માત્ર દેવપૂજા નથી, તેમાં પુરુષપૂજા પણ છે, અને
આજકાલ તે મુખ્ય છે. જે પુરુષોની પૂજા અસાધારણપણે ચાલે છે તે ચારે
ક્ષત્રિય છે. રામ, કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર એ ચારે ક્ષત્રિય પુરુષો આર્ય
જાતિના વિશિષ્ટ આદર્શોના આત્મા છે. રામે કુટુંબમર્યાદા અને પ્રજાની-
તિનો આદર્શ પૂરો પાડી મર્યાદાપુરુષોત્તમ તરીકેની ખ્યાતિ મેળવી છે.
કૃષ્ણે વિપત્તિમાં માર્ગ કરવાની કુશાગ્ર બુદ્ધિ દાખવી જગત સમક્ષ કર્મયોગ
મૂક્યો છે. બુદ્ધે વ્યક્તિક જીવનની શાન્તિ માટે ધ્યાન અને સમષ્ટિ જીવનની
શાન્તિ માટે દયાનો માર્ગ દાખવ્યો છે, ત્યારે મહાવીરે સૂક્ષ્માતિસૂક્ષ્મ
પ્રાણીને પણ પોતાના તરફથી જરાયે ત્રાસ ન થાય એવી રીતે કઠોરતમ
સંયમ અને તપોમાર્ગ જીવનમાં ઉતારી, હજારો અગવડોનું હસતે ચહેરે
પાન કરી અહિંસાનો પાઠ શીખવ્યો છે. આ વારસો માત્ર આર્યજાતિનો
નથી પણ તે દ્વારા સમસ્ત વિશ્વનો છે.

'રામની જન્મતિથિ રામનવમીને જૈનો પણ જાણે જ, કૃષ્ણની
જન્માષ્ટમીને ન જાણનાર બાળક પણ અહીં નહિ હોય, પરંતુ બુદ્ધની જન્મ-
તિથિ જાણનાર વિદ્વાનો પણ આ દેશમાં કેટલા છે એ પ્રશ્નનો ઉત્તર મેળ-
વવા જનાર સહૃદયને તો આંસુ સારવાં પડે. મહાવીરની જન્મતિથિ જાણનાર
જૈનો કહેશે કે બુદ્ધને અને અમારે લેવાદેવા શા છે? પણ જો તેઓ આ
રીતે એક મહાન પુરુષ વિષે ઉદાસીન રહેવા માગતા હોય તો પછી પોતાના
માન્ય મહાવીરને સાંભળવા બીજાઓ આવે એવી આશા રાખવી ખરેખર
વધારે પડતી જ ગણાય. આપણા લોકોની જ્ઞાનસંકીર્ણતા અને સંપ્રદાયાં-
ધતા એ બે તત્ત્વોએ જ આપણને સામાજિક, ધાર્મિક, કે રાજકીય ક્ષેત્રમાં
ગુલામ બનાવી રાખ્યા છે. રામનો ભક્ત કૃષ્ણ, બુદ્ધ કે મહાવીર વિષે કાંઈ
ન જાણે—અથવા માત્ર વિરોધની દૃષ્ટિએ જાણે, તેવી જ રીતે કૃષ્ણ, બુદ્ધ

અને મહાવીરના ભક્તો તદ્દન પડોશમાં રહેવા છતાં અને અનેક વ્યાવહારિક બાબતોમાં સહજીવન ગાળવા છતાં એક બીજાના માન્ય પુરુષો વિષે સાચી માહિતી ઉદાર દૃષ્ટિથી ન મેળવે એ જ હિંદુસ્તાનની જ્ઞાનપામરતા. જ્ઞાન ગમે તે દિશામાંથી આવે પણ તે મેળવવું જ જોઈએ. પણ આપણી સંકીર્ણતા એટલે સુધી વધી છે કે એક જ મહાવીરને માનનાર શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસી એ ત્રણ ફિરકાઓના અનુયાયીઓ પણ આવે પ્રસંગે ભાગ્યે જ એકત્ર થાય છે. મહાવીરના જીવનનાં અનેક અસાધારણ રહસ્યો છતાં બીજા કેટલાંયે જીવનોપયોગી એવાં રહસ્યો છે કે જેને ખાતર રામ, કૃષ્ણ અને બુદ્ધના જીવનનો ઊંડો તથા તાત્ત્વિક અભ્યાસ કરવો જોઈએ. એ જ વાત રામ, કૃષ્ણ અને બુદ્ધના ભક્તને મહાવીરના જીવનના અભ્યાસ વિષે કહી શકાય. બુદ્ધ અને મહાવીરે લગભગ ત્રીસ ત્રીસ વર્ષની ઉંમરે સ્ત્રી-પુત્રાદિક કુટુંબ છોડી સાધના માટે જંગલનો મંગલમય માર્ગ સ્વીકાર્યો ત્યારે રામ અને કૃષ્ણે તો પોતાના આદર્શો કુટુંબ, પ્રજા અને રણાંગણ વચ્ચે જ ઘડચા હતા આધ્યાત્મિક અને વ્યાવહારિક જીવનના ભિન્ન ભિન્ન સંસ્કાર ધરાવનાર જનસમાજને એ મહાપુરુષોના એકે તત્ત્વ વિના ન ચાલે. સ્વામી દયાનંદ આર્યસમાજના સ્થાપક છે, તે કાંઈ જૈન નથી એમ ધારી તેઓનુ જીવન આપણે ન તપાસીએ તો મહાવીરના અને તેઓના પ્રતિનિધિ અન્ય આચાર્યોના જન્મોત્સવ પ્રસંગે આપણે આર્યસમાજીને શી રીતે નોતરી શકીએ? ખરી રીતે આર્યસંસ્કૃતિનો પૂર્ણ અભ્યાસ કરવા માટે શ્રમણ સંસ્કૃતિના બે પ્રધાન પુરુષ મહાવીર અને બુદ્ધ તથા બ્રાહ્મણ સંસ્કૃતિના પ્રતિનિધિ રામ અને કૃષ્ણ એ ચારે ક્ષત્રિય છતાં યથાર્થ બ્રાહ્મણોની જીવન-કથાનો નિષ્પક્ષ અને ઉદારભાવે અભ્યાસ કરવો જ જોઈએ અને તે માટે જે જે પ્રસંગો મળે તેને કદી જતા ન જ કરવા જોઈએ. હુ જૈન છુ છતાં રામ, કૃષ્ણ અને બુદ્ધનાં જીવનતત્ત્વો સમજવાનો પહેલેથી જ પ્રયત્ન કરતો આવુ છુ, તેથી મારી મહાવીર વિષેની દૃષ્ટિ ઊલટી તક્ષણ અને શ્રદ્ધાળુ બની છે

'ચૈત્રની શુક્લ ત્રયોદશી એ મહાવીરનો જન્મદિન. ચૈત્ર જ રામનો જન્મમાસ. બુદ્ધ વૈશાખ શુક્લ પૂનમે જન્મ્યા અને કૃષ્ણ શ્રાવણમાં. મહાવીરના જન્મને લગભગ ૨૫૦૦ વર્ષ થયાં. એ રાજકુમારે માતાપિતા કે વડીલ ભાઈની અવગણના કરી ત્યાગમાર્ગ નહોતો સ્વીકાર્યો, ઊલટું વડીલોની સેવા કરતાં ત્યાગને આત્મામાં કેળવી તક આવે તત્કાલીન ત્યાગનો ધોરી

માર્ગ સ્વીકાર્યો હતો. મહાવીર ક્ષત્રિય એટલે ક્રાન્તિકારી, જો કે એમાં બ્રાહ્મણત્વ પણ હતું. જ્યારે કર્મકાંડ યાજ્ઞિક કર્મકાંડનાં જડ જાળાંઓએ માત્ર પશુ જ નહિ, પણ મનુષ્ય સુદ્ધાંના ગળાં રહેસવાં માંડયાં હતાં, જ્યારે સ્ત્રીઓની આધ્યાત્મિક ભૂખને સમાવવાનો કાંઈ રાજમાર્ગ ન હતો, જ્યારે બ્રહ્માદ્વૈતની ઘોષણાના આદેશમાં શૂદ્રો માત્ર જાતિને કારણે ઉચ્ચ ધાર્મિક જીવન અને શાસ્ત્રજ્ઞાન મેળવવાના અધિકારથી વંચિત હતા ત્યારે એક મગધના ક્ષત્રિયને પ્રેરણા થઈ અને પરંપરાગત આચારવિચારમાં સમયોપયોગી તત્ત્વો દાખલ કરવા ખાતર અને તત્કાલીન કર્મકાંડ, હઠયોગી તથા શુષ્ક તપસ્યાના પંથોમાં જીવન રેડવા ખાતર તેણે લગભગ ૧૩ વર્ષ તપ કર્યું. મહાવીર એટલે મહાન તપસ્વી. એનું તપ એ માત્ર શુષ્ક લંઘન કે શુષ્ક હઠયોગ ન હતો, પણ તેઓના તપમાં સતત ધ્યાન અને સતત ચિંતનનું બળ હતું તેથી જ તેઓએ 'વર્ધમાન' એ મૂળ નામના સ્થાનમાં 'મહાનવીર' એવું સાર્થક નામ પ્રાપ્ત કર્યું તપને અંતે મુખ્ય બે તત્ત્વોનું નવનીત જગત સમક્ષ ધર્યું. આચારમાં અહિંસા અને વિચારમાં અનેકાંત.

'વિદ્યા અને આચરણથી સંપન્ન હોય તે બ્રાહ્મણ એ બ્રાહ્મણદાર્શનિકોના કથનને માનીએ તો સાધક અવસ્થામાં ઉત્કટ પરાક્રમ દાખવનાર ક્ષત્રિય મહાવીર હવે આચાર અને વિદ્યાના પરાકાષ્ઠાપ્રાપ્ત બે તત્ત્વોને મેળવી બ્રાહ્મણ બન્યા, અને બ્રાહ્મણનું પદ લઈ અદ્વૈતમાર્ગને વ્યવહારુ બનાવ્યો તેમણે જાતિ અગર લિંગને કારણે કોઈનો આધ્યાત્મિક અધિકાર ઓછો ન માન્યો. હજારો સ્ત્રીઓ અને કેટલાક જાતિશૂદ્રોએ પણ યોગ્યતાને બળે મહાવીરનાં બે ઉક્ત તત્ત્વોનુ પાન કર્યું.

'પણ એ અહિંસાનો વારસો ભોગવનાર આપણે આજે તીર્થ કે બીજા મતભેદના કારણે ધર્મને નામે લોકકલ્યાણ સાધી શકાય એવી ત્રણે વસ્તુઓ—સમય, બુદ્ધિ, સંપત્તિનો નાશ કરી રહ્યા છીએ.

'આદર્શ પુરુષોના જેવા થવાને બદલે મનુષ્યો આદર્શ પુરુષોને જ બહુધા પોતાની પરિસ્થિતિ પ્રમાણે ઘડી કાઢે છે. એ માનવનિર્બળતાથી જૈનસમાજ પણ મુક્ત નથી અને તેથી દરેક ફિરકાવાળા મહાવીરને પોતાના બીબામાં ગોઠવવાનો ઉપહાસાસ્પદ પ્રયત્ન કરી રહ્યા છીએ

'બીજાને અહિંસાનો પાઠ શીખવવાની અનેક હિલચાલો કરનાર જો અંદરોઅંદર હિંસા કરે તો તેના જેવા ઢોંગી બીજા કોણ હોઈ શકે?'

## રેલવેના અનુભવ

પ્રવાસ વખતે બદલવી પડતી જુદી જુદી ટ્રેનોમાં મને જેવો અનુભવ થયો તેવો અનુભવ 'પ્રસ્થાન'ના વાચકોને ભાગ્યે જ ન થયો હોય, છતાં તે અનુભવ અહીં ટૂંકમાં આપું છું. તે એવા હેતુથી કે પરિચિત વસ્તુના વર્ણનમાથી માણસ ધારે તો ઘણી વાર વધારે અને સ્પષ્ટ બોધ મેળવી શકે.

રેલવેની મુસાફરીમાં સૌથી પહેલું દર્શન સ્ટેશનનું સ્ટેશન એટલે વિવિધ-રંગી મેદની અથવા પોલીસ, મજૂર અને સ્ટેશનમાસ્તરોની સ્વતંત્ર રાજ-ધાની. તેથી પણ સ્પષ્ટ વ્યાખ્યા કરવી હોય તો એમ કહી શકાય કે સ્ટેશન એટલે સ્વતંત્રતા અને પરતંત્રતાનું મિશ્રિત સ્થાન. જેને લાગવગ, પૈસા અને જ્ઞાન હોય તે ત્યાં તેટલે અંશે સ્વતંત્ર અને જેને તેમાંનુ કાંઈ હોય તે ત્યાં કા તો પરતંત્ર, કાં તો પશુ.

અમદાવાદથી ગુજરાનવાલા સુધીની સળંગ ટિકિટ સ્ટેશનમાસ્તરે જાણે મોટી મહેરબાની કરી હોય તે રીતે આપી તો ખરી. પણ નોટમાથી ટિકિટના પૈસા કાપતાં વધારાના પૈસા પાછા આપતાં એક રૂપિયો ઓછો આપ્યો. મારા સહચારી શિક્ષિત હતા, તેથી પૈસા ગણી જોતાં જ્યારે એક રૂપિયો ઓછો થયો ત્યારે તરત જ એ ગિરદીમાં રૂપિયો પાછો મેળવવા દોડયા તેમણે પૂછ્યુ : 'માસ્તર સાહેબ, એક રૂપિયો ઓછો કેમ આપ્યો?' જવાબમા તેઓએ કહ્યું. 'આવડી લાંબી ટિકિટ અહીંથી મળી ગઇ છે તે શુ ભૂલી ગયા?' સાથીએ કહ્યું : 'તેમાં શું? તે તો તમારી ફરજ છે.' માસ્તર સમજી ગયા કે આ કોઈ ભોટ નથી એટલે બહારથી પ્રસન્ન પણ અંદરથી ઉદાસીન ચહેરે રૂપિયો પાછો ફેંક્યો સ્ટેશનમાસ્તરો ઘણા ટિકિટ લેનારાઓને ધોખો આપે છે, એ વાત જાણીતી છે. પેસેંજર અજાણ હોય અગર ગાડીનો ટાઇમ ભરાઈ ગયો હોય અગર નિર્ભય ન હોય ત્યારે સ્ટેશનમાસ્તરોને ઘીકેળાં. ઘણી વાર વધારે પૈસા લઈ લીધા બદલ વૃદ્ધ કે તરુણ સ્ત્રી–પુરુષો રેલવેમાં માસ્તરોને ઉગ્ર આશીર્વાદ આપતા કોની નજરે નહિ પડયા હોય?

## બંધા પેસેંજરો

પેસેંજરોમાં પણ એક વર્ગ એવો હોય છે જે ટિકિટ લેવાની પણ નથી રાખતો. આ વર્ગમાં હિંદુ બાવા–બાવીઓ કે મુસલમાન ફકીરોનો જ માત્ર સમાવેશ નથી થતો પણ તેમાં કેટલાક બંધાઓ પણ આવે છે. તે બંધાઓ

જોગે તે કોને ટ્રેનમાં દાખલ થઈ જાય છે અને ટિકિટ-કલેક્ટર આવવાની જ્યાં જ્યાં સંભાવના હોય ત્યાં ત્યાં તેઓ ચકોર દૃષ્ટિથી તરત જ સીટ ઉપરથી ઊઠી જાય છે. પણ આવે વખતે દુનિયામાં જે ત્યાજ્ય સ્થાન તે જ લોકોનું શરણુંસ્થાન બને છે! ગાડીમાં છુપાવાનું સ્થળ પાયખાનું. જેટલીવાર ગાડી થોભી હોય તેટલી વાર પાયખાનું બંધ કરી તેમાં ભરાઈ રહેવું એ મુસાફરોની યુક્તિ. આ ક્રિયાને ગાડીમાં પહેલી જ વાર અનુભવાઈ.

એક બલૂચી બાઈ અને પુરુષ બન્ને વગર ટિકિટે બેઠેલાં. ભયનો વખત આવે કે પેલી બાઈ પાયખાનામાં પેસે. પણ આ પાપ ક્યાં સુધી છાનું રહે? કારણ, બાઈ પાયખાનામાં જાય ત્યારે ભાઈ બહાર રહી જાય, અને ભાઈ છુપાય ત્યારે બાઈ છૂટી પડી જાય. એક ને એક તો પકડાઈ જ જાય. આઠદસ કે ટિકિટ-કલેક્ટરની હિંદુ જાતિ સુલભ દયાથી કદાચ મોક્ષ મેળવે તો પેસેંજરોની ટિકિટાર્થીનું બંધન તેઓને શિરે ઊભું જ હોય. પાયખાનામાં છુપાયેલ મુસાફર ત્યાં વધારે વખત લે તેને નભાવી લેવાની ક્ષમા કાંઈ બધા પેસેંજરોમાં થોડી હોય? કોઈ કહે. 'આટલી બધી વાર કેમ?' કોઈ કહે: 'આ તો બીમાર લાગે છે. એને પાયખાનામાં મૂર્છા આવી હોય.' કોઈ કહે 'ના, ના. એ તો ટિકિટ વિના જ બેઠેલ છે.' કેટલાક કુતૂહલીઓ વિલંબ સહન ન કરી શકવાથી પાયખાનાને ધક્કા મારે, અને જો તેમાં પેલી બાઈ હોય તો કેટલાક મશ્કરીઓ બહારથી બૈરાંઓને કહે કે જાઓ તમે ઊઘડાવો. આ રીતે ટિકિટ બનાવવાના ભયમાંથી મુક્તિ મેળવવા ઇચ્છનાર પેલી બલૂચી બાઈ કે ભાઈને ઊલટાં કેટલાં બનાવતા, અને કેટલી ગાળીઓ ખાતા એ દૃશ્ય જોવામાં અને મનુષ્યપ્રકૃતિની વિવિધતાનું અંતર વિચારવામાં રેલવેનો ઘણોયે માર્ગ કપાઈ ગયો. વધારે આકર્ષક તો એ હતું કે જ્યારે પેલાં બન્ને બહાર હોય અને અચાનક ચાલતી ગાડીએ ટિકિટ-કલેક્ટર આવે ત્યારે કોઈ કાંઈ ભાષા જ ન સમજે! ટિકિટ-કલેક્ટર બોલે હિંદી કે અંગ્રેજીમાં ત્યારે તે બોલે બલૂચી ભાષામાં. કોણ કોને શું કહે છે એ જોવાના તમાશામાં જ પેસેંજરોના—ખાસ કરીને મારા—પૈસા વસૂલ થઈ જતા, અને સિનેમા નહિ જોવાનો ખેદ આમ શમી જતો. જો કોઈ ટિકિટ-કલેક્ટર પાકા ભેજાનો આવતો તો જ આવા છૂપા ચોરોને ઉતારતો. નહિ તો એક બે ધમકી આપી ફરી આવું ન કરવાની મિથ્યા ચેતવણી આપી, ફરી આવું કરવાની જ કૃતિથી તાલીમ આપી જતો. શું બલૂચીઓ કે શું પઠાણો, જરા જબરા અને બધા તે રેલવેમાં સ્વતંત્ર

આવા મફતિયા વર્ગમાં જે બાવા-ફકીરોનો વર્ગ હોય છે, તેઓ તો પરમેશ્વરના ધામમાં જ જવા રેલવેનાં બધાં કષ્ટો સહન કરતા હોય છે. એટલે એ સહિષ્ણુતા એ જ તેઓનો ટિકિટમાર્ગ. દેશનો એવો કોઈ ખૂણો છે કે જ્યાં તીર્થસ્થાન નહિ હોય? અને કોઈ એવું તીર્થસ્થાન છે કે જ્યાં જવા રેલવે ન હોય? એટલે ગમે તે રેલવેમાં બેસો તો ત્યાં આવા તીર્થસ્પર્શી યાત્રીઓ મળવાના જ. અને તેમને નભાવી લેવા જેટલી સાધુભક્તિ હજી આટલા વધી ગયેલ નાસ્તિક શિક્ષણના વાતાવરમાં પણ સ્ટેશન માસ્તરોમાં રહી ગયેલી બહુધા નજરે પડે છે.

## ઉગ્ર ચંડીઓ અને રુદ્રો

રેલવેનો અદ્ભુત અને કીમતી તમાશો મનુષ્યત્વના ઉગ્ર અને પ્રચંડ સ્વરૂપનો છે. મનુષ્યના હૃદયમાં રુદ્ર અને ચંડી ન વસતાં હોત તો તેઓએ દેવકોટિમા કદી સ્થાન ન મેળવ્યું હોત. ગાડીમાં ખાસ કરી સ્ટેશને સ્ટેશને અનેક જંગમ ચંડીઓ અને જંગમ રુદ્રોનો પરિચય થાય છે. બે નવા પેસેન્જરો આવવાના હોય કે અંદરના મુસાફરો 'જગા નથી,' 'ક્યાં બેસશો,' 'આગળ જાઓ,' 'શુ એક જ જગા છે' વગેરે વગેરેથી તેઓનુ આતિથ્ય કરે છે. આવનાર પેસેન્જરો જો નબળા હોય તો 'ભાઈ, આવવા દો ઊભાં રહીશુ,' 'તમને અડચણ નહિ આવે,' 'વખત થઈ ગયો છે' વગેરે વગેરે દયાજનક શબ્દોથી અંદરના પેસેંજરોનાં હૃદય પિગળાવવા પ્રયત્ન કરે છે પણ જો નવા આગતુક પેસેન્જરો ઉગ્ર હોય તો પછી દશ્ય જોવા જેવુ બને છે કોઈ બારણાને બહાર તરફ ને કોઈ અદર તરફ ખેચે છે. વિલબ થવા લાગે છે અને 'તે પૈસા આપ્યા છે તો શું મે નથી આપ્યા?' એ સમાનતાનો ઉપદેશ પૂરા વેગથી શરૂ થાય છે. લાચારીથી કે બળજોરીથી અંદર દાખલ થયા પછી પેસેન્જરો પેસેંજરો વચ્ચે વળી બેઠક માટે હુંસાતુસી, ગાળાગાળી કે મારામારીનો કલીયુગ શરૂ થાય છે. દાખલ થવા ને થવા પછીના આ કલીયુગમા હિંદુધર્મનું વૈરાગ્યશાસ્ત્ર એ એક જ ત્યાં માત્ર આશ્વાસન રૂપે દેખા દે છે કોઈ બહેન કહે. 'ઓ ભાઈ, શા માટે લડો છો? કેટલો વખત રહેવું છે? પખીઓનો મેળો છે, હમણા છૂટા પડી જઈશું.' આવો તાત્ત્વિક ઉપદેશ પછી ઘણાં મોઢેથી સાંભળવામાં આવે છે, પણ તેટલામાં તો એ ઉપદેશને ન ગણકારે તેવા મહિષાસુરો કાં તો બેઠક માટે કાં તો એક બીજાને હળી જવા માટે, કાં તો આઘોપાછો સામાન મૂકવા માટે લડવા ઊભા થાય છે. ગુજરાતના ભાગમાંથી રેલવે પસાર થતી

હોય ત્યારે આવી લડાઈમાં બહુધા ગાળોનું જ નૈવેદ્ય હોય છે, પણ પંજાબ જેવા ભાગમાં તો મારામારીની મીઠાઈ જ નજરે પડે છે. એક વિદ્વાન મિત્રે રેલવેની આ સ્થિતિનું એક સુંદર ઉપમા દ્વારા સ્પષ્ટીકરણ કરેલું. તેઓએ કહેલું કે પેસેંજરો અને શ્વાનોની વૃત્તિ એક જેવી છે. નવો કૂતરો આવે તો જૂનાઓ તેને પોતાની હદમાં આવવા ન જ દે. આવનાર કૂતરો નિર્બળ હોય તો જમીન ઉપર આળોટી જાય અને જૂનાઓની મહેર મેળવે. બળવાન હોય તો લડી–ઝઘડીને હદમાં દાખલ થાય. એટલે પછી જૂના નવા બધા એક જ. વળી આ બધા કૂતરા પોતાની હદમાં પાછા બીજા નવા આવનાર કૂતરા સામે તેજ રીતે થવાના અને તેઓ વચ્ચે પાછી સમાધાની થવાની નવા ચડનાર અને ચડી બેઠેલા પેસેંજરો વચ્ચે શ્વાનવૃત્તિ અનુભવાય છે. અને એ જ મનુષ્યહૃદયની વાસ્તવિક સ્થિતિનુ ચિત્ર છે. જે જ્ઞાની હોય છે, જે રોજ પૂજાપાઠ કરનારો હોય છે, જે ઇશ્વરની બંદગીને ચાલુ રએ કરવા ભૂલતો નથી, રેલવેમાં પણ નમાજ પઢવા ચૂકતો નથી, જે સમગ્ર જીવસૃષ્ટિને એક જ બ્રહ્મના અંશો માને છે, જે અહિંસા અને દયામાં પોતાના ધર્મને સર્વશ્રેષ્ઠ માને છે, તે બધાનુ ધાર્મિક હૃદય મોટે ભાગે રેલવેમાં યથાર્થ રૂપમાં જોવા મળે છે. કોઈ ઇશ્વરની કેટલી નજીક છે અને કોણ કેટલે દૂર છે એનુ ભાન આપણને ત્યાં જ થાય છે. હુ તો એમ પણ કહું કે શાંત અને ક્ષમામૂર્તિ ગણાતા સર્વ સંપ્રદાયના ધર્મગુરુઓને જો આવા પ્રસંગમાંથી પસાર થવુ પડે તો જ તેઓની શાંતતા અને ક્ષમાશીલતા યથાર્થરૂપે કસોટીએ ચડે. અસ્તુ.

## ખાનપાન

રેલવેમા બીજી બાબત ખાનપાનની છે કેટલાક તો મુસાફરી દરમિયાન ખાતા નથી, એટલુ જ નહિ પણ ચાલતી ગાડીએ પાણી પણ પીતા નથી. વધારે વખત ખોટી થાય એવે સ્ટેશને તેઓ નીચે ઊતરી પાણી પીએ છે. એટલે નળનુ પાણી ન પીનાર સમ્પ્રદાયનો તદ્દન નાશ કરવામા [illegible] સફળ ન થઈ, પણ આવા કટ્ટર માબાપોની જ સતતિ તો તેટલી ઉદાર થઈ જ ગઈ છે. ગમે ત્યાં, ગમે તે પળે, પૈસા હોય અને [illegible] એટલે ખરીદવું. નથી સ્વચ્છતાનો વિચાર, નથી આરોગ્યની [illegible] પેટની પરવા. તેઓ એમ કહે છે કે, રેલવેમા [illegible] હવાપાણીમાં કાંઈ બંધન રાખવુ એ બેવકૂફી છે [illegible] ઉદારતા અને સમભાવશીલતાને લીધે [illegible]

ભાવશીલ થઈ ગયો હશે. ખારી પૂરીઓને ગરમાગરમ કહે, તેલની ચીજને ઘીની કરી કહે, કાચાપાકા વચ્ચે ભેદ નહિ, દૂધ અને પાણીની ભિન્નતાનો ભંગ વેચનારાઓ કેમ જ કરાવે? ખાનારના દાંત અને પેટની પરીક્ષા માટે કાંકરા અને ધૂળ કાઢવાનું તેઓ યોગ્ય જ ન લેખે, અને સૌથી વધારે તો એ કે ભાવ દરેક ચીજના જોઈએ તે કરતાં સોદા અને બમણા. આ રીતે પૈસાની પુષ્કળ બરબાદી છતાં રેલવેમાં ખાવાનું કાંઈ જ સુખ નહિ. એ દુઃખદ સ્થિતિની જવાબદારી આપણી અજ્ઞાનતા ઉપર જેટલે અંશે છે તે કરતા વધારે અંશે રેલવે ડિપાર્ટમેન્ટ ઉપર છે. તેના કર્મચારીઓને જોઈતું મળે એટલે ગમે તે વેચનાગ ગમે તેવું, ગમે તે ભાવે વેચી શકે. એક મીઠાઈવાળો આવ્યો. તેના ખૂમચામાંથી સ્ટેશનમાસ્તરે મીઠાઈ લઈ અગ્નિદેવને તર્પણ કર્યું અને ખુમચાવાળે 'સાહબ, સાહબ, યહ લીજીયે, યહ કલાકંદ તાજા હૈ' એમ કહી જાણે ભક્તિપૂર્વક તે જ પ્રસાદી ધરવા મંડી ગયો. જે ખાતામાં લગભગ આવી સ્થિતિ હોય તે ખાતાના અમલદારોની બધી સુખ-સગવડ અને આરામતલબી એ પેસેંજરોની અગવડતાને જ આભારી છે.

## દવા વેચનારા

પણ રેલવેમાં જેમ બીમારીનાં સાધન ઘણાં છે તેમ આરોગ્યના ઉપાયો પણ ઓછા નથી. ખુલ્લાં અને વિવિધ હવા-પાણી, વટવાડ અને કસરત ઉપરાંત જો અજીર્ણ રહ્યું હોય તો દવાઓ તૈયાર છે. નોટિસો વહેંચાય છે. એક દવામાથી તેના કાયદાઓનું મોટું લિસ્ટ સાંભળવા મળે છે. સ્વર્ગનું કલ્પવૃક્ષ દવાની શક્તિઓમાં નજરે પડે છે. કોઈ કોઈ નોટિસબાજો એવા હોશિયાર અને વાચાળ હોય છે કે તે જ વક્તાનું કામ કરતા હોય તો લોકોને ખૂબ આકર્ષી શકે. એક ખાસ દવા વેચનારની વાત કહું. આ માણસ દિલ્લી અને બડોદ વચ્ચેની રેલમાં આવ્યો તેણે ઉર્દૂમાં ભાષણ શરૂ કર્યું. તેની પદ્ધતિ, તેની ભાષા, તેની દલીલબાજી, તેની સ્ફૂર્તિ જોઈ મને ખરેખર એમ થયું કે આ માણસ ધારાસભામા જાય તો અજબ પ્રભાવ પાડે. એક જાટે તેને કહ્યું : 'તેં જે દવા મને આપી હતી તેથી આંખ ઊલટી બગડી, માટે શરત પ્રમાણે મારા પૈસા પાછા આપો.' આણે હાજરજવાબીથી કહ્યું. 'તે હુ નહિ, તમે બીજા કોઈ પાસેથી જ દવા લીધી હશે. હું બાર વર્ષ થયાં દવા જાતે બનાવું અને વેચું છું. એક પણ કેસ બગડ્યો નથી. તમને નુકસાન થાય જ કેમ? આ બધા પેસેંજરોને પૂછો કે કોઈને મારી દવાથી નુકસાન થયું છે? વધારે ખાતરી માટે આજ મારી દવા

ખરીદો. મારા જેવાં કપડાં પહેરી બીજા ઘણા આવે છે.' આ વેચનારની શિષ્ટ ઉર્દૂ ભાષા અને નમ્રતામાં ગેલો થયેલો લેનાર જાટ તો પીગળી જ ગયો.

## જમનો સાક્ષાત્કાર

'ચોરના ભાઈ ઘંટીચોર' એ કહેવત પ્રમાણે સ્ટેશન માસ્તરોના ખરા સાથીઓ ત્યાંના મજૂરો છે. જમને ન મળ્યાની તૃષ્ણા જેઓને હોય તેઓ દિલ્હી જેવા સ્ટેશનના મજૂરોથી એ તૃષ્ણા શમાવી શકે. ડબ્બામાંથી ઊતર્યા ન ઊતર્યા કે પહેલાં જ સામાન ઉપર મજૂરોનો હાથ પડે. મજૂરો છ—આઠ ગણાથી ઓછી મજૂરી ન કહે, અને 'અબ ટાઈમ નહિ હૈ,' 'રેલવે સીટી દે રહી હૈ,' 'દેર હોગી તો રહ જાઈયેગા,' પુલ ઊતરના પડેગા' 'ગરદી બહુત હૈ' વગેરે વગેરે છેવટના ભયોથી પેસેંજરોને ગભરાવી મૂકે સામાન વગેરે હોય કે મુસાફરીની માહિતી ન હોય અગર સ્ત્રી કે બાળબચ્ચા સાથે હોય તો મજૂરોની આશા પૂરી ફળવતી મારે દિલ્હી સ્ટેશને એક મજૂરનો પ્રસંગ પડ્યો તે ખૂબ આકર્ષક છે. મજૂરે કહ્યું 'દેઢ રૂપિયા મજૂરી હોગી' મેં કહ્યું 'તુમ જાઓ હમ ખુદ ઉઠા લેંગે,' તે મજૂર ન જાય અને ન બીજાને આવવા દે. મેં અને મારા સાથીએ નક્કી કર્યું કે હાથે જ સામાન ઉપાડવો કયાં એ ત્રણ આનાની મજૂરી અને કયાં દોઢ રૂપિયો અમે ઓછું પણ કેટલું કહીએ, એટલે મૌન રહી સામાન ઉઠાવવાનો યત્ન કર્યો. એક એક નગ ઉપાડી આંખે દેખી શકાય એટલે દૂર મૂકી, બીજાં નગ લઈ જવા અને વળી ત્યાંથી વધારે આગે એ જ રીતે નગો પહોંચાડવા યત્ન કર્યો. આ રીતે દિલ્હીના લાંબા પ્લેટફોર્મ ઉપર પોણા કલાકથી વધારે વખત અમારા ઘણા અને વજનદાર નંગોએ લીધો. આટલી વખતમાં કેટલાયે મજૂરો આવ્યા અને ગયા, પણ એ બધાનું સંગઠન અદ્ભુત હતું. પ્રથમ મજૂરે દોઢ રૂપિયાથી ઊતરી બાર આના કહેલા તે બીજા બધા મજૂરોની જાણમાં, એટલે તે બધા આવી એમ જ કહે: 'બારહ આને જાદા નહિ હૈ, કોઈ ઇસસે કમમેં નહિ આયેગા. અચ્છા, આપ કમ કયા દેંગે? કુછ તો બોલિયે, કયા જબાન નહિ હૈ?' એમ એ બધા વખત દરમિયાન અમારી સાથે/મજૂરોએ રકઝક કરી. 'પ્લેટફોર્મ પરથી બહાર નીકળવાનો દરવાજો પાસે આવ્યો ત્યારે શરૂઆતથી અત્યાર સુધી હાજર રહેલો પહેલો મજૂર આવી બોલ્યો: 'અચ્છા મુઝે એક કોડી ભી હરામ હૈ, કુછ ભી નહીં ચાહિયે. યોંહી સામાન રખ દેતા હું' એમ ગુસ્સા સાથે કહી અમારો સામાન હાથમાંથી ખેંચવાનો પ્રયત્ન કર્યો પણ અમે કહ્યું, 'ભાઈ,

હમ તો અબ દરવાજે તક આ ગયે. અબ તક તુંને મજૂરી ક્યોં નહીં ઘટાઈ. હમ તો અધિક ખર્ચ કર નહીં સકતે, તું ચલે જા. હમારી કસરત ભી હો ગઈ ઔર પૈસે ભી બચ ગયે.' તેણે કહ્યું : 'સબ પઢે લિખે બેઇમાન હોતે હૈં. ગાંધી ટોપી ઔર ખાદી પહનકર તુમ સબ લોગોંને મજૂરોંકા પૈસા માર દિયા,' એમ કહી અનેક ગાળોની અમૃતવર્ષા વરસાવતો તે નિરાશ થઈ ચાલ્યો ગયો

## સંતોષી ગ્રામમજૂર

પણ આથી ઊલટી સ્થિતિ તદ્દન નાનાં સ્ટેશનોના મજૂરોની હોય છે. ત્યાં ગ્રામસુલભ સરલતા અને સંતોષ દેખાય છે. તેનું એક અજબ ઉદાહરણ હું ક્યારેય નહિ ભૂલું. બડોદ સ્ટેશનથી ગામ લગભગ માઈલેક દૂર હશે. બધો સામાન સાત પૈસામાં સંતોષી મજૂરે ઉઠાવ્યો. રસ્તામાં વાત ચાલી. તે છોકરો જુલાહો હતો. તેના કુટુંબનું કામ કપડાં વણવાનું છે. મેં તેને પૂછ્યુ : 'ગાડી ઉપર ન આવે અગર મજૂરી ન મળે ત્યારે શું કરે છે?' તેણે કહ્યુ : 'માબાપ સાથે વણવાનું અને ક્યારેક બીજું કામ.' છોકરાના કદ કરતાં સામાન વધારે હતો. રસ્તો લાંબો. તે પોતાની અશક્તિ કે અણગમો જરાયે પ્રગટ ન કરે. જ્યારે ખૂબ થાકે ત્યારે કહેઃ 'બાબુજી થોડી દેર સામાન નીચે ઉતારીએ.' અમે જોયું આ છોકરો કેટલો પ્રમાણિક અને કેટલો પુરુષાર્થી છે. બીજા અનેક પ્રતિસ્પર્ધી મજૂરના છોકરાઓએ આ છોકરાને થોડા પૈસામાં અમારો સામાન લઈ જવા બદલ ગાળો દેવા માંડેલી, મારવાનો ભય પણ બતાવ્યો, પણ આ છોકરો એકનિષ્ઠાથી ચાલી રહ્યો હતો. મારું મન સાધુસંત પ્રત્યે આકર્ષાય તેથીયે વધારે આકર્ષાયું. પેલા પ્રતિસ્પર્ધી છોકરાઓને ખૂબ ધમકાવી દૂર કર્યા અને મેં તથા મારા સાથીએ તેની પાસેથી કેટલોક સામાન ઉપાડી લઈ તેનો બોજો તદ્દન નહિવત્ કર્યો, પણ અમારી આ વૃત્તિ તે છોકરાથી સહન જ ન થઈ. તે કહે : 'બાબુજી, આપ ક્યોં. ઉઠાતે હૈ? મેં ધીરે ધીરે સબ સામાન અકેલા હી પહુંચા દૂંગા.' ખરેખર, આ છોકરાના ઉદ્ગારો તે વખતે હૃદયને હચમચાવતા. છેવટે ગામમા પહોંચ્યા અને જ્યારે ત્યાં પણ ઘણું કામ લીધા પછી અમે બે જ પૈસા વધારે આપ્યા ત્યારે તેના સંતોષનો પાર ન રહ્યો ક્યાં દિલ્હીનો જમ જેવો મજૂર અને ક્યાં બડોદનો સરલ–સંતોષી મજૂર! એ સ્થિતિ મજૂરોમાં છે તે જ બધા વર્ગના માણસોમાં ઓછેવત્તે અંશે જોઈ શકાય છે.

—પ્રસ્થાન : પુસ્તક ૩. કાર્તિક ૧૯૮૩ અંક ૧

## ઉપસંહાર

વર્ણનનો ઉપસંહાર કરતાં મુસાફરી વખતે રાખેલાં ત્રણ દષ્ટિબિંદુઓથી પંજાબના અનુભવનું ટૂંકમાં પૃથક્કરણ કરી લેવું એ યોગ્ય ગણાશે.

### ૧: પ્રાંતિક વિશેષતા

(૧) શરીરનું કદાવરપણું–આ બાબત સર્વવિદિત છે. કોઈ પણ પ્રાંતનો અને કોઈ પણ જાતિનો ઊંચામાં ઊંચો અને મજબૂત માણસ જોતાં જ લોકો તેને પંજાબી કહી ઓળખે છે. (૨) સરલતા. પ્રમાણમાં બીજા બધા પ્રાંતો કરતાં પંજાબીની પ્રકૃતિમાં સરલતાનો વિશેષ ગુણ મને જણાયો છે. આનું કારણ કદાચ બુદ્ધિસ્થૂળતા હોય. બંગાળી, દક્ષિણ, ગુજરાત કે સંયુક્ત પ્રાંતના પ્રમાણમાં પંજાબીઓની સામાન્ય બુદ્ધિ કાંઈક સ્થૂળ હોય છે. તેને નવી વસ્તુ લેતાં કે છોડતાં બહુ વાર નથી લાગતી. (૩) સંપત્તિ પંજાબમાં ખાવાપીવાનું ખાસ દુઃખ હોય એવી ગરીબી નથી, પણ તાલેવાન વર્ગ બીજા પ્રાંત જેટલો મોટો નથી (૪) વ્યાપાર–ધંધો· ત્યાંની મુખ્ય પેદાશ અનાજની. ખાસ કરીને ઘઉં, અને નિકાશ પણ તેની જ છે. (૫) આચાર-વિચારઃ ત્યાંનો આચારવિચાર સંયુક્તપ્રાંત કે બિહાર જેવો સાંકડો અને ચોકાબદ્ધ નથી. મારવાડ કે ગુજરાતની પેઠે ઉચ્છિષ્ટ ભોજન પણ નથી. છતાં ખાનપાન, રસોઈની સ્વચ્છતા, પહેરવેશ આદિમાં મુસલમાન લોકોનું સ્પષ્ટ પ્રતિબિંબ હોઈ જાતિબંધનની તેટલી કટ્ટરતા નથી. (૬) સ્ત્રી· સ્ત્રીઓની પરાધીનતા હોવા છતાં સંયુક્ત પ્રાંત જેવું પડદાનું બંધન [illegible] નથી. સુંદરતા અને કીમતી પહેરવેશમાં પંજાબીઓ [illegible] સમાજને બાદ કરીએ તો કેળવણીમાં પંજાબ ગુજરાત કરતાં [illegible].

નથી જળની પ્રચુરતા, સ્થળની વિશાળતા અને વનસ્પતિની વિપુલતા. આ પ્રાકૃતિક રમણીયતા બહારની આગંતુક જાતિઓને ત્યાં રાખવાને લલચાવવા બસ હતી. ત્યાંની ફળદ્રુપતા પણ કાયમના વસવાટનું મુખ્ય પ્રલોભન થઈ પડ્યું. પંજાબની પાંચ મોટી નદીઓ અને તેની પ્રાચીન કાળમાં ચાલતી નહેરો જાણીતી છે. દૂર દૂરના અંતર ઉપર નહિ આવેલી આ વિશાળ નદીઓ ઉપર નભતી ખેતીને લીધે પંજાબ દેશને નદીમાત્રિક દેશ તરીકે કિરાતકાવ્યમાં યુધિષ્ઠરના દૂત વનચરે (ભીલે) ઓળખાવ્યો છે. પંજાબ એ મારવાડ, કાઠિયાવાડ કે કચ્છ વાગડ જેવો દેવમાત્રિક (વરસાદ ઉપર નભનાર) દેશ નથી તે તો સતત વહેતી નદીઓ ઉપર નભે છે. એટલે જ્યારે દુષ્કાળ પડે ત્યારે પણ પંજાબીઓ કદી વાગડ, મારવાડ કે ઝાલાવાડના લોકોની પેઠે પોતાનાં ઘરબાર છોડી દેશાવરમાં ભટકતા નથી જણાતા. આ બધી પ્રાકૃતિક વિભૂતિ પંજાબને એટલા બધા પ્રમાણમાં મળી છે કે ત્યાં વસવા માટે કોઈ પણ લલચાઈ જાય. એટલે માત્ર આર્ય જાતિ જ નહિ, પણ ઐતિહાસિક યુગની બહારથી આવેલી બધી જાતિઓએ પંજાબમા રહેવું પસંદ કર્યું અને ત્યાં રહી તેઓએ શારીરિક વિકાસ પણ સાધ્યો. બહારથી આવનારી જાતિઓના જુદા જુદા રંગો કે કદો પંજાબની પોષક ભૂમિમાં એકરંગી અને એકસરખાં બની ગયાં આજે પંજાબમાં વસ્તી અને ક્યારેક દૂર દૂરના ભાગમાંથી આવેલી જાતિઓ લગભગ બધી પંચહથ્થી કાઠું જ ધરાવે છે જો ખૈબરઘાટના વિકટ માર્ગમાંથી પસાર થઈ અને પરસેવે રેબઝેબ થયેલી જાતિઓને પંજાબનું પ્રાકૃતિક આશ્વાસન ન મળ્યું હોત અને મારવાડનાં વેરાનો સાંપડ્યાં હોત તો કદાચ હિંદુસ્તાનમાં આટલી વિદેશી જાતિઓનું મિશ્રણ જ ન થયું હોત.

## ૩ અસહકાર પહેલાંની અને પછીની સ્થિતિ

અસહકાર પહેલાં પંજાબમાં જે કટ્ટરતા, ધર્માન્ધતા હતી તે આજે કાંઈક ઓસરી છે પાંચ વર્ષ પહેલા પંજાબમાં દાખલ થનાર કોઈને કહે કે 'હું પંડિત છું' તો એવું સાંભળનાર એમ જરૂર પૂછતો કે, 'તમે ક્યા સંપ્રદાયના છો અને ક્યાં શાસ્ત્રાર્થ માટે જાઓ છો?' આજે એ સ્થિતિ મોળી પડી છે. હજુ એટલું અવશ્ય અને કદાચ વધારે પ્રમાણમાં છે કે જો હિંદુ પંડિત હોય તો તેને એમ પૂછે કે તમે હિંદુ સંગઠનમાં માનો છો કે નહિ? પાંચ વર્ષ પહેલા આર્યસમાજ, સનાતન, જૈન, શીખ, મુસલમાન

અને ખ્રિસ્તી પંથના લોક પૂરતા જ વિદ્યા અને ધર્મના અખાડાઓ હતા. આજે એમાં દૃષ્ટિકોણ બદલાયો છે. અમુકવર્ગ સાંપ્રદાયિક કે ધાર્મિક કલહમાં જરા પણ નથી માનતો. ઊલટું એમ માને છે કે રાષ્ટ્રકાર્ય સામે સંપ્રદાય, ધર્મ અને જાતિભેદોને અભરાઈ પર મૂકવા જોઈએ આર્યસમાજની પહેલાં જેવી ઉગ્રતા નથી રહી. મુસલમાનો સાથે તેઓનું વૈમનસ્ય વધ્યું છે, પણ સનાતનીઓ સાથે ઘટ્યું છે. પહેલાં જે શિક્ષિત તરુણોનું અને ઘણે સ્થળે તો કૉલેજિયન યુવકોનું ધ્યાન સાંપ્રદાયિક ભાવ તરફ હતું તે આજે માત્ર રાષ્ટ્રીય ભાવ તરફ વળ્યું છે સાદાઈ અને ખાદીનું તત્ત્વ પ્રમાણમાં થોડું છતાં મજબૂત રીતે પંજાબમાં પણ દાખલ થયું છે. કેટલાક શિક્ષિત યુવક થોડામાં થોડો પગાર લઈ ખાદી-ઉત્પત્તિ અને ખાદી-પ્રચારનું કામ કરી રહેલા જોવામાં આવે છે. ધાર્મિક કલહો પંજાબની પ્રકૃતિમાંથી [illegible] ભૂલાવા કઠણ છે, છતાં તેની પ્રતિષ્ઠા તો બહુ જ ઓછી થઈ ગઈ છે.

હવે સમાપ્તિમાં એ સ્પષ્ટ કહી દેવું જોઈએ કે ફક્ત [illegible] વખતના [illegible] અવલોકન કે નિરીક્ષણ ઉપરથી બાંધેલા અભિપ્રાયો કોઈ [illegible] એમ ન કહી શકાય. વધારે અનુભવ અને વધારે માહિતી [illegible] પણ દેખાય, છતાં મારો સ્વલ્પ અનુભવ આગળ કોઈને [illegible] સહાયક થશે તો આ કથન માત્ર પ્રતીકનું સ્થાન [illegible]

—પ્રસ્થાન, પુ૦ ૭, અં ૪, ૫, [illegible]

# પ્રવાસના કેટલાક અનુભવો

## [ ૪ ]

ચિરપરિચિત કાશીનું સ્મરણ તાજું કરવાની લાંબા વખતની તીવ્ર ઇચ્છા અને મારા પૂજ્ય વિદ્યાગુરુને મળવાની લાલચ એ બે ન હોત તો મિત્રાનો ઘણો આગ્રહ અને મારી પોતાની વૃત્તિ છતાં આ વખતે કલકત્તા જવાનો વિચાર અમલમાં મૂકી શક્યો ન હોત માર્ચની સોળમી તારીખે કલકત્તા જવા નીકળ્યો રેલવેનુ વર્ણન હવે પુનરુક્તિ જેવું લાગે છે. છતાં એ ત્રણ દિવસનો અનુભવ તદ્દન ફેંકી દેવા જેવો તો નથી જ. ચાલતી ગાડીએ બીજા પાસે પુસ્તકો વંચાવી સાંભળવાં એ સહેલું નથી અને કાંઈ પણ માનસિક ખોરાક મેળવ્યા સિવાય વખત બરબાદ કરવો એ ઓછું કષ્ટદાયક નથો, તેથી એ વખતનો ઉપયોગ કરી લેવાની વૃત્તિ સ્વાભાવિક રીતે જ મને હતી. બીજા પ્રસગો જતા કરી આપણા જર્જર સમાજનો ખ્યાલ આપે એવા એકાદ વાસ્તવિક સામાજિક પ્રસંગનુ જ વર્ણન આપી દઉં એટલે પુનરુક્તિ વિના રેલવેના ત્રણ દિવસોનુ સ્વરૂપ વર્ણન આવી જાય.

મારા એક સ્નેહી અને હિંદી પત્રપત્રિકાઓના જાણીતા લેખક કન્નુ-મલ્લજી એમ એ એ થોડા દિવસ પહેલાં લગ્ન કર્યું. એ વાત મે છાપાં દ્વારા જાણી હતી. મને થયુ કે આવા શિક્ષિત અને ધવલપુરના ન્યાયાધીશ તેમ જ શિક્ષણ વિભાગના એક વડા અધિકારીએ પચાસ વર્ષે (પાછળથી માલૂમ પડ્યુ કે તેમની ઉમર ૫૭ વર્ષની હતી) લગ્ન કર્યું એ હિંદુ સમાજનુ કેવુ દુર્ભાગ્ય ! (દુર્ભાગ્ય એટલા માટે જ કે કન્યા ભાગ્યે જ પંદર વર્ષની હોય અને વળી પુનર્લગ્નનો સખત પ્રતિબધ, ઉપરાંત પડદાની પ્રથા.) પરંતુ ખુશીની વાત એટલી જ કે એ શિક્ષિત મહાશયે લગ્ન કર્યાં છતા જ્યારે કેટલાક મિત્રોએ તેમને પૂછ્યુ ત્યારે તેમણે જરા પણ બચાવ કર્યા વિના પોતાની નબળાઈ સ્વીકારી અને માત્ર વાસના ખાતર એક કન્યાને આજન્મ કારાગૃહમા નાખવાની પોતાની ભૂલ શરમપૂર્વક કબૂલ કરી. પણ મેં જે એક કિસ્સો રેલવેમાં અનુભવ્યો તે આથી તદ્દન જુદો છે. એક સિધ્ધપુરના ઔદિચ્ય બ્રાહ્મણ ઘણાં વર્ષો થયાં કલકત્તામાં રહે છે અને વ્યાપાર કરે છે. પૈસેટકે સુખી છે, પહેલી સ્ત્રી હયાત છે, બીજી વરસેક

અગાઉ મરી ગયેલી. આજે એ ભાઈની ઉંમર તેમના કહ્યા મુજબ પચ
વર્ષની ખરી (જો કે મને તો તેથી વધારે જ લાગેલી). એ ભાઈ [illegible]
પરણી તુરતમાં કલકત્તા પાછા ફરેલા અને દિલ્હી પછી રેલવેમાં બેઠા હતા.
નીચેની હકીકત એ ભાઈ અને ગુજરાતના એક આગેવાન [illegible]
કલકત્તા જતાં હતાં તેઓ વચ્ચે થયેલી વાતચીતના અતિ ટૂંક સાર રૂપે
આપું છું. તે ઉપરથી હિંદુ સમાજની ઉચ્ચ મનાતી અગર પોતાને ઉચ્ચ
માનતી જાતિઓનો અને તેમના સામાજિક વ્યવહારોનો ખ્યાલ આવશે:—

પેસેન્જર રૂપે એ વાત સાંભળ્યા જ કરી, પણ બર્દવાન સ્ટેશન જે કલકત્તાની નજીક છે ત્યાં પહોંચતાં અચાનક મૌન તૂટ્યું અને એ ભાઈ મારી પાસે આવ્યા વળી વાત શરૂ થઈ. તેમણે કહ્યું: 'જો ગાંધીજીએ એક ભૂલ ન કરી હોત તો જરૂર સ્વરાજ્ય મળ્યું હોત. અને તે એ કે, બારડોલીનો ઠરાવ. અમે બધા ગાંધીજીને ખૂબ માનીએ છીએ, ખાદી માટે તેમણે બહુ કર્યું છે, વગેરે' મેં કહ્યું કે 'ગાંધીજી વૃદ્ધ–લગ્ન વિરુદ્ધ બહુ લખે છે અને તેને પરિણામે હમણાં કેટલાંક વૃદ્ધ–લગ્નો થતાં પણ અટક્યાં છે ત્યારે તમે આટલી ઉંમરે ગાંધીજીને સમજવા છતાં શા માટે પરણ્યા?' મારા આ પ્રશ્ને તેમની બુદ્ધિ શક્તિને ખૂબ વેગ આપ્યો. જેમ કોઈ દલીલબાજ વકીલ એક પછી એક દલીલ દીધે જ જાય છે તેમ તે ભાઈએ પોતાની દલીલ-બાણાવલિથી મને વીંધ્યા જેવો કરી નાખ્યો તેમણે કહ્યું: 'આ લગ્નમાં મારો મુખ્ય હેતુ એક બ્રાહ્મણકન્યાના ઉદ્ધારનો છે. એનો કન્યાકાળ વીતી ગયો એથી એનાં મા–બાપ, લાગતાં વળગતાં તેમ જ એ કન્યા એટલાં બધાં દુઃખી થતા અને લોકનિંદાથી ધવાયેલાં તે ગમે ત્યાં એ કન્યાને આપી દેવા તરફડી રહ્યાં હતા. એ બધાનું દુઃખ મેં દૂર કર્યું, અને તેથીયે વધારે ઉપકાર તો એ કન્યા ઉપર મેં કર્યો છે. એ આંખમાં ફૂલાંવાળી કન્યાનો કોઈ હાથ નહોતુ પકડતુ ત્યારે મેં કોઈની પરવા કર્યા સિવાય એને બચાવી લીધી છે. ખરી રીતે મે આ લગ્ન કરીને એક બ્રાહ્મણકન્યાને અભયદાન આપ્યું છે. બાકી અત્યારે મને લગ્ન કરવાની તૃષ્ણા ન હતી' મેં પૂછ્યું, 'ઉંમર કેટલી?' ઉત્તર મળ્યો, 'ચોપન થયાં હશે.' 'શું તમે ન પરણ્યા હોત તો એ કન્યા રિબાત?' મેં પૂછ્યું 'અવશ્ય, તેનુ જીવન એળે જાત. નાત નાની, કન્યાકાળ ગયેલો, આંખે ફૂલું, પછી લે કોણ? આપણે તો છીએ ઘરડા, એટલે એમ માની લઈએ કે જુગતુ જ થયું છે. જો રૂપાળી અને સર્વાંગસુંદર કન્યા મળી હોત તો તે અભિમાની હોવા ઉપરાંત પાછળથી સાચવવી પણ મુશ્કેલ પડત, આ તો ઠીક છે, નહિ ફાવે ત્યારે ખાવા જેટલુ આપવાથી ગમે ત્યાં ઘરને ખૂણે પડી રહેશે.' વગેરે.

કન્નુમલ્લજી અને આ સિદ્ધપુરવાળા ઠાકોર બન્નેએ વૃદ્ધ–લગ્ન કર્યાં; પણ પહેલાએ ચોખ્ખી નબળાઈ સ્વીકારી, બીજાએ બહુ જ કુશળતાથી બળ-પૂર્વક બચાવ કર્યો, એટલું જ નહિ પણ પોતાની પરોપકાર–વૃત્તિ બતાવી. આમાં તથ્ય શુ છે અને કેટલું છે એ બતાવવુ એ આ ઘટના આલેખવાનો ઉદ્દેશ નથી, પણ આ ઉપરથી સ્પષ્ટ થતો એક આર્યસિદ્ધાંત અહીં સૂચવી

દેવાનો હેતુ છે અને તે એ કે कर्मानुसारेणि बुद्धि:। કર્મ એટલે સંસ્કાર, અગર વાસના. સંસ્કાર જે કરવા પ્રેરે તે તરફ માણસ ઢળે, અને જો તેને બુદ્ધિ હોય તો તે વૃત્તિનું સમર્થન કરે ને તેના ઉપર ઓપ ચડાવે સંસ્કાર શુભ અગર શુદ્ધ હોય તો બુદ્ધિ તેની વકીલાત કરી પ્રતિષ્ઠા મેળવે. સંસ્કાર નબળો હોય તો બુદ્ધિ તેનો પક્ષ લઈ કદાચ વિજય મેળવે પણ પ્રતિષ્ઠા ન મેળવે. એવા પ્રકારના માણસો ચાલાક કહેવાય છે અને તેવા ચાલાકમાં પેલા ઠાકોરભાઈની ગણતરી કરવી જોઈએ. અલબત્ત કોઈવાર બુદ્ધયનુસારી પણ કર્મ હોય છે. બુદ્ધિ બતાવે તેવે રસ્તે માણસ ચાલે એવા માણસો પુરુષાર્થી હોય છે. કોઈ વાર બુદ્ધિ પરિમાર્જિત ન હોય તો એનો પુરુષાર્થ સત્પરિણામ ન લાવે, પણ જો બુદ્ધિ શુદ્ધ હોય અને તે પ્રમાણે પુરુષાર્થ કરવામા આવે તો તેથી તે મહાન બને આપણે આ કોટિમાં મહાત્માજીને મૂકી શકીએ. અસ્તુ.

શાંતિનિકેતનથી પાછા ફરતાં કાશી આવવા બહુશ્રુત અને વિદ્યાવયોવૃદ્ધ પૂ. ધ્રુવ સાહેબનો જ્યારે કલકત્તાથી ઉત્તર આવ્યો કે હુ કાશીમાં છું–રહેવાનો છુ, તમારા વિદ્યાગુરુ મિશ્રજી કાશીમાં જ છે, અને તમે મારે ત્યાં જ ઊતરજો ત્યારથી જ હુ કાશી જવા માટે તલપાપડ થઈ રહેલો કેન્ટોનમેન્ટ સ્ટેશનથી ધ્રુવ સાહેબને બંગલે જતા કૃપાલાનીજીનો આશ્રમ જોઈ લેવાની ઝંખના થઈ. એ તરુણ જોગીને મળવાની લાલસા પ્રબળ હતી પણ રસ્તામાં જ કોઈએ કહ્યું કે તેઓ અહીં નથી એટલે આગળ ચાલ્યો એક વારનું જંગલ અગર મેદાન અને અત્યારનું વિશ્વકર્મા નગર હિન્દુ યુનિવર્સિટીનો વિભાગ જ્યાં ધ્રુવ સાહેબનો બંગલો છે ત્યા પહોચ્યો ધ્રુવ સાહેબ તુરતમાં જ મદ્રાસથી આવેલા હોવાથી તબિયત સારી ન હતી, પણ તેમનો પ્રેમ અને આતિથ્યપ્રબંધ જોઈ હુ તૃપ્ત થઈ ગયો વિદ્યાર્થીઓ અને પંડિતો હોસ્ટેલમાં હતા જ. પરિચિતોને લાંબે કાળે મળવાની ઝંખના જેને એકવાર થઈ છે તે મારી ઉત્સુકતાને કલ્પી શકે. તેમાએ વિદ્યાગુરુને (ખાસ કરી નિખાલસ સ્વભાવના અને પ્રખર વિદ્યાસંપન્ન ગુરુને) મળવાનુ હોય ત્યારે હર્ષ અને ઉત્સુકતાની હદ નથી રહેતી તેઓ પાસે હજી પહોચ્યો નહોતો ત્યાં તો દૂરથી 'आइए सुखलालजी आइए, क्या सोलह सोलह वर्ष के बाद इतने पत्र और इतने संकेत होनेके वाद भी आज ही।' એ ગુરુમુખનાં નિખાલસ અને સપ્રેમ વાક્યોએ મને શરમાવી દીધો. પણ પછી વિદ્યાવાર્તા, નવીન અભ્યાસનાં પરિણામો, ચાલુ કાર્યો વગેરેના વિષયોમા ઊતર્યા અને એક બીજાના અનુભવો ઠાલવ્યા

અહીં વાચકોને જણાવી દેવું ઉચિત ધારું છું કે જે મારા વિદ્યાગુરુ હિંદુ યુનિવર્સિટીમાં સંસ્કૃત વિભાગમાં છે તે મુખ્ય નૈયાયિક છે, પણ ખરી રીતે તે વૈદિક બધાં દર્શનોના નિષ્ણાત પંડિત છે. મેં જેટલા પંડિતો જોયા છે તેમાં આમનું વિદ્યાદૃષ્ટિએ મુખ્ય સ્થાન છે અને એ ત્યાંના પ્રધાન પંડિત છે. ધ્રુવ સાહેબ પોતે તેમનાથી ખૂબ જ સંતુષ્ટ છે. અને તે પંડિતજીના હોવાથી હિંદુ યુનિવર્સિટી ગૌરવ માને છે. એ પંડિતજીની થોડી ચર્ચા કરું. શરીરમાં માત્ર અસ્થિ શેષ છે. ઉંમર મોટી નથી. અભ્યાસ કરાવવામાં અને તેનાં પરિણામો લખવામાં ખાસ કરી પ્રાતઃકાળમાં ઉત્પન્ન થયેલ વિચારો નોંધવામાં એવા નિમગ્ન રહે છે કે ફરવા સુદ્ધાં જતા નથી. એ મોટો દોષ છે, છતાં વિદ્યાની ઉપાસના કેટલી તીવ્ર છે એ જણાવવા ખાતર આ વાત આપું છું. પ્રાતઃકાળમાં ચાર કલાક અને બપોરે બેથી રાતના નવ વાગ્યા સુધી સાત કલાક એ અગિયાર કલાકના માત્ર બૌદ્ધિક કાર્ય નહિ પણ અધ્યાપન કાર્યના સતત અનુશીલનથી તેમની પ્રત્યેક દર્શનવિદ્યા કેટલી જાગ્રત હશે એની કલ્પના દૂર બેઠાં અનભિજ્ઞને ન આવી શકે. મે તો શિષ્ય ભાવે તેમને હવે આટલું અધ્યાપન ન કરવા કહ્યું. તેમણે સ્વીકાર્યું પણ અસ્તુ એ અને એમના જેવા પંડિતો કાશીમાં છે એ જ મારે મન કાશીની વિશેષતા છે. પંડિતશૂન્ય કાશીમાં ગંગા ઉત્તરવાહિની હોત અને બુદ્ધના પૂર્વસ્મરણો કરાવતાં હોત, અને બીજી કેટલીક કળા કારીગરીની વિશેષતાઓ આજે છે તે હોત તોપણ હું કાશીને તીર્થનામ કદી પણ ન આપત. કાશીનું તીર્થ એ ભારતીયશાસ્ત્ર વિદ્યાના સંરક્ષણમાં સમાયેલું છે જો એ ન હોય તો બાકીની બધી કાશીની વિશેષતાઓ અન્યત્ર પણ લભ્ય છે.

મને જૈન જાણી એક જૈન વિદ્યાર્થીઓનું નાનું મંડળ પણ એકઠું થઈ ગયુ, જે કોલેજમા જુદા જુદા વિષયો લઈ શીખે છે, અને જુદા જુદા પ્રાંતમાથી એકઠુ થયેલુ છે. ચાલુ અભ્યાસની રાષ્ટ્રીયતાની, જૈન સમાજની વર્તમાન સ્થિતિની, તેના ફિરકાઓના બહુ કીમતી ઝઘડાઓની થોડી ઘણી ચર્ચા થઈ અહીં નોંધવા જેવી બાબત એ છે કે તેમાના અમુક વિદ્યાર્થીઓને બીરલા સ્કોલરશીપ મળે છે. જૈનો, શીખો, કાયસ્થો વગેરે બધાએ એનો લાભ લે છે. મારા સાંભળવા પ્રમાણે એવી સેંકડો સ્કોલરશીપો તેઓ કાશીમાં આપે છે. માત્ર શુદ્ધ વિદ્યાદૃષ્ટિથી આવી રીતે ધનનો ઉપયોગ કરનાર હિંદુસ્થાનમા કેટલા હશે ?

બીજે દિવસે સવારે નાગરી પ્રચારિણી સભામાં ગયો. રામનવમી હોવાથી કાર્યાલય બંધ હતું. ઊંડી અને લાંબી ગલીઓમાં મંત્રીને ત્યાં જવા નીકળ્યો. જે ગલીમાં જતાં અને ઊભા રહેતાં સૂગ ચઢતી તે ગલીમાં આટલાં વર્ષ બાદ ગયા પછી કેવળ પૂર્વ પરિચયને કારણે, ભૂતકાળના સ્મરણથી ઉત્પન્ન થતા આનંદને કારણે એ સૂગે સ્પર્શ પણ ન કર્યો. જે એકાએક મને ગુજરાતમા આવ્યા પછી ટીકા કરવાની વસ્તુ જેવા લાગતા તે એક્કામાં બેસી કાશીમાં જતાં પૂર્વકાલીન સ્મરણને લીધે એક જાતનો આનંદ અનુભવાતો. મને તે વખત લાગ્યુ કે જે વસ્તુ અનુભવકાળમાં દુ:ખદ હોય છે કે ખટકે છે તે જ સ્મરણકાળમાં સુખદ બની જાય છે. ધ્રુવ સાહેબના (એકવાર સાથે તો જમીએ એવા) પ્રેમાળ આગ્રહથી બીજે દિવસે રોકાયો. પણ જે ગંગાકાંઠે વર્ષો વ્યતીત કરેલા અને જ્યાં અનેક પોથીઓ ઉથામેલી ત્યાં ગયા સિવાય કાશી છોડવાનુ મન થાય ખરું ? તેથી એ અભ્યાસસ્થાનમાં ગંગાના કિનારે જૈન મંદિરમાં માત્ર બે મિનિટ જઈ આવ્યો અને સુખ તથા દુ:ખની તીવ્ર મિશ્રિત લાગણી અનુભવતાં અનુભવતાં આગ્રા તરફ આવવા નીકળ્યો. ફરી અહીં અવાશે ? આવીશ તો રહીશ ? રહેવું ઘટિત છે કે નહિ ? કાયમ રહેવુ કે નહિ ? પાછુ ફરી આવવું છે અને બાળક બની, વિદ્યાર્થી બની આપની આટલી પરિણત વિદ્યાનુ નવી દૃષ્ટિએ પાન કરવું છે એવું વિદ્યાગુરુને વાતચીતમાં આપેલુ વચન પાળવાનો અવસર પાછો આવશે કે નહિ ? એ અવસર આણવા શુ શું કરવુ પડશે અને શુ શુ છોડવું પડશે વગેરે અનેક પ્રશ્નમાળાઓને હૃદયમાં લઈ ગાડી ઉપર સવાર થયો અને આગ્રા પહોંચ્યો.

આગ્રા એ ચાર વર્ષના પૂર્વનિવાસનુ સ્થાન હતુ ત્યાં મિત્રો ઘણા. કેટલાક શ્રીપુત્રો તો કેટલાક ધીપુત્રો મહાવીર જયતી આવવાની તેથી ત્રણે ફિરકાઓનો સંયુક્ત પ્રયત્ન એ ઉત્સવ માટે હતો, અને અચાનક જવાનું થયું એટલે એઓ નીકળવા દે ? બધું ઠેલવુ શક્ય છે પણ મિત્ર–આગ્રહ ઠેલવો શક્ય નથી આર્ય સમાજના, મુસલમાનોના અને સનાતનીઓના ઉત્સવો તાજેતરમાં થયા હતા અને થનાર હતા જૈનો પાછા પડે તો ધર્મની અધોગતિ ગણાય, એટલે તેઓને પણ શૂરાતન ચડેલુ જૈન યુવકો સ્વયસેવક દળ તૈયાર કરવા અને જૈન સમાજનુ સગઠન કરવા ઉત્સુક દેખાતા ભગવાન મહાવીરના જીવન પરત્વે, અને સ્વયંસેવા પરત્વે અને સંગઠન પરત્વે, મારે કાંઈક કહેવું એવી એમની માગણી હતી મેં કહ્યું કે,

'હું જન્મે સ્થાનકવાસી છું. મૂર્તિપૂજક ફિરકામાં જીવન વ્યતીત કરું છું, અને દિગંબર પંથના નિકટ પરિચયમાં ખૂબ આવ્યો છું, છતાં એ ત્રણે ફિરકાઓમાંના ઘણા મને પોતાના ફિરકા બહારનો અથવા પોતાના ફિરકાનો અનુયાયી માને છે. સ્થાનકવાસી મને મૂર્તિપૂજક સમજે છે. કેટલાક 'શ્વેતાંબરો' દિગંબરમાં પક્ષપાત જુએ છે, અને દિગંબરો તો મને શ્વેતાંબર જ માને છે. ખરી રીતે હું સમાન રૂપે ત્રણે ફિરકાનો છું અને અસમાન રૂપે એકેનો નથી. એવી સ્થિતિમાં તમારા સંયુક્ત ઉત્સવમાં હું તમને સંભળાવીશ તે ભારે તો નહિ પડે?' સામેથી ઉત્તર આવ્યો કે અમે યુવકો એ માટે તૈયાર છીએ આ પ્રયત્ન યુવકોનો જ છે જ્યારે આવી ખાતરી મળી ત્યારે મે કાંઈક બોલવા સ્વીકાર્યું, અને વિષય નક્કી કર્યો. 'जैन धर्मका हृदय क्या है'। જૈન ધર્મનું હૃદય શું છે? એ વિષય ઉપર નીકળવાને દિવસે દોઢેક કલાક ચર્ચા થઈ, જે આ વર્ણનમાં ટૂંકામાં પણ આપી ન શકાય. વળી પ્રસંગ મળશે તો એ વિચારો વ્યવસ્થિત કરી ઉપસ્થિત કરીશ

જેમ આ મુસાફરી ત્વરાની હતી તેમ તેનું આ વર્ણન પણ તેથીયે વધારે ત્વરાપૂર્વક કરી આપ્યુ છે. તેમા ઘણી બાબતો છોડી છે, ઘણી ટૂંકાવી છે, અને ઘણી ઉત્ક્રમે પણ મૂકી છે. આશા છે કે એ ત્રુટિ ક્ષંતવ્ય ગણાશે.

—પ્રસ્થાન, પુ૦ ૫, અં૦ ૬

# અમારો પ્રવાસ

## [૫]

નાતાલની રજામાં વિશ્રાન્તિ લેવી અને પ્રવાસ કરવો એવી ઇચ્છા પહેલેથી જ ઉદ્ભવેલી. પ્રવાસની મુદ્દત ટૂંકી હોવાને કારણે પંજાબ (ગુજરાનવાલા) તરફ કે દ્વારકા તરફ જવાની વૃત્તિ રોકવી પડી અને પૂ. આ. શ્રીમાન્ જિનવિજયજીના વિચાર પ્રમાણે કુંભારિયા જવાનું નક્કી થયું. આ નિશ્ચયમાં રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ સહભાગી થયા અને તા. ૨૭-૧૨-૨૭ ના રોજ અમદાવાદથી રવાના થયા. અમે નાનામોટા સાત જણ હતા.

પ્રથમ પાલનપુર ઊતર્યા ત્યાંના બે દિવસના નિવાસ દરમ્યાન પ્રવાસના અંગે નોંધવા જેવી બે બાબતો ખાસ છે એક પ્રાકૃતિક દૃશ્યની અને બીજી ભંડારની પાલનપુરથી લગભગ નવ માઈલ દૂર બાલારામની ટેકરીઓ છે જે અરવલ્લીનો જ એક ભાગ અને આબુની નજીકમાં છે. એ ટેકરીઓ છે તો નાની પણ ત્યાંનું દૃશ્ય આકર્ષક છે વૃક્ષો પુષ્કળ અને જમીનમાંથી વહેતા ઝરણાં-સ્રોતો એ ત્યાંની વિશેષતા છે સ્રોતોની નજીકમાં પાલનપુર નવાબનો એક બંગલો છે. આ સ્થાનને ત્યાંના લોકો કાશ્મીરમાંની ગરીબીમાં કાશ્મીરનો લહાવો લે છે જ્યાં પ્રાકૃતિક જલપ્રવાહો વહેતા હોય અને બીજી [illegible] હોય ત્યાં મહાદેવ કે અન્ય કોઈ હિંદુ દેવ ન વસે એમ બનવું હિંદુસ્તાન માટે અસંભવિત નથી મહાદેવની નાનકડી શી દેરી અને ધર્મશાળાના [illegible] છાપરાને મોટા રૂપમાં ફેરવી એ કુદરતી જલપ્રવાહોની બંને બાજુએ [illegible] કામ કરી લેવાની અને નહેર સુદ્ધાં કાઢવાની યોજના થઈ ગઈ છે [illegible] જોવાનો આનંદ પ્રથમ દિવસે અમે બધાએ લીધો અને બે [illegible] ત્યાંના જલવિહાર તેમ જ વનભ્રમણના સ્મરણો તાજાં કર્યાં.

સાંજે શહેરમાં આવી ડાયરાના ભંડારમાંથી મુનિશ્રી [illegible] કૃપાથી ગુજરાતી ભાષાની કૃતિઓના બે [illegible] પ્રેમી રા. મોહનલાલભાઈએ નાનાપાયના [illegible] ચાલ્યા સુધી અને સવારે પણ ઊઠીને [illegible] લગભગ અમો પુસ્તકોની પ્રશસ્તિ વગેરે [illegible]

પુસ્તકો જોઈ તો કાઢ્યાં જ. એમની એ જાગૃક જ્ઞાનપૂજા જોઈ મને ઈર્ષા થતી. એ બધી ઉતારેલ પ્રશસ્તિઓનો ઉપભોગ તો વાચકો તેઓશ્રી તરફથી પ્રસિદ્ધ થનાર પુસ્તકમાં કરશે જ એટલે આગળ ચાલવું ઠીક છે જ.

**અંબાજી**—પાલનપુરથી ખરેડી પહોંચ્યા અને ત્યાંથી બીજે દિવસે કુંભારિયાની દિશા લીધી. કુભારિયા જનારે અંબાજી જવુ જ જોઈએ. એ અબાજીથી લગભગ એક માઈલ દૂર છે. અબાજી ગુજરાતનુ જાણીતું હિંદુ તીર્થ છે, પણ ત્યા કઈ જૈનો ઓછા નથી આવતા? અંબિકા ૨૨મા તીર્થંકર શ્રી નેમનાથની અધિષ્ઠાયિકા દેવી છે. એ પોરવાડોની કુલદેવી છે. અત્યારે અબિકાનું મદિર, ત્યાંનો વહીવટ, ત્યાંની પૂજા આદિ બધી પ્રક્રિયા દાંતા સ્ટેટના અધિકારમાં અને બ્રાહ્મણોના કબજામાં છે. અંબાજી ખરેડીથી ૧૨ માઈલ દૂર છે અને દાંતા સ્ટેટની પહાડી હદમાં આવેલું છે. ત્યાં જતાં શરૂઆતમાં શિરોહી સ્ટેટની હદ આવે છે. અને પછી દાંતાની. રસ્તો વિષમ નથી. ગાડાનુ સાધન છતા અમે બધા લગભગ પાદવિહારનો જ આનંદ લેતા ત્યાં પહોચ્યા અંબિકા કે કુભારિયા જનારને રસ્તાની કે વાહનની મુશ્કેલી નથી, પણ ખરું, અને ભયકર ત્રાસ સ્ટેટના દાપા (મૂડકાવેરા) નો જ છે તીર્થોની તીવ્ર શ્રદ્ધા હોય, શીલ્પના અજબ્ય નમૂનાઓ જોવાની ઉત્કટ ઇચ્છા હોય, ખિસ્સુ ઠાલુ ન હોય અને મનુષ્ય જાતિને પડતા ત્રાસ સહી લેવાની જેટલી ઉદારતા કેળવી હોય કે તે ત્રાસને ત્રાસ ન ગણવા જેટલું અજ્ઞાન હોય તે જ એ તીર્થોમા જઈ યાત્રા સુખરૂપ માણી શકે. આ જ હાડમારીને કારણે અતિસુદર તેમ જ દેલવાડા જેવા કલામય ભવ્ય જૈન મદિરો હોવા છતા કુભારિયામાં જનાર જૈનયાત્રીઓ બહુ જ ઓછા હોય છે. ખાસ કુભારિયાની યાત્રાએ નીકળનાર તો વીરલ જ હોય છે કેટલાક અબાજીની બાધા રાખનાર જૈનો અબાજી આવે છે તે કુભારિયા પણ જાય છે જ્યાં સુધી 'આરોગ્ય, સંતતિ અને વૈભવની પ્રાપ્તિનો આધાર અબાજી છે' એવી શ્રદ્ધા ધરાવનાર સ્થાનકવાસી કે મૂર્તિપૂજક જૈનો રહેશે ત્યાં સુધી સ્ટેટની છે તે કરતાં પણ વધારે હાડમારી થયા છતાં એ કુભારિયા તીર્થમા જનાર થોડા પણ જૈનો નીકળવાના જ

**દાંતારાજયની વ્યવસ્થા**.—ભાડા કરતાં પણ વધારે વાહન ઉપરનો લાગો, આણુ કરતાં પણ વધારે મૂડકાવેરો અને જગોએ જગોએ ચોકી-વેરાનો ત્રાસ એ બધુ દુ ખ ત્યાં જનાર દરેક યાત્રી સહે છે, પણ તે સામે હજી સુધી કોઈએ લખ્યુ હોય કે માથુ ઊચક્યું હોય એમ હુ નથી જાણતો–

ત્રાસ ખમનાર દરેક યાત્રી માત્ર મનથી જ નહિ પણ મોટા મુદ્દાંથી દાંતા સ્ટેટની વ્યવસ્થાને શ્રાપ આપે છે અને પાછો તીર્થની શ્રદ્ધામાં કે હિંદુસ્થાનના સર્વસામાન્ય ગભીર અજ્ઞાનમાં કે આપણે શું કરી શકીએ ? એવી વારસાગત નિર્બળતામાં અને છેવટે સમષ્ટિહિતની પરંપરાગત બેપરવાઈમાં એવા ત્રાસને ભૂલી જાય છે અને ખમી જાય છે. એ ત્રાસના અનુભવનાર અનેક યાત્રીઓના મુખથી નીકળતી શ્રાપપરંપરા સાંભળી મને વિચાર આવ્યો કે વિરમગામની લાઈનદોરી સામે જે હિલચાલ લોકોએ ઉપાડી છે તે કરતાં પણ વધારે સખત હિલચાલ ગુજરાતના હિંદુ વર્ગે દાંતા સ્ટેટ સામે ઉપાડવી જોઈએ અને અંબાભક્તોના માર્ગને સરળ બનાવવો જોઈએ. હિલચાલમાં જૈનોએ પણ ઉત્સાહભેર ભાગ લેવો જોઈએ. ગુજરાતના શિક્ષિત ધનાઢ્ય અને સ્વમાનપ્રિય વર્ગે આ હિલચાલ ગમે ત્યારે ઉપાડવી જ પડશે. એમાં એક બાજુ ભૂતદયા છે, મનુષ્યત્વનો પ્રેમ છે અને બીજી બાજુ અંધશ્રદ્ધાને શુદ્ધ કરવાનો વિચારી પ્રયાસ છે. જૈનો પાલિતાણાના મૂંડકાવેરાની બાબતમાં સ્ટેટ સામે કેમ લડી રહ્યા છે એનું સમ્યગ્દર્શન મને આ યાત્રામાં થયું. એક વાર મૂંડકાવેરામાં નમતું આપવાથી અને લોકોની તીર્થશ્રદ્ધા રૂપ કામધેનુ ગાયને મરજી પ્રમાણે દોહી તે દૂધ ઉપર (કહો કે લોકોના લોહીબિંદુ ઉપર) એશઆરામની ઈમારતો ઊભી કરનાર રાજાઓના અધિકાર કબૂલ રાખવાથી યાત્રી તેમ જ સત્તાધારીની કેવી નૈતિક પડતી થાય છે તેનું સ્પષ્ટ દર્શન આ યાત્રામાં થયું. કોઈ ગાજદારી પ્રસંગે કથા જૈનોના સત્યાગ્રહના વર્ણનને વધારે લંબાવવું મારે માટે અત્યારે અનધિકાર લાગે છે

ધર્મગુરુઓની પેઠે એ નાસ્તિકતાને નસાડવા જરાપણ આળસ કરે તેવા નથી. ગયા, કાશી, મથુરાના પંડાઓ કરતાં અંબાજીના બ્રાહ્મણોની એક વિશેષતા છે અને તે પ્રાંતિક. ગુજરાતના મનુષ્યોમાં યુ. પી. મનુષ્ય જેટલી કઠોરતા નથી હોતી. પ્રમાણમાં નરમાશ વધારે હોય છે એ વસ્તુનું દર્શન અંબાજીના પૂજારીઓ અને ત્યાંના બીજા બ્રાહ્મણોમાં થયુ. માગે, ના પાડો તોયે માગે, વારવાર દાતાને સચેત કરે, પણ કાશી આદિના પંડાની પેઠે હુજ્જત ન કરે અંબાજીમાં કોઈ એકલી સ્ત્રી પણ જઈ શકે અને નિર્ભય રહે. એમ બનવું કાશી આદિમાં અસંભવ નહિ તો મુશ્કેલ તો ખરું જ. અંબાજીમાં ધર્મ-શાળાઓ અનેક છે અને ખાનપાનાદિની બીજી પણ સગવડો છે.

અમારો મુખ્ય ધ્યેય કુંભારિયાજી રહેવાનો હતો, પણ ચોકિયાતના ત્રાસને કારણે જ અંબાજીમાં રહ્યા. દહેરું જોયું. સવાર–સાંજ અને ભિન્ન ભિન્ન દિવસે અંબાજીનાં જુદાં જુદાં રૂપો દેખાય છે. શ્રદ્ધાળુ યાત્રીઓ રૂપ-વિવિધતાને દેવીનો ચમત્કાર માને છે. પણ ચમત્કાર માત્રનું ચામડું ઊખેડી ફેંકનાર પશ્ચિમ કેળવણીના ઉપાસકો એવી શ્રદ્ધા નથી ધરાવતા અને નાસ્તિક કહેવડાવવાનો શોખ ઉત્પન્ન કરી એ ચમત્કાર વિષે પૂજારીને પૂછ-પરછ કરે છે રા રા મોહનલાલભાઈ વકીલ અને સત્યજિજ્ઞાસુ તેથી એમને પણ ચમત્કારનુ મૂળ જાણવાનો શોખ પ્રગટ્યો અને પૂજારીને પૂછ્યું કે 'અંબામાતાની મૂર્તિનાં ભિન્ન ભિન્ન રૂપો અને વાહનોની ભિન્નતા માટે ખુલાસો કરો' પણ પૂજારીઓ આજના શિક્ષિત તર્કવાદી જમાનાને પ્રથમથી જ જાણી ગયા હોય અને તે માટે એક સૂત્રાત્મક ઉત્તર ઘડી રાખ્યો હોય તેમ લાગ્યું. પૂજારીઓએ કહ્યુ, 'માતા જગદંબા છે, તે જ સૃષ્ટિની કર્તાહર્તા છે, તેની અકળગતિ કોણ જાણી શકે? બ્રહ્મા વગેરે દેવો પણ એનો પાર નથી પામ્યા' પ્રશ્નકર્તાએ ખૂબ જિજ્ઞાસા બતાવી પણ પૂજારીઓનો ઉત્તર છેવટે એ જ હતો એમા બુદ્ધિ ન ચાલે 'જે છે તે જોઈ લો.' અમે એ બાબત કશુ જ કહેવા માગતા નથી ઈત્યાદિ. કાશી, ગયા, વૃંદાવન આદિ તીર્થોનાં અજબ માહાત્મ્ય તે તે તીર્થવાસી પાસેથી સાંભળેલાં અને પુરાણોમાં વાંચેલાં તેથી અંબાજીના પૂજારીઓના ઉત્તરથી મને જરાયે વિસ્મય ન થયું

**દાંતા રાજ્યની બીજી હકીકત**—કુંભારિયાજીના મુખ્ય વર્ણન ઉપર આવુ તે પહેલા દાંતા સ્ટેટ વિષે થોડુ કહી લઉં એ એક નાનકડું સ્ટેટ છે તેની આવક અંબાજીનો લાગો બાદ કરીએ તો બહુ જ થોડી છે. માત્ર અંબાતીર્થની જ આવક બે લાખ કરતાં વધારે સાભળી છે એ

આવકનો ઉપયોગ કાંઈ તીર્થમાટે કે પ્રજાકલ્યાણ માટે નથી થતો માત્ર રાજા જ તેને પોતાના ઉપયોગમાં લે છે. યાત્રીઓ ઉપરના મૂડકાવેરા ઉપરાંત ત્યાંની વસ્તી ઉપર અનેક બાબતોમાં એવા હેરત પમાડે તેવા કર નખાયેલા છે કે જેને સાંભળતાં જ કંપારી છૂટે. કપડાં, સાકર, ગોળ આદિ કોઈ પણ વસ્તુ હોય તેના ઉપર દર રૂપિયે લગભગ બે આના જેટલો સામાન્ય કર હોય જ. બહારથી આયાત થતી વસ્તુઓ ઉપર વધારે કર નાખી સંરક્ષણનીતિ સ્વીકારી છે એમ કોઈ ન સમજે. પોતાને ત્યાં ઉત્પન્ન થતી અને પોતાને ત્યાં વેચાતી ઘી વગેરે ચીજો પર પણ તેટલો જ અને તેવો જ અસહ્ય કર નાખ્યો છે. જે જે ચીજોની બહાર નિકાસ થવાથી પ્રજાને વધારે લાભ થાય રાજ્યનો વેપાર ખીલે, એવી ચીજો ઉપર પણ દાણની સખત લોહબેડી નાખેલી છે. મધ જેવી વસ્તુ જે ત્યાં બહુ થાય છે તેની નિકાસ ઉપર મણે ૧। રૂપિયા ઉપરાંત દાણ છે, જ્યારે શિરોહી સ્ટેટમાં ૭ આના દાણ લે છે પણ આ દાણના સકજા ઉપરાંત દુકાનદારો ઉપર દુકાનનો કર વળી જુદો જ છે કોઈના ઉપર વરસે પાંચમો તો કોઈના ઉપર અઢીસોના કરનો બોજો છે ચાહની હોટેલવાળા જેઓ અબાજી જતાં રસ્તામાં આવે છે તેઓને પણ વરસે દોઢસો કરના ભરવા પડે છે આ અપ્રાસગિક જણાતુ વર્ણન એટલા માટે આપુ છું કે પ્રજાની અજ્ઞાનતા અને ગુલામી કેવી ગભીર છે અને વિષમય ફળો જ્યા ત્યા કેટલાં અને કેવા દેખા દે છે તે જોઈ શકાય

**ભયનીતિ**—બીજા પણ એક વિષફળનો ઉલ્લેખ કરી દઉ કારણ, ઓછાવત્તા પ્રમાણમાં એ રોગ હિદુસ્થાનમાં સર્વવ્યાપી છે ભય, મહાભય—મારનો ભય ત્યા ભારે જોયો ગાડાવાળો કહે : 'જો આ હદથી આગળ આવીશ તો મને મારશે. ગમે તેટલી ધીરજ આપ્યા છતા અને મારનુ જોખમ માથે લીધા છતાં તે બિચારો મારના ભયથી કાંપતો કાપતો એમ જ કહેતો કે તમને નહિ મને જ મારશે.' બીજા એક દાણછાપરીવાળા માણસે કહ્યું કે 'અમારાથી કશું ન બોલાય અહીં રહેવુ છે બોલીએ તો માર ખાઈએ અને હેરાન થઈએ.' અસ્તુ.

બ્રિટિશ હિંદમાં ભયનુ ધુમ્મસ ઓસરી રહ્યું છે તેની અસર વહેલી મોડી આવાં દેશી રાજસ્થાનમાં પણ થવાની.

**તીર્થ સંબંધી**—દાંતાના રાજા સુધી એને પહોંચવાનો સંભવ નથી. કર્મઠ ગુજરાતીઓ પણ એને સ્પર્શ કરશે એવી આશા બહુ ઓછી છે,

છતાં અંબાજીના ધામમાં આવેલ વિચાર લખી દેવામાં કશું જ નુકસાન જોતો નથી. તેથી એ પણ લખી દઉં, કે તીર્થ એ તરણનો ઉપાય છે. પાર-લૌકિક કલ્યાણ શું અને ક્યારે થશે તે અજ્ઞાત છે. થવાનું જ હશે તો ભાવના પ્રમાણે થશે જ, પણ તેનાથી ઐહિક કલ્યાણ જેટલું વધારે અને જેટલું સત્વર સાધી શકાય તેટલી જ સાચી તીર્થતા. તીર્થો એ માત્ર અમુક સમુદાયની શ્રદ્ધાનું મૂર્ત-રૂપ છે. અન્યત્ર કંજુસાઈ કરનાર પણ શ્રદ્ધાળુઓ તીર્થમાં કાંઈ જ ફાળો આપે જ છે. તીર્થનું મહત્ત્વ શ્રદ્ધાળુઓની ભક્તિ અને દાનવૃત્તિને આભારી છે. શ્રદ્ધાળુઓ ખર્ચ કરે છે તે કાંઈક બદલાની આશાથી, નહિ કે માત્ર નિષ્કામ બુદ્ધિથી તીર્થસ્થાન એટલે શ્રદ્ધાની મૂર્તિમત કામધેનુ તે દર ક્ષણે અને દર પળે આપોઆપ અનેક રીતે દુઝયા જ કરે છે. તેનો બુદ્ધિપૂર્વક સાર્વજનિક કલ્યાણ અર્થે ઉપયોગ કરવામા આવે તો શ્રદ્ધા સાથે વિવેકનો સમન્વય થવાથી તીર્થ એ માત્ર નામનાં જ તીર્થ ન રહેતાં ખરાં તરણોપાય અને તે દ્વારા શારીરિક, માનસિક અને નૈતિક આરોગ્ય ઘણું પોષી શકાય તીર્થસ્થાનો બહુધા સુંદર આબોહવાવાળાં સ્થાનમા આવેલા હોવાથી ત્યાંની આબોહવા પ્રમાણે આરોગ્યભવનો ઊભાં કરી શકાય અને અનેક બીમારોના આશીર્વાદ મેળવી શકાય. વ્યવસ્થિત શિક્ષણ સસ્થાઓ, તીર્થની જ આવકમાંથી ચલાવી તે દ્વારા અજ્ઞાનનો રોગ ફેડી શકાય ઉચ્ચ નૈતિક જીવનવાળા સેવકો અને શિક્ષકોનો સંગ્રહ કરી તે વાતાવરણદ્વારા નૈતિક જીવન વિકસાવી શકાય આ રીતે તીર્થ-સ્થાનને આધુનિક જરૂરિયાતવાળી સંસ્કૃતિગંગાનું ઉદ્‌ગમસ્થાન બનાવી શકાય. આ માટે જોઈતા સઘળાં નાણાં શ્રદ્ધાળુઓની શ્રદ્ધાની દિશા બદલીને મેળવી શકાય. એ કામ માત્ર કઠણ નથી, પણ તેમાં મુશ્કેલીઓ અપાર છે. આજ સુધી માત્ર તીર્થો ઉપર નભતો અમુક વર્ગ અને તે ઉપર તાગડધિન્ના કર-નાર રાજ્ય સુદ્ધાંનો પ્રકોપ વહોરવો પડે, પણ અંગત સ્વાર્થ ખાતર જ્યાં પ્રકોપ વહોરવાનો ન હોય અને કેવળ સામાને મુશ્કેલીમાં મૂકવાનો ઉદ્દેશ ન હોય તેવા સાર્વજનિક કાર્ય કરવામાં ગમે તેની અને ગમે તેટલી ખફગીની પરવા રાખ્યા સિવાય જ કામ કરવુ એમાં ધર્મદષ્ટિ અને તીર્થસેવા આવી જાય છે. એને પરિણામે એક નાનકડા વર્ગની પરોપજીવિતા અને આલસ્ય વૃત્તિ દૂર થવા સાથે પ્રજાનું વાસ્તવિક હિત સધાતાં એ નાનકડા-વર્ગનુ પણ હિત સધાઈ જાય છે. અંબાજી જેવા તીર્થસ્થાનમા શારીરિક અને માનસિક જ નહિ, પણ ઔદ્યોગિક શિક્ષણ અમુક અંશે આપવાના સફળ પ્રયોગો કરી શકાય તેમ છે અને બરબાદ જતી ખનીજ અને જંગલી

વસ્તુઓનો વધારે લાભપ્રદ ઉપયોગ કરી શકાય તેમ છે. પણ આ માટે તો ભગીરથો જ જોઈએ. જો કે બે વર્ષ થયાં પાડા આદિનો પ્રથમથી થતો વધ હવે ત્યાં અટક્યો પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને હજુયે લાગશે કે દેવીના તીર્થોમાં પ્રજાની શક્તિ અને બુદ્ધિરૂપ ગાયનો સતત હાનિકારક રીતે વધ જ થઈ રહ્યો છે. સ્થૂળ દૃષ્ટિ પ્રાણનાશમાં વધ જુએ છે ખરી પણ સૂક્ષ્મ દૃષ્ટિ શક્તિ માત્રના અનુપયોગ અને દુરુપયોગને વધ જ ગણે છે. અસ્તુ આપણે એટલું જ ઇચ્છીએ કે આપણા દેશનાં દરેક તીર્થ આપણા ઐહિક કલ્યાણમાં પણ બુદ્ધિગમ્ય ફાળો આપો

**કુંભારિયાની યાત્રા**—હવે અમારા મુખ્ય ગતવ્ય અને દ્રષ્ટવ્ય સ્થાન કુંભારિયા તરફ વળીશુ. પડાવ અબાજીમાં રાખી ચારે દિવસ સવારથી જ કુભારિયાજી જવાનુ અને સાજ સુધી રહેવાનું રાખેલુ કુભારિયાજીનાં જૂના પાંચ અખડ દેરાસરો તેની કારીગરી અને બાધણીની ઉત્કૃષ્ટતા, ત્યાંના આરસપહાણની ખાણો, આરસપહાણનુ કામ, તેનો ઇતિહાસ અને તે સબધમા ચાલતી કિંવદન્તીઓ એ બધા માટે અહી સ્થાન ન રોકતાં વાચકોને પ્રાચીન લેખ સગ્રહ ભાગ ૨ (જિનવિજય સપાદિત) જોઈ લેવા સાગ્રહ સૂચવુ છુ. અને તે સબંધમાં હવે પછી તેઓશ્રી તરફથી પ્રસિદ્ધ થનાર ઐતિહાસિક માહિતીવાળા ત્યાંના લેખસગ્રહની થોડો વખત ધીરજપૂર્વક રાહ જોતા રહેવા વીનવુ છુ પ્રસ્તુત વર્ણનમાં મુખ્યત્વે ત્યાં થયેલ કામકાજની જ નોંધ આપવી યોગ્ય ધારું છુ અને પ્રસગે પ્રસગે એ સ્થાનમાં આવેલા વૈયક્તિક વિચારો રજૂ કરવાની ઇચ્છા રાખુ છુ.

દેવકુલીકાઓનુ પુન સમારકામ ચાલતુ હોવાથી પબાસનો છૂટાં હતા અને તેથી તે ઉપરના બધા લેખો ખુલ્લા હોવાને કારણે વાંચવા શક્ય હતા. આ અનુકૂળતા જોઈ રા મોહનલાલનુ મન ઉતારી શકાય તેટલા શીલાલેખો ઉતારી લેવાનુ થયુ. આચાર્ય શ્રીમાન્ જિનવિજયજીના અનુકૂળ વિચારે એમના મતને પ્રોત્સાહન આપ્યું. તુરત જ કામ શરૂ થયુ એક બાજુ લેખો સાફ કરવાનુ કામ ચાલ્યુ અને બીજી બાજુ તે વાચવાનુ અને લખી લેવાનું. આચાર્ય શ્રી જિનવિજયજીની સત્વર વાચનપટુતા અને શક્તિ તેમ જ રા. મોહનલાલની ઝડપી લેખનશક્તિ અને ગ્રહણપટુતા એ બંનેના ગેગે થોડા જ વખતમાં ધાર્યા કરતાં વધારે લેખોની નકલો થઈ ગઈ અને સાંજે પાછા ફર્યા અને થોડા વખતમાં વધારે થયેલ કામના સતોપજન્ય લોભે એક જ દિવસ રહેવાના નિશ્ચયને વેગળો મૂકાવ્યો અને બીજે દિવસ રહેવા પ્રેરાયા.

અને બીજા દિવસના કાર્યસંતોષે ત્રીજો દિવસ પણ રોકાયા. એકંદર પાંચ મંદિરોમાં હતા તેટલા લગભગ બધાએ લેખ એ બંને કાર્યશીલ મહાનુભાવોએ મળી આવેલા પથ્થરો ઉપરના શકય લેખો ઉતારી લીધા. આ બધા લેખો બહુ મહત્ત્વના છે તેમાંના થોડા લેખો અને તે પણ બહુધા અપૂર્ણપણે પ્રાચીન જૈન લેખ સંગ્રહ બીજા ભાગમાં છપાયેલા છે આ વખતે ઉતારી લીધેલા લેખોની સખ્યા જેમ મોટી છે તેમ તેની પૂર્ણ નકલ એ પણ ખાસ મહત્ત્વની બાબત છે. એ બધા શીલાલેખો યોગ્ય રીતે ત્રૈમાસિકમાં અગર સ્વતંત્ર પુસ્તક રૂપે તેના મર્મજ્ઞ શ્રી જીનવિજયજી તરફથી પ્રસિદ્ધ થવાના હોવાથી તે સંબધમાં અહીં સ્થાન રોકવુ વૃથા છે. છતાં એટલું તો સૂચવી દઉ કે એ લેખોમાં ઘણી નવી અને મહત્ત્વની બીના જાણવાની મળશે અને ઐતિહાસિકો માટે એક રસ–પ્રદ પ્રકરણ ઉપસ્થિત થશે.

મારે સાચી જ રીતે કબૂલ કરવું જોઈએ કે લેખોની નકલો લેવા આદિ જે કુશળ કર્મનુ ઉપર ટૂક વર્ણન કર્યું છે, તેમાં મારો નામનો પણ હિસ્સો નથી હુ માત્ર તટસ્થ પ્રેક્ષક અને એ કુશળકર્મથી આનંદિત થનારો અને જિજ્ઞાસા શમાવનારો અને બહુ તો આ વર્ણન લખી સતોષ પકડનારો છું જ્યારે આ શ્રી જીવનવિજયજી અને રા. મોહનલાલ સમાહિત મને લેખોની નકલ કરવાનુ કામ કરી રહ્યા હતા ત્યારના દૃશ્યની છાપ મારા મન ઉપરથી ભૂંસાય તેવી નથી પણ એ વાત જવા દઈ તે વખતે આવેલા વિચારોમાંથી કેટલાક લખી દઉ.

**શ્રી આણંદજી કલ્યાણજીની પેઢીની કર્તવ્ય દશા**—જે તીર્થ-સ્થાનો અને મંદિરો જૂનાં તેમ જ બાંધકામ, કારીગરી અને ઇતિહાસની દૃષ્ટિએ અતિ મહત્ત્વનાં છે. (૧) તેનુ સંપૂર્ણ સર્વસ્વ કાયમ રાખવા અને તેને યોગ્ય રૂપમાં પ્રસિદ્ધિમાં આણવા માટે જરૂરનું છે કે આખા દેશમાં મહત્ત્વનું સ્થાન ભોગવતી આણદજી કલ્યાણજીની સસ્થા તે માટે ખાસ પ્રબધ કરે (૨) જો તે પોતાને ખાસ ઉપયોગી થાય તેવા પ્રાચીન તેમ જ અર્વાચીન સ્થાપત્ય અને શીલ્પ–કળા અભ્યાસીઓનો એક વર્ગ તૈયાર ન કરી શકે તો ખાસ ખાસ તીર્થસ્થાનોમાં એક એક એવા માણસની નિમણૂક કરે તે જે પ્રાચીન ભારતીય સ્થાપત્ય અને શીલ્પકળામાં નિષ્ણાત હોય અને ઇતિહાસરસિક તેમ જ કલાજ્ઞ હોય (૩) જ્યાં એવા ખાસ માણસની નિમણૂક શકય ન હોય ત્યાં વહીવટી માણસ જ એવો રોકવો જોઈએ કે જેમા ઓછામાં ઓછી જૈન ઇતિહાસ જાણવા અને સાચવવા

પૂરતી લાયકાત હોય. જે પ્રાચીન કારીગરીવાળા એકાદ પથ્થરના ટુકડાનું અગર ઘસાયેલ–ભૂસાયેલ એક બે અક્ષરવાળા લેખનુ પણ મહત્ત્વ સમજતો હોય, લેખોની નકલો કરતાં જાણતો હોય, ફોટો લેતાં શીખ્યો હોય અને તીર્થોના ઇતિહાસનો સાચો અભ્યાસી હોય આજે સરકારી સંસ્થાઓમાંથી આવું શિક્ષણ પામેલ માણસો મેળવવા એ મુશ્કેલ નથી, માત્ર કાર્યકર્તાની દૃષ્ટિ ખૂલવી જોઈએ એથી મંદિરોની પ્રાચીનતા અને તેનો ઇતિહાસ સચવાવા ઉપરાંત કેળવાયેલ દેશી–વિદેશી વિદ્વાનોનું આકર્ષણ વધવાથી તીર્થ ઉપર આવતા પ્રત્યવાયોને દૂર કરવાનુ કામ બહુ સરળ થશે.

**સાધુગણને વિનંતી.**—કાર્યની દિશા અનિશ્ચિત અને જીવનનું વ્યાવહારિક ધ્યેય અસ્પષ્ટ હોવાથી આટલો મોટો સાધુસમુદાય છતા સામાજિક હિતના કામ માટે સેવકોની માગણી હમેશાં ચાલુ જ રહે છે અને સેવકોના અભાવની ફરિયાદ મટતી જ નથી ઉપરાંત વિક્ષેપકારી સાધુઓને લીધે આખી સાધુસંસ્થાને અનાવશ્યકતાની ચર્ચા વધતી જાય છે. એક બાજુ પરોપકારી ગણાતો મોટો વર્ગ હોય અને બીજી બાજુ કાર્યકર્તાને અભાવે અનેક ઉપયોગી કાર્યો ન થતાં હોય કે નાશ પામતાં હોય તેવે વખતે દૂરદર્શી સાધુપુરુષોનુ કર્તવ્ય છે કે સંગઠન કરી તૈયાર થઈ અને કામની યોગ્ય વહેંચણી કરી લે સાધુ સમક્ષ નીચેનાં કામો ઓછામાં ઓછા છે જ.

(क) પુસ્તકભંડારોની યોગ્ય વ્યવસ્થા અને વ્યવસ્થિત સૂચિઓ, તેમ જ તેનો ઇતિહાસ તૈયાર કરવાનુ કામ

(ख) તદ્દન છેલ્લી અને નવી ઉપયોગી પદ્ધતિએ મૂળ પુસ્તકો છપાવવાનું કામ.

(ग) પસંદ કરેલ ખાસ પુસ્તકોમાં લોકભાષામાં પ્રમાણિક અનુવાદ કરવાનું કામ.

(घ) પ્રાચીન અને અર્વાચીન સાહિત્યના ઊંડા અભ્યાસથી મહત્ત્વપૂર્ણ નવ સાહિત્ય રચવાનું કામ.

(ङ) દરેક તીર્થ અને મંદિરને લગતો સર્વાંગિણી ઇતિહાસ લખવાનુ કામ.

(च) સર્વસાધારણમાં સામાન્ય શિક્ષણ પ્રચારવાનું અને ઘટે ત્યાં ઉચ્ચ શિક્ષણને વિસ્તારવાનું અને તે માટે જાતે તૈયાર થવાનું કામ.

આ અને આના જેવા કેટલાંયે દેશકાલે માગી લીધેલાં નિર્દોષ કામો પડયા છે એમાંથી એક એકની રુચિ પ્રમાણે પસંદગી કરી તેને જીવન-ધ્યેય બનાવી સમગ્ર શક્તિ તેમાં રોકવામાં આવે તો નવરા પડેલ મનને ક્લેશ અને વિખવાદનો પ્રસંગ નહિ આવે અને જેમ જુદા જુદા નયોના સમન્વયથી આખો સ્યાદ્વાદ ઘડાય છે તેમ જુદી જુદી શક્તિ ધરાવનાર સાધુગણના સૌહાર્દપૂર્ણ સમન્વયથી જૈનસંઘ બળવાન બનશે.

**સાચી પ્રભાવના**—પધરામણી, ઉપધાન, ઉજમણા આદિ અનેક ઉત્સવ પ્રસંગે જે ધૂમધામ અને લખલૂટ ખર્ચ થાય છે તેના તેજમાં અંજાઈ ગૃહસ્થ અને સાધુઓનો મોટો વર્ગ શાસનની પ્રભાવના માની લે છે, પણ જો એ પ્રભાવના સાચી જ હોય તો જૈન સમાજમાં બળ આવવું જ જોઈએ. દર વર્ષે અને પ્રાય: દરેક પ્રસિદ્ધ સ્થળે આવી અનેક પ્રભાવનાઓ થયાના સમાચાર જૈન પત્ર વાચનારથી અજ્ઞાત નથી અને જ્યાંય જોઈએ છીએ કે સંઘમા બળની દિવસે દિવસે ઊણપ જ વધતી જાય છે. નથી જ્ઞાનનું બળ વધતું દેખાતું કે નથી ચારિત્ર્યનું બળ વધતું દેખાતું. જે જે બળો પૂર્વે હતા તે કરતા પણ આજે ઓછા છે એ વાત સાચી હોય તો તે આપણે શું કબૂલ કરતા શરમાવું જોઈએ? આપણી ધર્મ પ્રભાવનાઓની ચાલુ પદ્ધતિ ખામીવાળી છે અને દેશકાળને અનુરૂપ નથી

શું ઉપર સૂચવેલ કામોમાં સાધુઓ ગીરફતાર થઈ જાય તો જ્ઞાનની આરાધના અને ચારિત્ર્યની આરાધના નહિ થવાની કે સંઘબળ વધી શાસન-પ્રભાવના નહિ થવાની? આ તો કુંભારિયાનાં એ મંદિરોમા આવેલ વિચારોની વાનગી થઈ. અસ્થાન ચર્ચાનો દોષ લાગતો હોય તો તે બદલ વાચકો ક્ષમા આપશે.

**કોટેશ્વરનું રમણીય સ્થાન**—કુંભારિયાજીથી ત્રણ માઈલ દૂર કોટેશ્વર મહાદેવનું સ્થાન છે. તે ઊંચાણમા છે અને સરસ્વતિ નદીનું મૂળ હોઈ તેમ જ જળપ્રવાહોને બ્રાહ્મણબુદ્ધિએ વધારે પવિત્રતાનું રૂપ આપેલું હોઈ ત્યાં પુષ્કળ યાત્રીઓ જાય છે. અમે પણ ગયા હતા રસ્તામાં એક સુંદર દૃશ્યનો ફોટો શ્રી જીનવિજયજીએ લીધો. તે વખતે તેમના સૌંદર્ય અને કલાલોલુપ દૃષ્ટિ વિષે આવેલા વિચારો કાંઈ જુદા જ હતા. પણ તેનું આ સ્થાન નથી.

**અન્ય ઉપયોગી બે વાત**—ગબ્બર, જરીવાવ, આરસપહાણની જૂની ખાણ વગેરે જોવાનો અને ફરવાનાં સ્થળોને સમયને અભાવે પડતાં મૂકી પાછા ફર્યા. પાછા ફરવાનો અને આ વર્ણનનો ઉપસંહાર ન લંબાવતા ફક્ત અગત્યની લાગતી બે વાતો અહીં વાચકો સમક્ષ મૂકી દઉં. એક તો એ કે ખરેડીમાં શ્રીમાન્ શાન્તિવિજયજીનો સમાગમ, અને બીજી પાલનપુરમાંના એક ભંડારની કેટલીક તાડપત્રની પ્રતિઓનુ અવલોકન (૧) શ્રી શાન્તિ-વિજયજી વિશે ગયે વર્ષે કંઈક સાંભળેલું તેઓ આબુના ઊંચા અને વિવિધ શિખરો ઉપર કે ગુફાઓમાં બહુધા એકાંત જીવન ગાળે છે જાતે રબારી છે તેઓના જ શબ્દોમા કહુ તો 'રબારી હતો ત્યારે એ જંગલમાં રહેતો અને અત્યારે પણ જગલી જ છુ' તેઓ એકાંતવાસી યોગી તરીકે ભક્તોમાં જાણીતા છે અને આબુની આસપાસના પ્રદેશમાં જ જીવન તથા સયમયાત્રા નિર્વહે છે. તેઓની પ્રતિષ્ઠા વિદ્યાને અગે નથી, પણ સરળ જીવનને અગે છે. તેઓ ભોળા છે અને તદ્દન સાદા છે નિસ્પૃહતા વિશેષ હોય એવી છાપ પડે છે. અનેક લોકો તેઓના દર્શન માટે આવે છે પણ હું સમજી શક્યો ત્યાં સુધી દર્શનાર્થીઓમાં કલ્યાણાર્થી ભાગ્યે જ હોય છે સપત્તિ, સંતતિ અને અન્ય અભિલાષાઓ લોકસમૂહને ધર્મછાયામાં ધકેલે છે એક જણ તપ કરે, યોગ સાધે, શ્રમ કરે અને તેનુ ફળ મેળવવા હજારો અપુરુષાર્થી જણ દોડે એવી પરિસ્થિતિનુ ભાન મને થયુ. એ મહારાજશ્રી પાસે રાજાઓ, રાજકુમારો અને યુરોપિયન સુદ્ધા આવે છે. એ ગુણા-કર્ષણ જોઈ-સાંભળી જાતિ કરતાં ગુણનુ ચડિયાતાપણુ કેટલું અને કેવુ છે તેની પ્રતીતિ થઈ અને વિદ્યા કરતાં સંયમનું, ખાસ કરી સરળતા અને નિસ્પૃહતાનુ તેજ કેટલુ વધારે છે એની પણ ખાતરી થઈ

**(૨) પાલનપુર**—કમાલપરામાં લહુપોપાળ ગચ્છના યતિનો ઉપાશ્રય અને નાનકડો ભંડાર છે. એમાં તાડપત્રનાં છએક પુસ્તકો છે એ પુસ્તકો જોયાં એની આવશ્યક પ્રશસ્તિઓ લખી લીધી. એમાંનું એક પુસ્તક ૧૩મા સૈકાના આરંભમાં લખાયેલું છે કે જે ઉપદેશમાલા ઉપરનું સિદ્ધર્ષિની વૃત્તિ છે. બાકીનાં બધા પુસ્તકો સોમસુંદર સુરીના ઉપદેશથી ડુંગરપુરમાં એકજ બાઈની મદદથી વિ. ૧૪૮૭ થી ૧૪૯૨ સુધીમાં લેખાયેલાં છે. એ પુસ્તકોમા તત્ત્વાર્થ ભાષ્ય ઉપરની સિદ્ધસેન ગણીની વૃત્તિનો પાચમા અધ્યાયથી અંત સુધીનો ભાગ છે. મૂળ તત્ત્વાર્થસૂત્રનુ એક પુસ્તક છે એક તાડપત્ર ઉપર દિગબરીય ન્યાયગ્રંથ (પ્રમેય કમલમાર્તંડ) આખો છે. ત્રણ પુસ્તકો

બ્રાહ્મણ ન્યાયનાં છે, જેમાં એક ઉદ્યોતકરનું ન્યાયવાર્તિક, બીજું તેના ઉપરથી વાચસ્પતિ મિશ્રની તાત્પર્યટીકા અને ત્રીજું તાત્પર્યટીકા ઉપરની ઉદયન્ત કૃત તાત્પર્ય પરિશુદ્ધિ છે. આ પુસ્તકોની વિશેષ માહિતી અન્ય પ્રસંગે આપવી યોગ્ય થશે. આ સ્થળે એટલું જ કહી દઉં કે આ વખતની ટૂંકી મુદ્દતની પણ અમારી યાત્રા અનેક રીતે વ્યક્તિગત અને સમષ્ટિગત દૃષ્ટિબિન્દુથી સફળ નીવડી છે. તેનું મૂર્ત પરિણામ શ્રીમાન્ જિનવિજયજી અને રા. રા. મોહનલાલ દેસાઈ તરફથી પ્રગટ થનાર કૃતિઓમાં વાચકોની નજરે પડશે.

આ પ્રવાસનું વર્ણન કદાચ કેટલાકને કંટાળો આપશે છતાં તેમાં કેટલાક વિચારો જાણી જોઈને જ લખ્યા છે કે જે બીજા કેટલાકને કર્તવ્યના ભાનમાં સાધક થશે એવી આશાથી.

આણંદજી કલ્યાણજી તરફથી ચાલતી કુંભારિયા તીર્થની વ્યવસ્થા અને તેમના તરફથી ત્યાંના કીમતી મંદિરોની સાચવણી માટે નિયુક્ત સોમપુરિયા પ્રભાશંકર સ્થપતિની વિદ્યાપ્રિયતા વિશે તંત્રીશ્રી પોતે જ લખશે એમ ધારી તે બાબત ઇરાદાપૂર્વક છોડી દઉં છું.

—જૈનયુગ, પુ૦ ૩, અં૦ ૫

# અભ્યાસદશાનાં કેટલાંક સ્મરણો

## [ ૧ ]

ઉંમર ૧૬ વર્ષની હતી ત્યારે ચોમેર જ નહિ પણ દશે દિશામાં અંધારું ફેલાયું. શારીરિક બધી સ્વતંત્રતાઓ લગભગ બંધ પડી. ઉંમરયોગ્ય અને સહજ ચપળતાઓ માર્ગ વિના રૂંધાવા લાગી જેમ બધાને હોય છે તેમ મને પણ મોટી ખામી એ જ હતી કે કોઈ યોગ્ય માર્ગદર્શક ન મળ્યો. આજે મિત્રનો જે અર્થ સમજું છું ને જોતાં તો એમ લાગે છે કે જીવનમાં બીજું કશું જ ન હોય અને એક તેવો મિત્ર હોય તો બસ છે. મૃત્યુલોકનું સ્વર્ગ મિત્રમાં છે એવી પ્રતીતિ એ આંખો ગયા પછીના જીવનમા આવી પડેલી મુશ્કેલી અને સલાહકારકના અભાવના સ્મરણથી બરાબર થાય છે. એક બાજુ જ્ઞાનનું મુખ્ય દ્વાર બંધ પડ્યું. જે દ્વારો ઉઘાડાં હતાં અથવા ઉઘડી શકે તેવા હતાં તેની કૂંચી પાસે છતાં બનાવનાર કોઈ ન હતું. અને બીજી બાજુ જીવન કોઈક નવો માર્ગ શોધી રહ્યું હતું. નવા માર્ગની—ખાસ કરી જ્ઞાન મેળવવાના માર્ગની—ઊંડી તાલાવેલી દર ક્ષણે અકળાવી મૂકતી.

સંવત ૧૯૫૪ના ચોમાસામાં એ અમૂંઝણના દિવસો જતા. સદ્ભાગ્યે એ નાનડા ગામડામાં પણ જૈન ધર્મસ્થાન તે જ વખતે નવું થયુ હતું. ત્યાં જવું અને સાંપ્રદાયિક ક્રિયાકાંડમા પડવું એ પ્રાથમિક પ્રવૃત્તિ શરૂ થઈ. દેખતો હતો ત્યારે પણ જૈન સાધુઓ તરફ ભક્તિભાવ, તેઓની પાસે જવું, કાંઈક સાંભળવું અને તેઓ કહે તેમ જ આપે તેવા નિયમો લેવા. ખાસ કરી રાતે ખાવુંપીવું નહિ. જૈન સાધુદશામાં હોય છે તેવા નિયમોમાં સ્નાનનો ત્યાગ વગેરે નિયમો લેવા એ ટેવ જ હતી. આ ટેવ આંખ ગયા પછી ઉપાશ્રયમાં હમેશાં રહેવા અને સતત ક્રિયાકાંડમાં પડવાથી વધારે પોષાઈ. પણ આ વ્રતનિયમો કરતાં અસંતોષ તો રહેતો જ. મન કાંઈ બીજું જ માગી રહ્યું હતું. હું પોતે પણ સ્પષ્ટ નહોતો સમજતો અને બીજાઓ સમજે તેવા ભેટ્યા જ ન હતા. છતાં એ ઉપાશ્રયમાં જે કેટલાક ક્રિયાકાંડ કરવા ઘરડા-બુઢ્ઢા, જુવાનો અને છોકરાઓ આવતા તેમાંના ઘણાક ભજનો—જેને જૈન ભાષામાં 'સઝ્ઝાય સ્તવન' કહે છે—ગાતા અને રાસો વાંચતા. એ તરફ

મારું મન ઢળ્યું. એક તરફ એવાં ભજનોની શાબ્દિક યાદી અને બીજી તરફ તેના અર્થનુ ચિંતન એ બંનેમાં મન ગરક થયું, અને તેથી પ્રાથમિક ભૂખ કાંઈક ભાંગવા લાગી. રસ્તાનું ગામ એટલે જૈન સાધુ તેમ જ સાધ્વીઓ અવારનવાર આવ્યા જ કરે. ઠાકરદ્વાર ઘર પાસે એટલે કોઈ કોઈ વાર ચારણો, ભાટો અને બાવાઓ પણ મળે જ. ગામ બહારની ધર્મશાળામાં સદાવ્રતને લોભે હમેશાં જુદા જુદા પંથના બાવાઓ આવે જ. ગામની ભાગોળે સ્વામીનારાયણના મંદિરમાં, પાળાઓ અને બ્રહ્મચારીઓ પણ આવે જ. થોડાક શેષ રહેલ બ્રાહ્મણગૃહોમાં જે બેત્રણ ઘરડા અને જુવાન સનાતની બ્રાહ્મણો રહ્યા હતા તે પણ મળે જ. મનને જાણવાની ભૂખ હતી એટલે એ બધી સામગ્રી તેને કામ આવી. બધાં પાસે જવું, કાંઈક પૂછવુ, ક્યારેક અભિમાનથી તો ક્યારેક તદ્દન નમ્ર જિજ્ઞાસાથી વાદવિવાદ કરવા, અને નવું દેખાય તો ગમે તે રીતે શીખી લેવું, એ તે વખતનો મારો ધંધો જ થઈ પડ્યો હતો. પુસ્તકાલયમાં જે ગણ્યાગાંઠ્યાં પાંચદશ જૈન જૂનાં પુસ્તકો તે જ. તેમ છતાં એ ગામડાના ચોમેર પથરાયેલા ઉકરડાઓમાથી જિજ્ઞાસુ મને અને થોડાઘણા પુરુષાર્થે કાંઈક મેળવી જ લીધુ. તે વખતની મારી અભ્યાસસામગ્રીમાં મુખ્યપણે ત્રણ વસ્તુઓ આવે છેઃ પહેલી, ભાષામા જૈન ભજનોનો અપાર સંગ્રહ. બીજી, ભાષામાં રચાયેલાં જૈન તત્ત્વજ્ઞાનના પ્રાચીન ઢબનાં પુસ્તકોનો મોટો જથ્થો. અને ત્રીજી વસ્તુ, પ્રાકૃત ભાષામા રચાયેલા જૂનાં કેટલાંક જૈન આગમો તથા છૂટાંછવાયાં સંસ્કૃત પદ્યો.

આ ત્રણ પ્રકારની જ્ઞાનસામગ્રી અસ્તવ્યસ્તપણે મેળવી. પણ તેમાંથી એ સૂઝ્યું કે પ્રાકૃત અને સસ્કૃત ભાષાનો અભ્યાસ કરવો જ જોઈએ. સંસ્કૃત વિના પ્રાકૃત ભાષા પૂર્ણ ન આવડે એ માહિતી પણ મળી. અને સંસ્કૃત ભાષાની રમણીયતાએ દિલ જીતી લીધું. એટલે કોઈ પણ રીતે સંસ્કૃત શીખવુ એ એક જ નાદ લાગ્યો. પણ એની સગવડ ક્યાં ? મારા ગામમાં મોટે ભાગે સ્થાનકવાસી જૈન સાધુઓ આવે તેઓમાંના સંસ્કૃત કોઈ ભાગ્યે જ જાણે. કોઈ તેનો જાણકાર આવે તો ટકનાર ન હોય. એટલે વધેલી અને વધતી જતી જિજ્ઞાસા પૂર્ણ થવામાં જેટજેટલો વિલંબ થતો તેટતેટલી વ્યાકુળતા વધે જ જતી. આને લીધે ક્યાંકથી છૂટુંછવાયુ સંસ્કૃતનુ એકાદ વાક્ય કાને પડ્યું કે એકાદ પદ્ય સાંભળવામાં આવ્યું તો તે જીવ સાટે જ થઈ જતું ગામમાં બ્રાહ્મણો ચોરાશીમાં જમે અને લાડુ પેટમાં નાખવા સાથે સામસામાં પદ્યો પેટમાથી કાઢી લાડુ માટે જગા ખાલી કરતા જાય, ત્યારે એ ફેંકેલાં પદ્યો દૂર બેસી અતિ ઉત્સાહથી હું જ જમી જતો. સંસ્કૃતનું એ

ભોજન મને ઉચ્છિષ્ટ નહોતું લાગ્યું, અને હજીયે નથી લાગતું. કારણ, ભૂખ્યાને એઠું શું? પણ વ્યવસ્થિત અભ્યાસ માટે માર્ગ ન હતો. કેટલાક સંસ્કારી સાધુઓ આવે અને સંસ્કૃત શીખવાનું કહે. કોઈ સ્નેહી બ્રાહ્મણ સંસ્કૃતની અતિ ઉત્સાહથી પ્રશંસા કરે અને શીખવાનુ કહે. કોઈ કાશીના પંડિતોની મહત્તા વર્ણવે, અને કોઈ કોઈ વાર એકાદ સુકંઠ સાધુ સંસ્કૃત પદ્યો ગાય. આ બધુ ઉત્તરોત્તર મારા મનને ઘર છોડાવવાની અને બહાર ધકેલવાની તૈયારી જ કરાવતું. એ જિજ્ઞાસાના ઉત્કટ ઉન્માદમાં ઘણી વાર આકાશે ઊડ્યાનાં સ્વપ્નો આવેલાં આજે પણ સ્પષ્ટ યાદ આવે છે. સાધન ન હતું, પણ જે મળ્યું તેને જિજ્ઞાસાએ સાધન બનાવ્યુ.

એક વાર એક સાધુ રઘુવંશ લાવેલા તેમણે જતી વખતે મને સાત દિવસ તે રાખવા કહ્યું. હુ સંસ્કૃતમાં પુસ્તકો ક્યાં છે અને કેમ ભણવુ જોઈએ એ જાણતો જ ન હતો. જાણતો હતો એટલુ કે જે સામે આવે તે ખાઈ જવુ એટલે એ મળેલા સાત દિવસોમાં રઘુવંશના દશ સર્ગો યાદ કરી દીધા. વાંચનાર જે હતા તે અક્ષરે સંસ્કૃત ન જાણતા. હુ પણ નહોતો જ જાણતો. પરંતુ એ વખતની સ્મૃતિ અને ઉત્સાહે એટલી તૈયારી કરાવી. આ બધી ગડમથલમાં એક વૃદ્ધ સાધુ મળ્યા. તેમને મેં પ્રથમ જ સંસ્કૃતના વિદ્યાગુરુ બનાવ્યા. તેઓ સ્થાનકવાસી હતા. આંખે ન દેખતા, સંસ્કૃતના તો બહુ જ સાધારણ અભ્યાસી હતા, પણ જૈન આગમો જૂની ઢબે બહુ જ સારી રીતે જાણતા. મારે મન તેઓ તે વખતે વિશિષ્ટ વિદ્વાન હતા. તેમની પાસેથી સારસ્વત વ્યાકરણની પંચસંધિ અને ષટ્‌લિગ હુ શીખ્યો, ત્યારે એ ગામડામા મારા બધા ઓળખીતાઓ મને મુનિ અને મનીષિ કહેવા લાગ્યા. ગામના બ્રાહ્મણો પણ મને એક વિદ્વાન સમજતા. જતા–આવતા નવાસવા સાધુસંત કે વિદ્વાન કોઈ ગામમાં આવે ત્યારે મારા સ્નેહીઓ તેમની પાસે મને એક સારા વિદ્વાનરૂપે ઓળખાવતા. એનુ તો સ્મરણ જ આજે મને આપણી અજ્ઞાનતા ઉપર આંસુ વરસાવવા પ્રેરે છે.

એ વૃદ્ધ સાધુ લાંબો વખત ગામમાં ન રહ્યા, અને વળી મારી ભૂખ વધી બીજાં ગામોમાં ક્યાં ક્યાં સંસ્કૃત પાઠશાળા છે? ત્યાં મારે શી રીતે જવું? જાઉ તો સાથી કોણ? વાંચવાનુ કામ કરે કોણ? બીજી બધી શારીરિક સંભાળ કોણ રાખે? અને મમતાથી મને પરાધીન સ્થિતિમાં ટેકો કોણ આપે? અથવા ટૂંકમાં, મારી બધી મૂંઝવણનો નિકાલ લાવવા સહાનુભૂતિ કોણ દર્શાવે? એ બધા પ્રશ્નો થતા જ હતા. માર્ગ જાતે જ કાઢવાનો.

દાખલાઓ આજે યાદ આવે છે. રેલમાં તે વખતે હાજત દૂર કરવાની સગવડ બહુ ઓછી હતી. મહેસાણાથી પેશાબની હાજત થઈ રેલ ઊભી રહે, પણ મનમાં થયા કરે કે ઊતરશું અને ચાલશે તો? આ શંકાએ જ્યાં જ્યાં વીસ અને ત્રીસ મિનિટ રેલવે ઊભી રહેતી ત્યાં પણ નીચે ઊતરવા ન દીધા. અને અંદર બીજા ડબામાં સગવડ શોધવા પણ જવા ન દીધા. મારા સાથી મારે જ ભાગ્યે કાશી માટે નીકળેલા. તેઓ હતા તો ટ્રેઈન્ડ, પણ કશું જ ન જાણે. છેવટે મારવાડના નાના સ્ટેશને મેં કહ્યું કે હવે તો છેવટે ઊતરી જ જવું, પણ આમ મરી નહિ જવાય. ત્યા ઊતર્યા, પણ દબાણને લીધે પેશાબની હાજત જ રોકાઈ ગઈ, અને વધારામા દરદ ઊઠ્યું. ગાડી ચાલી ગઈ. ગુજરાતના એક વૈષ્ણવ વૃદ્ધ સ્ટેશન માસ્તરે જાણ્યું કે અમે કાશી જઈએ છીએ અને તે પણ સંસ્કૃત ભણવા, ત્યારે તો તેઓએ પ્રેમ વર્ષાવ્યો અને બીજી ગાડી સગવડવાળી શોધી આપી. અમે રેલવેમા તે વખતે મુખ્ય ત્રણ કામ કરતા. ખૂબ ખાતા, સ્ટેશનો ગણતા અને બાકી વખત બચે ત્યારે ઊંઘતા.

પહેલાં સાંભળેલું કે આગ્રા, કાશી, એ ધૂર્તનાં સ્થાનો છે એટલે આગ્રા સ્ટેશન આવ્યું ત્યારે સાવધ થઈ ગયા અનુભવ પણ ધૂર્તતાનો જ થયો. જેમ તેમ કાશી પહોંચ્યા ત્યાંની સાંકડી ગલીઓમાં પગ મૂકતાં જ વિવિધ અનુભવો થવા લાગ્યા. એક બાજુથી ભયંકર દુર્ગંધ આવે, બીજી બાજુ બચો, હઠો, કહાં જાઇયેગા વગેરે અશ્રુતપૂર્વ ભાષા કાનમા પડવા લાગી. અને ધીરે ધીરે જોયું કે અહીંની તો બધી જ રહેણીકરણી જુદા પ્રકારની છે. મકાન તદ્દન પથ્થરનાં, લાકડું ફક્ત કમાડમાં દેખાય. પાયખાના એવાં સાંકડાં અને ગંદાં કે એમા મનોનિગ્રહનો અભ્યાસ જ કરવો પડે ઉપરાંતમાં પૂરું જે પાઠશાળામાં રહેવાનું હતું ત્યા જૈન સાધુઓનું સામ્રાજ્ય હોવાથી સ્વચ્છતાનો આદર્શ જ લગભગ લોપાઈ ગયો હતો આ બધી કંટાળાવાળી સ્થિતિ હતી. પણ આશા એક જ હતી અને તે બહુ જ મોટી હતી કે કાશીમા મરીને પણ સંસ્કૃત શીખવું જોઈએ.

કાશી એટલે માત્ર વિશ્વનાથ અને ગંગાને લીધે જ તીર્થ નથી પણ એ અનેક જૂની વિદ્યાઓનું રક્ષણધામ હોઈ તીર્થ છે. કાશીમા જેમ [illegible] ને ગુંડાશાહીનું રાજ્ય છે, તેમ વિવિધ ભારતીય વિદ્યાઓનું પણ રાજ્ય છે. ત્યાં સગીત, નૃત્ય, કુસ્તી, કારીગરી આદિની સાથે જ [illegible] હજી જીવે છે. પ્રત્યેક વિદ્યામાં [illegible] છે. [illegible]

હમણાં હમણાં પરીક્ષાઓનું વર્ચસ વધવાને લીધે વિશાળતા વધવા લાગી છે, પણ તેટલા જ પ્રમાણમાં ઊંડાણ ઘટતું જાય છે. ત્યાં જે વિષયનો જે પંડિત હોય તે તે વિષયનો ખાં હોય. વૈયાકરણી ઘણી વાર કાવ્ય અને સાધારણ દર્શનની વાતો ન જાણે કેટલાક પ્રામાણિક વિદ્વાનો તો તેવો ડોળ પણ ન કરે; છતાં પોતાના વિષયને તે પૂરા વફાદાર હોય. પંડિતો આ વીસમી સદીમાં પણ એટલે સુધી શાસ્ત્રને વળગી રહેનારા હોય છે કે તેમની આજુ-બાજુ શું થઈ રહ્યું છે તેની તેમને ભાગ્યે જ ખબર હોય છે. વિશિષ્ટ પંડિતો વિદ્યાના એટલા બધા ઉપાસક હોય છે કે તેમને પૈસાનો લોભ કાશી બહાર લઈ જઈ શકતો નથી. થોડું કે ઘણું જે મળે તે ઉપર ચલાવી લે છે. પણ ભણવા અને ભણાવવાની સગવડ હોવાથી તેમાં તેઓ મસ્ત રહે છે.

મારા વખતમાં પંદરથી ત્રીસ રૂપિયા સુધી માસિક પગારમાં સારામાં સારા દરેક વિષયના પંડિતો મળી જતા. આ ધોરણ જોકે ક્વિન્સ કૉલેજ અને હમણા હમણાં હિંદુ યુનિવર્સિટીને લીધે બદલાયું છે; છતાં હજી પ્રમાણમા કાશીમાં પંડિત માટે વધારે પગાર ખરચવો નથી પડતો. જેવી રીતે પંડિતો પોતપોતાના વ્યાકરણ, અલંકાર કે દર્શન આદિ વિષયોમાં ડૂબેલા હોય છે તેવી રીતે જો તેઓમાં આધુનિક દૃષ્ટિ અને ખાસ કરી રાષ્ટ્રીય દૃષ્ટિ આવે તો તેઓ વડે ઘણું કામ સધાય. પણ કાશીનો પંડિતવર્ગ એટલે સંકુચિતતમ અને સખત રૂઢિચુસ્ત એક વર્ગ. એ વર્ગમાં બળ શાસ્ત્રનું ખરું, પણ દૃષ્ટિસંકોચને લીધે એમના શાસ્ત્રે રાષ્ટ્રનું હિત સાધ્યું નથી, એમ મને અત્યારે સ્પષ્ટ લાગે છે.

હું જે જૈન પાઠશાળામા રહેતો ત્યાં વિશિષ્ટ બે પંડિતો તો હતા જ. જેમની પાસે હું ભણતો તે મહાન વૈયાકરણી હજીયે વિદ્યમાન છે અને ક્વિન્સ કૉલેજમા ભણાવે છે તેમનું પાણ્ડિત્ય તે વખતે મને જેટલું પૂજ્ય લાગતુ તેટલુ આજે નથી લાગતુ. તેનુ કારણ એટલું જ કે તેઓ પોતાના વિષયને પોષે એવી આજુબાજુની સુલભ જ્ઞાનસામગ્રીથી પણ તદ્દન બેપરવા રહે છે. જૂના પંડિતો એટલે સંસ્કૃત સિવાય બીજી બધી ભાષાને અને પોતાના સનાતન સિવાય બીજા બધા સમ્પ્રદાયને અવગણનારા, એટલી જ તેમની વ્યાખ્યા છે પંડિત હોય અને સામયિક પત્રો જુએ એ નવાઈની વાત તે વખતે હતી. મને યાદ છે કે એક વાર ગોખલે કોંગ્રેસના સભાપતિ થઈ કાશીમાં આવ્યા ત્યારે મારા સર્વશ્રેષ્ઠ અધ્યાપકે કહેલુ કે આ ગોખલે કોણ છે? એટલું બધુ એમનામાં શું છે કે લોકો ટોપલે ને ટોપલે ફૂલથી વધાવે

છે? પાણિનીય વ્યાકરણનો અભ્યાસી કાશીનો જૂનો પંડિત કદી બીજાં વ્યાકરણોને ન જ અડે, અને અડે તો ન છૂટકે જ. ન અડવામાં ગૌરવ માને. સનાતન પંડિત જૈન અને બૌદ્ધ શાસ્ત્રો ભણાવે તે આજીવિકાની પરવશતાને લીધે જ. જિજ્ઞાસાદૃષ્ટિ કે ઉદારતાથી તેઓ કદી અડે જ નહિ. ઊલટું, જો કોઈ ભણાવતા હોય તો તેઓને નિંદે અને કહે કે અમુક અમુક પંડિત જૈનો વગેરેને ભણાવે છે. આનું પરિણામ એ આવતું કે તેઓ જ્ઞાનના સંકુચિત ક્ષેત્રમાં જ ફસાઈ રહેતા, અને સનાતની ન હોય એવા અભ્યાસીઓને ભણવાની બહુ જ હાડમારી પડતી જૈનો, આર્યસમાજીઓ અને ઉદાસીનો વગેરેએ ક્વિન્સ કૉલેજમાં પોતાને પંડિતો ભણાવે એ માટે ખૂબ હિલચાલ કરેલી; પણ છેવટે કૉલેજના અધિષ્ઠાતાઓને એ જ ફેંસલો આપવો પડેલો કે પંડિતો ભણાવે તો સરકારને ના નથી જે પંડિતો કૉલેજમાં નિંદાના ભયથી સનાતની સિવાયનાને ભણાવતા ન હતા તે જ પંડિતો ખાનગી રૂપિયા લઈ પાછા ખાનગી શાળાઓમા સનાતની ન હોય તેવાઓને પણ ભણાવતા.

પંડિતોમાં ધર્મ અને લોભ બંનેનાં પ્રબળ તત્ત્વો સાથે જ કામ કરતા. તેથી એક બાજુ સનાતનને જૂને ચીલે ચાલ્યા કરતા; અને બીજી બાજુ પૈસા મળ્યા એટલે ગમે તેવી વાતને શાસ્ત્રીય ઠરાવવા પોતાના હસ્તાક્ષર આપી દેતા. સ્વામીનારાયણો પોતાને વૈદિક સિદ્ધ કરવા કાશીમાં કોથળીઓ ઠાલવે, કાયસ્થો પોતાને ઊંચી વર્ણના સાબિત કરવા કાશીના પંડિતોને નૈવેદ્ય ધરે, જૈન સાધુઓ કાશીમાં આવીને અભ્યાસ કર્યા વિના પણ પદવી મેળવવાનો લોભ રાખે અને આ બધાયે કાશીના પંડિતોના લોભદેવતાને લીધે સફળ પણ થાય. હું જૈન પાઠશાળામા ભણતો એટલે ત્યાં તો પંડિતો રાખેલા એટલે ભણાવે જ. પણ શહેરમા ઉચ્ચતમ પંડિતોને ત્યાં ભણવા જતા તેમનો ધર્મ મને આડે આવતો. જે પંડિતો મને ચાહવાની વાતો કરતા તે જ જ્યારે તેમને ત્યાં ભણવા જવાનુ કહુ ત્યારે વાત ટાળી દેતા. મેં પહેલેથી જનોઈ પહેરી હોત અને બ્રાહ્મણ જ પ્રસિદ્ધ થયો હોત તો આમ તેઓ ન કરત. અલબત્ત, મારે એ કહેવું જોઈએ કે આવી સંકુચિત દૃષ્ટિના કેટલાક અપવાદો પણ હતા. અને હવે તો એ અપવાદો થોડા વધ્યા પણ છે.

કાશીની જૂની પાઠશાળાઓમાં શિક્ષણ-પ્રણાલિ બહુ જ દૂષિત ચાલે છે. તેનો પ્રભાવ અમારી જૈન પાઠશાળામા પણ પૂર્ણ હતો. ગોખવું અને શબ્દશ: રટી જવું એ ભણતરનું પહેલુ અંગ. લખવા અને લોકભાષા કેળ-

ચવા તરફ ધ્યાન અપાય જ નહિ. ભાવિ જીવન અને સામાજિક સ્થિતિનો વિચાર કર્યા સિવાય, ઉપયોગિતાનો ખ્યાલ રાખ્યા સિવાય, વિદ્યાર્થીને કોઈ પણ પુસ્તક પકડાવી દેવામાં આવે. વિદ્યાર્થી પોતે જિજ્ઞાસુ હોય અને શ્રમ કરે તો ઠીક. નહિ તો શું ભણે છે? શી ભૂલો થાય છે? સમય કેમ કાઢે છે? એ જોનાર કોઈ જ નહિ આવી અવ્યવસ્થાને લીધે દેશના આત્મા જેવા તરુણ વિદ્યાર્થીઓની મોટામાં મોટી શક્તિસંપત્તિનો દુર્વ્યય થતો મેં જોયો છે અને તેનો ભોગ થોડેઘણે અંશે હું પણ બન્યો છું. કાશીમાં સંસ્કૃત ભણનાર દસ હજારથી વધારે વિદ્યાર્થીઓ હશે એવી મારી કલ્પના છે. બધાનો નિર્વાહ સુખેથી થાય છે અન્નસત્રો સેંકડોની સંખ્યામાં છે. મોટા મોટા દાતાઓ, પંડિતો અને વિદ્યાર્થીઓને નભાવે છે. પણ આ બધાની પાછળ કોઈ એક તંત્ર ન હોવાથી તેનું પરિણામ ઓછામાં ઓછું આવે છે. સત્રના ઘણાખરા સંચાલકો પોતાની લાગવગના નકામા વિદ્યાર્થીઓને દાખલ કરે અને મળતા દાનનો પોતાના સ્વાર્થમાં ઉપયોગ કરે. આની વિરુદ્ધ કોઈ હિલચાલ ન કરે તેમ જ કોઈ ઊંચું માથું ન કરે કારણ એ કે, એવો વિરોધ કરનાર ડગલે ને પગલે ડરે જ્યારે માલવિયજીએ હિંદુ યુનિવર્સિટી સ્થાપવા માટે પહેલવહેલાં વિચાર પ્રગટ કર્યા અને કાંઈક પ્રયત્ન શરૂ કર્યો ત્યારે કેટલાક વિશિષ્ટ પંડિતો પાસેથી અમે સાભળેલું કે માલવિયજી પૈસા એકઠા કરી ઉડાવી જવાના છે, અથવા પોતાના જ કબજામાં રાખવાના છે. કાશીના અતિસંકુચિત અને ગુંડાશાહી વાતાવરણના ભયની અસર માલવિયજી-ના કોમળ હૃદય ઉપર થોડી ઘણી તો છે જ, એવી મારી કલ્પના છે.

સંવત ૧૯૬૦ થી ૧૯૬૩ સુધીના ત્રણ વર્ષો મેં જે પાઠશાળામાં કાઢ્યાં તે અમારે માટે ખાસું જનાનખાનું હતું ગંગા બહુ જ નજીકમાં હતી; પણ એટલા વખતમાં અમે ત્યાં એક વાર નાહ્યા હતા પાસે જ ફરવાના બાગો છે, અને બીજી જોવા જેવી સંસ્થાઓ છે પણ અમે તેથી લગભગ અસ્પૃશ્ય રહ્યા હતા. કાશીનું પ્રસિદ્ધ કરવત મુકાવવાનું સ્થાન અમારી તદ્દન નજીક હતું, પણ એ મેં ત્યાં સુધી નહિ જોયેલું. બીજી ઐતિહાસિક મહત્ત્વની અને જ્ઞાન મેળવવાની દૃષ્ટિએ મહત્ત્વની ઘણી જ જગ્યાઓ અને સંસ્થાઓ ત્યાં છે, જેને જોવા દૂર દૂરથી માણસો આવે છે; પણ મેં એમાંનું કશું લગભગ જોયું ન હતું. કસરત કરવી શા માટે? એમાં તે વખત શા માટે કાઢવો? શરીર તો ક્ષણિક છે જ, તે માટે બહુ મમત્વ શા માટે? આ ઉપદેશ અમારે કાને પડ્યા કરતો આ બધું સંસ્થાના સંચાલકોની, સંચાલક દૃષ્ટિએ, યોગ્યતા ન હોવાનું ખાસ પરિણામ હતું, એમ મારે સ્પષ્ટ

[illegible]. જે દોષ અમારી સંસ્થામાં હતો તે જ દોષ ઓછેવત્તે અંશે બીજી બધી જૂની સંસ્થાઓમાં હતો જ. થિયોસોફિસ્ટના પ્રયત્નો અને આર્યસમાજીઓના સતત પ્રયોગોથી થોડું રૂઢ વાતાવરણ બદલાતુ જતુ હતું. હું પણ ધીરે ધીરે બંધનોમાંથી છૂટતો જતો હતો. મને એક મિત્ર મળેલા [illegible] અમે બંને આવી નવી દૃષ્ટિ સાથે બંડ કરતા. સંસ્થાના સંચાલક [illegible] રહ્યા અને છેવટે જુદા પડ્યા. ૧૯૬૩ થી માંડી સાત વર્ષો અમારાં [illegible] ગયાં. તે વખતે મેં શું ભણ્યું? કેમ ભણ્યું? શા માટે ભણ્યું? કોની પાસે ભણ્યું? અને ક્યાં રહી ભણ્યું? એ બધું મારા મિત્ર સાથે તે વખતની સંકુચિત દૃષ્ટિ પ્રમાણે પણ સ્વાધીનપણે નક્કી કર્યું અને એ નક્કી કર્યા પ્રમાણે અમે બંનેએ અભ્યાસ શરૂ કર્યો. સંસ્થાથી છૂટા પડ્યા ત્યારે પાસે એક રૂપિયો હતો. તેમાંથી ૭ આના સંસ્થાના સેક્રેટરીને તાર કરવામાં ખર્ચાયા એટલે નવ આના બાકી રહ્યા. પણ મને બરાબર યાદ છે કે એ વૈશાખ વદ ચતુર્દશીની રાતે જ્યાં બુદ્ધ ભગવાને પ્રથમ ઉપદેશ કરેલો છે તે સારનાથની પાસેના જૈન મંદિરમાં અમે ગયા. અમે અકિંચન છીએ એ ભાન જ ન હતુ. સંસ્થાથી છૂટા થવાનો અને કોઈ સ્વતંત્ર વાતાવરણમાં રસપૂર્વક વિચરવાનો આનંદ અમારામાં સમાતો જ ન હતો. એ આનંદમાં અમે અમારી શક્તિનુ ભાન ભૂલી ગયેલા અને એમ વિચારતા હતા કે સમાજના કેટલાક જવાબદારોને પૂછી જોવુ. જો તેઓ મદદ ન આપે તો બલા ટળી. અમેરિકા જઈશુ અને ત્યા ભણીશુ. તે વખતે સત્યદેવના અમેરિકાથી 'સરસ્વતી'માં પત્રો છપાતા. રોકફેલર જેવા ધનાઢ્યોના જીવન 'વેંકટેશ્વર'માં વાંચેલાં, એટલે અમે બંને મિત્રો વિચારતા કે ત્યા જઈશુ અને ગમે તે રીતે મદદ મળશે જ. પણ અમને તો સમાજના કેટલાક વિદ્યાપ્રિય સ્નેહીઓએ મદદ આપી, અને અમારો નવો સ્વતંત્ર યુગ કાશીમા જ શરૂ થયો.

આ યુગમાં બધુ જાતે કરવાનુ હતુ. અનાજ આદિ ખરીદવું, મકાન મેળવવુ, રસોઈનો પ્રબંધ કરવો, પંડિતો શોધવા, તેમની પાસે ભણવુ, અભ્યાસ ઉપરાંત બીજાં પુસ્તકો વાચવાં અને ગમે તેટલી દૂર હોય છતાં ઉચ્ચતમ વક્તાવાળી જાહેર સભામાં પહોંચવુ. આ સ્વતંત્ર યુગમા પણ ખરી રીતે અમારો કોઈ સાચો માર્ગદર્શક ન હતો, છતાં દૃષ્ટિ કાંઈક સારું ભણવાની—ઊંડાણથી ભણવાની અને સત્યશોધની હતી, એટલે એ ભૂલોમાંથી જ થોડામા થોડું પણ કાંઈક મળી આવ્યું. પહેલાં પરીક્ષાની દૃષ્ટિ ન હતી, પણ પછી સ્નેહીઓની પ્રેરણાએ એ તરફ પણ ધકેલ્યા. અનુભવ એવો થયો કે ત્યાં પણ પંડિતોનુ સંકુચિત રાજ્ય છે. જો પ્રિન્સિપાલ અંગ્રેજ ન

હોત તો એક વાર પહેલે નંબર આવેલ તે આવી શકત કે નહિ એનો શક જ હતો. એ વર્ષ બાદ જેમ જેમ પંડિતોની સંકુચિત દૃષ્ટિનો વિશેષ અનુભવ થયો, તેમ તેમ પરીક્ષાનો મોહ ઓછો થતો ગયો. અને છેલ્લા વર્ષમાં પરીક્ષકો પાસેથી પરીક્ષા આપી ઊઠતાં જ પ્રતિજ્ઞા કરી કે હવે પછી અહીં પરીક્ષા નિમિત્તે પગ ન મૂકવો. અને તે જ પ્રતિજ્ઞા છેવટ સુધી ચાલી.

સ્વામી દયાનંદનો કાશીની શિક્ષણપ્રણાલી તરફ સખત કટાક્ષ હતો. તેનાં બીજાં કારણોમાં નીચેનાં ત્રણ કારણો હતાં, એમ મને તે વખતે લાગેલું અને હજી પણ લાગે છે.

૧. પંડિતો અને વિદ્યાર્થીઓની પ્રચલિત લોકભાષા—ખાસ કરીને હિંદી ભાષા શીખવા, બોલવા અને લખવા તરફ બેદરકારી.

૨. રાષ્ટ્ર અને દેશ તરફ તેઓની તદ્દન ઉદાસીનતા, અને ધર્મ-વિષયક અસહિષ્ણુતા.

૩. ઉચ્ચારણવિષયક બેદરકારી અહીં ત્રીજા કારણ વિષે જરા ઇશારો કરવો આવશ્યક છે. કોઈ પંડિતને પૂછો કે વ્યાકરણમાં ઉચ્ચારણના દોષો કેટલા છે? તો તે વગરવિલંબે ગણાવી જાય, પણ જે દોષો તે ગણાવે, તે જેમ મોઢે ગણાવ્યે જાય, તેમ પોતાના ઉચ્ચારણમાં સક્રિય તે બતાવતા પણ જાય દક્ષિણાત્ય અને બીજા કેટલાક ખાસ પંડિતો અને વિદ્યાર્થીઓને બાદ કરીએ તો ઉચ્ચારણ દોષ ત્યા એટલો બધો છે કે તેને લીધે તેમના ઉપર મને તો દયા જ છૂટતી. સંસ્કૃતના ધુરંધર વિદ્યાર્થીઓ જ નહિ પણ પંડિતો સુદ્ધાં જો હિંદી વાચે તો તેમનું હિંદી વાચન સાંભળનાર જો ગીતા કે ધમ્મ-પદમાંથી પૂર્ણ ગાંભીર્ય શીખી ન આવ્યો હોય તો ગમે તેટલો પ્રતિબંધ છતાં હસી જ પડે બીજા બધા કરતાં ઉચ્ચારણદોષ મને વધારે ખટકવાનું કારણ કદાચ મારી સાંભળીને શીખવાની પરિસ્થિતિ હશે. પણ એ દોષ વિષે હું જરા યે અત્યુક્તિ નથી કરતો. આજકાલ ઘણાયે અંગ્રેજી ભણેલાને હું ગુજરાતી વાચવા આપુ છુ ત્યારે તેમનુ ગુજરાતી વાચન પણ એ પંડિતોના હિન્દી વાચનની કક્ષામાં જ જાય તેવુ જોઉં છુ. વાંચવાનો અર્થ સામાન્ય રીતે બધા એટલો જ સમજે છે કે લખેલું કે છાપેલું હોય તે આંખે જોઈ ગડગડાવી જવુ. આ ખાતરી ઘણાખરા શિક્ષકોમા પણ છે, તેથી એ દોષનો વારસો વધે જ જાય છે. છાપવાની કળાથી હણાઈ ગયેલું અક્ષરનું સૌષ્ઠવ

ક્ષંતવ્ય ગણાય, પણ હજી ઉચ્ચારણનું સ્થાન કોઈ ફોનોગ્રાફમાંથી ઉદ્ભવતી વિદ્યા ન લે ત્યાં સુધી ઉચ્ચારણનો દોષ કદી જ ક્ષંતવ્ય નહિ ગણાય.

જૈન પાઠશાળાની પડદા જેવી દશા ગઈ ત્યાર બાદ સ્વાશ્રય અને અભ્યાસની વ્યવસ્થા આવ્યાં હતાં. તેને લીધે કાંઈક કાંઈક ગુણદોષ–વિવેચક દૃષ્ટિ પણ જાગી હતી. એટલે કોઈ ગુરુ કે કોઈ પંડિત કહે તેટલામાત્રથી તે સ્વીકારી લેવાનો નહિ. આને પરિણામે ઘણી વાર પંડિતો સાથે અને ખાસ કરી વિદ્યાગુરુઓ સાથે વિરોધ કરવાનો પણ પ્રસંગ આવતો. વિદ્યાર્થીથી કાંઈ પંડિત સામે કે ગુરુ સામે સાચુ પણ તેમનાથી વિરુદ્ધ કહેવાય ? આ તો મોટો ગુનો ગણાય અને એ ગુનાની સજા એટલી જ કે તેઓ ભણાવે નહિ. પણ ઘણી નમ્રતા રાખ્યા છતાં જ્યારે દિવસને જ રાત કહેવડાવવાનો તેઓનો આગ્રહ દેખાતો ત્યારે પછી છેવટે તેઓને છોડવાનો જ માર્ગ બાકી રહેતો. એમ કેટલાયે પંડિતોને છોડ્યા, પણ હજીયે મને લાગે છે કે એમાં મેં મેળવ્યુ જ છે, ગુમાવ્યું નથી. કાશી એટલે સનાતનીઓનું કેન્દ્ર. ત્યાં બીજા ધર્મો અને પંથો પોતપોતાના પ્રચારનો ભગીરથ પ્રયત્ન કરે છે, પણ સનાતન પંથના ખીલા ભારે મજબૂત હોવાથી તેઓ બહુ જ ઓછુ ફાવે છે. આર્યસમાજના ઉત્સવો અવારનવાર ચાલે તેમાં ઘણીવાર શ્રોતાઓ કરતાં વક્તાઓ વધે, સાંભળનારાઓની ગમે તેટલી ધીરજને પણ ખુટાડી દે એવા ૧૪–૧૪ કલાકના લાંબા કાર્યક્રમો હોય, અને ભયંકર ખંડનમંડન ચાલતાં હોય ત્યાં જવુ અને ધીરજ રાખી ખૂબ સાંભળવુ, એ ટેવ પણ કાશીમા કેળવાઈ.

કાશીમાં શાસ્ત્રાર્થની એક વિશેષતા છે અને તે એ કે, દલીલો સાથે ક્યારેક ક્યારેક ઈંટો અને પથ્થરો ચાલે. આવા પ્રસંગો ખાસ કરી આર્ય-સમાજના જાહેર ખંડનવાળા મેળાવડાઓમાં જ આવતા. કાશીના પંડિતોની શાસ્ત્રચર્ચા વળી બીજા જ પ્રકારની હોય છે કોઈ દાની આવે, પંડિતો મળે અને દક્ષિણા વહેંચાયા પહેલાં શાસ્ત્રાર્થ કરે. ઘણી વાર મહાન પંડિતો પણ અંદરોઅંદર અસભ્યતાથી હોંસાતુંસી કરે, અને તદ્દન ખાટાં મન કરી ઘેર જાય. જે પંડિતોને મોટામોટા રાજા, મહારાજા અને દેશનાયકો દ્વારા માન પામતા જોયા છે તે જ પંડિતો અને તેમના શિષ્યો વાદગોષ્ઠીમા ભાગ્યે જ સભ્યતા રાખે. આ વસ્તુથી સિદ્ધસેનનુ પદ્ય યાદ આવે છે કે ‘ એક માંસના ટુકડા માટે લડતા બે કૂતરાઓ કયારેક એકઠા થઈ શકે, પણ બે વાદી ભાઈઓનુ સખ્ય કદી જ સંભવતુ નથી ’ ઘણી વાર એમ થતુ કે જે સાચા

દિલથી ધર્મસ્તંભ ગણાતા કાશીના પંડિતો એકત્ર થાય તો બચી રહેલી વિદ્યાઓનો સત્વર સુંદર ઉદ્ધાર થાય. એક વૃદ્ધ પાદરી ઘણી વાર મળતા. તેઓ બહુ જ સ્પષ્ટ અને શુદ્ધ સંસ્કૃત બોલતા અને સંસ્કૃતમાં જ બીજા ધર્મોનું ખંડન કરતા. એમનું કામ જ્યાં જ્યાં પાઠશાળાઓ હોય, જ્યાં જ્યાં પંડિતો હોય, ત્યાં પહોંચવાનું અને ખૂબ સંભળાવી પાછા કરવાનું હતું. એમનું સંસ્કૃત પહેલવહેલાં સાંભળ્યું ત્યારથી મનમાં નિશ્ચય કરેલો કે વિશિષ્ટ સંસ્કૃત બોલતા શીખી જ લેવું એ નિશ્ચયે કેટલાક દિવસ સંસ્કૃત બોલવાની પ્રતિજ્ઞા લેવડાવેલી. શ્રાવણ માસમાં નાગપંચમી આવે છે, ત્યારે એક નિયત સ્થાને વિદ્યાર્થીઓ અને પંડિતોનું મોટું દળ એકઠું થાય છે; અને સૌ છૂટથી અરસપરસ ચર્ચા અને ખંડનમંડન કરે છે આ બધું સંસ્કૃતમાં જ થાય છે. ક્યારેક એ પ્રથા બહુ જ વ્યવસ્થિત હશે. કાશીનું બીજું નામ શિવપુરી છે તેથી તેમાં શિવનાં મંદિરો જ્યાં ત્યાં ખડકાયા છે. જ્યાં મહાદેવ ત્યાં નંદી અને ભાંગ હોય. કાશીમાં જ્યાં જાઓ ત્યાં મસ્ત સાંઢ હોય અને ઘણી વાર તેમની મસ્તી મુસ્કેલીમા પણ મૂકે ભાંગ એ ત્યાં અહીંની પેઠે ચાનું કામ આપે છે. વિદ્યાર્થી હોય કે પંડિત, બાબુ હોય કે કહાર, ભાંગ પીવામાં કોઈને સંકોચ નહિ. ક્યારેક કોઈ પંડિત એમ પણ કહે કે 'જબ ભાંગ પી કર ગ્રંથ દેખતે હૈં તબ સામને સરસ્વતી આતી હૈ.' કેટલાક પંડિતો શાક્ત પણ જોયેલા, જેઓ ધુરંધર વિદ્વાન છતાં ઉપાસના વખતે મદ્યપાન અવશ્ય કરતા

કાશીમા પંચવર્ણી વસ્તી મુંબઈ જેવી જ છે. બંગાળી પંડિતોને ત્યાં જઈએ ત્યારે હોકો ગુડગુડ ન કરતો હોય તો છેવટે માછલીની ગંધ આવે જ. મૈથિલ પંડિતોને ત્યાં અભક્ષ્યનો સંભવ ખરો જ, પણ હુક્કાની વાત નહિ. દક્ષિણી પંડિતો એ બધાં વ્યસનોથી મુક્ત અને વિશેષમાં એમની ઘર અને કપડાની ચોખ્ખાઈ બીજા બધાને મહાત કરે. યુક્ત પ્રાંતના પંડિતોમાં કોઈ દુર્વ્યસન ખાસ ન હોય; પણ દક્ષિણીઓ જેવી ચોખ્ખાઈ તો નહિ જ. ગુજરાત અને મારવાડના પંડિતો ત્યાં નથી એમ કહીએ તો ચાલે. જે છે તેમણે ખાસ નામ નથી કાઢ્યું. જેમ દેશનાયકોમાં ગુજરાતીનું નામ ન હતું અને આવ્યું ત્યારે સૌથી મોખરે આવ્યું, તેમ કાશીમાં ધ્રુવ સાહેબને લીધે આજે ગુજરાતીઓ મોખરે રહેવાનું અભિમાન લઈ શકે છે. વિદ્યાઓ પણ પ્રાંતવાર વહેંચાયેલા જેવી છે. બંગાળી મોટે ભાગે તાર્કિક હોય, મૈથિલ પણ નૈયાયિક હોય, દાક્ષિણાત્ય વેદાંતી હોય અને બીજાઓ વૈયાકરણી હોય આ સામાન્ય નિયમના અપવાદો છે જ. પંજાબી વિદ્વાનો હમણાં હમણાં

[illegible] જેમાં આગળ આવતા જાય છે. [illegible] પણ છે. મારવાડીઓ અનેક સત્રોને, [illegible] સાંપ્રતના મઠોને પોષે છે; પણ મારવાડી [illegible] કાશીના વિદ્યાભૂખ્યા જૈનો અને બૌદ્ધોને ખેંચ્યા [illegible] આવતા થયા છે. વિદ્યાના રમ્યત્વ [illegible] પણ ઓછું નથી. ખરી રીતે ગંગાતટ, [illegible] જ તેનું વાતાવરણ જામેલું છે. ઘણી વાર હું [illegible] વિદ્યાના [illegible] જેમ ગંગાના સ્રોતમાં પડતો. મને યાદ છે કે [illegible] તણાયેલો કે તત્કાળ મિત્રો ન આવ્યા [illegible] જ પરિણમત. મારું તરવાનું બળ ગંગાના વેગ સામે [illegible] પછી તો [illegible] જ ગયેલો.

મને ભણવા કરતાં ભણાવવાનો શોખ પહેલેથી જ વધારે હતો. જૈન વિદ્યાર્થીઓ તો ભણે જ. કેટલાક બ્રાહ્મણ વિદ્યાર્થીઓ ભણે, પણ જૈન પાસે ભણવામાં કોઈ નિંદે માટે તેઓ બહુ જ સાવધાનીથી છુપાઈને ભણવા આવતા. હું પણ [illegible] કેવળ વિદ્યાવૃદ્ધિ ખાતર ઘણી વાર તેઓને માન સહિત જ નહિ પણ ઊંચે આસને બેસાડી શિખવાડતો. જૈન સાધુઓને ભણાવનાર જો નીચે આસને બેસવું પસંદ કરે તો તેઓને ભાગ્યે જ ખોટું લાગે એ ગુરુપદમાંથી જન્મેલી અભિમાન-વૃત્તિ મેં ત્યાંના બ્રાહ્મણવર્ગમાં અનેક રીતે જોઈ છે. ગાંધીયુગ આવ્યા પછી જોયેલ કાશીના વાતાવરણને પહેલાંના વાતાવરણ સાથે મેં સરખાવ્યું ત્યારે કેટલો યુગપલટો થયો છે તે સ્પષ્ટ જણાયું. હમણાં તો કેટલાયે સનાતની બ્રાહ્મણો અસ્પૃશ્યને અડતાં સંકોચાતા નથી; અને ઇતર ઉચ્ચ ગણાતા વર્ણના લોકો સાથે તો તેમનો ચોકો લગભગ એક જ થઈ ગયો છે. છતા એમ લાગે છે કે હજી કાશી ટાગોરનું અચલાયતન છે.

બદામ એ બુદ્ધિવર્ધક છે માટે ખવાય તેટલી ખાવી, એ અજ્ઞાનને લીધે માંદગીમાં પડવાના દિવસો તો જૈન પાઠશાળા છોડી ત્યારથી ગયા જ હતા. પણ બીજું આરોગ્યવિષયક અજ્ઞાન ઘણું જ બાકી હતુ તે ડગલે અને પગલે નડતું. ઓપરેશન કરાવ્યું હોય છતાં સવાર-સાંજ ત્રણ ત્રણ માઈલ દૂર ચાલીને ભણવા જવું અને વળી વિશેષ બીમારીમાં સપડાવુ એ ક્રમ ચાલુ જ હતો. એને લીધે અને વિશેષ ન્યાયનો અભ્યાસ કરવાની વૃત્તિને લીધે કાશી સ્થળ છોડવાનુ મન થયુ મિથિલા પસંદ કરી ત્યાં સખત ઠંડીમા

પહોંચ્યો. ત્યાંનું ગામડું એટલે થોડાંક ફુસ અને ઘાસનાં ઘરો. ખાવામાં ભાત, અને બિસ્ત્રામાં ડાંગરનું ફૂંવળ. મિથિલાનો મોટો ઉપકાર એ થયો કે હુ ભક્ત-ભાત-ભોજી થઈ ગયો. વ્યાકરણમાં "कुक्कुट सपात्या ग्रामाः" એ ઉદાહરણ આવેલું તેનો અર્થ મિથિલામાં સમજાયો. એક ગામનો કૂકડો બીજા ગામમાં પહોંચે એથી વધારે ભાગ્યે જ અંતર હોય. લગભગ દરેક ઘર પાસે પોખરા (નાનાં જલાશયો) હોય જ. સામાન્ય રીતે ત્યાંના લોકો કોઈની યાદગીરી પોખરાથી અગર બાગથી રાખે છે. ત્યાંના વિદ્વાનો કહેતા કે ગ્રંથ, આરામ અને અપત્ય એ સ્થાયી યાદગીરીનો ક્રમ છે. તેથી જ ઘણા વિદ્વાનો મિથિલામાં એવા થઈ ગયા છે કે જેઓએ પરિણીત છતાં ગૃહસ્થાશ્રમ ભોગવ્યો જ ન હતો. અને "યાવચ્ચંદ્રદિવાકરૌ" કીર્તિ રાખે એવા ગ્રંથોને જ જન્મ આપ્યો છે.

આંબા, જાંબુડા, બડહર, કટહર અને કેળાં એ ત્યાંની સમૃદ્ધિ. આપણા દેશના મહારાજાઓએ અને નવાબોએ જ માત્ર જૂની, જથાબંધ સ્ત્રીઓ પરણવાની પ્રથા સાચવી નથી રાખી. એ પ્રથા હજી મિથિલાના દરિદ્ર બ્રાહ્મણો પણ સાચવીને રહ્યા છે. હુ જેમને ત્યાં રહેતો તે બ્રાહ્મણને અગિયાર સ્ત્રીઓ હતી. એ ઘેર, અને બાકીની પોતપોતાના પિતાને ત્યાં પતિનું કામ મોસમમા નવરા પડે ત્યારે દરેક સાસરાને ત્યાં થોડા થોડા દિવસ ફરવાનું અને દક્ષિણા લઈ પાછા ફરવાનું. મિથિલા એટલે જૂના કેટલાક મહર્ષિઓનો જનપદ અને અત્યારે મોટી બ્રાહ્મણસખ્યાનો દેશ ત્યાની કટ્ટરતા કાશીને પણ લજવાવે. ડગલે અને પગલે પ્રાયશ્ચિત્ત. હમણાં હમણાં દાખલ થયેલ વૈષ્ણવ ધર્મને અનુસરનારા ગણ્યાગાઠ્યા બાદ કરીએ તો મોટેભાગે બધા શૈવ અને તાંત્રિક જ. એટલે તેમને જેમ ઇશ્વરમાં અદ્વૈત તેમ અભક્ષ અને ભક્ષમાં પણ અદ્વૈત જ. ગરીબાઈ એટલી બધી કે બે રૂપિયા આપી તેના વ્યાજમાં અમારા પંડિત મજૂરો પાસે કામ લેતા. પણ કટ્ટરતા એવી કે બીજો કોઈ અન્યધર્મી આવે તો તો અસ્પૃશ્ય જ. હું જ્યારે જૈન તરીકે જાણમાં આવ્યો ત્યારે પ્રથમથી મહિને ચાર આનામાં કામ કરનારો માણસ પાછળથી ચાર રૂપિયા આપવાના કહ્યા છતાં આવતો અટકી જ ગયો. જો કે એ માછલી ખાતો અને તાડી પીતો

મને લોકો મોટા ધનાઢ્ય સમજતા, એટલે પંડિતો ભારે આશા રાખે. હુ પણ વિદ્યાના લાભથી બધામાં કસર કરી બની શકે તેટલું પંડિતને જીતવામાં જ ખરચી નાખતો; પણ પરિણામ ઊલટું આવતું. પંડિતો એમ ધારતા

કે આ માણસ હજી ઘણું આપી શકે તેવો છે. આને લીધે મારે ત્યાં પણ જુદાં જુદાં સ્થાનો બદલવાં પડ્યાં. છેવટે એક પંડિત મને એવા મળ્યા કે જેને હજી હુ મારા સાચા વિદ્યાગુરુ તરીકે લેખું છુ, અને તેમના ચરણમાં માથું નમાવું છુ. ગયે વર્ષે જ્યારે હિંદુ યુનિવર્સિટીમાં કાશીમાં એમને મળ્યો ત્યારે તેમનુ પહેલું વાક્ય એ હતું કે 'ક્યા સતરહ વર્ષ તક વિદ્યા કો ભૂલ ગયે?' એમનામાં વિદ્યા, ખાસ કરી દાર્શનિક વિદ્યા અપાર છે, અને પ્રેમ તથા સૌમ્યતા તેથી અપાર છે. એમણે કદી જ મારી પાસેથી લેવાની વૃત્તિ રાખી જ ન હતી. એમને હુ જૈન હોવાનો અને મને ભણાવવાનો ભય જ નહોતો એમના એ આકર્ષણે મને દરભગા શહેરમાં ખેંચ્યો. ત્યા ચારે બાજુ કુત્તા અને જીવજંતુથી ખદબદતા એક ભાંગેલા મકાનમાં કેટલાક દિવસ એ ગુરુને લીધે જ વિતાવ્યા મિથિલામા શાસ્ત્રીય શિક્ષણ પહેલાથી ઘણુ છે. પણ વ્યાવહારિક શિક્ષણ છે જ નહિ એમ કહીએ તો ચાલે. જે સિંહવાળા ગામમાં નદીકિનારે આબાના વનમાં તૂટેલ મકાનમાં રહેલો ત્યા જ નિશાળ હતી. પૂછતાં માસ્તરે કહ્યું, કે 'મને ત્રણ રૂપિયા મળે છે.' તે જ મુખ્ય માસ્તર હતો આ અશિક્ષણને લીધે પોલીસ અને બીજો નોકરિયાત વર્ગ લોકોને ખૂબ હેરાન કરે પોસ્ટમૅન મનીઑર્ડર આપે તો માલિકને પૂછ્યા વિના જ ચાર–આઠ આના કાપીને રૂપિયા આપે. મેં કહ્યું, હુ તો પૈસા કાપી ન જ આપુ પોસ્ટમૅન મહારાજ નારાજ થયા. વળી હતા મુસલમાન એટલે પોસ્ટ-ઑફિસે લેવા આવજો એમ કહી ચાલતા થયા જરાએ બીધા વિના બીજે દિવસે પોસ્ટમાસ્તર પાસે હુ પહોચ્યો અને એ પોસ્ટમૅને મૂકેલી બધી અડચણો વટાવી કાંઈ પણ આપ્યા સિવાય પૈસા લઈ આવ્યો. આ વાત જાણી મારા વિદ્યાગુરુએ કહ્યુ. 'તુમ તો બડે બહાદુર હો.' મને મારી એ બહાદુરી અને ગુરુજીની આપેલી શાબાશી બંને ઉપર ખૂબ જ વિચાર આવ્યા, અને કેમે કરી હાસ્ય રોકી શક્યો નહિ.

મિથિલાના ધુરંધર પંડિતો હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં વિદ્યાગુરુ બનીને જાય છે, પણ એ દીપક જેવા છે એટલે તેમના ઘરમા ઘોર અધારું હોય છે. છેલ્લા વર્ષોમા અગ્રેજી શિક્ષણને પરિણામે નીકળેલ છાપાઓ બાદ કરીએ તો ત્યા સાર્વજનિક હિલચાલ અને લોકશિક્ષણ જેવુ કશુ જ નથી એમ તે વખતે મને લાગેલુ. લખેલા કાગળનાં અને ભોજપત્ર ઉપરનાં કીમતી પુસ્તકો હજીયે ત્યાં પલળી પલળી સડી જાય છે અને એને કોઈ જોતુ નથી. બંગાળ એ ન્યાયવિદ્યામાં મિથિલાનો શિષ્ય છે. પણ મૈથિલો કહે છે કે હમણાં તો બંગાળ જ ગુરુ છે. આ વાત નવદ્વીપ, શાતિપુર અને કલકત્તાને

લીધે સાચી છે. દરભંગાના સંસ્કૃત વિદ્યાલયમાં ભિન્ન ભિન્ન વિષયના ધુરંધર પંડિતો જોતો અને બીજી બાજુ તેમની કંગાલિયત જોતો ત્યારે એમ જરૂર થતુ કે શું સંસ્કૃતવિદ્યા સાથે દરિદ્રતાને, ભીરુતાને અને રૂઢિચુસ્તતાને નિકટનું સગપણ છે? પણ જેમ જેમ વિચારતો ગયો તેમ તેમ સ્પષ્ટ લાગ્યું કે એ લોકોનાં માનસને વિશાળ બનાવવા માટે જે શિક્ષણપ્રણાલિ જોઈએ તે જ નથી, એટલે તેઓ ખૂબ ભણી ભણીને પણ પોતાના અને બીજાના ઉપયોગના બહુ જ ઓછા રહે છે પરિણામે નિર્વાહ માટે સંકુચિત ક્ષેત્રમાં પરાધીનતા ભોગવે છે અને એ પરાધીનતાથી જ એમની વિદ્યા ઉપર આવતી નથી. આર્યસમાજી પંડિતોએ જે કામ કર્યું છે તે થયુ ન હોત તો સનાતની સમાજના સંખ્યાબંધ પ્રખર વિદ્વાનો છતાં આજે એક પણ દાર્શનિક ગ્રંથનો ભાષામા અનુવાદ જોવામા ન જ આવત. આવી વ્યવહારશૂન્યતા જ એમને વિદ્યાની અને વિચારશક્તિની પૂંજી છતાં દરિદ્ર રાખી રહી છે. આ ભાન મને જ્યારથી પ્રગટ્યું ત્યારથી મેં પણ એ પંડિતોની દિશામાં જવાનુ પગલુ ફેરવી નાખ્યુ, અને શીખેલ વિદ્યાને વ્યવહારમાં મૂકવાના માર્ગો તરફ મન લગાડ્યું. આ વૃત્તિએ મિથિલા છોડાવી, અને એક કેન્દ્રમા કાર્ય કરવા પ્રેર્યો.

—"સાબરમતી" દ્વિમાસિક

[ પુ ૭, અંક ૫–૬, વસંત–ગ્રીષ્મ, વિ. સં. ૧૯૮૫ ]

# મારા જીવનમાં 'પ્રકાશ' નું સ્થાન

[૨]

જન્મસ્થાન અને પાલકપોષક માતપિતા ભિન્ન હોવા છતાં પ્રકાશ પત્ર અને હું ઉંમરની દૃષ્ટિએ નાના-મોટા ભાંડરુ જેવા છીએ, છતાં એની સાથે મારો પ્રાસંગિક પરિચય તો મોટી ઉંમરે જ થયો. વિશેષાંકમાં લખવા માટે વિષય સૂચવાતાં મેં ત્યારે પ્રસ્તુત વિષય જ સહેતુક પસંદ કર્યો છે. વર્ષો થયાં શ્રી જૈન ધર્મ પ્રકાશ મેં વાંચ્યું નથી. આજે એનો જૂનો કે નવો કોઈ અંક ભાગ્યે પાસે નથી. જ્યારે વાંચેલું ત્યારે પણ સતત એમ તો નહિ જ. અકસ્માત આવી ગયું અને બીજું કામ તે વખતે ન હોય તો એ જોઈ જવાતું. પરંતુ સૌથી પહેલાં એ પત્ર સાંભળવાનો જ્યારે પ્રસંગ આવ્યો તે વખતની મારી સ્થિતિ અજબ હતી. ચક્ષુના સ્થૂલ પ્રકાશયુગમાં તો મેં કાંઈ એવી વસ્તુ જાણેલી જ નહીં. એ યુગ છોડી સ્થૂલ અંધકારયુગમાં દુઃખપૂર્વક દાખલ થયા પછી એકેક વર્ષે પ્રકાશનું નામ કાને પડ્યું. પ્રકાશ એટલે મૂર્તિપૂજક અને તેમાં યે તપાગચ્છનું મુખ્ય પત્ર. એનો પ્રવેશ સ્થાનકવાસી ગામમા તો સંભવિત જ ન હતો, પણ જાણે મારા ભાગ્યબળે જ (અન્યના ભાગ્યની તો ખબર નથી) એ નાનકડાશા વિદ્યા-સંસ્કારવિહીન ગામડામા એક મૂર્તિપૂજક ભાઈ વસતા હતા. એને લીધે અને ખાસ કરીને વિહારના માર્ગનું સ્થાન હોવાને લીધે અવારનવાર સવેગી સાધુ આવતા. કોઈ એક સવેગી સાધુએ એ ભાઈને ગળે પ્રકાશપત્ર વળગાડ્યું અને કેટલાક પ્રસારક સભાના ભાષાતર તેમ જ કથાપુસ્તકો પરાણે ખરીદાવ્યાં. એ ગ્રાહક થનાર મારા મિત્ર મને પ્રકાશમાંથી અવારનવાર લેખો સભળાવતા. હુ અતિ રસ અને એકાગ્રતાપૂર્વક એ સાંભળતો.

માતાપિતા, કુટુબ અને સમાજના વારસાગત ધર્મસંસ્કારો સ્થાનકવાસી હતા રાત-દિવસના સતત સ્થાનકવાસી સાધુ-સાધ્વીના શ્રદ્ધાપૂર્ણ પરિચયે એ સસ્કારોમા જિજ્ઞાસાના બીજનું આરોપણ કર્યું હતુ, પણ સાથે સાથે

* આ લેખમાં પંડિતજીએ "પ્રકાશ" એટલે ભાવનગરથી પ્રગટતા "જૈન ધર્મ પ્રકાશ" અંગે લખ્યું હોવા છતાં એમાં એમની પોતાની પણ અમુક હકીકત આવતી હોવાથી એને આ વિભાગમાં સ્થાન આપ્યું છે. —સં૦

અજાણપણે પણ એ સંસ્કારો માત્ર એકતરફી પોષાઈ ગ્રંથિરૂપ બની ગયા હતા. મને યાદ છે ત્યાં સુધી હું કહી શકું કે કોઈ પણ સ્થાનકવાસી સાધુ-સાધ્વી આવે ત્યારે હુ તેમને વિષે એમ જ ધારતો કે આ ખરેખર મહાવીરના સાક્ષાત શિષ્યો જેવા છે. વાસ્તવિક ત્રૂટિઓ તેમનામાં જોઉં છતાં એક યોગીની પેઠે મૂઢ ભાવે, તેમનામાં ગુણદર્શન જ કરતો અને માનતો કે તેમના આચાર-વિચાર, ભાષા, વ્યવહાર એ બધુ સાક્ષાત મહાવીરમાંથી જ આવેલુ હોઈ નિ:શંક શ્રદ્ધેય છે. એક બાજુ આ સબીજ ગ્રંથિની સ્થિતિ અને બીજી બાજુ પ્રકાશ પત્રનુ તદ્દન વિરોધી વાચન. એમાં મૂર્તિપૂજાની, તીર્થોની, અષ્ટપ્રકારી અને અન્યાન્ય પ્રકારી પૂજાની, ધૂપ, ફૂલ વગેરેની ચર્ચા આવે. બત્રીશને બદલે ક્યારેક પિસ્તાલીશ આગમનો અને ટબાને બદલે પંચાંગીનો ઉલ્લેખ આવે. પ્રાકૃતને બદલે ઘણીવાર સંસ્કૃત શ્લોકો સાંભળવા મળે મુહપતિ બાંધવા વિરુદ્ધની ચર્ચા અને પીળા કપડાનાં સમર્થન પણ એમાં આવે. મારે મન આ બધુ તે વખતે એક ધતીંગ હતું. વારસાગત અને પછીથી પોષાયેલ સંસ્કારો પ્રકાશ પત્રમાં આવતી ઘણીખરી બાબતોને મિથ્યા માનવા પ્રેરે, પણ પેલા મિત્રનું અનુસરણ અને કાંઈક અસ્પષ્ટ જિજ્ઞાસાભાવ એ વિરુદ્ધ બોલવા ના પાડે. આમ કુળગત સંસ્કારો ઉપર પ્રકાશપત્રના વાચનદ્વારા તદ્દન વિરોધી બીજા સસ્કારનો થર મનમાં બંધાયો.

જાણે આ થરોનો ભાર ઊંચકવો કઠણ હોય અને તેમાંથી કાંઈક માર્ગ શોધવા મથતુ હોય તેમ તે વખતનુ મારું મન તર્કવિતર્ક કરવા લાગ્યું. છપ્પનના દુષ્કાળથી અઠ્ઠાવનની સાલ સુધીના ગાળામાં મન ક્રાંતિની દિશામા હતુ પ્રકાશ પત્રમાના અને પ્રચારક સભાનાં કેટલાંક પુસ્તકોમાથી સેંકડો સંસ્કૃત શ્લોકો યાદ થઈ ગયેલા, અને હજારો કંઠસ્થ પ્રાકૃત પદ્યોની મનમાં પ્રતિષ્ઠા છતાં સંસ્કૃત તરફ આકર્ષણ પૂરવેગથી વધવા માંડયું. એ આકર્ષણે કુળગત સંસ્કારોને શિથિલ કર્યાં, છતાં કુટુબ અને કુળગુરુઓનો માનસિક ભય તેમ જ જડતાનુ ગાઢ આવરણ એટલું બધુ કે શંકાઓ વ્યક્ત કરવા સાહસ જ ન થાય છતાં પ્રકાશના તે વખતના એક માત્ર સ્થૂલ વાચનથી પણ મન જુદી જ રીતે ઘડાવા મંડ્યું. ક્યારેક કૌતુકબુદ્ધિએ મંદિરમા જવાનુ મન થાય, ક્યારેક ટીકાદૃષ્ટિએ અને દોષગવેષકદૃષ્ટિએ સંવેગી સાધુઓ પાસે જવા મન લલચાય. આ બધું થાય પણ કુળસંસ્કારોની ગ્રંથિ મનને છૂટથી વિચારવા જ ન દે વળી પ્રકાશ પત્રના નવનવ અંકના વાચનથી મનમા એમ થઈ આવે કે આ પિસ્તાલીશ આગમો, આ સંસ્કૃત સાહિત્ય, આ વ્યાકરણ, આ ન્યાય વગેરે બધુ જાણવું તો જોઈએ. કદાચ તે મિથ્યા

હશે તો ભલે તેમ હો, પણ માત્ર બત્રીશ આગમ ને થોકડાઓમાં તો રચ્યાપચ્યા રહી ન શકાય. આ રીતે અઠ્ઠાવનની સાલ સુધીમાં મને એક પ્રબળ બળવો કર્યો.

ચોક્કસ સમય યાદ નથી પણ લગભગ એ જ ગાળામાં પ્રકાશ પત્રમા વીર અને પુરુષાર્થી શ્રીમાન્ ધર્મવિજયજી મહારાજના કાશીમાં સસ્કૃત અભ્યાસ માટે થનાર પ્રયાણના સમાચાર વાંચ્યા. પ્રકાશ પત્રના આ સમાચારે મારા બુભૂક્ષિત મનને વધારે ઉશ્કેર્યું અને સાથે સાથે એ અંધારયુગી જીવનક્રમમાં એક આશાનું કિરણ મારી સામે ફેંક્યું. તે પછી ખાનગી વિવિધ પ્રયત્નને પરિણામે છેવટે હુ ૧૯૬૦મા નવજીવનપ્રવેશક અને પોષક શ્રીમાન ધર્મવિજય મહારાજના ચરણોમા કાશી સ્થળે આવ્યો આ વખતની અને ત્યારપછીના અત્યાર લગીના લગભગ એકત્રીશ વર્ષની આત્મકથા કહેવાનું આ સ્થાન નથી તેમ જ એટલો સમય પણ અત્યારે નથી. હુ જાણું છુ કે એ આત્મકથામાં શાસ્ત્રમથન, શાસ્ત્રવિચારણા, ધર્મચિંતન, ધર્મમંથન, સમાજપરિચય, સામાજિક પ્રશ્નોનો ઉહાપોહ, ફિરકાના સ્થાનમા સમાજ-દષ્ટિનુ અને સમાજના સ્થાનમા રાષ્ટ્ર તેમ જ વિશ્વદષ્ટિનુ સ્થાન ઇત્યાદિ જે વિષયો અનુભવગત છે તે જો મોકળા મને પૂરો વખત લઈ ચર્ચુ તો ઘણા જણ એ વાચી પોતાના અનુભવોને એની સાથે સરખાવી સામ્ય અનુભવી શકે અને તેના પતન-ઉત્પતનમાંથી તેઓ પોતાના વિષે પણ કાંઇક વિચારી શકે, પરંતુ અહી મારો ઉદ્દેશ પરિમિત છે અને તે એટલો જ કે પ્રકાશ પત્રનુ મારા જીવનમા શુ સ્થાન છે એ દર્શાવવુ.

શ્રીયુત પરમાનંદ કાપડિયાના પ્રકાશ પત્ર સાથેના સંબધ પછી જે કાંઈ તેમા વિશાળતા અને ઉદારતાની દિશામાં થોડો ફેરફાર થયો છે તેને અને બીજા અતિ થોડા ફેરફારને બાદ કરીએ તો એ પત્ર વિષે આ ક્ષણે મારા મન ઉપર યોગ્ય પત્રત્વની સારી છાપ નથી મારા મન ઉપર એવી છાપ પડી છે કે એ પત્ર તાત્ત્વિક રીતે અભ્યાસપૂર્ણ અને તદ્દન નિષ્પક્ષપણે સામાન્ય ધર્મનો પણ વિચાર નથી કરતુ તો પછી જૈનધર્મનો વિચાર કરવાની અને તે ઉપર પ્રકાશ ફેંકવાની વાત તો બાજુએ જ રહી. પરંતુ જો મારી આ ધારણા આંશિક પણ સાચી હોય તો તે અત્યારની માનસિક ભૂમિકાની છે. મારું મન ઘણા નાના-મોટા વાડા વટાવી આગળના અલક્ષિત મેદાનમા કૂદકા-ભૂસકા મારતુ હોય અને જુદી જુદી દિશાઓ સ્પર્શવા ભટકતુ હોય તો એ એના ગુણ કે દોષથી પ્રકાશ પત્રને વિષે એમ કલ્પે એ

સહજ છે, છતાં જ્યારે હું મારા અંધકારયુગીન ભૂતજીવનની જટિલ ગ્રંથિઓ વિષે વિચાર કરું છુ ત્યારે મને લાગે છે કે એ પત્રે એક નાના ભાઈની પેઠે મને મૂંઝવણના અંધકારમાં પ્રકાશ અને દંડરૂપે મદદ આપી છે. એક વાર તદ્દન નગણ્ય લાગતી વસ્તુ પણ ક્યારેક કેટલી જીવનપ્રદ અને પોષક બને છે એનો આ પ્રકાશ મારા જીવનમાં એક સચોટ દાખલો છે.

વ્યાકરણ, કાવ્ય, અલંકાર, તર્ક, ભિન્નભિન્ન દર્શન, આગમ, પિટક, વેદ, ઉપનિષદ, પુરાણ, ધર્મશાસ્ત્ર આદિનાં હજારો પોથાં ફેંદી નાખનાર અસ્થિર અને લગભગ એક જ સ્થાને એક જ દિશામાં વિચાર કરનારા સ્થિર મન વચ્ચે ધીરે ધીરે ક્રરતા કાળક્રમે મોટું અંતર પડી જાય તો એ સ્વાભાવિક છે, પણ તેમ છતાં એ પ્રકાશના અતિ અલ્પ વાચનમાંના કેટલાક લેખો તો અત્યારે પણ મારી નજર સામે તાદૃશ ખડા થાય છે. શ્રીયુત અનુપચંદ ભાઈએ ક્યારેક બ્રહ્મચર્ય વિષે અને કદાચ તેવા બીજા એક જીવનસ્પર્શી વિષય વિષે પ્રકાશમાં લેખો લખેલા. તેનો પ્રભાવ આજ પણ મારા જીવનમાં બળ પ્રેરી રહ્યો છે. મને ઘણી વાર એમ તો લાગ્યુ જ છે કે એ પત્ર ભલે પંથ અને ગચ્છ તેમ જ ગુરુવિશેષની ભાવનામાથી જન્મ્યું હોય છતાં જો એનો વિકાસ વર્તમાન સયોગો અને સાધનો પ્રમાણે પૂરેપૂરો થયો હોત અથવા હજી પણ થાય તો એ પત્ર અર્ધી વયે પહોંચીને ઘડપણમા પ્રવેશ કરવાને બદલે ઊલટું નવજીવનમાં પ્રવેશ કરે. જો કોઈ વ્યક્તિ જીવનની કળા જાણતી થાય તો એ જેમ જેમ ઉમરે વધે તેમ તેમ ઘડપણને બદલે વધારે નવજીવન જ મહાત્માજીની પેઠે અનુભવે, તેમ પત્રની બાબતમાં પણ છે. એની ઉંમર જેમ જેમ વધે તેમ તેમ જીવન વધારે સબળ અને તાજું થવું જોઈએ. અનુભવો, કાર્યદિશાઓ અને ભાવનાઓ વધવા અને બદલાવાના યુગની સાથે જ કોઈ પણ પત્રે યોગ્ય રીતે પરિવર્તન સ્વીકારવું જ જોઈએ. અને તો જ તે વિકસિત ભૂમિકામા સ્થાન–માન પામી શકે અને ઉપયોગી થઈ શકે. વસંતમાં જૂના પર્ણો જાય છે તે નવીનને માટે જ. માણસ, સંસ્થા અને ધર્મ એ બધાએ વાસંતિક જીવન જીવવું જોઈએ. પત્ર એ તો ઉક્ત વસ્તુઓનું પ્રતિનિધિ છે તેથી અને ખરી રીતે એ બધાનું દોરનાર છે તેથી એણે તો વિચાર, અભ્યાસ અને નિર્ભયતાપૂર્વક વાસંતિક જીવન સર્વપ્રથમ ધારણ કરવુ જોઈએ.

મારા વાંચવામા આવતુ નથી એટલે અત્યારની પ્રકાશ પત્રની સ્થિતિ વિષે હું અજ્ઞાત છુ. સભવ છે કે એનો જન્મગત વાડો પલટાઈ પણ ગયો

[illegible] એના વ્યાપક વિકાસને અત્યારે પણ પુષ્કળ અવકાશ છે, એ [illegible] હું જોઈ શકું છું. જો એના શુષ્ક ક્રિયાકાંડો, વાતો અને એકતરફી [illegible] આજે પણ [illegible] થતી હશે તો આ યુગમાં હવે [illegible] શ્રી જૈન ધર્મ પ્રકાશ એ નામ બદલી અન્ય જ સાર્થક નામ ધારણ કરવું પડશે એમ કોઈ પણ તટસ્થ વિચારક કહી શકશે. હવે એમાં કોઈ [illegible] અને ઉદાર લેખની જે માળા વિષે મેં સાંભળ્યુ છે તેને [illegible] પણ જ તથાવિધ થઈ જવાની આશા હું સેવુ છું. કારણ કે એના [illegible] અને [illegible] પણ ન જાગે એવી રીતે મારા સંકુચિત [illegible] ભાવનાઓમાં એક કીમતી કિરણ કેડી સાચે જ [illegible] છે. અને તેથી જેમ કોઈ પોતાના જૂના સાથી વિષે ઉન્નત ભાવનાઓ સેવે તેમ હું એ પત્રના વિકાસ વિષે અને સાથે સાથે એ પત્રની [illegible] તથા એ પત્રમાંથી જન્મતી બધી પ્રવૃત્તિઓ વિષે ઉન્નત ભાવના સેવું છું.

હું સમજું છું ત્યાં સુધી પ્રકાશ એ સભાનું મુખપત્ર છે. મૂળ, અનુવાદ અને [illegible] ઢગલાબંધ પુસ્તકો પ્રગટ કરીને એ સભાએ સાહિત્ય પ્રચારમાં વિશિષ્ટ ફાળો આપ્યો છે, જ્યાં હવે યુગ બદલાયો છે. એવી જાતના સાહિત્ય-પ્રચારની સાથે સાથે એણે ગંભીર, વિશાળ અને તદ્દન નિષ્પક્ષ એવું જૈન સાહિત્ય સંશોધનનું કામ પણ હાથ ધરવું જોઈએ પૈસાની ગણતરી અને બાહ્ય દેખાવના આકર્ષણથી મુક્ત રહી એણે શુદ્ધ સાહિત્યોપાસના શરૂ કરવી જોઈએ. જો સભા એ પ્રવૃત્તિ સ્વીકારે તો એણે વિશિષ્ટ વિદ્વાનોનો યથાશક્તિ સંગ્રહ કરવો જ પડશે. એણે પુસ્તકાલયની વ્યાપકતા વધારવી પડશે સામાન્ય વર્ગ ઉપરાંત વિશિષ્ટ વિદ્વાનોલાયક પ્રવૃત્તિ શરૂ થતાં એ એવું ધામ બનશે કે દેશ-પરદેશના વિશિષ્ટ વિદ્વાનો આવી રહેવા લલચાશે. ભાવનગર બીજી રીતે પણ બહુ અનુકૂળ સ્થાન છે આ વિદ્યાભ્યાસંગમાંથી ઊંડા ચિંતનો અને સંઘર્ષણો જન્મતાં આપોઆપ પ્રકાશની કાયા પલટાશે ને તે સાંપ્રદાયિક છતાં સર્વગ્રાહ્ય કે માન્ય થવાની દિશામાં પ્રસ્થાન કરશે.

—શ્રી જૈનધર્મ પ્રકાશ સુવર્ણ મહોત્સવ અંક
[ વર્ષ ૫૧ અંક ૧લો ચૈત્ર, વિ સ ૧૯૯૧ ]

---

# મને ક્યા આદર્શે કાશીમાં બાંધ્યો?

## [ ૩ ]

જાહેર પત્રોમાં પોતાના આદર્શ અને પ્રવૃત્તિ વિષે મેં આજ સુધી કશું લખ્યુ નથી, છતાં જ્યારે આજે લખવા પ્રેરાઉં છુ ત્યારે એનુ સામાન્ય કારણ જાણવા વાચક ઇચ્છે તે સ્વાભાવિક છે 'જૈન' પત્રના પુ. ૪૧, અંક ૪૮ અને ૪૯મા અ કમાં સેવાભાવી વીરચંદ પાનાચંદ શાહનો અને તંત્રી-સ્થાનેથી એમ અનુક્રમે બે લેખો પ્રસિદ્ધ થયા છે. તેથી કાશીની જૈન પ્રવૃત્તિ વિષે કેટલાક વાચકોને જરૂર જિજ્ઞાસા પ્રકટી હોવી જોઈએ; ખાસ કરી જેઓ વિદ્યા અને સંસ્કૃતિના સામાન્ય રસિક હોય તેમ જ જેઓ જૈન સાહિત્ય અને તત્ત્વજ્ઞાનની ખુમારીમા માનતા હોય, તેઓની એ જિજ્ઞાસા તો કાંઈક સતેજ જ હોવાની એને અલ્પાંશે સતોષવી એ એક કારણ અને બીજું, એ કે ભલે હું આજ લગી ચૂપ રહ્યો હોઉ છતાં જીવનને કાંઠે બેસી જ્યારે કાશી ને ગંગાનો કાંઠો છોડવાની વિચારણા સેવતો હોઉં ત્યારે તો સેવેલ આદર્શ અને કરેલ પ્રવૃત્તિ વિષે કાંઈક લખી દઉં તો એ પ્રેરક જ નિવડવાનુ.

અમદાવાદ અને શાંતિનિકેતનની પૂર્ણ સામગ્રી જ્યારે મારી બધ કરેલ સાહિત્યપ્રવૃત્તિને ન ઉત્તેજી શકી ત્યારે ખાસ ઊભા થયેલ સંજોગોએ એ જ પ્રવૃત્તિ વાસ્તે મને કાશીમાં ધકેલ્યો. હુ આવ્યો તો હતો મર્યાદિત વખત માટે પણ આવ્યા પછી બંધાઈ ગયો. બાધનાર તત્ત્વ અનેક હતાં અને છે પણ અહી તો તેમાથી એક જ તત્ત્વનો મુખ્યપણે નિર્દેશ કરીશ. સ્વર્ગવાસી ભવ્યાત્મા વિજયધર્મસૂરીશ્વરના દીર્ઘદર્શી આહ્વાનથી વિ. સં. ૧૯૬૦ માં કાશીમા આવેલો અને તેમની જ છાયામાં અધ્યયન પ્રારંભેલું. કાશીમાં દશકો વીત્યો અને પછી તો લગભગ વીશ વર્ષ જ્યાં ત્યાં રહ્યા પછી પાછો કાશીમા જ પટકાયો. આ વખતે નહોતુ અગ્રેજી કોઠીનુ તેજ, ન હતું યશોવિજય પાઠશાળાનુ નામ, પરતુ એ જ સ્વર્ગવાસીની સાહસિકવૃત્તિના ફળરૂપ ઉક્ત પાઠશાળાને જોઈ જે દિગંબર વિદ્યાલયની સ્થાપના મારી સામે જ થયેલી તેને આ વખતે સ્થિરપદે ચાલતાં અને ઉત્તરોત્તર વિકાસ કરતાં મેં જોઈ. એમાંથી દરસાલ નીકળતા અનેક વિવિધ વિષયના આચાર્યો અને ગ્રેજ્યુએટોને જોયા. બીજી બાજુ શ્રી વિજયધર્મસૂરીશ્વરની મોજુદગીમા જ

જે કાશી વિશ્વવિદ્યાલયનાં સ્વપ્ન સેવાઈ રહ્યાં હતાં તે વિશ્વવિદ્યાલયને એના વિશાળ મૂર્ત આકારમાં અહીં આવી મેં માત્ર જોયું જ નહિ પણ તેમાં જ રહી કામ કરવાનું સુદ્ધાં મારે ભાગે આવ્યું. ગમે તેવો પ્રતિકૂળ પ્રસંગ પણ આખરે મને અનુકૂળ ફળદાયક જ નિવડ્યો છે અથવા મેં એવા પ્રસંગને અનુકૂળ તક જ માની એમાંથી કાંઈક માર્ગ શોધવાનો જે જિંદગીમાં અનુભવ કર્યો છે તેમાંની આ એક ઘટના હતી. લગભગ દશવર્ષ પહેલાં જ્યારે અહીં આવ્યો ત્યારે ન હતા જૈન વિદ્યાર્થી કે ન હતા ઇષ્ટ સાથીઓ, પણ કાંઈક ધગશ હતી. એ ધગશે અચાનક છેક જ એક નાના ઝૂંપડામાં પ્રેરણા કરી અને સ્વર્ગવાસી ઉક્ત ભવ્યાત્માના આદર્શને મન સામે તાદૃશ ઉપસ્થિત કર્યો. મેં એ આદર્શને મારી ઢબે અને મારી શક્તિ પ્રમાણે વિચાર્યો અને તેને કાશીમાં જ કાંઈક મૂર્તરૂપ આપવાનો દૃઢ નિર્ધાર કર્યો. સાધન અને સામગ્રી પહેલાં કરતાં બહુ વધી ગયાં હતા, પણ હુ માત્ર એકાકી હતો છતાં મને એ આદર્શ એટલો બધો ઉપયોગી અને આકર્ષક લાગ્યો કે તેને જ લીધે નિવૃત્તિ ગાળવા ધારેલ વર્ષો પણ મને રસપ્રદ પ્રવૃત્તિ-વાળાં સિદ્ધ થયાં. આ સ્થળે હું એ પ્રવૃત્તિ અને એનાં પરિણામ વિષે લખવા નથી ઈચ્છતો. કદાચ એ વિષે આગળ લખું, અત્યારે તો હું એ આદર્શ વિષે જ કાંઈક લખવા ધારું છુ અને તે માત્ર સામાજિક તેમ જ માનવીય સંસ્કૃતિના પોષાક એક અંગ તરીકે જ.

વિજયધર્મસૂરિજીનો આદર્શ હતો કે જેમ ત્યાગી વર્ગ શાસ્ત્રીય વિદ્યા ભણે છે તેમ ગૃહસ્થવર્ગે પણ એ વિદ્યાઓનુ ગભીર અને વિશાળ અધ્યયન કરવુ એ જૈનસમાજની વધતી જતી આવશ્યકતા અને વર્તમાન સમયની સબળ માગણીની દૃષ્ટિએ અનિવાર્ય રીતે જરૂરી છે આજે જ્યા ત્યા નવાં ઉદ્ભવતા કાર્યક્ષેત્રો અને સંસ્થાનોની વાસ્તવિક માગણીને યથાર્થ રૂપમાં પોતાના પ્રબળ વિદ્વાનો સિવાય સંતોષી શકાય જ નહિ, તેમ જ બોર્ડિંગો, સ્કૂલો, કૉલેજો અને યુનિવર્સિટીઓમાં જે સંસ્કૃતિ, સાહિત્ય અને ઇતિહાસના અધ્યયનના માર્ગો દિવસે દિવસે વધારે વધારે ખુલ્લા મુકાતાં જાય છે તેને એવા ગૃહસ્થ વિદ્વાન સિવાય પહોચી વળી શકાય પણ નહિ. બૌદ્ધ ભિક્ષુક વિદ્વાનોની જેમ જૈન ભિક્ષુક વિદ્વાનો સાર્વજનિક સંસ્થામાં જવાબદારીપૂર્વક કામ લેવાનું સેવાકૃત્ય ન સમજે ત્યા લગી તો આ કામની પુરવણી એક માત્ર ગૃહસ્થ વિદ્વાન વર્ગદ્વારા જ સંભવી શકે અને બીજી રીતે નહિ. એક વાર જૈન ત્યાગી વર્ગ એવી જાહેર જવાબદારી ઇચ્છાપૂર્વક લેવાની ઉચ્ચ ભૂમિકાએ પહોચે ત્યારે પણ તે વર્ગને પોતાના અંગત સાથી અને સહાયક

તરીકે અસાધારણ એવા ગૃહસ્થ વિદ્વાન વર્ગની ઊલટી વધારે જરૂરિયાત રહેવાની. હુ ધારું છુ કે આવા જ કોઈ સ્ફુટ કે અસ્ફુટ વિચારે વિજયધર્મ-સૂરીશ્વરને કાશી ભણી ધકેલેલા. તેઓ ઘણીવાર આ વસ્તુ પોતાની ઢબે કહેતા. તેમણે ગૃહસ્થ વિદ્યાર્થી વર્ગ એકત્ર કરવા માંડ્યો અને કાંઈક કામ પણ ચાલ્યું. એમણે સાથે જ સાથે યશોવિજય ગ્રંથમાળા પણ શરૂ કરાવી અને તે વખતની નવી જ ઢબે સાહિત્યપ્રવૃત્તિ પણ શરૂ કરી, જેનાં સુપરિણામો કોઈ ન જાણે તોય સમાજમાં પચી ગયાં છે. હું દશ વર્ષ પહેલાં અહીં આવ્યો અને એ જૂની સ્મૃતિઓ તાજી થઈ. એક રીતે વખતના વહેવા સાથે એ આદર્શ અને સ્મૃતિઓ પણ વધારે સ્પષ્ટ તેમ પાકાં હતાં. મને પહેલાં જ લાગ્યુ કે દિગંબર સમાજમાં સંકડો વિદ્વાનો હોઈ તેઓ જ્યાં ત્યાં કાર્યક્ષેત્રમાં પહોચી શકે છે, જ્યારે શ્વેતાંબર અને સ્થાનકવાસી સમાજમાં તો એનો દુષ્કાળ છે અને છતાં ય માગણી ઉચ્ચ પાયા ઉપર વધતી જાય છે. એ સાથે જ્યારે જૈન સમાજનુ ઐતિહાસિક દૃષ્ટિએ નિરીક્ષણ કર્યું ત્યારે તો મને ઉપરનો આદર્શ વિશેષ મૂલ્યવાન, ઉપયોગી અને જરૂરી લાગ્યો. જ્યાં સુધી હું જાણું છુ અને પુરાવાઓ મળે છે ત્યાં સુધી એમ માનવાને કારણ છે કે જૈન સમાજમાં વિદ્યાની અને સૂક્ષ્મ વિચારની જે સદાકાળ માટે ઊણપ રહી છે તેનુ એક માત્ર કારણ ગૃહસ્થ વર્ગની પ્રાથમિક ભૂમિકાની પૂરી તૈયારીનો અભાવ એ જ છે. આપણે નથી જાણતા કે કવી-શ્વર ધનપાળ પહેલા જૈન સમાજમાં કોઈ ગૃહસ્થ પાકટ જૈન વિદ્વાન હતો કે નહિ? ધનપાળ પછી એટલે અગિયારમા સૈકા પછી જ્યારે જૈન ગૃહસ્થ વર્ગમા વ્યવસ્થિત અભ્યાસ કરવાની રુચિ પ્રકટી અને પોષાવા લાગી ત્યારે પણ એવા કોઈ પ્રબળ જૈન દાર્શનિક કે તત્ત્વચિંતક થયા નથી કે જેણે કાંઈ વિશેષ કામ કર્યું હોય કે સાહિત્યનિર્માણ કર્યું હોય. જે કોઈ થયા છે તે બહુ તો વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય કે અલંકાર જેવા પ્રાથમિક વિષય પૂરતા જ નિષ્ણાત હતા, પણ જમાનો આગળ વધી ચૂક્યો હતો. જરૂરિયાતો વ્યાપક બની હતી એવે ટાણે સમગ્ર વિષયોમાં પારગામી ગૃહસ્થ વિદ્વાનો તૈયાર કરવાની પ્રબળ વૃત્તિ સૌથી પહેલાં એક માત્ર વિજયધર્મસૂરીશ્વરમાં જન્મી અને તે એટલે સુધી કે તેમણે પોતે જ એ તંત્રમાં પરોવાવાનુ પસંદ કર્યું. બેશક બીજા પણ કેટલાક વિશેષ મુનિઓએ આ દિશામાં અ-સાધારણ પુરુષાર્થ કર્યો છે અને અદ્યાપિ કરે છે છતા વિવિધ દર્શનોના અને સાથે જ જૈન દર્શનના ગંભીર ગૃહસ્થ અભ્યાસીને તૈયાર કરવાની પ્રથમ પ્રેરણા, એ તો હુ જાણું છુ ત્યાં લગી વિજયધર્મસૂરીશ્વરમાં જ

પ્રકટેલી. આ તેમનો આદર્શ મને કાશીમાં પ્રેરક બન્યો અને તે જ આદર્શને પોતાની ઢબે વશ થઈ મેં બહુ જ નાના પાયા ઉપર મારી પ્રવૃત્તિનાં મંડાણ માંડયાં. મારે ઉમેરવુ જોઈએ કે શ્વેતાંબર કૉન્ફરન્સ અને કેટલાક અંગત મિત્રો હુ ધારું તે કરતાં પણ મારા કાર્યપક્ષે વધારે અનુકૂળ હતા અને છે, તેમ છતાં મેં વિશાળ આદર્શ સામે રાખીને પણ નાના પાયે પ્રવૃત્તિ કેમ શરૂ કરી, એનો જવાબ મારી મર્યાદાઓમાં છે. અત્યારે તો હુ આ લેખ-દ્વારા પ્રથમના બે લેખની પુરવણીરૂપે એટલું જ સૂચવવા માગું છુ કે જો મારા કાશીના વસવાટનુ કે અલ્પ-સ્વલ્પ પ્રવૃત્તિનુ મૂળ કારણ હોય તો તે ઉપર સૂચવેલ આદર્શ જ છે.

—જૈન, ૧૦ જાન્યુઆરી, ૧૯૩૩

# સુવર્ણચન્દ્રક સમારંભ પ્રસંગે

## [૪]

આ ચંદ્રક-અર્પણનો વિધિ વૈયક્તિક છે એમ હું નથી સમજતો. અમુક વ્યક્તિ બીજી કોઈ ખાસ વ્યક્તિને જ્યારે આવું કાંઈ અર્પણ કરે ત્યારે તે વિધિ વૈયક્તિક બને છે, પણ હુ તો આવા વિધિને માત્ર શાસ્ત્રીય જ્ઞાન તેમ જ સત્યશોધક વૃત્તિની મૂલવણીની વિધિ સમજુ છુ, તેથી આવા વિધિ પ્રસંગે મારે કોઈનો આભાર માનવાપણું રહેતું જ નથી. આવી અર્પણવિધિમાં એક અથવા બીજી રીતે ભાગ લેનાર બધા જ શાસ્ત્ર, જ્ઞાન તેમ જ સત્યસંશોધક વૃત્તિના એકસરખા પૂજારી છે. જ્યાં પૂજા એક જ હોય અને તે એક જ ગુણની ત્યાં એમાં ભાગ લેનાર ગમે તેટલા હોય છતાં કોણ કોનો આભાર માને?

**કુળમાર્ગથી જુદા પડવાનું કારણ**

સ્વાભાવિક રીતે જ અહીં ઉપસ્થિત હોય એવા બધાને કુતૂહલ થયા વિના ન રહે, કે મારા જેવો લાચાર સ્થિતિમાં પડેલ માણસ છેવટે સત્યસંશોધનને માર્ગે કેવી રીતે વળ્યો? તેથી હુ મારા જીવનને લગતા એટલા જ ભાગની ટૂંકમાં કથા કહું તો તે કેટલેક અંશે ઘણાખરાને પોતાની જીવનકથા સાથે મળતી દેખાશે અને એમાંથી અચરજ કે અદ્ભુતતાનુ તત્ત્વ આપોઆપ ઓછુ થઈ જશે, જેથી જીવનની સહજ સપાટીનો વિચાર પણ કરી શકાય.

જે કુળ કે વંશમાં શાસ્ત્રીય જ્ઞાનનો ભાગ્યે જ વારસો ચાલ્યો આવતો હોય તેવા માત્ર વ્યાપારજીવી કુળમાં જન્મવા અને ઉછેર પામવા છતાં હું કુલમાર્ગથી જુદે રસ્તે ગયો તેનુ મુખ્યત્વે એકમાત્ર કારણ જિજીવિષા છે.

જીવનની ઇચ્છા બળવતી હોય ત્યારે તે પોતાની સિદ્ધિ માટે કોઈ ને કોઈ રસ્તે ફાંફાં મારે છે. એમાંથી ક્યારેક સામાન્ય રીતે કલ્પ્યું ન હોય તેવું પરિણામ પણ આવે છે. સોળેક વર્ષની ઉમરે મારું નેત્રાદ્વૈતનુ વિશ્વ અલોપ થયુ અને અંધકારાદ્વૈતનુ વિશ્વ આવિર્ભાવ પામ્યું. શ્રવણેન્દ્રિય કુંઠિત થાય ત્યારે અગર નાસિકેન્દ્રિય કામ કરતી બંધ પડે ત્યારે મુશ્કેલી અવશ્ય અનુભવાય છે. છતાં બીજી કોઈપણ ઇન્દ્રિયના વધ કરતાં નેત્રનો વધ વધારે

મનોમંથન ઊભું કરે છે. એ વખતે જીવન વ્યવહારમાં વધારે ગૂંગળામણ અનુભવે છે. મનુષ્ય જ્યારે વધુ ગાઢ એવી જીવનગૂંગળામણ અને બળવતી જિજીવિષા એ બન્ને વચ્ચે આકરું દ્વન્દ્વ ઊભું થાય છે. મારે માટે આ દ્વન્દ્વ એક મહા સાગરમાં સપડાયેલ પણ ક્ષેમપૂર્વક નીકળવા મથતી નૌકાના દ્વન્દ્વ જેવું જ હતું એમ લાગે છે. ગૂંગળામણના બળ કરતાં જિજીવિષાનું બળ વધારે હોવું જોઈએ, તેથી જ એણે પોતાની સિદ્ધિ અર્થે અનેકવિધ ફાંફાં મારવાં શરૂ કર્યાં. એમાંથી એને એક ત્રાણ-માર્ગ લાધ્યો, જે વસ્તુ સામાન્ય અને સહજ હતી તેમ જ જે ઘરઆંગણે હતી તે અત્યાર લગી નકામી ભાસતી, પણ હવે તે ઉપયોગી સિદ્ધ થઈ. આ વસ્તુ એટલે કુળપરંપરાગત ધર્મસંસ્થાનો આશ્રય. અત્યારે હું આવી ધર્મસંસ્થામાં સામાન્ય રીતે ત્રણ બાબતનો સમાવેશ કરું છું. ગુરુવર્ગ, શાસ્ત્રજ્ઞાન અને સાંપ્રદાયિક આચાર. કુળધર્મે સ્થાનકવાસી હોવાથી મને સહેજે આ ત્રણ બાબતો પ્રાપ્ત હતી. જિજીવિષાએ જિજ્ઞાસાને સતેજ કરી, અને તેણે સંકલ્પ તેમ જ પ્રયત્નબળ આપ્યું. મારી જિજ્ઞાસા કુળધર્મના ઉપર સૂચવેલ ત્રણ અંગોની આસપાસ સંતોષાતી. એ ત્રણ અંગોનું વર્તુલ જેટલું સાંકડું તેથીય પણ વધુ સાંકડું મારી સમજણનું વર્તુલ, એટલે સ્વાભાવિક રીતે જ હું જે કોઈ ગુરુને મળતો કે તેની પાસેથી જે કાંઈ શ્રવણ કરતો, અગર જે કાંઈ કુળાચાર આચરતો તે જ મારે માટે તે વખતે અંતિમ સત્ય હતું. અલબત્ત, ઉત્તરોત્તર આગળ વધવાની અને ઊંડા ઊતરવાની ઇચ્છા જાગ્રત રહેતી પણ એને પૂર્ણપણે સંતોષવાના કોઈપણ સાધનો સામે ન હોવાથી તેને વેગ મળતો નહીં. આને લીધે મારા મન ઉપર છાપ એક જ પડેલી કે ધર્મ સાચો હોય તો તે જૈન ધર્મ. મારી જૈન ધર્મની તે વખતની પરિભાષા ઉપર સૂચવેલ સ્થાનકવાસી પરમ્પરાનાં ત્રણ અંગોમાં જ સીમિત હતી. આ બહારનો બીજો કોઈ ધર્મ અગર જૈન ધર્મનો બીજો કોઈ ફાટો એ મારે મન મિથ્યાધર્મ જેવો હતો

પણ આ સ્થિતિ કાયમ બને તે પહેલાં જિજ્ઞાસાએ પલટો ખાધો. જે કાંઈ સાધનહીન ગામડામાં સાધુસાધ્વીના મુખથી કે તેમના સંસર્ગથી શીખેલો તે સાવ અપૂર્ણ જણાવા લાગ્યુ. અહીંથી પહેલી સીમા પૂરી થઈ અને નવી સીમા શરૂ થઈ. સંસ્કૃત જ્ઞાન વિના જૈન શાસ્ત્રનું જ્ઞાન સાવ અધૂરું અને પાંગળું જ હોઈ શકે એવી પ્રતીતિ થતાં સંસ્કૃત શીખવાની ઉત્કટ તમન્ના જાગી. જે બે-ચાર સચ્ચરિત્ર સ્થાનકવાસી સંસ્કૃતજ્ઞ સાધુઓ

પરિચયમાં આવ્યા તેમની પરિચર્યા અને સહાનુભૂતિથી હું સંસ્કૃત શીખવાના પંથે તો પડ્યો પણ મને એ પંથ પૂરતો ન લાગ્યો. વધારે શુદ્ધ અને વધારે સમર્થ એવા સંસ્કૃત જ્ઞાનની ભૂખે મને વ્યાકુળ કરી મૂક્યો. એણે ઊંઘ ઉડાડી, સ્વપ્નો સર્જાવ્યાં, સ્વપ્નો એવાં કે જાણે હું અવારનવાર આકાશમાં ઊડતો હોઉં. મને એમ લાગેલું કે આકાશમાં ઊડવાનાં આ સ્વપ્નો માત્ર માનસિક અસ્વસ્થતામાંથી પેદા થયેલ વાતવ્યાધિનું પરિણામ હોવાં જોઈએ. છેવટે મને સંસ્કૃતજ્ઞાન મેળવવાની સમર્થ ભૂમિકા મળી ગઈ.

આવી સમર્થ ભૂમિકા પૂરી પાડનાર સ્વર્ગવાસી શાસ્ત્રવિશારદ વિજયધર્મસૂરીશ્વર અહીં અત્યારે જે હાજર છે તે શ્રીયુત છોટાલાલભાઈ વકીલ તે વખતે કાશી યશોવિજય પાઠશાળાના બે પૈકી એક મંત્રી. બીજા મંત્રી તેમના જ શિક્ષક શ્રીયુત રતનચંદ માસ્તર હતા. શ્રીયુત છોટાલાલભાઈ તો તે વખતે હજી વકીલાતનો અભ્યાસ જ કરતા. તેમને પ્રમાણિકપણે એમ લાગેલું કે સુખલાલ કાશી જશે તો તેને વધારે મુસ્કેલી પડશે તેથી તે બન્ને મત્રીઓ શરૂઆતમાં મને કાશી મોકલતાં ખંચકાયા. પણ જ્યારે વિજયધર્મસૂરીશ્વરનો તેમના ઉપર મને તત્કાળ રવાના કરવાનો તાર આવ્યો ત્યારે તેઓ મને મોકલવામા સમત થયા અને મને પણ નિરાંત વળી. એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે હજી લગી હું પત્રવ્યવહાર, ઉપરાત વિજયધર્મસૂરીને કોઈ પણ રીતે જાણતો નહીં. મેં મારી અધકારાદ્બૃત વિશ્વની સ્થિતિ તો તેમને જણાવેલી જ. ક્યાં ઝાલાવાડ અને ક્યાં સ્વતંત્રતાસાધ્ય સંસ્કૃતનુ શિક્ષણ, તેમ છતાં વિજયધર્મસૂરીશ્વરને મને કાશી બોલાવવા માટે નિર્ણય કરવામાં એક પણ ક્ષણની વાર ન લાગી. એને દૈવયોગ કહો કે ઉત્કટ જિજ્ઞાસાનુ પરિણામ કહો પણ મારે માટે અહીંથી અભ્યાસની નવી સીમાનો પ્રારંભ થયો.

અભ્યાસે તો કરવો હતો સંસ્કૃત ભાષા અને તેમાં લખાયેલ વિવિધ શાસ્ત્રોનો, જેનુ મને કાંઈ વિશેષ ભાન ન હતુ. પણ આ ભાષા અને એમાં લખાયેલ શાસ્ત્રો એ બધુ સંપ્રદાયાધીન હોવાથી એનુ શિક્ષણ લેવા અને આપવામાં અનેક ભયસ્થાનો રહેલાં છે, તેમ જ અનેક વિરોધી બળો મનને મૂંઝવી પણ નાખે છે. આ સ્થિતિનું ભાન હવે સવિશેષપણે થવા લાગ્યુ, ને ઈષ્ટ શિક્ષણ લેવા છતાં અનેક જાતનાં હૃદયને હચમચાવી નાખે એવાં મંથનો પણ શરૂ થયા

મારા પ્રાથમિક શિક્ષણની વેલ જે સ્થાનકવાસી પંથની વાડને અવ-

સંબી થોડીક વિસ્તરેલી, તેણે ધાર્મિક માન્યતા વિષયક કેટલાક સચોટ સંસ્કારો મન ઉપર નાખેલા, જેમાંથી ત્રણેકનો નિર્દેશ કરવો અનિવાર્ય બને છે. મૂર્તિની માન્યતા બિલકુલ ધર્મવિરુદ્ધ છે અને તે જીવનને પાડનાર છે એ એક સંસ્કાર, મોઢે મુહપત્તિ બાંધ્યા વિના ધર્મની પૂર્ણાહુતિ નથી થતી એ બીજો સંસ્કાર, અને બત્રીશ આગમ બહાર બીજુ કાંઈ શાસ્ત્રીય જ્ઞાન રહેતુ જ નથી ભગવાન મહાવીર આદિ સર્વજ્ઞ પુરુષોએ જે કાંઈ કહ્યું છે તે બધુ બત્રીસ આગમમાં જ આવી જાય છે અને તે આગમોનો અક્ષરે અક્ષર તેમણે જ ઉચ્ચારેલો છે એ ત્રીજો સંસ્કાર. કાશીમાં સંસ્કૃત શિક્ષણ તો યથાસાધન ચાલતુ જ હતું, પણ હવે આ નવશિક્ષણની વેલીને બીજા પંથની વાડને અવલંબી વિસ્તરવા અને વિકસવાનું હતું. એ બીજો પંથ એટલે શ્વેતાંબર મૂર્તિપૂજક પરંપરા. આ પરંપરાની ધાર્મિક માન્યતાઓ ઉપરના ત્રણે સસ્કારોથી સાવ જુદી અને વિરુદ્ધ, તેથી કાશીના વાતાવરણમાં મારા મને ભારે મંથન અનુભવ્યુ અને તે એટલે સુધી કે પહેલાના જન્મ-સિદ્ધ બળવાન સંસ્કારો અને આ નવ સસ્કારો વચ્ચે શું સત્ય છે અને શું અસત્ય છે એનો નિર્ણય ન થવાથી હુ તદ્દન અસ્વસ્થ થઈ જતો અને મારી વેદના કોઈની સમક્ષ કહેતો પણ નહીં. બહારથી હુ પણ પૂર્ણપણે કાશી યશોવિજય પાઠશાળાના શ્વેતામ્બર મૂર્તિપૂજક વાતાવરણને અનુસરતો, છતા મનમા એ વિષે પૂરી બુદ્ધિપુરસર ખાતરી થઈ ન હતી પણ મન તો સત્યશોધનની દિશામાં જ ગતિ કરતું તે માટે વાંચવું જોઈએ તે વાંચતો, વિચારવુ જોઈએ તે વિચારતો અને ક્યારેક ક્યારેક વિશ્વસ્ત મિત્રો સાથે ભીરુ મનથી, અપ્રકટ ચર્ચા પણ કરતો; પરંતુ પરસ્પર વિરોધી એવા ઉપર સૂચિત ત્રણે સસ્કારોમાંથી સત્ય તારવવા જેટલો શાસ્ત્રીય જ્ઞાનનો પરિપાક પણ નહી થયેલો અને સ્વતત્રપણે નિર્ણય બાંધવા જેટલો માનસિક વિકાસ પણ નહીં થયેલો; કદાચ એમ પણ કહી શકાય કે એવો માનસિક વિકાસ થયેલ, પણ જન્મથી પડેલ અને બીજા દ્વારા સચોટપણે પોષાયેલ 'પરપ્ર-ત્યયનેય બુદ્ધિ'ના સંસ્કારો જ એ વિકાસને યોગ્ય દિશામાં જતા રોકતા. ગમે તેમ હો પણ આવો મંથનકાળ બે–ત્રણ વર્ષથી વધારે ન ચાલ્યો. મને એટલી તો પ્રતીતિ થઈ ગઈ કે જે ત્રણ સસ્કારો જન્મથી પડેલા છે તે બહુ ભ્રાન્ત છે, નિરાધાર છે અને એક અથવા બીજી ભૂલમાંથી જ પોષણ પામતા જાય છે. મને ધીરે ધીરે કોઈની બાહ્ય પ્રેરણા વિના સ્વક્રિય ચિંતન અને શાસ્ત્રીય વાચનથી સાધારણપણે એમ સમજાતુ ગયુ કે મૂર્તિની માન્યતાને જીવનના ઉત્ક્રાન્તિક્રમમાં અમુક સ્થાન છે જ અને એ પણ સમજાયુ કે

મોઢે મુહપત્તિના બંધનની માન્યતા એ માત્ર ઐકાન્તિક અને હઠધર્મ છે. એ પણ દીવા જેવુ ભાસ્યુ કે જૈન શાસ્ત્ર માત્ર બત્રીશ આગમમાં જ સમાઈ જાય છે તે વસ્તુ તદ્દન અજ્ઞાન અને ભ્રમનુ પરિણામ છે.

એકવાર ક્યારેક મંદિરમાં નવપદની પૂજા ભણાવાતી. શરૂઆતમાં તો હું પણ દેખાદેખીથી—ગતાનુગતિકતાને અનુસરીને ત્યાં બેઠેલો, પણ એ ભણાવાતી પૂજાનાં અર્થચિંતન અને તેમાં થયેલ ચિત્તનિમજ્જનને પરિણામે મારા મન ઉપર એક નવો ચમકારો થયો અને મારું કઠિન હૃદય પણ ભક્તિજન્ય અશ્રુપ્રવાહને ખાળી ન શક્યું. આ વખતે મને ઉપાસ્ય સ્થુલ આલંબનની અમુક ભૂમિકામાં સાર્થકતા અનુભવસિદ્ધ થઈ. થોડાં ઘણાં શાસ્ત્રો તો સાંભળ્યાં અને વાંચ્યાં જ, પણ અચાનક બનેલી બીજી એક ઘટનાએ ઉપાધ્યાય યશોવિજયજીના પ્રતિમાશતક નામના ગ્રંથને અવલોકવા મને પ્રેર્યો. એનાં શાસ્ત્રીય સચોટ પૂરાવાઓને બાજુએ મૂકું તોય તેમાંની એક પ્રબળ યુક્તિએ મૂર્તિમાન્યતા વિરુદ્ધના મારા જન્મસિદ્ધ પુષ્ટ સંસ્કારનો ભાંગી ભૂકો કરી નાખ્યો, પણ મારી સંસ્કારપરિવર્તન પ્રક્રિયા હજી ચાલુ જ હતી.

એક ઘટના એવી બની કે મને દિગંબર સંસ્થા નજીક રહેવાનો અવસર પ્રાપ્ત થયો. દિગંબર સંસ્થાના ત્યાગીવર્ગ પંડિતગણ અને વિશિષ્ટ શાસ્ત્રરાશિનો સવિશેષ પરિચય સાધવાની એ તક મેં આદરપૂર્વક વધાવી લીધી એને લીધે મારા અમુક સંસ્કારોમાં કાંઈક પરિવર્તન થયું અને વિચારવા યોગ્ય એક નવક્ષેત્ર પણ મળ્યું. ત્યારબાદ અનેક પ્રસગે તેરાપંથ અને બીજા એવા જૈન ફાંટાઓ વિષે પણ વિચારવાનું પ્રાપ્ત થયું. છેવટે હમણાં હમણાં કાનજી મુનિના વલણ વિષે વિચારવાનો પ્રસગ આવ્યો. જૈન પરંપરાના જૂના અને નવા વિવિધ નાના મોટા ફાંટાઓ વિષે પણ તાત્ત્વિક દૃષ્ટિએ, ઐતિહાસિક દૃષ્ટિએ, સાહિત્ય કે શાસ્ત્રીય દૃષ્ટિએ મુક્ત મને નિબંધપણે લગભગ ૫૦ વર્ષ જેટલો ભાગ આજ લગીમાં વીત્યો છે. દરમ્યાન બીજા અનેક દાર્શનિક પ્રવાહો અને ધર્મપથો વિષે પણ જાણવાનું પ્રાપ્ત થયું છે.

હું કાશીમા તો મુખ્યપણે ન્યાય, વૈશેષિક, સાંખ્યયોગ અને પૂર્વ ઉત્તરમીમાંસાનાં પ્રામાણિક અને પ્રાચીન શાસ્ત્રો જ ગુરુમુખથી પરંપરાગત રીતે શીખેલો. પણ એ અધ્યયન દરમ્યાન મારું જન્મપ્રાપ્ત અને જૈન સંસ્કાર ધરાવતું માનસ જૈન તત્ત્વજ્ઞાન અને ધર્મ વિષે પણ કાંઈ ને કાંઈ જાણવા; વિશેષ ઊહાપોહ કરવા ચૂકતુ નહિ. પણ હજી લગી ભારતીય સંપ્રદાયોમાંના

એક પ્રમુખ સંપ્રદાય–બૌદ્ધધર્મ વિશે કાંઈ વિશેષ જાણેલું નહિ, જેનો અવસર આગળ જતાં આવ્યો અને તે વખતે મેં બૌદ્ધ પરંપરાની સ્થવિરમાર્ગ અને મહાયાન બન્ને શાખાઓના શાસ્ત્રોને સમજવા અને તેના મર્મને પકડવા ઠીક ઠીક મહેનત કરી. મારી ઇતિહાસ અને તુલનાની દૃષ્ટિ અમુક અંશે વિકસતી જતી હતી, પણ તેને વધારે વેગ તો ત્યારે જ મળ્યો કે, જ્યારે હું માત્ર અધ્યાપન અને વાચનના મારા પ્રિય કામ સાથે સાથે લેખનનું કામ કરવા લાગ્યો. લખવું તો પ્રમાણભૂત જ લખવું અને બને ત્યાં લગી પ્રાચીન વારસામાં કાંઈક નવો ફાળો આપવો એવી ઉગ્ર વૃત્તિમાંથી ઇતિહાસ અને તુલનાદૃષ્ટિને વધારે વેગ મળ્યો એ વેગમાંથી વધારે ને વધારે નિર્ભયતા અને તટસ્થતા પણ આવતી ગઈ. હવે જૈન પરંપરા અને તેની શાસ્ત્રીય કે વ્યાવહારિક દરેક બાજુ વિશે હું યથાશક્તિ નવેસર વિચારતો ગયો અને દરેક ફાંટા વિશેના મારા પહેલાંના સંસ્કારો નવું રૂપાંતર પામવા લાગ્યા, તેમ જ વધારે સચોટ અને સ્પષ્ટ પણ થતા ગયા. આવાં રૂપાંતરની પ્રક્રિયામાં માનસિક મર્યાદાઓ ઉપરાંત સામાજિક અને સાંપ્રદાયિક ઘણી મર્યાદાઓ આડે આવતી. જે વસ્તુ આગળ જતાં સાવ સહેલી લાગી, તે જ સામાજિક અને સાંપ્રદાયિક દબાણો કે ભયસ્થાનોને લીધે શરૂઆતમાં બહુ અઘરી લાગેલી. મને છેવટે અનુભવ થયો કે મૃતક જેવો ફેંકી દેવાને લાયક સંસ્કાર પણ છૂટતાં કેટલી શક્તિનો ભોગ લે છે? હું ઘણીવાર પાછો પડ્યો છું, પણ વિચાર કરતાં છેવટે જે સત્ય દેખાય તેને સ્વીકારવામાં ખુલ્લો એકરાર કરવામાં કદી હાર્યો હોઉં એમ યાદ નથી. એનું કારણ વિચારતાં મને એમ લાગે છે કે અણીને પ્રસંગે ગમે તેવી લાગવગ, ગમે તેવી પ્રતિષ્ઠા કે ગમે તેવો લાભ જતો કરવાનું જે માનસિક સાહસ પ્રગટ્યું તેણે જ મારે મદદ કરી મેં કેટલાય પહેલાંના શિષ્યો અને મિત્રો ગુમાવ્યા છે, કેટલાય ધનિકોની સહાનુભૂતિ ગુમાવી છે, એટલું જ નહિ પણ કેટલાયની ખફામરજી અને કેટલાયનો વિરોધ પણ વહોર્યો છે, પણ તે હસતે મોઢે–મને એમાં લેશ પણ દુઃખ થયું નથી આવે વખતે મારો પોતાનો જ એ અનુભવ મદદગાર થયો કે માણસ નવા નવા પ્રકાશમાં ન વિચરે અને નવી નવી પ્રાપ્ત સામગ્રીને આધારે નિર્ભયપણે વિચાર ન કરે તો એનું માનસ કેવું જડ થઈ જાય છે, કેવું દુરાગ્રહી થઈ જાય છે અને તે સત્યની વાત કરવા છતાં સત્યથી કેવું પરાંગમુખ બની ગતિ કરે છે! ઊંડી મમતા ધરાવનાર કેટલાય સાધુઓ, સાધ્વીઓ અને આચાર્યો સુદ્ધાંની હૂંફ મેં એ જ કારણે જતી કરી છે. પણ એમાં મેં કશું ગુમાવ્યું હોય એમ આજે પણ

નથી લાગતું, ઊલટું ધન્યતા અનુભવું છું. એમ ધારીને કે હું જાણી જોઈને લોભ, લાલચ, દબાણ કે અનુસરણને વશ થઈ અવિદ્યા કે અસત્યને રસ્તે ન ગયો એ કાંઈ નાનોસૂનો લાભ છે?

મારી જીવનદૃષ્ટિ ઘડવામાં અને સત્યશોધનની રુચિ તીવ્ર બનાવવામાં શાસ્ત્રીય વ્યાસંગ ઉપરાંત બીજાં પણ કેટલાંક બળોએ કામ કર્યું છે. એ બળો એટલે સંતમહાત્માનો સીધો સમાગમ. જ્યારથી ગાંધીજી હિન્દુસ્તાનમાં આવી સ્થિર થયા ત્યારથી જ તેમને મળવામાં, તેમની સાથે ચર્ચા કરવામાં અને બને ત્યારે થોડો પણ તેમનો સહવાસ કરવામાં મને પૂરો રસ હતો. તેને લીધે ઘણા પૂર્વગ્રહો બદલાયા અને ઘણા પૂર્વગ્રહો વધારે સંશોધિત થયા. શ્રદ્ધેય મશરૂવાલાના જાતસમાગમ અને પ્રત્યક્ષ ચર્ચા તેમ જ તેમનાં લખાણોના વાચને પણ વિચારનું નવું પ્રસ્થાન પૂરું પાડ્યું. પૂજ્ય નાથજી જેવા સમર્થ યોગાભ્યાસી સાથેની પ્રત્યક્ષ વાતચીતો અને ચર્ચાઓએ પણ ભ્રમનાં ઘણાં જાળાં તોડ્યાં. આ રીતે શાસ્ત્રીય વાચન, ચિંતન, સત્ય-જિજ્ઞાસાની નિષ્ઠામાં પરિણમ્યું. અલબત્ત, મારે કબૂલ કરવું જોઈએ કે મારી આ નિષ્ઠા હજી અનુભવમાં ઊતરી નથી. માત્ર વિચાર અને નિર્ણય પૂરતી જ છે અને તેથી તે પરોક્ષ છે એમ જ કહી શકાય. પણ જ્યારે હું જોઉં છું કે સત્યસંશોધનની પરોક્ષ નિષ્ઠા પણ માણસના મનને કેટલું અજવાળે છે અને તેને કેટલું બળ અર્પે છે, ત્યારે અંધકારદ્વૈતનું મારું વિશ્વ જુદું રૂપ ધારણ કરે છે.

ઘણાં વર્ષો પહેલેથી મારા નિકટના ગંભીર વિદ્વાનો મને હમેશાં એમ જ કહેતા આવ્યા છે કે તમે જૈન શાસ્ત્રના અનુવાદ, વિવેચન અને સંપાદનો પાછળ શા માટે પડ્યા છો? છેવટે તો જૈન સમાજ આંગળીને વેઢે ગણાય એટલો, તેમાંય સમજનાર અને કદરદાન કેટલો? વળી તેઓ એમ પણ કહેતા રહ્યા છે કે જો તમે વૈદિક પરંપરાના વિવિધ દર્શનોનો અને બૌદ્ધ દર્શનનો જિજ્ઞાસુભાવે પ્રામાણિક અભ્યાસ કર્યો છે તો એ દર્શનો વિષે મુખ્યપણે કામ કેમ નથી કરતા? એક તો એનું ક્ષેત્ર વિશાળ અને બીજું તમારો શ્રમ પણ વધારે સાર્થક બને. મિત્રોની એ વાત તદ્દન સાચી છે એમ હું પહેલેથી જ જાણું છું. વૈદિક દર્શનો અને બૌદ્ધ દર્શન વિષે હું શાસ્ત્રીયકામ કરું તો કાર્યપ્રદેશ વિસ્તારવા ઉપરાંત યશકીર્તિ અને અર્થલાભ પણ વધવાનો એ વિષે મને કદી સંદેહ ન હતો અને હજી પણ નથી; છતાં મને હમેશાં એમ જ થયા કર્યું છે કે હું જે પરંપરામાં જન્મ્યો છું તેમાં કામ કરવાની મારી

શક્તિ હોય અને તેવો અવકાશ પણ હોય તો મારે બીજા દેખીતા લાભોને ભોગે પણ એ જ પરંપરાનું કામ મુખ્યપણે કરવુ જોઈએ છેવટે માનવ-સમાજ તો એક જ છે. જૈન સમાજ એ મોટા સમાજનું નાનુ પણ અગત્યનું અંગ છે. તેની સાહિત્ય અને સંસ્કાર સમૃદ્ધિ પ્રાચીન હોવા ઉપરાત ઉપયોગી અને મૂલ્યવતી પણ છે, તો પછી એનુ સંશોધન કાં ન કરવુ? છેવટે તો જો સંશોધન સાચું અને વ્યાપક હશે તો બીજી દાર્શનિક પરંપરાઓના સંશોધનમાં પણ ઉપયોગી થશે આવી શ્રદ્ધાથી હું છેલ્લા ત્રીશ વર્ષ થયાં અવિચ્છિન્નપણે જૈનપરંપરાના શાસ્ત્રીય અને વ્યાવહારિક ક્ષેત્રને અલ્પાંશે પણ ખેડી રહ્યો છુ એ ખેડાણની અસર જૈન સમાજના રૂઢ વર્ગમા ગમે તેટલી ઊલટી થઈ હોય છતાં વાસ્તવિક રીતે એણે જૈન પરપરાના વિચાર-પ્રદેશને પણ ઉન્નત કરવામાં કે પરિમાર્જિત કરવામાં અલ્પાશે પણ ફાળો આપ્યો છે એમ હુ અનુભવથી કહું તો કોઈ અત્યુક્તિ કે ગર્વોક્તિ ન સમજે, કેમકે છેવટે તો મારી પામરતા અને અલ્પતાનુ મને જેટલું ભાન છે તેટલું બીજાને ભાગ્યે જ હશે. આટલુ કથન પણ એટલા માટે કરું છુ કે તટસ્થ અને નિર્ભય વૃત્તિનુ પરિણામ એકંદર કેવુ ઇષ્ટ આવે છે તે સમજી શકાય.

મે સામાજિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ જે વિચારો કર્યા છે તે કરતાં ધર્મ અને તત્ત્વજ્ઞાનની વ્યાપક દૃષ્ટિએ કાંઈક વધારે વિચારો કર્યા છે. અથવા એમ કહો કે એવા વિચારો મારે કરવા પડ્યા છે એને લીધે મેં જૈન-જૈનેતર સમાજમાં ચાલતી અનેક સંસ્થાઓમાં અપાતા ધર્મ તત્ત્વજ્ઞાન વિષયક શિક્ષણ અને તેના પાઠ્યક્રમનુ થોડું પરિશીલન પણ કર્યું છે. મને અનુભવે લાગ્યુ છે કે આપણે ત્યા અપાતું ધર્મ અને તત્ત્વજ્ઞાનનુ શિક્ષણ બહુ જ સંકુચિત દૃષ્ટિથી તેમ જ અયોગ્ય હાથે-અયોગ્ય રીતે અપાય છે પરિણામે એવુ શિક્ષણ લેનાર, આગળ જતા જો તેજસ્વી હોય તો ધર્મ અને તત્ત્વજ્ઞાનના શિક્ષણ પ્રત્યે અશ્રદ્ધાળુ બની જાય છે અને જો તે મધ્યમ શક્તિનો અગર પ્રથમાધિકારી હોય તો સાવ જડ બની જાય છે તે પોતાનુ સત્ય બીજાને બુદ્ધિપૂર્વક સમજાવી નથી શકતો અને બીજાનુ ગમે તેટલું સારું તેમ જ સચોટ વક્તવ્ય હોય તોપણ તેને કા તો સમજી જ નથી શકતો અગર તે સમજવાની પરવા નથી કરતો તેથી જ્યા દેખો ત્યા ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં શિક્ષણને પરિણામે નિસ્તેજ મારતનેનુ જ ચિત્ર નજરે પડે છે. અધ્યયન, વિચાર અને વિવેકની વધારેમા વધારે સામગ્રીના આ જમાનામાં પણ જૈન સમાજના ધર્મ કે તત્ત્વજ્ઞાનના શિક્ષકો સાવ તેજોહીન જ દેખાય છે, અને

પૈસાદાર કે સત્તાધારી કે મદારીવૃત્તિના ગુરુવર્ગનાં રમકડાં માત્ર બની જાય છે. તેમનુ ધર્મ અને તત્ત્વજ્ઞાનનું શિક્ષણ તેમને જ કેદમાં પૂરે છે. અને સમાજ તો જ્યાં હતો ત્યાં જ રહે છે. જૂની ઢબની જે પાઠશાળાઓ ધર્મ-શિક્ષકને તૈયાર કરે છે અગર જે પાઠશાળાઓ એવા ધર્મશિક્ષકોને આશ્રય આપે છે, તેમ જ જે નવી ઢબનાં ગુરુકુળો, બ્રહ્મચર્યાશ્રમો અને છાત્રાલયો કે કોલેજો આ દિશામાં કામ કરે છે તે બધાંની એકંદર ઓછેવધત્તે અંશે આ જ સ્થિતિ છે તેમાં શીખનાર વિદ્યાર્થી હોય કે શીખવનાર પંડિત. માસ્તર કે અધ્યાપક હોય, તે બધા જાણે પરવશપણે અને અરુચિથી જ એ શીખે–શિખવે છે એમ ગમે તે જોનાર જોઈ શકશે.

એક તરફ ધર્મ અને તત્ત્વજ્ઞાનના શિક્ષણ પ્રત્યેનો અનુરાગ આપણને હાડોહાડ વ્યાપેલ છે, અને બીજી બાજુ તેવું શિક્ષણ લેનાર કે દેનાર પ્રત્યે આપણી જોઈએ તેવી બહુમાનવૃત્તિ નથી એટલું જ નહીં પણ મોટે ભાગે તો આવું શિક્ષણ લેનાર કે દેનારને આપણે તુચ્છ દૃષ્ટિથી જોઈએ છીએ. આનો પડઘો ધર્મ અને તત્ત્વજ્ઞાનનુ શિક્ષણ લેનાર વિદ્યાર્થી અને દેનાર શિક્ષકો ઉપર પડે છે. તેઓ એક અથવા બીજી લાચારીને લીધે તેમાં પડેલ હોય છે પણ તેઓ પોતાના મનને ચોવીસે કલાક કહ્યા કરે છે કે તું આ ચક્રમાંથી મુક્ત થા ! ધર્મ તત્ત્વજ્ઞાનના શિક્ષણમાં જેમણે અનેક વર્ષો ગાળ્યાં હોય એવા અનેક તેજસ્વીઓને મેં જોયા છે કે જે હમેશને માટે તે ક્ષેત્ર છોડી દે છે. એટલું જ નહીં પણ પોતાની સંતતિ કે પોતાના લાગતા–વળગતા કોઈને એ રસ્તે જતા તદ્દન રોકે છે. આનુ મૂળ, ધર્મ અને તત્ત્વજ્ઞાનનું શિક્ષણ લેનાર–દેનાર પ્રત્યેની આપણી તુચ્છદૃષ્ટિમાં રહેલું છે.

મે એકવાર એક સમર્થ સસ્થા ચલાવનાર બહેનને કહેલુ કે તમે ધર્મ–શિક્ષણનો જેટલો આગ્રહ રાખો છો, ઓછામાં ઓછુ તેટલું બહુમાન તો ધર્મશિક્ષક પ્રત્યે રાખવું જ ઘટે. જો તમે ધર્મશિક્ષકને હાર્દિક આદરથી નહીં જોતાં હો અગર ન જોઈ શકો તો ખરી રીતે એમાં ધર્મશિક્ષણની જ હત્યા છે. જૂની પ્રણાલીમાં દોષ જોનાર નવા શિક્ષિત ગણાતા વર્ગે પોતાને આશ્રયે ચાલતાં વિદ્યાલયો કે છાત્રાલયોમાં પણ ધર્મ કે તત્ત્વજ્ઞાનના શિક્ષણ વિષે કોઈ ધ્યાન ખેંચે એવો સુધારો કર્યો નથી એ એક દુર્દૈવ છે. ઘણીવાર એમ જ લાગે છે કે નવશિક્ષણ પામેલ વકીલ, સોલિસિટર, બૅરિસ્ટર ડૉક્ટર કે વ્યાપારી–એ બધા નવી સંસ્થાઓમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપે–અપાવે છે તે માત્ર તીર્થપુરોહિતની વૃત્તિ જેવું છે. એવા પુરોહિતો

જે તીર્થમાં રહે તેની પવિત્રતા અને મહત્તાનાં ગુણગાન કરે છે તે ફક્ત યાત્રાળુઓની શ્રદ્ધા સતેજ કરી તે દ્વારા ધર્મ મેળવવા, કેમકે પુરોહિતો પોતે જ એ તીર્થોની પવિત્રતા ભાગ્યે જ સાચવતા હોય છે. એ જ રીતે ઘણીવાર કહેવાતી નવી સંસ્થાના સૂત્રધારો પણ, ભલે ધર્મ અને તત્ત્વજ્ઞાનનાં શિક્ષણના નામે ધર્મ પ્રત્યે શ્રદ્ધા ધરાવનાર ધનવાનોની શ્રદ્ધાને સંસ્થાના હિતમાં હોવાની સદ્‌વૃત્તિથી પ્રેરાયા હોય, છતાંય તેઓ છેવટે ધર્મ અને તત્ત્વજ્ઞાનના શિક્ષણમાં મહત્ત્વના કોઈ ફેરફાર કરી શકતા નથી, અને જૂની પાઠશાળાઓની નવી આવૃત્તિ ઊભી કરતા જ દેખાય છે. વિશેષતા એ હોય છે કે જૂની પાઠશાળાના ગામડિયા કે ફૂલી વિદ્યાર્થીઓ બંડખોર નથી હોતા જ્યારે કોલેજ અને યુનિવર્સિટીના છાત્રો પૂરા બડખોર હોવાથી વિદ્યાલયો કે છાત્રાલયોના સંચાલકોની પૂરેપૂરી ઠેકડી કરે છે, અને એ રીતે ધર્મ તેમ જ તત્ત્વજ્ઞાનની વગોવણી થાય છે તેથી આ પ્રશ્ન નવેસરથી તત્કાળ વિચારણા માગે છે.

પ્રાચીન પુસ્તકોનાં પ્રકાશન અને સમ્પાદનનો નાદ લાગ્યો છે તે એક રીતે સારી જ વસ્તુ છે. પણ દુર્દૈવે એમ બન્યુ છે કે આ ક્ષેત્રમાં કામ કરનાર મોટો ગુરુવર્ગ કે પંડિતવર્ગ એ દ્વારા સમાજ કે જ્ઞાનની કોઈ ઉન્નત ભૂમિકા સાધવાને બદલે પોતપોતાની નામના, પોતપોતાની જુદી પેઢી અને પોતપોતાના જુદા ચોકાને પોષવા ખાતર જ કચરાપટ્ટી જેવાં પ્રકાશન કે સમ્પાદનકાર્યમાં સમાજની અને પોતાની સમગ્ર શક્તિનો અપવ્યય કરે છે. જ્ઞાનમાં કે વિચારમાં નવો ફાળો આપવાની વાત તો બાજુએ રહી, પણ ઘણીવાર એવાં ભાષાન્તરો અને નવી ટીકાઓ રચાતાં–છપાતા દેખાય છે કે જ્યાં મૂળને સમજવા માટે એક ગુરુની જરૂર હોય ત્યા તેની સંસ્કૃત ટીકા સમજવા અનેક ગુરુની જરૂર પડે જુદા જુદા ચોકાની સ્પર્ધા પણ એવી છે કે એક સાધુ અણસમજુ શ્રદ્ધાળુ શ્રાવકને અમુક ગ્રંથનુ મહત્ત્વ ઠસાવી તેની મદદ લે તો બીજો તેથી ય ઊતરતા ગ્રંથનુ તેથી ય વધારે મહત્ત્વ પોતાના અણસમજુ શ્રાવકને સમજાવી તેની પાસેથી વધારે મદદ લે. આમ જ્યા દેખો ત્યાં, પ્રકાશન સંસ્થાની અવિવેકી હરીફાઈને લીધે નથી. યોગ્ય સાહિત્યનુ યોગ્ય રીતે સમ્પાદન થતુ, નથી જરૂરી નવું તત્ત્વ દાખલ થતુ કે નથી પિષ્ટપેષણ અટકતુ.

ભારતીય દર્શન સાહિત્યની એક વિશેષતા જૈન સાહિત્યમાં પણ આવી છે; પરતુ તે વિશેષતા ગુણરૂપે પરિણમવા કરતાં દોષરૂપે જ વધારે પરિણમી

છે. એ વિશેષતા એટલે નાના કે મોટા ગમે તે મુદ્દા પરત્વે મતભેદ હોય ત્યાં બીજાનું ખંડન અને પોતાનું મંડન કરવાની શૈલી. આ શૈલી માત્ર વાદરૂપે ન રહેતાં વિવાદમાં પરિણામ પામી છે. એક તો જૈન સમાજ નાનો, તેમાં ત્યાગી કે પંડિતવર્ગ તેથીયે નાનો, તેમાં અનેક ફિરકા અને ગચ્છભેદો વચ્ચે અરસપરસ નજીવા મતભેદમાંથી મોટી તકરારો અને વિવાદો ઊભા થાય એટલે એવે પ્રસંગે શિક્ષણ વખતે વારસામાં મળેલ ખંડનમંડનની શૈલી ઉગ્ર વિવાદરૂપે અને ઘણીવાર મૂર્ખાની સૂચક ચર્ચારૂપે બહાર આવે છે. જૈન પંડિતો અને જૈન ત્યાગીઓને બહુધા અંદરોઅંદર જ વાદવિવાદમાં ઊતરવું પડે છે બીજા બળવાન સમ્પ્રદાય કે દર્શનોના વિદ્વાનો સમક્ષ તેઓ ભલે ચૂપકીદી પકડે, છતાં ઘણીવાર તેઓ અંદરોઅંદર આખડે છે. એવે વખતે વારસામાં મળેલ અનેકાન્તનો પ્રાણભૂત સમન્વય સિદ્ધાંત બાજુએ રહી જાય છે અને સામસામી છાવણીઓ રચાય છે. સ્થાનકવાસી અને મૂર્તિપૂજક દિગંબર અને શ્વેતાંબર, તેરાપંથી અને સ્થાનકવાસી એ જ પક્ષો અંદરો-અંદર આખડતા હોત તોય બહુ ન હતુ, પણ હવે તો આ રોગ એટલે સુધી વધ્યો છે કે એક જ ફિરકાના અને એક જ ગચ્છના બે જુદા જુદા ગુરુ ધરાવનાર પક્ષો પણ તિથિભેદ જેવી નજીવી બાબતમાં મહાયુદ્ધના મોરચા માંડે છે, અને સમાજમાં અલ્પાંશે જીવતુ રહેલ સૌમનસ્ય અને ઐક્ય ધર્મરક્ષાને બહાને વેડફી નાખે છે માત્ર પંડિતો કે માત્ર સાધુઓ અંદરો-અંદર લડી મરતા હોત તો બહુ કહેવાપણુ પણ ન રહેત. અહીં બન્ને પક્ષકારો શ્રાવકગણને પણ સડોવે છે. શ્રાવકો પણ એટલા બધા શાણા અને ઉદાર છે કે પોતાનુ સમગ્ર શાણપણ અને ઔદાર્ય હિટલર તેમ જ સ્ટેલિનને ચરણે ધરી દે છે. મને તો એ જ નથી સમજાતુ કે જેઓ મહાવ્રતી અને મહાશાસ્ત્રધાર કે મહાવક્તા હોય તેઓને તેમનો અહિંસા અને સ્યાદ્-વાદ સિદ્ધાંત આવા વિષમ પ્રસંગે સૂઝતો કેમ નહિ હોય? અગર તેમને સહાયક થતો કેમ નહિ હોય? જો ભગવાનના અહિંસા અને અનેકાન્તના સિદ્ધાતનુ સામાજિક જીવનમાં આવું દેવાળું જ કાઢવાનું હોય તો આપણે બીજા સમક્ષ કયે મોઢે તેનું મહત્ત્વ બતાવી શકીશુ! એ જરા વિચારો અને જો આપણે આ રીતે વૈમનસ્ય અને તકરારનુ વિષપાન કરતા રહ્યા તેમ જ એવી તકરારના મોવડીઓને માન આપતા રહ્યા તો શુ આપણે એવી આશા રાખી શકીએ કે ક્યારેક પણ જૈન સમાજના જુદા જુદા ફિરકાઓ સર્વમાન્ય સામાન્ય સિદ્ધાત ઉપર ખરા દિલથી એક તખતા ઉપર એકત્ર થવાના? આજ લગી ગમે તેમ ચાલ્યુ અને નભ્યુ હોય, પણ હવે આ સ્થિતિ એક

[illegible] મતભેદની [illegible] તકરારોનું [illegible] કે ધર્મક્ષેત્રોને કુરુક્ષેત્ર બનાવનાર પંડિતો [illegible] રચનાત્મક આદર્શ નથી, એટલે તેમની [illegible] શાસ્ત્રોમાં [illegible] ખંડનમંડનનો આશ્રય લઈ [illegible] આચરાય છે અને [illegible] આના નિવારણનો ઉપાય એ જ છે કે [illegible] ત્યાગીઓ સાહિત્ય, સમાજ કે રાષ્ટ્રના [illegible] રચનાત્મક કાર્યો આપે ત્યારે તેઓ કાંઈ [illegible] તેમને નકામા બોલવા, લખવા કે [illegible] નહિ રહે. જો સમયસર કોઈ નહિ ચેતે તો [illegible] અને તે વર્ગના આશ્રયભૂત શાસ્ત્રનો કોઈ [illegible]

[illegible] કે સમાજને નવ- [illegible] કસોટી શી?

[illegible] કે શાસ્ત્ર, શિક્ષણ, સમાજ કે રાષ્ટ્ર વગેરે કોઈ પણ [illegible] જો જૈનેતર સમાજમાં અંકાય અને [illegible] માટે પણ અનુકરણીય બને તો જરૂર સમજવું કે જૈનોનું એ [illegible] યુગાનુરૂપ કાર્યો છે.

મેં આરંભમાં જ કહ્યું છે કે આ ચંદ્રક–અર્પણ વૈયક્તિક નથી. જો એના પ્રેરકોનું ધ્યેય ઉપાસના અને સત્યસંશોધનવૃત્તિ હોય તો તે ચંદ્રક પણ છેવટે તેને જ ફાળે જવો જોઈએ. હું અત્યારે વ્યક્તિગત રીતે સ્વીકારું તોય મેં પણ તો એવા પ્રેરક હેતુને જ, તેથી આ ચંદ્રક હું જૈન સંસ્કૃતિ–સંશોધક મંડળને ભેટ આપું છું, કેમકે એ મંડળ પહેલેથી જ તેવા સત્ય–સંશોધન વૃત્તિના આધાર ઉપર રચાયું છે અને તે જ દિશામાં નિષ્કામપણે કામ કરી રહ્યું છે, જેનો હું સાક્ષી છું. એ મંડળ કરતા વધારે નિર્ભયપણે અને વધારે નિષ્ઠા સાથે કોઈ બીજી સંસ્થા જૈન સમાજમાં ક્યાંય કામ કરી રહી હોય તો તે હું નથી જાણતો. વળી ઉક્ત મંડળનો હું એક વિનમ્ર સભ્ય છું અને તેનો સક્રિય કાર્યકર્તા પણ છું, તેથી જે નિષ્ઠાને લીધે આ ચંદ્રક અર્પવામાં આવે છે તે જ નિષ્ઠા સેવનાર જૈન મંડળને આ ચંદ્રક એની ઈચ્છા પ્રમાણે ઉપયોગ કરવા માટે સોંપી દઉં તો હું ધારું છું કે તમે બધા પ્રસન્ન થશો જ.

હુ છેવટે જેઓ જૈન સંસ્કૃતિ મંડળ વિષે અને તેની અત્યારલગીની પ્રવૃત્તિ વિષે ન જાણતા હોય તેમનું ધ્યાન એ તરફ ખેંચું છું અને માગી લઉં છુ કે જેઓ જૈન સંસ્કૃતિના પુનઃ સંશોધનમાં થોડો પણ રસ ધરાવતા હોય તેઓ એ મંડળના સભ્ય બને અને તેના સાહિત્યને વાંચે–વિચારે તેમ જ તેનુ ધોરણ સાચવી તેમાં પોતાનો ફાળો આપે.

અહીં જે ભાઈ–બ્હેનો ઉપસ્થિત છે તેમને મારી એક વિનતિ છે, તે એ કે જેઓની શક્તિ અને રુચિ હોય તેઓ મારાં ગુજરાતી કે હિંદી લખાણો વાંચે. હુ એ નથી ઇચ્છતો કે કોઈ તેને અંધ અનુગામી બનીને જ વાંચે. મારી આકાંક્ષા તો હમેશાં એ રહી છે કે વાંચનાર વાંચે તે સમાલોચક દૃષ્ટિએ વાંચે એવા વાચનમાંથી જ વાચક અને લેખકની ભૂમિકા ઉન્નત થાય છે અને સમાજનુ ધોરણ પણ ઊંચું આવે છે. અલબત્ત, સમાલોચનામાં પણ વિવેક અને સમત્વની તો જરૂર હોય જ છે. છતાં સમાલોચનાનો મુખ્ય સૂર સાંભળેલ–વાંચેલમાંથી અસંગત કે ખોટી વસ્તુઓને તારવી દૂર કરવા–કરાવવાનો હોય છે. મારાં લખાણનો મોટો ભાગ જૈન પરંપરાને જ સ્પર્શ કરે છે, તેથી જૈનો માટે એ જેટલે અંશે અનુકૂળ આવે તેટલે અંશે જૈનેતરોને કદાચ અનુકૂળ ન આવે, અગર સમજવામા સરળ ન પડે, છતાં હુ પોતે એમ માનનારો છુ કે જ્ઞાન અને વિચારની ભૂમિકામાં આ કે તે પંથનો ચોકો ન જ રહેવો જોઈએ જૈનો જો એમ માનીને વર્તે કે જૈનેતર સાહિત્ય કે શાસ્ત્ર વાંચવા–ચિંતવવાથી શો ફાયદો, તો તેઓ પોતે પોતાની જૈનપરંપરાને પણ કદી પૂરો ન્યાય આપી નહી શકે. એ જ રીતે જૈનેતરો પણ પોતાની આસપાસની જૈન પરંપરા વિષે વાસ્તવિકપણે ન જાણે તો તેઓની જ્ઞાનસીમા પણ એકદેશીય અને ભ્રાન્ત રહેવાની. વળી જેમ વ્યવહારના દરેક ક્ષેત્રમાં જૈન કે જૈનેતર એ ભેદ નથી ચાલતો તેમ તત્ત્વજ્ઞાન અને ધર્મના વિચાર–ક્ષેત્રમાં પણ એવો ભેદ અસ્થાને છે. મેં પોતે તો આખા અભ્યાસકાળ દરમ્યાન વૈદિક, જરથુસ્ત, ઇસ્લામ અને ખ્રિસ્તી આદિ પરંપરાઓના અભ્યાસ પ્રત્યે એટલા જ હાર્દિક આદરથી ધ્યાન આપ્યુ છે, જેટલા આદરથી જૈન પરંપરાના અભ્યાસ પ્રત્યે. પરિણામે મને બધામાં પરિભાષાભેદ અને બીજા એવા સ્થૂળભેદ સિવાય વાસ્તવિક જીવનસ્પર્શી ભેદ જેવુ કાંઈ દેખાયુ નથી. એથી તો અભ્યાસમાં રસ પોષાયો છે ને જ્ઞાનની પિપાસા સતેજ બની છે. હુ ધારું છુ કે આ ન્યાય સૌને લાગુ પડી શકે છે. મેં માત્ર જૈનપરંપરાને લક્ષી લખ્યું છે તે તો એ દૃષ્ટિથી કે તેનું સાહિત્ય અને તેની વિચારપ્રણાલિકા એકદેશીય મટી યુગાનુરૂપ વ્યાપક બને. એટલે

હું એટલું તો જાણું છુ કે બીજા ગમે તેટલા પ્રમાદો અને શિથિલતા હોય, પણ જિજ્ઞાસા પોષવા અને યથાશક્તિ વિવિધ વિદ્યાઓનું પરિશીલન કરવામાં પ્રમાદનો ભાગ ઓછામાં ઓછો છે. તેથી કહી શકાય કે, જીવનનો પ્રેરક હેતુ જિજ્ઞાસાપૂર્તિ અને વિદ્યાસંપાદન રહ્યો છે. તેણે જ બધુ કરાવ્યું છે એને જ લીધે ધર્મ, સમાજ અને માનવતાનાં મૂલ્યાંકનમાં ફેર પડતો ગયો છે, અને જે પ્રથમ ઉપાદેય લાગતું તે સંકુચિત અને હેય પણ જણાતું ગયુ છે તેથી જ સંપ્રદાય, પંથ, જાતિ, શાસ્ત્ર આદિ અનેક વિષયો પરત્વે સ્વતંત્ર વિચાર કરવા પ્રેરાયો છુ, અને કેટલીક ધારણાઓ પણ સ્થિર અને વિશદ થઈ છે. આ જ એક અલ્પાંશે પણ સંતોષનો વિષય છે.

ટૂંકમાં, જો લખવાની વૃત્તિ ટાળી શકાય તેમ ન હોય તો, આ જ સૂત્રને ધ્યાનમાં રાખી, ઉપયોગી હકીકતો લઈ શકાય. મેં તો ઘણું કરી ૧૯૨૦ આસપાસ સુધી જ કાંઈક ચિતરામણ કર્યું છે; પછીનું તો છે જ નહીં.

કાકાએ* મને ઘણાં વર્ષોથી કંઈક લખવા આગ્રહ કર્યો છે. હમણાં તેઓ આવેલ. ફરી માગણી કરી. કહે કે 'હુ બહુ હકીકતો નહીં પણ તમે તત્ત્વચિંતક હોવાથી જીવનનું તારણ લખો એમ ઇચ્છુ છુ.' એમણે 'ધર્માનુભવની જીવનયાત્રા' 'સંસ્કૃતિ'માં લખી છે. તે એમનો નમૂનો; પણ મેં તેમની સાથે ફરી એ વિશે ચર્ચા કરી દૃષ્ટિબિંદુ સ્પષ્ટ જાણી લેવા કહેલું. એ તો વખત આવે ત્યારે ખરો, એટલે સળંગ જીવનવાર્તા એ તો મુલતવી જ રહે છે. તમે પણ સક્ષેપમાં પતાવવાનુ સૂચવો છો એટલે મેં મારી હૃદ્ગતઃ મુખ્ય વાત કહી કે, છેવટે અત્યુક્તિ કે આડંબર ન આવે.

* કાકાસાહેબ કાલેલકર.

# મારું વિદ્યાધ્યયન

## [૭]

નેત્રહીન વ્યક્તિને કોઈ પંડિત કહી સંબોધે યા તેને ભણેલ તરીકે ઓળખાવે ત્યારે અજાણ્યા કેટલાયને કુતૂહલ થવાનું કે આ માણસ આંખ વિના કેમ ભણ્યા હશે? આવું જ કુતૂહલ મારી સમક્ષ ઘણાં ભાઈ-બહેનોએ વ્યક્ત કર્યું છે. કેટલાકની એ જિજ્ઞાસા મેં અમુક અંશે સ્વાનુભવકથન દ્વારા સંતોષી છે, પણ ભાઈ શ્રી પરમાનંદભાઈની ઊંડી અને તીવ્ર જિજ્ઞાસા માત્ર એટલાથી સંતોષાય તો તે પરમાનંદભાઈ શાના? વાતચીતમાં તેમણે ટૂંકમાં એટલું જ કહી પતાવ્યું કે આ વિગત હું જાણતો ન હતો. મનમાં સંઘરી રાખેલ જિજ્ઞાસા શમાવવા તેમણે મને કાંઈક વિગતે લખી આપવા કહ્યું. આ તકનો લાભ લઈ એ વિષે કાંઈ લખાય તો લખી કાઢવું એ વૃત્તિથી હું પ્રેરાયો છું. અલબત્ત, પત્રની મર્યાદા જોતાં પૂરી વિગતથી એ લખી નહિ શકું, તેમ છતાં કાંઈક લંબાણ થવું અનિવાર્ય છે. તે વિના વાચક સામે અખંડ ચિત્ર ભાગ્યે જ આવી શકે

મારા જીવનના મુખ્ય બે ભાગ કલ્પી શકાય: એક દર્શનનો અને બીજો અદર્શનનો. લગભગ ચૌદ કે પંદર વર્ષની ઉંમર સુધીનો સમય તે દર્શનનો અને ત્યાર પછી અત્યાર લગીનો લગભગ ૬૦ વર્ષનો સમય તે અદર્શનનો. જેમ બીજા ભણનાર ભણે છે તેમ નેત્રની હયાતી વખતે હું પણ સાત ગુજરાતી ચોપડીઓ એક નાના ગામડાની નિશાળમા ભણેલો. તે વખતે ગામડામા સંભવે તેવા શિક્ષકો, સરકારી શાળામાં ચાલતા વિષયો અને દર વર્ષે નિયમિત આવતા પરીક્ષકો અને લેવાતી પરીક્ષાઓ—આ બધું દેખનાર માટે એટલું બધું જાણીતું અને સાધારણ છે કે તે વિષેની મારી અંગત વિશેષતાનું અત્રે કોઈ મહત્ત્વ નથી. કહેવું પડે તો એટલું જ કહી શકું કે, સુલેખન, ગણિત અને શાળામાં ચાલતી ચોપડીઓને જેવી ને તેવી નવી રાખવાની કાળજી ઇત્યાદિમાં હું અગ્ર રહેવા પ્રયત્ન કરતો. નિશાળ બહારની પ્રવૃત્તિ, ભણતર યા કેળવણીના અંગ-રૂપ, અત્યારની જેમ, તે વખતે તો ન લેખાતી પણ હવે જ્યારે એ ય તાલીમનો એક ભાગ લેખાય છે ત્યારે એ વિષે મારી પ્રકૃતિ અને સ્વભાવનો નિર્દેશ ન કરું તો આગળના જીવનની ભૂમિકા જ ન સમજાય. મારા સ્વ-

ભાવમાં જેટલો ભણતરનો રસ અને ઉમંગ હતો તેટલો જ રમત-ગમત અને જાતમહેનતનો હતો. તલાવ ને કૂવામાં તરવું, ઘોડાઓ અને વાછડા દોડાવવા, તત્કાલીન ગામડાની બધી રમતો રમવી અને વડીલોએ કે ગમે તેણે ચીંધેલું કામ જરાપણ આનાકાની વિના, મોઢું કટાણું કર્યા વિના તરત જ કરી આપવુ એ સહજ હતુ. એની અસર શરીરના બંધારણ ઉપર કાંઈક સારી થઈ અને મનના ઘડતરમાં પણ એણે કાંઈક સારો ફાળો આપ્યો એમ આગળ ઉપર વિચાર કરતાં મને જણાયુ છે

### જૈન સાધુઓ પાસે અધ્યયન

વિ. સં. ૧૯૫૩ (ઇ. સ. ૧૮૯૭)ના ઉનાળામાં ગાતાને લીધે નેત્રો ગયાં અને યુગ પલટાયો. જે જગત નેત્રને લીધે સ્વતંત્ર પ્રવૃત્તિનું ધામ હતું તે હવે પરતંત્ર પ્રવૃત્તિનુ સ્થાન બન્યુ. જે રૂપલોક દૂર છતાં સમીપ હતો તે હવે સમીપ છતાં દૂર બન્યો અને અરૂપલોક સમીપ આવ્યો. ફાવે તેમ વન-વિહાર કરતો હાથી કે ઉડ્ડયન કરતુ પંખી પાંજરામાં પુરાય અને જે અકળામણ અનુભવે તે આવી પડી લગભગ બે-એક વર્ષના માનસિક ઉત્પાત પછી સમાધાનનુ એક દ્વાર અણધારી રીતે ઊઘડ્યું. તે દ્વાર અરૂપ-લોકમાં વિચરવાનુ-કાંઈક ને કાંઈક નવું શીખવાનું. અંગ્રેજી ભણવાની સહજ વૃત્તિ કેટલાક કારણસર સફળ થઈ ન હતી, ત્યારે નવી આવી પડેલ પરિસ્થિતિએ એ જિજ્ઞાસાવૃત્તિને ઉપસ્થિત સંજોગો પ્રમાણે બીજી દિશામાં વાળી. હજારથી પણ ઓછી વસ્તીવાળું ગામ, શિક્ષણનાં કોઈ સાધનો નહિ છતાં ખારા સમુદ્રમાં મીઠી વીરડીની જેમ પછાત ગામડામાંય જૈન સાધુઓનુ આવાગમન આશીર્વાદરૂપ નીવડ્યું. આગળ જતાં વિ. સં. ૧૯૬૦ના ઉનાળામાં કાશી જવાની જે તક સાંપડી તેની આ પૂર્વભૂમિકા લેખાય, તેથી તે વખતે ગામડામા ઘરબેઠાં કોની કોની પાસે શું શુ શીખ્યો અને તે કઈ કઈ રીતે એ જાણવુ જરૂરી છે.

જૈન સાધુ-સાધ્વી આવતાં પણ તે મુખ્યપણે સ્થાનકવાસી પરંપરાનાં. એમ તો એ સાત વર્ષમાં સેંકડો સાધુ અને સાધ્વીઓ આવ્યાં અને ગયાં. મેં તેમનો પરિચય પણ સાધ્યો; પરંતુ મારા અધ્યયન સાથે જેમનો ખાસ સંબંધ છે તેમના નામ આ રહ્યાં. લીંબડી સંઘાડાના પૂજ્ય લાધાજી સ્વામી, જે તે વખતે વૃદ્ધ અને અંધ હતા તેમના સુવિદ્વાન શિષ્ય ઉત્તમચંદજી સ્વામી અને એકલવિહારી પૂ દીપચંદજી સ્વામી. જે સાધ્વીઓનો અધ્યયન અંગે પરિચય થયો તેમાથી એક અતિવૃદ્ધ જડાવબાઈ અદ્યાપિ જીવિત છે

અને તે વખત આગમસારમાં ઈ. તે વખતે મારા શીખવાના વિષયો માત્ર જૈનપરંપરાને લગતા જ હતા અને તે પણ ભાષામાં ગ્રથિત. ગુજરાતી, પ્રાકૃત અને સંસ્કૃત ત્રણે ભાષા મેં વિષયમાં મોટો પ્રવેશ કર્યો. જીવ, કર્મ, લોક, ગુણસ્થાન, ધ્યાન જેવા અનેક એક મુદ્દા ઉપર જૈનદૃષ્ટિએ લખાયેલ ગુજરાતીમાં જે નાનાં નાનાં સંગ્રહાત્મક પ્રકરણો છે તે થોકડાને નામે પરંપરામાં જાણીતાં છે. થોકડા એટલે આમાંના એક મુદ્દા ઉપર શાસ્ત્રમાં મળી આવતા વિચારોનો સંક્ષિપ્ત ક્રમવાર, વ્યવસ્થિત કે સંગ્રહ, જેને તે તે વિષયનાં પ્રકરણ કહી શકાય. આવા સેંકડો થોકડાઓ તે તે સાધુ કે સાધ્વી પાસેથી સાંભળીને જ યાદ કરી લીધા. જેનું પ્રમાણ નાનુંસૂનું ન હતું એવું છન્દ, સ્તવન અને સઝ્ઝાય નામે ઓળખાતું ગુજરાતીમાં વિશાળ જૈન-સાહિત્ય છે. સઝ્ઝાયમાળા નામે તે વખતે પ્રસિદ્ધ થયેલા બે ભાગોમાં છપાયેલ. લગભગ બધું જ આવું સાહિત્ય પણ એક ભાવસાર ભાઈની પાસેથી સાંભળી સાંભળી યાદ કરી લીધું. ગુજરાતીમાં ગ્રથિત વિષયો સમજવામાં મુશ્કેલી પડતી જ નહિ, એટલે સહેજે અનેક જૈન વિષયોનો પરિચય તો થયો પણ એટલા માત્રથી જિજ્ઞાસા શમતી ન હતી. મનમાં થયું કે આ બધું જે મૂળ ગ્રંથોમાં છે તે યાદ કેમ ન કરવું? આ જિજ્ઞાસાએ આગમો ભણી ધકેલ્યો. આગમો યાદ કરવાં ને શીખવામાં મુખ્ય ફાળો હોય તો તે એકલવિહારી પૂ. દીપચંદજી સ્વામીનો. અલબત્ત, એમાં સાધ્વીજી સ્વામીજીનો હિસ્સો તો છે જ. દશવૈકાલિક, ઉત્તરાધ્યયન અને સૂત્રકૃતાંગ પ્રથમ સ્કન્ધ એ મૂળ મૂળ સૂત્રો તો આખેઆખાં યાદ થઈ ગયાં, પણ તે ઉપરાંત અનેક વિષયો ઉપર પ્રાકૃતમાં નિબદ્ધ પ્રકરણો પણ સાંભળીને જ યાદ કરી લીધા. એ બધાંની યાદી બહુ લાંબી થાય. અહીં કહી દેવું ઘટે કે તે તે આગમો અને પ્રાકૃત પ્રકરણોનો અર્થ કાં તો ટબા દ્વારા અને કાં તો સાધુઓનાં મોઢેથી ગ્રહણ કર્યો

## સંસ્કૃત ભાષાનું આકર્ષણ

આગળ જતાં મને જણાયું કે એ અર્થગ્રહણ માટે વધારે સાધનની અને તૈયારીની જરૂર છે. ક્યારેક કોઈ સાધુ છૂટાછવાયા સંસ્કૃત શ્લોકો બોલે અથવા નાતમાં જમતી વખતે બ્રાહ્મણો સંસ્કૃત શ્લોકો લલકારે, એ સાંભળી સંસ્કૃતની મધુરતાએ અને ભાષાવિષયક તીવ્ર જિજ્ઞાસાએ મને સંસ્કૃત તરફ વાળ્યો. તે વખતે એ પણ માલૂમ પડ્યું કે પ્રાકૃત આગમો ઉપર સંસ્કૃત ભાષામાં વિશાળ પ્રમાણભૂત વ્યાખ્યાઓ છે. એ પણ માલૂમ પડ્યું કે મૌલિક બ્રાહ્મણ-સાહિત્ય તો મુખ્યપણે સંસ્કૃત ભાષામાં જ છે. આ જાણથી સંસ્કૃત

શીખવાની અદમ્ય ઇચ્છા ઉદ્ભવી. પણ વિદ્યાના એ મરુદેશસમાં ગામડામાં ન તો સંસ્કૃત ભાષા શીખવાનું કોઈ સાધન હતું કે ન પ્રાકૃત આદિ અન્ય ભાષાઓ શીખવાનું. માનસિક અકળામણ કાંઈક ઓછી થાય એવો પ્રસંગ અચાનક આવ્યો અને લાધાજી સ્વામી તથા ઉત્તમચંદજી સ્વામીનો સમાગમ કાંઈક વિશેષ લાધ્યો. પહેલા પાસે શરૂઆત કરી અને બીજા પાસે સારસ્વત-વ્યાકરણ પૂર્ણ કર્યું. એ બંને ગુરુ-શિષ્ય પ્રત્યેની કૃતજ્ઞતા સાચવીને પણ મારે એટલું તો નિખાલસપણે કહી જ દેવું જોઈએ કે સંસ્કૃતમાં પ્રવેશ તો થયો પણ તે ન હતું સંગીન કે ન હતું પૂર્ણ અધ્યયન. તે વખતે પણ મને એટલું તો સમજાઈ ગયું કે સંસ્કૃત ભાષાના પરિપૂર્ણ અને શુદ્ધ જ્ઞાન વિના પ્રાકૃત ભાષામાંથી ખરો અર્થ તારવવો એ માત્ર ફાંફાં છે. અને એ બંને ભાષાના યથાવત્ બોધ વિના ગુજરાતી કે હિંદીમાં લખાયેલ જૈન પ્રકરણોના ભાવને ઠીક ઠીક સ્પર્શવાનું કામ પણ એટલુ જ અઘરું છે, તેથી હવે મારું મન સંસ્કૃત ભાષાના વધારે અભ્યાસ તરફ વળ્યું. પણ એ જિજ્ઞાસા-તૃપ્તિનું કોઈ સાધન સામે ન હતું અને જ્યારે કાંઈક સૂઝ્યું ત્યારે પ્રથમ તો એ અધૂરું લાગ્યું, એટલુ જ નહિ, એ અધૂરા સાધનથી સંસ્કૃત શીખવાનુ કામ સરળ પણ ન હતું. આ રીતે ચોવીસે કલાક ગડમથલ ચાલતી. તો બીજી બાજુ નિષ્ક્રિય રહેવાનુ મારે માટે શક્ય જ ન હતું; એટલે જે જે સુલભ થયું તે બધુ યાદ કર્યે ગયો. એ બધી વસ્તુ સંભળાવી યાદ કરવામાં મદદગાર કેટલાય થયા છે, પણ અત્રે ત્રણ વ્યક્તિઓનો નિર્દેશ અનિવાર્ય છે: એ સહોદર ભાઈ પોપટલાલ અને ગુલાબચંદ, જે મારા નિકટ મિત્ર પણ બન્યા હતા અને મારો એક લઘુભ્રાતા. આ ત્રણમાં પ્રથમના બે મને સંભળાવે ને પોતે પણ વાંચતાં વાંચતાં કાંઈક સમજતા. તેમાંય પોપટલાલની બુદ્ધિ તો અસાધારણ હતી. એને લીધે મેં જૈનપરંપરાના એક જટિલ ગણાતા કર્મસાહિત્યમાં પ્રવેશ કર્યો. અનેક કર્મગ્રંથો અને બીજાં પ્રકરણો માત્ર ટબા દ્વારા જાણી લીધાં. આ રીતે કાશી ગયા પહેલાં મારી પૂર્વભૂમિકા તૈયાર થઈ.

પણ જે જે યાદ કર્યું કે યાદ થયું તે વિષે એક ઇશારો આવશ્યક છે. નવુ વાંચી સંભળાવનાર કોઈ હાજર ન હોય કે તેને સમય ન હોય તે વખતે શીખેલ સમગ્ર વસ્તુઓને હુ પુનરાવર્તન દ્વારા યાદ કરી જતો, કેમકે તે બધુ તે કાળે કંઠસ્થ હતુ. એ પણ કહી દેવુ જોઈએ કે જેટલા પ્રમાણમાં શબ્દોનો સ્પર્શ હતો તેટલા પ્રમાણમાં તેના અર્થજ્ઞાનનુ ઊંડાણ તે વખતે ન હતુ. સમજવાની શક્તિ ઓછી હતી એમ નથી કહી શકતો, જિજ્ઞાસા

મંદ હતી એમ પણ ન હતું, પરંતુ જે કાંઈ શીખતો અને જેની જેની પાસે શીખતો તે બાબત તેમની તેમની પાસે એકદેશીય ફિરકાની દૃષ્ટિ ઉપરાંત વ્યાપક દૃષ્ટિવાળું કોઈ ધોરણ જ ન હતું. આ વસ્તુ જૂની ઘરેડના બધા જ ફિરકાઓમાં ઓછેવત્તે અંશે છે જ, એટલે હું વધારેની આશા રાખું તે અસ્થાને હતુ. ઊલટું એમ કહી શકાય કે, તે વખતે મારે માટે આ બધુ આશીર્વાદરૂપ નીવડ્યું.

## કાશીમાં વિદ્યાભ્યાસ

સંસ્કૃત ભાષા શીખવા માટે કાશી જ એક પ્રધાનકેન્દ્ર છે અને કાશીના પંડિતો એટલે સંસ્કૃતના ખાં એવી એવી વાતો જે તે પાસેથી સાંભળતો. કાશી જઈ અધ્યયન કરું તો કેવું સારું એવો મનોરથ પણ થયા કરતો. પરંતુ આવી પરાધીન દશામાં અને તે પણ હજારથી વધારે માઇલ દૂર કેવી રીતે, કોની પાસે અને કોની મદદને ભરોસે જવું એ પ્રશ્ન મનમાં આવતો કે પેલો મનોરથ શમી જતો. મનની વાત મનમાં રહેતી અને ક્યારેક પેલા બે મિત્રો સમક્ષ પ્રગટ પણ થતી. અચાનક જાણવા પામ્યો કે કાશીમાં જૈન પાઠશાળા સ્થપાવાની છે. તે સ્થપાઈ પણ તેના સ્થાપક હતા શાસ્ત્રવિશારદ વિજયધર્મસૂરિ. એમના દીર્ઘદૃષ્ટિવાળા સાહસે કાશીમાં જૈન પરંપરા માટે તદ્દન નવું જ પ્રકરણ શરૂ કર્યું હતું. કુટુંબ અને વડીલોથી તદ્દન ખાનગી પત્રવ્યવહારને પરિણામે જ્યારે વિજયધર્મસૂરીશ્વરે મને કાશી આવવા લખ્યું ત્યારે મને ખરેખર આ ભૂતલ ઉપર સ્વર્ગ ઊતરતું દેખાયું. છેવટે હું કાશી પહોંચ્યો. અહીંથી જ મારા જીવનમાં પણ એક નવુ જ પર્વ શરૂ થયુ વિ. સં. ૧૯૬૦ (ઇ. સ. ૧૯૦૪)નો ગ્રીષ્મકાળ હતો અને કાશીનાં ધગધગતાં મકાનોમાં પ્રવેશ કર્યો, અધ્યયન શરૂ થયું.

શુ ભણવું? કોની પાસે ભણવુ? કઈ રીતે ભણવુ? વગેરે કાંઈ પણ વિચાર્યું જ ન હતું. વિચાર્યું હતું તે એટલુ જ કે સંસ્કૃત ભાષા પૂર્ણપણે શીખવી. કાશીમાં પાણિનિનુ વ્યાકરણ ભણવાની જ પ્રતિષ્ઠા. ત્યાં એની સામગ્રી જેવી તેવી નહિ. મારે કાને એ જ મહાવ્યાકરણનુ નામ પડેલુ. પરંતુ તરતમાં જ શરૂ થયેલ જૈન પાઠશાળામાં રંગ બીજો હતો. ત્યા મને માલૂમ પડ્યું અને કહેવામાં આવ્યુ કે ગુજરાતના પાણિનિ જેવા હેમચંદ્રે રચેલું મહદ્વ્યાકરણ સિદ્ધહેમ–શબ્દાનુશાસન છે, તે શીખવા જેવું છે. જો કે આ વ્યાકરણનુ નામ મારે કાને પ્રથમ જ પડેલુ, છતાં પાઠશાળામાં એનું જ વાતાવરણ જોઈ મેં એનુ અધ્યયન શરૂ કર્યું. આ મારા કાશીના વિદ્યાભ્યા-

